છપાય છે–ચતુર્થ પુષ્પ

## વિવેકાનન્દ વિચારમાળા

જેમા નિમ્ન લિખિત વિષયોનો સમાવેશ કરવામા આવ્યો છે.

૧ સાખ્યદર્શન (સપૂર્ણ)
૨ ચિકાગોની ધર્મપરિષદ્‌માના વ્યાખ્યાનો
૩ આત્મા, પરમેશ્વર અને ધર્મ
૪ હિન્દુ ધર્મ
૫ ધર્મ શી વસ્તુ છે?
૬ વિવેચક બુદ્ધિ અને ધર્મ
૭ આર્યજ્ઞાન મદિરની સોપાનપક્તિ
૮ સાક્ષાત્કારનો માર્ગ
૯ વેદાતની ઓજસ્વિતા અને પ્રતિષ્ઠા
૧૦ સમાગમો
૧૧ સભાષણ અને સવાદ
૧૨ સ્વામી વિવેકાનંદના પત્રો

ઇત્યાદિ

ॐ तत्सत्

# વિવેકાનન્દ વિચારમાળા

(સ્વા. વિવેકાનન્દનાં વ્યાખ્યાનો અને લેખો)






અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી



પ્રકાશક

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસના માલિક

મણિલાલ ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રકટ કર્યું.

સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ.

વિક્રમાર્ક ૧૯૭૦ ઈ. સ. ૧૯૧૪

સ્વર્ગીય શ્રી વિવેકાનન્દ સ્વામીના અનુયાયી
પ્રાચ્ય અને પાશ્ચાત્ય સર્વ મુમુક્ષુજનોને
અભેદભાવયુક્ત અને પ્રેમસહ
સમર્પિત

# ભૂમિકા



'શ્રીવિવેકાનન્દ વિચારમાળા'ના પ્રથમ પુષ્પ અને દ્વિતીય પુષ્પના પ્રકાશન વચ્ચે લગભગ અઢી વર્ષનો કાળ વીત્યો હતો, પરંતુ દ્વિતીય પુષ્પના પ્રકાશન પછી આ તૃતીય પુષ્પ એક વર્ષ કરતાં પણ અલ્પ કાલાવધિમાં આજે પ્રકાશિત થયું છે અને તે સાથે ચતુર્થ પુષ્પના મુદ્રણનો આરંભ થઈ ચૂકેલો હોવાથી તે પણ અલ્પ સમયમાં જ વાંચકોના કરકમળમાં વિરાજશે. ચતુર્થ પુષ્પમાં પ્રારંભના મુખપૃષ્ઠની પાછળ જણાવ્યા પ્રમાણેના વિષયો આપવામાં આવશે. પ્રસ્તુત 'શ્રીવિવેકાનન્દ વિચારમાળા'ના દ્વિતીય પુષ્પના પ્રકાશન પછી ગુજરાતી ભાષામાં 'સ્વામીશિષ્ય સંવાદ અથવા સ્વામી શ્રી-વિવેકાનન્દ સાથે વાર્તાલાપ' નામક સોળ પત્રી આકારનાં ૬૦ પૃષ્ઠનું એક ન્હાનકડું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે અને તેમાં સ્વામીશ્રીના તેમના શિષ્ય તથા મિત્રો સાથે થયેલા સંવાદનો વિષય લેવામાં આવ્યો છે. મરાઠી ભાષામાં શ્રીવિવેકાનન્દ સ્વામીનાં વ્યાખ્યાન અને લેખોની જે માલિકા **'स्वामी विवेकानन्द यांचे समग्र ग्रंथ'** એ નામથી પ્રકટ કરવામાં આવે છે, તે માલિકાનો તૃતીય ખંડ પણ એ જ કાલાવધિમાં પ્રકાશમાં આવી ચૂક્યો છે. હિંદી ભાષામાં એવો કોઈ પ્રયત્ન પ્રકાશમાં આવ્યો નથી. શ્રીવિવેકાનન્દ સ્વામીનાં વ્યાખ્યાનો અને લેખોના ભિન્ન ભિન્ન ભાષામાંના અનુવાદોની પ્રગતિ આ પ્રમાણેની છે. આપણે આશા રાખીશું કે, સ્વામી વિવેકાનન્દનાં પ્રેરણાત્મક વ્યાખ્યાનો અને લેખોના એક એક ભાષામાં યોગ્ય પુરુષોના હસ્તે અનેક અનુવાદો થાય અને તે પ્રાસાદ તથા પર્ણકુટીમાં સમાનતાથી વંચાય!

પ્રસ્તુત વિચારમાળાના દ્વિતીય પુષ્પની ભૂમિકામાં એમ જણાવવામાં આવ્યું હતું કે;–"...કારણ કે, તૃતીય પુષ્પમાં પ્રકટ થનાર 'જ્ઞાનયોગ' એટલો તો વિશાળ છે કે, તેમાં અન્ય વિષયના પ્રકાશનને સ્થાન મળવું અશક્ય છે." તદનુસાર પ્રસ્તુત પુષ્પમાં કેવળ 'જ્ઞાનયોગ' જ આપવામાં આવ્યો છે, અને એની વિશાળતાની કલ્પના એટલાથી જ કરી શકાશે કે, પ્રથમ પુષ્પની પૃષ્ઠસંખ્યા ૫૬૦ ની છે, દ્વિતીય પુષ્પની પૃષ્ઠસંખ્યા ૫૦૦ ની છે અને આ એકલા 'જ્ઞાનયોગ' ની પૃષ્ઠસંખ્યા ૬૦૮ ની થઈ છે; એટલે પછી એમાં અન્ય વિષયનો સમાવેશ ન થઈ શકે, એ સ્વાભાવિક જ છે. પરંતુ 'જ્ઞાનયોગ'માં ભિન્ન ભિન્ન અનેક વિષયોનો સમાવેશ થયેલો હોવાથી ભિન્નરુચિ વાંચકોને એમાં પણ કાંઈક નવીનતા અને નવીન રસનો આસ્વાદ તો મળવાનો જ; અસ્તુ.'

હવે આપણે જ્ઞાનની મહત્તા અને પ્રસ્તુત ગ્રંથમાં ચર્ચાયેલા વિષયની ઉપયોગિતાનો કાંઈક વિચાર કરીશું. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ચતુર્થ અધ્યાયના ૩૮ મા શ્લોકમાં શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે કે;–

"नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति"॥

અર્થાત્–"આ લોકમાં જ્ઞાન સમાન પવિત્ર અન્ય કશું પણ નથી. યોગસંસિદ્ધ પુરુષ કાળે કરીને પોતામાં જ તે જ્ઞાનને અનુભવે છે!"

પરમાત્મપ્રાપ્તિના જે કર્મયોગ, ભક્તિયોગ, રાજયોગ અને જ્ઞાનયોગ નામક ચાર માર્ગો છે, તેમાં જ્ઞાનયોગ સર્વથી વિશેષ કઠિન અને દુર્ગમ્ય માર્ગ છે, અને એ કારણથી જ સ્વામીશ્રીએ પ્રથમના ત્રણ સુલભ માર્ગોનું નિરૂપણ કર્યાં પછી જ ચતુર્થ માર્ગરૂપ જ્ઞાનયોગનું નિરૂપણ કરેલું છે. જ્ઞાનયોગ અત્યંત ગહન અને ઉદાત્ત તત્ત્વમય હોવાથી એ વિશે સ્વામીશ્રીએ પોતે જ એવો ઉદ્‌ગાર કાઢ્યો છે કે;" જેઓ અધિકારી હોય, એટલે કે, જેમને યોગ્ય જ્ઞાનની પ્રાપ્તિ થયેલી હોય અને તત્ત્વજ્ઞાનમાં જેમની સ્વાભાવિક પ્રવૃત્તિ હોય, તેવા પુરુષોને જ આ (જ્ઞાનયોગ) કથી સંભળાવવા યોગ્ય છે." અર્થાત્ અનધિકારીને આ યોગ સંભળાવવાથી કદાચિત્ વિપરીત પરિણામ થવાનો ભય રહે છે, એવો જ સ્વામીશ્રીના કથનનો આશય સ્પષ્ટ છે.

પ્રથમતઃ ત્રણ યોગોના પ્રતિપાદક તરીકેના અને જ્ઞાનયોગના વિવેચક તરીકેના શ્રીવિવેકાનન્દ સ્વામીના સ્વરૂપમાં ધ્યાનમાં રાખવા જેવો જે એક મહત્ત્વનો ભેદ છે તે એ કે, તે ત્રણ યોગના નિરૂપક તરીકે સ્વામી વેદાન્તધર્મના ઉપદેશક અને તે ત્રણ માર્ગના સ્પષ્ટીકરણકર્તા મીમાંસકના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે; અને પ્રસ્તુત જ્ઞાનયોગના વ્યાખ્યાતા તરીકે તેમનામાં આપણે એક અર્વાચીન અદ્વિતીય તત્ત્વજ્ઞની યોગ્યતાનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ. પ્રથમના ત્રણ યોગોનુ વિવેચન કરતી વેળાએ આપણા વેદાંતમાં કર્મ, ભક્તિ અને રાજયોગ નામક ત્રણ વિશિષ્ટ ઉપાસનામાર્ગો કહેલા છે, તે શા છે, તેમાંના પ્રત્યેકની વિશિષ્ટ પ્રક્રિયા શી છે, તેમનાં ગુણ લક્ષણ શાં છે તેમ જ તેમનો પરસ્પર શો અને કેટલો સંબંધ છે, એ પાશ્ચાત્ય લોકોને અને આજ કાલના પાશ્ચાત્ય વિચારસરણી અનુસાર વિચાર કરનારા એતદ્દેશીય લોકોને બની શકે, તેટલી સુલભ રીતિથી સ્પષ્ટ કરીને સમજાવવું, એટલો જ સ્વામીશ્રીનો ઉદ્દેશ હોવાનું સ્પષ્ટ જણાઈ આવે છે. પરંતુ પ્રસ્તુત જ્ઞાનયોગમાં સમસ્ત માનવજાતિમાટે અત્યંત મહત્ત્વના અને અર્વાચીન ધર્મવિવેચકોના મનમાં સતત ઘોળાયા કરતા 'ધર્મની

આવશ્યકતા,' 'સર્વસામાન્ય ધર્મની કલ્પના અને તેનું અત્યુચ્ચ સ્વરૂપ,' તથા 'વસ્તુ-પુરુષ અને ભ્રાન્તિપુરુષ' આદિ પ્રશ્નોને લઇને એક' માર્મિક અને ગુરુતત્ત્વજ્ઞને શોભાવે તેવી પદ્ધતિથી સ્વામીશ્રીએ એ પ્રશ્નોનો શાંત તેમ જ વ્યાપક દૃષ્ટિવડે અને મનની સમતોલતાને જાળવીને સાધક બાધક વિચાર કરેલો છે. એટલું જ નહિ, પણ એ સર્વનો નિર્ણય કરવાની સર્વસમર્થતા માત્ર એક વેદાંતધર્મમાં જ કેવી રીતે રહેલી છે, એ પણ તેમણે સપ્રમાણ સિદ્ધ કરીને બતાવી દીધું છે. અર્થાત્ એ વિષયો મૂળથી જ ગહન અને ગુંચવાડાભરેલા હોવાથી એમના આકલનમાટે વ્યાપક દૃષ્ટિ અને કુશાગ્ર બુદ્ધિ કિંવા કુશાગ્ર ધારણાશક્તિની આવશ્યકતા હોય, એ સ્વાભાવિક જ છે. પરંતુ સ્વામીશ્રીએ પોતાના નિત્યના ક્રમ પ્રમાણે આશુબોધ વિવેચન, મોહક તથા સમર્પક દૃષ્ટાંત અને મહત્ત્વના વિષયોનું ભિન્ન ભિન્ન રીતિથી પુનઃ પુનઃ ઉદ્ઘાટન કરવાની પદ્ધતિથી એ વિષયના પ્રતિપાદનમાં પણ બની શકે તેટલી અધિક મનોરંજકતા અને સુલભતાને લાવવાનો પ્રયત્ન કરેલો છે. એ પછી વેદાંતને આધારભૂત અને તેની મુખ્યાંગભૂત 'વસ્તુપુરુષ અને ભ્રાંતિપુરુષ' 'માયા' 'માયા અને મોક્ષ' 'અવ્યક્ત બ્રહ્મ અને સાકાર બ્રહ્મ' તથા 'વિશ્વ વિચાર' ઇત્યાદિ કેટલીક ઉપપત્તિઓનો પણ તેમણે પૃથક્ પૃથક્ અને સવિસ્તર વિચાર કરેલો છે; અને તે સાથે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન કઈ દિશામાં અપૂર્ણ છે અને તેમાં ક્યાં ક્યાં તથા શી શી ન્યૂનતાઓ રહેલી છે, એનું અત્યંત માર્મિકતા તથા નિઃસ્પૃહતા, પરંતુ પૂર્ણ અનુકંપાયુક્ત સહિષ્ણુતાથી દર્શન કરાવેલું છે. વળી એનો-એ સર્વનો વેદાંતના વ્યાપક સ્વરૂપસાથે કેવો સંબંધ છે અને તેમાં એમનો કેવી રીતે સમાવેશ થાય છે, એની પણ સ્વામીશ્રીએ સુસંગતાથી ગુંથણી કરી બતાવી છે. સારાંશ કે, વેદાંતના તાત્ત્વિક પક્ષનું જેના યોગે યથાર્થ જ્ઞાન થઈ શકે, તે વિવેચન-પદ્ધતિથી જ એ વિષયને નવીન ધોરણથી સમજાવવાનો આ 'જ્ઞાનયોગ' નામક વ્યાખ્યાનમાળામાં અત્યંત ઉત્તમ પ્રયત્ન કરાયલો છે અને તે સર્વાંશે ફળીભૂત થયો છે, એ વિશે બે અભિપ્રાય છે પણ નહિ અને થવાના પણ નથી.

પ્રસ્તુત 'જ્ઞાનયોગ'માં સ્વામીશ્રીનાં એકંદર એકવીસ વ્યાખ્યાનોનો સમાવેશ કરાયલો છે. એમાંનાં અષ્ટમ અને નવમ એ બે વ્યાખ્યાનો વસ્તુતઃ એક જ વિષયનાં બે અંગો છે. દશમ અને એકાદશ વ્યાખ્યાન તે વસ્તુતઃ વ્યાખ્યાનો નથી, કિન્તુ દશમ વ્યાખ્યાન તે સ્વામીએ 'મેટેફિઝીકલ મૅગેઝીન' ('Metaphysical Magazine') નામક માસિક પત્રમાં ઈ. સ. ૧૮૯૫ ના માર્ચ માસના અંકમાં લખેલો એક લેખ છે અને એકાદશ વ્યાખ્યાન તે મિસ. એસ. એ. બોલ્ડો નામક એક બાઇએ

આપેલું એક વ્યાખ્યાન છે. તેમ જ દ્વાદશ વ્યાખ્યાનનું પરિશિષ્ટ ('આત્મા અમર છે કે ?') પણ સ્વામીશ્રીએ એક વર્તમાનપત્રમાં પ્રકટ કરાવેલો લેખ છે. એ સર્વ તે તે વ્યાખ્યાનોની નીચે આપેલાં ટિપ્પણથી વાંચકોના જાણવામાં આવશે જ. એ સર્વ લેખો મૂળ 'જ્ઞાનયોગ'ના અંગ્રેજી પુસ્તકમાં પ્રકટ થયેલા હોવાથી પ્રસ્તુત અનુવાદગ્રંથમાં પણ તે લેખો જેમના તેમ કાયમ રાખવામાં આવ્યા છે. અસ્તુ.

હવે પ્રસ્તુત ગ્રંથમાં કેવી અનુવાદપદ્ધતિનો સ્વીકાર કરવામાં આવ્યો છે, એ વિશે હું કાંઇક લખવાની આજ્ઞા ઇચ્છું છું. આ ગ્રંથ જો કે સ્વામીશ્રીના અંગ્રેજી 'જ્ઞાનયોગ'નો અનુવાદ છે ખરો; તથાપિ અનુવાદ શબ્દથી એમ સમજી લેવાનું નથી કે, એ 'કાપીટુકૉપી અને માખીટુમાખી' સમાન, એટલે કે, શબ્દેશબ્દનો અનુવાદ છે. અહીં આ વિષયનું સ્પષ્ટીકરણ કરવાનું ખાસ કારણ એ જ છે કે, અનુવાદ અથવા ભાષાંતર નામ આવ્યું, એટલે તે ભાષાંતર મૂળ સાથે શબ્દશઃ મળતું આવવું જ જોઇએ, એવી કેટલાકોની દૃઢ માન્યતા થયેલી દેખાય છે. એ અનુવાદપદ્ધતિ કદાચિત્ કેટલેક સ્થળે યોગ્ય હોય પણ ખરી, છતાં વેદાંત જેવા વિષયનું અંગ્રેજીમાંથી ગુજરાતી ભાષાંતર કરતી વેળાએ ભાષાંતરના સર્વ નિયમોના અંશેઅંશનું પાલન જેમ શક્ય હોતું નથી, તેમ જ તે ઇષ્ટ પણ નથી. અંગ્રેજીમાંના કોઈ એક તત્ત્વજ્ઞાનવિષયક વ્યાખ્યાન કિંવા ગ્રંથમાંનાં બાહ્યતઃ સરળ અને લઘુતમ દેખાતાં વાક્યોનું આપણી ભાષામાં ભાષાંતર કરતી વેળાએ કેવી અડચણો આવીને આંખો આગળ ઊભી રહે છે, એ તો જેને અનુભવ થયેલો હોય તે જ જાણી શકે છે. અંગ્રેજીમાંનાં ન્હાનાં અને છૂટકટૂટક વાક્યો વક્તાની મોહક વાણી અને તેના સમયોચિત અર્થસૂચક હાવભાવોના કારણથી શ્રોતાના સમજવામાં આવી શકે છે, એટલે કે, એ બે સાધનોથી વ્યાખ્યાનના પ્રસંગે વક્તા પોતાના ઇચ્છિતાર્થને તત્કાળ શ્રોતાના હૃદયમાં ઊતારી દે છે; પરંતુ તે વ્યાખ્યાનોનું લિખિત ભાષાન્તર કરતી વેળાએ કેવળ શબ્દના સ્થાને શબ્દ અને વાક્યના સ્થળમાં વાક્યની યોજના કરવાથી કામ ચાલી શકતું નથી, એ સિદ્ધાંત સર્વવિશ્રુત હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. પ્રસ્તુત ગ્રંથ સમાન ગ્રંથોના અનુવાદના વિષયમાં જે એક વિશેષ મહત્વનું તત્ત્વ છે તે એ કે, સ્વામીશ્રીએ પ્રસ્તુત વ્યાખ્યાનો પાશ્ચાત્ય લોકો સમક્ષ આપ્યાં હતાં, એટલે કે, જે દેશના મોટા મોટા તત્ત્વજ્ઞ પુરુષોને પણ આપણા દેશની ધર્મવિષયક કલ્પનાના યથાર્થ અર્થને સ્વીકારવામાં અત્યંત કઠિનતાનો અનુભવ કરવો પડે છે, તે દેશના લોકોસમક્ષ આ વ્યાખ્યાનો અપાયાં હતાં. અર્થાત્ એ કારણથી વેદાંતવિષયનો પોતાને યઃકશ્ચિત્ સંસ્કાર ન હોવા

છતાં પણ કેવળ અનાદિકાળગત પરિસ્થિતિના કારણથી વેદાન્તમાંના જે શબ્દો અને જે કલ્પનાઓ આપણા અહીંના સર્વસાધારણ જનસમાજને નામ અને સ્થૂલ રૂપે તો પરિચિત હોય છે જ; તે શબ્દોની અને કલ્પનાઓની પાશ્ચાત્ય શ્રોતાઓને અંશતઃ ઓળખાણ કરાવવામાટે વિલાયતમાં સ્વામીશ્રીને ઘણોક દ્રાવિડી પ્રાણાયામ કરવો પડ્યો છે. એ કથનની સત્યતાનો તેમણે કર્મયોગ, ભક્તિયોગ, માયા, બ્રહ્મ અને સંન્યાસ આદિ શબ્દોના કરેલા વિસ્તૃત વિવેચનથી બહુ જ સારો પરિચય થઈ શકે એમ છે. અર્થાત્ પોતાથી બની શકે તેટલા સરળ શબ્દોમાં અને પુષ્કળ વાક્યોમાં તેમણે એ શબ્દોનું વિવેચન કર્યું છે; પરંતુ ગુજરાતી ભાષામાં એ શબ્દોનું ભાષાંતર કરતી વેળાએ એ શબ્દોના સંબંધમાં એક બે નિર્ણયકારક વાક્યો આપવાથી જ કામ ચાલી જતું હોવાથી વિશેષ લાંબા વિવેચન કે વિશાળ વ્યાખ્યાનની આવશ્યકતા રહેતી નથી. પણ એ સુલભતાની સાથે જ બીજી જે એક અડચણ આવી નડે છે તે એ છે કે, પ્રસ્તુત વ્યાખ્યાનોમાં આવતી પાશ્ચાત્ય શાસ્ત્રવિષયક કલ્પનાઓને આપણો વાચકસમાજ બહુ જ અલ્પ પ્રમાણમાં સમજી શકે છે અને ક્વચિત્ નથી સમજી શકતો, એમ કહીએ તોપણ તે ચાલી શકે એમ છે. હવે આ વ્યાખ્યાનો પાશ્ચાત્ય દેશમાં અપાયલાં હોવાથી પ્રથમતઃ આપણી ધર્મવિષયક કિંવા વેદાંતવિષયક કલ્પનાઓની પાશ્ચાત્ય ધર્મવિષયક કિંવા શાસ્ત્રવિષયક (Scientific) કલ્પનાઓ સાથે તુલના કરીને એ ઉભયનું ક્યાં સુધી સામ્ય છે, પાશ્ચાત્ય કલ્પનાઓમાં શી શી ન્યૂનતા છે અને આપણી કલ્પનામાં અધિક શ્રેષ્ઠતા શી છે, એનું સ્પષ્ટીકરણ કરવામાટે સ્વામીશ્રીને આપણી કલ્પનાઓને પાશ્ચાત્ય પદ્ધતિથી તેમના સમક્ષ રજૂ કરવી પડી છે. એથી ત્યાંના લોકોને જે શાસ્ત્રવિષયક શબ્દો સર્વપરિચિત થઈ ગયા છે, તે શબ્દોનો સ્વામીશ્રીએ પ્રત્યેક સ્થળે માત્ર નામ-નિર્દેશ જ કરેલો છે; કારણ કે, ત્યાંના લોકોમાટે એના વિસ્તૃત વિવેચનની અગત્ય હતી જ નહિ. પરંતુ અહીંના લોકોમાટે એના સંપૂર્ણ વિવેચનની આવશ્યકતા હોવાથી જ્યાં એવા શબ્દો કિંવા એવાં વાક્યો આવે ત્યાં ભાષાન્તરને વિવેચનના રૂપમાં બદલી નાખવાની સ્વાભાવિક આવશ્યકતા ઉપસ્થિત થાય છે, અથવા તો વિસ્તૃત ટિપ્પણો આપવાં પડે છે. 'Evolution–ઉત્ક્રાંતિવાદ, Utilitarianism–બહૂપયોગિત્વવાદ અને Intuition–અંતઃપ્રેરણાવાદ ઇત્યાદિ શબ્દોના અવલોકનથી આ તત્ત્વ તત્કાળ ધ્યાનમાં આવી શકશે. પ્રસ્તુત અનુવાદમાં આ પદ્ધતિનો જ સ્વીકાર કરવામાં આવ્યો છે, એટલે શબ્દશઃ અનુવાદને જોવાની આશા રાખવી વ્યર્થ છે. અસ્તુ.

પ્રસ્તુત અનુવાદ 'જ્ઞાનયોગ'ની મદ્રાસમાં છપાયલી આવૃત્તિપરથી કરવામાં આવ્યો છે અને ત્યારપછી 'માયાવતી મેમોરિયલ એડીશન'માં જે 'જ્ઞાનયોગ' છપાયો

છે, તેમાંનાં અને એ મદ્રાસની આવૃત્તિમાંનાં વ્યાખ્યાનોના અનુક્રમમાં કાંઇક ભેદ છે, એટલે કે, વ્યાખ્યાનો આગળ પાછળ લેવાયાં છે, દ્વાદશ વ્યાખ્યાનનું પરિશિષ્ટ લેવામાં આવ્યું નથી અને સ્વામીશ્રીએ લાહોરમાં આપેલા 'વેદાંત'નામક વ્યાખ્યાનનો પણ તેમાં અભાવ છે. તેમ જ વળી મદ્રાસની આવૃત્તિમાં જે વ્યાખ્યાનો 'જ્ઞાનયોગ'માં લેવાયાં નથી, તેવાં કેટલાંક બીજાં વ્યાખ્યાનોનો એ 'માયાવતી મેમોરિયલ્ એડીશન'માં 'જ્ઞાનયોગ'માં સમાવેશ કરીને તેના ક્ષેત્રને વધારી દેવામાં આવ્યું છે; એટલે કે મદ્રાસની આવૃત્તિમાં 'જ્ઞાનયોગ'માંનાં વ્યાખ્યાનોની સંખ્યા ૨૧ ની છે ત્યારે એ નવીન આવૃત્તિમાં તેમની સખ્યા ૩૦ ની કરવામાં આવી છે. હવે એમાં જે ૯ વ્યાખ્યાનોની અધિકતા છે, તેમાંનાં કેટલાંક વ્યાખ્યાનો પ્રસ્તુત માળાના પ્રથમ પુષ્પમાં આવી ગયાં છે, (ઉદાહરણ તરીકે, Bondage and Freedom–'બંધ અને મોક્ષ' પ્રથમ પુષ્પ–પૃષ્ઠ ૪૧૨ થી ૪૨૦ અને 'આત્મા' પૃષ્ઠ ૪૮૦ થી ૫૦૨) અને જે નથી આવ્યાં, તે હવે પછીનાં પુષ્પોમાં આવશે. અર્થાત્ પ્રસ્તુત વિચારમાળાના દ્વિતીય પુષ્પની ભૂમિકામાં જણાવ્યા પ્રમાણે કલકત્તા 'ઉદ્બોધન' મુદ્રાલયની ઈ. સ. ૧૯૦૧ અને ૧૯૦૮ ની 'રાજયોગ'ની અંગ્રેજી આવૃત્તિમાં જેટલો ભેદ છે, તેવો જ કેટલોક ભેદ આ 'જ્ઞાનયોગ'ની આવૃત્તિઓમાં પણ છે. આ અનુવાદ ઈ. સ. ૧૯૦૬ અને ૧૯૦૮ માં કરાયલો હોવાથી, અને 'માયાવતી મેમોરિયલ એડીશન' ત્યારપછી બહાર પડેલું હોવાથી, વિશેષ તો નહિ, પણ કયાંક કયાંક યોગ્ય જણાયું ત્યાં એ નવીન આવૃત્તિ પ્રમાણે પ્રૂફ વાંચતી વેળાએ કેટલીક સુધારણા કરવામાં આવી છે, પરંતુ તે સ્વલ્પ હોવાથી વિશેષ ધ્યાન આપવા યોગ્ય નથી.

મુંબઈ જ્યેષ્ઠ, પૌર્ણિમા, ૧૯૭૦<br>
તા. ૮ મી જૂન ૧૯૧૪ સોમવાર

ઠક્કુર નારાયણ

# વિષયાનુક્રમણિકા

## જ્ઞાનયોગ

# જ્ઞાનયોગ

## ૧ ધર્મની આવશ્યકતા*

માનવી પ્રાણીની માનસિક પ્રગતિના ઇતિહાસમાં—જગતના આરંભથી તે આજપર્યન્ત—જે અનેક પ્રેરણાઓ પોતાનાં સાધકબાધક કાર્યો કરતી આવી છે, તે સર્વમાં જેને વિશેષ પ્રબળ કહી શકાય એવી માત્ર એક જ પ્રેરણા છે. એના જેટલી બીજી કોઈપણ પ્રેરણા માનવી-પ્રાણીની આધ્યાત્મિક સ્થિતિને ઉન્નત કરવાના કાર્યમાં અધિક કારણીભૂત થએલી નથી. પ્રત્યેક મનુષ્ય પ્રાણીમાં બીજરૂપે કિંવા વિશેષ સ્પષ્ટરૂપે, (ઉદ્‌ભૂતરૂપે) રુક્ષ કલ્પનાદ્વારા અથવા ઉદાત્ત આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનદ્વારા—મળી આવતી ધાર્મિક પ્રવૃત્તિ, તે જ એ પ્રેરણાનું પ્રત્યક્ષ સ્વરૂપ છે. કોઈપણ કાળની અને કોઈપણ સમાજની જો આપણે અંતઃસ્થિતિ જોઈએ અને તે સમાજઘટના કેવી રીતે બનતી આવી, એનો વિચાર કરીએ તો તેમાં કોઈ ને કોઈ સ્થાને એ ધર્મ પ્રેરણાનો જ, એ સમાજઘટનાને પાયો અને આધાર મળેલો આપણા જોવામાં આવે છે. પ્રારંભમાં મનુષ્યસમાજમાંની ભિન્ન ભિન્ન વ્યક્તિઓના સમૂહરૂપે એક થવામાં જે અનેક પ્રવૃત્તિઓ કારણીભૂત થએલી છે, તે સર્વમાં—પ્રત્યેક વ્યક્તિમાં એક પ્રકારનો પ્રેમભાવ ઉત્પન્ન કરીને તેમના સંમેલનના કાર્યમાં માત્ર ધર્મપ્રેરણા જ સર્વથી વિશેષ પ્રબળ થએલી છે. ઇતિહાસમાં પણ એનાં પ્રત્યક્ષ પ્રમાણો અનેક મળી આવે છે. કેટલાક પ્રસંગે રક્તમાંસ અને દેશજાતિના બંધન કરતાં પણ એક ધર્મીત્વનું બંધન વધારે પ્રબળ અને વધારે કાર્યકારી થએલું છે, એ વાત તો ઇતિહાસનું સાધારણ જ્ઞાન ધરાવનારા પ્રત્યેક મનુષ્યના જાણવામાં હોવી જ જોઇએ. પ્રત્યક્ષ સહોદર અને દેશબાંધવો પણ કેટલીકવાર નિરુપયોગી થઈ ગએલા ઇતિહાસમાં મળી આવે છે, પણ તેવા જ પ્રસંગે એક જ ધર્મના અનુયાયી અને એક જ કલ્પનાથી પરમેશ્વરની ભક્તિ કરનારા લોકોમાં એક અલૌકિક સંઘશક્તિ, અદ્વિતીય પ્રેમભાવ અને કાર્ય-ઉત્સુકતાના સંચારનાં અનેક ઉદાહરણો આપણા જાણવામાં આવી શકે છે.

એથી, મનુષ્યોના ભિન્ન ભિન્ન સમાજમાંના વ્યક્તિઓમાં પરસ્પર ઐક્ય અને પ્રેમભાવ ઉત્પન્ન કરવામાં અને તે દ્વારા તેમના હસ્તે મોટાં મોટાં યશોદાયક કૃત્યો કરાવીને તે

---

* લંડન

સમાજોને ચિરસ્થાયિત્વ અને વૈભવ પ્રાપ્ત કરાવી આપવામાં, બીજી કોઈ પણ પ્રેરણા કરતાં સ્વધર્મીયત્વની પ્રેરણા કેટલી બધી પ્રબળ અને સહજ કાર્ય સાધનારી છે, એ તમે જાણી શકયા હશોજ.

હવે, એ ધર્મપ્રવૃત્તિનો ઉદ્ભવ કેવી રીતે થતો ગએલો હોવો જોઇએ, એ પ્રશ્ન સાહજિક મનમાં આવીને ઉભો રહે છે. એ પ્રશ્નના નિરાકરણમાટે આજ પર્યન્ત અનેક પ્રયત્ન કરાયલા છે. તે વિચારો–તે પ્રયત્નોનો જ અહીં સંક્ષેપથી વિચાર કરીને તે વિચારથી સાધારણ શાં અનુમાનો નીકળે છે, એ આજે આપણે જોવાનું છે.

અત્યંત પ્રાચીન કાળથી ચાલતા આવેલા જે કેટલાક ધર્મો અત્યારે આપણા જોવામાં આવે છે, તે વિશે સામાન્યતઃ વિચાર કરવાથી તેના સંબંધમાં એક વિશેષ વાર્તા આપણા ધ્યાનમાં આવે છે. તે વાર્તા એ છે કે, જે તે ધર્મનું એજ કહેવું હોય છે કે, 'મારોજ માર્ગ માત્ર ઈશ્વરપ્રેરિત છે; અને બાકીના બીજા બધા માર્ગો કેવળ પૌરુષેય–એટલે કે, માત્ર વિશેષ વ્યક્તિઓએ રૂઢ કરેલા છે.' 'માત્ર મારા માર્ગની ઉત્પત્તિ મૂળ માનવી બુદ્ધિમાંથી થએલી નથી. તે માર્ગની પ્રેરણા, માનવી પ્રાણીમાંના એક કલ્પનાતીત, ગૂઢ, અદૃશ્ય અને અનિર્દેશ્ય સ્થાનમાંથી–અર્થાત્ અતીન્દ્રિય–કલ્પનાતીત પરમેશ્વરમાંથી થએલી છે.' કોઈપણ પ્રાચીન ધર્મ લ્યો, એટલે તેના કહેવાનો મથિતાર્થ એ પ્રમાણે જ હોવાનો. હવે એ ધર્મોમાંના કેટલાકે પોતાવિશેનો એ અભિપ્રાય ન્યૂન કે અધિક દુરાગ્રહથી, તો કેટલાકે સૌમ્યપણાથી પ્રતિપાદન કરેલો છે, એટલો જ તેમનામાં ભેદ છે.

ભિન્ન ભિન્ન ધર્મોએ પોતપોતાની યોગ્યતા અનુસાર ધર્મપ્રવૃત્તિની ઉત્પત્તિવિશે પોતપોતાની કલ્પનાઓ–ઉપપત્તિઓ નિશ્ચિત કરી રાખેલી છે, એ ઉપર કહેલું જ છે. એ સર્વ કલ્પનાઓમાંથી માત્ર બે જ કલ્પનાઓ ભિન્ન ભિન્ન ધર્મનું પરીક્ષણ કરનારા અર્વાચીન વિદ્વાનોને થોડી ઘણી માન્ય થએલી છે. તે બે કલ્પનાઓ આ પ્રમાણેની છે;–પ્રથમ, ધર્મકલ્પનાની મૂળ ઉત્પત્તિ પિશાચ કલ્પનામાંથી થઈ; અને દ્વિતીય, તે અનંત, અવ્યાકૃત અને સર્વવ્યાપક આદ્યતત્ત્વની ઉત્ક્રાંતિમાંથી–તેના વિસ્તારમાંથી–ઉત્પન્ન થઈ; એ બે કલ્પનાઓનાં સ્વરૂપો સંક્ષેપમાં આવી રીતે વર્ણવી શકાય છે. પ્રથમ કલ્પનાના અભિમાનીઓ એમ કહે છે કે, ધર્મકલ્પના મૂળ પિતૃપૂજાના પ્રચારમાંથી ઉત્પન્ન થએલી છે. જંગલી લોકોમાં જો કોઈ યોગ્ય અને શૂરવીર નર મરણ પામતો, તો તે જંગલી લોકો 'તે મરણ પામ્યો છે.' એમ જાણી શકતા ન હોતા. તેથી તેઓ તેના નિર્જીવ શરીરને પણ પૂર્વ પ્રમાણેજ માન સન્માન અને આહાર અન્ન પાનાદિ સંસ્કારો કરતા હતા. એવી રીતે, એ પૂજ્ય બુદ્ધિની કલ્પનાનેજ વિશેષ વિસ્તૃત અને સુસંસ્કૃત રૂપ મળતાં ધર્મકલ્પનાનો ઉદય

થયો, એમ એ પક્ષવાળાઓનું કહેવું છે. મૃત પૂર્વજોની સ્મૃતિ જાગૃત રાખવામાં મનુષ્યોની સાહજિક પ્રવૃત્તિ હોય છે. એટલે તે ગતપ્રાણ થયા છતાં પણ તેમના મૃત શરીરને ઉપર દયા પ્રમાણે વિધિસંસ્કાર કરવાની તેમની ઇચ્છા હોય, એમાં કાંઇયે આશ્ચર્ય જેવું તો નથી જ અને એ જ પૂજ્યબુદ્ધિ અજ્ઞેય, અગમ્ય અને ઉદાત્ત ઘટના વિશે અને સૃષ્ટ ચમત્કાર વિશે જાગૃત થતી જાય, તો અનુક્રમે તેમાંથી ધર્મકલ્પનાનો ઉદ્‌ભવ થાય, એ સર્વથા સયુક્તિક દેખાય છે. બેબીલોન, ચીન અને ઇજિપ્ટ ઇત્યાદિ દેશના લોકોના પ્રાચીનકાળથી ચાલતા આવેલા ધર્મપ્રચારને જોતાં, ધર્મ કલ્પનાનો ઉદ્‌ભવ પિતૃપૂજામાંથી જ થએલો હોવો જોઇએ, એનાં સ્પષ્ટ પ્રમાણો મળી આવે છે. ઉદાહરણાર્થઃ–મિસર દેશના લોકોની કલ્પના આપણે લઇએ. તેમની આત્મા વિશેની પ્રથમ કલ્પના 'યુગ્મ' ની એટલે કે દ્વૈતની હોય, એમ જાણવામાં આવે છે. તે યુગ્મની કલ્પના આ પ્રમાણે છેઃ–આપણો બાહ્ય હસ્ત અને પાદ આદિથી યુક્ત જે દેહ દેખાય છે, તેના જેવો જ આ બાહ્ય શરીરના અંતર્ભાગમાં, તેવો જ એક હાથપગવાળો બીજો દેહાત્મક પુરુષ રહેલો છે, એવી તેમની માન્યતા હતી. એટલે મનુષ્યનું મરણ, તે ઘણું થયું તો આ બે શરીરમાંના એક શરીરનો નાશ થવો, એટલું જ; બાકી અંતર્દેહમાં તો તે મનુષ્ય જીવતો જ છે, એવી તેમની કલ્પના હતી. એટલા માટે જ્યાં સૂધી આ બાહ્ય શરીર સાબિત–કાયમ છે, ત્યાં સૂધી તેમાં જીવનો નિવાસ હોવાનો જ, એવો તેમનો દૃઢ નિશ્ચય થઈ ગએલો હતો. બાહ્ય શરીરને આઘાત થયો અથવા તે કોહવા–સડવા માંડ્યું, તો અંદરના અંતઃશરીરને પણ અપાય થવાથી તેનો પણ નાશ થવાનો, એ તેમની નિશ્ચિત ધારણા હતી. શરીર મૃત થવા છતાં પણ તેમાં મીઠું ને મસાલો ભરીને બની શકે ત્યાં સૂધી તેનું સંરક્ષણ કરવાનો સર્વશ્રુત પ્રઘાત તેમનામાં એ માન્યતા-એ કલ્પનાને લીધે જ આવેલો હતો. એ કલ્પના માટે જ તેમણે જગત્પ્રસિદ્ધ પિરેમિડ્સ્ બાંધ્યા છે અને પોતાના નામને યાવચ્ચંદ્રદિવાકરૌ અજરામર કરી રાખ્યાં છે. અર્થાત્ મીઠું મસાલો ભરીને મૃત શરીરોને સૂકવી રાખવાનો પ્રઘાત, તે પિતૃપૂજાનું જ એક પ્રકારનું સ્વરૂપ છે. હવે બેબીલોનના લોકોનું ઉદાહરણ લ્યો. તેમનામાં પણ ઉપરના જેવી જ યુગ્મ કિંવા દ્વૈતની કલ્પના પ્રસરેલી જોવામાં આવે છે. પણ એમની અને મિસરના લોકોની કલ્પનામાં થોડોક ભેદ રહેલો છે. પૂર્વ કલ્પનામાં જે તે નિર્જીવ શરીરપ્રતિ માયા, પ્રેમ અને દયા ઇત્યાદિ સારા વિકારોની કલ્પના કરાયલી દેખાય છે, તેમનું આ બીજી કલ્પનામાં અસ્તિત્વ હોય, એમ જોવામાં આવતું નથી. બેબીલોનના એ અંતરાત્મામાંથી પ્રીતિ ઇત્યાદિ વિકારોનો નાશ થએલો હોય છે; પૂર્વ પ્રમાણે જીવતા વંશજો અથવા બીજા લોકો પોતાની મેળે જ પૂજ્યબુદ્ધિથી અથવા તો પ્રેમથી કિંવા સ્મૃતિ જાગૃત રાખવાની ઇચ્છાથી

તે શરીરને બેબીલોનના લોકો માનસન્માન અને અન્ન પાન આદિ સંસ્કારો સમર્પિત કરતા ન હોતા. તેઓ તો માત્ર મૃત જીવ જીવતા મનુષ્યોને બીવડાવતા, તેથી પીડા ટાળવાનેજ ઘણીજ ઇંતરાજી અને ત્રસ્ત મનવડે તે મૃત જીવને તે સંસ્કારો સમર્પિત કરતા હતા; અથવા એવીજ બીજી કેટલીક રીતે તેમને સંતુષ્ટ રાખવાની તેઓ પૂરતી સંભાળ રાખતા હતા. તેમજ તે મૃત જીવમાં પણ પોતાનાં સ્ત્રી પુત્ર આદિ માટે અથવા ઇતર કોઈપણ ઇષ્ટ આપ્તજન માટે દયા, માયા, લોભ કે પ્રેમ જેવું કશું પણ હતું નહિ. આપણા હિંદુ ઓમાં જોતાં શ્રાદ્ધ આદિ સંસ્કારો, તે પિતૃપૂજાના જ અવશેષરૂપ છે. એ સર્વ કરતાં ચીન દેશમાં તો પિતૃપૂજાનું બહુજ માહાત્મ્ય જોવામાં આવે છે. તેમના ધર્મનો સ્તંભજ પિતૃપૂજાના આધારે ટકેલો છે, એમ કહેવામાં અનિશયોક્તિનો સંભવ નથી. સારાંશ કે, એ દૃષ્ટિથી વિચાર કરતાં ધર્મકલ્પના પિતૃપૂજામાંથીજ ઉત્પન્ન થએલી છે, એમ બોલનારાઓનું મત ઘણેક અંશે સયુક્તિક દેખાય છે.

પરંતુ પુનઃ, ધર્મકલ્પનાની ઉત્પત્તિ વિશે એક બીજી ઉપપત્તિ બતાવનારો પક્ષ તૈયારજ છે. એ પક્ષનું યથાર્થ સ્વરૂપ જાણવામાટે અર્વાચીન ધર્માધ્યયનશીલ વિદ્વાનોનો આર્ય લોકોના પ્રાચીન સારસ્વતોપર વધારે આધાર હોય છે. અમારા આર્યાવર્ત્તમાંના (અત્યારે જોતાં) ભિન્ન ભિન્ન સર્વ ભાગોમાં એક કે બીજા સ્વરૂપમાં પિતૃપૂજાના અવશેષો મળી આવે છે, એ જો કે ખરું છે; તથાપિ અતિ પ્રાચીન કાળના જે આધારભૂત ઋગ્વેદ આદિ પવિત્ર ગ્રંથો છે, તેમાં તપાસ કરતાં પિતૃપૂજાનું નામ માત્ર પણ આપણને મળી નથી શકતું, કિંવા તેના જેવી બીજી કોઈ કલ્પનાનો પણ તેમાં પત્તો મળતો નથી. ઉલટું એ પ્રાચીન પવિત્ર પુસ્તકોથી તો પ્રાચીન આર્ય લોકોમાં નિઃસર્ગપૂજાનુંજ વિશેષ પ્રાબલ્ય હોવાનુંજ સિદ્ધ થાય છે; એવો અર્વાચીન વિદ્વાનોનો અભિપ્રાય છે. કારણ કે, આપણા આસપાસના-સૂર્ય ચન્દ્રનો ઉદયાસ્ત, ષડ્ઋતુ, વર્ષાકાલનો રુદ્ર અને ગંભીર સમય, અને બીજા પણ તેજોમય, ભવ્ય, ગંભીર અને ઉદાત્ત સૃષ્ટ ચમત્કારોને જોઈને એ ચમત્કારોને આડું શું છે, તે જાણવા તરફ સાહજિકજ મનુષ્યની પ્રવૃત્તિ થાય છે. એ ચમત્કારનિરીક્ષણનું મનુષ્યના મનમાં એક પ્રકારનું ગૂઢ અને જિજ્ઞાસોત્પાદક પરિણામ થાય છે, અને તે સૃષ્ટ ચમત્કારોના આદ્ય ઉત્પત્તિસ્થાનનું જ્ઞાન મેળવવાની-નિદાન તેનું થોડું ઘણું પણ જ્ઞાન મેળવવાની-તેના મનનાં અતિ ઉત્કંઠા થાય છે અને તેથી તે દિશામાં વિચરવાની તેની એક સરખી આતુરતાનો આરંભ થઈ જાય છે. તેની તે આતુરતા અને પ્રયત્નમાં ધીમે ધીમે આગળ વધતાં તે તે સૃષ્ટ ચમત્કારોમાં મૂર્તત્વની-વ્યક્તિત્વની.અને તે વ્યક્તિમાં સાહજિક વર્ગીકરણ અને રાગદ્વેષ આદિ મનોવિકારોની કલ્પના કરવા લાગ્યો. રુદ્ર, ભયંકર અને

ગંભીર (તોફાન અને મેઘાડંબર ઇત્યાદિ) ચમત્કારોમાં તેણે વિકટ દેહની અને ક્રૂર આત્માની કલ્પના સ્થાપિત કરી. સૂર્યોદય ઇત્યાદિક તેજોમય, દિવ્ય અને સુંદર ચમત્કારોને જોઇને તેમાં તેની સાહજિક જ સુંદર અને ઉજ્જ્વલ મૂર્તિની અને પ્રશાંત તથા સદય આત્માની કલ્પના થવા લાગી. સારાંશ કે, કોઈપણ સૃષ્ટ ચમત્કાર લઇએ, પણ અંતે તેનું પર્યવસાન તો કેવળ ભાવરૂપ કલ્પનામાં જ આવીને થાય છે. હવે તેમાં મૂર્તત્વ પ્રાપ્ત થાય કે ન થાય, એ કેવળ મનુષ્યના મનનો વિકાસ જેટલા પ્રમાણમાં થએલો હોય, તે પ્રમાણપર અવલંબી રહે છે. પ્રાચીન આર્યો પ્રમાણે જ, પ્રાચીન ગ્રીક લોકોમાં પણ એવો જ પ્રકાર મળી આવે છે. તેમના સર્વ પૌરાણિક–ઇતિહાસ ગાથા આદિ ગ્રંથો વાંચતાં, તે એ નિઃસર્ગ-પૂજાની ભાવરૂપ કલ્પનાથી જ ભરેલા આપણા જોવામાં આવે છે. એ જ પ્રકાર જર્મન્, સ્કૅંડિનેવ્હિયન્ ઇત્યાદિ પ્રાચીન આર્ય લોકોના સંબંધમાં પણ મળી આવે છે. ત્યારે એનો એકંદર સાર શો? એ દૃષ્ટિથી વિચાર કરતાં પણ પૂર્વ પક્ષનો અભિપ્રાય સયુક્તિક અને બળવાન્ છે, એમ ભાસવા માંડે છે. ઉપર કહેલા ધોરણ અનુસાર વિચારની દિશા રાખવામાં આવે, તો નિઃસર્ગ ચમત્કારના મૂર્ત્તત્વની કલ્પનામાંથી જ ધર્મકલ્પનાનો ઉદય થએલો હોવો જોઇએ, એ અનુમાન સર્વથા યથાયોગ્ય છે, એમ દેખાઈ આવે છે.

એવી રીતે ધર્મકલ્પનાની ઉત્પત્તિ વિશે અર્વાચીન વિદ્વાનોને બહુ અંશે સંમત હોય, એવી આ ઉપપત્તિ છે. ઉપર ઉપરથી જોતાં તો પ્રથમ દર્શને એ બન્ને કલ્પનાઓ સર્વથા પરસ્પર વિરુદ્ધ જ જોવામાં આવે છે; અને એ ઉભયમાં કાંઈપણ ઐક્ય હશે, એમ મનમાં આવતું જ નથી. પણ જો જરા સૂક્ષ્મતાથી વિચાર કરવામાં આવે, તો વસ્તુસ્થિતિ તેવી નથી, એમ આપણા જાણવામાં આવી જાય છે. એ બન્ને પ્રથમ દૃષ્ટિએ પરસ્પર વિરુદ્ધ દેખાનારી ઉપપત્તિઓની ત્રીજી એક સર્વથા ભિન્ન ઉપપત્તિની સહાયતાથી, એકવાક્યતા કરી શકાય એમ છે. એ બે ઉપપત્તિઓની એકવાક્યતા કરી શકે, એવી જે એક ત્રીજી ઉપપત્તિ છે, એમ મેં કહ્યું છે, તે ઉપપત્તિમાં જ ધર્મકલ્પનાના ઉદ્ભવનું ખરું બીજ રહેલું હોતું જોઇએ, એવો મારો અભિપ્રાય છે. એ ઉપપત્તિને "અતીન્દ્રિયત્વમાં પ્રવેશ કરવામાટેની મનુષ્ય માત્રમાં ચાલી રહેલી અનિવાર્ય સતત પ્રવૃત્તિ" એવું હું નામ આપું છું. એ વ્યાખ્યા કેવળ પારિભાષિક વિકટ શબ્દોવડે ભરેલી હોવાથી, તે તમને જરાક ગૂઢ અને ચમત્કારિક ભાસવાનો સંભવ છે. એટલા માટે નિત્યની સાધારણ ભાષામાં હું તેનો ખુલાસો કરું છું. "અતીંદ્રિયત્વમાં પ્રવેશ કરવાની પ્રવૃત્તિ" તે આવી રીતે;–મનુષ્યનું મન સ્વાભાવિક રીતે જ જિજ્ઞાસુ હોય છે. તેનું ચાલુ વલણ પ્રત્યેક વિષયની ઇત્યંભૂત, સાદ્યન્ત અને યથાર્થ માહિતી મેળવવામાં હોય છે. જ્યાં સૂધી એ માહિતી નથી મળતી, ત્યાં સૂધી

તેના મનનું સમાધાન થતું નથી, અને તે જ્ઞાન પ્રાપ્ત કરી લેવામાટે તેની એક સરખી અને અખંડ ખટપટો ચાલતી જ રહે છે. તેના એ સ્વભાવને અનુસરીને ઇંદ્રિયાદિદ્વારા આ બાહ્ય સૃષ્ટિનું ગમે તેટલુ વિશાળ જ્ઞાન મળવા છતાં પણ મનુષ્યના મનની તૃપ્તિ થતી નથી–તે તો બાહ્ય સૃષ્ટિના અંતર્ભાગમા શુ છે, તે જાણી લેવામાટે જ એક સરખુ દોડ્યા કરે છે. એ જે બાહ્ય સૃષ્ટિના અંતર્ભાગમા જે કાંઈ પણ છે, તે "અતીન્દ્રિયત્વ" જ છે. ત્યાં ઇંદ્રિય આદિ કર્માત્મક સાધનોનો જ્ઞાનપ્રાપ્તિના કાર્યમા ઉપયોગ થઈ શકતો નથી તે વિષયોનું જ્ઞાન અતીન્દ્રિય છે. (ઇંદ્રિયથી પર છે) ત્યારે એવા ગૂઢ, કલ્પનાતીત (ઇંદ્રિયાતીત) અતીન્દ્રિયત્વપ્રતિ દોડવાની પ્રત્યેક મનુષ્યની સાહજિક પ્રવૃત્તિ હોય છે, એ વાતને મુખ્યત ધ્યાનમા રાખવી જોઇએ અર્થાત્ એ પ્રવૃત્તિનો પ્રવાહ શિક્ષણ, પરિસ્થિતિ ઇત્યાદિકની ભિન્નતા પ્રમાણે જૂદી જૂદી દિશામાં વહેનારો અને ન્યૂનાધિક પ્રમાણવાળો હોય છે.

આવી દૃષ્ટિથી વિચાર કરતા ઉપર જે બે પરસ્પર વિરુદ્ધ ભાસતી ઉપપત્તિઓ કહેલી છે, તે વસ્તુત વિરુદ્ધ નહિ, પણ સામી તેનું આદિ કારણ–એટલે કે, મનુષ્યમા રહેલી અતીન્દ્રિયત્વમાં પ્રવેશ કરવાની પ્રવૃત્તિ–એક જ છે, એમ જ તે સિદ્ધ કરી આપે છે, અને એ દૃષ્ટિથી જોતા તેમાં દેખાઈ આવતો બાહ્ય દૃષ્ટિનો વિરોધ નષ્ટ થઈ જાય છે. એ બન્ને કલ્પનાઓ પોતપોતાના સ્થાને સર્વથા સ્વતત્ર અને સ્વત સિદ્ધ નથી, કિન્તુ એક જ સામાન્ય કારણમાથી સામગ્રી અને પરિસ્થિતિના ભિન્નત્વવડે ઉત્પન્ન થએલી છે–જો કે નિરનિરાળાં છે, તોપણ ઉભય કાર્યો જ છે, એ વાતને સદા સર્વદા ધ્યાનમાં રાખી, એટલે તેમની એકવાક્યતા થઈ ગએલી જ સમજવી. એ કાર્યો પૃથક્ પૃથક્ કેવી રીતે થાય છે, એ હવે આપણે જોઇએ. મનુષ્ય પોતાની અતીન્દ્રિયત્વને પહોંચવાની જિજ્ઞાસાને તૃપ્ત કરવામાટે એક તો, પોતાના મૃત પૂર્વજોના આત્મા અથવા સૂક્ષ્મ દેહોપ્રતિ તેમને શોધવામાં પ્રવર્ત્તાયમાન થાય છે, અને તે રીતિથી અતીન્દ્રિયત્વના પ્રદેશનુ જ્ઞાન મેળવી લેવામાટેની તેની ખટપટો ચાલૂ જ હોય છે. એટલે કે, પ્રથમ તેની પિતૃપૂજામા પ્રવૃત્તિ થાય છે. અથવા તો, આસપાસમા જે અનેક વિસ્તૃત અને ઉદાત્ત સૃષ્ટિચમત્કારો જોવામાં આવે છે, તેમને ગતિ આપનારી જે કોઈપણ અગાધ અને અદૃશ્ય ચેતના છે, તેને શોધી કાઢવાના પ્રયત્નમાં તે લીન થાય છે, અને એ માર્ગે જતા અતીન્દ્રિયત્વના પ્રદેશમાં તેનો પ્રવેશ થશે, એમ તેને ભાસવા મડે છે. એટલે કે, એ સ્થાને ધર્મની યથાર્થ કલ્પના થવા પૂર્વે તેની નિ સર્ગપૂજામાં પ્રથમ પ્રવૃત્તિ થાય છે. એનો મથિતાર્થ શો? પ્રથમ સ્થિતિ લ્યો કે દ્વિતીય અવસ્થા લ્યો–બન્નેમાં એ વાત તો નિશ્ચિત જ હોય છે કે, એ બન્ને અવસ્થામાંની કોઈ પણ એક અવસ્થા પ્રાપ્ત થવામા, એ અતીન્દ્રિયત્વમાં પ્રવેશ કરવાની પ્રત્યેક મનુષ્યમાં

રહેલી સાહજિક પ્રવૃત્તિ જ આરંભમાં કારણીભૂત થાય છે. એ ઉભય અવસ્થા પ્રતિ તેના મનનું વળણ થવાનું મુખ્ય કારણ, કેવળ ઇંદ્રિયદ્વારા પ્રાપ્ત થતા જ્ઞાનથી તેની તૃપ્તિ નથી થતી–ઈંદ્રિય આદિના અધિકારથી બહારના પ્રદેશમાં સંચાર કરવામાટેનો પ્રસંગ પ્રાપ્ત કરવાની તેની એક સરખી ખટપટ ચાલુ જ હોય છે–એ જ છે.

એ ચમત્કારથી વિશેષ આશ્ચર્યચકિત થવાનું કશું પણ કારણ નથી. કારણ કે, મને તો લાગે છે કે, ધર્મપ્રવૃત્તિની મૂળ પ્રેરણા, સ્વપ્ન આદિદ્વારા થવી સર્વથા સાહજિક અને સ્વાભાવિક છે. અમરત્વ આદિની કલ્પનાની સૂચના, પ્રથમતઃ પ્રત્યેક મનુષ્યના નિત્યના આયુઃક્રમમાં થનારી, જાગૃતિ, સુષુપ્તિ અને સ્વપ્ન ઇત્યાદિ અવસ્થાઓને લીધે જ થએલી હોવી જોઇએ. કારણ કે, એ જે પ્રત્યેક મનુષ્યના નિત્યના અનુભવમાં આવનારી સ્વપ્નાવસ્થા છે, એનો જો સૂક્ષ્મ અને એકાગ્ર મનથી વિચાર કરવામાં આવે, તો તે અવસ્થા કેટલી બધી (અર્થાત્ તેના સુંદર સ્વરૂપમાં) રમણીય અને આશ્ચર્યજનક છે વારુ? તે સ્પષ્ટ સ્વપ્નદૃષ્ટિ જ!–મનોમય રાજ્ય! ઉપરાંત બીજું એમ પણ જોવામાં આવે છે કે, નાનાં નાનાં મુગ્ધ બાળકો અથવા અસંસ્કૃત મનવાળા ભોળા (અજ્ઞાન?) મનુષ્યો સ્વપ્નાવસ્થા અને જાગૃતાવસ્થામાં રહેલા ભેદને વધારે ઓળખી કે જાણી શકતાં નથી. એટલે જાગૃતાવસ્થામાં હોતાં જેવી રીતે પોતાના બાહ્ય શરીરના ચલન વલન આદિ વ્યાપારો ચાલતા હોય છે, તેવી જ રીતે સુષુપ્તાવસ્થામાં પણ, બાહ્ય શરીર જો કે મૃતવત્ પડી રહ્યું હોય તોપણ, અંતઃકરણમાં મનના અનેક સૂક્ષ્મ અને ગુંચવાડાવાળા અંતર્વ્યાપારો ચાલતા રહેતા જ હશે, એમ જો આપો આપ જ તેમના જાણવામાં આવી જાય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? તેમ જ આ દેહ હોય છે, ત્યારે પણ જ્યારે રોજ આવો ચમત્કાર બન્યા કરે છે, તો દેહનો આત્યન્તિક નાશ થવા પછી પણ મનના અંતર્વ્યાપારો અનંત કાળ પર્યન્ત ચાલુ રહેવા જ જોઇએ, એવું મનુષ્યોએ માત્ર બાહ્યતઃ સરળ અને સ્પષ્ટ દેખાતું અનુમાન કાઢવું, તો તેમાં પણ આશ્ચર્ય કરવા જેવું શું છે વારુ? કશું પણ નથી. કારણ કે, એવી કલ્પનાની પરંપરા સૂઝવી, તે સાહજિક અને સંભવનીય છે. એ જે સ્વપ્નાવસ્થાની કલ્પના કહેલી છે, તે જ મારા મત પ્રમાણે અતીન્દ્રિય સૃષ્ટિમાં પ્રવેશ કરવાની પ્રથમ પાયરી–પગથિયું–છે. એની માર્ફતે જ મનુષ્યના મનની વિશેષ ઉદાત્ત અને ગંભીર કલ્પનામાં પ્રવૃત્તિ થએલી હોવી જોઇએ. હવે એ તો સ્પષ્ટ અને ખુલ્લું જ છે કે, કેટલાક કાળ પછી સ્વપ્નાવસ્થા તે કાંઈ જાગૃતાવસ્થા જેવી ખરી અવસ્થા નથી–તે તો માત્ર મનુષ્યના મનની ભ્રાન્તિ–સૃષ્ટિ છે, એમ મનુષ્યોના જાણવામાં આવી ગયું; અને સ્વપ્નાવસ્થામાં મનુષ્યને જીવનદશા પ્રાપ્ત થતી નથી–સ્વપ્નમાં મનુષ્ય કેવળ જાગૃતાવસ્થામાં બનેલા પ્રત્યયોનો જ

ન્યૂન કે અધિક પ્રમાણમાં પરિવર્તનથી અનુભવ લે છે, એમ તેમના સમજવામાં આવી ગયું. પણ મુખ્યતઃ જે કહેવાનું છે, તે એજ કે, અતીન્દ્રિય સૃષ્ટિમાં પ્રવેશ કરવાની પ્રથમ પ્રવૃત્તિ સ્વપ્નાવસ્થાની કલ્પનામાંથીજ થએલી છે.

પરંતુ, કેવળ સ્વપ્નાવસ્થાની કલ્પનાથીજ મનુષ્યના મનની તૃપ્તિ થઈ શકી નહિ. ત્યાર પછી પોતાની અંતઃસ્થિતિને નિરખી જોવામાં અને મનના જૂદા જૂદા થતા સ્થિત્યંતરોનું સૂક્ષ્મ રીતિથી પૃથક્કરણ કરવામાં શોધક મન પ્રવૃત્ત થયું. અર્થાત્ તેના એ સંશોધનમાં તેને જાગૃતિ કિંવા સ્વપ્ન કરતાં પણ વિશેષ ઉદાત્ત અને રમણીય તથા અતીન્દ્રિય સૃષ્ટિમાં સંચરતી કેટલીક માનસિક અવસ્થાઓ મળી આવી. એ અવસ્થાઓનું જગત્‌માંના સર્વ સુવ્યવસ્થિત ધર્મોમાં **તન્દ્રા, લય, સમાધિ, સંચાર,** અને **પ્રેરણા** ઇત્યાદિ ભિન્ન ભિન્ન સંજ્ઞાઓથી દિગ્દર્શન કરાવેલું આપણને મળી આવે છે. કોઈ પણ ધર્મ લ્યો. પોતાના સંસ્થાપક, પ્રચારક કિંવા પ્રેષિત મનની ઉપર કહેલી કોઈ પણ એક અવસ્થામાં તન્દ્રા ( સમાધિ ) થયા પછીજ તે અવસ્થા અનુસાર, તેણે તે ધર્મ પ્રણીત કર્યો—અર્થાત્ ઇશ્વરદત્ત, અતીન્દ્રિય પ્રેરણામાંથી ઉત્પન્ન થએલો હોવાથી તેજ ધર્મ માત્ર સત્ય છે, એમ પ્રત્યેક ધર્મ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરતો હોય છે. એ સમાધિની અવસ્થા, જાગૃતિ કિંવા સ્વપ્ન કરતાં સર્વથા ભિન્ન અને ઉચ્ચ પ્રકારની હોય છે અને મનુષ્યને તે એક પ્રકારની દિવ્ય દૃષ્ટિ આપે છે, તેમજ તેના યોગે અતીન્દ્રિય સૃષ્ટિમાંનાં સર્વથા અનનુભૂત પૂર્વ કાર્યકારણોની પરંપરા દેખાવા માંડે છે; તથા તેના અનુરોધથી તે પોતાની ધર્મકલ્પના પ્રણીત કરે છે, એવી પ્રત્યેક ધર્મમાં પોતપોતાના સંસ્થાપક, અને પ્રચારક પ્રાસાદિક પુરુષોવિશે કલ્પના હોવાનું દેખાઈ આવે છે. ઉદાહરણાર્થ, બ્રાહ્મણ અથવા આર્યધર્મ લ્યો. બ્રાહ્મણોના કોઈ પૂજ્ય ગ્રંથ હોય, તો વેદજ છે. એ વેદો ઋષિઓએ પ્રણીત કરેલા છે, એ તો સર્વના જાણવામાં હશે જ. હવે એ ઋષિઓ કોણ હતા? એ ઋષિ એટલે જેમને કાંઈક વિશેષ અતીન્દ્રિય ઘટનાનો અનુભવ થએલો હતો, એવા અધિક ઉદાત્ત મનના પુરુષો હતા. 'ઋષિ' એ સંસ્કૃત શબ્દનો સર્વથા અક્ષરશઃ અર્થ એટલોજ થાય છે કે, 'મંત્રના અર્થાત્ વૈદિક સૂક્તમાં ગુંથેલા વિચારોના—યથાર્થ દ્રષ્ટા—તે વિચારોને યોગ્ય રીતે જાણનારા.' પોતાને કેટલીક વિશેષ અતીન્દ્રિય વાર્ત્તાનો પ્રત્યય—અનુભવ—થએલો છે, ( ઇંદ્રિયાતીત વાર્ત્તાનો પ્રત્યય—અનુભવ, એ શબ્દ યોગ્ય રીતે અહીં લાગૂ થઈ નથી શકતો, પણ કેવળ વ્યાવહારિક ભાષા પ્રમાણે તેમ કહેવું પડે છે. ) એમ તેઓ કહેતા હતા, અને તેઓ પોતાના અનુભવોનો સૂક્તના રૂપમાં સંગ્રહ કરી રાખતા હતા. એજ વાત ખ્રિસ્તી અને યહૂદી ધર્મના ઇશ્વરાંશ ( પ્રાસાદિક ) પ્રેષિતોના સંબંધમાં પણ જોડાયલી મળી આવે છે. અસ્તુ.

હવે, જે ધર્મ મૂળ ઈશ્વરના અસ્તિત્વનેજ માનતો નથી, કિંવા જેને આત્માની કલ્પનાજ સંમત નથી, એવા સર્વથા વિચિત્ર ધર્મને અથવા તેના સંસ્થાપક, પ્રચારક અને પ્રેષિતને એ તન્દ્રીની અથવા પ્રેરણાની કલ્પના કેવી રીતે લાગૂ પડી શકે વારુ ? એવી એક શંકા મનમાં આવી શકે તેમ છે. કારણ કે, ઉપર કહ્યા પ્રમાણે એક અનીશ્વર અને અનાત્મવાદી ધર્મ અત્યારે પણ ઉપલબ્ધ છે. એ ધર્મ બૌદ્ધ ધર્મીઓમાંનો છે. દક્ષિણપ્રાંતસ્થ લોકોનો 'કેવળ વિજ્ઞાનવાદી' પંથ તે એજ છે. તે લોકો ઈશ્વર અથવા આત્માને બિલકુલ માનતાજ નથી. તેઓ તો "માત્ર જ્ઞાન જ આદિ તત્ત્વ છે અને તેજ અંતિમ પર્યવસાન છે," એમજ પ્રતિપાદન કરે છે. ત્યારે એવા ધર્મમાં તન્દ્રી અને પ્રેરણા વિશે ઉપર જે સર્વમાન્ય સિદ્ધાંત કહેવામાં આવ્યો, તેની શી દશા? એવો કોઈપણ સાહજિક આક્ષેપ કરી શકશે. એનું ઉત્તર એટલું જ છે કે, જો કે પ્રત્યક્ષ રીતિથી તો બુદ્ધે પ્રણીત કરેલા અક્ષય્ય, ચિરંતન અને ત્રિકાલાબાધિત નૈતિક સિદ્ધાંતનો ઉપર્યુક્ત સર્વમાન્ય સિદ્ધાંતમાં સમાવેશ કરી શકાય તેમ નથી; તથાપિ વસ્તુતઃ તે નૈતિક સિદ્ધાન્ત પણ એ નિયમનો અપવાદ નથી, એમ વિચારાંતે જાણવામાં આવી શકશે. કારણ કે, બુદ્ધે જે ત્રિકાલાબાધિત નૈતિક સિદ્ધાન્ત શોધી કાઢ્યો છે, એમ કહેવામાં આવે છે, તે પણ વ્યવહારમાં જેવી રીતે બીજા શાસ્ત્રીય શોધો થાય છે, તેવી રીતે શોધી નથી કાઢ્યો, કિંતુ તેને જે એકાએક વિરક્તતા ઉત્પન્ન થઈ અને તેની ઉત્કટાવસ્થામાં રાજ્યવૈભવ તથા પત્ની પુત્ર આદિનો ત્યાગ કરીને બુદ્ધ વૃક્ષ તળે જઈ બેઠો-તે જ અવસ્થાના આવેશમાં તેને એ સિદ્ધાન્ત સૂઝ્યો. એ વાત, બુદ્ધનું જે કોઈ થોડું ઘણું પણ ચરિત્ર જાણે છે, તેના સારી રીતે ધ્યાનમાં હશે જ અને હોવી જ જોઇએ. આનો શો અર્થ? એ જે ઉપર તીવ્ર અને આકસ્મિક વિરક્તિ કહી,-અને જેના યોગે તેને સિદ્ધાંતની સ્ફૂર્તિ થઈ એ તો ઉપર કહેલી તન્દ્રી, સમાધિ, ઈશ્વરપ્રેરણા અને સ્ફૂર્તિ ઇત્યાદિ જેવા પ્રકારની જ મનની એક અલૌકિક અને સાહજિક થએલી વૃત્તિ જ છે. હવે તે લોકો ઈશ્વરનું અસ્તિત્વ માનતા ન હોવાથી-તે વૃત્તિને ઈશ્વરપ્રેરણા અથવા સ્ફૂર્તિ ઇત્યાદિ કહી શકાય નહિ, એટલું જ. બાકી ધર્માદિ અતીંદ્રિય વાતોના સંબંધમાં યથાર્થ જ્ઞાન થવામાટે મનની જે કોઈ પણ એક અસાધારણ અને સાહજિક ઉજ્જવલ વૃત્તિ થવી જોઇએ, એ જે ઉપર સિદ્ધાન્ત કહેવામાં આવ્યો છે, તેને એથી કશો પણ બાધ થતો નથી. બુદ્ધ ધર્મનાં તત્ત્વો પણ વસ્તુતઃ કેવળ બુદ્ધિવિષયક યુક્તિવાદપર જ રચાયલાં નથી, કિન્તુ તેમને મુખ્યતઃ એ નૈસર્ગિક સ્ફૂર્તિનો જ આધાર છે.

સારાંશ કે, એ રીતે જ સર્વ ધર્મોમાં ઉપર કહેલો મહત્ત્વનો અને ગંભીર સિદ્ધાન્ત

નિષ્પન્ન થાય છે. એ સિદ્ધાન્તનો ઇત્યર્થ એટલો જ છે કે, કોઈ કોઈ વાર મનુષ્યનું મન ઇંદ્રિય આદિકની મર્યાદાથી પણ બહાર ચાલ્યું જાય છે, એટલું જ નહિ, પણ કેટલીક વિશિષ્ટ સ્થિતિમાં તેની દોડ વિચારશક્તિની સીમાનું પણ ઉલ્લંઘન કરી જાય છે. કેટલીક વ્યક્તિના મનની, કેટલાક પ્રસંગે, એવી કાંઈક વિશિષ્ટ અને સૂક્ષ્મ પ્રકારની સ્થિતિ થઈ જાય છે અને તેવી સ્થિતિમાં તેને એવી કોઈ વિશિષ્ટ વાર્ત્તાનું (અર્થાત્ અતીન્દ્રિય) અને સિદ્ધાન્તનું જ્ઞાન થઈ જાય છે કે,–તે વાર્ત્તાનું અને સિદ્ધાન્તનું જો વ્યાવહારિક–અર્થાત્ ઇંદ્રિયમર્યાદિત–વિચારશક્તિની અને યુક્તિવાદની સહાયતાથી આપણે પરીક્ષણ કરવા માંડીએ, તો તેની યથાર્થતા અને તેના વાસ્તવિક સ્વરૂપને ગ્રહણ કરવાનું કાર્ય બહુ જ કઠિન થઈ પડવાનો સંભવ છે; કિંબહુના તેમ કરતાં મન ગભરાઈ જાય છે અને તેને કોઈ પણ વાતની સમજણ પડતી નથી. એ જે મનની, કોઈ વિશેષ પ્રસંગે થનારી સૂક્ષ્મગ્રાહક અને અતીન્દ્રિયદર્શક સ્થિતિ કહેવામાં આવી અને તેમાં જે અતીન્દ્રિય વાતનું અને કલ્પનાસિદ્ધાન્તનું જ્ઞાન થાય છે, એમ કહ્યું–એ જ અતીન્દ્રિય અને સૂક્ષ્મ વાત તથા કલ્પનાસિદ્ધાન્ત જ સર્વ ધર્મના આધારભૂત છે. એ જ તત્ત્વોના પાયાપર સર્વ ધર્મોની ઇમારત ચણાયલી હોય છે. પોતાની શ્રેષ્ઠતા સ્થાપિત કરતાં પ્રત્યેક ધર્મનો મુખ્યતઃ એ વાતપર જ આધાર અને ભાર હોય છે. અર્થાત્ જૂદા જૂદા ધર્મોએ પ્રતિપાદન કરેલા સૂક્ષ્મ અને અતીન્દ્રિય વિષયોનું અને કલ્પનાસિદ્ધાંતોનું પરીક્ષણ કરવાનો અને તેમને વિચારશક્તિની અને યુક્તિવાદની કસોટીએ ચઢાવવાનો પ્રત્યેકને એક સરખો અધિકાર છે; અને તે પ્રમાણે જેની જેટલા પ્રમાણમાં તેની સત્યતા વિશે ખાત્રી થાય, તેટલા પ્રમાણમાં તે મનુષ્ય તેમાં શ્રદ્ધા રાખે અથવા ન રાખે, એ તેની ઇચ્છાને આધીન છે. એનો આપણે અહીં કશો પણ વિચાર કરવાનો નથી. માત્ર કેટલાક પ્રસંગે ઇંદ્રિય અને સંકુચિત વિચાર શક્તિની સીમાથી બહાર નીકળી જઇને અતીન્દ્રિયદર્શી અને સૂક્ષ્મગ્રાહી અવસ્થામાં સંચાર કરવાની મનુષ્યના મનમાં એક પ્રકારની અલૌકિક શક્તિ રહેલી છે–અને તે અનુભવ સિદ્ધ છે, એ એક સિદ્ધાંત પ્રત્યેક ધર્મમાં સમાન બળથી જ વ્યક્ત કરવામાં આવે છે, એ જ વાતને વિશેષ રીતે આપણે ધ્યાનમાં લેવી જોઇએ, અને તે વિશે જ અહીં થોડોક ઉલ્લેખ કરવાનો છે. અસ્તુ.

એ જે ઉપર જૂદા જૂદા ધર્મોએ કાઢેલા અતીન્દ્રિય અને સૂક્ષ્મવિષયક સિદ્ધાન્તો કહ્યા, તે સત્ય કે અસત્ય, એ વિશેનો પ્રશ્ન અત્યારે કદાચિત્ કોરાણે મૂકવામાં આવે, તો પણ તે સર્વને એક વિશેષ વાત તો એક સરખી લાગૂ પડે છે જ. તે એ કે, તેમનામાં સિદ્ધાન્તના નામે ઓળખાતી જે કાંઈ પણ વસ્તુ હોય છે, તે વસ્તુતઃ, અર્વા-

ીન સૃષ્ટપદાર્થવિજ્ઞાનમાંના અથવા એવા જ બીજા કોઇ અનુભવજન્ય શાસ્ત્રમાંના અનુ-
ાવસિદ્ધ શોધાનાં માત્ર કલ્પનામય સ્વરૂપો જ છે. અર્થાત્ સર્વથી શ્રેષ્ઠ ધર્મનું સર્વથા
ૂળ સ્વરૂપ, તે વિશિષ્ટ નામરૂપ આકાર રહિત હોય, એવા નિર્ગુણ નિર્વિશેષ શુદ્ધ તત્ત્વની
લ્પના જ છે. તે ભાવરૂપ કલ્પનાથી હો,–એટલે કે બ્રહ્મ એ ભાવરૂપ કલ્પનાથી હો,
કેંવા અદશ્ય સર્વવ્યાપક સર્વસાક્ષી પરમેશ્વરના રૂપથી હો; કલ્પનાનિર્મિત મૂર્તિ હો અથવા
નિજ ઈશ્વર, કિંવા સૃષ્ટિને આધારભૂત–સૃષ્ટિના અસ્તિત્વને આધારભૂત આંતરિક અને
મચલ **નૈતિક તત્ત્વ,** એવું નામ પ્રાપ્ત થએલું હો–સંજ્ઞા ગમે તે હોય, પરંતુ સર્વનું
ૂળ સ્વરૂપ શુદ્ધ, ઉદાત્ત અને વિશિષ્ટ નામરૂપ–આકાર રહિત હોય છે, એ ધ્યા-
ામાં રાખવું જોઇએ. વર્તમાનકાળમાં પણ જો જોઇએ, તો તન્દ્રી, સમાધિ,
ફૂર્તિ અને પ્રેરણા ઇત્યાદિ સંજ્ઞાવાળી મનની થનારી જે એક વિશેષ પ્રકારની
ેશાવસ્થા કહેલી છે, તેની જ સહાયતાથી અને મનુષ્યના મનમાં થનારા તેના ગૂઢ પરિ-
ણામના પ્રભાવનું વર્ણન કરીને તેની મહત્તાનું વિવેચન કરવાની પદ્ધતિ પ્રચારમાં નથી,
મે જો કે ખરું છે; તથાપિ તેના જેવી મનની કોઈ પણ સ્થિતિ થાય તો છે જ, એનો તો
મર્વાચીન ધર્મવિવેચકોને પણ નિશ્ચય થઈ ગએલો છે. પણ ભેદ માત્ર એટલો જ છે કે,
ે સ્થિતિને પૂર્વકથિત સંજ્ઞાઓથી ન ઓળખતાં તેને **નૈતિક** અથવા **અતીન્દ્રિયત્વનો
નિયમ, ભાવરૂપ ઐક્ય** અથવા એવાં જ બીજાં નવીન ઉપજાવી કાઢેલાં નામોથી
તેઓ ઓળખે છે. ગમે તેમ હોય, પણ એથી તે માનસિક સ્થિતિ અથવા ભાવરૂપ
કલ્પના, ઇંદ્રિયાધીન–ઇંદ્રિયોદ્વારા જેવું જ્ઞાન થઈ શકે તેવી–તો નથી જ, એટલું તો સ્પષ્ટ
ધ્વનિત થાય છે જ. આપણને ગમે તે ધર્મ "સર્વશ્રેષ્ઠ, સર્વગુણાત્મક અને ઉદાત્ત કલ્પના-
તીત પુરુષમાં–અર્થાત્ પરમેશ્વરમાં શ્રદ્ધા રાખીને ચાલો." એવો જ ઉપદેશ આપે છે;
પરંતુ તેવા પ્રકારનો પુરુષ કેવો હોય છે, એની કલ્પના આપણામાંના બહુ જ થોડા મનુ-
ષ્યોના મનમાં આવી શકે છે. તમારામાંના કોઇને પણ, મને લાગે છે કે, સર્વથા સર્વ
ગુણોથી પરિપૂર્ણ અને સર્વશ્રેષ્ઠ પુરુષ તો કોઈ નહિ જ મળ્યો હોય. તથાપિ એવા પ્રકા-
રનો સર્વગુણપરિપૂર્ણ કોઈ પણ પુરુષ હોવો જોઇએ, એવી કલ્પના નિત્ય મનમાં રાખ્યા
વિના–ઉદાત્ત વર્તનનો કલ્પનામય પાઠ મુખ સમક્ષ ધાર્યા વિના–મનુષ્યનું ગાડું ચાલી
શકે તેમ નથી. એટલે એથી પરસ્પર ભિન્ન સર્વ ધર્મોને સંમત હોય, એવો એક પણ સર્વ-
વ્યાપક દૃઢ નિયમ સિદ્ધ થાય છે ખરો. તે નિયમ એ છે કે, સૃષ્ટિના મૂળમાં અત્યુચ્ચ
કલ્પનામય હોય, એવું કાંઈ પણ ઐક્ય તો રહેલું છે જ. પછી તે ઐક્ય આપણને મૂર્ત
સ્વરૂપમાં દેખાડવામાં આવે કે અદૃષ્ટ, અજ્ઞેય અને અમૂર્ત નિર્ગુણ તત્ત્વથી તેનો ઉલ્લેખ

કરેલો હોય, અથવા તો 'આદિતત્ત્વ'–'ત્રિકાલાબાધિત નિઃસર્ગનિયમ' અને 'શાશ્વત નૈતિક સિદ્ધાન્ત' ઇત્યાદિ નામોથી તેનું પ્રતિપાદન કરેલું હોય! તેથી કશી પણ અડચણ નથી આવતી. પરંતુ સત્ય રીતે જોતાં સર્વ ધર્મોના મનમાં જૂદાં જૂદાં નામ ધરાવતા એક જ આદિ, સર્વોદાત્ત અને અત્યુચ્ચ કલ્પનામય ઐક્યની ભાવના હોય છે જ; અને પ્રત્યેક જન, પોતપોતાની સગવડ પ્રમાણે તે ઐક્યને જઈ મળવામાટે અહોરાત્ર ખટપટ કર્યા કરે છે. પ્રત્યેક મનુષ્યના મનમાં, એક અગાધ અને અગમ્ય અનંત શક્તિની કાંઈ પણ કલ્પના નિઃસંશય હોય છે જ. પણ તે શી અને કેવા પ્રકારની છે, તે માત્ર તેનાથી સ્પષ્ટ રીતે વ્યક્ત કરી–કહી શકાતું નથી; અને એ વિશે તેના મનમાં વધારે વિચાર પણ આવતો નથી.

માત્ર એવી કોઈ પણ અનંત શક્તિની કલ્પનાથી તેના સમસ્ત આયુઃક્રમનું ધોરણ પ્રેરિત થએલું હોય છે. એ અનન્તતાની કલ્પના બહુધા સુખદાયિની જ હોય છે. પ્રત્યેક મનુષ્યના મનમાં, તેની ધારણાશક્તિના પ્રમાણમાં સુખના અનન્તત્ત્વ વિશે કોઇને કોઈ પણ કલ્પના વાસ કરતી જ હોય છે. એ સુખની અનન્તતા વિશેની કલ્પના જ આપણા આસપાસમાં દેખાતી ઉથલપાથલો અને ઇતર અનેક પ્રકારનાં કાર્યોને ગતિ આપનારી મૂળ પ્રેરણા છે. એ અનંત સુખની પ્રાપ્તિની આશાથી જ આ જગત્‌માંનું પ્રત્યેક પ્રાણી પોતપોતાની યોગ્યતા અનુસાર અનેક વ્યાપારો કરીને અહીંની પોતાની સંસારયાત્રાને ક્રમતું હોય છે. પ્રત્યેક, એ અનંતશક્તિ પ્રતિ–અક્ષય્ય સુખ તરફ દોડવાની ખટપટમાં જ જણાય છે. પરંતુ, આપણે જેના માટે એ સઘળી યાતના, એ અટ્ટહાસ અને એ ઉપદ્રવ્યાપ સહન કરીએ છીએ, તે વાત આપણી ઇંદ્રિયશક્તિના અધિકારમાંની નથી; કિન્તુ અતીન્દ્રિય અને મનથી અગોચર છે, એમ કેટલાકોના સત્વર જ જાણવામાં આવી જાય છે. ઇંદ્રિય આદિની શક્તિ મર્યાદિત છે; અને આપણા આ (સંકુચિત અને ઇંદ્રિયબદ્ધ) જડ દેહને તે અનંત અને અગાધ સૌખ્યની પૂર્ણ કલ્પના થવી સર્વથા અશક્ય અને અસંભવનીય છે. શાંત અને મર્યાદિત સાધનો દ્વારા અગાધ અને અમર્યાદ અનંતતાનો અનુભવ થવો, સર્વથા અસંભાવ્ય છે, એમ પોતાની મેળે જ તેમને જણાવા માંડે છે. એવી રીતે ધીમે ધીમે ઇંદ્રિય આદિ મર્યાદિત સાધનોદ્વારા તે અગાધ અને અગમ્ય અનંતતાનો અનુભવ મેળવવાનો પ્રયત્ન મનુષ્ય છોડી દેવા માંડે છે. એ જે ત્યાગ–છોડી દેવું–એ જે આત્મીય બુદ્ધિનો અને સ્વકીય હિતનો ત્યાગ અથવા સંન્યાસ, તે જ નીતિશાસ્ત્રનો મૂળ આધાર છે. નીતિશાસ્ત્રની આખી ઇમારત એ સંન્યાસના જ મજબૂત પાયાપર ચણાયલી છે. જગત્‌માં આજ પર્યન્ત્ પ્રણીત થએલાંમાંથી કોઈપણ નીતિશાસ્ત્ર લ્યો,–તેને એ સંન્યાસ તત્ત્વનો મૂળ પાયો અવશ્ય હોવાનો અને હોવાનો જ. એ તત્કાળ તમારા જાણ-

વામાં આવી જશે. એ સારી રીતે ધ્યાનમાં ઉતારવામાટે અહીં નીતિશાસ્ત્રના સામાન્ય સ્વરૂપ વિશે થોડુંક વિવેચન કરવાની આવશ્યકતા છે.

નીતિશાસ્ત્ર નિત્ય એ જ કહ્યા કરે છે કે, "હું કોઈપણ નથી—સર્વે તું જ છે."—'અહં' કોઈપણ નથી; સર્વે 'તન્મય'જ છે. એટલે એ વચનનો ભાવાર્થ શો ? ઇંદ્રિય આદિ મર્યાદિત સાધનોદ્વારા, અગમ્ય અને અગાધ અનંતતાનો શોધ કરતાં કરતાં મનુષ્યમાં જે વ્યક્તિત્વ (હું ફલાણો અને તે ફલાણો) અને અહંબુદ્ધિ ભરેલી હોય છે, તેનો મનુષ્યે પ્રથમ સાગ કરવો જોઇએ, એ નીતિશાસ્ત્રનો ઉપદેશ હોય છે. ઇંદ્રિયોનું કહેવું એમ હોય છે કે, 'હું પ્રથમ અને બીજા પછી.' પણ નીતિશાસ્ત્રનો ગુરુમંત્ર એવો છે કે, 'તે કાંઈ પણ નથી—પોતે નહિ, પણ બીજા પ્રથમ.' એનો અર્થ એવો થાય છે કે, મનુષ્યે કોઈ પણ કર્મ કરતાં 'હું આ કર્મ કરું છું.' 'ફલાણા ફળમાટે તે કર્મ કરું છું' એ અહંબુદ્ધિ—આત્મીય પ્રત્યય-નો પ્રથમ સાગ કરવો જોઇએ. એથી તેના મર્યાદિતપણાનો નાશ થતાં તે, તે અગમ્ય, અગાધ અને અમર્યાદ અનંતતાનો શોધ કરવાને પાત્ર થાય છે. અસ્તુ. સારે, એ રીતે સ્વીય બુદ્ધિનો ત્યાગ, તે નીતિશાસ્ત્રનો મુખ્ય આધાર છે. એટલે કે, આ આધિભૌતિક સૃષ્ટિમાં, મનુષ્યમાં વૃથા વસતી અહંબુદ્ધિને દબાવવાનો નહિ, કિન્તુ તેને નષ્ટ કરવાનો જ એ શાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ છે. આ આધિભૌતિક જડ અને સંકુચિત સૃષ્ટિમાં જ્યાં સુધી મનુષ્ય અને તેનુ મન ગુંથાયલાં છે, સાં સુધી મનુષ્યથી તે અનંતતાનું યથાર્થ ચિંતન કિંવા આકલન થવું સર્વથા અશક્ય છે, એ એ શાસ્ત્રના ઉપદેશનું મુખ્ય ધોરણ છે.

એથી એકંદર રીતે એટલુ જ નિષ્પન્ન થાય છે કે, મનુષ્યે જો તે અનંતતાનું વિશેષ ઉદાત્ત અને યથાર્થ રીતિથી આકલન કરવું હોય, તો તેણે પ્રથમ આ જડ અને આધિ-ભૌતિક સૃષ્ટિમાંની સંકુચિત અને મર્યાદિત નિરીક્ષણબુદ્ધિનો સાગ કરીને તેના કરતાં વિશેષ વિસ્તૃત અને ઉદાત્ત ભાવનાના પ્રદેશમાં પોતાની ધારણાશક્તિની ઉન્નતિ કરી લેવાનો સતત પ્રયત્ન કરવો જોઇએ. જેટલા પ્રમાણમાં ધારણાશક્તિની ન્યૂન કે અધિક પ્રગતિ થતી જાય છે, તેટલા પ્રમાણમાં જગત્‌માંના ભિન્ન ભિન્ન દેશોમાંનાં આધ્યાત્મિક શાસ્ત્રોના નિયમો થોડે કે ઘણે અંશે પરિવર્તનયુક્ત બનતા જાય છે. પરંતુ સર્વેનું અંતિમ પર્યવસાન તો, ઉપર કહેલો, અહંબુદ્ધિ અને કર્મનો આત્યંતિક સંન્યાસ જ છે. આત્યંતિક સંન્યાસ, તે નીતિશાસ્ત્રનું જીવનસર્વસ્વ જ છે, એમ કહેવામાં કશો પણ પ્રસવાય નથી; અને એ કારણથી જ લોકોની તે શાસ્ત્ર વિશે એક પ્રકારની ભીતિયુક્ત બુદ્ધિ દેખાઈ આવે છે. 'અહંબુદ્ધિનો સાગ કરો; અને વ્યક્તિક ભેદને ન માનો.' એમ કહેવાની સાથે જ લોકો હેબતાઈ જાય છે. જેને તેને પોતાના જીવ કે પ્રાણ થઈ રહેલી

"અહંતા' અને 'મમતા'ની 'અહંબુદ્ધિ'ને ત્યાગવાનો ઉપદેશ સંકટ અથવા કંટક સમાન ભાસવા માંડે છે. એમ કરવા જતાં તેના જીવપર આવી બને છે. પણ ખૂબી અને ચમત્કાર એ કે, એ સિદ્ધાન્તને બાદ કરીને, અધ્યાત્મ શાસ્ત્રના બીજા કોઈ પણ ગૂઢ અને ઉદાત્ત સિદ્ધાન્તો તેમના સમક્ષ રજુ કરવામાં આવે, તો તત્કાળ તેમના માટે ડોકાં હીલવીને તેઓ પોતાની સંમતિ દર્શાવશે, પરંતુ, અધ્યાત્મશાસ્ત્રની મૂળ દિશા અને તેનો મૂળ ઉદ્દેશ, અહંબુદ્ધિનો પ્રસાર કરવા પ્રતિ નથી, કિન્તુ તેનો નાશ કરવા તરફ જ ઢળેલો છે, એ કલ્પનાને તેઓ એક ક્ષણ માત્ર પણ માન્ય કરતા નથી. તથાપિ, નીતિશાસ્ત્રનો સારભૂત હેતુ જ મૂળ આત્મીય બુદ્ધિનો ત્યાગ છે, એ સદા સર્વદા ધ્યાનમાં રાખવું જોઇએ.

હવે, એ શાસ્ત્રની દૃષ્ટિથી, ભિન્ન ભિન્ન વ્યક્તિમાં અન્યોન્ય સંબંધ શો છે, એ સર્વના સહજ સમજવામાં આવી શકે, એવી રીતે સ્પષ્ટ કરીને કહેવું બહુ જ કઠિન છે. કારણ કે, એક તો એ શાસ્ત્રના નિયમો 'સર્વોપયોગિત્વ*'ના વિચાર કરવાથી લેશ માત્ર પણ પ્રાપ્ત થતા નથી જ્યાં સુધી સર્વોપયોગિત્વની વ્યક્તિભાવસૂચક કલ્પના મનમાં વસેલી હોય છે, ત્યાં સુધી અતીન્દ્રિયત્વ અને વિસ્તૃત દૃષ્ટિમર્યાદા જ જેનું જીવિતસર્વસ્વ છે, એવા એ ઉદાત્ત પ્રકારના નીતિશાસ્ત્રમાં ગતિ થવી શક્ય જ નથી. તે શાસ્ત્રમાં પ્રવેશ થવામાટે પ્રથમતઃ મનની ધારણા અને નિરીક્ષણશક્તિ વિસ્તૃત થવી જોઇએ અને મનુષ્યના મનમાં અનંતતા પ્રતિ જવાની ખટપટ શરુ થવી જોઇએ એથી જ જે ધર્મસંસ્થા, વ્યક્તિ વ્યક્તિમાંના અને સમાજવ્યવસ્થામાંના જૂદા જૂદા ફરકો અને વ્યક્તિક ભેદવડે સમાજને મર્યાદિત કરી નાખે છે, તેના હાથે, એ શાસ્ત્રનું સ્પષ્ટીકરણ કોઈ કાળે પણ થવાનું નથી. 'બહુ ઉપયોગિત્વ'નું તત્ત્વ ઉપરના જેવું જ મર્યાદિત અને સંકુચિત છે– સંકુચિત દૃષ્ટિનું છે 'એકંદર રીતે વસ્તુત જે બહુજનસમાજને ઉપયોગી હોય, તે જ સારું, અને તેથી વિરુદ્ધ હોય, તે નઠારું' એવું એ તત્ત્વના પુરસ્કર્તાઓનું મત છે અર્થાત્ બહુજનસમાજ' એ શબ્દનો ઉપયોગ કરવા સાથે જ આપણા આ લૌકિક વ્યવહારમાંના વ્યક્તિ વ્યક્તિમાંના ભેદો અને તેમનાં ઇચ્છાદ્વેષ–ગમો અણગમો ઇત્યાદિ

* એ અંગ્રેજીમાંનો પ્રસિદ્ધ Utilitarian વાદ છે એ જ તત્વના આધારે **સમાજશાસ્ત્ર (Sociology) નીતિશાસ્ત્ર (Ethics)** ઇત્યાદિ આધુનિક પાશ્ચાત્ય શાસ્ત્રો ઉભા કરાયા છે અને મોટા મોટા તત્વજ્ઞાનીઓ એ મતના અનુયાયી છે એ વિશે **મિલ્લ, બૅથૅમ, ઓસ્ટિન્** અને **સિજવિક** આદિ ગ્રન્થકારોના ગ્રન્થમાંના સવિસ્તર વિવેચનો અંગ્રેજી જાણનારા વાચકોને તો અવગત હશે જ સ્વામીએ પ્રસ્તુત પ્રસંગે એ વાદનું ઉત્તમ અને સવિસ્તર વિવેચન કરેલું છે

કાયમ રાખવાની તેમની ઇચ્છા છે, એ સ્પષ્ટ સિદ્ધ થાય છે. તેમના મત પ્રમાણે, એ અંતિમ ઐકય પ્રતિ જવાનો પ્રયત્ન ને તે અનંતતા પ્રતિ દોડવાની ખટપટ તે, મૃગજળ પાછળ દોડવા જેવી સર્વથા ભ્રામક અને મૂર્ખતાની કૃતિ છે. એવા પ્રકારનું અંતિમ ઐકય થવું શકયજ નથી. જે લોકો એક મુખથી એમ બોલે છે, તે જ લોકો બીજા મુખથી લોકોને એવો ઉપદેશ આપે છે કે, 'ભાઇયો! નીતિશાસ્ત્રનો અંગીકાર કરો. માત્ર આત્મહિત જેટલી જ દષ્ટિ ન રાખો. સમાજના હિતનેજ પોતાનું હિત માનો; અને સમાજની ઉન્નતિમાટે પ્રયત્ન કરો.' એટલે કે, જે લોકો અંતિમ ઐકયનો ઉપહાસસહિત નિષેધ કરે છે, તે જ લોકો કેટલેક અંશે સમાજના ઐકયમાટે જીવ તોડીને કંઠશોષ કરતા જોવામાં આવે છે. એનો અર્થ એટલો જ છે કે, કેવળ દુરાગ્રહ અને દઢ ભ્રમણાથી જ તેમને અંતિમ ઐકયની કલ્પના માન્ય થતી નથી; બાકી ખરી રીતે જોતાં તો તેમનો પોતાનો ઉપર્યુક્ત ઉપદેશ જ, તેમને તે તત્ત્વ—ભલે અજાણે તો અજાણે—અંશતઃ પણ માન્ય હોવાનું પર્યાયથી પ્રદર્શિત કરે છે. કારણ કે, સમાજહિતનો તેમની દષ્ટિથી વિચાર કરીએ, તો આપણા જાણવામાં શું આવી શકે છે? જુઓ—પ્રથમ પ્રશ્ન એ ઉદ્દ્ભવે છે કે, સમાજનું હિત કરવું તે શા માટે? એનું ઉત્તર સહજ એવું જ આવે છે કે, એથી આપણું પોતાનું પણ હિતસાધન છે અને પર્યાયથી સમાજના હિતને સાધવાનું શ્રેય પણ મળે છે, એટલા માટે; પરંતુ એ પણ શું? સમાજહિત કરવાનો મુખ્ય ઉદ્દેશ ખરી રીતે જોતાં સ્વાર્થ જ છે! સમાજનું હિત એ ગૌણ હેતુ છે. સમાજહિત, તે સ્વાર્થ નામક સાધ્ય વસ્તુનું કેવળ સાધન જ છે. એથી તમારા જાણવામાં આવી શકશે કે, નીતિશાસ્ત્રવાદીઓના અભિપ્રાય પ્રમાણે પણ મનુષ્યને પોતાનું હિત સાધવામાટે પોતાના હિત કરતાં વિશેષ ઉદાત્ત અને શ્રેષ્ઠ હોય, એવા કોઈ પણ હિતની કલ્પના મનમાં લાવવી—મૂર્ત્તિ પ્રમાણે નિસ નેત્રો સમક્ષ રાખવી—એ અત્યંત આવશ્યકીય છે. એનો જ અર્થ સ્વાર્થ અને પરાર્થ, સ્વીય બુદ્ધિ અને ઐકયબુદ્ધિ; એ અન્યોન્યાશ્રયી છે. એક, બીજીપર અવલંબેલી છે; અને બીજી વિના પ્રથમા સાધ્ય થઈ શકતી નથી, એવી સ્થિતિ છે. એનું કારણ એ છે કે, મૂળમાં જો સ્વાર્થ સાધ્ય જ ન હોત, તો પછી 'નીતિશાસ્ત્ર'ના સાધનને સ્વીકારવાનું, તે પ્રમાણે વર્તવાનું અને તેની ઉન્નતિમાટે યત્નો કરવાનું પ્રયોજન પણ શું હતું? બીજાને ગમે તેટલો લાભ પહોંચાડવા છતાં પણ જો મારો પોતાનો સ્વાર્થ સધાતો ન હોય અથવા તેને કશોય અપાય થતો ન હોય, તો બીજાનું સારું મારે કરવું જ શા માટે—તેની હાનિ કરતા જઇએ તોપણ શું વાંકું થવાનું હતું, એવો પ્રશ્ન આવીને ઉભો રહે છે. કેવળ નિરપેક્ષ રીતિથી પરોપકાર કરવાની બુદ્ધિ થાય જ કેવી રીતે?

વળી આત્યંતિક સુખને જ એકંદર માનવજાતિનું આશાસર્વસ્વ કલ્પવામાં આવે, તો હું માત્ર મારા સુખની જ વ્યવસ્થા કરીને બીજાને દુઃખ આપું, તો શું ભૂડું થવાનું હતું વારુ? મારે જ બીજાના સુખમાટે ખટપટ અને ચિંતા શાને રાખવી જોઇએ? કારણ કે, મારા પેઠે બીજાઓ પણ સર્વ પોતપોતાના સુખમાટે જ સાવધ રહેશે, એવા એવા વિચારો ઉદ્‌ભવે છે. સારાંશ કે, સાર એટલો જ લેવાનો છે કે, આત્યંતિક સૌખ્યની વાત હોય કે સમાજહિત જેટલું જ બોલવું હોય, પણ એ બન્નેના સબંધમાં સ્વાર્થ જ મુખ્ય સાધ્ય અને સર્વ પ્રવૃત્તિનો ચેતનાત્મક છે. ત્યારે તે સાધ્યમાટે, નીતિશાસ્ત્રવાદીઓ પ્રમાણે, 'સમાજહિત' ઇત્યાદિ સકુંચિત દૃષ્ટિનાં અને ઓછી પદવીના સાધનોનો અંગીકાર કરવા કરતાં, 'અંતિમ ઐક્ય' ઇત્યાદિ વ્યાપક, વિસ્તૃત અને ઉદાત્ત કલ્પનારૂપ શ્રેષ્ઠ પદવીના સાધનો સ્વીકારવા, તે એકંદર રીતે વિશેષ ઉન્નતિકારક અને શ્રેયસ્કર નથી કે શું? 'અંતિમ ઐક્ય' અને 'આત્યંતિક સૌખ્ય' ઇત્યાદિ સાધનો જ સર્વોત્કૃષ્ટ હોવાથી તેનનો જ સ્વીકાર કરવો

***નીતિશાસ્ત્ર**ની ગૌણતા વિશે બીજું પણ એક પ્રબળ પ્રમાણ છે તે એ કે, જે પાયાપર તે શાસ્ત્રની ઇમારત ચણાયલી છે, તે પાયો જ મૂળમાં ડગમગતો અને સકુંચિત છે તે પાયો તે, તે શાસ્ત્રનું જીવિતસર્વસ્વ 'બહુ ઉપયોગિત્વ'નું તત્ત્વ છે બહુજનસમાજને એકંદર રીતે ઉપયોગી, અને કામનું થઈ પડે, તે જ સારું, અને તેથી વિરુદ્ધ સર્વ નઠારું, એ તે શાસ્ત્રનો આદિ સિદ્ધાન્ત છે. પણ એ જે સારા નઠારાની અને ઇતર સમાજશાસ્ત્રવિષયક કલ્પનાઓ નીકળી, તે પણ અત્યારે જે એકંદર સમાજવ્યવસ્થા જોવામાં આવે છે, તેપરથી જ માત્ર નીકળી છે, એ મુખ્યત ધ્યાનમાં રાખવું જોઇએ. આમ કહેવાનું તાત્પર્ય શું? જ્યાં સુધી અત્યારે જોવામાં આવે છે, તે સમાજઘટના અસ્તિત્વમાં છે, ત્યાં સુધી બહુ બહુ તો એ સારા નઠારાની અને સમાજહિતની કલ્પના ખરી તરીકે રહી શકશે પણ ત્યાર પછી શું? કાંઈ પણ નહિ ઉપરાંત, કોઈ પણ એક સમાજઘટના ચિરસ્થાયિની જ છે, એમ માની લેવાનો પણ 'બહુ ઉપયોગિત્વ'ના તત્ત્વાભિમાનીઓને શો અધિકાર પહોંચે છે? એટલું જ નહિ, પણ વિરુદ્ધ પક્ષે સમાજના અલ્પ જીવિત્વ વિશે જોઇએ તેટલાં પ્રમાણો આજ સુધીમાં ઉપલબ્ધ થએલા છે. જગતના આરંભકાળમાં 'સમાજ' જેવી કશી પણ વ્યવસ્થા હતી જ નહિ, તે વ્યવસ્થા, વિશ્વની ઉત્પત્તિ પછી કેટલાક યુગોના યુગો વીતતાં ધીમે ધીમે બનતી ગઈ, એ સમાજઘટનાનો થોડો ઘણો ઇતિહાસ જાણના-

* 'નીતિ' એ શબ્દનો અર્થ સર્વ સ્થાને સામાન્યત 'સમાજ' 'નીતિ' અથવા 'સમાજહિત શાસ્ત્ર' સમજવો.

રના પણ ધ્યાનમાં તો હશે જ. એથી અર્થાત્ સૃષ્ટ વસ્તુનો નાશ નિશ્ચિત હોવાથી એ ત્રિકાલાબાધિત નૈસર્ગિક નિયમ પ્રમાણે હવે પછી કોઈ પણ સમયે—ગમે તેટલા યુગો પછી પણ—સમાજ ઘટનાનો નાશ તો અવશ્ય થવાનો જ. તેના નાશનો કાળ આવવાનો સોળે સોળ આના સંભવ છે. ત્યારે, કેવળ અમુક કાળ પર્યન્ત ટકનારી વાતોપરથી નીકળતાં અનુમાનોને ત્રિકાલાબાધિત અને ચિરસ્થાયી માનવાં, તે ઋતુ કાળ પ્રમાણે રંગ બદલતા સરડાના એક કાળના રંગને જોઇને તે જ તેનો સાર્વકાલિક રંગ છે, એવો નિશ્ચય કરવા જેવું જ પ્રમાદપૂર્ણ અને સાહસનું કાર્ય છે. 'કહેવાનું તાત્પર્ય એટલું જ કે, 'સમાજ-સંઘટના' એ વસ્તુ જ જ્યાં ક્ષણે ક્ષણે (કારણ કે, શતકો, વર્ષો અને માસો એ અનંત કાળના પ્રમાણમાં ક્ષણ સમાન જ છે) બદલાતી અને વિનાશવતી છે, ત્યાં તેના એક વિશિષ્ટ સ્થિત્યંતરપરથી બાંધેલાં અનુમાનો—અને તેના આધારે રચાયલાં શાસ્ત્રો—એટલે કે 'નીતિશાસ્ત્ર'—પણ ઓછી પદવીનાં અને અમુક કાળ પર્યન્ત જ મહત્ત્વનાં હોઇને અલ્પ કાળમાં જ નિરુપયોગી અને લુપ્તપ્રાય થઈ જવાનાં, એમાં લેશ માત્ર પણ શંકા જેવું નથી.

વળી, વર્તમાન કાળની જે સમાજઘટના આપણા જોવામાં આવે છે, તે પણ શાશ્વત નથી. આપણી જે 'ઉત્ક્રાન્તિ' તત્ત્વ અનુસાર દિવસે દિવસે ઉચ્ચ દશા થવાની છે, તેનું એ કેવળ પ્રથમ સોપાન છે. એથી—અર્થાત્ સમાજઘટનાના આધારે બંધાયલા નિયમો પણ સાર્વકાલિક લાગૂ પડવાના નથી. એટલામાટે 'બહુ ઉપયોગિત્વ'ના અભિમાનીઓના સિદ્ધાન્તનું મૂલ્ય અને મહત્ત્વ ઘણું થાય તો, જ્યાં સુધી સમાજની આ સદ્યસ્થિતિ અસ્તિત્વમાં છે, ત્યાં સુધી જ કાયમ રહેવાનાં—ટકી શકવાનાં! પરંતુ ત્યાર પછી તે સિદ્ધાન્તના અબાધિત્વનો નાશ થશે, એમાં કિંચિન્માત્ર પણ સંશય નથી.

ધર્મના મહત્ત્વને મારી નાખીને તેના સ્થાને 'સમાજહિતનીતિ' શાસ્ત્રની પ્રતિષ્ઠાપના કરવાની અર્વાચીન વિદ્વાનોની જે પ્રવૃત્તિ જોવામાં આવે છે, તે કેટલી બધી કટાયલી દૃષ્ટિની અને ભ્રામક છે, તે દર્શાવવામાટે જ નીતિશાસ્ત્ર વિશે આટલો બધો વિસ્તાર કર્યો. ધર્માભિમાનીની—પછી તે કોઈ પણ હો—અને 'બહુ ઉપયોગિત્વ'ના તત્ત્વતળે 'નીતિશાસ્ત્ર' ના મહત્ત્વને સ્થાપવા મથતા વિદ્વાનોની સાધ્યવસ્તુ જોઇએ તો એક જ છે. 'નીતિશાસ્ત્ર' નો પાયો સર્વથા અકુંચિત અને મર્યાદિત દૃષ્ટિનો છે અને તેના સિદ્ધાન્તો પણ ઓછા મહત્ત્વના અને અલ્પજીવી હોવાથી તેના પાયાપર ચણાયલી ઇમારત પણ કાચી અને તેટલા સમય સુધી જ ટકનારી હોવી જોઇએ, એ ઉપર્યુક્ત વિવેચનથી સર્વના ધ્યાનમાં આવ્યું હશે જ. ધર્મ અને સાત્વિક બુદ્ધિના પાયાપર રચાયલી નીતિનિયમોની પદ્ધતિનો પ્રકાર એવો નથી. કારણ કે, એ ઇમારતનો પાયો જ પ્રથમ વિસ્તૃત અને બહુ જ મજબૂત છે. આ

શાસ્ત્રની દૃષ્ટિમર્યાદા કેવળ અમુક સમયની સમાજસંઘટના પર્યંત જઇને અટકી નથી પડતી; કિંતુ મનુષ્યની અનંતતા પર્યન્ત જઈ પહોંચવાની તેનામાં હિંમત હોય છે. 'બહુ ઉપયોગિત્વ'ના મત પ્રમાણે, એ શાસ્ત્રને પણ પ્રત્યેક મનુષ્યમાં રહેલી સાહજિક વ્યક્તિક બુદ્ધિ માન્ય છે. પણ એમાં ભેદ એટલો જ છે કે, તે વ્યક્તિક બુદ્ધિ માત્ર વ્યક્તિના મહત્ત્વને વધારવાના કાર્યમાં લગાડવામાટેની જ નથી હોતી, કિન્તુ જે કાંઈ પણ અગમ્ય અને અગાધ અનન્તતાના સંબંધમાં, તે વ્યક્તિક બુદ્ધિનો વિનિયોગ કરવાનું, એ શાસ્ત્રનું–અર્થાત્ ધર્મનું–મુખ્ય ધોરણ છે; એ દૃષ્ટિથી, ધર્મે પોતાના અધિકારમાં અને આશ્રયમાં સમાજનો પણ સમાવેશ કરી લીધેલો છે. કારણ કે, 'સમાજ' તે કાંઈ વિશેષ અદૃષ્ટ વસ્તુ નથી, કિન્તુ ભિન્ન ભિન્ન વ્યક્તિઓની એકત્રતાથી બનેલો વિસ્તૃત સમૂહ, તે જ સમાજ છે. એટલા માટે 'સમાજ'ના સંબંધમાં પણ ધર્મે સર્વ પ્રકારની પરિસ્થિતિને અને સાર્વકાલિક લાગૂ પડી શકે એવા ત્રિકાલાબાધિત સિદ્ધાન્તો કરેલા છે. એમાં સમાજનો પણ તે અનન્તતા સાથે શો સંબંધ રહેલો છે, તે પણ દર્શાવેલું છે, અર્થાત્ એ સ્વરૂપ પૂર્વરૂપ કરતાં વિશેષ વ્યાપક અને ઉદાત્ત છે.

એટલે એ પરથી દેખાઈ આવશે, કે મનુષ્યને સદોદિત ઉદાત્ત પ્રકારની ધાર્મિક બુદ્ધિની આવશ્યકતા હોય છે. આસપાસની જડ સૃષ્ટિ ગમે તેટલી રમ્ય અને ચિત્તાકર્ષક હોય, પરંતુ સદાસર્વદા તેના જ નિરીક્ષણ અને ચિંતનથી મનુષ્યના મનનું સમાધાન થતું નથી. કેટલાક સમયને માટે, મનને ઉન્નત આનંદ અને સાત્વિક શાંતિ પ્રાપ્ત થવામાટે, તેને ધર્મ જેવા કોઈ પણ વિશેષ ઉચ્ચ પ્રકારના વિષયની આવશ્યકતા હોય છે જ હોય છે. એના વિના તેનો કાર્યભાગ ચાલી શકતો નથી.

આત્મિક વિષયમાં અતિ લક્ષ લાગવાથી જગત્માંના આપણા ઇતર લૌકિક સંબંધમાં અને કર્તવ્યમાં વ્યત્યય આવે છે, એ એક નિયમિત શંકા કેટલાક લોકો કાઢ્યા કરે છે. એ તકરાર આજકાલની નથી. એ તો બહુ પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે. એથી જ, ચીનના આદ્ય ધર્મસંસ્થાપક કન્ફ્યૂશિયસનાં નીતિવચનોમાં પણ એ વિવાદનો વિચાર કરીને નીચે પ્રમાણે એક બોધવચન લખી રાખવામાં આવેલું છે. તે આ પ્રમાણેઃ–"પ્રથમ આપણા આ જગત્માં સર્વ લક્ષ રાખો; અને આ જગત્ની સારી રીતે વ્યવસ્થા કરો, એટલે પછી પોતાની મેળે જ બીજા જગત્માટે ચિંતન કરી શકાશે." એનો ભાવાર્થ એ કે, પ્રથમ ઐહિક સુખોને મેળવવાનો પ્રયત્ન કરો, એટલે પાછળથી પારમાર્થિક સુખ વિશેનો વિચાર કરી શકાશે; એમ કહેવાનો જ તેનો ઉદ્દેશ જણાય છે. એમ બોલવું તો બહુ મીઠું મીઠું છે; પણ વ્યવહારમાં એ પ્રમાણે વર્તવાથી કેટલું બધું નુકસાન થાય છે,

એની કલ્પના અનુભવ પછી જ થઈ શકે એમ છે. ધાર્મિક વિષયમાં લક્ષ લગાડવાથી લૌકિક સંબંધોને થોડો ઘણો આઘાત થાય છે ખરો; પરંતુ, લૌકિક વિષયમાં વધારે આસક્તિ થવાથી, અક્ષય્ય મહત્ત્વના અને શ્રેયસ્કર ધાર્મિક કલ્યાણને જે હાનિ પહોંચે છે, તેના પ્રમાણમાં ધાર્મિક વિષયથી લૌકિક વ્યવહારને થતી હાનિ કાંઈ પણ હિસાબમાં નથી. કારણ કે, મનુષ્યનું સર્વ લક્ષ-સર્વ ધ્યાન માત્ર લૌકિક વ્યવહારમાં જ ગુંથાઈ જાય, તો તેથી મનુષ્ય સર્વથા જડ બુદ્ધિનો અને વિષયલોલુપ બની જાય છે. તેના મનનો વિકાસ થઈ શકતો નથી. એથી મનોવૃત્તિ ઉદાત્ત અને કોમળ ન થતાં ત્યાંની ત્યાં જ પડી રહીને રુક્ષ અને સંકુચિત થઈ જાય છે; અને તેની બુદ્ધિ ધર્મચિંતનથી પ્રાપ્ત થતા ઉદાત્ત અને સાત્વિક આનંદને અનુભવવામાં સર્વથા નિઃશક્ત અને નિર્બળ બની જાય છે.

એથી એ અનર્થને ટાળવામાટે મનુષ્યે કેવળ આ જડસૃષ્ટિને અને તેમાંથી ઉત્પન્ન થતાં સુખોને જ પોતાનું આશાસર્વસ્વ માનવું ન જોઇએ. આ જડ સૃષ્ટિ કરતાં કોઈ પણ વિશેષ ઉચ્ચ પ્રકારના અને ઉદાત્ત આશાના હેતુને મનમાં સ્થાન આપીને તેને સાધ્ય કરવાનો રાત્રિ દિવસ એક સરખો અખંડ પ્રયત્ન કરવો જોઇએ. એટલે કે, પોતાની એ જડ આત્મિક બુદ્ધિનો ત્યાગ કરીને તેના કરતાં કોઈ વધારે શ્રેષ્ઠ વ્યક્તિથી-પછી તે અનિર્દેશ્ય અનન્તતા હો અથવા તેનું સગુણ અને મૂર્તિયુક્ત પરમેશ્વરસ્વરૂપ હો-એકરૂપ થવા માટે મનુષ્યે સદા સર્વદા પ્રયત્ન કરતા રહેવું જોઇએ; એ જ તેની ખરી ઇતિ-કર્તવ્યતા અને એ જ તેના ખરા અક્ષય્ય પારમાર્થિક કલ્યાણનો શ્રેયસ્કર ઉપાય છે. એ સર્વ ધર્મના યોગે જ સાધ્ય થાય છે. એટલા માટે નીતિશાસ્ત્ર અને સમાજહિત ઇત્યાદિ ગૌણ ઉપાયો કરતાં ધર્મબુદ્ધિ જ સર્વથા શ્રેષ્ઠ અને સત્ય ઉન્નતિકારક ઉપાય છે. હવે એ ધાર્મિક બુદ્ધિ વિશે અને તેના યોગે મનુષ્યના મનમાં થતા સ્થિત્યંતરો વિશે થોડુંક વિસ્તારથી સ્પષ્ટીકરણ કરવું જોઇએ.

એના વિશે મુખ્યતઃ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, જ્યાંસુધી મનુષ્યના, પોતાની આસપાસમાં પ્રસરેલી જડ સૃષ્ટિથી પોતાને અલિપ્ત કરવામાટેના પ્રયત્નો ચાલુ છે, ત્યાં સુધી તેના મનુષ્યત્વ-અર્થાત્ મનુષ્યત્વમાં રહેલા સાહજિક ગુણદોષ અને માયા તથા મોહ આદિ કનિષ્ઠ પ્રકારના મનોવિકારો-નો પૂર્ણ રીતે લય થએલો નથી, એમ સમજવું. એટલે કે, પોતાની પૂર્ણ ઉન્નતિ કરવામાટે તેણે આ સૃષ્ટિનો પૂરેપૂરો પરાભવ કરવો જોઇએ. ઉપર જે જડ સૃષ્ટિ કહેવામાં આવી છે, તેના યોગે કેવળ બાહ્યતઃ દેખાતા સ્થાવર જંગમાત્મક પદાર્થોનો જ અને જ્ઞાનસંવેદનનો જ સમાવેશ થતો નથી; કિન્તુ, મનુષ્યના મનમાં પણ એ જડ સૃષ્ટિનો પ્રવેશ થએલો દેખાય છે. એ જડ સૃષ્ટિના આંતરિક

(અંતરસ્થ) સ્વરૂપને જ આપણે 'નિઃસર્ગ' 'સ્વભાવ' અને 'સહજ મનોવૃત્તિ' ઇત્યાદિ નામો આપીએ છીએ. અર્થાત્ એ અંતઃસ્વરૂપ બહુજ સૂક્ષ્મ અને ગુંચવાડા ભરેલું હોવાથી એકાએક તે સાધારણ મનુષ્યોના ધ્યાનમાં આવી શકતું નથી. પરંતુ બાહ્ય સૃષ્ટિમાંના જડ પદાર્થોના પરમાણુ-ઘટકો-ને જે નિયમ લાગૂ પડે છે, અને તેમને જે ચેતના અથવા આદ્ય પ્રેરણા મળે છે, તે જ પ્રેરણા-આદ્ય પ્રેરણા-નો અને નિયમનો સૂક્ષ્મ અંતરસ્થ સૃષ્ટિપર પણ અધિકાર ચાલૂ હોય છે. એટલા માટે મનુષ્યે બાહ્ય સૃષ્ટિના પાશથી અલિપ્ત થવું, એ કાંઈ જેવું તેવું યશસ્કર કૃત્ય નથી, એ તો ખરું જ; પણ તેના કરતાં પણ અંતરસ્થ સૃષ્ટિને જિતવી-મનોજય કરવો-એ કૃત્ય મનુષ્યને માટે વિશેષ ગૌરવાસ્પદ અને ઉજ્વલ યશોદાયક છે. આકાશસ્થ ગ્રહ નક્ષત્ર ખગોલોને નિયંત્રિત કરનારા નિયમો શોધી કાઢવા અને તેમનું જ્ઞાન મેળવવું, એ માનવી બુદ્ધિનો કાંઈ જેવો તેવો વિજય નથી, એ તો નિર્વિવાદ છે. પરંતુ તેના કરતાં પણ મનુષ્યના-માનવી પ્રાણીના-મનમાંના ઇચ્છા અને રાગદ્વેષ ઇત્યાદિ મનોવિકારોને ગતિ આપનારા નિયમોનું જ્ઞાન મેળવવું અને તેમને પોતાના તાબામાં રાખવા, એ વિજય કેટલો બધો વધારે ઉદાત્ત પ્રકારનો અને અદ્વિતીય ગૌરવશાળી છે વારુ? હવે, એ જે મનુષ્યની આંતરિક સૃષ્ટિનો-તેના મનનો, સ્વભાવનો અથવા મનોવૃત્તિનો-વિજય કરવો, એટલે કે, તેનું નિરીક્ષણ કરવું અને તેને ગતિ આપનારા વિલક્ષણ ગુપ્ત નિયમોનું જ્ઞાન મેળવીને તેના યોગે મનોજય પ્રાપ્ત કરવો, એ વાર્તા સર્વસ્વે ધર્મની સહાયતાથી જ સાધ્ય થવા યોગ્ય છે. માત્ર ધર્મની જ પ્રવૃત્તિ એવી સૂક્ષ્મ અને અંતર્ગૂઢ વસ્તુનું આકલન કરવાને સમર્થ હોય છે; કારણ કે, માનવી સ્વભાવની-અર્થાત્ સાધારણ સાંસારિક મનુષ્યોના મનની-ગતિને જોતાં જાણી શકાય છે કે, તેનામાં માત્ર સ્થૂલ અને જડ સૃષ્ટિમાંના નિયમોનું જ્ઞાન પ્રાપ્ત કરવા જેટલી જ શક્તિ રહેલી હોય છે. તેમનામાં સૂક્ષ્મ અને ગૂઢ વિષયોનું નિરીક્ષણ કરવાની અને તેથી નિષ્પન્ન થતા ગહન સિદ્ધાંતોનું આકલન કરવાની પાત્રતા અને પ્રવૃત્તિ જોવામાં આવતી નથી. એથી જ કોઈ એક વિષયની મહત્તાનો તત્ત્વદૃષ્ટિથી વિચાર ન કરતાં પ્રત્યક્ષ જે જોવામાં આવે, તેના આધારે જ મનુષ્ય કોઈ પણ વિષયને ઓછા અથવા વધારે મહત્ત્વનો ઠરાવી દે છે. સહસ્રાવધ પ્રાણીઓનો એક પંજાથી નાશ કરી દેનારા સિંહને, લોકો શૂર અને શ્રેષ્ઠ કહીને તેની પ્રશંસા કરે છે અને તેના શૌર્યથી આશ્ચર્યચકિત થાય છે; કારણ કે તે સિંહની શ્રેષ્ઠતાનું અનુમાન તે તેના બહારથી દેખાતા પ્રચંડ શારીર બળ પરથી કરે છે. પરંતુ તેના તે શૌર્યથી હજારો નિરપરાધી અને દુર્બળ પ્રાણીઓના પ્રાણ જાય છે, એ વાત તેમના ધ્યાનમાં આવતી નથી. આ ઉદાહરણ લેવામાં આવ્યું તે અક્ષરશઃ સર્વત્ર લાગૂ પડે છે, એમ મારું કહે

નથી. માત્ર સાધારણ જનસમૂહની વ્યાવહારિક દૃષ્ટિની સ્થૂલ કલ્પના કરી શકાય, એટલા માટે જ એ ઉદાહરણ આપેલું છે. એ જ વાત એકંદરે ઓછા વધતા પ્રમાણમાં બીજી બાબતોમાં પણ સાધારણ જનસમૂહના સંબંધમાં અનુભવસિદ્ધ થઈ શકે છે. તેમની સુખ-વિષયક કલ્પના પણ કોઈ એક પદાર્થના બાહ્ય સ્વરૂપ ઉપરથી અને તેના યોગે થનારા અમુક કાળના સુખસંવેદનના આધારે કરવામાં આવેલી હોય છે. એ બાહ્ય સુખસંવેદના જ સત્ય સુખ છે અને સુખ, તે માત્ર ઇંદ્રિયગોચર વિષયોથી જ પ્રાપ્ત થાય છે, એવો તેમનો દૃઢ નિશ્ચય થએલો હોય છે, અને એ નિશ્ચયને લીધે જ તેઓ બાહ્ય પદાર્થોમાં સુખ માની બેસે છે. એ સ્થિતિ સમાજમાંના સાધારણતઃ ઘણાખરા વ્યક્તિઓની–જેમને સાંસારિક અને અજ્ઞાન માર્ગના મનુષ્યો કહી શકાય, તેવા લોકોની–છે. તથાપિ, સમાજમાં એવા પણ કેટલાક–પછી તે થોડા પણ હોય–લોકો મળી આવે છે કે, માત્ર પદાર્થોથી થતા અમુક કાળના અને કેવળ ઇંદ્રિયજન્ય બાહ્ય સુખોથી જેમની તૃપ્તિ થતી નથી–કિંબહુના, તેમને તે બાહ્ય સુખ લેશ માત્ર પણ સત્ય સુખ સમાન ભાસતું નથી. તેમની સુખવિષયક કલ્પના જડસૃષ્ટિ કરતાં વધારે શ્રેષ્ઠ અને ઉચ્ચ વિષયની પ્રાપ્તિમાં સહિલી હોય છે અને તે વિષયને પહોંચવામાટેના તેમના અવ્યાહત પ્રયત્નો ચાલૂ હોય છે. એવા પ્રકારના ઉચ્ચ હેતુવાળા લોકો જેટલા પ્રમાણમાં રાષ્ટ્રમાં અથવા સમાજમાં વધારે થતા જાય છે, તેટલા પ્રમાણમાં તે રાષ્ટ્રનો કિંવા સમાજનો વધારે અને વધારે ઉત્કર્ષ થતો જાય છે. તેમ જ જેમ જેમ રાષ્ટ્રમાં અથવા સમાજમાં એવા મહાત્માઓની ન્યૂનતા થતી જાય છે, તેમ તેમ તે રાષ્ટ્રનો અથવા સમાજનો વિનાશકાળ પાસે પાસે આવતો જાય છે, એમ માનવામાં કશો પણ પ્રત્યવાય નથી. આ વાર્તા કેવળ શાબ્દિક સિદ્ધાન્ત તરીકે જ કહેવામાં આવે છે, એમ નથી. જગતમાંનાં રાષ્ટ્રોના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસના સૂક્ષ્મ અવલોકનથી એ વાર્તા સહજમાં જ તમારા જાણવામાં આવી શકે એવી છે. સારાંશ કે, જ્યાંસુધી કોઈ પણ સમાજની ઉપર કહ્યા પ્રમાણે અનંતતા પ્રતિ–ઉચ્ચતમ અને આત્યંતિક સુખમય સ્થિતિ પ્રતિ–જવાની ખટપટ બળપૂર્વક અને અખંડ ચાલૂ છે, ત્યાં સુધી ('બહુ ઉપયોગિત્વ' વાદીઓ એ પ્રયત્નને ગમે તેટલો ભ્રામક અને પ્રમાદપૂર્ણ કહે, તોપણ) તે સમાજ–કાળ-ગતિથી કદાચિત્ અમુક સમયને માટે વિક્ષોભ પામેલો હોય, તોપણ–વેલો મોડો કોઈપણ સમયે અત્યુચ્ચ વૈભવશિખરે જઈ પહોંચ્યા વિના રહેતો નથી. તેમ જ જ્યારે એ ખટપટ મંદ પડી જાય છે, અથવા નિર્બળ થવા માંડે છે, તે સમયથી તે સમાજ પોતાના ઉચ્ચ પદ-પરથી ધીમે ધીમે નીચે ઉતરવા મંડી જાય છે, એ પણ તેટલું જ નિશ્ચયાત્મક સિદ્ધ છે.

સારાંશ કે, પ્રત્યેક રાષ્ટ્રમાંના લોકોમાં દેખાઈ આવતો ઓછો અથવા વધારે બળ-

વાન્ ઉદ્ભવ, તે ધર્મથી આવનારી ઉદાત્ત અને નિરપેક્ષ સાત્ત્વિક બુદ્ધિ જ છે. જ્યારે એ સાત્ત્વિક બુદ્ધિનો લોપ થતાં કોઈ રાષ્ટ્રમાંના લોકો કેવળ ઐહિક વિષયાસક્ત અને જડવાદી બનવા માંડે છે, ત્યારે તે જ તેની અવનતિનો અને ગ્રહદશાનો આરંભ છે, એમ તમારે ખાસ સમજવું

એ પ્રમાણે, ધર્મથી મહત્ત્વની અને પ્રમાણસિદ્ધ અનેક વાર્તાઓ તમારા જાણવામાં આવી શકે એવી છે તે જ પ્રમાણે મનને શાંતિ અને સમાધાન આપવાના કાર્યમાં ધર્મશ્રદ્ધાનો કેટલો બધો ઉપયોગ થાય છે, એ પણ અહીં પૃથક્ અને વિસ્તારથી કહેવાની કદી પણ આવશ્યકતા નથી કારણ કે, એક તો એ વાત વ્યવહારમાં અનેક વ્યક્તિઓમાં પ્રમાણસિદ્ધ દૃગ્ગોચર થયા કરે છે, અને બીજું, તેની સત્યતા આજપર્યન્ત અનેક રીતે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવવામાં આવેલી છે

ઉપર કહેલા ધર્મથી—અર્થાત્ ધાર્મિક શ્રદ્ધાથી—થનારા મહત્ત્વના લાભો અને તેનાથી મળતા અમૂલ્ય પાઠોને ક્ષણ માત્ર આપણે એક બાજૂએ છોડી દઈએ, અને ‘ શાસ્ત્ર ’ના સમ્બંધથી જ વિચાર કરવાની ટેવ પાડીએ, તોપણ તેના જેવો માનસિક ઉન્નતિનો પોષક અને દૃઢ પરિણામી હોય, એવો બીજો એક પણ ઉપાય નથી. જેવી રીતે અર્વાચીન રસાયન, જ્યોતિ શાસ્ત્ર અને યન્ત્રશાસ્ત્ર ઇત્યાદિ શાસ્ત્રોનો વ્યાસંગ રાખીને તેમાં દિવસે દિવસે નવા નવા શોધ કરવામાં મનુષ્યની પ્રવૃત્તિ હોય છે, તેવી જ રીતે જો કેટલાક પોતાના મનને ધર્મશાસ્ત્રની દૃષ્ટિથી વિચાર કરવામાં લીન કરે, તો તેથી તેમને કોઈ અપ્રતિમ આનંદ થયા વિના અને તેમની મનોવૃત્તિનો વિકાસ થયા વિના રહે જ નહિ

એ જે મનુષ્યમાં મળી આવતી આનસનો—જગતના ગૂઢ અને આદિ તત્ત્વનો—શોધ કરવાની ખટપટ—તે તત્ત્વને જઈ મળવામાટેની સતત ચાલૂ રહેતી ઉત્કટ અથવા ઇંદ્રિય પરિચ્છિન્ન અને જડ સૃષ્ટિના સંકુચિત પ્રદેશમાંથી વિદાય થઈને બહારના વિસ્તૃત અને ખુલ્લા અતીન્દ્રિયત્વના પ્રદેશમાં પ્રવેશવાની જે એ મનુષ્યના મનની રાત્રિ દિવસ ચાલૂ રહેનારી અનિવાર્ય આતુરતા—અથવા તે સર્વશ્રેષ્ઠ પરમાત્માસાથે ઐક્યરૂપ થવામાટેની મનને અહોરાત્ર ઉત્સુ રાખનારી જે એ મનુષ્યની પ્રબળ ઉત્સુકતા અને આતુરતા—તે જ તેના સત્ય સુખનો પરમાવધિ છે. એ, તેના ઇતર પ્રકારના વિજયો કરતાં પણ અત્યંત ઉર્જ્વલ અને દેદિપ્યમાન વિજય છે અર્થાત્ સુખની કલ્પના પોતપોતાના મનની ઉન્નતિપર અવલંબેલી છે. એટલે જેને જેમાં સુખ ભાસે, તે આચરણ તેણે ખુશીથી કરવું—એવિશે તેને પૂર્ણ સ્વાતન્ત્ર્ય હોવું, સર્વથા ઉચિત છે. પણ તે સાથે જો બીજો કોઈ ભિન્ન કલ્પનામાં સુખ

માનીને તે રહે, તો તે માટે પણ તેને તિરસ્કારવાનો અથવા તેથી તેને વાળવાનો તમને અધિકાર નથી, એ પણ પ્રત્યેક ધ્યાનમાં રાખવાનું છે.

એટલે ઇંદ્રિયાસક્ત મનુષ્યોને ખાવા પીવામાં અને ધન માલમાં જ જો ખરું સુખ ભાસતું હોય, તો તેમને તે ભાસવા દેવું અને તે માટે તેમનો કોઇએ પણ ઉપહાસ કે તિરસ્કાર કરવો નહિ, એ જ ઉચિત છે. પણ તે સાથે કોઈ એક સુસંસ્કૃત અને ઉન્નત મનુષ્યના મનને જો આધ્યાત્મિક વિચારમાં જ ખરું અને શ્રેષ્ઠ સુખ ભાસતું હોય, તો તેમાટે પણ તેને દોષ ન આપતાં અથવા તેનો હાસ્ય સહિત તિરસ્કાર ન કરતાં તેના તે સુખનો તેને નિર્વેદતાથી અનુભવ કરવા દેવો, એ પણ પ્રત્યેકનું કર્તવ્ય છે. જેટલા પ્રમાણમાં મનની ઉન્નતિ ઓછી હોય છે, તેટલા પ્રમાણમાં કોઈ પણ પ્રાણીને ઇંદ્રિયભોગ્ય વિષયોમાં વધારે આસક્તિ થાય છે અને વધારે સુખ ભાસે છે, એ આપણા નિત્યના વ્યવહારમાં પણ આપણને જણાઈ આવે છે. કૂતરા અથવા બિલાડાને પોતાના ભક્ષ્યમાટે જેટલી આસક્તિ અને રુચિ ભાસતી હશે, તેના આગળ એક અકરાંતિયા અને ખાઉધરા મનુષ્યની રુચિ કશીપણ ગણત્રીમાં નથી, એમ માનવામાં કશો પણ વાંધો આવે એમ નથી. કારણ કે, બન્નેની રચનામાંનું અને નૈસર્ગિક પ્રવૃત્તિમાંનું અંતર કોઈ પણ મનુષ્યને દેખાઈ આવ્યા વિના રહેતું નથી. પરંતુ કૂતરાના અથવા વરાહના સુખનો પરમાવધિ તેના તે ખાઉધરાપણામાં—માત્ર તેની રસનેન્દ્રિયમાં જ હોય છે. નીચ જાતિનાં પ્રાણીઓમાં અને મનુષ્યમાં જણાઈ આવતો જે આ ખુલ્લો દેખાતો ભેદ કહ્યો, તે જ મનુષ્યો મનુષ્યોમાં—જંગલી લોકો અને સુધરેલા લોકોમાં—પણ જોવામાં આવે છે. જંગલી સ્થિતિના લોકોને કેવળ ઇંદ્રિયજન્ય વિષયોપભોગોમાં જ સુખનો પરમાવધિ થએલો ભાસે છે; અને તે જ—તેમના કરતાં સુધારામાં આગળ વધેલા લોકોને શાસ્ત્રીય વ્યાસંગ, કળા અને વિજ્ઞાન આદિના અભ્યાસ અને અધ્યાત્મચિંતન ઇત્યાદિમાં જ અપ્રતિમ આનંદ અને સૌખ્યનો ભાસ થાય છે. આ કાંઈ જેવો તેવો ભેદ નથી.

આધ્યાત્મિક અધ્યયનનો પ્રદેશ જરા વિશેષ ઉચ્ચ પ્રકારનો છે. કારણ કે, એ વિષય જ વિસ્તૃત—કિંબહુના અગાધ હોવાથી તેની મર્યાદા પણ બીજા વિષયો કરતાં અત્યુચ્ચ અને ગહન છે. એટલા માટે તેના જે ખરા રસિક, માર્મિક અને અંતઃપ્રવેશક ભોક્તા હશે, તેમને તેમાં અપ્રતિમ અને ઉદાત્ત પ્રકારનું સૌખ્ય ભાસતું હશે, એમાં આશ્ચર્ય જેવું કશું પણ નથી. પ્રત્યેક પ્રવૃત્તિનું અંતિમ ફળ એ જ છે કે, સાર્વકાલિક અને ઉદાત્ત સૌખ્ય મેળવવું, એ જે 'બહુ ઉપયોગિત્વ' ના પ્રતિપાદકોનું મત છે, તે પ્રમાણે જોતાં પણ તે લોકોએ એવું એ અપ્રતિમ અને સાત્ત્વિક સુખ મેળવવામાટે ધર્મપ્રવૃત્તિનો જ વિકાસ અને

વિસ્તાર કરવાના પ્રયત્નમાં લીન થવું જોઇએ. એનો સાર શો ? કોઈ પણ દૃષ્ટિએ જોતાં મારા અભિપ્રાય પ્રમાણે 'શાસ્ત્ર' એ સંબંધથી ધર્માધ્યયનની આવશ્યકતા નિર્વિવાદ સિદ્ધ થાય છે. થોડામાં કહેવાનું એ જ કે, એ આવશ્યકતા તેથી થતા પરિણામ ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે તેવી છે. મનુષ્યના મનને ગતિ આપનારી તે એક પ્રબળ પ્રેરણા છે. બીજી કોઈ પણ પ્રેરણાથી મનુષ્યના મનમાં એટલા અગાધ બળ અને અશ્રાન્ત ઉત્સાહનો સંચાર થતો નથી; એટલું જ નહિ, પણ એકંદર માનવી પ્રાણીઓના ઇતિહાસને જોતાં (કેટલાક અવિચારથી કહે છે, તે પ્રમાણે) એ પ્રેરણા દિવસે દિવસે લુપ્તપ્રાય થવાને બદલે પોતાની કાર્યશક્તિને વધારે અને વધારે પ્રખર અને જાગૃત કરતી જાય છે; એ કોઇના પણ જાણવામાં આવી શકે એમ છે. ઇતિહાસ જેવી રીતે પ્રાચીન અનુભવોનો સંગ્રહ છે, તેવી જ રીતે અર્વાચીન સંગ્રહ જે લૌકિક વ્યવહાર, સદ્યઃસ્થિતિ–તે પરથી પણ એ જ સિદ્ધાન્ત નિષ્પન્ન થાય છે.

હવે, એ વિશે કેટલાક લોકોદ્વારા એક આક્ષેપ નિત્ય કરવામાં આવે છે, તેનો આપણે વિચાર કરીએ. આક્ષેપકોનું કહેવું એમ હોય છે કે, "કેમ ભાઈ! મનુષ્યને અવશ્ય ધર્મશ્રદ્ધાની આવશ્યકતા છે જ, એમ તમે શા આધારે કહી શકો છો ? અને, તેને નીતિના માર્ગમાં ચલાવનારાં એના વિના બીજાં સાધનો નથી જ કે શું ? કારણ કે, અમારી પાસે કેટલાંક એવાં ઉદાહરણો છે કે, કેટલીકવાર જે મહાત્માઓ નાસ્તિકના નામથી વિશ્વ-વિખ્યાત હતા, તે–સાધારણ શ્રદ્ધાશાળી લોકોમાં પણ મળવા મુશ્કેલ થઈ પડે એટલા બધા–અત્યંત નીતિમાન્ અને ઉદાત્ત આચરણવાળા હતા. એટલે અમારા કહેવાનું તાત્પર્ય એ જ છે કે, ધર્મશ્રદ્ધાનો આશ્રય ન કરવા છતાં પણ 'સાર્વજનિક હિત' ના તત્ત્વનું અવલંબન કરીને મનુષ્યથી સદ્વર્તનશાળી અને પરોપકારી થઈ શકાય છે."

એ આક્ષેપકોનું કહેવું પ્રથમ દૃષ્ટિએ તો સર્વથા સત્ય અને સયુક્તિક દેખાય છે. એટલું જ નહિ, પણ મારે પોતાને પણ તેમના સિદ્ધાંત વિરુદ્ધ–અને તેના પ્રમાણ તરીકે તેમણે નિર્દિષ્ટ કરેલા ઉદાહરણવિરુદ્ધ કાંઈ પણ કહેવું નથી, એ મારે પ્રથમ જણાવી દેવું જોઇએ. આક્ષેપમાં દિગ્દર્શન કરાવ્યા પ્રમાણે કેવળ 'સામાજિક નીતિ'ના તત્ત્વને ગ્રહીને અનેક મહાત્માઓ આ જગતમાં અત્યંત નીતિમાન્ અને નિઃસીમ ભક્તિમાન્ પરોપકારી જૂદા જૂદા કાળમાં થઈ ગએલા છે; એટલું જ નહિ, પણ તેમનામાંના કેટલાકો (વિશેષતઃ બૌદ્ધ ધર્મવાળા) ધર્મસંસ્થાપક બનીને પોતાની અદ્વિતીય ચિત્તાકર્ષક ચુંબકશક્તિથી સહસ્રાવધિ લોકોને પોતાના અનુયાયી બનાવવાને પણ શક્તિમાન્ થએલા છે; ને પોતાના ઉદાત્ત ઉદાહરણથી અનેક લોકોનાં ચરિત્રોને તેમણે પુનીત અને ઉજ્જ્વલ કરી નાખ્યાં

છે. તેમ જ લૌકિક દેહત્યાગ પછી પણ તેમના દેદીપ્યમાન સત્સ્વરૂપ જીવનકળાનો અંશ હજારો લોકોના અંતઃકરણમાં જાગૃત રહેતાં તે તેમને ઉદાત્ત અને યશોદાયક કૃત્યો કરવા-માટે નિત્ય સ્ફૂર્ત્તિ અને ચેતના આપ્યા કરે છે. એવા લોકો ખરેખર જ ધન્ય છે. પરંતુ એ વિષે મારે જે કહેવાનું છે, તે એ જ કે, એ મહાત્માઓની સર્વ ઉદાત્ત પ્રવૃત્તિની પણ મૂળ પ્રેરણા, તે ધાર્મિક બુદ્ધિ જ છે. પરંતુ બીજાં પ્રમાણે તે પ્રત્યક્ષરૂપે દૃગ્ગોચર ન થતાં કેવળ તેના બીજરૂપ અને અપ્રગલ્ભ નૈતિક પ્રેરણાના સ્થિત્યંતર દ્વારા જ તેનો વિકાસ થએલો હોય છે, એટલો માત્ર ભેદ છે.

કહેવાનું તાત્પર્ય એ જ કે, પ્રત્યેક મનુષ્યમાં નૈસર્ગિક અને પ્રબળ ઉત્સાહવૃત્તિ તથા કાર્યક્ષમતા તો હોય છે જ; પરંતુ તેનો વિકાસ થવામાં ધાર્મિક બુદ્ધિ જેટલી બીજી કોઈ પણ પ્રેરણા કારણીભૂત થતી નથી, એ કાંઇક અદ્વિતીય વસ્તુ છે. તેની સાથે બીજી કોઈ પણ પ્રેરણાનું સામ્ય બતાવી શકાય તેમ નથી જ. પોતાના વર્તનને સારું વળણ લગાડ-વામાં, મહાન્ અને ઉદાત્ત વિષયોને સાધ્ય કરી લેવાની સ્ફૂર્ત્તિ થવામાં, સામાજિક સૌખ્ય મેળવવામાં અથવા તો પોતામાં આત્મિક શાંતિને પ્રાપ્ત કરવામાં—પ્રત્યેક મહાન્ અને મહ-ત્ત્વના વિષયોમાં માત્ર ધાર્મિક પ્રવૃત્તિ જ આદિકારણ હોય છે; માટે એ જ દૃષ્ટિથી ધર્મનું અધ્યયન અને પરિશીલન કરવું જોઇએ. આજ પર્યન્ત, ધર્મનો જેવી રીતે સંકુચિત અને વિશિષ્ટ દૃષ્ટિથી જ વિચાર કરવામાં આવતો હતો, તે પદ્ધતિનો ત્યાગ કરીને, અર્વાચીન પ્રગતિ પ્રમાણે, વિશેષ વ્યાપક અને વિસ્તૃત પાયાપર ધર્મની ઇમારત ઉભી કરવી જોઇએ. પૂર્વની કલહ ઉપજાવનારી નાનીસૂની વાતોને વિચારમાંથી કાઢી નાખવી જોઇએ. પોતાનો વિશિષ્ટ પંથ માત્ર ખરો અને બીજાઓનું બધું જૂઠું, પાખંડ અથવા દંભ, એવી દુરાગ્રહબુદ્ધિ છોડી દેવાનો હવે સમય આવેલો છે. એ વિચારો ગત કાળના હતા અને તે કાળમાં તે સાહજિક હતા; પણ હવે પછી તેમનો નિભાવ થવો શક્ય નથી. એટલા માટે તેમનો ત્યાગ કરવો, એ જ અત્યંત યુક્ત અને આવશ્યક છે. અસ્તુ.

થોડોક સૂક્ષ્મ વિચાર કરતાં એ વિધાનની સત્યતા કોઈના પણ જાણવામાં આવી શકે તેમ છે. જેટલા પ્રમાણમાં માનવી પ્રાણીની માનસિક ઉન્નતિ થતી જશે, તેટલા પ્રમા-ણમાં તે ધાર્મિક પ્રગતિમાં આગળ અને આગળ વધતો જશે, એ સર્વથા સ્વાભાવિક અને સાહજિક જ છે. એવી રીતે મનુષ્યના મનની પ્રગતિ દિવસે દિવસે ત્વરાથી વધતી ચાલી છે. પૃથ્વીના જૂદા જૂદા ભાગોમાંના લોકોના ગહન અને મહત્ત્વના વિષયો વિશેના પરસ્પર વિચારોના ચલનવલનનો આરંભ થઈ ચૂક્યો છે. કોઈ પણ મોટા મનુષ્યે કોઈ મહત્ત્વના વિચાર વિશે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો કે, ત્વરિત તે થોડા કલાકમાં જ જગતના સર્વ

લોકોને મુખોદ્‌ગત થઈ જાય છે. એ સઘળો પ્રભાવ શાનો? સમસ્ત જગત્‌માં દિવસે દિવસે શાસ્ત્રીય શોધોની અને આધિભૌતિક સુધારણાની વિદ્યુદ્‌વેગે પ્રગતિ થયા કરે છે, તેનો જ એ સઘળો પ્રભાવ છે. અર્થાત્ એ આધિભૌતિક સુધારણા સાથેજ, જગતના ધર્મવિચારોની ભવિષ્ય કાલીન મર્યાદા પણ તેટલી જ વિસ્તૃત અને સર્વવ્યાપક થતી ચાલી છે.

ઉપર કહેલી વાતનો વિચાર કરવાથી ભાવિકાળમાં જગત્‌ની ધાર્મિક કલ્પનાનું કેવી કેવી રીતે અને કેવું કેવું રૂપાંતર થતું જશે, એની અટકળ આપણે સહજમાં કરી શકીએ છીએ. તે કલ્પનામાં અનુક્રમે જગતના સર્વ ધર્મોનાં શુદ્ધ અને સંગ્રાહ્ય સર્વ તત્ત્વોનો સમાવેશ થતો જશે; અને તે સાથેજ ધર્મવિચારનો પ્રદેશ પણ તેટલો જ વિસ્તૃત અને ખુલ્લો થતો જશે; અને પ્રત્યેક ક્ષણે નવીન નવીન શોધોનો અને નૂતન નૂતન કલ્પનાઓનો તેમાં ઉમેરો થતો જશે. માટે એ વિશે સુજ્ઞ મનુષ્યોનું કર્ત્તવ્ય એ જ છે કે, તેમણે ગત કાળની સારી અને ઉપયોગી વસ્તુ-વાર્તાઓનું પોતાથી બની શકે તેટલું સંગોપન અને રક્ષણ કરવામાં તત્પર રહેવું. પરંતુ કેવળ પાસેના સંચયથી જ તૃપ્ત ન થતાં ભાવિકાળની મૂલ્યવાન્ અને ઉપયોગી વસ્તુઓનો પણ તેમાં ઉમેરો થવામાટે પોતાના ભંડારનાં દ્વારો તેમણે સદા સર્વદા ઉઘાડાં જ રાખવાં જોઇએ. તેવી જ રીતે સર્વ ધર્મોએ પોતાના 'કૂપમંડૂક'વત્ સંકુચિત અને બહિષ્કારપ્રવૃત્ત્યાત્મક સ્વરૂપનો ત્યાગ કરીને ધીમે ધીમે પરસહિષ્ણુ અને સર્વસમાવેશક થવાનો પ્રયત્ન કરવો જોઇએ. પોતાના પંથ પ્રમાણે બીજાઓની ઈશ્વરવિષયક કલ્પના ન હોય, તો તે માટે તેમને તુચ્છ માનવાની અથવા તેમને હાડવૈરી અને 'કાફર' ગણવાની ક્ષુદ્રબુદ્ધિદર્શક, દુરાગ્રહાત્મક અને રુધિરપ્રિય પ્રવૃત્તિનો ત્યાગ કરવો, એ જ દેશ કાળાનુરૂપ પ્રત્યેક ધર્મનું કર્ત્તવ્ય છે. કારણ કે, સર્વની ઈશ્વરવિષયક એક જ કલ્પના હોય, એમ તો કોઈ કાળે પણ બની શકે જ નહિ. એવા અનેક ધાર્મિક મહાત્માઓ અને સુજ્ઞ પુરુષો મારા પોતાના પણ જોવામાં આવ્યા છે, કે આપણે જેને ઈશ્વરવિષયક કલ્પના માનીએ છીએ, તે કલ્પનામાં તેમનો જરા પણ વિશ્વાસ હતો નહિ. એટલે કે, આપણી દૃષ્ટિથી તેઓ સર્વથા નાસ્તિક જ હતા. પરંતુ એ કારણને લીધે તેમનો તિરસ્કાર અથવા દ્વેષ કરવો, એ કોઈ કાળે પણ યોગ્ય કહેવાય ખરું કે? કદાપિ નહિ. એથી તો ઉલટું, આપણને ઈશ્વર વિશેનું જેટલું જ્ઞાન થએલું છે, તેના કરતાં તેમનો જ કદાચિત્ એ વિષયમાં વધારે પ્રવેશ થએલો હશે, એમ માનવાનું આપણને કારણ મળે છે. માત્ર તે કલ્પનાને મુખથી વ્યક્ત કરવામાં જ તેમનામાં અને આપણામાં ભેદ રહેલો જોવામાં આવે છે. તેઓ કલ્પનામય અને અમૂર્ત તત્ત્વમાં જ શ્રદ્ધા રાખનારા હશે, તો આપણે સગુણ અને મૂર્ત સ્વરૂપ ઈશ્વરની ઉપાસના

કરતા હોઇશું. બાકી સરવાળે તો બન્નેમાં કોઈ પણ અદૃશ્ય, 'અને કલ્પનાતીત આદ્ય-તત્ત્વમાં વિશ્વાસ રાખવાની બુદ્ધિ–અર્થાત્ એને જ હું વ્યાપક અર્થથી ધાર્મિક બુદ્ધિના નામથી ઓળખું છું તે–તો એકસરખી જ દેખાઈ આવે છે.

સારાંશ કે, એવી વ્યાપક દૃષ્ટિથી ધર્મ વિશે વિચાર કરનારથી, ધર્મની વ્યાખ્યામાં આવતા–ઈશ્વરના અનિર્દેશ્ય અને અમૂર્ત સ્વરૂપનો, તેમ જ તેની તાત્ત્વિક અને ભાવરૂપ કલ્પનાનો અથવા સગુણ અને સાકાર મૂર્ત સ્વરૂપનો–સર્વનો જ એક સરખો સમાવેશ કરી શકાય છે, એ તત્કાળ તમારા સમજવામાં આવી શકશે; અને એકવાર ધર્મવ્યાખ્યાની મર્યાદા એવી રીતે વ્યાપક અને તાત્ત્વિક થવા માંડી કે, ત્વરિત જ જૂદા જૂદા ધર્મોની વિરોધબુદ્ધિ અને પરાસહિષ્ણુતાની ધીમે ધીમે ન્યૂનતા થવા માંડે છે અને તેમનો જે જગતમાં શાંતિ અને સૌખ્ય પ્રસારવાનો આદ્ય અને ઉદાત્ત હેતુ છે, તે વધારે અને વધારે પ્રબળતાથી અમલમાં આવતો જાય છે. ધર્મની અંગભૂત પ્રબળ પ્રેરણાનો આજ પર્યન્ત માત્ર પરસ્પરના વિનાશમાં જ જે ઘાતક વ્યય થતો હતો, તેનો અટકાવ થઇને ધીમે ધીમે એક જ કાર્યમાં તેની પ્રવૃત્તિ થતી જશે અને એવી રીતે તેની તે સંયુક્ત પ્રેરણાનો પ્રવાહ કાર્યસિદ્ધિમાં વિશેષ સહાયકારક થઈ પડશે.

અર્થાત્ એ સ્થિતિ અત્યારે જ અમલમાં આવવી જોઇએ, એવી આપણી અપેક્ષા છે જ નહિ. કારણ કે, આજે કેટલા કેટલા કાળથી જગતમાં એથી વિરુદ્ધ ધર્મનાં અનિષ્ટકારક પરિણામો થતાં આવ્યાં છે; અને તે પરિણામોના પ્રસાદાત જગતમાંના સર્વ રાષ્ટ્રોની સામાજિક સ્થિતિપર અદ્યાપિ સૂક્ષ્મરૂપે પડ્યા કરે છે. ધાર્મિક બુદ્ધિમાં અતિ ઉદાત્ત કૃત્યોને સિદ્ધ કરવાને સમર્થ પ્રબળ પ્રેરણા હોવા છતાં પણ, કેવળ તેની કાર્યમર્યાદાને સંકુચિત કરી નાખનારથી–વિશિષ્ટ પક્ષ, પંથ, મત અને વિધિ ઇત્યાદિ ક્ષુદ્ર અને તેટલા કાળના ઉપાધિઓએ તેને અટકાવી નાખનારથી–તેથી કોઈ ઉદ્દિષ્ટ કાર્ય ન થતાં ઉલ્ટો, સંકુચિત પાત્રમાં ભરી રાખેલી અને એકદમ ઉભરાઇને બહાર નીકળતી બાફ પ્રમાણે તેનો જગતપર ઉપકાર થવાને બદલે અપકાર જ થતો ચાલ્યો છે; અને તેનું પરિણામ અત્યારે પણ સમાજને ભોગવવું પડે છે. એનો અનુભવ, વર્ત્તમાન કાળના ધર્મોની પરસ્પર વિશેની બુદ્ધિનું અવલોકન કરવાથી સહજમાં જ મળી શકે છે. વાસ્તવિક રીતે બે ધર્મોની આદ્ય કલ્પના અને મૂળ તત્ત્વો એક જ હોય છે; પણ માત્ર તે કલ્પનાને વ્યક્ત કરવાના માર્ગો બન્નેના ભિન્ન ભિન્ન હોય છે. એટલાથી જ તેમનામાં હાડવૈર અને તીવ્ર દ્વેષ પ્રસરેલો જોવામાં આવે છે. એ ઓગણીસમી સદીમાંની–ચરમ દશકમાંની કે, જે વેળાએ પૂર્વે કરતાં પણ 'સર્વસંગ્રાહ્ય ધર્મ'નો અને 'વિશ્વપ્રીતિ'નો ઉચ્ચસ્વરાત્મક નાદ

સાંભળવામાં આવે છે, તે વેળાની-સ્થિતિ છે! એથી, ધર્મકલ્પનાના સ્વરૂપને વ્યાપક અને સર્વસામાવેશક કરવાની કેટલી બધી આવસ્યકતા છે, તે સ્પષ્ટતાથી દેખાઈ આવવાનો પૂરેપૂરો સંભવ છે.

ઉપર કહ્યા પ્રમાણે જ્યારે ધર્મકલ્પનાનું સ્વરૂપ વ્યાપક, વિસ્તૃત અને કલ્પનામય થતું જશે, ત્યારે જ ધર્મપ્રેરણાના પ્રબળ કાર્યનો પ્રત્યક્ષ અનુભવ મળતો જશે. એનો અત્યારે તો માત્ર આરંભ થતો જ જોવામાં આવે છે. અર્થાત્ ઉપર કહ્યા પ્રમાણે, એ કાર્ય આપણા જોવામાં આવશે, તેને હજી કેટલોક કાળ લાગશે. તથાપિ કોઇને કોઈ સમયે પણ, ધર્મકલ્પનાના ઉદાત્ત, સર્વવ્યાપક અને તાત્ત્વિક સ્વરૂપનો ઉદય થયા વિના તો રહેશે નહિ જ, એ સર્વથા નિઃશંક અને નિઃસંશય વાર્ત્તા છે.

એ વિશે કેટલાક લોકો એક ભ્રામક વિધાન કરતા જોવામાં આવે છે. તેમના અભિપ્રાય પ્રમાણે, દિવસે દિવસે જગત્‌માંના સર્વ ધર્મોનો લોપ થતો ચાલ્યો છે; અને સત્વર જ જગતમાં એવો સમય આવશે કે, ધર્મનું નામ માત્ર પણ અવશિષ્ટ રહેલું આપણા જોવામાં આવશે નહિ. મારા અભિપ્રાય પ્રમાણે, એ વિધાન સર્વથા પ્રમાદ ભરેલો છે. ધર્મકલ્પનાનો દિવસે દિવસે લય થવાને બદલે, તો તેના વિકાસનો જ અત્યારે આરંભ થએલો છે. દિવસાનુદિવસ ધાર્મિક પ્રવૃત્તિ, શુદ્ધ, વિસ્તૃત અને ઉદાત્ત થતી જાય છે, અને મનુષ્યોના વર્ત્તનપર તેનું હિતકારક પરિણામ વધારે અને વધારે સ્પષ્ટ તથા દૃઢ થતું જાય છે. પૂર્વ પ્રમાણેની ધર્મની મર્યાદિત અને સંકુચિત સ્થિતિ અત્યારે રહી નથી. જ્યાં સુધી ધર્મકલ્પના કેટલાક વિશિષ્ટ જનસમુદાયમાં જ રમી રહી હતી, ત્યાં સુધી તેનું સ્વરૂપ બહુ જ મર્યાદિત અને સંકુચિત હતું, અને તેનો વિસ્તાર, વિશિષ્ટ પ્રકારનાં મંદિર અને દેવાલયોમાં, આચાર વિધિમાં, ગાથા પુસ્તકોમાં અને મંત્રતંત્રોમાંજ ગુંથાયલો હતો. અર્થાત્ એ સ્થિતિમાં ધર્મનું ઉજ્જ્વલ અને હિતકારક સ્વરૂપ વધારે જોવામાં આવતું ન હોતું. પરંતુ, એકવાર ધર્મના સાર્વત્રિક અને ઉદાત્ત સ્વરૂપની કલ્પના તમારા મનમાં સારી રીતે ઠસી ગઈ કે, પછી ધાર્મિક પ્રવૃત્તિનું ખરું અને ઉપયુક્ત સ્વરૂપ તમારા જાણવામાં આવ્યું જ, સમજવું. તે પ્રવૃત્તિનું, સર્વથા અજાણપણે પણ તમારા વર્ત્તનપર પરિણામ થયા વિના રહે તેમ નથી. તે પ્રવૃત્તિ તમારો મૂળ સ્વભાવ જ બની જશે. અર્થાત્ તમારી પ્રત્યેક હીલચાલમાં-સમાજના પ્રત્યેક રોમરંધ્રમાં-તેનું સૌખ્યવર્ધક પરિણામ દૃષ્ટિગોચર થવા માંડશે. એવી રીતે એ પ્રબળ પ્રેરણાનો ખરેખરો ઉપયોગ થતો જશે, અને તેના યોગે, આજ સુધી થયું હશે, તેના કરતાં અનેક ગણું વધારે

સમસ્ત જગતનું કલ્યાણ થશે; અને સર્વમાં અત્યુચ્ચ જે સામાજિક શાંત, તેનું જગતમાં સામ્રાજ્ય થઈ જશે.

એટલે અત્યારે વિશેષતઃ આપણને જે વસ્તુની અગત્ય છે, તે એ છે કે, જૂદા જૂદા ધર્મના લોકોમાં એકબીજા વિશે વિશેષ પ્રેમભાવ વધવો જોઇએ. સર્વનો ઉત્કર્ષ અથવા અપકર્ષ, એક જ ઉદાત્ત કલ્પનાના આધારપર અવલંબેલો છે, એ વાત પ્રથમ તેમના અનુભવમાં આવવી જોઇએ. પરસ્પરના મનમાં એકમેક વિષે એક પ્રકારનો આદર ઉત્પન્ન થવો જોઇએ. તેમનામાં ઉચ્ચ નીચ ભાવ કિંવા આઢ્યતા કે ઉચ્છૃંખલતા હોવાં ન જોઇએ. પરંતુ વસ્તુસ્થિતિ જોતાં, વર્તમાનકાલીન ભિન્ન ભિન્ન ધર્મના લોકોમાં બીજાઓ વિશે ઉપર કહેવા પ્રમાણે તુચ્છતા અને તિરસ્કારની બુદ્ધિ વધારે પ્રમાણમાં વ્યાપેલી જોવામાં આવે છે; એ બહુ જ શોક અને ખેદનો વિષય છે. એટલા માટે જ અત્યારે વધારે અગત્યનો વિષય એ જ છે કે, કેવળ માનસિક શાસ્ત્રના સિદ્ધાન્તપર જ જેમની ઇમારત ચણાયલી છે, એવા લોકોના ધર્મમાં, અને જેમની ધર્મકલ્પનાનો પ્રવાહ દિવસે દિવસે વધારે અને વધારે થતી જતી પ્રગતિના ધોરણ પ્રમાણે (અર્થાત્ અર્વાચીન શાસ્ત્રીય શોધોના અને આધિભૌતિક સુધારણાના ધોરણ પ્રમાણે) વહેતો-બનતો ચાલ્યો છે, એવા લોકોના ધર્મમાં એક પ્રકારની પ્રેમબુદ્ધિ અને એકવાક્યતા થવી જોઇએ.

એવી રીતે ઉભય ધર્મવાદીઓમાં સંપ ઉત્પન્ન કરવામાટે ઉભય પક્ષે પોતપોતાનાં મતોમાં થોડો ઘણો ફેરફાર કરવો અગત્યનો છે. પોતાના પ્રિય અને દૃઢ દુરાગ્રહનો ત્યાગ કરતાં બંને પક્ષને જરાક માઠું તો લાગવાનું જ, એ જો કે ખરું છે; તથાપિ એમ કરવાથી જ, ઉભય પક્ષનું કલ્યાણ થવાનો અને બંનેમાટે તત્ત્વપ્રાપ્તિનો માર્ગ અધિક સુલભ થવાનો સંભવ છે. એવી રીતે, કાળચક્રથી થતા સ્થિત્યંતર ઉપરથી વધતું જતું જ્ઞાન અને વિશિષ્ટ દેશવર્તમાન આદિ વિષયોને વળગી રહેલું જ્ઞાન, એ બંનેનો અંતે સંયોગ-મેલાપ થતાં તે કાલદેશ આદિ ઉપાધિથી રહિત, ઇંદ્રિયાતીત અને ચિત્તાગોચર અનંત અને વિશ્વવ્યાપક ઈશ્વરરૂપમાં લીન થઈ જશે, એમાં લેશ માત્ર પણ શંકાનું સ્થાન નથી.



## વ્યાખ્યાન બીજું

# સર્વસામાન્ય ધર્મની કલ્પના,

## અને

## તેનું અત્યુચ્ચ સ્વરૂપ



ઇન્દ્રિય અથવા મનને ગોચર હોય, એવા પ્રત્યેક પદાર્થમાં, બે મહા પ્રબળ પ્રેરણાઓનું કાર્ય વિશેષ દૃષ્ટિગોચર થાય છે. એ બે પ્રેરણાઓ પરસ્પર વિરોધિની છે, અને તેમનો તે વસ્તુઓમાં એક સરખો અખંડ ક્રિયા અને પ્રતિક્રિયાત્મક કલહ ચાલતો જ હોય છે. એક પ્રેરણા, બીજી પ્રેરણામાંથી ઉત્પન્ન થનારાં કાર્યોનો નાશ કરવામાટે એક સરખી અવ્યાહત પ્રયત્નો કરતી હોય છે.

જે જે બાહ્ય જડ સૃષ્ટિના રૂપે અથવા જૂદી જૂદી માનસિક અંતઃસ્થ પ્રવૃત્તિઓના રૂપે આપણા અનુભવમાં આવે છે, તે સર્વ એ બે પ્રેરણાઓનું જ મિશ્ર કાર્ય છે. જડસૃષ્ટિમાં જોઇએ, તો, એ પ્રેરણાનું કાર્ય આકર્ષણ, પ્રતિકાર અને ગુરુત્વાકર્ષણ ઇત્યાદિ પ્રકારના જે પદાર્થોના ભિન્ન ભિન્ન ગુણધર્મો છે, તે દ્વારા આપણા અનુભવમાં આવી શકે છે. આધ્યાત્મિક અથવા માનસિક સૃષ્ટિના વિષયમાં જોતાં આપણા મનમાં રાગ, દ્વેષ, અને સત્ અસત્ ઇત્યાદિ પરસ્પર વિરોધિની અનેક મનોવૃત્તિઓ ઉદ્‌ભવે છે, તે પણ ઉપર કહેલી બે ક્રિયા અને પ્રતિક્રિયાત્મક પ્રેરણાઓનાં જ દૃશ્ય કાર્યો છે. માનસિક સૃષ્ટિ વિશેનો એ અનુભવ તો નિત્ય સઘળાને થયા કરે છે. કોઈ એક વિષયના સંબંધમાં પ્રથમ દૃષ્ટિએ આપણા મનમાં એક પ્રકારની તિરસ્કારબુદ્ધિ ઉત્પન્ન થાય છે; અને બીજા કોઈ વિષયને જોતાં જ આપણું મન સાહજિક રીતે તેના તરફ દોરાઈ જાય છે. પરંતુ એ ગમવા અને ન ગમવાનું કારણ શું, તે માત્ર આપણાથી નિશ્ચિત કહી શકાતું નથી. એ બીજા લોકોના—અથવા બીજા પદાર્થોના સંબંધમાં જેવી આપણી વાત છે; તેવી જ તે બીજા લોકોની આપણા સંબંધમાં પણ ભાવના હોવી જોઇએ. આપણે આપણા જીવનકાળમાં અનેકવાર એમ જોઇએ છીએ કે, કોઈ વિશેષ કારણ ન હોવા છતાં પણ આપણું મન કોઈ એક વ્યક્તિ પ્રતિ

* ન્યૂયૉર્ક, તા૦ ૧૨ મી જાન્યુઆરી ઈ૦ સ૦ ૧૮૯૬.

આકર્ષાય છે; અને એ વ્યક્તિના મનમાં પણ આપણા વિશે, તત્કાળ, તેવો જ પ્રેમ ઉત્પન્ન થાય છે; પણ કેટલીકવાર એમ પણ બને છે કે, કોઈ પણ હેતુ ન હોવા છતાં આપણા મનમાં કોઈ મનુષ્યને જોતાંનીવાર જ તેના વિશે એક પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થાય છે, તેનો સહવાસ ન જોઇએ અને તે નેત્રસમક્ષ પણ આવવો ન જોઇએ, એમ મનમાં ભાસવા માંડે છે; તેવી જ રીતે, બીજા કોઈ મનુષ્યના મનમાં, આપણા વિશે, કારણ ન છતાં પણ એકાએક ખરાબ વિચાર બંધાઈ જાય છે. છતાં એ બન્ને ચમત્કારોનાં કારણો કોઈ કાળે પણ નિશ્ચયપૂર્વક કહી શકાતાં નથી.

એ જે સાધારણ વ્યવહારમાનો પ્રત્યેક મનુષ્યના અનુભવમાં આવતો નિયમ કહ્યો, તે જ સર્વ પ્રકારની ગહન, ગૂઢ અને આધ્યાત્મિક સ્થિતિના સંબંધમાં પણ સત્ય છે, એટલું જ નહિ, પણ જેટલા પ્રમાણમાં એ પ્રેરણાનું કાર્યભૂત થનારું દ્રવ્ય વિશેષ મહત્ત્વનું, ઉચ્ચ પ્રકારનું અને સૂક્ષ્મ હોય છે, તેટલા પ્રમાણમાં એ પ્રેરણાનું પરિણામ પણ વધારે બળથી થએલું જોવામાં આવે છે. એટલે કે, આપણી આસપાસમાં ચારે દિશાએ દેખાતી અચેતન અને જડ સૃષ્ટિ કરતાં, સચેતન અને પ્રવૃત્તિમય માનસિક સ્થિતિમાં, એ પ્રેરણાનું કાર્ય વિશેષ બળથી ચાલે છે. એટલે જેટલા પ્રમાણમાં મનુષ્યનું મન પ્રગલ્ભ અને વિકસિત થએલું હોય છે, તેટલા પ્રમાણમાં તેના મનમાં એ બે પરસ્પરવિરોધિની પ્રેરણાઓનું પરિણામ વિશેષ સ્પષ્ટ, સ્ફુટ અને પ્રબલ થએલું જોવામા આવે છે.

હવે, ધર્મવિચારાત્મક જે સ્થિતિ, તેજ માનવી મનની અત્યુચ્ચ સ્થિતિ છે. એથી, અર્થાત્ ધર્મવિચારમાં ઉપર્યુક્ત પ્રેરણાનું કાર્ય વિશેષ સ્પષ્ટ અને બલવાન્ દેખાઈ આવે છે, એ જૂદી રીતે કહેવાની કશી પણ આવશ્યકતા નથી. ધર્મથી જે પરસ્પરવિરોધી પરિણામો થએલાં જોવામાં આવે છે, તે એનાં પ્રત્યંતરો છે. મનુષ્યના મનમાં સજાતીયો વિશે, કિંબહુના એકંદર વિશ્વ વિશે અત્યુચ્ચ પ્રકારની જે પ્રીતિ–એને જ વિશ્વપ્રીતિ, ભૂતદયા અને સાનુકંપા ઇત્યાદિ નામો આપવામાં આવ્યાં છે–રહેલી હોય છે, તેના ઉત્પન્ન થવામાં સર્વ સંસ્કારો કરતાં ધર્મકલ્પનાનો સંસ્કાર જ વિશેષ કારણીભૂત થાય છે. પણ માનવી સ્વભાવમાં હોય કે ન હોય તેવી રાક્ષસી ક્રૂરતા પણ એ જ ધર્મકલ્પના દ્વારા જગતમાં વ્યક્ત થએલી છે. જગતમાં શાંતતા અને સમાધાનને સ્થાપિત કરવામાં અને તેની (જગતની) જીવનકલહમાંથી પરાવૃત્તિ કરીને તેને સાત્ત્વિક માર્ગમાં વાળવામાં સાધનીભૂત થનારા જે અત્યુદાત્ત ઉદ્ગારો, તે ધર્મસંસ્થાપકોના મુખમાંથી જ નીકળેલા છે; તેમ જ માનવી જાતિને કલંક લગાડનાર ગાળો અને શાપોની વર્ષાનો પરમાવધિ પણ એ જ વર્ગના લોકોના મુખથી થએલો છે. સારાંશ કે, જેટલા પ્રમાણમાં વિચારનો વિષય ગહન

અને ઉદાત્ત હોય છે, તેટલા પ્રમાણમાં એ પ્રકારની બન્ને પરસ્પરવિરોધિની પ્રેરણાઓનું પણ તેનાપર સાધક બાધક પરિણામ વધારે જ થાય છે. ધર્મપ્રેરણાથી જેવી રીતે અગાધ રક્તનો પ્રવાહ વહીને સહસ્ત્રાવધિ વીરવનિતાઓ અને કોમળ અર્ભકો અનાથ થયાં છે, તેવી જ રીતે એ ધર્મપ્રેરણાના યોગે જ સહસ્ત્રાવધિ અન્નચ્છત્રો, પરબો, ને શુશ્રૂષાલયો (હોસ્પિટલો) પણ અસ્તિત્વમાં આવ્યાં છે. તેનાયોગે અનેક ધર્મશીલ મહાત્માઓને હજારો દીન અને દુર્બળ જનોના આશીર્વાદ પણ મળતા આવ્યા છે અને હવે પછી પણ મળતા રહેશે.

એવા પ્રકારની ધર્મપ્રેરણાના ઉપકારોની મર્યાદા કેવળ સજાતીયો પર્યન્ત જ રહી છે, એમ નથી, કિન્તુ એ પ્રેરણાના ઉપકારથી અનેક ગોશાળાઓ, અને પાંજરાપોળોની સ્થાપના પણ થએલી છે, અને હજારો દીન, નિરુપદ્રવી અને સર્વોપયોગી, પણ પંગુ અને દુર્બળ થએલા મૂક પ્રાણીઓનું પણ એથી સંગોપન–સરક્ષણ થયા કરે છે. એ ધર્મપ્રેરણાના સુપરિણામો આજે અનાદિ કાળથી ચાલતાં આવેલાં છે, અને હવે પછી પણ યાવચ્ચન્દ્રદિવાકરૌ એવી જ રીતે ચાલતાં રહેશે, એમાં લેશમાત્ર પણ સંશય નથી. અસ્તુ.

એ પ્રમાણે, ધર્મવિચારમાં થનારી ક્રિયાપ્રતિક્રિયાત્મક પ્રેરણાઓનાં કાર્યોનાં સ્વરૂપો જૂદા જૂદા માર્ગોથી દૃષ્ટિગોચર થાય છે. એથી જણાઈ આવશે કે, ધર્મના જે એ અનેક વિલક્ષણ પ્રકારના–પ્રસંગ વિશેષે પ્રાણવિઘાતક અને ભયંકર મતભેદ અને પંથો જોવામાં આવે છે; ને તેમનો પરસ્પર જે સાવકા ભાઇઓ જેવો વિરોધિ સંબંધ દેખાય છે, તેનુ બીજ ધર્મવિચારના શુદ્ધ, અત્યુદાત્ત અને કલ્પનામય સ્વરૂપમાં રહેલું નથી; કિન્તુ એ કેવળ ધર્મવિચારનો આરંભ કરતી વેળાએ જ, તદ્વિષયક જે બે સાધકબાધક અને પરસ્પરવિઘાતેચ્છુ પ્રેરણાઓ ઉત્પન્ન થાય છે, તેમનું જ પ્રત્યક્ષ પરિણામ છે.

એવી રીતે એ બે પરસ્પરવિરોધિની પ્રેરણાઓની સતત ચાલતી ઝટાપટીને જોતાં એ બે પ્રેરણાઓનુ કોઈ કાળે પણ એકીકરણ થતા તેના યોગે ધર્મવિચારમાં સ્થિરતા, સૌખ્ય અને સમાધાન પ્રાપ્ત થશે, એવો આપણો નિશ્ચય થઈ શકતો નથી પરતુ એ ઝટાપટીમાથી જ જગત્મા શાંતતા સ્થાપિત કરવાનાં અને સર્વ ધર્મોનું એકીકરણ કરીને તેના યોગે માનવી પ્રાણીઓમાં સૌખ્ય અને સમાધાનનુ સામ્રાજ્ય સ્થાપવાના પ્રયત્નો કરાયાના સ્પૃહણીય ઉદાહરણો ઇતિહાસમાંથી એક નહિ, પણ અનેક મળી આવે છે. સર્વને સંમત થાય એવો કોઈ એક સર્વવ્યાપક અને અત્યુચ્ચ પ્રકારનો ધર્મ બનાવવાનું કાર્ય શક્ય છે કે નહિ, એ વિચાર સર્વ ધર્મના મહાત્માઓના મનમાં કોઇને કોઇવાર પણ આવ્યાનું તો સ્પષ્ટ દેખાઈ આવે છે, અને મારા પ્રસ્તુત વ્યાખ્યાનનો વિષય પણ એ જ છે.

પ્રશ્ન એવો છે કે, ધર્મવિચારમાં જે આ અનાદિ કાળથી એકસરખો કલહ અને ઝગડો ચાલતો આવ્યો છે, તે કલહની કોઈ કાળે પણ સમાપ્તિ થાય, એમ છે કે નહિ? અને એ કલહથી કોઈ કાળે પણ સર્વ જગતના ઐકમતું અને પરસ્પર પ્રેમનું બીજ ઉત્પન્ન થશે કે નહિ? એ પ્રશ્ન વર્તમાન કાળની સ્થિતિ જોતાં સર્વથા સ્વાભાવિક અને સાહજિક છે. કારણ કે, આ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં જગતમાંના એકંદર લોકોની મુખ્ય મુખ્ય વિષયોમાંની પ્રવૃત્તિને જોતાં, જગતમાંના સર્વ લોકોમાં ઐક્ય અને શાંતતા કેવી રીતે સ્થાપી શકાશે, એ વિચારમાં જ સર્વનું ધ્યાન પરોવાયલું જોવામાં આવે છે. (એનું તાજું ઉદાહરણ એ છે કે, 'હેગ્' નામક સ્થાનમાં સર્વ યૂરોપિયન્ પ્રમુખ રાષ્ટ્રોની 'શાંતતા પરિષદ્' ભરાયલી હતી.) એ ઐક્ય અને શાંતતાની સ્થાપના કરવામાટેના અનેક ઉપાયો પ્રત્યેક દેશમાંના સમાજોએ આજ પર્યન્ત વખતો વખત કરી જોયા છે; અને ભિન્નભિન્ન કલ્પનાઓની યોજના કરીને, તેમને અમલમાં આણવાનો પણ અનેકવાર પ્રયત્ન કરેલો છે. પરંતુ તેમાંથી એકને પણ આજ સુધીમાં વિજય મળ્યો હોય, એમ જણાયું નથી. એથી આવા પ્રકારના હેતુઓને સિદ્ધ કરવાનું કાર્ય કેટલું બધું દુષ્કર છે, એ ધ્યાનમાં આવી શકશે. સમાજ, શાંતતા, ઐક્ય અને સુસ્થિતતા સ્થાપવાનો ગમે તેટલો પણ પ્રયત્ન કરે, પરંતુ સમસ્ત સૃષ્ટિનોજ આધારભૂત જે જીવનકલહનો નિયમ જગતની ઉત્પત્તિથી આરંભાયલો છે, તેના પ્રવાહને અને વેગને અટકાવવો, એ સર્વથા અશક્ય જ છે, એવો જ અંતે તેમનો નિશ્ચય થએલો છે. મનુષ્યના અંગમાં જે એક પ્રકારની નૈસર્ગિક ઉચ્છૃંખલતાની વૃદ્ધિ રહેલી છે, તેનું નિયમન કોઈ પણ સમાજ કોઈ પણ કાળે કરી શકે તેમ નથી જ. અર્થાત્ સમાજ ઐક્ય અને શાંતતાને પ્રસારવામાટે ગમે તેવી અને ગમે તેટલી ઉદાત્ત કલ્પનાઓ બાંધે, અને તેમને અમલમાં લાવવામાટે ગમે તેટલા મનોભાવથી અને અશ્રાંત ઉત્સાહથી જીવસટોસટના પ્રયત્નો કરે, પરંતુ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ જ થવાના, એમાં શંકા જેવું કાંઈ છે જ નહિ.

હવે, આપણા વ્યતિરિક્ત ભિન્નભિન્ન વ્યક્તિઓમાં ઐક્ય અને શાંતતા સ્થાપવાનું કાર્ય એટલું બધુ દુર્ઘટ—કિંબહુના અશક્ય જ—છે, ત્યારે પરસ્પરવિરોધી અનેક સુષ્ટ અને દુષ્ટ મનોવિકારોથી ભરેલી માનસિક સ્થિતિમાં તે ઐક્ય અને તે એકતાનતાને સ્થાપિત કરવાનું કાર્ય કેટલું બધું દુર્ઘટ હશે, એની કલ્પના કરો. એ વસ્તુ વિશે હવે જે વિચાર કરવાનો છે, તે કેવળ એના સંબંધમાં જે અનેક ભ્રામક અને રૂઢ થએલી કલ્પનાઓ છે, તેના ધોરણથી કરવાનો નથી, કિન્તુ આધ્યાત્મિક—માનસિક—દૃષ્ટિમાં ખરી સ્થિતિ શી છે, તે જોઈને જ કરવાનો છે. એટલા માટે અત્યારે તો એના સંબંધમાં રૂઢ થએલા શબ્દોના

અને ભાષાજાળને જરાક એક બાજૂએ મૂકીને આપણે એ વિષયનો સર્વથા સરળ રીતિથી અને વ્યવહારની દૃષ્ટિથી જ વિચાર કરીશું. કારણ કે, કેટલીકવાર એમ અનુભવમાં આવે છે કે, કોઈ એક શબ્દ આપણી બાલ્યાવસ્થાથી જ આપણા કાનમાં અથડાયલો હોય છે અને આપણે પોતે પણ નિત્ય તેનો ભાષણમાં ઉપયોગ કરતા હોઇયે છીએ, પણ તેનો ઉચ્ચાર કરતી વેળાએ આપણને તેની પૂરેપૂરી અને સ્પષ્ટ કલ્પના હોતી નથી. એનું આપણે એક સારું ઉદાહરણ લઇએ. પ્રેમ, પ્રીતિ, શાંતિ, ઐક્ય અને વિશ્વપ્રીતિ ઇત્યાદિ શબ્દો કેટલીબધીવાર આપણા કાનમાં અથડાયા હશે વારુ? પરંતુ, એ શબ્દોનો યથાર્થ અર્થ શો છે? એમ જો કોઈ આપણને એકાએક પૂછે, તો આપણાથી તેનું કશુંય ઉત્તર આપી શકાશે નહિ. કેવળ અનેક વેળા કાને પડેલા શબ્દોનો આપણે, તેમનો અર્થ ન જાણતાં માત્ર પોપટ પ્રમાણે જ ઉપયોગ કરીએ છીએ. પરંતુ એને હું કોઇના દોષ તરીકે વ્યક્ત કરું છું, એમ કોઇએ પણ ધારવું નહિ. એમ થવું સર્વથા સાહજિક જ છે અને એ મનુષ્ય માત્રનો સ્વભાવજ છે, એટલો જ મારા કહેવાનો ઉદ્દેશ છે. અને એમ થવાનું કારણ પણ સ્પષ્ટ જ છે. તે એમ કે, એ શબ્દથી ધ્વનિત થનારી ઉચ્ચ અને ઉદાત્ત કલ્પનાઓ પણ પ્રથમ વિશેષ અધિકારવાળા અને પાત્રવાળા મહાન્ મનનશીલ મહાત્માઓનાં મનમાં જ આવી હતી, અને તેમણે જ તે શબ્દોને વ્યક્ત કરવા-માટે ઉપરના શબ્દોને પ્રચારમાં લાવવાનો પ્રયત્ન કરેલો છે. તે મહાન્ મહાત્માઓને થઈ ગયાને પણ આજે યુગોના યુગો વીતી ગયા છે, અને તેમની સાથે જ કેટલાક શબ્દોના ખરા અર્થોનો પણ લોપ થએલો છે. તેમની પછી તેમના અનુયાયી થયા. તેમણે ગમે તેમ પણ તેમનું જ્ઞાન અમુક સીમા પર્યન્તનું જ હોવાથી વ્યર્થ અને નિરર્થક ન હોય તેવી કોટિયો ચલાવીને માત્ર શબ્દછળના આડંબરનો જ વિસ્તાર વધારી દીધો; અને પોતાને ભાસ્યો, તે જ અર્થ ખરો, એવા દુરાગ્રહને તેઓ પકડી રાખવા લાગ્યા; એથી ધર્મનાં મૂળ ગંભીર, શુદ્ધ અને પવિત્ર સ્વરૂપનો નાશ થતાં, તેને માત્ર શાબ્દિક આડંબર અને કલહાત્મક યુક્તિવાદનું સ્વરૂપ પ્રાપ્ત થયું. વાસ્તવિક રીતે ધર્મના મૂળ સ્વરૂપમાં કોઈ પણ પ્રકારની વ્યક્તિક અથવા સંકુચિત કલ્પના હતી નહિ. તે જ કલ્પના, આ ધર્મપ્રચારકોના સમયમાં 'અમારો ધર્મ' 'તમારો ધર્મ' અને 'અમારો રાષ્ટ્રીય ધર્મ' એવી રીતે નિયામક અને કેટલેક અંશે સડેલા વિચારોવાળી થઈ બેઠેલી છે. ધર્મનિષ્ઠા, તે એક વાસ્તવિક ભિન્ન ભિન્ન વ્યક્તિમાં સ્વતંત્રતાથી જન્મતાંજ ઉત્પન્ન થનારી પ્રવૃત્તિ છે; તથાપિ આમની ભાષામાં તે સ્વદેશાભિમાન ઇત્યાદિ રાષ્ટ્રીય મનોવૃત્તિઓના એક ઉપાંગરૂપ જ થઈ પડેલી છે. એથી એકંદર ધર્મવિચારમાં એકવાક્યતા, શાંતતા અને એકસંપતા ઉત્પન્ન કર-

વાનું કાર્ય કેટલું બધું કઠિન છે, તે તમારા જાણવામાં આવી ગયું હશે જ. તથાપિ એ જ ચમત્કારિક ગૂઢ તત્ત્વનું આપણે આજે વિસ્તારથી નિરીક્ષણ કરીને એ વિશે બીજું શું શું આપણા જોવા અને જાણવામાં આવે છે, તે જોઇએ.

જગતમાંના જૂદા જૂદા મુખ્ય મુખ્ય ધર્મો વિશે સામાન્ય રીતે વિચાર કરતાં, તેના વિષયમાં જે એક વિશેષ વાર્ત્તા આપણા જોવામાં આવે છે, તે એ કે, કોઈ પણ મોટા અને જગત્‌માંના કોઈ પણ વિશેષ સમાજને માન્ય હોય, એવા ધર્મને લઇએ, તો તે પ્રત્યેકનાં ત્રણ મુખ્ય અંગો દષ્ટિગોચર થાય છે. તેમાંનું પ્રથમ અંગ (૧) **આધ્યાત્મિક અથવા તત્ત્વજ્ઞાન વિષયક** છે. એ અંગમાં પ્રત્યેક ધર્મની આદ્ય કલ્પના, તેનાં વિશિષ્ટ મતો અને તેનો અંતિમ સાધ્ય હેતુ, ઇત્યાદિ વિષયોનું તાત્ત્વિક રીતિથી વિવેચન કરેલું હોય છે. અને તેમાં જ તે ઇષ્ટ હેતુને સાધ્ય કરવાનો માર્ગ પણ સામાન્ય રૂપથી બતાવેલો હોય છે, એટલે કે, એ અંગમાં નાની સૂની ખુલાસાની વાતોનો અથવા સ્પષ્ટીકરણોનો સમાવેશ થતો નથી; કેવળ તે ધર્મની કલ્પનાઓ જ, તે તે ધર્મોને સંમત હોય એવા શબ્દોમાં—એટલે કે, વિશિષ્ટ પરિભાષામાં—વ્યક્ત કરેલી હોય છે. ત્યાર પછી બીજું અંગ (૨) **પૌરાણિક ઇતિહાસ, આખ્યાયિકા અને ગાથા** ઇત્યાદિકનું બનેલું છે. એ અંગ ભિન્ન નથી, કિંતુ પ્રથમ અંગના સ્પષ્ટીકરણ અથવા પરિશિષ્ટરૂપ છે. તત્ત્વજ્ઞાનવિષયક ભાગમાં જે તત્ત્વો કેવળ સામાન્યતઃ અને સાંકેતિક પરિભાષાથી વ્યક્ત કરેલાં હોય છે, તે જ તત્ત્વો એમાં આખ્યાયિકા અને ઇતિહાસ ઇત્યાદિના રૂપમાં વધારે સ્પષ્ટ અને વિશદ કરેલાં હોય છે. અર્થાત્ એમાંનો મુખ્ય ભાગ, પ્રાસાદિક મહાન્ સાધુ પુરુષો અને સંત મહાત્માઓનાં ચરિત્રો અથવા દૈવિક અને ઈશ્વરાંશ વિભૂતિઓનાં અદ્‌ભુત વર્ણનાત્મક અવતારકૃત્યોથી જ ભરેલો હોય છે; એ નવેસરથી કહેવાની કશી પણ અગત્ય નથી. એટલે કે, એ અંગ પ્રથમ અંગનું વિશેષ સ્થૂલ અને મનોરંજક રૂપાંતર જ છે, એમ કહેવામાં કશો પણ વાંધો આવે એમ નથી. પ્રથમ અગમાંનાં તત્ત્વોના પ્રતિપાદનનો અને યુક્તિવાદનો જે ગૂઢ, નીરસ અને વિકટ ભાગ હોય છે, તે જ એમાં સાધુ ચરિત્ર કિંવા અવતારકૃત્યોદ્વારા વધારે સુબોધક અને મનમાં ઠસી જાય એવી રીતે ગ્રથિત કરેલો હોય છે. ત્રીજું અંગ (૩) **વિશિષ્ટ આચાર, વિધિ અને તંત્રમંત્ર** ઇત્યાદિયુક્ત હોય છે. એ અંગ, પ્રથમનાં બન્ને અંગો કરતાં—જે તે ધર્મ અનુસાર—વિશિષ્ટ અને સંકુચિત હોઇને તેમાં અનેક પ્રકારનાં શરીરવ્યાપાર, ધાર્મિક આસનો, (આસનવિધિ) પૂજા અર્ચા અને શુચિ પવિત્રતા ઇત્યાદિકોનું વિશિષ્ટ પ્રકારનું વિધિનિષેધાત્મક અને સવિસ્તર વિવેચન કરેલું હોય છે. અમુક કરવું નહિ, અમુક કર્મ કરતી વેળાએ અમુક

આસનવિધિનો સ્વીકાર કરવો અને અમુક દેવતાની ઉપાસના અમુક પ્રકારે કરવી—સારાંશ કે, મનુષ્યના દેહધર્મમાં અને ઇંદ્રિયોમાં જેથી ધર્મનો વિશિષ્ટ સંસ્કાર થઈ શકે, એવી રીતે એ આજ્ઞા-પ્રત્યાજ્ઞાનું ધોરણ રાખવામાં આવેલું હોય છે. એવા પ્રકારે પ્રત્યેક ધર્મનાં એવાં ત્રણ ત્રણ અંગો હોય છે. કોઈ પણ મહાન્ અને બહુજનસમંત ધર્મ લ્યો, તો તેમાં એ ત્રણ અંગો અવશ્ય મળી આવવાનાં જ. એમાં કદાચિત્ એટલું થશે કે, એક ધર્મનો બધો ભાર અને આધાર એક અંગપર વધારે હશે, તો બીજા ધર્મનો વળી બીજા અંગમાં જ વિશેષ આગ્રહ અને કટાક્ષ રહેલો આપણા નિહાળવામાં આવશે. અસ્તુ.

હવે આજના વિષયભૂત પ્રશ્નનો ખરો નિર્ણય કરવાનો તે એવી રીતે કે, ધર્મનાં એ ઉપર કહેલાં ત્રણ મુખ્ય અંગોનો પ્રથમ અનુક્રમે વિચાર કરવો જોઇએ. તેમનો ભિન્ન ભિન્ન વિચાર કરતાં જે અનુમાનો નીકળે, તેમના સરવાળાથી જો આપણે ઉપરના મહત્ત્વના પ્રશ્નનો વિચાર કરીએ, તો આપણું કાર્ય વધારે સુલભ અને નિશ્ચયકારક થવાનો સંભવ છે. ત્યારે, પ્રથમ આપણે એ ઉપર્યુક્ત ત્રણ અંગોનો અનુક્રમે વિચાર કરવામાં પ્રવૃત્ત થઇએ.

પ્રથમ અંગ આધ્યાત્મિક અથવા તત્ત્વજ્ઞાનવિષયક છે, તેને આપણે લઇએ. પ્રથમ એ જણાવી દેવું જોઇએ કે, આજના પ્રસંગે એકંદર ધર્મ વિશેના જે પ્રશ્નને ચર્ચામાટે ઉપસ્થિત કરવામાં આવ્યો છે, તેનો, પ્રથમ એ ત્રણે અંગોના સંબંધમાં વિચાર કરી શકાય તેમ છે. એટલે, એ અંગ વિશે પ્રથમ એવો સાહજિક પ્રશ્ન ઉદ્ભવે છે કે, "સમસ્ત જગત્‌ને સંમત થાય, એવું સર્વ સામાન્ય તત્ત્વજ્ઞાન જગત્‌માં ક્યાંય પણ ઉપલબ્ધ છે કે નહિ?" એનું ઉત્તર એ છે કે, 'અદ્યાપિ તેવું જ્ઞાન ઉપલબ્ધ થએલું નથી.' કારણ કે, અત્યારની સ્થિતિ જોતાં પ્રત્યેક ધર્મ પોતપોતાનાં જૂદાં જૂદાં અને બહુ અંશે પરસ્પરવિરોધક મતો જ પ્રદર્શિત કરતો હોય છે, અને 'એ જ મતો ખરાં અને બાકીનાં બધાં ખોટાં', એમ તે મહા દુરાગ્રહથી પ્રતિપાદન કરતો હોય છે. વળી માત્ર એટલું જ કરીને તે રહેતો નથી, કિન્તુ જે મનુષ્ય તેના મતનો અંગીકાર ન કરે, તેને 'નરક અને નિરય' ઇત્યાદિ દુર્ગતિ—ભયંકર દુર્દશા—પ્રાપ્ત થશે, એમ ઇચ્છવા પર્યન્ત, તેના અમર્યાદ અને ધર્માવેશમૂલક દુરાગ્રહની મંજલ જઈ પહોંચે છે. કેટલાકોની તો એટલાથી પણ તૃપ્તિ થતી નથી. એટલે પ્રસંગ વિશેષે બીજાંને પોતાનાં મતો બળાત્કારે પણ કબૂલ કરાવવામાટે તેઓ તલવાર ચલાવવાને પણ તૈયાર થઈ જાય છે. અર્થાત્ ખરી દૃષ્ટિથી જોતાં, ખૂન અને મારામારી કરવામાં જેવો કોઈ એક મનુષ્યનો ક્રૂર અને સ્વાર્થી હેતુ હોય છે, તેવો એ ઉપર કહેલા લોકોનો હેતુ હોતો નથી. ખૂની માણસના ક્રૂરપણામાં અને એમની

ક્રૂરતામાં ઘણો જ અંતર છે. એમની ક્રૂરતા તે ખૂની ક્રૂરતા નથી, કિન્તુ 'ધર્માવેશ' નામક મનુષ્યના મસ્તિષ્કમાં થતા એક ભયંકર રોગનો જ એ પ્રતાપ છે. ખરી રીતે જોતાં ધર્માવેશી માથા ફરેલા લોકો જેવા, સર્વથા મનોભાવથી પોતાની કલ્પનાને વળગી રહેનારા, બીજા કોઈ પણ લોકો હોતા નથી. પરંતુ જગત્માંના ગાંડા-ઉન્મત્ત-મનુષ્યોના કલ્પનાપ્રસાદનો લાભ જેવી રીતે આપણને જોઇતો નથી, તેવી જ રીતે એ માથાના ફાટેલા અને ગાંડાપીર ધાર્મિક લોકોની માનીનતાના પ્રસાદથી જેટલા અલિપ્ત રહી શકાય તેટલા અલિપ્ત રહેવાનો આપણે તનુમનધનથી સતત અને નિરંતર પ્રયત્ન કરવો જોઇએ. આપણને પોતાને એનો લેશમાત્ર પણ વિકાર થવા દેવો ન જોઇએ.

એ જે ઉપર 'ધર્માવેશ'નો મનુષ્યના મસ્તિષ્કમાં થતો રોગ કહ્યો, તેના જેટલો ભયંકર બીજો કોઈ પણ રોગ હશે નહિ. કેમ નહિ હોય? નહિ જ હોય. કોઈ પણ સમાજને એ રોગનો સંસર્ગ થતાં જ માનવી સ્વભાવને જેનું સ્વપ્ન પણ ન હોય, તેવી રાક્ષસી ક્રૂરતા મનુષ્યના મનમાં જાગૃત થાય છે. તેનો કોપ અનિવાર્ય થઈ જાય છે; શરીરમાં વાયુ અથવા પિશાચનો સંચાર થવા પ્રમાણે મનુષ્યના અંગમાં એક પ્રકારનો ઉન્માદ અથવા અનિવાર્ય શક્તિનો સંચાર થવા જેવો ભાસ થાય છે અને તેથી સમસ્ત દેહ કંપાયમાન થઈ જાય છે; અને વાસ્તવિક રીતે જે મનુષ્યો બંધુસમાન હોય છે, તે જ એક બીજાના હાડવૈરી બનીને અત્યંત ક્રૂર અને હડકાયલા વ્યાઘ્રો પ્રમાણે એકમેકનું ગળું ચાવીને એકબીજાનું લોહી પીવાને તૈયાર થઈ જાય છે. અસ્તુ, ત્યારે પ્રથમ મુખ્ય અંગના સંબંધમાં જોતાં, સર્વસામાન્ય ધર્મને અત્યંત ઇષ્ટ, એવી જે આધ્યાત્મિક અંગ સંબંધિની, સર્વ ધર્મમાં, શાંતિસ્થાપક અને સમાધાનકારક એકવાક્યતા જોઇએ, તે અત્યારે ક્યાંય જોવામાં આવતી જ નથી. એટલું જ નહિ, પણ તેને વિઘાતક થઈ પડનારી પરિસ્થિતિનું જ અત્યારે દિવસે દિવસે વધારે અને વધારે સામ્રાજ્ય થતું ચાલ્યું છે; અને હવે પછી પણ કોઇ કાળે તે એકવાક્યતા થશે કિંવા નહિ, એ નિશ્ચયાત્મક કહી શકાતું નથી. એ પ્રમાણે આ પ્રથમ અંગના સંબંધમાં વિચાર થયો.

હવે આપણે બીજા અંગ વિશે વિચાર કરીએ. એના સંબંધમાં પણ પ્રથમ પ્રશ્ન એ ઉભો થાય છે કે, 'જૂદા જૂદા ધર્મોની પૌરાણિક અને ઐતિહાસિક આખ્યાયિકાઓમાં કાંઇ પણ સાદશ્ય અથવા એકવાક્યતા છે કે નહિ?' એનું ઉત્તર પણ 'કાંઇ પણ સાદશ્ય નથી.' એવું જ આપવું જોઇએ. કારણ કે, પ્રથમ અંગ પ્રમાણે જ સર્વ ધર્મોમાં એ અંગના સંબંધમાં પણ તેવી જ ભિન્નતા અને પરસ્પરવિરુદ્ધતા જ જોવામાં આવે છે. પણ ભેદ એટલો જ કે, સર્વ ધર્મોનો ડોળ એ જ હોય છે કે, 'માત્ર મારી વાતો જ ખરી અને

ઈશ્વરપ્રેરણાથી ઉદ્‌ભવેલી છે અને બીજાની બધી વાતો સર્વથા અસત્ય, કાલ્પનિક અને ભાંડકથાઓ જેવી જ સમજવી.' એ વિધાનને વધારે સ્પષ્ટ કરવામાટે આપણે એક બહુ જ પાસેનું અને નિત્યના પરિચયનું જ એક ઉદાહરણ લઇશું. હું અત્યારે જે ઉદાહરણ લેવાનો છું, તે માત્ર સર્વના સહજ સમજવામાં આવી શકે, એવું હોવાથી જ લેવાનો છું. અર્થાત્ કોઈ પણ ધર્મની નિન્દા કરવાનો મારો લેશમાત્ર પણ હેતુ નથી, એ મારે તમને પ્રથમ જ જણાવી દેવું જોઇએ. ખ્રીસ્તી ધર્મની જ એક વાત લ્યો. ખ્રીસ્તી લોકોમાં એક એવી કથા છે કે, ઈશ્વર–પરમેશ્વર કબૂતરના રૂપે નીચે ઉતર્યો અને તેણે ખ્રીસ્ત (ક્રાઇસ્ટ્)ના બાપ્ટિઝમ્ વેળાએ તેના શરીરમાં પ્રવેશ કર્યો. એ વાતને તેઓ કેવળ કાલ્પનિક પૌરાણિક આખ્યાયિકા સમાન માનતા નથી; કિન્તુ ઇતિહાસસિદ્ધ અને સર્વથા સત્ય જ માને છે. પરંતુ હિંદુ લોકોમાં, 'પરમેશ્વરે વખતો વખત ગાયના રૂપે આ પૃથ્વીપર અવતાર ધારણ કર્યો' એવી જે એક કલ્પના છે, તેને ખ્રીસ્તી લોકો માનતા નથી અને તેની 'ગપાટો,' કલ્પિત કથા, 'મૂર્ખતા ભરેલો વિચાર' ઇત્યાદિ વિશેષણો લગાડીને ફજેતી ફજેતી કરી નાખે છે. વળી બીજું પણ એક ઉદાહરણ લ્યો. યહૂદી લોકોમાં પેટીના અથવા કબાટના આકારની એક મૂર્તિ તૈયાર કરીને તેની બન્ને બાજૂએ બે દેવદૂતોની પ્રતિમા કોરવામાં આવે, તો 'મંગલં મંગલાનામ્'–પવિત્રથી પણ પવિત્રોત્તમ પ્રતિમાઓમાં રાખવાને પાત્ર થાય છે. કારણ કે સર્વશ્રેષ્ઠ ઈશ્વરને તે માન્ય છે, એવો તેમનો નિશ્ચય થઈ ગએલો છે. પરંતુ તે જ જો કોઈ એક સુંદર પુરુષ અથવા સ્ત્રીની પ્રતિમા બનાવવામાં આવે, તો તે માટે 'શાંતં પાપં ! તૌબા–તૌબા! ફોડી જ નાખો.' એવો જ તેઓ કોલાહલ મચાવી મૂકશે. એ જાણે પૌરાણિક ભાગના વિષયમાં જગતના ધર્મોની એકવાક્યતાનો પ્રકાર! કોઈ એક મનુષ્ય ચૌટામાં ઉભો રહીને, "અમારામાંના એક પ્રાસાદિક પુરુષે આવાં આવાં અદ્‌ભુત કૃત્યો કર્યાં," એમ કહેવા માંડે, તો બીજા ધર્મના લોકો, તેને પ્રમાદી અને ઉન્મત્ત ધારીને તેના તે કહેવાને વખોડી કાઢવાને જ કમર કસીને તૈયાર થઈ જાય છે. પરંતુ તેમના પોતાના સાધુ પુરુષોનાં ચરિત્રોમાં જોઇએ, તો ઉપર કહેલા વચન કરતાં પણ વધારે અસંભવનીય ભાસનારા અનેક દિવ્ય ચમત્કારો તેમણે કરવા વિશેનાં પુષ્કળ વર્ણનો આપણને મળી આવે છે, અને તેમને તેઓ સર્વથા પ્રમાણભૂત અને ઇતિહાસસિદ્ધ જ માને છે. સારાંશ કે, આજ પર્યન્ત મેં જેટલા જેટલા લોકોને જોયા છે, તેમનામાંથી કોઇના પણ મનમાં, એ એક જ વિષયના સંબંધમાં યથાર્થ કલ્પના આવી હોય, એમ મારા જોવામાં આવ્યું નથી. હવે એ બધા વિશે ખરું હોય, એવું માત્ર એક જ અનુમાન નીકળે છે; અને તે એ કે, તે સર્વને

ઇતિહાસનો થોડો ઘણો આધાર હોય છે, અને બાકીનો બધો ભાગ કેવળ અતિશયોક્તિથી જ ભરેલો અને કાલ્પનિક વર્ણનોથી જ પરિપૂર્ણ હોય છે. અહીં સુધી બીજા અંગનો વિચાર થયો. હવે આપણે ત્રીજા અંગની પરિસ્થિતિનું અવલોકન કરવાના કાર્યમાં લાગીએ.

આચાર, વિધિ અને મંત્રતંત્ર; એ ત્રીજું અંગ છે. પ્રથમ બે અંગોની જે સ્થિતિ છે, તે જ સ્થિતિ એ અંગની પણ અનુભવવામાં આવે છે. પ્રત્યેક ધર્મના પૂજા, અર્ચા અને ઉપાસના વિશે કેટલાક વિશિષ્ટ આચાર, વિધિ અને મંત્રતંત્ર ઇત્યાદિ હોય છે; અને પ્રત્યેક ધર્મ, 'મારા આચાર અને મારા વિધિ જ સયુક્તિક અને પવિત્રતમ છે. અને બીજાઓનું કહેવું–તેમના આચાર અને વિધિ, તે માત્ર દંભ, આડંબર અને ઠગાઈ વિના બીજું કશું પણ નથી.' એમ દુરાગ્રહ અને બળપૂર્વક પ્રતિપાદન કર્યા કરે છે. કોઇના ધર્મમાં મૂર્તિપૂજા જોવામાં આવે, તો બીજા ધર્મના લોકો તત્કાળ 'ભ્રષ્ટાકાર! ભ્રષ્ટાકાર!! તૌબા! તૌબા!! ભયંકર! ભયંકર!!' ઇત્યાદિ પોકારો કરીને અંગમાં સાત્ત્વિકતાનાં રોમાંચ ઊભાં કરી દે છે. એક નિસતું જ ઉદાહરણ લ્યો! (શંકરના પિંડમાંનું) લિંગ–એ ચિહ્ન પ્રથમ અસ્તિત્વમાં આવ્યું, તે વેળાએ તેની કલ્પના કેવળ વિષયાત્મક જ હતી. પણ પાછળથી તે કલ્પના લુપ્તપ્રાય થઇને અત્યારે તે ચિહ્ન પરમેશ્વરનું દર્શક માનવામાં આવે છે. પણ મુખ્ય વાત એ છે કે, જે રાષ્ટ્રમાં એ લિંગપૂજા પ્રચારમાં છે, તેમના મનમાં, એ પ્રતિમાની ખરેખરી કલ્પના કોઈ કાળે પણ આવતી નથી. માત્ર તે એક મૂર્તિ છે–તે એક ધાર્મિક ચિહ્ન છે, એમ સમજીને જ કેવળ અંધ વિશ્વાસથી તેઓ તેની પૂજા કર્યા કરે છે. પરંતુ એ જ મૂર્તિ વિશે જો કોઈ પરધર્મીય પુરુષ વિચાર કરે, તો તત્કાળ તે વિષયાત્મક કલ્પના તેના નિરીક્ષણમાં આવી જાય છે, અને તેથી તે એ મૂર્તિપૂજાનો નિષેધ કરવા મંડે છે. પરંતુ તે મૂર્તિપૂજાનો નિષેધક પોતે એ લિંગપૂજા જેવી જ-કિંબહુના તેથી પણ વધારે અશ્લીલ અને તિરસ્કરણીય પ્રતિમાની પૂજા કરવામાં મહાધાર્મિકતાથી ગુંથાયલો હોય છે. અર્થાત્ એ પુરુષ વળી લિંગપૂજકોને બહુ જ અજ્ઞાની અને ભયંકર ભાસે છે. એજ વાતને હું બીજો એક મુદ્દો લઇને વધારે સ્પષ્ટ કરીશ. લિંગપ્રતિમાની કલ્પના અને ખ્રીસ્તી લોકોના 'પ્રભુભોજનવિધિ'* એ બે વિષયોને આપણે ચર્ચીએ. ભારતવર્ષમાંની લિંગપ્રતિમાની પૂજાનું નામ કાઢતાં જ ભાવિક

* એ 'પ્રભુભોજન' તે ખ્રીસ્તી લોકોમાંનો 'Lords' Supper' નો વિધિ છે. જેજસ ક્રાઇસ્ટે માનવજાતિના તારણમાટે પોતાના દેહનું ક્રૉસપર બલિદાન આપ્યું, તેના સ્મરણાર્થ એ ભોજનનો વિધિ કરવામાં આવે છે. એ પ્રસંગે ક્રાઇસ્ટના માંસ અને રક્તના દર્શક તરીકે રોટલી અને મદિરા ભક્તમંડળમાં વહેંચવામાં આવે છે.

ખ્રીસ્તીઓનો પિત્તો ઉકળી જાય છે; અને ખ્રીસ્તી લોકોમાંના 'પ્રભુભોજન'ની કલ્પના સાંભળીને ખરા કર્મકાણ્ડી હિંદુઓને ખ્રીસ્તી ધર્મ વિશે તિરસ્કાર ઉત્પન્ન થઇ જાય છે. એક મનુષ્યના આત્માનો દૈવિક અંશ અથવા સદ્‌ગુણ પોતાના અંગ-દેહ-માં ઊતરી આવે, એટલામાટે તેને જીવથી મારીને તેના રક્ત માંસનું ભક્ષણ કરવું, એ કેવળ મનુષ્યભક્ષક રાક્ષસતા જ છે, એવી હિન્દુઓની ધારણા છે. કારણ કે, અત્યારે પણ જંગલી લોકોમાં એવી માન્યતાનો પ્રચાર જોવામાં આવે છે. તેમનામાં જો કોઈ એક શૂરવીર અને પરાક્રમી પુરુષ ઉત્પન્ન થાય છે, તો તેને તેઓ તત્કાળ ઠાર કરી નાખે છે, અને તેના અંગમાંની શૂરવીરતા પોતાના અંગમાં લાવવા માટે તેના શરીરનો ઉત્તમ ભાગ જે કાળજું-તેને સઘળા જણ વેંહેચીને ખાઈ જાય છે. ખ્રીસ્તી લોકોના 'પ્રભુભોજન' ની કલ્પના પણ એના જેવા જ જંગલી રિવાજમાંથી નીકળેલી હોવી જોઇએ, એવું અનુમાન કરવામાં કાંઈ પણ વાંધો આવે એમ લાગતું નથી. હવે આ માત્ર મારો જ અભિપ્રાય છે, એમ નથી, કિન્તુ જૉન્ લબક્-પ્રસિદ્ધ સર જૉન્ લબક્ જેવા ભાવિક ખ્રીસ્તીઓને પણ એ અભિપ્રાય અથવા અનુમાન સર્વથા માન્ય છે. પરંતુ સમસ્ત ખ્રીસ્તીઓને માત્ર પોતાના ધર્મમાંની સારભૂત અને મહત્ત્વની એ કલ્પનાની ઉપર્યુક્ત ઉપપત્તિ સંમત નથી. એ વિધિની ખરેખરી કલ્પના શી છે, એ વિશે કોઈ કાળે તેમના મનમાં વિચાર આવતો જ નથી. એ એક આપણો પરંપરાગત રૂઢ ધાર્મિક વિધિ છે, એટલામાટે તે વિશે વધારે ચિકિત્સા ન કરતાં, મનોભાવથી તેનું પાલન કરવું જ જોઇએ, એટલી જ માત્ર તેમની સમજણ હોય છે.

સારાંશ કે, એ ત્રીજા અંગ વિશે વિચાર કરતાં પણ જગત્‌માંના આચારવિધિ અને મંત્રતંત્રમાં એવું એક પણ સામાન્ય તત્ત્વ અથવા સર્વસંમત ઉપાસનાનું ચિહ્ન ઉપલબ્ધ નથી, કે જેવડે તે સર્વ ધર્મોમાં પરસ્પર એકવાક્યતા કરી શકાય. એટલે, એ અંગથી પણ જગત્‌માંના સર્વ ધર્મોની એકવાક્યતા અને સર્વસંમતતા થવાની આશા દેખાતી નથી, એટલે કે, ધર્મનાં ત્રણે અંગો-ત્રણે મુખ્ય અંગોનું સવિસ્તર પરીક્ષણ કરીએ, તોપણ જગત્‌ના ધર્મોમાં સર્વ માન્યતાનું તત્ત્વ કેવી રીતે ઉત્પન્ન કરી શકાશે? એ પ્રશ્ન પાછો જેમનો તેમ ઊભો જ રહે છે. ત્યારે હવે બીજી કોઈ રીતે તેના નિરાકરણનો આપણે પ્રયત્ન કરીએ. પણ તેથી પ્રથમ બીજો એક સાહજિક પ્રશ્ન મનમાં ઉદ્‌ભવે છે કે, એવા પ્રકારની સર્વમાન્યતા, ધર્મમાં કયાંય મળી આવશે ખરી કે? કિંવા સર્વસામાન્ય ધર્મ કોઈ કાળે પણ બનાવી શકાશે ખરો કે? એ જ પ્રશ્નનો હવે બીજી રીતિથી સવિસ્તર વિચાર કરવાનો છે. પણ તે પહેલાં, એ કહેવું જોઇએ કે, પ્રત્યેક ધર્મમાં સર્વમાન્ય-

તાનું તત્ત્વ બીજરૂપે તો રહેલું હોય છે જ. ત્યારે તે જ બીજનો જેથી વિકાસ થવાનો સંભવ હોય, તેવો કોઈ એક યોગ્ય ઉપાય શોધી કાઢવાથી સર્વ ધર્મોને સર્વથા માન્ય થઈ શકે એવી એક સર્વસામાન્ય ધર્મની કલ્પના અસ્તિત્ત્વમાં આવે, એ સર્વથા શક્ય અને સંભવનીય છે. સૃષ્ટિમાં સર્વથા અશક્ય તો કાંઈ છે જ નહિ.

સમસ્ત માનવજાતિમાં જ જે એક વિશ્વપ્રીતિની કલ્પના બીજરૂપે રહેલી હોય છે, તે જ ધર્મની સર્વમાન્યતાની કલ્પનાનું ખરું અને મૂળ ઉત્પત્તિસ્થાન છે. અર્થાત્ અદ્યાપિ કોઈ પણ ધર્મે ખરેખરી વિશ્વપ્રીતિની સ્થાપના કરી જ નથી; અને હવે પછી પણ કોઈ ધર્મદ્વારા તે પ્રસ્થાપિત થશે કે નહિ, એની પણ શંકા જ છે. બાકી બકરાં અને મેંઢાંની વાતો પ્રમાણે તો પ્રત્યેક ધર્મ એ વિશ્વપ્રીતિનાં યશોગાન ગાવાને એક પગે તૈયાર હોય છે; પરંતુ તેનું પોતાનું જ વર્ત્તન એ તત્ત્વથી સર્વથા વિરુદ્ધ હોય છે. 'વિશ્વપ્રીતિ! વિશ્વપ્રીતિ!! બંધુતા બંધુતા!!' એ શબ્દો આપણે કેટલીવાર સાંભળીએ છીએ વારુ? અને પ્રત્યેક સમાજ, જગતના ઇતર લોકોને ઉપદેશ આપવાનો અધિકાર–ઉપદેશ કરવાની પાત્રતાનો શ્રેષ્ઠ અધિકાર–પોતા તરફ ખેંચી લેવામાટે કેટકેટલી ખટપટ કર્યા કરે છે, એ પણ આપણે અનેકવાર જોઇએ છીએ. એ વિષયમાં અત્યારે અમારામાં ચાલતી એક વિનોદાત્મક વાર્તાની મને સ્મૃતિ થઈ આવી છે, તે હું તમને કહી સંભળાવું છું. અમારા ભારતવર્ષમાં મદ્યપાનને સર્વથા નિષિદ્ધ અને પાપરૂપ જ માનેલું છે, એ તમારામાંના ઘણાકોના જાણવામાં હશે જ. એકવાર એક કાકા સાથે બે ભત્રીજા રહેતા હતા. અર્થાત્ તેમને પોતાના કાકાનો ઘણો જ ત્રાસ હતો. તે કાકો ઘણા જ જૂના વિચારનો અને કડક સ્વભાવનો મનુષ્ય હતો. એ બન્ને ભત્રીજાઓને દારૂ પીવાની ઇચ્છા થઈ. એટલે એ કાર્ય રાત્રિના સમયે અને ગુપ્ત રીતે કરવું જોઇએ, એવો તેમણે નિશ્ચય કર્યો. તે નિશ્ચય પ્રમાણે મધ્ય રાત્રિનો સમય થતાં જ તે બન્ને ભાઇઓ એક ઓરડામાં પેઠા. પણ એ ઓરડાની બાજૂમાં જ આવેલા બીજા ઓરડામાં તેમનો કાકો સૂતેલો હતો. એટલે મદ્ય પીવાનો પ્રારંભ કરવા પૂર્વે પ્રત્યેક ભાઈ બીજા ભાઇને 'અરે! એકદમ ચુપ હં! બાજૂના ઓરડામાં કાકા સૂતેલા છે–તે જાગી ન ઉઠે!' એમ ધીમા સ્વરે ચેતવણી આપતો હતો. એમ ચેતવણીઓ આપીને તેમણે દારૂ પીવાની શરુઆત કરી અને જેમ જેમ તેઓ પ્યાલાપર પ્યાલા ગટગટાવતા ગયા, તેમ તેમ તેમનો બકબકાટ વધતો ગયો–દરેક પ્યાલો પીતી વખતે 'જો એકદમ ચુપ–હં! એકદમ મૂગો–કાકા જાગી ઉઠશે!' એવી એક બીજાને ચેતવણી આપવાનો ક્રમ પણ તેમણે ચાલૂ જ રાખ્યો. અંતે સાત્ત્વિકતા (?) ને આવેશ વધતાં વધતાં બન્નેની પાપભીરુ ચેતવણીએ મોટા મોટા પોક-

ઝુકતી હય ઝુકાનેવાલા ચાહિયે." એ કહેવત પ્રમાણેનો જ પ્રકાર સર્વત્ર ચાલતો જોવામાં આવે છે.

ત્યારે એ વિશે મારે માત્ર એટલું જ કહેવાનું છે કે, એવી વાતોમાં એકદમ મોહાઇને ફસી ન પડતાં, પ્રથમ સ્તબ્ધ વૃત્તિ રાખીને તેનો સારી રીતે અને શાંતિથી સાધકબાધક વિચાર કરવો જોઇએ, અને ત્યાર પછી જે અનુભવમાં આવે, તે પ્રમાણે પોતાના વર્તનનું ધોરણ રાખવામાટેની પ્રત્યેક મનુષ્યે સાવધતા રાખવી જોઇએ. કારણ કે, કેટલીકવાર, એવી એ ભપકાબંધ ઉદાત્ત કલ્પનાની વાચાળતામાં, સત્ય કરતાં એકલપેટા સ્વાર્થનો જ અંશ વધારે હોય છે. જેની જગતનું કાંઇપણ કલ્યાણ કરવાની ખરેખરી જ ઇચ્છા હોય છે, તે વ્યર્થ પોકાર ન કરતાં મૂગો મૂગો અને ગુપ્ત રીતે પોતાનું કાર્ય કરે છે. તેને દંભ કે આડંબર દેખાડવાની અથવા ઢોલ વગડાવવાની કશી પણ આવસ્યકતા હોતી નથી. અર્થાત્ વ્યર્થ મોટી મોટી ઔદાર્યની કલ્પનાઓ વિશે યથેચ્છ વાક્‌પાંડિત્ય ચલાવનારાની પ્રત્યક્ષ કૃતિઓ વિશે બહુ જ સંશય રહ્યા કરે છે. આપણામાં એક કહેવત છે કે, 'ગર્જે હર્ષે જો કે અબ્ર બરસતે નહીં કભી!' અર્થાત્ ગર્જે તે વરસે નહિ; એ કહેવત પ્રમાણે જે ખરેખર મનઃપૂર્વક 'વિશ્વપ્રીતિ'ના ભોક્તા છે અને જેમની ખરેખર જ તે દિશામાં મનોભાવથી કાર્ય કરવાની ઇચ્છા હોય છે, તે એ 'વિશ્વપ્રીતિ'નો પ્રસાર કરવામાટે પંથ અને મંડળો ઇત્યાદિ ઉત્પન્ન કરવાના પ્રમાદમાં પડતા નથી. તેમની કૃતિમાં, બોલવા ચાલવામાં અને નખશિખ શરીરમાં; સારાંશ કે, તેમના સઘળા જીવિતમાં, તેમના હૃદયમાં વસેલી એકંદર માનવજાતિ વિશેની નિઃસીમ પ્રીતિ અને સર્વ પ્રાણીમાત્રમાટેની ભૂતદયા સહજમાં જ દૃગ્ગોચર થતી હોય છે. સારાંશ કે, તેઓ બોલતા નથી, પણ કરી દેખાડે છે. અત્યારનો પ્રકાર જોતાં તો, પ્રત્યક્ષ કૃતિઓ કરતાં શાબ્દિક વાચાળતાના ઝંઝાવાતનો જ જ્યાં ત્યાં સંચાર થએલો જોવામાં આવે છે. એ સ્થિતિની ન્યૂનતા થવી જોઇએ; અને બોલવા કરતાં કરી બતાવવામાં મનુષ્યની વધારે પ્રવૃત્તિ થવી જોઇએ. જો એમ થશે, તો જ જગત્‌ની કાંઇ પણ ખરી પ્રગતિ થવાનો સંભવ છે. અસ્તુ.

અહીં સુધી આપણે જે વિચાર કર્યો, તે પરથી તો જગત્‌માંના મુખ્ય મુખ્ય ધર્મોના સદ્યઃ સ્વરૂપમાં **સર્વસામાન્ય ધર્મકલ્પના**નું તત્ત્વ ઉપલબ્ધ હોય, એમ જોવામાં આવતું નથી. તથાપિ, એવા પ્રકારની **સર્વસામાન્ય ધર્મકલ્પના** બીજરૂપે તો બીજરૂપે, પણ પ્રત્યેક ધર્મમાં રહેલી છે, એ તો આપણે જાણીએ છીએ જ. ત્યારે તે હાથ કેવી રીતે આવે? એ પ્રશ્નનો આપણે હવે એક બીજી રીતે વિચાર કરીએ. પ્રથમ આપણે એકંદર માનવજાતિ વિશે જ વિચાર કરીએ. આપણે બધા મનુષ્યો જ છીએ, એ દૃષ્ટિથી

રોનું સ્વરૂપ ધારણ કર્યું. એટલે અર્થાત્ તેમના એ અપૂર્વ કોલાહલથી બાજૂના ઓરડામાં સૂતેલો તેમનો વૃદ્ધ કાકો જાગી ઉઠ્યો અને તેમના ઓરડામાં આવ્યો. એટલે તેને પોતાના એ આજ્ઞાધારક ભત્રીજાઓની સાત્વિકતાનું પ્રદર્શન જોવાનો બહુ જ સારો પ્રસંગ હાથ લાગ્યો. એ વાર્ત્તા તો બહુધા સાદી કિંબહુના ક્ષુલ્લક જ છે; પરંતુ તેથી નીકળતું એક મહત્ત્વનું તાત્પર્ય માત્ર ધ્યાનમાં રાખવા જેવું છે. 'વિશ્વપ્રીતિ જોઇએ, વિશ્વપ્રીતિ જોઇએ.' એવા વ્યર્થ પોકારો કરનારા સમાજોની સ્થિતિ એ બે ભત્રીજાઓ જેવી જ છે. 'મનુષ્યો તો સર્વત્ર એકસરખા જ હોય છે! ત્યારે આપણે બધા મળીને એક જ જાતિ બનાવીએ;' એવો જે 'વિશ્વપ્રીતિ'વાળાઓનો આક્રોશ હોય છે, તે મૂળમાંજ નિરર્થક છે. કારણ કે, જાતિ બનાવવાના નામનો ઉચ્ચાર કરવા સાથેજ આપણે સમતાના તત્ત્વને વિસરી જઇએ છીએ અને તેથી આપણો આક્રોશ કેવળ શાબ્દિક અને નિરર્થક જ થઈ જાય છે, એ તેમના સ્વપ્નમાં પણ હોતું નથી. તેઓ તો પોતાની ઉચ્ચ કલ્પનાના તાનમાં જ ગિલ્તાન થઈ ગએલા હોય છે. ઉદાહરણાર્થ, મુસલમાન લોકો, 'સર્વ મનુષ્યો બંધુ બંધુ જ છે.' એમ માત્ર શબ્દોથી મહા બળપૂર્વક પ્રતિપાદન કરતા હોય છે; પણ તેમના ધર્મની વસ્તુસ્થિતિ કેવી છે, એનો વિચાર કરવાથી કાંઈ બીજુંજ આપણા જોવામાં આવે છે. તે એ કે, જે મનુષ્ય તેમના ધર્મનો નથી હોતો, તેમને તેઓ પોતાનો હાડવૈરી જ માને છે, તેને 'કાફિર' નામ આપીને તુચ્છકારે છે, અને વધારે તો શું, પણ 'કાફિરો'ને મારવામાં પાપ છે જ નહિ; કિંતુ તેમને મારી નાખવાની જ અલ્લાહની આજ્ઞા છે અને **જિહાદ કરીને ગાજી** બનવું, એ એક ખરા મહંમદીય મનુષ્યનું કર્ત્તવ્ય છે; એમ તે લોકો સ્પષ્ટતાથી પ્રતિપાદન કરતા હોય છે. એટલુંજ નહિ, પણ તે હેતુને સાધ્ય કરવામાટે કતલ અને ખૂન ઇત્યાદિનો વિધિનિષેધ પણ તેમને ભાસતો નથી. ખ્રીસ્તી લોકોનો પણ એવો જ કણ્ઠશોષ ચાલતો સર્વત્ર દેખાય છે. તે એવી રીતે કે,-'સર્વ મનુષ્યો આકાશસ્થ પિતાના પુત્રો છે!' પણ તે જ લોકો બીજા મુખથી, ખ્રીસ્તી ન હોય, તેવા મનુષ્યોને 'પાપી' 'પતિત' 'પ્રમાદી' અને 'અંધકારમગ્ન' ઇત્યાદિ-નીચ પ્રકારોનાં ગાલિપ્રદાનથી વિભૂષિત કરીને પ્રસંગ વિશેષે, વળી વધારામાં તે બિચારાઓને અક્ષય્ય અધોગતિનો આશીર્વાદ આપવામાં પણ એ 'વિશ્વપ્રીતિ'વાળાઓ પોતાથી બને ત્યાં સુધી લેશમાત્ર પણ ન્યૂનતા કરતા નથી જ. એ પ્રમાણે જગતમાં અત્યારે, **વિશ્વપ્રીતિ, સમતા,** અને સર્વ સામાસિક **શાસનપદ્ધતિ** ઇત્યાદિ કર્ણને જરાક મિષ્ટ લાગનારી અને ઉદાત્ત, પ્રત્યેક વાત વિશેની અને વિચારવિષયક, કેવળ શાબ્દિક ચર્ચા અને દાંભિક હીલચાલો જ માત્ર થયા કરે છે; અને "દુનિયા-

ઝુકતી હય ઝુકાનેવાલા ચાહિયે." એ કહેવત પ્રમાણેનો જ પ્રકાર સર્વત્ર ચાલતો જોવામાં આવે છે.

ત્યારે એ વિશે મારે માત્ર એટલું જ કહેવાનું છે કે, એવી વાતોમાં એકદમ મોહા ઇને ફસી ન પડતાં, પ્રથમ સ્તબ્ધ વૃત્તિ રાખીને તેનો સારી રીતે અને શાંતિથી સાધક બાધક વિચાર કરવો જોઇએ, અને ત્યાર પછી જે અનુભવમાં આવે, તે પ્રમાણે પોતાના વર્તનનું ધોરણ રાખવામાટેની પ્રત્યેક મનુષ્યે સાવધતા રાખવી જોઇએ. કારણ કે, કેટલીકવાર, એવી એ ભપકાબંધ ઉદાત્ત કલ્પનાની વાચાળતામાં, સત્ય કરતાં એકલપેટા સ્વાર્થનો જ અંશ વધારે હોય છે. જેની જગત્‌નું કાંઇપણ કલ્યાણ કરવાની ખરેખરી જ ઇચ્છા હોય છે, તે વ્યર્થ પોકાર ન કરતાં મૂગો મૂગો અને ગુપ્ત રીતે પોતાનું કાર્ય કરે છે. તેને દંભ કે આડંબર દેખાડવાની અથવા ઢોલ વગડાવવાની કશી પણ આવશ્યકતા હોતી નથી. અર્થાત્ વ્યર્થ મોટી મોટી ઔદાર્યની કલ્પનાઓ વિશે યથેચ્છ વાક્‌પાંડિત્ય ચલાવનારાની પ્રત્યક્ષ કૃતિઓ વિશે બહુ જ સંશય રહ્યા કરે છે. આપણામાં એક કહેવત છે કે, 'ગર્જે હયેં જો કે અબ બરસતે નહીં કભી!' અર્થાત્ ગર્જે તે વરસે નહિ; એ કહેવત પ્રમાણે જે ખરેખર મનઃપૂર્વક 'વિશ્વપ્રીતિ'ના ભોક્તા છે અને જેમની ખરેખર જ તે દિશામાં મનોભાવથી કાર્ય કરવાની ઇચ્છા હોય છે, તે એ 'વિશ્વપ્રીતિ'નો પ્રસાર કરવામાટે પંથ અને મંડળો ઇત્યાદિ ઉત્પન્ન કરવાના પ્રમાદમાં પડતા નથી. તેમની કૃતિમાં, બોલવા ચાલવામાં અને નખશિખ શરીરમાં; સારાંશ કે, તેમના સઘળા જીવિત્વમાં, તેમના હૃદયમાં વસેલી એકંદર માનવજાતિ વિશેની નિઃસીમ પ્રીતિ અને સર્વ પ્રાણીમાત્રમાટેની ભૂતદયા સહજમાં જ દૃગ્ગોચર થતી હોય છે. સારાંશ કે, તેઓ બોલતા નથી, પણ કરી દેખાડે છે. અત્યારનો પ્રકાર જોતાં તો, પ્રત્યક્ષ કૃતિઓ કરતાં શાબ્દિક વાચાળતાના ઝંઝાવાતનો જ જ્યાં ત્યાં સંચાર થએલો જોવામાં આવે છે. એ સ્થિતિની ન્યૂનતા થવી જોઇએ; અને બોલવા કરતાં કરી બતાવવામાં મનુષ્યની વધારે પ્રવૃત્તિ થવી જોઇએ. જો એમ થશે, તો જ જગત્‌ની કાંઈ પણ ખરી પ્રગતિ થવાનો સંભવ છે. અસ્તુ.

અહીં સુધી આપણે જે વિચાર કર્યો, તે પરથી તો જગત્‌માંના મુખ્ય મુખ્ય ધર્મોના સદ્યઃ સ્વરૂપમાં સર્વસામાન્ય ધર્મકલ્પનાનું તત્ત્વ ઉપલબ્ધ હોય, એમ જોવામાં આવતું નથી. તથાપિ, એવા પ્રકારની સર્વસામાન્ય ધર્મકલ્પના બીજરૂપે તો બીજરૂપે, પણ પ્રત્યેક ધર્મમાં રહેલી છે, એ તો આપણે જાણીએ છીએ જ. ત્યારે તે હાથ કેવી રીતે આવે? એ પ્રશ્નનો આપણે હવે એક બીજી રીતે વિચાર કરીએ. પ્રથમ આપણે એકંદર માનવજાતિ વિશે જ વિચાર કરીએ. આપણે બધા મનુષ્યો જ છીએ, એ દૃષ્ટિથી

આપણા બધામાં ઐકય છે, એ તો સ્પષ્ટ જ છે. પણ બીજો એક એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે, આપણે બધા મનુષ્યો તો છીએ ખરા, પણ આપણે બધા એકસરખા છીએ ખરા કે? એ પ્રશ્નનું ઉત્તર ના'માં જ આવવાનું; કારણ કે, વ્યવહારમાં બે માણસો પણ એવાં નથી હોતાં કે, જે સર્વથા એક સમાન હોય, એમ નિત્ય આપણા જોવામાં અને અનુભવવામાં આવે છે. 'મૂર્તિ તેટલી પ્રકૃતિ' અને 'ભાલે ભાલે મતિર્ભિન્ના' એ કહેવતો આપણામાં આજે અનાદિ કાળથી રૂઢ થએલી છે. ત્યારે, સર્વ મનુષ્યો સમાન જ છે, એમ કોણ કહી શકે તેમ છે વારુ? કોઈ માથા ફરેલા ગાંડા વિના તો બીજો કોઇ પણ એમ કહેશે નહિ જ. ગાંડો જ, આટલી બધી ભિન્નતા દેખાય છતાં પણ સર્વ મનુષ્યો એક સરખા છે, એમ કહેવાની હિંમત કરી શકે. કોઈ પણ વિષયને લ્યો, તેમાં મનુષ્ય મનુષ્યમાં પરસ્પર ભિન્નતા જ મળી આવશે. આપણાં મસ્તિષ્ક, આપણાં શરીરો અને આપણી ભિન્ન ભિન્ન શક્તિઓ, એ સર્વ મનુષ્યોનાં એક સમાન છે? ના નથી. આપણે જોઇએ છીએ કે, એક મનુષ્ય બીજા એક મનુષ્ય કરતાં વધારે બળવાન્ અને વધારે શક્તિમાન્ હોય છે; એકની બુદ્ધિ બીજા કરતાં વધારે જડ હોય છે; ઇત્યાદિ. ત્યારે, સર્વ મનુષ્યોને સર્વથા એક સરખા—સમાન જ માનવામાં આવે, તો વ્યવહારમાં પગલે પગલે પ્રત્યક્ષ અનુભવમાં આવનારી એ અસમતા આવી કયાંથી? તેનો નિર્માણકર્ત્તા કોણ? ઇત્યાદિ પ્રશ્નો સાહજિક મનમાં આવીને ઊભા રહે છે. એનું ઉત્તર, એ અસમતાને આપણે પોતે જ ઉત્પન્ન કરેલી છે અથવા આપણામાંથી જ. તે પોતાની મેળે ઉત્પન્ન થએલી છે, એ જ છે. નૈસર્ગિક રીતે જ આપણા મસ્તિષ્કમાં, આપણી માનસિક શક્તિઓમાં અને શરીરરચનામાં ન્યૂનતાનું પ્રમાણ ઉત્પન્ન થએલું છે. ત્યારે તેના યોગે મનુષ્ય મનુષ્યમાં ભેદની ભાવનાનો ઉદ્ભવ થવો જ જોઇએ. એવી રીતે મનુષ્યોમાંની પરસ્પર ભિન્નતા ડગલે ને પગલે અનુભવી શકાય છે; તો પણ 'બધા મનુષ્યો એક સરખા જ છે.' એમ કોઇ કહે, તો તે આપણને બહુ જ મીઠું મીઠું લાગે છે. એકાએક તેની તરફ આપણું મન આકર્ષાય છે અને આપણી વિચારશક્તિના જાણવામાં ન આવે, તેવી રીતે તે ધીમે ધીમે માન્ય થવા જેવું ભાસવા માંડે છે. એ શો ચમત્કાર છે, એવો પ્રશ્ન આપણા મનમાં સાહજિક રીતેજ ઉદ્ભવતો નથી કે શું? એ ચમત્કારનું નિરાકરણ કરવાના કાર્યમાં લીન થવા પૂર્વે આપણે બીજું એક ઉદાહરણ લઇએ. આપણે, બધાં મનુષ્યો સરખાં છીએ, એમ કહીએ છીએ, પણ આપણામાં જ પુરુષ અને સ્ત્રી, એ ભેદ ખુલ્લેખુલ્લો દેખાતો નથી કે શું? અથવા તો પુરુષ પુરુષમાં જ ફલાણો કાળો અને ફલાણો ગોરો, એવો ભેદ દેખાઈ નથી આવતો કે શું? તોપણ આપણે બધાં

'મનુષ્ય વર્ગનાં પ્રાણીઓ' છીએ–આપણે બધાં 'માનવજાતિ'ના સર્વસાધારણ નામથી ઓળખાઇએ છીએ, એ દૃષ્ટિથી આપણ સર્વમાં–પુરુષ, હો કે સ્ત્રી હો, કાળો હો કે ગોરો હો–ઐક્ય અને સમતા છે જ. પણ, પ્રત્યેક વ્યક્તિમાંનું એ 'માનવજાતિત્વ' પ્રસક્ષ બતાવી શકાતું નથી. મુખાકૃતિને જોઇએ, તો મુખાકૃતિમાં પણ કેટલા બધા પ્રકારો હોય છે. વધારે તો શું, પણ એક ને જરાયે જરા મળતી આવે એવી બીજી મુખાકૃતિ મળી શકતી નથી–અર્થાત્ એકસરખી બે મુખાકૃતિઓ પણ મળવી દુર્લભ અને અશક્ય છે. તોપણ અંતે બધાં મનુષ્યો તો ખરાં જ. ત્યારે સર્વ મનુષ્યોમાં સાધારણ માનવજાતિત્વ છે, તે કેવી રીતે પ્રાપ્ત થઈ શકે ? એ તત્ત્વનું પ્રથમ પૃથક્કરણ કરીને પછી તે તત્ત્વ કેમ બનેલું છે, તેને શોધવાનો પ્રયત્ન કરીએ, તો પ્રથમ તો તે તત્ત્વ જ ક્યાંય જોવામાં આવતું નથી. 'મનુષ્યજાતિત્વ'ના તત્ત્વને શોધવામાટે કોઈ એક વ્યક્તિ પાસે જઇએ, તો કાળા અથવા ગોરા, અને સ્ત્રી અથવા પુરુષ, એવા એવા ભેદો વિના બીજું કશું પણ આપણા જોવામાં આવતું નથી. સારાંશ કે, કોઈ પણ પ્રકારની ભિન્નભિન્ન વ્યક્તિ લેવામાં આવે, તોપણ તેમાં 'માનવજાતિત્વ' તો સર્વસામાન્ય જ હોય છે, એ હું જાણતો હોવા છતાં પણ તેને જ્યારે હું પ્રસક્ષ હાથથી પકડવાનો અથવા કોઈ પણ એક ઇંદ્રિયદ્વારા તેની યથાતથ્ય કલ્પનાને અનુભવવાનો પ્રયત્ન કરું છું, ત્યારે મારા જોવામાં કાંઈ પણ આવતું નથી. એ ઉપરથી શો સાર સમજવો ? સમજવાનો સાર એટલો જ છે કે, એ 'મનુષ્યજાતિત્વ' કેવળ ઉદાત્ત કલ્પનામય અને ભાવરૂપ જ છે. તે ઇંદ્રિયાતીત, વિચારાતીત અને મનાતીત છે. કોઈ પણ એક ઇંદ્રિયદ્વારા અનુભવ કરી શકાતો નથી; અથવા વિચારના તડાકામાં પણ તે તત્ત્વ આવી શકે તેમ નથી. એમ છતાં પણ, એવું એક તત્ત્વ ક્યાંક પણ રહેલું તો છે જ, એમ મારા મનને નિસ નિયમિત રીતે ભાસ્યા કરે છે. ત્યારે જો એ મારો ભાસ ખરેખર નિશ્ચયાત્મક જ હોય, તો તે તત્ત્વ બીજું કોઈ પણ નહિ, પણ સમસ્ત માનવજાતિમાં સામાન્ય રહેતું એ જ મનુષ્યત્વનું તત્ત્વ હોવું જોઇએ, એ સ્પષ્ટ જ છે. અને વસ્તુસ્થિતિ એવી છતાંય તે મારા હસ્તગત થતું નથી. એ જે ઇંદ્રિયાતીત, વિચારાતીત, ચિત્તાગોચર અને સર્વવ્યાપક મનુષ્યત્વનું તત્ત્વ છે, તેને જ વ્યવહારમાં આપણે 'ઈશ્વર'ની સંજ્ઞા આપીએ છીએ. એ કલ્પના એકવાર સારી રીતે ધ્યાનમાં આવી, એટલે સર્વ કાંઈ સાધ્ય થયું જ સમજવું. એ ઈશ્વરી તત્ત્વે જ બધો ભાર ઉપાડી રાખ્યો છે અને તેના યોગે જ વિશ્વ–સૃષ્ટિ–ને ગતિ મળ્યા કરે છે. એવા પ્રકારની, ઈશ્વરના સર્વવ્યાપિત્વની કલ્પના સર્વ ધર્મોના પવિત્ર ગ્રંથોમાં મળી આવે છે. 'તેમાં જ આપણે સચેતન રહીએ છીએ, ચલન વલન આદિ વ્યાપાર કરીએ છીએ અને આપણા

જીવનનો તેમાં જ લય થાય છે.' એ બાયબલમાંનું તત્ત્વ તો તમારા જાણવામાં હશે જ. અમારી શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ, પરમેશ્વરે, 'मत्स्थानि सर्वभूतानि'* એમ કહેલું છે. સારાંશ કે, 'મનુષ્યત્વ' ની એક ઉદાત્ત કલ્પના દ્વારા જ તમને જોતાં જ અમુક પુરુષ અને તમુક સ્ત્રી, એવો ભેદ મારાથી કરી શકાય છે. પણ તે તત્ત્વ શું છે, તે જાણવામાટે, હું તેને હાથમાં પકડીશ અથવા તેની યથાયોગ્ય કલ્પના મનમાં ઉતારી લઇશ, એમ કહું તો કોઈ કાળે પણ એમ બની શકશે નહિ; કારણ કે, તે તત્ત્વ ઇંદ્રિયાતીત અને અત્યંત સૂક્ષ્મ છે. તથાપિ ઉપર કહ્યા પ્રમાણે સમસ્ત સૃષ્ટિને એ જ સૂક્ષ્મ અને ગૂઢ તત્ત્વનો આધાર છે, અને તેના યોગે જ સૃષ્ટિના સર્વવ્યાપારો ચાલતા જોવામાં આવે છે, એટલું જ માત્ર આપણા જાણવામાં આવી શકે છે. તેથી જૂદા જૂદા ધર્મોમાં બીજા કોઈ પણ પ્રકારની અને ગમે તેટલી પણ ભિન્નતા અને પરસ્પર વિરુદ્ધતા હોય, તો પણ સર્વ ધર્મમાં 'મનુષ્યજાતિત્વ'ની ઉન્નત કલ્પના, અને તેમાંથી ઉદ્ભૂત થનારી અખિલ વિશ્વમાટેની ઐક્યબુદ્ધિ અને અનુકંપા, તથા ઈશ્વરના સર્વવ્યાપિત્વની સંવેદના તો બીજરૂપે રહેલી હોય છે જ; અને તે અનંતકાલપર્યન્ત એ પ્રમાણે જ અબાધિત અને અક્ષય્ય રહેશે જ, એમાં લેશ માત્ર પણ શંકા નથી. પરમેશ્વરનું સર્વવ્યાપિત્વ મોતીઓની અથવા રત્નોની માળામાંના સૂત્ર સમાન છે. તેમાંનાં રત્નો જ્યારે જૂદાં જૂદાં હોય છે, ત્યારે પોતપોતાને સ્થાને સર્વથા સ્વતંત્ર હોય છે; પણ માળામાં પરોવાતાં તે સર્વમાંથી પસાર થતા સૂત્રથી તે પરસ્પર સંબદ્ધ થઈ જાય છે. એ પ્રમાણેની જ માનવી પ્રાણીઓની પણ સ્થિતિ છે. પ્રત્યેક વ્યક્તિ જૂદા જૂદા ધર્મની, કિંવા સ્ત્રીપુરુષ આદિ ભિન્ન લિંગની અથવા કાળી અને ગોરી ઇત્યાદિ વિવિધ રંગની—સારાંશ કે, કોઈપણ બાબતમાં ગમે તેટલી પરસ્પર ભિન્ન હોય, તથાપિ ઉપર કહેલી પરમેશ્વરના સર્વવ્યાપિત્વની કલ્પના-ઉદાત્ત કલ્પનાથી સમસ્ત પ્રાણીમાત્ર સર્વથા બંધુ બંધુ સમાન જ ભાસવા માંડે છે, સર્વત્ર સમબુદ્ધિ થાય છે અને કોઈ પણ પ્રકારનો સ્વ અથવા પરભાવ, અવશેષ રહેવા

---

* શ્રીમદ્ભગવદ્ગીતા, અધ્યાય ૯ મો–શ્લોક ૪ થો. એવા જ પ્રકારના એ જ ગ્રંથમાના બીજા કેટલાક ઉદ્ગારો પણ નીચે આપેલા છેઃ—

"अहं कृत्स्नस्य जगतः प्रभावः प्रलयस्तथा" ૭: ૬.

"बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम्" ૧૧: ૧૦.

(अहं)–"गतिर्भर्त्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत्"

."प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम्" ૯: ૧૮. શ્લોક-૬-૧૦.

નથી પામતો. એ જ 'વિશ્વપ્રીતિ'ની ખરેખરી અને ઉદાત્ત કલ્પના છે! **શ્રીમદ્ભગવદ્ગીતામાં** પણ, **શ્રીકૃષ્ણે**, ઉપર્યુક્ત દૃષ્ટાંત આપીને પોતાના સર્વવ્યાપિત્વની કલ્પના વ્યક્ત કરેલી છે. "मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव." (અ. ૭. ૭.) ઉપર્યુક્ત મણિમાળામાંનાં રત્નો પ્રમાણે એ ધર્મકલ્પનામાં પ્રત્યેક પંથ એક એક રત્ન સમાન જ છે. તે વ્યક્તિશઃ ગમે તેટલા ભિન્ન અને ગમે તેવા વિઘાતક હોય, તો પણ તે સર્વને સંબદ્ધ કરનારું પરમેશ્વરરૂપ સૂત્ર એક જ છે. અર્થાત્ આપણે એવા એક સૂક્ષ્મ અને સર્વવ્યાપક સૂત્રથી બદ્ધ થએલા છીએ, એ વિચાર જગતમાંના ઘણાક લોકોના સ્વપ્નમાં પણ આવેલો હોતો નથી. પરંતુ વસ્તુતઃ જોતાં તેમનો એક પણ ક્ષુલ્લક વ્યાપાર અથવા માનસિક ધર્મ એ સૂત્રની અંતઃસ્થ પ્રેરણાથી બહાર કોઈ કાળે પણ જઈ શકતો નથી—ક્ષણ માત્રને માટે પણ એ સૂક્ષ્મ સૂત્રના પ્રભાવથી બહાર જવાનો તે ગમે તેટલો નિશ્ચય કરે, તો પણ તેનાથી બહાર જઈ શકાતું જ નથી. કારણ કે, મનુષ્યની યત્કિંચિત્ પ્રવૃત્તિ પણ એ સૂક્ષ્મ સૂત્રની અંતઃપ્રેરણા વિના અથવા તેની મર્યાદાથી બહાર કદાપિ થઈ શકતી જ નથી. પણ, એટલું છતાં પણ, આપણા મનમાં ગૂઢ રીતિથી એટલું બધું બલવાન્ પરિણામ કરનારું એ સૂક્ષ્મ સૂત્ર શું છે, એ કોઇથી પણ નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી જ. એ સૂત્ર તે, તે સર્વવ્યાપી અને જ્ઞાનાતીત પ્રત્યક્ષ પરમેશ્વર જ છે.

ઉપર્યુક્ત વિવેચનથી **સર્વસામાન્ય** ધર્મની ઉદાત્ત કલ્પના સર્વ ધર્મોમાં કોઇને કોઈ રીતે પણ મળી આવે છે જ, એ થોડા ઘણા અંશે પણ તમારા ધ્યાનમાં તો આવી ચૂક્યું હશે જ. જૂદા જૂદા ધર્મોનાં વિશિષ્ટ મતોમાં અને આચારવિધિમાં ગમે તેટલી ભિન્નતા અને પરસ્પર વિરુદ્ધતા હોય, તો પણ માત્ર એ કલ્પના વિશે સર્વ મધ્યે એકવાક્યતા પ્રસરેલી છે. એના જ ધોરણથી જો ધર્મની ઉદાત્ત કલ્પના બનાવવામાં આવે, તો તે વ્યવહારમાં સફળ થવાનો વિશેષ સંભવ છે. આજનો વિષય પણ, એવા પ્રકારની **સર્વસામાન્ય** 'ધર્મની સર્વથી વિશેષ વ્યાપક અને વ્યવહારમાં લાવી શકાય તેવી કઈ કલ્પના છે, એ જ છે. ત્યારે આપણે હવે તે વિશેના વિચારમાં પ્રવૃત્ત થઇએ.

ભિન્નતા છતાં પણ એકત્વ હોવું, એ વાત માત્ર ધર્મમાં જ મળી આવે છે, એમ નથી. સમસ્ત સૃષ્ટિની રચનામાં પણ પરમેશ્વરની એ જ યોજનાનું આપણને દર્શન થયા

---

"अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः
अहमादिश्च मध्यं च भूतानामंत एव च" १०: २०.
"विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत्" १०: ४२.

કરે છે. આપણે બધા 'મનુષ્ય'ના સંબંધથી એક જ છીએ, તેમ જ વ્યક્તિની દૃષ્ટિથી એક બીજાથી ભિન્ન છીએ. 'માનવજાતિ'ના સંબંધથી તમારું મારું એકત્વ છે; પણ, તમે ફલાણા અને હું ફલાણો, એ દૃષ્ટિથી તમારા અને મારામાં ભેદ છે! લિંગભેદથી સ્ત્રી અને પુરુષ સર્વથા ભિન્ન છે, પરંતુ 'મનુષ્ય પ્રાણી'ની દૃષ્ટિથી તેમનામાં લેશ માત્ર પણ ભેદ નથી. 'મનુષ્ય' એ દૃષ્ટિથી જોતાં આપણે અને અશ્વ તથા મહિષ આદિ પ્રાણીઓ નિરાળાં છીએ, પણ 'સચેતન જીવ'ની દૃષ્ટિથી જોતાં આપણે અને તે સર્વ એક જ વર્ગમાં આવી જઇએ છીએ. વધારે તો શું, પણ એવી વધતી જતી દૃષ્ટિથી વિચાર કરતા જઇએ, તો સ્ત્રી, પુરુષ, અશ્વ, વૃક્ષ એ સર્વ એક જ માલિકામાં આવી જશે; અને 'પરમેશ્વરની સૃષ્ટિ' એવી વ્યાપક કલ્પનાથી નિહાળતાં આપણામાં અને આપણી આસપાસમાં પ્રસરેલા જડ વિશ્વમાં લેશ માત્ર પણ ભેદ રહેવા પામશે નહિ. એ જે અંતિમ અને વ્યાપક અસ્તિત્વની કલ્પના છે, તે જ ઈશ્વર છે; અને ઉચ્ચતમ વિચાર પછી મળી આવતું જે વિશ્વનું ઐક્ય, તે જ પરમેશ્વરનું ભાવરૂપ અસ્તિત્વ છે. પરમેશ્વરના સ્વરૂપનો વિચાર કરતાં તેની વિભૂતિના અંશની દૃષ્ટિથી આપણે બધાં એક જ છીએ. પરંતુ સૃષ્ટિના વ્યવહારમાં, માત્ર અનેક પ્રકારના ભેદો રહેવા જ જોઇએ, એવો નિયમ જ છે, એટલે ઉપાય નથી. શુદ્ધ તત્ત્વના રૂપે આપણે સર્વ જો કે એક હોઇએ, તો પણ બાહ્ય સૃષ્ટિમાં આપણા જે કાંઈ પણ શારીરિક અને માનસિક વ્યાપારો દૃષ્ટિગોચર થાય છે, તેમના ઓછા વધતા પ્રમાણથી જૂદી જૂદી વ્યક્તિઓમાંનો ભેદ સદૈવ રહેવાનો જ.

હવે જ આપણે આપણા મૂળ પ્રશ્નનો નિર્ણય કરવાની સ્થિતિમાં આવી પહોંચ્યા. અહીં સૂધી આ વિષયનું જે અનેક પ્રકારે દિગ્દર્શન કરવામાં આવ્યું, તેના આધારે 'સર્વસામાન્ય' ધર્મ એટલે શું, એની સ્થૂલ પ્રમાણથી તો સ્થૂલ પ્રમાણથી, પણ થોડી ઘણી અટકળ તમે કરી તો શકયા હશો જ. 'સર્વસામાન્ય' ધર્મ એટલે 'સર્વ માનવી પ્રાણીઓને સંમત થવા યોગ્ય વિશિષ્ટ મતોનો સમુદાય' એવી જો કોઈ એની વ્યાખ્યા કરે, તો તે કોઈ કાળે પણ વ્યવહારમાં ચાલી શકે જ નહિ. સર્વ મનુષ્યોની મુખાકૃતિઓ એકસરખી થઈ જવાનો જો કોઈ કાળે સમય આવે, તો જ એ કલ્પના અમલમાં આવવાનો સમય આવી શકે. વળી જો બીજો કોઈ એનો 'સર્વ સામાન્ય' ધર્મ એટલે જે ધર્મમાં જગતના સર્વ ધર્મપંથોને સંમત હોય, એવાં પૌરાણિક, ઇતિહાસ, આખ્યાયિકા ને ગાથા ઇત્યાદિ પ્રકરણોનાં અંગો હોય, તે ધર્મ, એવો અર્થ કરે, તો તેમ થવું પણ શકય નથી, એ આપણે ઉપર જોઈ આવ્યા છીએ જ. તેમ જ સર્વ ધર્મોને સંમત હોય એવા આચારવિધિનું એક સામાન્ય પ્રકરણ હોય, એટલે તે 'સર્વ સામાન્ય' ધર્મ બની ગયો, એમ

કહેવું પણ સયુક્તિક થવાનું નથી. સારાંશ કે, ઉપરની કલ્પનાઓમાંની કોઈ પણ કલ્પના કોઈ કાળે પણ વ્યવહારમાં રૂઢ થવી શક્ય નથી જ.

કારણ કે, સૃષ્ટિમાંના સર્વ વ્યાપારો તેમાં રહેલા પરસ્પર ભિન્નત્વને લીધે અને અન્યોન્ય વિરોધિત્વને લીધે જ ચાલતા હોય અથવા ચાલતા રહે છે. કિંબહુના, તે જ તેમનું જીવિતસર્વસ્વ છે; માટે તેમનો જો નાશ થાય, તો સર્વ કાર્યભાર આવી જ રહ્યો સમજવો! આપણાં જે આ અવયવાત્મક શરીરો બનેલાં છે, તે શાથી? ઉપર કહેલા (Defferentiation; Specialization.) ભિન્નીકરણ અને વિશિષ્ટીકરણને લીધે જ. સર્વ વસ્તુઓમાં શાશ્વત સ્થિરતા લાવવી, એટલે તેમનો વિલય જ કરવા જેવું છે. જે કાર્યમાટે મૂળ પદાર્થોની પ્રવૃત્તિ હોય છે, તે કાર્ય જ જો તે પદાર્થોમાં કાયમને માટે વસી જાય, તો અર્થાત્ તે પદાર્થોની પ્રવૃત્તિનું કારણ ન રહેવાથી તે લુપ્તપ્રાય જ થવાના—એટલે કે, તેમના અસ્તિત્વનો નાશ જ થવાનો—એ સ્પષ્ટ છે. જુઓ, આ આખા ઓરડામાં એક પ્રકારની ઉષ્ણતા ભરેલી છે, એ બધાના જાણવામાં તો હશે જ. એ ઉષ્ણતાનો, આખા ઓરડામા પ્રસરી જવાનો સ્વભાવ—અથવા જેને શાસ્ત્રીય લોકો 'પ્રસરણશીલતા'ના નામથી ઓળખે છે, તે જ નૈસર્ગિક ધર્મ છે. એ પ્રસરણ પૂર્ણ થતાં સૂધી, ઉષ્ણતાનો તે (પ્રસરણશીલતા) નૈસર્ગિક ધર્મ પોતાનું કાર્ય કરતો જ રહેવાનો પ્રસરણ પૂર્ણ થતાં જ, તે ધર્મની પ્રવૃત્તિ નષ્ટ થઈ જાય છે. સારાંશ કે, કોઈ પણ પદાર્થમાં પૂર્ણ સ્થિરતા લાવવી—અથવા તેને સમતોલ બનાવવો; એટલે તે તેની ચેતનાત્મક પ્રવૃત્તિને નષ્ટ કરીને, તે વસ્તુનો નાશ કરવા સમાન જ છે. જગત્‌માં જે આટલી બધી ધડભાંજ થતી જોવામાં આવે છે, તે એ સમતોલતાના ભંગથી જ થયા કરે છે; અને એમ હોવુ જગતના અસ્તિત્વને અત્યત આવશ્યકીય છે.

ઉપર પ્રમાણેની ધર્મના ઐક્યની કલ્પનાનો પ્રચાર થવો અશક્ય છે, એટલું જ નહિ, પણ તેમ થવું અનર્થકારક પણ છે. એટલામાટે "સર્વ મનુષ્યો એક સમાન જ હોવા જોઈએ," (અર્થાત્ જે હેતુથી એમ કહેનારાનું બોલવું હોય તે અર્થ—હેતુ પ્રમાણે) એવી મનુષ્યે કોઈ કાળે પણ ઇચ્છા કરવી નહિ. કારણ કે, એકવાર એ 'સમત્વ' અથવા 'ઐક્ય' ની સ્થાપના થઈ, કે ત્વરિત જ ભિન્નતામૂલક વિચારશક્તિ સર્વથા નિરુપયોગી થતી જવાથી વિચાર કરવામાટેનો કોઈ વિષયજ રહેશે નહિ. સર્વ મનુષ્યો એકજ પદ્ધતીના થઈ જવાથી વિચારશૂન્ય દૃષ્ટિથી એક બીજાને જોઈ રહેવા વિના બીજો કોઈ પણ વ્યાપાર અવશિષ્ટ રહેશે નહિ. પદાર્થસંગ્રહાલય (મ્યૂઝિયમ્)માં, ઇજિપ્તદેશમાંનાં પ્રાચીન કાળનાં મીઠું મસાલો ભરીને રાખેલાં મડદાં જેવી રીતે ચેતનારહિત એકમેકને ડોળાં તાણી તાણીને

જોયાં કરે છે, તેવી જ જગત્‌માંના સર્વ મનુષ્યોની સ્તિમિત અને પ્રવૃત્તિશૂન્ય સ્થિતિ થઈ જવાની; એટલે કહેવાનું એટલું જ—માત્ર એટલું જ કે, વિચારસૃષ્ટિમાં અને બાહ્ય વિશ્વમાં દેખાઈ આવતી ભિન્નતા અને અખંડ ક્રાન્તિ જ જગત્‌ના વ્યવહારને આધારભૂત છે, અને તે એવી રીતે જ અનન્ત કાળ પર્યન્ત ચાલૂ રહેવાની. એટલામાટે, જગત્‌માં 'ઐક્ય'ની કલ્પનાને જો રૂઢ કરવી જ હોય, તો તે એવી હોવી જોઇએ કે, તેના યોગે, સમસ્ત સૃષ્ટિની રચનામાં નૈસર્ગિક રીતિથી જ મળી આવતી જે ભિન્નતા અને તેમાંથી ઉત્પન્ન થનારી જે પ્રવૃત્તિ છે, તેમનો નાશ ન થાય. અત્યારસુધી 'સર્વસામાન્ય' ધર્મની જે કલ્પનાઓ મેં આપને કહી સંભળાવી, તેમાંની એક પણ ઉપરની કસોટીપર ઘસાઇને પાર ઉતરી શકતી નથી.

ત્યારે, મારી 'સર્વસામાન્ય' ધર્મ વિશેની કલ્પના શી છે, તે હવે હું આપસમક્ષ રજૂ કરું છું. પરસ્પર સંબંધ અને એક બીજામાં ગુંથાયલી જે રચના છે, તેને જેમની તેમ કાયમ રાખીને તેમાંથી સર્વ મનુષ્યોએ સર્વસામાન્ય હોય એવા કોઈ ઉદાત્તપ્રીતિ અને શ્રેષ્ઠ સહાનુભૂતિના તત્ત્વને શોધી કાઢવું જોઇએ; અને તેના યોગે જગત્‌માંના સર્વ ધર્મ પંથીયો મધ્યે ઐક્ય, શાંતતા, પ્રેમ અને સમાધાનના સામ્રાજ્યની સ્થાપના કરવી જોઇએ. એ મારા મતે 'સર્વસામાન્ય' ધર્મની ખરેખરી અને અત્યંત શ્રેષ્ઠ કલ્પના છે. જગતની આ ચક્રાકાર ગતિમાં આપણા હસ્તે એવું વધારે શું બનવા જેવું છે? આપણું કર્ત્તવ્ય એટલું જ છે કે, તેના યોગે એ ચક્રો વ્યવસ્થાપૂર્વક ફરતાં રહે—અથવા તેમનું ઘર્ષણ જેટલું ન્યૂન વિઘાતક થાય અને તેમની ગતિથી એકંદર વિશ્વશકટને આંચકા ખમવા ન પડે, એવી રીતે પોતાની શક્તિ અનુસાર સર્વ પ્રકારના પ્રયત્નો મનોભાવથી કર્યા કરવા. એટલે કે, વ્યવહારમાં જેવી રીતે કોઈ ગાડીનાં ચક્રો ખડખડાટ કરવા માંડે છે, તો તે ચક્રોને સર્વથા જ કાઢી નાખીને ગાડીને નિરુપયોગી કરવામાં નથી આવતી; કિંતુ તે ચક્રોમાં દીવેલ પૂરીને તે ખડખડ ન કરે, તેની વ્યવસ્થા કરીને તેને પાછી ચલાવવાનો જ યત્ન કરવામાં આવે છે. એજ પ્રમાણે, એ 'સર્વસામાન્ય' ધર્મની કલ્પના દ્વારા, આપણું જગતની ધાર્મિક પ્રગતિમાં દીવેલ પૂરવાનું કાર્ય છે. પણ એ દીવેલ પૂરવું કેવી રીતે? સર્વ જગત્‌માં એક ધર્મ થવો જોઇએ, એમ પ્રતિપાદન કરીને નહિ. એમ તો કદાપિ બનવાનું જ નથી.

જગત્‌ના પરસ્પર વિરોધી અને ભિન્ન ભિન્ન ધર્મ પંથોને કાયમ રાખીને જ એ દીવેલ પૂરવું જોઇએ. એ વિભિન્ન ધર્મપંથોનું અસ્તિત્વ જગતની પ્રગતિને બહુ જ અગત્યનું છે, એ મનમાં સારી રીતે સમજી લેવું જોઇએ; એટલે પછી 'સર્વસામાન્ય' ધર્મની કલ્પનાનો મનમાં સારો પ્રકાશ પડશે. જે પ્રમાણે તમે થોડીવાર પહેલાં સર્વ સૃષ્ટિનું

અને આપણું ઐક્ય છે, એમ પ્રમાણુસિદ્ધ થએલું જોયું; તે સાથે જ, એ ઐક્ય પ્રમાણે જ સૃષ્ટિમાંના પદાર્થોમાં 'ભિન્નતા'નું તત્ત્વ પણ તેટલું જ અતિ આવશ્યકીય અને મહત્ત્વનું છે, એ પણ તમારે પૂર્ણતાથી ધ્યાનમાં રાખવું જોઇએ. અર્થાત્ એ તત્ત્વ, અમુક એક જ ધર્મપંથદ્વારા સમજાશે, અને બાકીના ધર્મોદ્વારા સમજી શકાશે નહિ, એમ કહેવું સર્વથા મૂર્ખતાભરેલું, દુરાગ્રહાત્મક અને સત્યાનાશકારક ધારણાનું જ પરિણામ છે; કારણ કે, એક નહિ, કિન્તુ સહસ્રાવધિ માર્ગોથી સત્યનું શિક્ષણ મેળવી શકાય છે; અને તે પ્રત્યેક માર્ગ સર્વથા સત્ય અને પ્રમાણુસિદ્ધ હોય છે, એ જ આપણે મુખ્યતઃ શીખવાનું છે. એક જ વસ્તુને જૂદી જૂદી બાજૂએથી જોતાં તેનાં જૂદાં જૂદાં 'અંગો' આપણા જોવામાં આવે છે; પરંતુ તેથી પ્રત્યેક બાજૂની વસ્તુ નિરાળી અને ભિન્ન છે, એમ માત્ર કહી નથી શકાતું; એ પ્રથમ ધર્મનો વિચાર કરતાં સર્વેએ ધ્યાનમાં રાખવું જ જોઇએ. એનામાટે બહુ જ સારું ઉદાહરણ સૂર્યનું છે, તે આપણે લઇએ. સમજો કે, એક મનુષ્ય આ પૃથ્વીપર સૂર્યોદય સમયે પૂર્વદિશાપ્રતિ મુખ રાખીને ઉભેલો છે; અને તેની પાસે એક છબી ઉતારવાનું યંત્ર (કૅમેરા) છે. તેની સહાયતાથી સૂર્યોદય સમયે જો તે સૂર્યની તસવીર ઉતારશે, તો તે એક મોટા ગોળા જેવી જ દેખાશે. વળી એમ ધારો કે, તે કૅમેરાવાળો મનુષ્ય સૂર્યના પ્રદેશપ્રતિ જ પ્રવાસ કરવાને નીકળે; અને માર્ગમાં સ્થાને સ્થાને મંજલ દર મંજલ સૂર્યની તે, તે તે વેળાની છબીઓ લેવાનો નિશ્ચય કરે–અર્થાત્ દર હજાર માઇલે તેણે સૂર્યની નવી છબી લેવી, એવો મનોભાવ કરીને એકદમ સૂર્ય સમક્ષ જઈ પહોંચવા પર્યન્ત તે જ ક્રમ ચાલુ રાખો, તો તેનું પરિણામ શું થાય વારુ? પ્રત્યેક નવી છબી આગળની છબી કરતાં સર્વથા નવી જ દેખાવાની; એટલું જ નહિ, પણ તે જે વેળાએ પ્રવાસ પૂર્ણ કરીને પાછો ફરે, તે વેળાએ જાણે હજાર સૂર્યની તેની પાસે હજાર તસ્વીરો હોયની! એવી જ સ્થિતિ થએલી જોવામાં આવે, એ નિશ્ચિત છે. પરંતુ ખરી રીતે જોતાં આપણને પક્કી ખબર છે કે, તે છબીઓમાંના પ્રત્યેક સૂર્ય ભિન્ન ભિન્ન નહિ, કિન્તુ તે મનુષ્યે પોતાના પ્રવાસમાં એક જ સૂર્યની મંજલ મંજલે લીધેલી અનેક છબીઓ છે. એ જ કલ્પના પરમેશ્વરના વિષયમાં પણ લાગૂ પડે છે. જેવી રીતે છબીનો આકાર ન્હાનો હોય કે મોટો હોય, પણ મૂળ સૂર્યના સ્વરૂપમાં કાંઈ પણ અંતર દેખાતું નથી; *તેવી જ રીતે પરમેશ્વરવિષયક કલ્પના ઉચ્ચ પ્રકારના તત્ત્વજ્ઞાનથી નિષ્પન્ન થએલી* હોય કે કનિષ્ટ પ્રકારની અધ્યાત્મવિદ્યામાંથી તેનો ઉદ્ભવ થયો હોય; તે કલ્પના ઉદાત્ત પ્રકારનાં વિશિષ્ટ ધર્મતત્ત્વોથી નિર્દિષ્ટ કરેલી હોય કે પછી ન્યૂન પ્રકારનાં તત્ત્વોના આધારે તે પ્રચિત થએલી હોય; પણ પરમેશ્વરના મૂળ અગમ્ય, સર્વશ્રેષ્ઠ અને જ્ઞાનાતીત સ્વરૂ

કશો પણ ભેદ થતો નથી. પરમેશ્વરનું સ્વરૂપ, અત્યંત ઉન્નત કલ્પનામય પૌરાણિક ઇતિહાસ અને ગાથા આદિદ્વારા વર્ણવેલું હોય અથવા તો તે, આખ્યાનનું ગમે તેટલું રૂક્ષ અને હીન સ્વરૂપ હોય; પરમેશ્વરની ઉપાસનાના આચાર અને વિધિ ગમે તેટલા સયુક્તિક અને પાયદાર યોજેલા હોય અથવા તે ગમે તેવા ક્લિષ્ટ અને યાતનાદાયક હોય–એ ગૌણ વિષયો ગમે તેટલા પરસ્પર વિરોધી અને ભિન્ન હોય તોપણ એક જ વસ્તુ માત્ર ત્રિકાલાબાધિત અને ખરી છે, અને તે એ કે, પ્રત્યેક વ્યક્તિ, પ્રત્યેક રાષ્ટ્ર, પ્રત્યેક ધર્મ અથવા તેનો ન્હાનો મોટો પ્રત્યેક પંથ–પોતપોતાના માર્ગે–બુદ્ધિપૂર્વક અથવા અજાણપણે પરમેશ્વર સાથે ઐક્ય કરવાના માર્ગમાં વિચરવામાટેની સદૈવ ખટપટ કર્યા કરે છે; અને તેની પ્રત્યેક કલ્પનામાં પરમેશ્વરના સ્વરૂપનું સૂક્ષ્મ બીજરૂપે અસ્તિત્વ રહેલું હોય છે. એ વસ્તુને સારી રીતે સમજવામાટે એક નિત્યનું જ ઉદાહરણ લઇએ. ધારો કે, કેટલાક મનુષ્યો ભિન્ન ભિન્ન પાત્રો લઇને એક ઝરાપર પાણી ભરવામાટે ગયેલા છે. કોઇના હાથમાં ઘડો, કોઇના હાથમાં વટલોઈ અને કોઇના હાથમાં ગાગર છે, અને સર્વેએ પોતપોતાનાં તે ન્હાનાં મોટાં પાત્રો તે ઝરાના નિર્મળ અને સ્ફટિક સમાન સ્વચ્છ અને શુદ્ધ જળથી ભરેલાં છે. એનું પરિણામ શું? આપણે જો તે સર્વ પાત્રોને તપાસીશું, તો પાત્રોના આકાર પ્રમાણે તેમાંના પાણીનો પણ તેટલા પ્રકારનો જૂદો જૂદો આકાર થયા જેવું દેખાશે. જેના હાથમાં ઘડો હશે તેના હાથમાંનું પાણી ઘડા જેવું દેખાશે; વટલોઇવાળાનું પાણી વટલોઇ જેવું ભાસશે અને ગાગર લેનારનું પાણી તેવા આકારનું દૃષ્ટિગોચર થશે; અર્થાત્ પાત્રોના આકાર અનુસાર જ પાણીનો પણ આકાર બની ગયા જેવો આપણને ભાસ થશે. પણ એથી ખરેખરા પાણીના મૂળ આકારમાં કશો પણ ફેરફાર થયો હોય, એમ તમારું ધારવું છે ખરું કે? અથવા પાત્રના આકારમાં ભિન્નતા થવાથી તે પાત્રમાંના પદાર્થનો આકાર પણ વિકાર પામી શકે ખરો કે? કદાપિ નહિ; કોઈ કાળે પણ નહિ. ઘડો લ્યો કે વટલોઇ લ્યો–બન્નેમાં તે ઝરાનું પાણી જ હોવાનું. એ જ સિદ્ધાંત ધર્મની ભિન્નતાને પણ લાગૂ છે. આપણાં મનો, એ ઉપર્યુક્ત ઉદાહરણમાં કહેલાં ભિન્ન ભિન્ન પાત્રો જેવાં છે. જેટલી અને જેવી આપણા મનની પાત્રતા હોય, તેટલા પ્રમાણમાં જ આપણે પરમેશ્વરના સ્વરૂપનો અનુભવ લેવાને મથનારા હોઇએ છીએ. પરમેશ્વરનું સ્વરૂપ, એ નિર્મળ અને સ્ફટિક શુદ્ધ જીવના ઝરાના પાણી જેવું છે. અર્થાત્ પરમેશ્વરના સ્વરૂપનો અનુભવ મનની ઓછી વધતી પાત્રતા પ્રમાણે જ ઓછો સ્પષ્ટ અથવા વિશેષ ઉન્નત થતો હોય છે. તથાપિ, જે અનુભવ થાય છે, તેમાં અસત્ય અથવા ભિન્નતાનો અંશ લેશ માત્ર પણ હોતો નથી. કેવળ, ઉપર્યુક્ત પાત્રોના આકાર પ્રમાણે મનની ભિન્નતાના

બાહ્ય ભેદને લીધે જૂદા જૂદા ધર્મમાંનાં પરમેશ્વરનાં સ્વરૂપો ભિન્ન ભિન્ન જોવામાં આવે છે. પણ વસ્તુતઃ પરમેશ્વર તો એક જ છે. કોઈ પણ ધર્મમાં જોતાં, પરમેશ્વર સ્વરૂપથી જ તેનો સાક્ષાત્કાર થનારો હોય છે. એ જ સાક્ષાત્કાર, મેં અત્યારે કહેલી સર્વસામાન્ય ધર્મની કલ્પના દ્વારા કોઇને પણ સહજમાં પ્રાપ્ત થઈ શકે એમ છે.

એ વિશે કોઈ એમ કહેશે કે, તાત્ત્વિક દૃષ્ટિથી એ કલ્પના જો કે ઠીક છે, પરંતુ એને વ્યવહારમાં પ્રચલિત કરવાનો પણ કોઈ માર્ગ છે કે? એ જ પ્રશ્નનું ઉત્તર આપવાનો હવે આપણે પ્રયત્ન કરી જોઇએ.

પરમેશ્વરના સ્વરૂપ વિશેની જૂદા જૂદા ધર્મોમાંની કલ્પનાઓ તત્ત્વતઃ પોતપોતાના પક્ષે તો સર્વથા ખરી જ છે. અને તે દૃષ્ટિથી તો તેમનામાં પરસ્પર વિરોધ અથવા ભિન્નતા નથી, એ તત્ત્વ અર્વાચીન કાળમાં જ જગતના જાણવામાં આવ્યું છે, એમ નથી; કિન્તુ અત્યંત પ્રાચીન કાળથી જ એ તત્ત્વ સર્વ ધાર્મિક મહાત્માઓને માન્ય થતું આવેલું છે. જૂદા જૂદા ધર્મોમાંની પરસ્પર વિરુદ્ધતા નીકળી જાય અને તેમનામાંની અન્યોન્ય વિઘાતની ઇચ્છાનો નાશ થઇને તે સર્વ ધર્મોને સંમત થાય, એવા એક સર્વવ્યાપક અને ઉદાત્ત કલ્પનાયુક્ત ધર્મની સંસ્થાપના કરવી, એ માટે આર્યાવર્ત્ત, એલેક્ઝાંડ્રિયા, યૂરોપ, ચીન, જાપાન, ટેબેટ અને આધુનિક અમેરિકા—એ જૂદા જૂદા સર્વ દેશોમાં અતિ પ્રાચીન કાળથી તે આજપર્યન્ત સહસ્રાવધિ પ્રયત્નો કરવામાં આવેલા છે. પરન્તુ તેમાંનો એક પણ પ્રયત્ન સફળ થએલો નથી. એનું કારણ, તાત્ત્વિક દૃષ્ટિથી એ કલ્પનાઓ ગમે તેટલી પણ સારી હોય, તોપણ તે વ્યવહારમાં પ્રચલિત કરી શકાય તેવી નહોતી, એ જ છે. સર્વ ધર્મો પોતપોતાના પક્ષમાં ખરા અને સયુક્તિક છે, એ તત્ત્વ તેમને પણ માન્ય હતું. પરંતુ, તે સાથે જ, ધર્મની પરસ્પર ભિન્નતાને કાયમ રહેવા દઇને તેમનું ઐક્ય કરવાનો તેમણે વ્યવહારમાં આવી શકે એવો કોઈ ઉપાય યોજ્યો નહિ, એટલી જ તેમના પ્રયત્નની ખામી.

કોઈ પણ વ્યક્તિના પોતાના ધર્મ વિશેના સ્વત્વનો નાશ થવા ન દેતાં, તે સાથે જ સર્વ ધર્મમાં સામાન્ય હોય, એવા કોઈ તત્ત્વથી તે સર્વનું ઐક્ય કરવાનો જે (સર્વસામાન્ય) ધર્મકલ્પનામાં માર્ગ સૂચવેલો હોય, એવા પ્રકારની જ કલ્પના માત્ર વ્યવહારમાં ચાલી શકવાનો—પ્રચલિત થવાનો સંભવ છે; અન્યનો નહિ.

આજપર્યન્ત અનુભવી જોએલી કલ્પનાઓમાં ઉપર્યુક્ત વિચારોનો તાત્ત્વિકદૃષ્ટ્યા સમાવેશ કરેલો દેખાય છે તો ખરો. પરંતુ તે (કલ્પના) ને પ્રચારમાં લાવતાં માત્ર તે વિચારોના વ્યાપક અને નૈરુપાધિક સ્વરૂપનો લોપ થતાં ઇતર પ્રચલિત ધર્મનાં સ્થૂલ નરદો પ્રમાણે જ, તેમને પણ સંકુચિત વિશિષ્ટ મતોનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. અર્થાત્ એથી

જૂદા જૂદા ધર્મોમાં ઐકય કરવાનો હેતુ સિદ્ધ થવાનું એક બાજૂએ રહી ગયું, અને વિરુદ્ધ પક્ષે, પ્રથમથી જ અસંખ્ય અને પરસ્પર લડનારા ન્હાના મોટા પંથોમાં એ નવા પંથોનો વળી વધારો થયો. એના કરતાં વધારે બીજું કશું પણ થઈ શકયું નહિ. સારાંશ કે, **'સર્વસામાન્ય'** ધર્મની કલ્પનાને આગળ લાવતાં એ મુખ્યતઃ ધ્યાનમાં રાખવું જોઇએ કે, તે કલ્પના તાત્ત્વિકદષ્ટયા સારી હોવા સાથે વ્યવહારમાં પણ પ્રચલિત થવા યોગ્ય હોવી જોઇએ.

**સર્વસામાન્ય ધર્મ**ની મારી પણ મારી મતિ પ્રમાણે એક કલ્પના છે. અર્થાત્ તેનો અનુભવ લીધેલો ન હોવાથી, તેનો વ્યવહારમાં કેટલેકા પ્રચાર થવાનો સંભવ છે, તે અત્યારે જ મારાથી કહી શકાય તેમ નથી. પણ આજ તે કલ્પના હું કેવળ ચર્ચામાટે જ આપ સમક્ષ રજૂ કરવાનો છું. ત્યારે મારી એવી તે શી કલ્પના છે, તે જાણવામાટે હવે સર્વના મનમાં સાહજિક જ ઉત્સુકતા થએલી હશે. મારું એ વિશે એકંદર મનુષ્ય જાતિને પ્રથમ કહેવું એ છે કે, **'સહાયતા કરો, પણ સંહાર ન કરો'** એ તત્ત્વને પહેલાં પ્રથમ સર્વ મનુષ્યોએ પૂર્ણતાથી પોતાના મનમાં ઠસાવી રાખવું જોઇએ. એનો અર્થ એવો થાય છે કે, તમારે જે કાંઈ પણ સુધારણા કરવી હોય, તે, છે તે જ સ્થિતિમાં અને મૂળને કાયમ રાખીને જ કરો. મૂળને વળગેલા સડેલા અને નિરુપયોગી ભાગોને કાઢી નાખીને તેમના સ્થાને નવીન અને નીરોગી અવયવોની યોજના કરો. પણ મૂળને તો કાયમ જ રાખો. તેનો નાશ થવા ન દ્યો. તેનું સમૂલ ઉચ્છેદન કરીને તેના સ્થળે બીજું સર્વથા નવીન તત્ત્વ સ્થાપવાનો પ્રયત્ન ન કરો. એવા પ્રકારની સર્વોચ્છેદક સુધારણાથી જગતના કલ્યાણમાં કોઈ કાળે પણ વધારો થવાનો નથી. ઇમારત ખડિયાખડખંડ થઈ ગઈ હોય, તો **'ઇમારતને તોડી પાડો, પણ પાયો તો રહેવા જ દ્યો; અને તે પાયાપર જ નવી ઇમારત ચણો.'** જે છે તેમાં જ જો તમારાથી કાંઈ પણ સુધારણા—અર્થાત્ સહાયતા—થઇ શકતી હોય, તો કરો; નહિ તો હાથ જોડીને સ્વસ્થ થઈ બેસી રહો; અને જે કાંઈ પણ થાય તે ચુપચુપ જોયા કરો. પણ સહાયતા ન કરી શકાતી હોય, તો પાયાને ખોદી નાખવાથી તો વેગળા રહો. કોઈ એક મનુષ્યનાં મતો, તમારાં મતોથી ગમે તેટલાં ભિન્ન પણ હોય, અને તે મતો તમારી દૃષ્ટિમાં ગમે તેટલાં અપ્રયોજનીય અને વિલક્ષણ પણ દેખાતાં હોય, તોપણ તે મનુષ્યની જો તે મતોમાં ખરેખરી જ શ્રદ્ધા હોય, તો વ્યર્થ અને વિનાકારણ એકાએક તેના મનને દુઃખવશો નહિ. બીજી ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, કોઈ મનુષ્યની ઉન્નતિ કરવાની જો તમારા મનમાં ઇચ્છા હોય, તો તે (મનુષ્ય) જે સ્થિતિમાં હોય, તે સ્થિતિને જ ગૃહીત ધરીને તેમાં જે ઉન્નતિ થવા જેવી હોય, તે કરો. એક-

દમ તેના મનથી વિરુદ્ધ અને બલાત્કારે તેનો ઉચ્છેદ કરીને તેને સર્વથા અપરિચિત અને નવી જ સ્થિતિમાં ફેંકવાનો પ્રયત્ન ન કરો. કારણ કે, ધાર્મિક વિષયમાં માર્ગ જો કે અનેક અને ભિન્ન ભિન્ન હોય, તોપણ તે સર્વનું અંતિમ પર્યવસાન તો એક જ છે;* એ મુખ્યતઃ ધ્યાનમાં રાખો. ધાર્મિક વિષયોમાટેનો ખોટો અને આવેશી દુરાગ્રહ સર્વથા છોડી દેવો જોઇએ. **પરમેશ્વર**, તે સમસ્ત વર્તુલમાંના મધ્યબિન્દુ–કેન્દ્ર–સમાન છે, અને આપણે બધા પરિઘમાંના અસંખ્ય બિન્દુઓમાંથી નીકળનારી ત્રિજ્યા જેવા છીએ; એવી પણ એક પ્રકારની તત્ત્વજ્ઞોની કલ્પના છે. તે જો ખરી હોય, તો અર્થાત્ ભૂમિતિના ત્રિકાલાબાધિત તત્ત્વ પ્રમાણે સર્વ ધર્મપંથોમાંની ભિન્નતાનો નાશ થઇને તેમનું કોઇને કોઈ વખતે પણ (પરમેશ્વરના સ્વરૂપમાં) ઐક્ય થશે જ, એ પણ નિશ્ચયાત્મક છે. પરંતુ તેવો સમય આવતાં સુધી તો ભિન્નતા રહેવાની જ. બીજી એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ તે એ છે કે, આપણામાંના પ્રત્યેકનો જન્મથી જ કોઈ પણ એક માર્ગ નિશ્ચિત થએલો હોય છે; અને અંતપર્યન્ત તે જ માર્ગમાં જવામાટેની આપણી પાત્રતા ઠરી ગયેલી હોય છે. એટલામાટે જેથી આપણા એ માર્ગમાં જ આપણી વધારે અને વધારે પ્રગતિ થતી જાય, એવા પ્રકારની ચેતના જેનાવડે મળી શકે, તે જ પ્રત્યેકની ઉન્નતિ થવાનો ખરો અને સરળ માર્ગ છે. પ્રત્યેક વ્યક્તિને પોતપોતાના નિશ્ચિત માર્ગમાં એકવાર સત્ય ધર્મપ્રેરણારૂપ એંજિનનો થોડો ઘણો આઘાત મળે એટલે, પ્રત્યેક વ્યક્તિ પરિઘમાંની કોઈ પણ ત્રિજ્યા પ્રમાણે–પોતાની મેળે જ કોઇને કોઈ સમયે પણ પોતાના મધ્યબિંદુમાં (**પરમેશ્વર સ્વરૂપમાં** અથવા સત્યજ્ઞાનની પ્રાપ્તિમાં) જઈ મળવી જ જોઇએ. એટલામાટે પ્રત્યેક વ્યક્તિને **માર્ગ બદલવાનો ઉપદેશ આપવા કરતાં** તેને ભિન્ન ભિન્ન સ્થિતિમાં જ, એ ધર્મચેતનારૂપ સ્ફૂર્તિ–આઘાત–આપવાનું **સર્વસામાન્ય ધર્મનું** મુખ્ય કર્તવ્ય છે. એટલામાટે જ મારો ફરી ફરીને એ ઉપદેશ છે કે, જે છે તે સ્થિતિનો સમૂળ ઉચ્છેદ કરશો નહિ; કિન્તુ તેમાં જ જે કાંઈ સુધારણા થવા જેવી હોય, તે કરો. પ્રત્યેક વ્યક્તિની, તેની આસપાસ રહેલી પરિસ્થિતિ અનુરૂપ વૃદ્ધિ થતી હોય છે; અને એ જ વૃદ્ધિ જો યોગ્ય રીતિથી થતી જાય, તો પ્રત્યેક વ્યક્તિ અંતે સર્વશ્રેષ્ઠ સત્ય સ્વરૂપમાં જઇને મળી જાય. એમાં લેશમાત્ર પણ શંકા નથી. એ દૃષ્ટિથી,

---

* એ જ અર્થને દર્શાવતો 'મહિમ્નસ્તોત્ર' માંનો નીચે આપેલો શ્લોકાર્ધભાગ સર્વત્ર સુવિખ્યાત છે;—

"रुचीनां वैचित्र्याद् ऋजुकुटिलनानापथजुषाम् :
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव." ॥

જોતાં એ વિષયમાં પ્રત્યેક વ્યક્તિએ ખરા જ્ઞાનવડે પોતે જ પોતાના ગુરુસ્વરૂપ બનીને પોતાની ઉન્નતિ કરવાનું શિક્ષણ મેળવવું જોઇએ. એક વ્યક્તિ બીજી વ્યક્તિને શિક્ષણ અર્થાત્ સર્વથા અને એવા શ્રેષ્ઠ પ્રકારનું શિક્ષણ—આપે છે, એમ કહેવું સર્વથા ભ્રામક જ છે. વધારે તો શું, પણ એક ન્હાના બાળકને પણ તમે શિક્ષણ આપી શકશો, એમ કહેવાની તમારી હિંમત થાય છે ખરી કે? હું તો ખાત્રીથી કહું છું કે, એક ન્હાના બાળકને પણ તમે 'ખરું શિક્ષણ' કદાપિ આપી શકો તેમ નથી જ. કારણ કે, વાસ્તવિક રીતે જોતાં ન્હાનું બાળક જન્મથી જ પોતે પોતાને શિક્ષણ આપતું હોય છે. ત્યારે, માત્ર તેના તે જ્ઞાનાર્જનના ક્રમમાં જે અડચણો આવે, તેમને દૂર કરવી, એટલું જ તમારું મુખ્ય કર્ત્તવ્ય છે. એથી વધારે તમારા હાથે, ખરી રીતે જોતાં, કશું પણ બની શકતું જ નથી. વૃક્ષનું જ ઉદાહરણ લ્યો. વૃક્ષ વધે છે, તે પોતાની મેળે જ વધે છે. તમે તેને વધારી શકશો ખરા કે? અર્થાત્ નિઃસર્ગના ક્રમ પ્રમાણે તમારાથી તેને કદાપિ વધારી શકાશે નહિ જ. તેને સારું અને ધાટીલું વળણ લગાડવું અથવા ઢોર ઇત્યાદિના ઉપદ્રવને ટાળવામાટે તેની આસપાસ વાડ બાંધી લેવી, એટલું જ માત્ર તમારું કાર્ય હોય છે. પરંતુ વૃક્ષની વૃદ્ધિ થાય છે, તે તો સૃષ્ટિક્રમથી પોતાની મેળે આપોઆપ જ થવી જોઇએ. તેમાં તમારા પ્રયત્નો અને તમારી ખટપટોનો કશો પણ ઉપયોગ થવાનો સંભવ નથી. એ જ સિદ્ધાન્ત પ્રત્યેક વ્યક્તિની ધાર્મિક પ્રવૃત્તિની વૃદ્ધિના સંબંધમાં પણ લાગૂ પડે છે. 'અમુક મનુષ્ય તમને ધર્મ શિક્ષણ આપશે' અથવા 'તમને ધાર્મિક બનાવશે,' એમ જો કોઈ કહે, તો તે કદાપિ શક્ય થનાર નથી. ધર્મપ્રવૃત્તિની વૃદ્ધિ અંતઃકરણમાં જ થવી જોઇએ; અને તે વૃદ્ધિ પ્રત્યેક વ્યક્તિએ પોતાની પોતે જ કરવી જોઇએ. અંતરમાં જે વેળાએ તેની ખરી પ્રેરણા ઉત્પન્ન થશે, ત્યારે જ ઉજ્જ્વલ સ્વરૂપે તેની જ્યોતિ બહાર પડીને દૃષ્ટિગોચર થવા માંડશે.

એ ધર્મપ્રવૃત્તિ બાહ્ય શિક્ષકદ્વારા પ્રાપ્ત થઈ શકતી નથી. એ ઉપર કહેલું જ છે. મૂળમાં જ જો ધર્મપ્રવૃત્તિ બીજરૂપે રહેલી હોય, તો જ બાહ્ય શિક્ષણનો ઉપયોગ થઈ શકે છે. કારણ કે, (બાહ્ય સૃષ્ટિમાંનો) ધર્મશિક્ષક કરી કરીને શું કરવાનો હતો? ઘણુંવણું તો, એ ધર્મપ્રવૃત્તિની વૃદ્ધિમાં જે અડચણો આવીને ઉપસ્થિત થાય છે, તેમને તે દૂર કરશે, એટલું જ. એટલાથી જ તેના કાર્ય-કર્ત્તવ્ય—ની સમાપ્તિ થાય છે. એટલામાટે જ હું કહું છું કે, 'સહાયતા કરો; પણ સંહાર ન કરો—ઉચ્છેદ ન કરો.' 'આપણે લોકોને ધાર્મિક બનાવીએ; ને આપણે તેમને ધર્મજ્ઞાન દૈયે.' એવા પ્રકારની સર્વ કલ્પનાઓ મનમાંથી કાઢી નાખો. એ વસ્તુઓ તમારા હાથે સિદ્ધ થવી અશક્ય છે. પોતાના વિના—તમારા તમારા આત્મા વિના—બીજો કોઈ ઉત્તમ ગુરુ જ

નથી.* એ પ્રથમ સારી રીતે સમજી લ્યો; અને પછી શો ચમત્કાર જોવામાં આવે છે, તે જુઓ. એક મર્યાદિત સમાજનો જ માત્ર વિચાર કરવામાં આવે, તો તેમાં જ માનવી-પ્રાણીઓના કેટલા બધા વિચિત્ર સ્વભાવો મળી આવે છે! હજારો મનુષ્યોના હજારો સ્વભાવ, હજારો પ્રકૃતિઓ અને મનની સહસ્રાવધિ લહરીઓ! એક કહેવત જ છે કે, 'જેટલી મૂર્ત્તિ, તેટલી પ્રકૃતિ.' 'ભાલે ભાલે મતિર્ભિન્ના.' ત્યારે એવી એ વિવિધ અને અસંખ્ય રુચિઓના સ્વભાવનું ક્રમવાર વર્ગીકરણ કેવી રીતે કરવું; અને તેમનું એકીકરણ કેવી રીતે થઈ શકે? અર્થાત્ તેમનું શાસ્ત્રની રીતિથી સયુક્તિક વર્ગીકરણ કરવું સર્વથા અશક્ય જ છે. તથાપિ, આજના વિવેચનની સરળતામાટે એ અસંખ્ય અને વિવિધ પ્રકૃતિઓના મેં ચાર ભાગ કરેલા છે. પ્રથમ ભાગ પ્રવૃત્યાત્મક અથવા કર્મપ્રિય વ્યક્તિઓનો છે, અને એ વર્ગની વ્યક્તિઓના મનમાં સદાસર્વદા કાંઇને કાંઈ કાર્ય કરવાની ઇચ્છા થયા જ કરે છે. તેમના સર્વાંગમાં નિત્ય પ્રચંડ આવેશ અને ઉત્સાહ સંચરેલો જ દેખાય છે. એટલે કે, તેમના અંતઃકરણમાં ઉભરાતી ધર્મપ્રવૃત્તિ અનેક મહાન્ અને ધાર્મિક કૃત્યોદ્વારા દગ્ગોચર થતી હોય છે. પોતાના હાથે અનેક યથાયોગ્ય કર્મો થાય, એવી તેમની બહુ જ પ્રબળ ઇચ્છા હોય છે. અન્નચ્છત્રો સ્થાપવાં; સત્પાત્ર અને દીન યાચકોને સંતોષવાં; કુઆ, વાવ, સડકો અને ધર્મશાળાઓ ઇત્યાદિ બંધાવવાં; હોસ્પિટલો બંધાવવી અને પ્રચંડ, રમ્ય અને ભવ્ય દેવાલયો ચણાવવાં-સારાંશ કે, ધર્મના નામે જે કાંઈ પણ રચવાનું અથવા સ્થાપવાનું કાર્ય હોય, તે કાર્ય કરવામાં એમનું સદોદિત લક્ષ રહ્યા કરે છે. એ વર્ગની વ્યક્તિઓને હું પ્રવૃત્યાત્મક અથવા કર્મપ્રિય વ્યક્તિઓના નામથી ઓળખું છું. બીજો ભાગ (વર્ગ) ઉન્નત ભાવનાસક્ત અથવા પ્રેમાળ (*Emotional*) લોકોનો છે. ઉદાત્ત કલ્પનામાં અને રમ્ય મનોમય સૃષ્ટિમાં સદા સર્વદા લીન થઇને સાત્ત્વિક આનંદનો અનુભવ લેતા રહેવામાં જ એ વર્ગના લોકોની પ્રવૃત્તિ હોય છે. સૃષ્ટિમાંના સુંદર અને સૌમ્ય ચમત્કારોનું અને વસ્તુઓનું નિરીક્ષણ કરવું અને માનવી સ્વભાવમાંની કોમળ મનોવૃત્તિનું (વિશેષતઃ ઉચ્ચ પ્રકારની પ્રીતિ એટલે ઇશ્વરભક્તિ ઇત્યાદિનું) મનન કરવામાં જ તેમની નિત્ય પ્રવૃત્તિ હોય છે. પ્રાચીન કાળમાં થઈ ગએલા મોટા મોટા મહાત્માઓ અને ધર્મસંસ્થાપકોમાં તથા

* અર્થાત્, પ્રસ્તુત વિચાર નિત્યની વ્યાવહારિક દૃષ્ટિનો નથી, કિન્તુ માત્ર ઉચ્ચ પ્રકારના તત્ત્વજ્ઞોની દૃષ્ટિથી જ કહૂએલો છે, એ ફરી ફરીને કહેવાની કશી પણ આવશ્યકતા નથી. એ જ અર્થ શ્રીમદ્ભગવદ્ગીતામાંના નિમ્ન લિખિત શ્લોકમાં પણ ધ્વનિત કરેલ છે:

"उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः" ॥ ६: ५

શકાય, ઇત્યાદિ ગૂઢ અને સૂક્ષ્મ તત્ત્વોના ચિંતનમાં જ મગ્ન થઈ રહેવાની તેમની નિત્યની પ્રવૃત્તિ હોય છે. એ સ્વભાવના મનુષ્યો, તે જ ગૂઢપ્રવૃત્તિ અથવા સૂક્ષ્મ વિવેચક વ્યક્તિઓ છે. અંતિમ મુખ્ય વિભાગ એકંદર તત્ત્વજ્ઞોનો છે. પ્રત્યેક વાતને તંતોતંત તોળી જોઈને તેની યુક્તાયુક્તતાનો નિશ્ચય કરવો, ને બની શકે તો તત્ત્વજ્ઞાનના વિષયથી પણ પર પ્રદેશમાં પોતાની કુશાગ્ર બુદ્ધિની ગતિ કરાવવી, એ કૃતિમાં જ તેમના સ્વભાવનું સાહજિક વળણ હોય છે. અર્થાત્ એ તત્ત્વજ્ઞોની પ્રવૃત્તિ છે.

એ પ્રમાણે મનુષ્યમાં મળી આવતી અસંખ્ય અને વિવિધ પ્રકૃતિઓના મુખ્યતઃ કરી શકાતા ચાર વિભાગો વિશે વિવેચન કરવામાં આવ્યું.

એટલે, એ ઉપરથી હવે દેખાઈ આવશે કે, મનુષ્ય જાતિમાંની વધારે વ્યક્તિઓને માન્ય થઈ શકે, એવો કોઈ એક ધર્મ પ્રચલિત કરવો હોય, તો મુખ્યતઃ ઉપર જે મનુષ્યોની માનસિક–વિશેષતઃ ધાર્મિક પ્રવૃત્તિના ચાર મુખ્ય વિભાગ કહેલા છે, તે ચારે વિભાગોને તે ધર્મપરિપોષક અને માન્ય થાય, એવો જ હોવો જોઈએ. જો એમ હોય, તો જ બહુ અંશે તે ધર્મ સર્વસામાન્ય થવાનો સંભવ છે. વર્તમાન કાળમાંના જૂદા જૂદા ધર્મપંથોમાં એ જ વાતની ન્યૂનતા જોવામાં આવે છે. તેમનામાં સર્વસામાન્યતાનું તત્ત્વ પ્રાધાન્યથી તો સર્વથા છે જ નહિ. એટલે કે એ સર્વ ધર્મો કેવળ સંકુચિત અને એકપક્ષીય જ છે. કોઈ પણ એક પંથમાં તમે જાઓ, તો તે તમને ભક્તિભાવ અને પ્રેમાળપણાનું જ માહાત્મ્ય કહેતા બેસવાના. તેઓ, ભક્તિરસથી ઉભરાતાં સ્તોત્રો અથવા તો પરમેશ્વરનાં અવતારકૃત્યમાંનાં કેટલાંક આખ્યાનો મહાભાવિકતાથી તમારા સમક્ષ વર્ણવશે. એ સર્વ ખરું અને મનોભાવયુક્ત જ હોય છે. તેમાં અસત્ય અથવા દાંભિકતાનો લેશ માત્ર પણ નહિ હોય. પરંતુ એવી જ રીતે તમે તેમને કહો કે, 'મહારાજ! આપ કરો છો, તે બધું ઠીક છે. તેમાં જરા પણ અસત્ય નથી. પરંતુ એના કરતાં કાંઈ પણ વધારે શાશ્વતતા વિશે શીખવવા જેવું હોય, તો મને શીખવો. કેવળ ભક્તિ અને પ્રેમ જેવા સૂક્ષ્મ અને કોમળ તત્ત્વોનો જ હવાલો આપવા કરતાં (કારણ કે, એ પ્રવૃત્તિને અનુભવવાની મારી પાત્રતા અને સુદૈવ નથી.) કોઈ સયુક્તિક અને મારા મનની ખાત્રી કરી આપે, એવો માર્ગ મને બતાવો–અર્થાત્ થોડુંક તત્ત્વજ્ઞાન શીખવો.' તો એના પ્રત્યુત્તરમાં ત્વરિત જ તેઓ તમને જણાવશે કે, 'હવે તમારું બોલવું પૂરું કરો અને અહીંથી ચાલતા થાઓ. તમે રોદડાલા છો, તે અમે જાણીએ છીએ. ભ્રષ્ટ અને પાખંડી લોકો આવા જ હોય છે.' એટલું કહીને જ તેઓ સ્વસ્થ રહેશે નહિ, કિન્તુ પ્રસંગ અનુસાર ગાળો અને શાપોની વૃષ્ટિ વર્ષાવવામાં પણ તેઓ પાછી પાની કરશે નહિ. એનો

સારાંશ શો ? એવા પ્રકારના ધર્મપંથોથી, ઉપર જે મેં 'ઉન્નત ભાવનાસક્ત' અથવા 'પ્રેમાળ' પ્રવૃત્તિના લોકોનો પંથ કહ્યો, તે વર્ગની વ્યક્તિઓનું જ માત્ર સમાધાન થઈ શકે છે; અને તેમના માટે જ એ વાતો ઉપયોગી હોય છે. એ જ સિદ્ધાન્ત બીજા પંથોને પણ લાગૂ પડે છે. તાત્પર્ય એ જ કે, એક પંથની બીજા પંથને સહાયતા મળતી નથી, એટલું જ નહિ પણ સ્હામા તેઓ એક બીજાના નાશમાટે જ સદાસર્વદા તત્પર અને તૈયાર હોય છે. સર્વ કરતાં અત્યંત શોચનીય અને ધર્મના ઐક્યને વિઘાતક થનારી વસ્તુ એ જ છે કે, પ્રત્યેક ધર્મનો, પોતા વિનાનાં સર્વ મતો સર્વથા અસત્ય છે, અને તેમનું પ્રતિપાદન કરનારા લોકો દાંભિક અને અસત્યવાદી જ છે, એવો દઢતમ નિશ્ચય થઈ ગએલો હોય છે. ઉદાહરણાર્થઃ–'તત્ત્વજ્ઞાનીપંથ'ની વાત લ્યો. ધારો કે, પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય રાષ્ટ્રોમાંની તત્ત્વજ્ઞાનપદ્ધતિ વિશે જ્યાં વાદવિવાદ ચાલી રહ્યો છે, એવા કોઈ એક તત્ત્વજ્ઞાનીઓના મંડળમાં તમે જઇને બેઠા છો. ત્યાં તમારા જોવામાં શું આવશે ? તેમનો પૂર્વ પક્ષ અને ઉત્તર પક્ષને સિદ્ધ કરવાનો આવેશ અને લાંબા હાથપગવાળા ક્લિષ્ટ પારિભાષિક શબ્દો સાંભળીને તમે તો ગભરાઈ જ જવાના અને કોઈ ગાંડા માણુસ પ્રમાણે એકના મુખને છોડી બીજાના અને ત્રીજાના મુખને છોડી ચોથાના મુખને ટમટમ જોતાં તમારે બેસી રહેવું પડશે. એવા મંડળમાં કોઈ ભોળો અને અનભિજ્ઞ મનુષ્ય જઇને તેમનામાંના કોઇને એમ કહે કે, 'મહારાજ! આ તમારી લટપટ આદિની ખટપટ મારા સમજવામાં આવતી નથી. મારી તો સત્ય ધાર્મિક બનવાની ઇચ્છા છે. માટે સત્ય ધાર્મિક બનવાનો જો કોઈ સુલભ ઉપાય આપના જાણવામાં હોય તો કૃપા કરીને મને બતાવો.' આ પ્રશ્ન સાંભળતાં જ તે સ્વયંમન્ય તત્ત્વજ્ઞાની લોકો પ્રથમ તો એ પ્રશ્ન પૂછનાર તરફ જોઇને તિરસ્કારપૂર્વક હસશે અને પછી પોતાની આઢ્યતાથી જ કહેશે કે, 'છટ્-છટ્-તમે અદ્યાપિ મુમુક્ષુની પદવીના અધિકારી થયા નથી. તમને, પરમગહન આધ્યાત્મિક વિદ્યાનું યથાતથ્ય જ્ઞાન થવું સર્વથા અશક્ય છે.' એવું કોઈ પણ શબ્દાડંબરી અને તુચ્છતાદર્શક ઉત્તર જ તેઓ આપવાના. કારણ કે, તે પોતે પક્કા સર્વશ્રેષ્ઠ તત્ત્વજ્ઞાની! તે તમારા જેવા યઃકશ્ચિત્ અજ્ઞ પામરો સાથે કેવી રીતે વધારે વાત કરી શકે? તેઓ તત્કાળ તમને દરવાજાનો માર્ગ દેખાડશે અને સંભાવિતપણાથી ત્યાંથી નીકળીજવાની સૂચના આપશે. બીજો વર્ગ સૂક્ષ્મવિવેચકોનો છે. એમનામાં, આત્માના થનારા સ્થિત્યંતરો, મનની જૂદી જૂદી અવસ્થાઓ અને તેની નૈસર્ગિક શક્તિ ઇત્યાદિ વિશે નિત્ય ચર્ચા ચાલતી હોય છે. પરંતુ એમને પણ જો કોઈ મનુષ્ય આવીને એવી વિનતિ કરે કે, 'મહારાજ! મારા હાથે સારું કેમ થાય, તે મને દેખાડો: આપના જેવા શ્રેષ્ઠ પદ-

વીના પુરુષોના ગહન વિવેચનનું આકલન કરવામાં હું પામર સમર્થ નથી. માટે, મારા અધિકાર પ્રમાણેનો કોઈ સરળ માર્ગ મને બતાવો.' એ વિનતિ સાંભળતાં જ તે નામ-ધારી તત્ત્વજ્ઞાનીઓ પોતપોતામાં જ આઢ્યતાની અને કટાળો આવવા જેવી દૃષ્ટિથી જોઇને પછી તિરસ્કારપૂર્વક હાસ્ય કરીને કહેવા માંડશે કે, 'જુઓ તો ખરા કે, આ મનુષ્ય કેવો મૂઢ અને પામર છે તે! એ જ સંસારજન્ય અજ્ઞાન હં કે! અને તેથી ઉત્પન્ન થતા આત્માનુભવની આ વિસ્મૃતિ! અરે! તને તે શાની મોક્ષપ્રાપ્તિ થનારી હતી! મોક્ષ તારા ભાગ્યમાં જ લખાયલો દેખાતો નથી. જા-આવ્યો હોય, તે માર્ગે ચાલ્યો જા-અને તને ઠીક લાગે, તો આત્મહત્યા કરીને સત્વર જ આ સંસારબંધનથી મુક્ત થઈ જા!' આ હું વ્યર્થ કાલ્પનિક અને અતિશયોક્તિ કરીને બોલું છું એમ નથી. કિન્તુ વ્યવહારમાં એ પ્રકાર નિત્ય નિયમિત રીતે બનતો જોવામાં આવે છે. ખરેખર, ઉપરના તત્ત્વજ્ઞાની-ઓમાંના સર્વથી કટ્ટા અભિમાનીઓને-ખરા અભિમાની મહાત્માઓને એક ઓરડામાં પૂરીને તેમના તે સ્વયંમન્યતાથી ભરેલા અને તિરસ્કારયુક્ત સુંદર સ્મિતની કોઈ છબી ઉતારી લે, તો કેવો જોવા જેવો દેખાવ આપણને મળી શકે? એ તસવીર મનુષ્યના મનમાં રહેલી સ્વયમન્યતા અને બીજા વિશે ભરેલી તુચ્છતાનું દર્શન કરાવવાનું એક બહુ જ અચ્છું સાધન થઈ શકે એમ છે; એમાં લેશ માત્ર પણ શંકા નથી.

એ પ્રમાણે ધર્મની-કિંબહુના એકંદર વસ્તુઓ-એવી સદ્ય સ્થિતિ છે. ત્યારે હવે કરવું શું? એ પ્રશ્ન અવશિષ્ટ રહે છે. એ પ્રશ્નના નિરાકરણમાટેનો મારા અભિ-પ્રાય પ્રમાણે માત્ર એક જ ઉપાય છે. તે એ કે, સર્વ પ્રકારની પ્રવૃત્તિઓવાળા મનુષ્યોને એક સરખી રીતે માન્ય થઈ શકે, એવા કોઈ એક 'સર્વસામાન્ય' ધર્મની સ્થાપના કરવી. અર્થાત્ એ ધર્મકલ્પનામાં ઉપર કહેલી ચારે માનસિક પ્રવૃત્તિઓનાં મુખ્યાંગોનો સમા-વેશ થવો જોઇએ. તે ધર્મકલ્પના તત્ત્વજ્ઞાનયુક્ત, 'ભાવનોદ્દીપક' (પ્રેમળતા સંચારક) 'ગૂઢપ્રવૃત્યાત્મક' અને 'કર્મપ્રવર્ત્તક' પણ હોવી જોઇએ. તમારાં મોટાં મોટાં વિદ્યાપીઠો-માંના અર્વાચીન પંડિતોને તો સર્વ વિષયમાં યુક્તિવાદ જ જોઇતો હોય છે. એટલામાટે, એવા લોકોને જો સયુક્તિકતાની આવશ્યકતા હોય, તો તે તેમને જોઇએ તેટલી તમારી ધર્મકલ્પનામાંથી મળવી જોઇએ. કારણ કે, ગમે તેટલો યુક્તિવાદી હોય, તોપણ મનુષ્ય પ્રાણીની બુદ્ધિ ગમે ત્યાં પણ અંતે મર્યાદિત તો હોય છે જ. અર્થાત્-એ ગૃહસ્થજનો જો યુક્તિવાદ અને તાર્કિક પદ્ધતિની પાછળ હાથ ધોઇને પડશે, તો પણ અંતે તો એક વિશિષ્ટ સિદ્ધાન્ત પાસે આવીને અટકશે અને તેમને નિરુપાયે એમ જ કહેવું પડશે કે, 'નહિ-હવે આનાથી આગળ અમારી બુદ્ધિ જઈ નથી શકતી. અમારા શોધની સીમા અહીં આવી રહે છે.'

વળી તેમનામાંથી જ કોઈ, 'કાનો ઈશ્વર અને શાનો મોક્ષ? એ પણ એક પ્રકારની કલ્પના જ છે, બીજું શું?' એમ કહેનાર નીકળી આવે. તો આપણે પણ તેટલા જ જોરથી તેને કહેવું જોઈએ કે, 'મહારાજ! માત્ર અમારો જ ઉપહાસ શામાટે કરો છો? પોતાના જ પગતળે પ્રથમ જુઓ કે શું છે તે? આપના મનમાં પોતાના દેશ વિશેની જે 'અહંબુદ્ધિ' છે, તે જ કેટલી જબરદસ્ત પ્રમાદ ભરેલી માન્યતા છે! એને પ્રથમ કાઢી નાખો અને સાર પછી અમારી ચેષ્ટા કરવાને આગળ વધો. પ્રથમ તેનો ત્યાગ કરો. કરો જોઈએ, દેહ બુદ્ધિનો ત્યાગ. આજથી કાંઈ પણ ખાશો નહિ અને પીશોય નહિ—અર્થાત્ કશો પણ વ્યવહાર કરશો નહિ, એટલે પછી જોઈશું કે, આપનું શું થાય છે તે! પ્રથમ શરીરનો અને તેથી ઉત્પન્ન થતી આત્મિક બુદ્ધિનો ત્યાગ કરો. જો તેમ ન થઈ શકે, તો અમારે શરણે આવો; અને ગુપચુપ અમે કહીએ તે માર્ગે વિચરો—અથવા વ્યર્થ વાચાળતા કરવાને બદલે મૂક થઈને બેસી રહો.' એનો અર્થ એટલો જ કે, યુક્તિવાદવાળા આવે, તો તેમના મનનું પણ સમાધાન કરવામાટે આપણી 'સર્વસામાન્ય' ધર્મની કલ્પનામાં યુક્તિવાદનો અને તત્ત્વજ્ઞાનનો મિશ્રીભાવ હોવો જોઈએ.

બાહ્યતઃ—જો કે સૃષ્ટિમાં ગમે તેટલી ભિન્નતા દેખાતી હોય, અને જગત્‌ના વ્યવહારને તે અત્યાવશ્યક તથા અપરિહાર્ય હોય—અથવા છે—તોપણ વિશ્વમાંના સમસ્ત સૃષ્ટ પદાર્થોમાં અંશતઃ ઐક્ય જ રહેલું છે અને તેનું અસ્તિત્વ એક જ સૂક્ષ્મ અને સર્વવ્યાપક આદિતત્ત્વવડે પરસ્પર બદ્ધ થએલું છે. એ તત્ત્વજ્ઞાન પ્રથમ તે યુક્તિવાદીને પ્રત્યક્ષ—તેને અનુભવ થઈ જાય તેવી રીતે—બતાવી દેવું જોઈએ.

તેમ જ કોઈ માનસશાસ્ત્રની અભિરુચિવાળો અને તે શાસ્ત્રદ્વારા જ પ્રત્યેક કલ્પનાના સત્યાસત્યની કસોટી જોનાર 'સૂક્ષ્મવિવેચક, ચિકિત્સક' નીકળી આવે, તો તેની પ્રવૃત્તિને પણ પરિપોષક થઈ શકે, એવું દ્રવ્ય આપણી એ સર્વસામાન્યધર્મની કલ્પનામાં હોવું જોઈએ. આપણી એ કલ્પનાના ધોરણથી જ માનસિક પ્રવૃત્તિનું પૃથક્કરણ કેવી રીતે કરવું અને તેનો પ્રમાણસિદ્ધ અનુભવ લઈને વ્યવહારમાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો, એ આપણે તેને શીખવવું જોઈએ. પોતે જ આગળ વધીને તેને 'કોણ? આવો. તમે પણ આવો. તમને અહીં જે જોઈશે તે મળી શકશે. સુખેથી, ઉપર નીચે અને અંદર બહાર શોધ કરી જુઓ. અહીં પર્દાપોશીનું અને આંખમીચામણાંનું જરાય કામ નથી. સઘળાંમાટે અમારાં દ્વાર મુક્ત છે.' એમ આદરથી કહીને તેનો પોતાના પંથમાં પ્રવેશ કરાવવો જોઈએ. વળી, કોઈ વેળાએ કેવળ પ્રેમાળ અથવા ભક્તિપંથીય લોકો આવી લાગે, તો પોતે પણ તે એક સર્વપ્રભુ પરમેશ્વરનું ગુણકીર્તન કરીને અને તેમની પેઠે જ

ભક્તિરસમાં તલીન થઈ જઈને તેમની સાથે સાત્ત્વિક બ્રહ્માનંદનાં અશ્રુ વર્ષાવવામાટે તૈયાર થઈ જવું જોઇએ. આપણી સર્વસામાન્ય ધર્મકલ્પનામાં મનની, ભાવનામય અને પ્રેમળવૃત્તિ કરનારી એવી સહૃદયતા પણ હોવી જોઇએ. જો કોઈ નિઃસીમ કર્મમાર્ગી પ્રવૃત્ત્યાત્મક ધાર્મિક આવે, તો તેને તેના પરોપકારાત્મક ધાર્મિક કૃત્યમાં મનોભાવથી અને ઉત્સાહથી સહાયતા કરવામાટે આપણે તત્પર થવું જોઇએ; અને તેના મનમાં પણ આપણામાટે એકાએક બંધુત્વ અને વિશ્વાસ ઉત્પન્ન થાય, એવું આપણે પોતાનું વર્તન મળતાવડાપણાથી અને સાત્ત્વિક ભાવથી કરવામાં સદા સર્વદા દક્ષ રહેવું જોઇએ.

એ બધાનો સાર એ જ કે, કોઈ પણ પ્રકારનો અને ગમે તે માનસિક પ્રવૃત્તિનો મનુષ્ય આવે, તો તેને આપણા વિશે—અથવા એકન્દર માનવજાતિવિશે—એક પ્રકારનો આદર અને બંધુવત્ પ્રેમભાવ થઈ જાય, અને જેથી જગતમાંના સર્વ ધર્મોમાં ઐક્ય, શાંતિ અને સમાધાનની વૃદ્ધિ કરવાના કાર્યમાં તેને અંશતઃ પણ યથાશક્તિ સહાયતા કરવાની પ્રેરણા થઈ શકે, એવા પ્રકારનો સર્વવ્યાપક ધર્મસંસ્કાર પ્રત્યેક વ્યક્તિના મનમાં થવો જોઇએ. એટલેકે, જેને હું 'સર્વસામાન્ય' ધર્મનું નામ આપું છું, તેની કલ્પના બહુધા એવી રીતે વ્યવહારમાં આવી શકે, તેવી જ થવાનો સંભવ છે. અહાહા! એવા પ્રકારના, તત્ત્વજ્ઞાન, મનોભાવ અને સૂક્ષ્મ વિવેચન ઇત્યાદિ તત્ત્વોના સંયુક્ત બળનાન્ પાયાપર ચણેલા કોઈ ઉદાત્ત સર્વસામાન્ય ધર્મરૂપ મંદિરમાં જો સર્વ ધર્મના લોકો એક જ સ્થાને આનન્દથી બંધુવત્ પ્રેમવડે અને સુખસમાધાનપૂર્વક જે દિવસે હસતા રમતા જોવામાં આવે, તે દિવસને ધન્ય જ કહેવો જોઇએ! એવા પ્રકારનો સારો દિવસ સત્વર જ ઉદિત થાય, એવી મારી તે જગન્નિયંતાને અનન્યભાવથી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે. એ ચારે તત્ત્વોથી યુક્ત ઉદાત્ત ધર્મકલ્પનાનો જેના મનમાં સંસ્કાર થએલો હોય, એવો કોઈ પુરુષ અત્યારે કોઈ વિરલો જ આપણને મળવાનો સંભવ છે. પરંતુ સર્વસામાન્ય ધર્મ વિશેની મારી અત્યુચ્ચ કલ્પના તો ઉપર કહ્યા પ્રમાણેની જ છે. અત્યારના સમયમાં જોતાં મેં વારંવાર વર્ણવ્યા પ્રમાણે કોઈપણ ધર્મમાં એ તત્ત્વો સર્વાંશે મળી નથી આવતાં એટલા માટે જ મેં એ સર્વ ધર્મોને એકદેશીયના નામથી ઓળખાવેલા છે. 'મારો જ એક મોક્ષપ્રાપ્તિનો ખરો માર્ગ છે; બીજા બધાનું કથન અસત્ય અને અધોગતિને પમાડનારું છે,' એમ માનવાની જ આજકાલ બધા ધર્મોની પ્રવૃત્તિ થઈ પડેલી છે, અને એ જ એકદેશીયતા ધાર્મિક પ્રગતિને ભયંકર વિઘ્ન કરનારી વસ્તુ છે, એ મેં ઉપર કહેલું જ છે.

સારાંશ કે, ઉપર કહેલી મહત્ત્વની ચાર દિશાઓમાં, માનવી પ્રગતિનાં જૂદાં જૂદાં અંગોમાં સમતોલતા રાખવામાટેનો પ્રયત્ન કરવો, એ જ ખરા સર્વસામાન્ય ધર્મની

કલ્પના છે. એને જ અમારા આર્યધર્મમાં 'યોગ' એવી વ્યાપક સંજ્ઞા આપેલી છે. 'યોગ'નો અર્થ, પરમેશ્વર અને દેહી–(મનુષ્ય), પરમાત્મા અને જીવાત્માનું ઐકય થવું, એવો થાય છે. અર્થાત્ પરમેશ્વર અથવા પરમાત્માના સંબંધમાં જેની જે કલ્પના હોય, તેનારૂપે, તેને ખરી સ્થિતિ પ્રાપ્ત થઈ હોય, તો એ ઐક્યનો અનુભવ થઈ શકે છે. પ્રવૃત્યાત્મક મનુષ્યે, જગતમાં ધાર્મિક કૃત્યો કર્યાં અને માનવ જાતિનું કલ્યાણ કર્યું એટલે તે ઐક્ય થયું, એમ ભાસે છે. એ સ્થળે એ ઐક્યને, મનુષ્ય અને માનવજાતિમાંના યોગનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. પોતાના મનની શુદ્ધિ અને ઉન્નતિ થતાં આત્મિક બુદ્ધિ અને અહંકારનો નાશ થયો, એટલે જીવાત્મા અને પરમાત્માનું ઐકય થયું, એમ અધ્યાત્મશાસ્ત્રજ્ઞની ધારણા હોય છે. ભાવિક ભક્તને પરમેશ્વરનું અને સદ્ભક્તનું ઐકય થવું, એ જ ખરેખરી યોગસિદ્ધિ છે, એમ ભાસ્યા કરે છે. પરંતુ ખરી રીતે વાસ્તવિક રીતે જોતાં સર્વ સૃષ્ટિથી તાદાત્મ્ય થયાનો અનુભવ થવો, એ જ સત્ય તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી 'યોગ' છે.

એવી રીતે, યોગના કલ્પનાના વૈચિત્ર્ય પ્રમાણે અને વિવિધતા અનુસાર જૂદા જૂદા અર્થો થાય છે. ઉપર જે ધાર્મિક પ્રવૃત્તિના સંબંધમાં ચાર મુખ્ય વિભાગ કહેલા છે, તેમના ધોરણથી, એ યોગના વળી ચાર પ્રકાર કરેલા છે અને તે પ્રત્યેકનાં જૂદાં જૂદાં નામો પણ જોવામાં આવે છે. જે એ યોગોમાંના કોઈ પણ એક યોગમાં એટલે કોઇ પણ એક રીતે પરમેશ્વરથી કિંવા પરમાત્મા સાથે તાદાત્મ્ય કરવાના માર્ગમાં લીન થએલો હોય, તે યોગી નામથી ઓળખાય છે. એ ચાર યોગ આ પ્રમાણે છેઃ–પ્રથમ **કર્મયોગ**, એ પ્રવૃત્યાત્મક વ્યક્તિઓનો યોગ છે અને એને સાધવા ઇચ્છનારને **કર્મયોગી** કહેવામાં આવે છે. દ્વિતીય **ભક્તિયોગ** છે. ભાવભક્તિદ્વારા પરમેશ્વરની પ્રાપ્તિ કરવા ઇચ્છનારાઓનો એ યોગ છે. તૃતીય **રાજયોગ** છે. માનસિક પ્રવૃત્તિનું નિરીક્ષણ કરીને તેના નિયમની રીતિ શીખી તેના યોગે પરમેશ્વર સાથે ઐકય કરવાની ધારણાવાળા મનુષ્ય **રાજયોગી** કહેવાય છે. ચતુર્થ **જ્ઞાનયોગ** વિરાજે છે. જે લોકો ખરી આધ્યાત્મિક વિદ્યાથી પરમેશ્વર સાથે તાદાત્મ્ય કરવામાટે દિનરાત મથતા હોય છે, તેમનો યોગ એ જ છે. એ પ્રમાણે એ ચાર યોગમાર્ગો છે. પરંતુ સંક્ષેપથી માત્ર યોગ, એ વ્યાપક શબ્દમાં એ ચારેનો સમાવેશ થઈ જાય છે.

હવે, એ ચારે યોગોનો આપણે સંક્ષેપથી વિચાર કરીએ. પ્રથમ **રાજયોગ** લઇએ. જેમને એ યોગની કશી પણ માહિતી નથી, તેમના મનમાં એ યોગ વિશે કાંઈ ભલભલતી જ, ભયંકર અને વિચિત્ર કલ્પનાઓ પેશી ગએલી હોય છે. પણ, વસ્તુતઃ એ યોગમાં વિચિત્ર અથવા ભયંકર હોય, એવું કાંઈ પણ છે નહિ. એ યોગ સાધનારાઓ

અર્ધ વિચાર વિવેકને ભૂલીને કેવળ ઉન્મત્ત જ બની ગએલા હોય છે, એવો વિચાર સર્વથા ભૂલભરેલો છે. અથવા તો, તેઓ સારાસારનો સંહાર કરીને અંધ ધર્મશ્રદ્ધાના દાસ બનીને 'લટપટાધ્યાયી' ભિક્ષુકોની આજ્ઞા અનુસાર કવાયદ કરવાના વ્યસનમાં પડી ગએલા હોય છે, એવો પણ જો કોઇનો નિશ્ચય હોય, તો તે પણ સર્વથા નિરાધાર અને પ્રમાદથી ભરેલો જ છે. રાજયોગીઓ એમાંનું કશું પણ કરતા નથી જ. તેઓ તમને, કોઈ પણ અલૌકિક અવતારી પુરુષ અથવા પ્રાસાદિક વિભૂતિની પાછળ પડો, એમ પણ કહેતા નથી; અને અમુક વસ્તુમાં લીન થાઓ, એવો પણ ઉપદેશ આપતા નથી. તમે, પોતાની વિચારશક્તિને જાગૃત રાખો તેને નિદ્રિત થવા ન દો. અથવા અંધકારાવૃત્ત થવા ન દો અને સદૈવ તે જે કહે તેનો જ નિર્ધારથી સ્વીકાર કરતા રહો, એ જ તેમનો નિસનો ઉપદેશ હોય છે. કારણ કે, સર્વમાં જોતાં સારાસારવિચારની શક્તિ જ સત્ય જ્ઞાનની પ્રાપ્તિનું મહાન્ સાધન છે. સર્વ પ્રાણીઓમાં જ્ઞાનાર્જનનાં ત્રણ મુખ્ય સાધનો નૈસર્ગિક રીતે જ ઉત્પન્ન થએલાં હોય છે. તેમાંનું સર્વથી કનિષ્ટ પ્રકારનું સાધન તે નૈસર્ગિક પ્રેરણા–ઉપજત બુદ્ધિ–છે. એ બહુધા નીચતમ જાતિનાં–મનુષ્યેતર–પ્રાણીઓમાં વધારે પ્રમાણમાં મળી આવે છે. એના કરતાં ઉચ્ચ પ્રકારનાં, એટલે મનુષ્ય પ્રાણીઓમાં મળી આવતાં વિચારશક્તિ અથવા વિવેક આદિનાં તત્ત્વો છે. એમાંની નૈસર્ગિક પ્રેરણાનું કાર્ય સર્વથા અપૂર્ણ અને મર્યાદિત જ હોય છે. એનો અનુભવ આપણને નીચ જાતિની પ્રાણિકોટિમાં મળી શકે છે. તેમનાં સર્વ કાર્યો એ પ્રેરણાથી જ થતાં હોવાથી, તેમની હીલચાલ અને તેમના બીજા વ્યાપારો સર્વથા મર્યાદિત અને બહુ જ થોડા હોય છે. પણ એ જ ઉપજત બુદ્ધિ મનુષ્યમાં વિસ્તાર અને વિકાસને પ્રાપ્ત થાય છે અને તેને 'વિચારશક્તિ'નું પ્રગલ્ભ અને ગંભીર સ્વરૂપ પ્રાપ્ત થાય છે. અર્થાત્ તેની કાર્યમર્યાદા અને કાર્યક્ષમતા પણ તેના પ્રમાણમાં વિસ્તૃત અને વ્યાપક થતી જાય છે. તો પણ જો તેની વૃદ્ધિ યોગ્ય રીતે ન થાય, તો તે અટકી પડે છે અને અપૂર્ણ જ રહી જાય છે. અમુક સીમાપર્યન્ત તેનું કાર્ય પહોંચતાં જ તે વચમાં જ નિરુપાય થઇને બંધ પડી જાય છે. એક પ્રકારે 'આથી આગળ મારાથી વધી નથી શકાતું. હું હવે થાકી.' એમ જ તે જાણે આપણા કાનમાં કહેવા માંડે છે. એમ છતાં પણ જો બળાત્કારે તમે તેને આગળ અને આગળ ધકેલવા માંડો તો તેથી તમારા વિચારોમાં વિક્ષોભ થતાં તમને અત્યંત ચિંતામાં પડવું પડે છે; વિચારનો અવિચાર થવા માંડે છે, સારાસાર શક્તિનો નાશ થાય છે; અને તમારા સમસ્ત યુક્તિવાદનો ચાક્રિક ન્યાય (Argument in circle) પ્રમાણે અન્યોન્ય આશ્રયના દોષથી સર્વથા ગોટાળો થવા માંડે છે–અર્થાત્ એકનું કારણ બીજું

અને બીજાનું કારણ પ્રથમ, એવી સ્થિતિ થઈ જાય છે. સારાંશ કે, એકવાર વિચારસરણી લપસી કે; સઘળી કલ્પનાઓ તેની આસપાસ એકઠી થઈને પરસ્પર વિરોધક ખાઈનું રૂપ ધારણ કરે છે. ભમરી પ્રમાણે તેના તે જ ફેરાની આસપાસ ફરવા જેવી મનની સ્થિતિ થઈ જાય છે, અને કાર્યકારણભાવની સમજણ પડતી નથી. ઉદાહરણાર્થ તમારા સર્વ જ્ઞાનની અને અનુભવની મૂળભૂત માત્ર બે જ વાતો લ્યોને. તે બે વસ્તુઓ જડ અને ચૈતન્ય છે. કોઈ એવો પ્રશ્ન કરે કે, 'જડ દ્રવ્ય એટલે શું?' તો તમે એનું શું ઉત્તર આપશો વારુ? 'જેના ઉપર ચૈતન્યનું કાર્ય પરિણામ પામે છે, તે જ જડદ્રવ્ય.' એ ઉત્તર સાંભળી પુનઃ તે પૂછશે કે, 'ચૈતન્ય એટલે શું?' એનું ઉત્તર શું દેશો? એમ જ કે નહિ કે, 'ચૈતન્ય એટલે જડદ્રવ્યપર જેનું કાર્ય થાય છે, તે.' એ વિના બીજું શું ઉત્તર સૂઝે એમ છે? એથી, મૂલભૂત કલ્પનામાં જ ગોટાળો હોવાથી આપણી તાર્કિક પદ્ધતિમાં, અન્યોન્ય આશ્રયના દોષથી કેવી ગડબડ થઈ જાય છે, એ દેખાઈ આવશે.

એટલે, ગમે તો વિચારશક્તિ હોય, તો તેને પણ અંતે તો એક સ્થાને ઉભું રહેવું પડવાનું જ, એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. અને સર્વથા જ્યાં ત્યાં વિચારશક્તિના તંત્રથી જ ચાલવાથી ચાલી શકવાનું નથી, એ વાતની પણ ગાંઠ બાંધી રાખવી જોઇએ. એટલે કે, અમુક એક મર્યાદાથી પર તમારી વિચારશક્તિની ગતિ ચાલતી નથી, તેની આગળ એકાદી જાડી અને મજબૂત ભીંત આવીને ઉભી રહી હોય, એવો તેને ભાસ થાય છે; અને તેના સમક્ષ વિચારશક્તિ સર્વથા કુંઠિત થઈ જાય છે. એ પ્રમાણે વિચારશક્તિ મર્યાદિત છે; તોપણ જે કાંઈ પણ બાહ્ય સૃષ્ટિથી પર-તેથી ભિન્ન એવું-કાંઈ અદૃશ્ય, અગમ્ય અને અગાધ છે, તેનું આકલન કરવામાટેની તેની એક સરખી ખટપટ ચાલુ હોય છે. પણ વાસ્તવિક રીતે જોતાં આ ઇંદ્રિયાદિદ્વારા અને મનઃ સંવેદનાથી દગ્ગોચર થતું જગત્ કેવળ અનુભવના આકલનમાં આવનારા અગાધ, અનંત અને અજ્ઞેય તત્ત્વનો સર્વથા ક્ષુદ્ર અને મર્યાદિત એક વિભાગ છે, અને એ સંકુચિત મર્યાદાના જાળમાં જ આપણી વિચારશક્તિ અટવાયા કરે છે; તોપણ સર્વાંશે તેનું આકલન કરવામાં તે સમર્થ નથી જ હોતી. એથી, આપણી વિચારશક્તિ કેટલી બધી મર્યાદિત અને સંકુચિત છે, અને આંધળી બિલાડી ચૂલાપર ચક્કર કરે, એ કહેવત પ્રમાણે તેની ગતિ કોઇને કોઇવાર કેવી કુંઠિત થઈ જાય છે, એ સ્પષ્ટ જાણવામાં આવી શકશે.

એટલા માટે, એ મર્યાદિત વિચારશક્તિ કરતાં, આપણો એ અગાધ અને અનંત સૂક્ષ્મ તત્ત્વમાં પ્રવેશ કરાવી આપે, એવું કોઈ બીજું જ્ઞાનાર્જનનું સાધન આપણી પાસે હોવું જોઇએ. એવા પ્રકારનું એક સાધન ઉપલબ્ધ છે; અને તે પ્રેરણા અથવા અંતઃ-

સ્ફૂર્તિના નામથી પ્રસિદ્ધ છે. એ પ્રેરણા અથવા અંતઃસ્ફૂર્તિ વિશેષતઃ ઉદાત્ત પદવીને પામેલા વૈરાગ્યશીલ, ખરા તત્ત્વજ્ઞાની અને ધાર્મિક મહાત્માઓમાં જ ઉજ્જ્વલરૂપે વિકાસ પામેલી દૃષ્ટિગોચર થાય છે. એવી રીતે ઉપજત બુદ્ધિ, વિચારશક્તિ અને અંતઃસ્ફૂર્તિ; એ ત્રણ જ્ઞાનાર્જનનાં મુખ્ય સાધનો છે, અને તે મુખ્યત્વે કરીને અનુક્રમે તિર્યગ્ યોનિ ( નીચ જાતિના પ્રાણી ), મનુષ્યવર્ગ અને પ્રાસાદિક પુરુષોમાં જ મળી આવે છે.

ઉપર કહ્યા પ્રમાણે પ્રત્યેક વર્ગ પોતાના જ્ઞાનાર્જનમાટેનું એક એક વિશિષ્ટ સાધન ધરાવે છે, એ જો કે ખરું છે; તથાપિ, એથી તે પ્રત્યેક વર્ગમાં બીજાં સાધનોનો સર્વથા અભાવ જ હોય છે, એમ કોઈ કાળે પણ ધારવું નહિ. કારણ કે, એ ત્રણે સાધનોનાં તત્ત્વો પ્રત્યેક વર્ગમાં પ્રારંભમાં બીજરૂપે રહેલાં હોય છે જ. માત્ર તેમની યોગ્યતા પ્રમાણે તેમાંના એકનો જ બાકીનાં તત્ત્વો કરતાં વધારે વિકાસ થાય છે, એટલું જ રહસ્ય છે. પરંતુ તે સર્વ તત્ત્વો બીજરૂપે પ્રત્યેક વ્યક્તિમાં રહેલાં હોય છે જ, એમાં તો શંકા નથી. ઉપરાંત અંતઃસ્ફૂર્તિ, તે વિચારશક્તિનું જ વિશેષ પ્રગલ્ભ સ્વરૂપ હોવાથી તેમનામાં પરસ્પર વિરોધ ઉત્પન્ન થવાનો લેશમાત્ર પણ સંભવ નથી. વિચારશક્તિ, અંતઃસ્ફૂર્તિને કોઈ સમયે પણ વિઘ્ન કરતી નથી, કિંતુ તેને વારંવાર વિચારશક્તિની સહાયતા જ મળ્યા કરે છે. તેમનામાં કોઈ કાળે પણ પરસ્પર વિરોધ થવો શક્ય જ નથી; એ વાત મુખ્યત્વે ધ્યાનમાં રાખવી જોઇએ. એટલે એથી વિચારશક્તિ અને 'અંતઃસ્ફૂર્તિ'નો પરસ્પરસંબંધી સંબંધ વધારે સારી રીતે જાણવામાં આવી શકશે. વિચારશક્તિ અને અંતઃસ્ફૂર્તિમાં પરસ્પર આવો સંબંધ હોવાથી જે વિષયો વિચારશક્તિવડે જાણી નથી શકાતા, તે ઉપર્યુક્ત 'અંતઃસ્ફૂર્તિ'થી તત્કાળ સ્પષ્ટ થઈ જાય છે, એ સર્વથા સાર્વત્રિક જ છે. એમાં આશંકા કરવા જેવું, પ્રમાદપૂર્ણ અને વિશ્વાસ ન રાખી શકાય એવું કશું પણ નથી. કિંતુ, એ 'વિચારશક્તિ'ને પણ પ્રતિકૂલ અથવા અસ[illegible] થઈ પડે, એવું કશું નથી. જેમ કે વ્યવહારમાં, કોઈ એક વયોવૃદ્ધ મનુષ્ય પોતાનો અત્યન્ત આગ્રહને શીખવતો હો [illegible] પણ તેનો હેતુ તે છોકરાને અટકાવવાનો અથવા તેનાથી વિરુદ્ધના કરવાનો હોતો [illegible] કિંતુ પોતાના અનુભવજન્ય જ્ઞાનનો તેને લાભ આપીને તે આગળને વધવાનું [illegible] દર્શી કરવા જ તેનો હેતુ હોય છે. એ જ ઉદાહરણ અહીં પણ લાગૂ પડે છે. [illegible] શક્તિમાં પોતામાં પોતાના મર્યાદિતપણાને લીધે જે વિષયોનું આકલન [illegible] હોતી નથી, તે વિષયો તેના કરતાં વધારે ઊંચ અને વ્યાપક [illegible] સ્પષ્ટ કરી દેખાડવાથી 'વિચારશક્તિ'ને ઉત્તેજન પ્રાપ્ત થાય છે, [illegible]

અંત સ્ફૂત્તિના એ કાર્યની સામી વિચારશક્તિને એકરીતે મહત્ત્વની સહાયતા જ મળે છે. એટલામાટે એ વાત સદાસર્વદા સર્વેએ ખાસ કરીને ધ્યાનમા રાખવી જોઇએ એ વાત સારી રીતેસમજમા ન આવવાથી જ અનેક પ્રકારના ભ્રામક ગોટાળાએ ઉત્પન્ન થયા કરે છે ક્ટલીકવાર **ઉપજતબુદ્ધિ** કઈ અને **અતઃસ્ફૂર્ત્તિ** કઈ, એ બેમાના ભેદ—અંતરની સમજ ન પડવાથી ગમે તે દાંભિક મનુષ્ય ઇશ્વરી પ્રેરણાનુ પ્રદર્શન કરાવીને લોકોની આખમા ધૂળ નાખી શકે છે. એવા એ ભ્રામક નિશ્ચયને લીધે કોઈ ગાડા અને અલમસ્ત માણસના બકવાદ પ્રમાણે શુષ્ક અને અસબદ્ધ ભાસતા મતો પણ, 'ઇશ્વરપ્રેરિત મનુષ્યનુ બોધામૃત' એ ભવ્ય અને ગભીર નામથી ધર્મના ઉદાત્ત સ્વરૂપમા હળીમળી ઘુસી રહેના છે ત્યારે, ખરી **અતઃસ્ફૂર્ત્તિ** કઈ અને **દાંભિક સચાર** કયો, એ ઓળખવાની રીતિ પ્રત્યેકે પ્રથમ સારી રીતે શીખી લેવી જોઇએ ખરી **અતઃસ્ફૂર્ત્તિ**ની મુખ્ય કસોટી એ છે કે, તેનો કોઈ કાળે પણ વિચારશક્તિ સાથે વિરોધ હોવો ન જોઇએ. અર્થાત્ અમારા સર્વ યોગમાર્ગોનો મૂળ પાયો, તે એ જ કસોટી છે. ત્યારે પ્રથમ આપણે **રાજયોગને** એ કસોટીપર કસી જોઇએ **રાજયોગ** એટલે **આધ્યાત્મિક યોગ**. મન પ્રવૃત્તિનું દમન કરીને તેની ઉન્નતિવડે પરમેશ્વરથી તાદાત્મ્ય થઈ જવુ, એને **આધ્યાત્મિક યોગ** કહે છે એ વિષય બહુ જ અગાધ અને ગહન હોવાથી એ યોગમાની મૂલભૂત કલ્પનાનું હ અહીં માત્ર દિગ્દર્શન જ કરાવીશ તે કલ્પના સક્ષેપમા આ પ્રમાણે છે —આપણને જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે સર્વનો એક જ પ્રકાર જોવામા આવે છે. સર્વથા ય કશ્ચિત્ ક્ષુદ્ર જતુથી તે બ્રહ્માનંદનિમગ્ન મહાન્ યોગી પર્યન્તનો જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ તો એક જ છે એ માર્ગ, તે 'ચિત્તૈકાગ્ર્ય' છે. કોઈ રસાયનશાસ્ત્રવેત્તા પોતાની પ્રયોગશાળામા પૃથક્કરણ આદિ પ્રયોગો કરતો બેસે છે, તે વેળાએ જ્યારે તેની સર્વ માનસિક પ્રવૃત્તિ એકમય થઇને તેમનું કાર્ય એક જ કેન્દ્રપર—અર્થાત્ મુખ્ય વિચાર કલ્પનાપર થવા માડે છે, ત્યારે તે રાસાયનિક પદાર્થોમાના મૂળ દ્રવ્યો તેના સમક્ષ આપોઆપ આવીને ઉભા રહે છે—અર્થાત્ તે દ્રવ્યો પૃથક્કૃત થઈ નીકળવા જેવાં તેને સ્પષ્ટ દેખાવા માડે છે, અને ત્યાર પછી તેને તે પદાર્થોના ગુણધર્મોનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે. અથવા તો કોઈ જ્યોતિ શાસ્ત્રજ્ઞનુ ઉદાહરણ લ્યો જ્યારે તેના સર્વ વિચારોની એકાગ્રતા થતા તેનું મન દૂર્બીનદ્વારા કોઈ ખગોળમા સ્થિર થઈ જાય છે, ત્યારે તે સર્વથા સૂક્ષ્મ દેખાતા ખગોલમાંથી જ અસખ્ય તારા અને ગ્રહમાળાએ એક પછી એક અનુક્રમે નીકળીને તેને સ્પષ્ટ દેખાવા માડે છે, અને પોતપોતાના ગૂઢ તત્ત્વો જાણે મહાપ્રેમથી તેને સમર્પિત કરે છે. એ નિયમ આસનાસીન ગુરુથી તે અધ્યાયનિમગ્ન શિષ્ય પર્યંત પ્રત્યેક કાર્ય કરનાર વ્યક્તિને એક

સરખો લાગૂ પડે છે. હું બોલું છું અને તમે તે સાંભળો છો. હવે, મારા ભાષણમાં જો તમને કાંઈ મનોગમતું અથવા મનોરંજક ભાસે, તો પોતાની મેળે જ તમારાં મનો મારા ભાષણમાં આકર્ષાઇને એક થઇ જવાનાં. એટલામાં જો કોઈ ઘડિયાળના ઠોકા થાય, તો તે તમારા કાને પડવાના નહિ. કારણ કે, તમારા બધાનાં મનો તો મારા ભાષણમાં એકાગ્ર થએલાં છે. તેમ જ, જેટલા પ્રમાણમાં તમે મારા ભાષણમાં મન લગાડશો, તેટલા પ્રમાણમાં હું શું કહેવા માગું છું, એ વધારે સ્પષ્ટતાથી તમારા સમજવામાં આવશે. અથવા, જેટલા પ્રમાણમાં હું મારા વિવેચનના કાર્યમાં વધારે લક્ષ લગાડીશ, તેટલા પ્રમાણમાં મારે શું કહેવાનું છે, અને તેનું તમારા મનમાં સારું પરિણામ થાય, એમ કેવી રીતે કહી શકાય, એ વિશે મને અધિક અને અધિક કલ્પનાઓ સૂઝતી જવાની. સારાંશ કે, જેટલા પ્રમાણમાં ચિત્તની એકાગ્રતા વધારે થતી જાય, તેટલા પ્રમાણમાં જ્ઞાન પણ વધારે અને સ્પષ્ટતાથી પ્રાપ્ત થતું જાય છે. કારણ કે, આરંભમાં કહ્યા પ્રમાણે જ્ઞાનપ્રાપ્તિનો એ જ એક સુલભ ને ખરો માર્ગ છે. વ્યવહારમાંની સર્વથા સાદી અને ક્ષુલ્લક વાતો જ લ્યોને! તેમાં પણ એ જ પ્રકાર નજરે આવવાનો. કોઈ દિવસે રસોઈ રોજ કરતાં વધારે તમતમતી અને રુચિકર થાય છે, એનું કારણ એટલું જ કે, તે દિને રાંધનારનું પોતાના રાંધવાના કાર્યમાં વધારે લક્ષ લાગેલું હોવું જોઇએ. એક ચમાર (મોચી)નો દાખલો લ્યો. તેનું મન કોઇવાર જોડા બનાવવામાં નિત્ય કરતાં વધારે લાગે, તો તે જોડા તેના બનાવેલા બીજા જોડા કરતાં વધારે ટકાઉ અને સુશોભિત બનવાના. જોડા બનાવવાનું નીચતમ કૃત્ય લ્યો કે, પરમેશ્વર–આરાધના જેવું મહત્ત્વનું અને ગંભીર કૃત્ય લ્યો–જેટલા પ્રમાણમાં તે કાર્યમાં મનની એકાગ્રતા થાય, તેટલા પ્રમાણમાં તે કૃત્યમાં ફળપ્રાપ્તિ પણ વિશેષ અને ત્વરિત થાય છે, એ ધ્યાનમાં રાખવું જોઇએ. સૃષ્ટિમાંના સર્વ જ્ઞાનની–સર્વ યશઃપ્રાપ્તિના દિવ્ય મંદિરની–એ એક જ પ્રચંડ ગુરુકિલ્લી છે! એવો એ **ચિત્તૈકાગ્ર્યશક્તિ**નો વિલક્ષણ પ્રભાવ છે! રાજયોગની તો મુખ્યતઃ એ જ શક્તિના સાધનમાટે યોજના કરેલી છે. આપણી નિત્યની સ્થિતિમાં આપણું મન કેટલું બધું અસ્તવ્યસ્ત અને વિભક્ત થએલું હોય છે! તે એક જ વેળાએ, અનેક નાના મોટા વિષયોમાં જાણે દોડી દોડીને વળગતુ હોય છે! સર્વ વિચારોનો અવરોધ કરીને અને મનને સ્થિર કરીને જે જ્ઞાનપ્રાપ્તિનો વિષય હોય, તેના ચિંતનનો જ્યાં નિશ્ચય કર્યો, એટલે સહસ્ત્રાવધિ વિચારો આવીને એકાએક બલાત્કારે મસ્તિષ્કમાં પ્રવેશ કરે છે, હજારો કલ્પનાઓનો મસ્તિષ્કમાં એકાએક વિલક્ષણ વિક્ષોભ થવાથી મન એકદમ મૂંઝાઈ જાય છે; એનો પ્રત્યેકને થોડો ઘણો અનુભવ તો મળેલો હશે જ. ત્યારે એવા એ વિભક્ત થતા અને અહીં તહીં દોડનારા મનનું આકલન

કેવી રીતે કરવું, અને તેને પોતાના તાબામાં રાખીને પરમેશ્વરમાં લીન કરી તત્ત્વરૂપથી તાદાત્મ્ય (યોગ) કેવી રીતે પ્રાપ્ત કરવું, એ જ **રાજયોગનો** મુખ્ય વિષય છે.

એ પછી, બીજો **કર્મયોગ** આવે છે. એટલે કે, વિધિનિષેધાત્મક કર્મોનો યોગ. જેમને માત્ર વિચારોથી જ સંતોષ નથી થતો અથવા જેમનું મન (ચિત્ત) ક્ષણ માત્ર પણ એકાગ્ર અને સ્થિર થઈ નથી શકતું, એવાં માણસો સમાજમાં વિપુલ પ્રમાણમાં આપણા જોવામાં આવે છે. એ લોકોનું કાર્ય કેવળ વિચાર અથવા કલ્પનાથી જ બિલકુલ ચાલી નથી શકતું; તેમને સદાસર્વદા કાંઇને કાંઈ કર્મ પ્રત્યક્ષ કરવામાટે જોઇએ છે. વ્યવહારમાં આપણે જોઇએ જ છીએ કે, પ્રત્યેક મનુષ્ય પ્રતિક્ષણે કાંઇને કાંઈ પણ કરતો જ હોય છે. પરંતુ ખરું કર્મ કયું, એની સમજણ ન હોવાથી કેટલીકવાર આપણા પરિશ્રમો અસ્થાને અને વ્યર્થ જાય છે. એટલામાટે કર્મપ્રધાન પ્રવૃત્તિવાળાં મનુષ્યોમાટે જ આ માર્ગની યોજના કરવામાં આવેલી છે. મનુષ્યની કર્મપ્રવૃત્તિને યોગ્ય વળણ લગાડીને તેનો સારા કાર્યમાં ઉપયોગ કરી લેવો, એ **કર્મયોગનું** મુખ્ય ધોરણ છે.

કયું કર્મ ક્યાં અને કેવી રીતે કરવું; અને જે કાર્ય હાથમાં લીધું હોય તેમાં અનન્ય સાધારણ ચિત્તની એકાગ્રતા રાખીને તેની ત્વરિત સિદ્ધિ કેવી રીતે કરવી ઇત્યાદિ વિષયોનો વિચાર એ યોગમાં મુખ્યત્વે કરેલો હોય છે. હવે જેનું નામ કર્મ હોય, અથવા છે, તેની પૂંઠે એક અપરિહાર્ય ઉપાધિ લાગેલો જ હોય છે. તે કર્મોમાં ઉત્પન્ન થનારી દૃઢ આસક્તિ અને તજ્જન્ય દુઃખ, એ જ તે ઉપાધિ છે. પ્રથમ, આપણે કોઈ પણ કર્મ કરવા માંડીએ, તો તેમાં શારીરિક અને માનસિક શ્રમો થાય છે જ. તેમાં એ આસક્તિ હોવાથી જો કાર્ય સફળ ન થાય, તો નિરાશાથી ઉત્પન્ન થતાં દુઃખોનો તેમાં ઉમેરો થાય છે. એથી જ આ કર્મમય સંસાર, સદૈવ દુઃખ અને સંતાપયુક્ત જ ભાસતો હોય છે. એ આસક્તિને લીધે, કર્મ જો કે સારું પણ હોય, તોપણ તેમાંથી દુઃખ થવાનો જ વધારે સંભવ હોય છે. ઉદાહરણાર્થ, કોઈ એક માણસનું ભલું કરવાનો હું વિચાર કરું, તો આગળ જતાં હજાર પ્રકારે તે મનુષ્ય કૃતઘ્ન થશે અને મારા ઉપકારોને સ્મરશે નહિ, એવી મારા મનમાં ભીતિ રહેવાની જ. અર્થાત્ એમ થવાથી મારી ઉપકાર કરવાની કૃતિ પણ મારામાટે દુઃખમૂલક થઈ પડે છે. એનું કારણ? કારણ એ જ કે, તે ઉપકાર કરતી વેળાએ તે મનુષ્યે મારા ઉપકારનું સ્મરણ કરવું જોઇએ, એવી મારા મનમાં ઉત્કટ પણ અંતઃસ્થ ઇચ્છા—આસક્તિ—રહી રહેલી હોય છે. સારાંશ કે, એ કર્માસક્તિ જો એવી જ રીતે સર્વ પ્રાણીઓને વળગી રહેશે, તો એ ભાવિદુઃખની કલ્પનાથી, કોઈ પણ મનુષ્ય પરોપકાર કરવાનું સાહસ કરશે નહિ; અને મનુષ્યમાંની પરોપકારબુદ્ધિ બહુધા લુપ્તપ્રાય જ થઈ જશે.

એ અનર્થને ટાળવાનો જ કર્મયોગનો મુખ્ય કટાક્ષ છે. કર્મયોગ કહે છે કે, "ભાઇઓ! નિત્ય સારાં કર્મો કરતા જ રહો. તે તમારો ધર્મ જ છે. તેના વિના જગતનો વ્યવહાર ચાલી શકવાનો જ નથી. પણ તેનામાં એ દુ:ખમૂલક આસક્તિ–તેના ઇષ્ટ ફલમાટેની અથવા અનુકૂલ પરિણામમાટેની ઉત્કટ ઇચ્છા માત્ર રાખશો નહિ. કર્મ જે તમને સારું ભાસતું હોય, તો તે બેલાશક કરતા રહો. બીજી ત્રીજી કોઈ પણ બાબતમાં મન રાખશો નહિ. એ કૃત્યથી કોઇનું સારું થશે અને કોઈ તેનું સ્મરણ કરશે કે નહિ, ઇત્યાદિનો તમારે લેશમાત્ર પણ વિચાર કરવાનો નથી જ." ખરા કર્મયોગીની નૈસર્ગિક રીતે જ કર્મ-પ્રીત પ્રવૃત્તિ હોય છે. કર્મ કરવું સારું છે; એટલી ભાવનાથી જ તેઓ કર્મ કરતા હોય છે, એનાથી વધારે તે કર્મમાં તેમની કોઈ પણ પ્રકારની નિકટ ઇચ્છા અથવા ઉત્કટ બુદ્ધિ હોતી જ નથી. તે જગતને પોતાનાં (અર્થાત્ સારાં) કૃત્યોનાં ફળો સદાસર્વદા આપતા જ હોય છે. તેનો બદલો મેળવવાની તે ઇચ્છા નથી રાખતા. સારાંશ કે, ખરો કર્મયોગી જગતમાં ઉદાર આદર સત્કાર કરનાર યજમાન પ્રમાણે જ વર્ત્તતો હોય છે. ઉદરાર્થી દીન યાચક જેવી તેની સ્થિતિ હોતી નથી. આપણે કાંઈ પણ આપતા રહેવું જોઇએ, એટલું જ માત્ર તે જાણતો હોય છે. તે કૃત્યનો બદલો પોતાને મળવો જોઇએ, એવી તેની આશા હોતી નથી. એથી, દુ:ખના આઘાતમાંથી તે અનાયાસે જ છૂટી જાય છે. ઉપર એ જે દુ:ખ કહેવામાં આવ્યું છે, તે બીજું કાંઈ પણ નહિ, કિન્તુ ઉપર જે કર્મમાંની આસક્તિ કહેવામાં આવી છે, તેનું જ દુ:ખમૂલક પરિણામ હોય છે. એટલામાટે, કર્મમાંની આસક્તિનો ત્યાગ કરીને મનુષ્યે નિત્ય સત્કર્મો કરતા રહેવું અને તેના યોગે પોતાનું પારમાર્થિક કલ્યાણ મેળવવું, એ જ કર્મયોગનો મુખ્ય સાર છે.

એ પછી ભક્તિયોગ આવે છે. કેવળ કલ્પનાસૃષ્ટિમાં જ લીન થઈ જનારા ભાવનામય અને પ્રેમળ વૃત્તિના મનુષ્યોને યોગ્ય થાય, તેવો એ ભક્તિયોગ છે, એ ઉપર કહેલું જ છે. એવા લોકોને, તમારી ઉદાત્ત કલ્પનાઓ અથવા ઉન્નત ગહનવિચારો જરા પણ રુચતા આવતા નથી. તેમને તો માત્ર તેમના કોમળ મનોવિકારને જાગૃત કરનારા ઉપાયો જ જોઇએ છે. પરમેશ્વરને પોતાનો પિતા માનીને, તેનામાં પુત્રવત્ પૂજ્યબુદ્ધિ, આજ્ઞાધારકત્વ અને સાદર સ્નેહ ઇત્યાદિ ઉચ્ચ વિકારો રાખી તેને સંતોષવામાં જ અને તેને દ્રવિત કરવામાં જ તેમનું બધું ધ્યાન લાગેલું હોય છે. અનેક પ્રકારની શોભાયમાન પૂજાઓ બાંધવી, પુષ્કળ પ્રકારે સુંદર, સૌગંધિક ફળ, પુષ્પ અને ધૂપદીપયુક્ત તેની, પવિત્રતા અને પ્રસન્નતાથી, અર્ચના કરવામાં જ પોતાનો બધો કાળ વીતાડવો અને ભવ્ય, રમ્ય તથા ગગનચુંબક દેવાલયો બંધાવવાં, ઇત્યાદિ ભાક્તદર્શક કૃત્યો કરવામાં જ તેમના

મનને ખરી શાંતિ અને સાત્વિક આનંદ પ્રાપ્ત થાય છે. તેમની દૃષ્ટિથી જોતાં, તેઓ પોતાની કલ્પના પ્રમાણે જો એ સર્વ વિધિ યથાયોગ્ય મનોભાવથી અને યોગ્ય રીતિથી કરતા હોય, તો પછી તેમને તિરસ્કારવાનું કશું પણ કારણ નથી જ. કારણ કે, પરમેશ્વરપ્રાપ્તિનો એ પણ એક માર્ગ છે. પરંતુ કેટલાક અહંમન્ય દુરાગ્રહી લોકો, એ કૃતિને ગાંડા માણસોની કૃતિ અને જંગલી રીતિ કહીને તેનો ઉપહાસ કરતા જોવામાં આવે છે; પણ એ તેમની મોટી ભૂલ છે. કારણ કે, જગતની એકંદર ધાર્મિક પ્રગતિનો ઇતિહાસ જોતાં તેમાં આપણને એક વિશેષ વાત મળી આવે છે, ને તે એ કે, જે લોકોમાં પૌરાણિક ઇતિહાસ, ગાથા આદિ પ્રકરણ અને વિશિષ્ટ આચાર વિધિનું અંગ વધારે હોય છે, તેમનામાં ધાર્મિક શકકર્તાઓ, તત્ત્વજ્ઞાનીઓ અને ધર્મસંસ્થાપકો બીજાઓ કરતાં વધારે પ્રમાણમાં ઉત્પન્ન થએલા છે. પરંતુ જેમણે એ આચારવિધિનો તિરસ્કાર કરીને કેવળ નિર્ગુણ અને નિર્વિધિ સ્વતંત્ર ઉપાસનાના માર્ગને સ્થાપવાનો પ્રયત્ન કરેલો છે, તેમના ધર્મમતનો કોઈ પણ કાળમાં શાશ્વત ઉત્કર્ષ થએલો નથી જ. એનું પ્રત્યક્ષ ઉદાહરણ બૌદ્ધ ધર્મ છે. એમ થવાનું કારણ સ્પષ્ટ છે. તે એ કે, ધર્મનાં ચિત્તાકર્ષક, સુંદર, ઉદાત્ત અને ભવ્ય અંગો જે આચાર, વિધિ અને પૂજા અર્ચા, તેમનો તેણે ઉચ્છેદ કરેલો હોવાથી તેમનો પંથ શુષ્ક અને રૂક્ષ 'ધર્મ પ્રમાદ' જેવો થઇ જાય, તો તેમાં આશ્ચર્ય જેવું કશું પણ નથી.

તેનામાં, સાધારણ જનસમૂહનું સમાધાન કરીને, તેમને પોતાના અનુયાયી બનાવવામાટે અથવા પરકીય ધર્મથી ઝગડો કરીને પોતાની શાશ્વતતા સ્થાપિત કરવામાટેનું જે એક પ્રકારનું બળવાન્ સત્ત્વ આવશ્યકીય હોય છે, તે સદંતર હોતું જ નથી. એનાં અનેક પ્રત્યક્ષ ઉદાહરણો જગતના ઇતિહાસમાં ઉપલબ્ધ છે. એથી મારું એટલું જ કહેવું છે કે, જેમને પૂજાઅર્ચા, મંત્રતંત્ર અને આચારવિધિ ગમતાં હોય, જેમનો એમનામાં મનોભાવયુક્ત વિશ્વાસ અને નિષ્ઠા હોય તેમને બેલાશક એમનો સ્વીકાર કરવા દો. તેમનો પોતાની વ્યર્થ અને ખોટી અહંમન્યતાથી અને કુત્સિત બુદ્ધિથી ઉપહાસ ન કરો. અથવા તો તેમના એ ભોળા મનોભાવના પ્રકારના જોઇને "બિચારા છે કોઈ ગાંડા જેવા. ભલે બિચારા પોતાનું કૃત્યા કરતા." એ પ્રમાણે બોલીને આગળ એક સ્થળે કહ્યા પ્રમાણે તિરસ્કારયુક્ત સ્મિત પણ પોતાની મુદ્રાપર આવવા દેશો નહિ. એ સર્વથા અવિચાર, મૂર્ખતા અને અજ્ઞાનનું જ કાર્ય-પરિણામ-છે. આજ પર્યન્ત મેં જેટલા પણ અલૌકિક બુદ્ધિમાન્ અને અદ્વિતીય કર્તૃત્ત્વવાન્ લોકો જોયા છે, તે સર્વ એ ધાર્મિક આચારવિધિના સૂક્ષ્મ પણ ગૂઢ સંસ્કારવડે જ એવા થએલા છે, એમ મારા જાણવામાં આવી શક્યું છે.

એવા મહાપુરુષોની ચરણધૂલિ ઉપાડવાને પણ હું મને પોતાને યોગ્ય માનતો નથી; તો પછી તેમની ટીકા કરવાનો તો સંભવ ક્યાંથી જ હોય? તેમની એ કલ્પનાનું અને આચારવિધિનું તેમના મનમાં અને તેમની સારાસાર બુદ્ધિમાં કેવું સૂક્ષ્મ પરિણામ થતું હશે, તે આપણા જેવાના જાણવામાં કેવી રીતે આવી શકે વારુ? એટલામાટે જ હું કહું છું કે, તેમને તેમના પોતાના માર્ગમાં વિચરવા દ્યો; તેમને ગમે તેવી ઉદાત્ત અને કલ્પનામય વર્ણનાથી ભરેલી જોઇએ તેટલી આખ્યાયિકાઓ બનાવવા દ્યો; અથવા તો મનમાં સદ્બુદ્ધિનો સંચાર કરાવનારાં સાધુસંતોનાં જોઇએ તેટલાં કલ્પિત અને અતિશયોક્તિથી ભરપૂર ચરિત્રો રચવા દ્યો; એની સાથે આપણો કશો પણ સંબંધ નથી. તેમના જેવી પ્રવૃત્તિવાળા મનુષ્યોને જો એવી બાબતોથી ખરા પારમાર્થિક કલ્યાણનો માર્ગ મળતો હોય, તો તેમનો આપણા જેવાઓએ ઉપહાસ કરવો, એ સર્વથા અપ્રયોજક અને અપ્રશસ્ત કાર્ય છે. વળી એવા પ્રકારની 'ભાવનામય' વૃત્તિના પુરુષો કાંઇ તમારી પરવા પણ કરતા નથી. તમે ગમે તેમ બોલ્યા કરો, પણ તેમનું એમાં ધ્યાન જ હોતું નથી. પોતાનો માર્ગ ભલો અને પોતે ભલા!, એના વિના બીજું કશું તેમને દેખાતું જ નથી. તેમને, માત્ર પરમેશ્વર જ સત્ય છે! એટલું જ દેખાય છે. અર્થાત્ પોતાની પ્રિય મૂર્તિ વિના પરમેશ્વરનું બીજું કોઈ પણ સ્વરૂપ તેમને ખરું ભાસતું નથી. પરમેશ્વર કોઇક સત્ય વસ્તુ છે, અને તે જ આપણું આદિ દૈવત છે, એટલું જ તેમના જાણવામાં હોય છે; અને તેને જ અનેક પ્રકારે રીઝવવાની અને પોતાની સાદર પ્રીતિ, ભક્તિ અને નિષ્ઠા વ્યક્ત કરવાની રીતિ જ તેઓ સારી રીતે જાણતા હોય છે. તેઓ પરમેશ્વરના સ્વરૂપનું અને તેના ગુણોનું પૃથક્કરણ કરવાની અથવા સત્યાસત્યનો નિર્ણય કરવાની ખટપટમાં પડતા જ નથી. તેમની એ કલ્પનાની દૃષ્ટિથી જોતાં, જે લોકો ગમે તે વિષયની સયુક્તિકતા અને અંતઃસત્ત્વને જોવાની જ સાહસિકતા રાખે છે, તેઓ—તમારા પ્રમાણવાદી લોકો, કેવળ, કોઈ સુંદર પ્રતિમાને જોતાં જ તે શાની બનાવેલી છે, એ જાણવા અને જોવામાટે તેને ફોડી નાખનારા દોઢડાહ્યા શિલ્પકારો જેવા જ જણાય છે! એ દૃષ્ટિથી, બુદ્ધિવાદ કરતાં **ભક્તિયોગ** કેટલો બધો શ્રેષ્ઠતમ છે, એ સર્વના અનુભવમાં આવ્યું હશે જ. બાહ્ય હેતુમાં લક્ષ ન રાખતાં અથવા સ્વર્ગપ્રાપ્તિ, પુત્રોત્પત્તિ અને ધનસંપાદન ઇત્યાદિ ક્ષુદ્ર ઇચ્છાઓ પૂર્ણ થવાની અપેક્ષા ન કરતાં પરમેશ્વરમાં જ નિષ્ઠા રાખીને તેના અનન્ય ભાવે અને નિરપેક્ષ બુદ્ધિથી કેવી રીતે અંકિત થવું, એ ઉદાત્ત તત્ત્વ માત્ર **ભક્તિયોગ** જ શીખવે છે. પરમેશ્વરની ભક્તિ કરવાની બુદ્ધિ થવી, એ જ ભક્તિયોગનું ઉત્કૃષ્ટ ફળ છે. અથવા તેથી થતો સાત્ત્વિક આનંદ જ તેનો પૂરેપૂરો બદલો

છે, એમ વારંવાર ભક્તિયોગ પ્રતિપાદન કરે છે. ખ્રીસ્તી શાસ્ત્રમાંના 'પરમેશ્વર પ્રેમરૂપ છે.' (God is love.) એ શાસ્ત્રવચનમાં ભક્તિની જે ઉદાત્ત કલ્પના રહેલી છે, તે જ ભક્તિયોગની મૂલભૂત કલ્પના છે. આપણો નિર્માણકર્તા જગન્નિયંતા, સર્વવ્યાપી, સર્વસાક્ષી, સર્વપ્રભુ–શાસ્તા–અને તે સર્વ કલ્પનાઓમાં પણ અત્યુદાત્ત કલ્પના–એટલે કે, તે જ આપણો માતાપિતા બંધુજન અથવા તો તે જ પ્રીતિમય છે–ઇત્યાદિ ઉદાત્ત કલ્પના કરીને તેને સર્વ સમર્પણ કરી દેવું, એ ભક્તિયોગનો શ્રેષ્ઠ હેતુ છે; પ્રીતિ, પ્રેમ, ભક્તિ અને ભાવ ઇત્યાદિ એક જ ઉદાત્ત મનોવિકારનાં જૂદાં જૂદાં રૂપાન્તરો છે; એટલે જ્યાં જ્યાં એનું ખરું, ઉદાત્ત અને શુદ્ધ સ્વરૂપ હોય, ત્યાં ત્યાં પરમેશ્વરનું અસ્તિત્વ છે જ, એમ સમજવું. ખરા, એકનિષ્ઠ અને સત્ત્વશીલ દંપતીના સાત્વિક પ્રેમપૂર્ણ ચુંબનમાં, અદ્વિતીય ગણાતા માતૃપ્રેમપ્રેરિત બાલકના સ્તનપોષણમાં અથવા ઉદાત્ત અને અકૃત્રિમ મિત્રોના પરસ્પર સ્નિગ્ધ આલિંગનમાં–એ સર્વ સ્થાનોમાં પરમેશ્વરના જ ઉદાત્ત પ્રીતિમયસ્વરૂપનું અસ્તિત્વ છે. મનુષ્યમાં પોતાના સજાતિઓને–અથવા એકંદર પ્રાણી માત્રને સહાયતા કરવામાટેની જે નૈસર્ગિક બુદ્ધિ ઉત્પન્ન થાય છે,. તે પણ ઉપર્યુક્ત પ્રકારની શુદ્ધ ઉદાત્ત કલ્પનાનું જ પ્રત્યક્ષ સ્વરૂપ છે. સારાંશ કે, જેમ જેમ હૃદયનો વધારે વિકાસ થતો જાય છે, બુદ્ધિ નિર્મળ અને ઉન્નત થતી જાય છે, અને નિરહંકાર નિરભિલાષ વસુધૈવ કુટુંબક વૃત્તિ બનતી જાય છે, તેમ તેમ આપણામાં પરમેશ્વરનું પ્રત્યક્ષ સ્વરૂપ વધારે અને વધારે ઉજ્જવલ તથા દૈદીપ્યમાન થતું જાય છે; અને અંતે જીવાત્મા તેના જ સ્વરૂપમાં લીન થઈ જાય છે. એવી રીતે સંક્ષેપમાં ભક્તિયોગનું સ્વરૂપ છે.

હવે, અંતે, ઉપરના ત્રણે યોગો કરતાં શ્રેષ્ઠ અને ઉદાત્ત જ્ઞાનયોગનો વિચાર કરવાનો છે અને તે જ આપણો પ્રસ્તુત વિષય છે. એ યોગ ખરા તત્ત્વજ્ઞાનીઓનો છે. તત્ત્વજ્ઞાનીઓની વિશાળ બુદ્ધિનું મર્યાદિત બાહ્ય સૃષ્ટિમાંની ક્ષુદ્ર વસ્તુઓના આકલનથી અથવા સંકુચિત મનઃસૃષ્ટિના પરિજ્ઞાનથી લેશમાત્ર પણ સમાધાન થતું નથી. આ દૃશ્ય અને ઇંદ્રિયગોચર સૃષ્ટિની પાછળ જે કાંઈ પણ ગૂઢ, સૂક્ષ્મ, અગાધ, અનંત અને અગમ્ય તત્ત્વ રહેલું છે, તેને પહોંચી વળવામાટે જ તત્ત્વજ્ઞાનીના સઘળા પ્રયત્નો ચાલતા હોય છે. નિત્યના આહાર વિહાર આદિ રૂક્ષ વ્યવહારો કરતાં કોઈ પણ વિશેષ ઉદાત્ત વ્યવસાયને શોધી કાઢવામાટેના તેમના અખંડ પ્રયત્નો ચાલૂ હોય છે. અર્થાત્ જગત્‌માંનાં સર્વ આધ્યાત્મિક પુસ્તકોનાં પાનાં ફેંદી નાખવાથી પણ તેમની બુદ્ધિનું સમાધાન થઈ નથી શકતું. સમસ્ત શાસ્ત્રોના આકલનથી પણ તેમની બુદ્ધિની તૃપ્તિ થતી નથી. કારણ કે, એના યોગે ઘણું ઘણું તો આ પ્રત્યક્ષ અથવા ઇન્દ્રિયગોચર મર્યાદિત સૃષ્ટિનું જ તેમને

સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવ હોય છે. પણ પછીનું શું? એ જ્ઞાનથી તેમની સૂક્ષ્મભેદી અને વિશાળ બુદ્ધિનું સમાધાન ક્યાં થાય એમ છે? વધારે તો શું, પણ અંતરિક્ષસ્થ અસંખ્ય ખગોલ, અગણિત ગ્રહમાલા અથવા આકાશગંગામાંના અતર્ક્ય સૂક્ષ્મ તારાગણ– અથવા તો આ અખિલ વિશ્વનું તેને પૂર્ણ જ્ઞાન થાય, તોપણ એથી તેની તૃપ્તિ–તેના મનમાં શાંતિ–કોઈ કાળે પણ થતી નથી. કારણ કે, એ જ્ઞાન કલ્પનાતીત જીવનસમુદ્ર- માંના એક ક્ષુદ્ર બિંદુસમાન છે. અર્થાત્ એ વિશાળ બુદ્ધિ મનુષ્યનો આત્મા તો એ અતર્ક્ય જીવનસમુદ્રના અંતરંગમાં જ જઈ મળવાના પ્રયત્નો કર્યા કરે છે. કેવળ આ બાહ્ય માયામય જડસૃષ્ટિના નિરીક્ષણથી જ સ્વસ્થ ન થતાં આ સર્વ અસ્તિત્વનું અંત- સ્તત્ત્વ શું છે, તે જોઇને, તેથી થતું અતર્ક્ય, અદ્વિતીય, કલ્પનાતીત અને ઉદાત્ત સુખ અનુભવવામાટે જ તેની ખટપટો ચાલેલી હોય છે. એવો એ ખરો તત્ત્વજ્ઞાની સમજવો. એની પરમેશ્વરવિષયક કલ્પના સાધારણ ભાવિકો પ્રમાણે સ્વામી, પિતા, માતા, અને અખિલ વિશ્વનો નિર્માણકર્ત્તા, એટલી જ હોતી નથી. એ કલ્પનાઓ તો તેને સર્વથા હાસ્યાસ્પદ અને ક્ષુદ્ર જ ભાસે છે. તેની પરમેશ્વર વિશેની કલ્પના એવી હોય છે કે, તે આ અખિલ સૃષ્ટિની ચેતનકળા છે અને જીવોનો જીવાત્મા છે. બીજું તો રહ્યું પણ તે પોતાને પણ પરમેશ્વરરૂપ જોવા લાગે છે. તેની સર્વત્ર આત્મમય બુદ્ધિ જ થઈ જાય છે; અને તેનામાટે પોતાથી ભિન્ન કશું પણ અવશિષ્ટ રહેતું નથી. મૂળની શરીરવિષયક જે સ્વીયબુદ્ધિ હોય છે, તેનો ખરા જ્ઞાનથી સર્વથા નાશ થાય છે અને અંતે તે શુદ્ધ, નિર્લેપ અને ઉજ્જ્વલ સ્વરૂપથી પોતામાં જ રમમાણ થવા માંડે છે. એ સ્વરૂપ તે પરમેશ્વરનો સાક્ષાત્કાર છે; અને એ જ **જ્ઞાનયોગનું** સત્ય અંતિમ પર્યવસાન છે.

એ પ્રમાણે એ ચાર પ્રકારની કલ્પનાપર રચવામાં આવેલા ચાર યોગોનું સંક્ષેપમાં સામાન્ય સ્વરૂપ વર્ણવ્યું. એ યોગો સર્વથા પરસ્પર ભિન્ન નથી, કિન્તુ અનુક્રમે એક- નાં જ બાકીનાં વધારે અને વધારે પ્રગલ્ભ અને ઉદાત્ત થતાં ગએલાં સ્વરૂપો જ છે, એ કિંચિત્ સૂક્ષ્મ વિચાર કરવાથી સર્વના ધ્યાનમાં આવી શકે એમ છે. એ ચાર જૂદી જૂદી કલ્પનાઓ છે, એમ કહેવા કરતાં ખરી રીતે જોઇએ તો, પ્રત્યેક મનુષ્યની ધાર્મિક પ્રવૃત્તિમાં અનુક્રમે થનારા ચાર સ્થિત્યંતરોનાં એ બીજરૂપ તત્ત્વો જ છે, એમ કહેવું વધારે *સયુક્તિક ગણાશે. અર્થાત્ પ્રત્યેક વ્યક્તિની ભિન્નભિન્ન પાત્રતા અનુસાર અને વિશિષ્ટ સંસ્કારોના* ભેદને લીધે ભિન્નભિન્ન વ્યક્તિની ધાર્મિક પ્રવૃત્તિનો વિકાસ ઉપરનાં બીજરૂપતત્ત્વો- માંના કોઈ પણ એક તત્ત્વના ઝોકપર વધારે થાય છે, એ અત્યાર સુધી કરેલા વિવેચનથી આપના ધ્યાનમાં આવ્યું તો હશે જ. એટલું જ નહિ, પણ કોઈ એક વ્યક્તિ ધાર્મિક

પ્રવૃત્તિનો અંતિમ વિકાસ કરવાનોજ હેતુ મનમાં રાખીને, જો તેના માટે ક્રમઅનુસાર, મન પૂર્વક અને એકાગ્રતાથી પ્રયત્ન કરવા માંડે, તો જ્ઞાનીની શ્રેષ્ઠ પદવીને પહોંચતા સુધીમાં, તેનામાં ઉપર વર્ણવેલા ક્રમ પ્રમાણે જ એ ચાર સ્થિત્યંતરો થતા ગએલા આપણા જોવામાં આવે છે. એ ચારે યોગોનો પરંપરાનો અને ચઢતા પ્રમાણનો સબંધ વિશેષ સ્પષ્ટ થવામાટે, હું એક દૃષ્ટાંત આપીશ.

ધારો કે, એક જ વૃક્ષપર બે પક્ષીઓ બેઠેલા છે. એક શિખરપર બેઠેલુ છે અને બીજુ નીચે થડ પાસે બેઠેલું છે. શિખરે બેઠેલુ પક્ષી બહુ જ દેખાવડું અને સુંદર હોવા ઉપરાંત તેની આસપાસ સોનેરી રંગની પાંખોની ઉજ્જ્વલ પ્રભા પ્રસરેલી છે. તે સર્વથા શાંત, નિશ્ચલ, ગંભીર અને પોતામાં જ લીન થએલું છે. માત્ર નીચેના પક્ષીની જ કેટલીક ખટખટ ચાલતી જોવામાં આવે છે. તે આ શાખાપરથી તે શાખાપર અને તે ડાળપરથી આ ડાળપર ઉડ્યા કરે છે, અને ઝાડપરના કડવાં અને મીઠા ફળો ટોચી ટોચીને ખાધા કરે છે. અર્થાત્ મીઠુ ફળ મળતા તેની મુખમુદ્રા પ્રફુલ્લિત થએલી દેખાય છે અને તે વેળાએ તેના મુખમાંથી આનંદદર્શક ચિવચિવ શબ્દ નીકળતો સંભળાય છે. અને જો ફળ કડવુ નીકળે, તો તેની પાંખોનો ફડફડાટ અને મુખમાંથી દીનતાદર્શક લબ અને રૂદનનો સ્વર નીકળવા માંડે છે. એવો અનુક્રમ કેટલીકવાર સુધી ચાલુ રહ્યા પછી એક ફળ તેને બહુ જ કડવુ—એટલુ કડવુ કે ઝેર જેવુ—લાગ્યુ. એનો સ્વાદ લેતાં જ તે એકદમ ત્રાસી જઇને અને સંતપ્ત થઇને નિર્જીવ ત્વેષથી અને દીનમુદ્રાથી અહીં તહીં જોવા લાગ્યુ. એટલામા તેની દૃષ્ટિ, તે ઉપર બેઠેલા અને પોતાની જ પાંખોના વૈભવમાં નિમગ્ન થએલા નિશ્ચલ અને વિલક્ષણ પક્ષીપર પડી. તેણે જોયુ તો—તે પક્ષી કડવા કે મીઠા કોઈ પણ પ્રકારનાં ફળો ન ખાતાં માત્ર પોતામા જ લીન થઇને સર્વથા શાંત અને નિશ્ચલ બેઠેલું તેના જોવામાં આવ્યુ. તેની મુદ્રામાં આનંદ કે દુઃખ—કોઈ પણ વિકારની છાયા પ્રસરેલી જોવામા આવતી નહોતી. તેને જાણે પોતાના વિના બીજુ કાંઈ પણ દેખાતુ જ ન હોયને, એવી ગંભીરતા ને સ્તિમિતતામાં તે બેઠેલુ હતુ. એ સર્વ તે નીચેની શાખાપર બેઠેલા પક્ષીએ જોયુ પરંતુ એથી મળતો ઉપદેશ માત્ર તેના સમજવામાં આવ્યો નહિ મોઢુ નીચુ થવા સાથે જ જોએલી બધી બીનાને તે સદંતર ભૂલી ગયુ અને પુન પૂર્વ પ્રમાણે તે વૃક્ષનાં કડવા મીઠાં ફળો ખાવાનો અને તે પ્રમાણે હર્ષિત અને દુખિત થવાનો તેનો ક્રમ શરુ થયો. થોડોક સમય ગયા પછી, પાછું એકવાર પહેલાના જેવું જ એક કડવુ ઝેર જેવુ ફળ અચાનક તેના મોઢામા આવી ગયુ એટલે પાછુ તે દીન મુદ્રા કરીને ઉપર જોવા લાગ્યુ; અને તે ઉપર બેઠેલા પક્ષીપાસે જવાની તેના મનમાં ભાવના ઉત્પન્ન થઈ. પણ એ ભાવના

ક્ષણ માત્રની જ હતી. મોઢું નીચું થવા સાથે જ, એ ભાવનાનો પણ તત્કાળ લોપ થઈ ગયો. અને પાછો તેણે પોતાના પૂર્વ ક્રમનો આરંભ કર્યો. પાછું ઉપર જોવું અને નીચે જોતાં જ તે ભૂલી જવું, એમ અનેકવાર થયું. પાછું એકવાર બહુ જ કડવું ફળ મોઢામાં આવ્યું. એ વેળાએ દીન મુદ્રા કરીને તે શિખરે બેઠેલા પક્ષીની જરાક નજદીકમાં ગયું. પુનઃ એકવાર તેમ જ થયું, એટલે તે ઉપરના પક્ષીની જરાક વધારે પાસે ગયું. એમ થતાં થતાં તે શિખરપરના પક્ષીની સોનેરી પાંખોનાં કિરણોનો પ્રકાશ તેના શરીરની આસપાસમાં પડવા લાગ્યો. એટલે તત્કાળ તેનું સ્વરૂપ બદલાઈ ગએલું દેખાયું; અને તેનું મૂળ સ્વરૂપ જાણે ધીમે ધીમે પીગળતું જતું હોયની ! તેવો ભાસ થવા માંડ્યો. અંતે એ નીચેનું પક્ષી તે સોનેરી પક્ષીપાસે જઇને બેઠું, એટલે તે નાનું પક્ષી અને તેનું સાદું ચિણકલું શરીર સર્વ પીગળી જવાથી તે, તે સોનેરી પક્ષીસાથે એકજીવ થઈ ગએલું દેખાયું. હવે જ એ નાના પક્ષીને પોતામાં થએલું રૂપાંતર જણાયું. 'હું પોતે અન્ય કોઈ નહિ, પણ એ સોનેરી પક્ષીની છાયા–પ્રતિબિંબ જ હતો; અને હું જ્યારે 'હું' 'હું' કહીને પોતાને એ સોનેરી પક્ષીથી ભિન્ન માનતો હતો, તે વેળાએ પણ હું કેવળ એ સોનેરી પક્ષીનો જ અંશ હતો; એમ તેના જાણવામાં આવી ગયું.' એ જે શિખરપરનું પક્ષી, નીચેનું પક્ષી, કડવાં મીઠાં ફળો ખાવાં અને દુઃખિત થવું ઇત્યાદિ ભાસતું હતું, તે સર્વ શુષ્ક સ્વપ્નવત જ હતું–કેવળ અસત્ય ભ્રમ હતો. વસ્તુતઃ ત્યાં એવું કાંઈ પણ હતું જ નહિ. ન્હાનું પક્ષી અને તેની કૃતિઓ, એ સર્વ કેવળ ઐન્દ્રજાલિક માયા જેવો માત્ર ભાસ જ હતો. ખરું પક્ષી તો પ્રથમથી જ તે વૃક્ષના શિખરપર સુખદુઃખથી સર્વથા અલિપ્ત, નિશ્ચલ, ગંભીર, દેદીપ્યમાન અને પોતાના જ વૈભવમાં નિમગ્ન થઇને બેઠું હતું. બાકી એથી ભિન્ન થએલો સર્વ પ્રકાર સર્વથા ભ્રાન્તિમય અને સ્વપ્ન સમાન જ હતો. અર્થાત્ **જીવાત્મા**–પ્રત્યેક પ્રાણીમાત્ર–અને **પરમાત્મા**ના પરસ્પર સંબંધનું આ એક રૂપક છે. શિખરે બેઠેલું આત્મમગ્ન સોનેરી પક્ષી તે વિશ્વપતિ જગન્નિયંતા પરમેશ્વર છે; અને તે ભાસમય લઘુપક્ષી, તે આ સંસારમાંના સુખદુઃખાત્મક ભોગો ભોગવનારો **જીવાત્મા** છે. જીવાત્માના સંબંધમાં, આ સુખદુઃખમિશ્રિત સંસારયાત્રામાં કેટલીક વેળા વિશેષ સંતાપ કરનારા બનાવો બન્યા કરે છે. એવી વેળાએ રૂપકમાંના લઘુપક્ષી પ્રમાણે ક્ષણ બે ક્ષણ સ્તબ્ધ થઇને તે અજ્ઞેય, અગમ્ય અને **પરમાત્મા** પ્રતિ ઉડવાનો તે યત્ન કરે છે, અને તેમ કરવાથી તત્કાળ પોતાના અંતઃકરણમાં જાણે દેદીપ્યમાન દિવ્ય પ્રકાશનો સંચાર થવા માંડ્યો હોયની ! એવો તેને પ્રત્યક્ષ અને સ્પષ્ટ ભાસ થવા માંડે છે.

આ જગત્, તે એક પ્રકારનો મિથ્યા ભાસ છે, એમ તેના અનુભવમાં આવી જાય છે. દિવ્ય પ્રકાશના ધારણથી તે જરાક આગળ વધવા માંડે છે; પરંતુ ચમત્કાર એ કે, તત્કાળ તેની પ્રબળ ઇંદ્રિયો તેને તે આત્માનુભવના માર્ગમાંથી બળાત્કારે પરાવૃત્ત કરે છે, તે જગત્માંના અનેક માયિક અને મનોહર મોહપાશમાં સપડાય છે અને પુનઃ સંસારમાંના સુખદુઃખોત્પાદક વિષયોનો ઉપભોગ લેવા માંડે છે. પુનઃ એકવાર એવો જ કોઈ મનમાં ઉદ્વેગ ઉત્પન્ન કરનારો પ્રસંગ તેનાપર આવી પડે છે અને તેથી પુનઃ એકવાર તેને જગતની વ્યર્થતા અને પરમેશ્વરવિષયક સત્યજ્ઞાનનો અનુભવ થવા માંડે છે. એવી રીતે ધીમે ધીમે તે પરમેશ્વરના તાદાત્મ્ય પાસે આવવા માંડે છે; અને જેમ જેમ પરમેશ્વરના સ્વરૂપમાંનો અને તેનામાંનો અંતર ઓછો ઓછો થતો જાય છે, તેમ તેમ પોતાના દેહ વિશેની તેની (અહંબુદ્ધિ) આત્મિક બુદ્ધિનો પોતાની મેળે જ લોપ થતો જાય છે; અને અંતે, હું જ પરમેશ્વરરૂપ છું, એવો તેનો નિશ્ચય થઈ જાય છે. જેમ જેમ તે પરમેશ્વરના સ્વરૂપ પ્રતિ આકર્ષાતો જાય છે, તેમ તેમ 'આ સમસ્ત વિશ્વની જીવનકલા તરીકે જે કોઈ પણ અણુરેણુ આદિ સૂક્ષ્મ વસ્તુથી તે ચંદ્ર સૂર્ય આદિ સ્થૂલ અનંત ખગોલ પર્યન્ત એક સરખો જ ભરેલો છે અને જે સર્વ જીવોનો આદિ સાર છે.' **'તે તું છે' (તત્ત્વમસિ);** એવો જે મહાન્ તત્ત્વ જ્ઞાનીઓનો સર્વ જીવાત્માઓને એક સરખો ઉપદેશ અપાતો હોય છે, તેનો તેને આત્માનુભવપૂર્વક સાક્ષાત્કાર પ્રાપ્ત થાય છે; અને તે સાત્વિક બ્રહ્માનંદમાં લીન થઈ જાય છે. એવી રીતે આત્મસાક્ષાત્કાર થવો, એ જ **જ્ઞાનયોગનું** ખરેખરું સ્વરૂપ છે.

આપણે તે સર્વ શ્રેષ્ઠ પરમાત્માના જ અંશરૂપ છીએ-અર્થાત્ આપણે દૈવિક વિભૂતિ છીએ, એ બુદ્ધિનો ભાસ અથવા સાક્ષાત્કાર મનુષ્યને માત્ર **જ્ઞાનયોગ** જ કરાવે છે. સર્વ જીવાત્માઓના તે પરમાત્મા સાથેના ઐક્યનો એ **જ્ઞાનયોગ** જ એકંદર પ્રાણી માત્રને આભાસ આપે છે. આપણામાંનો પ્રત્યેક મનુષ્ય તે **અવ્યક્ત** પરમાત્માનું જ પૃથ્વીપર અવતરેલું મૂર્ત અને વ્યક્ત સ્વરૂપ છે, એ રહસ્ય **જ્ઞાનયોગ** દ્વારા જ મનુષ્યના જાણવામાં આવવા માડે છે. આપણા પગતળે દબાઈ જવાથી ક્ષણે ક્ષણે મરાતાં સૂક્ષ્મ અસંખ્ય કૃમિ જંતુઓથી તે સર્વ શ્રેષ્ઠ મહાત્માઓ પર્યન્ત આપણે બધા એક જ પરમાત્માના અંશરૂપ છીએ-અર્થાત્ પોતામાં અને બાહ્ય સૃષ્ટિમાં વાસ્તવિક કશો પણ ભેદ નથી. એ જ્ઞાન **જ્ઞાનયોગ** જ આપી શકે છે. એ પ્રમાણે મ **જ્ઞાનયોગના** ઉદાત્ત અને સર્વશ્રેષ્ઠ સ્વરૂપને સંક્ષેપમાં અને બની શકે તેટલું સ્પષ્ટ અને સુલભ કરીને વર્ણવવાનો પ્રયત્ન કરેલો છે.

એ પ્રમાણે સંક્ષેપમાં **આર્યધર્મ** પદ્ધતિમાંના ચાર યોગોનાં સ્વરૂપો મેં કહ્યાં. **સર્વસામાન્ય ધર્મ**ની કલ્પના એ ચાર યોગોમાં જ યથાર્થ રીતે અમલમાં આવેલી છે; અર્થાત્ **આર્યધર્મપદ્ધતિ** જ શ્રેષ્ઠ છે; અને તે જ **સર્વસામાન્યધર્મ** સાથે બહુ અંશે મળતી આવે છે, એમ મારું કહેવું છે. એ યોગો કેવળ **કલ્પના** અથવા **ઉપપત્તિ** (Theory) તરીકે જ સર્વશ્રેષ્ટ છે, એમ નથી; આજ તે અનાદિકાળથી **આર્યાવર્ત**માં રૂઢ થતા આવ્યા છે; અને તેથી તેમની વ્યાવહારિક ઉપયુક્તતા નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકી છે. એ યોગો વિના બીજી કોઈપણ કલ્પના **સર્વસામાન્ય ધર્મ**ની ખરી કસોટીપર કસાઈ શકશે જ નહિ. માત્ર કલ્પના તરીકે એ યોગને સમજી લેવાથી કશો પણ લાભ થવાનો સંભવ નથી. કોઇપણ વિષયનો સાક્ષાત્કાર કરવો હોય, તેમાં પણ વિશેષતઃ ધાર્મિક વિષયના સાક્ષાત્કારમાં તો શ્રવણ, મનન, ને નિદિધ્યાસની શાસ્ત્રીય પરંપરા નિત્ય ધ્યાનમાં રાખવી જોઇએ. પ્રથમ એ કલ્પના છે શી? એ પૂરી રીતે અને ધ્યાનપૂર્વક સાંભળી લેવું જોઇએ; ત્યારપછી એ વિશે શાંતિથી અને સાધક બાધક પ્રમાણોને જોઇને વિચાર કરવો જોઇએ; શાસ્ત્રીયપદ્ધતિથી તેની યુક્તાયુક્તતા જોવી જોઇએ અને તે કલ્પનાને પોતાના મનમાં બરાબર ઠસાવી લેવી જોઇએ. ત્યાર પછી એકવાર તેની સયુક્તતાનો નિશ્ચય થઈ ગયો કે, તે પોતાના સ્વભાવ સાથે એકજીવ થઈ જાય, એવી રીતે પોતાના વર્તનમાં તેને પ્રત્યક્ષ અમલમાં લાવી દેખાડવી જોઈએ. આમ કરવાથી પૂર્વે કેવળ **કલ્પના** કિંવા **વિચાર**ના રૂપમાં જ જે વસ્તુ તમને ભાસતી હતી, તે હવે તમારો **સ્વભાવ** જ બની જશે, અને તેની વ્યાવહારિક ઉપયુક્તતા પ્રત્યક્ષ રીતિથી સિદ્ધ થએલી દેખાશે. કોઇપણ ધર્મકલ્પનાને પ્રથમ એ કસોટીપર ઘસી જોવી જોઇએ. કારણ કે, ધર્મ, પ્રત્યક્ષ પ્રમાણનો અને આત્મસાક્ષાત્કારનો વિષય છે. એટલામાટે કોઇપણ કલ્પના માત્ર 'કલ્પના'ની દૃષ્ટિથી ગમે તેવી અને ગમે તેટલી સુંદર અને ઉદાત્ત હોય, તોપણ માત્ર વાચાળતાથી, દુરાગ્રહયુક્ત મતના પ્રતિપાદનથી અથવા ચતુર કોટિક્રમથી તેની વ્યાવહારિક ઉપયુક્તતા કદાપિ સિદ્ધ અને સ્થાપિત થવાની નથી જ. એ માત્ર સાંભળવાનો અને માન્ય કરવાનો જ ભાગ નથી; કિન્તુ પોતે તન્મય થઇને વર્તનમાં તેની સત્યતા બતાવી આપવાનો જ વિષય છે. કેવળ યુક્તિવાદના આધારે કોઈએક કલ્પના સિદ્ધ થવાથી તે માન્ય *થવી જ જોઇએ, તેનો સ્વીકાર કરવો જ જોઇએ, એવો દુરાગ્રહ એ ધર્મના વિષયમાં ઉપ*યોગી થતો નથી. એ કલ્પનાનું પ્રત્યક્ષ મનુષ્યના સ્વભાવમાં પણ પરિણામ થાય છે અને સ્વભાવ બદલાઈ જાય છે, એ વાત પ્રત્યક્ષ કરીને સર્વને બતાવી દેવી જોઇએ છે. એ કસોટીપર ઘસાઇને પસાર થાય તે જ ખરો ધર્મ. કોટિક્રમથી જ જો કોઈ વાત સિદ્ધ

કરવાની હોય, તો એવી સહસ્રાવધિ પ્રમાદથી ભરેલી વાતો મળી આવશે કે જે સહજમાં જ સયુક્તિક તરીકે સિદ્ધ કરી શકાય. પરંતુ એ વાતો મૂળની જ અસત્ય હોવાથી તેમની તે કરેલી સામયિક સિદ્ધતાનો સદાને માટે ઉપયોગ થઈ નથી શકતો. જે અસત્ય છે, તે અસત્ય જ રહેવાનું. એવી લટપટપંછી ચતુરસુજાણ જેવી વાતોનો ખરી ધર્મકલ્પનામાં કદાપિ સમાવેશ થવાનો નથી. મનુષ્યના સ્વભાવસાથે એકજીવ થઇને તેના વર્તનને ઉન્નત બનાવવું એ જ ખરી ધર્મકલ્પનાનું મુખ્ય લક્ષણ છે. અસ્તુ, વિવેચનની મર્યાદાનો અંત આવ્યો છે. એથી, **સર્વસામાન્ય ધર્મ** એટલે જે ધર્મમાં સર્વ પ્રકારના મનુષ્યોનું આધ્યાત્મિક, પૌરાણિક અથવા આચારાત્મક અંગોમાંનું એક જ નિશ્ચિત અંગ હોય, તે નથી; કિન્તુ મનુષ્યોની ધાર્મિક પ્રવૃત્તિવાળી જે જે મુખ્ય જાતિઓ મળી આવે છે, તે સર્વને પરિપોષક અને માન્ય તત્ત્વો જેમાં અસ્તિત્ત્વ ધરાવતાં હોય, તે જ ખરો **સર્વસામાન્ય ધર્મ** છે, એ તમારા ધ્યાનમાં હવે આવ્યું હશે જ. તેમ જ, કોઈ પણ ધર્મકલ્પના 'કલ્પના' તરીકે ગમે તેટલી સારી અને સયુક્તિક પણ હોય, પરંતુ જો તે વ્યવહારમાં ઉપયોગી થઈ શકે તેવી ન હોય, તો તે સર્વથા નિરુપયોગી જ છે, એ પણ મેં આપને સ્પષ્ટ કરીને કહેલું જ છે. ત્યારે જે ધર્મકલ્પના વ્યવહારમાં ઉપયોગી થઈ શકે એવી હોય, તે જ માન્ય થવી જોઇએ.

એ બન્ને દૃષ્ટિથી જોતાં, અત્યારના ઉપલબ્ધ સર્વ ધર્મોમાં એ ચાર યોગાત્મક **આર્યધર્મપદ્ધતિ** જ, **સર્વસામાન્ય ધર્મ**ની કલ્પના સાથે બહુધા બહુ અંશે મળતી આવે છે; અને તે આજે અનાદિકાળથી પોતાના પ્રગલ્ભ સ્વરૂપે આર્યાવર્ત્તમાં અવ્યાહત રમમાણ થઈ રહેલી છે. ત્યારે હવે એના કરતાં તેની વ્યાવહારિક ઉપયુક્તતામાટે બીજું તે શું પ્રબળ પ્રમાણ જોઇએ?

ત્યારે હવે આપણે હાથમાં લીધેલા પ્રશ્નનો નિર્ણય થયો જ કહી શકાય. હવે માત્ર તે નિર્ણયની સુક્તતા અને યથાર્થતાને ગ્રહણ કરવાનું કાર્ય તમને જ સોંપીને હું અહીં જ મારા ભાષણની સમાપ્તિ કરું છું.

# વ્યાખ્યાન ત્રીજું

# વસ્તુપુરુષ
## અને
## ભ્રાન્તિપુરુષ

ઇન્દ્રિયોમાં અને ઇંદ્રિયોદ્વારા પ્રાપ્ત થતા વિષયોપભોગોમાં મનુષ્યની આસક્તિ અનિવાર્ય હોય છે, એ તો સર્વ વિશ્રુત જ છે. એનું કારણ એ છે કે, સાધારણ વ્યાવહારિક મનુષ્યને પોતાની આસપાસ પ્રસરેલું આ ચલનવલનાત્મક જડ વિશ્વ જ સારમય અને સત્યરૂપ ભાસતું હોય છે. એ બુદ્ધિથી જ તે વિષય આદિનાં સુખોમાટે એક સરખી રીતે ખટપટ કરતો હોય છે.

એવી રીતે ઐહિક સુખોની પ્રાપ્તિમાટે મનુષ્ય ગમે તેટલો એકતાન થઈ ગએલો હોય, તોપણ પ્રત્યેક મનુષ્યના—અને વ્યાપકતાથી પ્રત્યેક રાષ્ટ્રના—આયુઃક્રમમાં એવા કાંઇક વિલક્ષણ પ્રસંગો આવે છે કે, ગમે તેવો ઇંદ્રિયાસક્ત પુરુષ હોય, તોપણ તે ક્ષણ બે ક્ષણ થોભીને એવા પ્રસગે 'આ આસપાસ જે સર્વ મારા જોવામાં આવે છે, તે બધું સત્ય છે કે?' એવો પ્રશ્ન સાહજિક રીતે પોતાના મનને પુછે છે. એવા વિશિષ્ટ પ્રસંગો તે સાંસારિક વિપત્તિઓ અને તેમાં પણ સર્વથા અપરિહાર્ય અને ઉગ્ર મૃત્યુનો સમય છે. કોઇને કોઈ રીતે વિષયો પાછળ પડવાથી ઇંદ્રિયોદ્વારા આપણને પ્રાપ્ત થનારું જ્ઞાન સત્ય છે કે અસત્ય, એ વિચાર જેના મનમાં આવતો જ નથી; તેના મનમાં પણ કોઈ વેળાએ એ અપરિહાર્ય મૃત્યુની કલ્પના આવીને ઊભી રહે છે; અને તે ક્ષણે 'આ બધું મને ભાસે છે, તે ખરુ છે કે શું?' એવો પ્રશ્ન તેના સમક્ષ ઊભો રહીને તેને કંપાવે છે અને તેથી તે ઇંદ્રિયાસક્ત પુરુષની વૃત્તિ પણ ક્ષણમાત્ર સ્તબ્ધ અને ગંભીર બની જાય છે.

એ જે પ્રત્યેક મનુષ્યને કોઈ કોઇવાર સૂઝતો પ્રશ્ન 'આ આસપાસ દેખાતું અને ભાસતું બધું સારભૂત સત્ય છે કે?' છે, તેનો જ ધર્મે વિચાર કરેલો છે અને શોધ કરવા પછી તેનું સમર્પક ઉત્તર પણ તેણે મેળવી રાખ્યુ છે, તે જેની ઇચ્છા હોય, તેને કોઇપણ સમયે પ્રાપ્ત થઈ શકે એમ છે. એ ઉત્તર શું છે, એનો જ આજના વ્યાખ્યાનમાં આપણે સૂક્ષ્મ રીતિથી વિચાર કરવાનો છે.

એ પ્રશ્ન તે કેવળ મનુષ્યની સુધારણામાં સારી રીતે પ્રગતિ થવા પછીનો અથવા ઐતિહાસિક કાળ પછીનો છે, એમ નથી; કિંતુ તે અત્યંત પ્રાચીનકાળથી-કે જે કાળનો સુસંબદ્ધ ઇતિહાસ પણ ઉપલબ્ધ નથી, એવા કાળથી–ચાલતો આવેલો છે. સુધારણાનાં કિરણોનો હજી તો મનુષ્યના મનમાં માત્ર પ્રવેશ જ થવા માંડ્યો હતો, ત્યારથી પ્રત્યેક વિચારશીલ મનુષ્ય પોતાને આ પ્રશ્ન પૂછતો આવેલો છે. 'આપણી આસપાસ દેખાતી આ સૃષ્ટિનું અંતે શું થનાર છે ? પ્રથમ, આપણને જે આ કાંઇ દેખાય છે, તે ખરેખર જ કાંઇ છે કે તે ભાસ માત્ર જ છે ?' આ પૃચ્છા તે સમયથી જ ચાલતી આવેલી છે. ઉદાહરણાર્થ–અત્યંત પ્રાચીન ઉપનિષદોનો કાળ લ્યો. સર્વ ઉપનિષદોમાં કઠોપનિષત્ વિશેષ ઉદાત્ત અને સુંદર કલ્પનાથી પરિપ્લુત છે; અને તેનો આરંભ ઉપર્યુક્ત પ્રશ્નના અનુવાદથી જ થએલો છે. 'પુરુષના મૃત્યુપછી તેની ભાવિ સ્થિતિવિશેનો વાદ ઉપસ્થિત થાય છે. એક પક્ષના મત પ્રમાણે મૃત્યુથી તે પુરુષનો શાશ્વત નાશ થાય છે–અર્થાત તે પછી તેને કોઇપણ અવસ્થા પ્રાપ્ત થતી નથી; અને બીજા પક્ષના અભિપ્રાય પ્રમાણે મૃત્યુપછી પણ તે પુરુષ બીજી કોઈ અવસ્થામાં જઇને સજીવ જ રહે છે. એ મતમાંથી ખરું મત કયું ?' એવા આશયનો કઠોપનિષદ્નો પ્રસ્તાવ છે.* એ પ્રશ્નનાં અનેક પ્રકારનાં અનેક ઉત્તરો સૂચવવામાં આવેલાં છે. વધારે તો શું, પણ વસ્તુતઃ વિચાર કરવામાં આવે, તો માનસશાસ્ત્ર, આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન અને ધર્મ ઇત્યાદિ સર્વનો સાર પણ ઉપરના પ્રશ્નનાં જૂદાં જૂદાં ઉત્તરોથી જ ઉભરાઈ ગએલો છે. તે સાથે એ પ્રશ્ન વિશેની મનુષ્યની જિજ્ઞાસાને દાબી નાખવામાટેના ઐહિક વિષય આદિની લાલચ દેખાડીને અનેક માર્ગથી પ્રયત્નો કરવામાં આવેલા છે. પરંતુ જ્યાંસુધી પ્રશ્નનું રહસ્ય–મૃત્યુની ભેદમયતા–અસ્તિત્વમાં છે, ત્યાંસુધી એ સર્વ પ્રયત્નો નિષ્ફળ જ થવાના, એ ખુલ્લું જ છે. આ જગત્ પછી બીજું કશું પણ નથી અને તેથી માત્ર આ જગત્ જ સારભૂત છે, 'એટલે જે ઘડી આવી તે આપણી' એમ માનીને પોતાનું સર્વ ધ્યાન, આશા અને ઇચ્છાને આ જગતમાં જ–આ જગતનાં સુખોમાં જ–ગુંથી નાખીને રહેવું જોઇએ; એમ બોલવું બહુ જ સહેલું છે. કદાચિત્ આ જગતથી વ્યતિરિક્ત રહેલા ગૂઢ તત્ત્વની વિસ્મૃતિ કરવાનો–તેનું સ્મરણ ન થવા દેવાનો–તમે બહુ જ પ્રયત્ન કરો, અને તેના પ્રમાણમાં કેવળ ઇંદ્રિયોની સંકુચિત મર્યાદામાં અને તેમનામાંના વિષયોપભોગોમાં નિમગ્ન થવામાં તમને થોડો ઘણો યશ પણ મળે, એમ ધારો. વધારે તો શું, પણ આપણી

---

* " ये यं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके ।
एतद्विद्यामनुशिष्टस्त्वयाहं वराणामेष वरस्तृतीयः" ॥

कठ. १: २०–

આસપાસની સમસ્ત સૃષ્ટિએ પણ, વર્તમાનકાળથી આગળ પોતાની દૃષ્ટિને ન જવા દેવાનો નિશ્ચય કર્યો છે, એમ સમજો, તોપણુ શું? એ સ્થિતિ સદૈવ રહેવી શક્ય નથી. જ્યાં સુધી મૃત્યુનું રહસ્ય અસ્તિત્વમાં છે, અને જ્યાં સુધી જીવિત મનુષ્ય પોતાની આસપાસની વ્યક્તિઓને વચવચમાંથી મૃત્યુ લઈ જાય છે, એમ જુએ છે; ત્યાં સુધી કોઇને કોઈ વખતે પણ ઉપરાસાપરી તે વિશેના વિચારો તેના મનમાં આવ્યા વિના રહેનાર નથી. 'જેમને આપણે સર્વથી વિશેષ મહાન્ અને સારભૂત માનીએ છીએ અને જેમને વળગીને આપણે બળથી પકડી રાખીએ છીએ, તે સર્વે પદાર્થોની અંતે મરણાવસ્થા જ થવાની કે શું?' એવો પ્રશ્ન, મનુષ્ય ગમે તેટલો અરસિક અને ઇંદ્રિયાસક્ત હોય, તોપણુ તેના મનમાં કોઇને કોઇવાર પણ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. કારણુ કે, પ્રત્યેક પ્રાણી જાણે કે આયુષ્ય રૂપી ઉચ્ચ અને વિશાળ ટેકરીપર ઉભેલું છે અને તે ટેકરી નીચે 'ભવિષ્યત્' અથવા 'અનન્તત્વ' રૂપી ઊંડી ખાઈ મુખ વિકાસીને લાંબે સુધી પ્રસરેલી છે, એટલે સાહજિક જ તેની એ ખાઇતરફ કોઇવાર દૃષ્ટિ જતાં જ મનુષ્ય ગમે તેવો છાતીવાળો અને નિર્ભય પ્રકૃતિનો હોય, તોપણુ ક્ષણમાત્ર તે મનમાં ને મનમાં ભયભીત થઈ જાય છે અને 'આ સઘળું ખરું છે કે?' એવો ઉદ્ગાર એકાએક તેના મુખમાંથી નીકળી જાય છે. મનુષ્યનું મન ગમે તેટલું પણ પ્રગલ્ભ હોય; અને તે ગમે તેટલા ઉત્સાહથી આ જગત્માંનાં સૌખ્યોની પાછળ તે લાગેલો હોય, પરંતુ મૃત્યુને જોતાં જ ક્ષણ બે ક્ષણ તેની સઘળી ઉચ્ચ આશાઓ અને મનોરથોની લહરીઓ ત્યાંને ત્યાં જ અટકી પડે છે. 'આ આસપાસનું બધું ખરું છે કે?' એ પ્રશ્ન તેને પૂરેપૂરો ભડકાવી દે છે. એ પ્રશ્નનું ઉત્તર મળ્યા વિના મનની વ્યાકુળતા જવાની નથી, એમ તેને ભાસવા માંડે છે. ગમે ત્યાંથી પણુ એ પ્રશ્નનું ઉત્તર મળે, એમ તેના મનમાં થઈ જાય છે. કાળગતિથી એ પ્રશ્નનું ઉત્તર મળશે, એમ જો કોઇને ભાસતું હોય, તો તે નિષ્ફળ છે; કારણુ કે, કાળ, એ પ્રશ્નનું ઉત્તર આપવાને યોગ્ય નથી. તેની શીઘ્રગતિ અને સંતત પ્રવાહ તો ચાલુ જ રહે છે; ઉલટું– જેમ જેમ વધારે અને વધારે કાળ વીતતો જાય છે, તેમ તેમ તે પ્રશ્ન કરતાં મનુષ્યને કાળનું મહત્ત્વ જ વધારે દેખાવા માંડે છે. ઉપરાંત, મનુષ્યને ઐહિક સુખપ્રાપ્તિની ઇચ્છા અનિવાર્ય હોય છે. ઐહિક સુખ–પછી ભલે ને તે અલ્પકાલીન જ હોય–જેને નથી જોઇતું એવો કોઈ મનુષ્ય ભાગ્યે જ મળી શકશે. સર્વના પ્રયત્નો સુખમાટેના જ જોવામાં આવે છે; 'મને સુખ મળો' એવી આશાથી પ્રત્યેક જન કોઇને કોઈ પણ ઇંદ્રિયજન્ય વિષયોપભોગની પાછળ એકસરખી રીતે દોડતો હોય છે. એ વેળાએ અર્થાત્ ઉપર્યુક્ત પ્રશ્નનું ઉત્તર આપવાની–તેના વિશે ક્ષણુ માત્રને માટે વિચાર કરવાની પણુ–તેને ભાવના થતી નથી. અને જો એ

ભૂતભવિષ્ય કાંઈ પણ નથી. સર્વ શૂન્યાકાર જ છે.' એ એકંદર રીતે શૂન્યવાદીઓના મતનો–કથનનો–મથિતાર્થ છે. અર્થાત્ એ મત એટલે 'मूले कुठारः' એ પ્રકારનું છે. પરંતુ તે કેટલું બધું અપ્રયોજક અને વિક્ષિપ્તતાયુક્ત છે, એ કોઇપણ વિચારશીલ મનુષ્યના તત્કાળ જાણવામાં આવી શકે એમ છે. એટલે એનું ભિન્ન રીતે ખંડન કરવાનું કશું પણ કારણ નથી. એટલું કહેવું જ બસ થશે કે, 'કાંઈ નથી,' કહેનારા એ શૂન્યવાદી લોકો પોતે જ 'કાંઈ પણ' હોનારા આ જગતના અને સંસારના વ્યાપાર વ્યવહારમાં જ વિહરતા હોય છે; અને તે તેમને ભાસે છે, એમ દેખાય છે પણ ખરું. કારણ કે, બધું જ જો 'કાંઈ નથી,' તો પછી 'મતભેદ' અને 'આક્ષેપ' આદિ વિષયો પણ કાંઈ જ નથી. એટલે પછી જે વિષયો 'કાંઈ નથી' તેમના ખંડનનો બધો ખટાટોપ કરવો જ શા માટે જોઇએ? પરંતુ તેઓ જ ખાસ કરીને જ્યારે આવો અટ્ટહાસ આદરી બેઠા છે, ત્યારે તેમને એમાં 'કાંઈ પણ છે' એમ ભાસે છે, એ ખુલ્લી રીતે સિદ્ધ થઈ શકે છે. માત્ર વિક્ષિપ્ત અને ઉન્મત્ત જનો એ વાતને પોતાના મુખથી દુરાગ્રહને લીધે કબૂલ નથી કરતા. તેમના એ મતમાં બીજી એક વાત વિશેષ કરીને ધ્યાનમાં રાખવા જેવી છે. એ વાત તેમણે જ વ્યક્ત કરેલી છે, એટલામાટે જ એ સર્વાંશે પ્રમાદ ભરિત અને વિક્ષિપ્તતાના મતને, સર્વથા ઉન્મત્તોના પ્રલાપની પંક્તિમાં ન બેસાડતાં, શાસ્ત્રીય ચર્ચામાં તેનો ઉલ્લેખ–પછી તે ભલે ને તિરસ્કાર સહિત અને તુચ્છતાની દૃષ્ટિથી હોય તો શું થયું–કરવા જેટલી તેની યોગ્યતા રહેલી છે. એ વાત એ છે કે, ભૂત અને ભવિષ્યકાળ સાથે, વર્તમાનકાળના અસ્તિત્વનો પણ તેમણે અસ્વીકાર કરેલો છે. જો તેમણે એમ ક ન હોત, તો તેમને ઉન્મત્તોની માળામાં પરોવી દેવામાં કશો પણ વાંધો રહ્યો હોત નહિ. એટલે કે, 'હૅમ્લેટ્'માં રાજમંત્રી પોલોનિયસે કહ્યા પ્રમાણે તેમના 'ઉન્માદમાં થોડી ઘણી પણ સુસંગતતા રહેલી છે.' તેમણે પોતાની વિક્ષિપ્તતાની ઇમારત તર્કશાસ્ત્રના ધોરણે રચેલી છે. તેઓ શાસ્ત્રીય રીતિથી પોતાની અપ્રયોજકતાનું અને મૂર્ખતાનું દર્શન કરાવે છે, એમ કહીએ તો તે ચાલી શકે તેમ છે. અસ્તુ–મુખ્યતઃ કહેવાની વાત એ જ છે કે ભૂત અને ભવિષ્યકાળનો અસ્વીકાર કરીને માત્ર વર્તમાનકાળનું અસ્તિત્વ જ તેમણે સ્વીકાર્યું હોત, તો માતાપિતાના અસ્તિત્વનો અસ્વીકાર કરીને આજોકના અસ્તિત્વને સ્વીકારવા જેવું જ તે હાસ્યાસ્પદ અને અપ્રયોજક કાર્ય થયું હોત. તેમણે પોતાની વિક્ષિપ્તતાની સીમા ત્યાં સૂધી ન વધારી, એ તેમની આપણાપર એક પ્રકારની મોટી કૃપા જ થએલી સમજવી જોઇએ. અસ્તુ. ત્યારે પ્રથમ એ માર્ગ શૂન્યવાદીઓનો જ.

'અમને કશીપણ ખબર નથી, આ બધુ જૂઠુ છે,' એમ કહીને એ પ્રશ્નના નિર્ણયનો પ્રયત્ન કરીએ, એટલે પછી બીજા પ્રશ્નોત્તરોની અને વાદવિવાદની આવશ્યકતા જ રહેતી નથી. પરતુ એ માર્ગ કેટલો બધો અપ્રયોજક અને મૂર્ખતાનો છે, એ અહીં સૂધી વિશેષ વિસ્તાર કરીને જણાવવામા આવેલુ જ છે. વળી 'શૂન્યવાદિતા'નો માત્ર મુખથી જ સ્વીકાર કરવો એ જેટલુ સહેલુ છે, તેટલું જ વસ્તુત તેને વ્યવહારમા યોજવાનુ કાર્ય કેટલુ બધુ કઠિન છે—કિબહુના અશક્ય છે, એ પણ ઉપર દેખાડેલુ જ છે. કારણ કે, 'શૂન્યવાદી' લોકોએ પોતે પોતાને 'શૂન્યવાદી' તરીકે ઓળખાવીને, 'અમે કાંઈ પણ છીએ' એમ જ જગતને બતાવીને પોતાના મતથી વિરુદ્ધ પૂરાવો પોતે જ તૈયાર કરી આપો છે, એમ એથી નિર્વિવાદ સિદ્ધ થાય છે

બીજો માર્ગ પ્રથમ કરતા વધારે શ્રેષ્ઠ છે, અને તે એ કે, કેવળ 'બધુ ખોટુ છે' એમ કહીને એ પ્રશ્નનો અત ન લાવતા સર્વથા ગભીરતાથી અને મન લગાડીને ઉપર્યુક્ત પ્રશ્નના ગોરમા—ગૂઢ અતરતત્ત્વને જાણવાના પ્રયત્નમા—પડવાનો પ્રયત્ન કરવો. આ ક્ષણિક અને જડ વિશ્વની અતસ્થ રચનામા જે સૂક્ષ્મ સર્વવ્યાપક 'સત્ત્વ' છે, તે કેવી રીતે પ્રાપ્ત થાય,એ માટે નિત્ય નિયમિત નિરીક્ષણ કર્યાં કરવુ, એ જ સત્યાન્વેષણનો ખરેખરો માર્ગ છે. પ્રત્યેક વિષયમા તે 'સત્વ'—અથવા 'સત્યરૂપતત્વ'ના શોધમા મનુષ્યે પોતાના મનની પ્રવૃત્તિ રાખવી જોઈએ. ઉદાહરણાર્થ, આપણુ આ મૃણ્મય, જડપરમાણુસઘટિત શરીર જ લ્યો. એમા કોઈપણ સત્ય શાશ્વત સૂક્ષ્મ તત્ત્વ છે કે શુ? એવો પ્રશ્ન મનુષ્યના મનમાં સાહજિક ઉદ્ભવે છે એથી જ, મનુષ્યની માનસિક પ્રગતિના ઇતિહાસનું સર્વ ધોરણ, એ પ્રશ્નનો નિર્ણય કરી નાખવામા જ લાગેલુ દેખાઈ આવે છે. એ વિશેની કિંચિત્ ઝાંખી કલ્પના અત્યત પ્રાચીનકાળમાં પણ મનુષ્યના મનમા ઉત્પન્ન થવાનું ઇતિહાસથી પણ આપણા જાણવામા આવે છે. તે પ્રાચીનકાળમા પણ એ બાહ્ય જડાત્મક શરીર, તે જ મનુષ્ય નથી, કિન્તુ તેના કરતા વધારે ઉન્નત, અતરના ભાગમા બીજુ કોઈ એક સૂક્ષ્મ, પરિપક્વ અને બાહ્ય શરીરનો નાશ થવા પછી પણ ટકી રહેનારુ બીજુ શરીર (લિંગદેહ) હોવુ જોઈએ, એવી કલ્પના મનુષ્યના મનમાં ઉદ્ભવેલી હોવાવિશેનાં અનેક ઐતિહાસિક પ્રમાણો ઉપલબ્ધ છે ઉદાહરણાર્થ, મૃત મનુષ્યના શબને બાળી નાખનારા અગ્નિને ઉદ્દેશીને ઉચ્ચારેલી નિમ્નલિખિત એક ઋચા ઋગ્વેદમાં મળી આવે છે,—'હે અગ્ને! તેને (મૃત મનુષ્યને) તુ પોતાના બાહુમાં કોમળતાથી ધરીને લઈ જા અને તેને દેદીપ્યમાન અને સર્વાંગસુંદર તનુ આપીને જ્યાં દુ ખનો લેશ નથી, જ્યાં પુન પુન મૃત્યુ નથી અને જ્યાં તેના પૂર્વજોનો વાસ છે, એવા સ્થળે તેને લઈ જઇને પહોંચાડી દે!' એ જ સૂક્ષ્મ અને ઉજ્જ્વ

દેહની કલ્પના તમને પ્રત્યેક ધર્મમાં મળી આવશે. એ કલ્પના સાથે બીજી પણ એક કલ્પના સર્વ ધર્મોમાં એક સરખી રીતે પ્રસરેલી અંતપણને મળી આવે છે. તે કલ્પના એ છે કે, મનુષ્ય પ્રાણીનું જે વર્તમાન સ્વરૂપ છે, તે તેનું મૂળ સ્વરૂપ નથી, કિન્તુ કેવળ દિવસે દિવસે તેની અવનતિ થવાનું ઘોતક છે. એટલે કે, વર્તમાનકાળનો મનુષ્ય પ્રાણી, પોતાના મૂળ ઉચ્ચ પદથી પતિત થએલો છે. આ કલ્પના જેમાં ન વ્યાપેલી હોય, એવો એકપણ ધર્મ નથી. હવે, એ કલ્પનાનું સર્વ ધર્મોમાં એક જ પ્રકારથી પ્રતિપાદન કરવામાં નથી આવ્યું, એટલો જ માત્ર ભેદ છે. કેટલાક ધર્મોમાં પૌરાણિક આખ્યાયિકાદ્વારા તે ધ્વનિત કરેલી જોવામાં આવે છે; (ઉદાહરણાર્થ, ખ્રીસ્તી ધર્મમાં:—આદિ પિતરો ઍડમ્ અને ઈવ્હનું પતન.) તો વળી કેટલાક ધર્મોમાં તત્વજ્ઞાનસ્ય પ્રમેયના રૂપથી તેનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો મળી આવે છે; અથવા કેટલાક ધર્મોમાં સુંદર કવિત્વના રૂપે તે ગ્રથિત કરેલી દેખાય છે; પરંતુ રૂપ ગમે તે હોય, તોપણ કલ્પના તો એક જ અને તે સર્વ ધર્મોને સંમત થાય એવી જ છે, એ ધ્યાનમાં રાખવું. પ્રત્યેક ધર્મના પ્રતિપાદનનું—પછી તે પ્રતિપાદન ગમે તે રૂપનું હોય—ધોરણ એ જ હોય છે કે, વર્તમાન મનુષ્ય પ્રાણી પોતાની શ્રેષ્ઠ પદવીથી ભ્રષ્ટ થએલો અને પતિત પ્રાણી છે. ઉદાહરણાર્થ, યહુદીલોકોના શાસ્ત્રમાંની ઍડમ્ના પતન વિશેની કથાનું ખરું રહસ્ય, તે ઉપરનું તત્ત્વ જ છે. એ જ તત્ત્વ, હિંદુધર્મમાં અનેક પ્રકારે—અનેક રીતિઓથી પુનઃ પુનઃ પ્રતિપાદિત કરેલું છે. હિંદુધર્મમાં, 'સત્યયુગ'ની કલ્પના છે, તે શું છે ? મનુષ્યની મૂળ શ્રેષ્ઠ અને શુદ્ધતમ સ્થિતિની તે ઘોતક છે, એના વિના તેમાં બીજી કશીપણ વિશેષતા નથી. 'સત્યયુગ'માંનાં મનુષ્યો સદા તરુણ, નિરામય અને ઇચ્છામરણી થતાં હતાં, તેમને તે વેળાએ પાપ કે દુઃખ કેવાં થાય છે, એની કલ્પના માત્ર પણ હતી નહિ, અને તેઓ મૃત્યુને પણ ઓળખતા નહોતા, ઇત્યાદિ પ્રકારે વર્ણન કરેલું મળી આવે છે. એ રૂપકનો ભાવાર્થ પણ એવો જ થાય છે કે, મનુષ્યની મૂળ સ્થિતિમાં, તે બહુ જ શુદ્ધ, સાત્ત્વિક અને દીર્ઘાયુ પ્રાણી હતો; અને અદ્યાપિ તેની પાપમાં પ્રવૃત્તિ થએલી ન હોવાથી, તે ઘણો જ સુખી હતો. આટલો જ સાર. એ સ્થિતિની ન્યૂનતા અને લોપ થતાં થતાં મનુષ્યની વર્તમાનકાલીન હીન અને પતિત સ્થિતિ થએલી છે. એ જ કલ્પના 'કલિયુગ'ના સંબંધમાં જે વર્ણન મળી આવે છે, તેમાં પણ ધ્વનિત કરેલી છે. અર્થાત્ મનુષ્યના પતિતત્વની અંતિમ દશાનું જ બીજું નામ 'કલિયુગ' છે.

એ પ્રમાણે, સર્વ ધર્મોમાં એક સરખી રીતે મળી આવનારી મનુષ્યના પતિતત્વ વિશેની એક કલ્પના થઈ. હવે એની જ જોડીની બીજીપણ એક કલ્પના છે, અને તે

'હે મનો! હું આ અખિલ વિશ્વનો નિર્માણ કરનાર છું; અને હું હવે સત્વર જ વિશ્વનો પ્રલય કરવાનો છું. એટલામાટે તને પ્રથમથી ચેતવણી આપવામાટે આ રૂપમાં હું તારી પાસે આવેલો છું. માટે તું એક હોડી તૈયાર કરીને તેમાં પ્રત્યેક પ્રાણીના એક એક જોડાંને બેસાડ. ત્યારપછી પ્રલયમાંથી મારું એક શૃંગ નીકળશે, તેમાં તે હોડી બાંધી રાખજે; એટલે પ્રલયમાંથી તારું રક્ષણ થશે. પ્રલયની સમાપ્તિ થવા પછી તુ પોતાની પ્રજાથી પૃથ્વીને ભરી નાખજે.' એમ કહીને તે મત્સ્ય અદૃશ્ય થઈ ગયું, અને મનુએ તે મત્સ્યની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરીને વર્તમાન પ્રજા નિર્માણ કરી. અસ્તુ. એટલે એ આખ્યાયિકા પ્રમાણે આપણે બધા મનુની જ પ્રજા છીએ; અને તેથી જ આપણ સર્વને 'માનવ' અથવા 'મૅન' (Man)ની સંજ્ઞા પ્રાપ્ત થએલી છે.

સારાંશ કે, કોઇપણ વાત લ્યો, તેનું સર્વ ધોરણ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતિથી આ જે અંતસ્તત્ત્વ છે, તેનો સંબંધ દર્શાવવા પ્રતિ જ હોય છે. વધારે તો શું, પણ માનવી ભાષા સુદ્ધાં પણ મનુષ્યના અંતઃકરણમાં જે કાંઇપણ એ 'સત્ય' વિશેની–અંતસ્તત્ત્વ વિષયક–કલ્પનાઓ છે, તેમને જ ઉદ્‌ગારી બતાવવાના પ્રયત્નથી જ નિર્માણ થએલી છે. એટલામાટે જ સર્વથા બોબડા બોલો બોલનારાં બાળકો પણ પોતપોતાની શક્તિ પ્રમાણે પોતાના મનમાં આવતી કલ્પનાઓને અસ્પષ્ટ શબ્દોથી વ્યક્ત કરી બતાવવાનો પ્રયત્ન કરતાં હોય છે. ત્યારે બાળકના મનમાં પણ તત્ત્વજ્ઞાનના અત્યુચ્ચ પ્રમેયોની કલ્પના નહિ આવતી હોય, એમ કેમ કહી શકાય વારુ? પરંતુ એ કલ્પનાને વ્યક્ત કરી બતાવવા માટેનાં ઇંદ્રિય આદિ સાધન તેની કને હોવાથી તે આપણા સમજવામાં નથી આવતી, એટલું જ. આમ કહેવું પ્રથમ દૃષ્ટિએ કાંઇક ચમત્કારિક અને ઉપહાસાસ્પદ જ દેખાશે; પણ મારા કથનનો ભાવાર્થ એટલો જ છે કે, પ્રૌઢ મનુષ્ય કરતાં, મુગ્ધ બાળકનું મન જ તત્ત્વજ્ઞાન વિષયક સૂક્ષ્મ કલ્પનાનું આકલન કરવાને વિશેષ પાત્ર હોય છે. માત્ર એવા પ્રકારનું આકલન થવા છતાં પણ, પોતાને તે આકલન થયું છે, એમ તેનાથી સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી શકાતું નથી. એટલે કે, તત્ત્વજ્ઞાનવિષયક ગૂઢ ભાષા અને મુગ્ધ, અજ્ઞાન (વ્યાવહારિક દૃષ્ટિથી) બાળકોની બોબડી અને અસ્પષ્ટ ભાષા, એ બન્ને વસ્તુતઃ સર્વથા ભિન્ન–પૃથક્ નથી–કિન્તુ એક જ પ્રકારની છે. માત્ર તેમનામાં એક સ્પષ્ટાસ્પષ્ટતાનો જ ભેદ રહેલો હોય છે. એ વાત ધ્યાનમાં રાખી, એટલે પ્રાચીનકાળના પૌરાણિક ગ્રંથોમાંની જે ભાષા ગૂઢ, રૂપકાત્મક અને અસ્પષ્ટ ભાસે છે, અને અત્યારની સર્વથા નિયમબદ્ધ અને તાર્કિક પદ્ધતિપર યોજાયલી ભાષા, એ બન્ને ભાષાઓ વસ્તુતઃ એક જ પ્રકારની છે, એમ દેખાઈ આવશે. બન્નેમાં માત્ર સરણીનો જ અંતર છે. બન્ને પ્રકારની ભાષામાં એક જ

ઉદાત્ત અંતઃકલ્પના સૂક્ષ્મરૂપથી વાસ કરતી હોય છે; અનેકોઇને કોઈ રીતે પણ પોતાના અસ્તિત્વને વ્યક્ત કરવામાટેનો યત્ન કરતી હોય છે. એટલામાટે જ સૂક્ષ્મ વિચાર કરી જોતાં બાહ્યતઃ અસંભવનીય અને અપ્રયોજક ભાસતાં એવાં પૌરાણિક રૂપકોમાં પણ સત્યનાં અત્યંત ઉદાત્ત રત્નો ગર્ભિત રહેલાં મળી આવે છે. પરંતુ વર્તમાનકાળના ભપકેદાર, આલંકારિક અને યુક્તિબદ્ધ બ્રહ્મજ્ઞાનના તળિયામાં શુષ્ક ભૂલથાપ, હીણું પોકળપણું અને ઉન્માદવિના બીજું કશું પણ હોતું નથી. એટલામાટે મારું એટલું જ કહેવું છે કે, વર્તમાનકાળના ફલાણાબિન્ ફલાણા પંડિતંમન્ય વિદ્વાનને કોઈ એક પૌરાણિક આખ્યાયિકાથી ગ્રથિત થએલું તત્ત્વ માન્ય ન હોય, તો તેથી સઘળી પૌરાણિક આખ્યાયિકાઓનો અનાદર અથવા તિરસ્કાર કરશો નહિ. તેમનું પ્રથમ સારી રીતે પરીક્ષણ કરી જુઓ અને તેમાં જો તમને કાંઇપણ સત્યાંશ મળી આવે, તો તેનો બેલાશક ઉદારતાથી અને વૃથાભિમાનના જાળમાં ન સપડાતાં તત્કાળ સ્વીકાર કરો. પૌરાણિક કથાઓમાં વિશ્વાસ રાખવાનો બહુધા સર્વ ધર્મો ઉપદેશ આપે છે, માટે જ જો એ પંડિતંમન્ય વિદ્વાન્ ધર્મનો ઉપહાસ કરતા હોય, તો પ્રાચીન ધર્મોનો ઉપહાસ કરવા કરતાં અર્વાચીન ધર્મપદ્ધતિ જ વધારે ઉપહાસાસ્પદ છે, એ, એ પંડિતંમન્યોએ જાણી લેવું જોઇએ—અથવા તો તેમને આપણે જણાવી દેવું જોઇએ. કારણ કે, જેવીરીતે પ્રત્યેક પ્રાચીન ધર્મનો કોઇપણ પૂજ્ય અને વંદનીય પુરુષ હોય છે, તેવીરીતે અર્વાચીન શાસ્ત્રપદ્ધતિનું પણ કોઇને કોઈ પણ આધિદૈવત તો હોય છે જ. ત્યારે અર્વાચીન વિદ્વાનોને પ્રાચીન ધર્મનો ઉપહાસ કરવાનો શો અધિકાર છે? કોઈ મનુષ્ય પોતાના વિધાનના સમર્થનમાટે શંકરાચાર્ય, બુદ્ધ, ખ્રીસ્ત કે મહંમદનું વચન ઉચ્ચારે, કે તત્કાળ તેને 'ધર્મોન્મત્ત' અને 'ધર્માંધ' કહીને અર્વાચીન પંડિતંમન્યો તેનો ઉપહાસ કરવા માંડશે. પરંતુ એ જ 'સ્પેન્સર સાહેબનું મત છે; હુ-
– ટડાલ–આમ કહે છે!' એમ જો તે બોલે, તો તત્કાળ એ વાંદરનકલિયા લોકો ફૂલાઈ ફૂલાઇને ડોકાં હીલવશે અને તેનાં સ્તુતિસ્તોત્રો લલકારવાનો આરંભ પણ કરશે! વસ્તુસ્થિતિ આવી છતાં પણ પાછા આપણે 'ધર્માંધતાને નષ્ટ કરી નાખવાની' શિરિયારી તો માર્યા જ કરીએ છીએ! વાસ્તવિક ભેદ માત્ર એટલો જ છે કે, તે લોકોની તે 'ધાર્મિક ધર્માન્ધતા' છે! અને આપણા આ અર્વાચીન પંડિતંમન્યોની આ 'આધુનિક વિજ્ઞાનાત્મક ધર્માન્ધતા' છે! પણ પ્રથમ પ્રકારની ધર્માન્ધતાના યોગે જ ઉદાત્ત અને જીવનસંચારક ધાર્મિક પ્રેરણાનો ઉદય થએલો છે; અને આ આધુનિક ધર્માન્ધતાથી અનિવાર્ય તૃષ્ણા અને ઐહિક વિષયોપભોગોની ઇચ્છાનો જ માત્ર વિસ્તાર થએલો છે! પ્રથમ પ્રકારમાં બીજું કાંઈ નહિ, તો ઈશ્વરની આરાધનાનો તો માર્ગ છે, પરંતુ અત્યારના 'ધર્મો'(!)નાં

ઉપાસ્ય દૈવતો, તે નશ્વર કીર્તિ અથવા અધિકાર જ થઈ રહ્યાં છે. એ જ માત્ર બન્નેમાં રહેલો મુખ્ય ભેદ છે. અસ્તુ.

સારાંશ કે, પૌરાણિક આખ્યાયિકા વિશે સૂક્ષ્મદષ્ટિથી અને નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચાર કરીએ, તો તે સર્વથા ગપ્પાષ્ટક અથવા મર્કટકથા જ નથી, કિંતુ તેમાંની પ્રત્યેક આખ્યાયિકામાં કોઇને કોઈ ઉદાત્ત તત્ત્વ ધ્વનિત કરેલું છે, એમ જણાઈ આવે છે; એ અત્યાર સુધી દર્શાવ્યું. તે જ પ્રમાણે પૌરાણિક કથાઓમાંની ઘણીક કથાઓનાં રૂપકોનું ધોરણ મનુષ્યની અત્યારે પ્રવર્ત્તમાન અને દિવસાનુદિવસ થતી જતી પતિતત્વની સ્થિતિને સૂચિત કરવા તરફ જ ઢળેલું છે, એ પણ અત્યાર સુધી દેખાડાવ્યું.

ત્યારે મનુષ્યની સ્થિતિ તેના આરંભકાળની શ્રેષ્ઠ સ્થિતિ કરતાં બહુ જ ભ્રષ્ટ થએલી છે અને તે દિવસે દિવસે અધિક અને અધિક અવનત અને નિકૃષ્ટ થતી જશે, એજ મહત્ત્વનો સિદ્ધાંત, તે જ પૌરાણિક ગ્રંથોનો મથિતાર્થ છે. એ સિદ્ધાંતની સદ્યઃકાળમાં શી સ્થિતિ છે, તેનો વિચાર કરવો જોઇએ. આધુનિક શાસ્ત્રોના શોધોના મતને જોતાં તે એ સિદ્ધાન્તથી સર્વથા વિરુદ્ધ છે, એમ દેખાઈ આવે છે. કારણ કે, અર્વાચીન વિદ્વાનોને વેદતુલ્ય દેખાતું 'ઉત્ક્રાંતિ' મત તો ગર્જના કરીને એમ જ કહે છે કે, મનુષ્યની વર્ત્તમાન સ્થિતિ તેના મૂળના હીન અને અલ્પ સ્વરૂપની સંસ્કારપરંપરાથી થતી ગએલી પરિપક્વ અને શ્રેષ્ઠ દશા જ છે. મનુષ્યના આરંભકાળના વન્ય પ્રાણી સમાન ખડબચડા સ્વરૂપનો ક્રમે ક્રમે લોપ થતાં થતાં છેવટે તેના અત્યુપયોગી અને વ્યવસ્થિત અવયવો જ કાયમ રહ્યા અને તેમનો વિકાસ થતાં થતાં તેમને વર્ત્તમાન રૂપ પ્રાપ્ત થએલું છે. ત્યારે એ મતની દૃષ્ટિથી, પૌરાણિક આખ્યાયિકાઓમાં કશો પણ ગર્ભિત અર્થ નથી અને તે કેવળ અજ્ઞાનમૂલક ગપ્પગોળા જ છે; એમ કહેવામાં કશોય બાધ આવે એમ નથી જ.

આવી સ્થિતિમાં એ પરસ્પર વિરુદ્ધ મતોની એકવાક્યતા થવાની શકયતા છે ખરી કે? એવો સાહજિક પ્રશ્ન આવીને મનમાં ઉભો રહે છે. એનું ઉત્તર 'ન' કારમાં જ આવવું જોઇએ, એવો જ પ્રથમ દૃષ્ટિએ આપણને ભાસ થાય છે. પણ વસ્તુસ્થિતિ તેવી નથી. એ બન્નેનું તેમની દૃષ્ટિથી સમર્થન કરીને બંનેની યથાર્થતા અને એકવાકયતા સિદ્ધ કરી દેખાડનારો એક ત્રીજો માર્ગ આર્યધર્મમાં છે. એ માર્ગ તે હિંદુઓનો અવતાર વિશેની કલ્પના છે. આ સૃષ્ટિચક્ર રેંટિયા સમાન છે, તેથી જૂદા જૂદા (દેવતાઓના સંબંધથી) 'અવતારો'નું અને (સૃષ્ટ પ્રાણીઓના સંબંધથી) યોનિઓનું પુનઃ પુનઃ અનેકવાર પરિભ્રમણ થયા જ કરવાનું, એવી હિંદુ લોકોની માન્યતા છે. એ કલ્પના સ્પષ્ટ કરવાસાટે તેનું નિત્યનું દષ્ટાંત સમુદ્રની લહરીનું છે. જેવી એક લહરી ઉઠી કે, તત્કાળ તે પાછી નીચે પડીને

અદશ્ય થઈ જાય છે, પુનઃ એકવાર ઉઠે છે અને પાછી સમાઈ જાય છે; તેવી જ રીતે આ સૃષ્ટિમાંના પ્રાણીઓના અવસ્થાન્તરની ગતિ છે. માત્ર ભેદ એટલો જ છે કે, આ સૃષ્ટિમાંનાં પ્રાણીઓના અવસ્થાન્તરને મળનારી ગતિ પરિવર્તનયુક્ત ચક્રાકાર–ગાડીના ચાકના ફેરા જેવી–હોય છે. આ કલ્પના એક વ્યર્થ ટાહેલું છે, એમ નથી. અર્વાચીન શાસ્ત્રીય શોધોની દૃષ્ટિથી પણ એની સયુક્તિકતા પ્રસ્થાપિત થઈ શકે છે. ઉદાહરણાર્થ, 'ઉત્ક્રાન્તિ' મત જ લ્યો. એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું–વિકાસ પામવું–એટલે 'ઉત્ક્રાન્તિ' અર્થાત્ પ્રથમ સ્થિતિ બીજી કોઇપણ સ્થિતિમાંથી પ્રથમ બહાર નીકળવી જોઇએ, એ સાહજિક નિષ્પન્ન થાય છે. એટલે કે, 'આગળ અને આગળ વધવા'ના મત સાથે જ 'પાછળ પાછળ આવનારા' મતની સત્યતા પણ સૂચિત થઈ જાય છે; અને એ બે મતોનું જે સંયુક્ત સ્વરૂપ, તે જ અમારા 'યોનિચક્ર'ની કલ્પના છે. કારણ કે, વર્તુલના પરિઘમાં 'આગળ' અને 'પાછળ' એ શબ્દો જ મૂળ લાગૂ પડી શકતા નથી. માત્ર 'પ્રગતિ'ની સામાન્ય સંજ્ઞાથી જ એ બન્નેનો નિર્દેશ થાય છે. સારાંશ, કોઇપણ મત લ્યો, તો તેમાં સદ્યઃસ્થિતિની કલ્પના કરીકે, તેને કારણીભૂત હોય એવી કોઈ પણ પૂર્વ સ્થિતિ કલ્પવી જ જોઇએ. કારણ કે, કેવળ શૂન્યાકારમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે, એવી કલ્પના કરવી, એ સર્વથા અસંભવનીય અને પ્રમાદપૂર્ણ છે. હવે, તે પૂર્વ સ્થિતિ કેવા પ્રકારની માનવી અને કેવા પ્રકારની ન માનવી, એ તમારી ઇચ્છાને આધીન છે. તોપણ, ઉત્તર સ્થિતિમાં–પાછળના રૂપમાં–દેખાઈ આવતી વાતોના ઘટકાંશ પૂર્વ સ્થિતિમાંના પદાર્થોમાં–પછી તે સ્થૂલરૂપે હોકે સૂક્ષ્મ રૂપે હો–હોએલા તમારે માનવા જ જોઇએ, કારણ કે, પૂર્વ સ્થિતિમાં જો તે (કારણાત્મક) ઘટકાંશ ન હોય, તો તે ઉત્તર સ્થિતિમાં (કાર્યરૂપ પદાર્થોમાં) આવે જ કયાંથી, એનું સમર્પક ઉત્તર તમારાથી આપી શકાય તેમ નથી. ઉદાહરણાર્થ, મનુષ્ય, નિરવયવ અને જડ દ્રવ્યપુંજમાંથી થએલો છે, એ 'ઉત્ક્રાંતિ' મતની આદ્યપ્રતિજ્ઞા છે. ઠીક છે, આપણે ઘડીભર એમ જ માનીએ, તોપણ તમારે એની સાથે એપણ માનવું જોઇએ કે તે નિરવયવ સ્થૂલ દ્રવ્યપુંજમાં મનુષ્ય પ્રાણી બનાવનારા ઘટકો બીજરૂપે રહેલા હોય છે. કારણ કે, જેમાં મનુષ્ય પ્રાણી બનાવનારા ( કારણ રૂપ ) ઘટકો ન હોય, તે દ્રવ્યમાંથી ( કાર્યાત્મક ) મનુષ્ય પ્રાણી ઉત્પન્ન થઈ જ કેમ શકે? તેમ જ, વર્તમાન મત પ્રમાણે, મનુષ્ય પૂર્ણાવસ્થાને પહોંચેલો છે, એમ સ્વીકારીએ; અથવા અત્યારની 'હિંદુ' અને 'ખ્રીસ્તી' ઇત્યાદિ સંજ્ઞાથી પ્રદર્શિત થતી વ્યક્તિને લ્યો; તોપણ મનુષ્યમાં પૂર્ણતાને લાવનાર ઘટક–અથવા તેને 'હિંદુ' કે 'ખ્રીસ્તી' ઇત્યાદિ સંજ્ઞા પ્રાપ્ત કરાવી આપનારા અંશ–તેની આદ્યસ્થિતિમાં બીજરૂપે રહેલા હોવા જ જોઇએ, એ તમારે માન્ય કરવું જ જોઇએ.

સારાંશ કે, એવી રીતે 'પાછળ પાછળ' (કારણરૂપ ઘટકોને શોધવામાટે) જવાના મતની અને 'આગળ આગળ' (અવસ્થાવિકાસને દર્શાવવામાટે) વધવાના મતની સાંકળ તમા ફરજિયાત મેળવવી જ પડે છે. એ અડચણ ધ્યાનમાં આવી ગઈ, એટલે પછી પુરાણમાંના 'અવતાર' ચક્રની અથવા યોનિપરિભ્રમણની કલ્પનાનું ખરું મહત્ત્વ અર્વાચીન શાસ્ત્રોની દૃષ્ટિથી પણ સારું અનુભવમાં આવી શકે છે. સારાંશ કે, અત્યારે જે ચેતનશક્તિ મનુષ્ય પ્રાણીમાં દૃષ્ટિગોચર થાય છે, અને જેના અનેક સ્થિત્યંતરોમાંથી વિકાસ થતો જઇને અત્યારની પૂર્ણાવસ્થાયુક્ત મનુષ્ય પ્રાણી બનેલો છે, એમ અર્વાચીન શાસ્ત્ર કહે છે, તેનું અસ્તિત્વ બીજરૂપે તેની આદ્ય અવસ્થામાં હોવું જોઇએ. કેવળ શૂન્યાકારમાંથી કોઇપણ વસ્તુ ઉત્પન્ન થતી નથી, એ ઉપર કહેલું જ છે. માત્ર વાદનો વિષય એટલો જ છે કે, ચેતનશક્તિને લીધે જ તે દ્રવ્યપુંજને વ્યવસ્થિત સાકારત્વ પ્રાપ્ત થયું કે એ દ્રવ્યપુંજને વ્યવસ્થિત સાકારત્વ પ્રાપ્ત થયા પછી ચેતનાશક્તિનો વિકાસ થયો? એ વિશે અર્વાચીન શાસ્ત્રોમાં બહુ જ ચર્ચા ચાલી રહેલી જોવામાં આવે છે. એ જ વાત જો બીજીરીતે કહીએ તો એમ છે કે, આ આપણું સ્થૂલ અને સંઘટિત શરીર, તેમાં રહેલી જે ચેતનાશક્તિ દેખાય છે અને જેને આપણે વિચાર, આત્મા અને સંવેદના ઇત્યાદિ ભેદાભેદથી સંજ્ઞાઓ આપીએ છીએ-તેનું કારણ અથવા આ જે ચેતનાશક્તિ પ્રત્યેક મનુષ્યમાં નિસર્ગ ત ગુપ્તરૂપે રહેલી હોય છે, તેના યોગે આપણને આ દેહનું જ્ઞાન થાય છે?

અર્થાત્ એના સંબંધમાં જગતના સર્વે ધર્મોનાં મતોનું અવલોકન કરતાં એમ જ સિદ્ધ થાય છે કે, વિચારના યોગે જ શરીરનું જ્ઞાન થાય છે અને શરીર, ચેતનાશક્તિનું કારણ નથી. પરંતુ વર્તમાનકાળના કેટલાક વિજ્ઞાનવાદી (Scientific) લોકોનું મત એમ છે કે, 'વિચાર' કોઈ સ્વતંત્ર વસ્તુ નથી, કિન્તુ શરીર રૂપી યંત્રની વિશિષ્ટ રચનામાંથી વિચારશક્તિ ઉત્પન્ન થાય છે. એ પંથવાળાઓના મત પ્રમાણે, સ્થૂલ અને પરમાણુસંઘટિત શરીરનો તેમાંનો જ એક ભાગ જે 'ભેજું' તેનો વિશિષ્ટ પ્રકારનો રાસાયનિક સંયોગ થતાં, તેના યોગે આત્મા અને વિવેકબુદ્ધિ ઇત્યાદિ નામનાં પ્રસિદ્ધ દ્રવ્યો ઉત્પન્ન થાય છે. એમ માનવાથી પણ આ પ્રશ્નનો નિર્ણય થતો નથી-આ શરીરને બનાવનારું આદ્યકારણ કયું છે? આસપાસ પ્રસરેલા સ્થૂલ દ્રવ્યપુંજને લઇને તેથી મારું એક પ્રકારનું, બીજાનું બીજા પ્રકારનું અને ત્રીજાનું વળી જુદી જ જાતિનું એવાં સંયુક્ત અને ભિન્ન ભિન્ન શરીરો બનાવનારી પ્રેરણા તે કઈ છે? આપણને વ્યવહારમાં જે આ અનેકવિધ શરીરભેદ દેખાઈ આવે છે, તે સર્વે શાથી થયા? અર્થાત્ એનું સાહજિક ઉત્તર એ જ આવે છે કે, તે આદ્યજીવનકલા એ જ છે. તેની જ અનેકવિધ કાર્યશક્તિવડે, તે દ્રવ્યપુંજને ભિન્ન

ભિન્ન આકારો પ્રાપ્ત થઈને તેના યોગે વ્યવહારમાં દેખાતા ભેદ ઉત્પન્ન થાય છે. માટે એ મતનો સ્વીકાર કરવાને બદલે, જડાત્મક શરીરના પરિમાણુથી તે આદ્યચેતના ઉત્પન્ન થાય છે, એમ પ્રતિપાદન કરવું, એટલે પુત્રથી પિતાની ઉત્પત્તિને સિદ્ધ કરવા જેવું જ અથવા ઘોડાની આગળ ગાડી જોડવા જેવું જ અપ્રયોજક અને હાસ્યાસ્પદ છે. કારણ કે પરિમાણુઓના સંયોગથી જીવનોત્પત્તિ થાય છે, એમ જ ક્ષણમાત્ર માનીએ, તોપણ તે સંયોગને કારણીભૂત થનારી પ્રેરણા કઈ, એ પ્રશ્ન તો આગળ આવીને ઊભોજ છે. એનું ઉત્તર જો તમે આમ આપો કે, તે સયોગને કારણાત્મક થનારી બીજી કોઈ પણ પ્રેરણા હતી અને તે સંયોગદ્રવ્યથી આ કાર્યાત્મક અને સંયુક્ત જીવનકલા (એમાં પણ, તમારા મત પ્રમાણે જડ દ્રવ્યનો અંશ આવે જ છે) ઉત્પન્ન થએલી છે; એટલે અમે કહીશું કે, એનું નામ મૂળ ઉત્તર જ નથી. કારણ કે, મૂળમાં તમારા કહેવાનો કશો અર્થ જ થતો નથી. તમારી એ ઉપપત્તિ અંધારી બાંધીને ઘાણીની આસપાસ ફેરા ફરનારા ઘાંચીના બળદિયા જેવી, અથવા પાણીની ભમરીમાં સપડાયલા મનુષ્યની ચક્રાકાર ગતિ સમાન ગોટાળાથી ભરેલી અને અન્યોન્યાશ્રયિત્વના શાસ્ત્રીય દોષથી ભરેલી છે. એ ઉપપત્તિ તર્કશાસ્ત્રની કસોટી આગળ ક્ષણમાત્ર પણ ટકી નથી શકતી. શાસ્ત્રીય વિચારમાં આ વાત નિત્ય ધ્યાનમાં રાખવી જોઇએ કે, જે ઉપપત્તિ બીજી જે સયુક્તિક કલ્પનાઓ અસ્તિત્વમાં છે, તેમના માટે વિરોધાત્મક ન થતાં પોતપોતાની રીતે જ વસ્તુસ્થિતિનો નિર્ણય કરી દેખાડે, તે જ ઉપપત્તિ ખરી અને વિદ્વન્માન્ય થવાનો સભવ હોય છે. એ દૃષ્ટિથી જોઇયે, એટલે જડ અને સ્થૂલ દ્રવ્યપુંજને આકાર આપનારી પ્રેરણા ભિન્ન; અને તે સાકાર સાવયવ અને પરમાણુસંઘટિત દેહમાં દેખાઈ આવતી પ્રેરણા ભિન્ન છે; એમ માનવા કરતાં તે જડ દ્રવ્યાત્મક શરીરમાં દેખાતી ચેતના એ જ છે, તે શરીરને વ્યવસ્થિત સાકારત્વ પ્રાપ્ત કરાવવામાં કારણીભૂત થાય છે એમ માનવું—અર્થાત્ બન્ને પ્રેરણા એકજ છે એમ સમજવું, તે વધારે સયુક્તિક અને તાર્કિક પદ્ધતિને અનુસરીને છે. એટલા માટે જ વિચાર આદિ પ્રેરણા શરીરબાહ્ય અને ભિન્ન નથી, કિન્તુ તેમાંના જ પરિમાણુઓના સયોગથી થનારી એક જ પ્રેરણા છે. અસ્તુ.

હવે એ જે સર્વ જડદ્રવ્યાત્મક શરીરમાં દેખાઈ આવતી ચેતનાશક્તિ છે, તે છે શું? એવો સાહજિક પ્રશ્ન મનમાં ઉદ્ભવે છે. કારણ કે, તે શક્તિ શી છે, એ જો કે નિશ્ચયપૂર્વક કહી શકાયું નથી, તોપણ તેનાં જૂદાં જૂદાં કાર્યો—એટલે અનેક સૂક્ષ્મ જડદ્રવ્યાત્મક પરિમાણુઓને લઈને, તેમની વિવિધ રચનાથી ભિન્નભિન્ન બનેલા માનવી દેહો તો સર્વના જોવામાં આવે છે જ; અને એ કાર્યો કરવામાટે તમારા અને મારાથી ભિન્ન

કોઈ ત્રીજો જ આપણા શરીરમાં પ્રવેશ કરે છે, એમ છે જ નહિ. કારણ કે, મારા દેહધર્મો મારે પોતે જ કરવા જોઈએ છે; તેમાં બીજાની સહાયતાનો ઉપયોગ થઈ શકતો નથી. મારા માટે–મારા બદલે જો બીજો કોઈ જમે, તો તે નિરુપયોગી જ થઈ પડે છે. અને તેમાંથી રક્ત, માંસ આદિ દ્રવ્યો પણ મારા દ્વારા જ મારા શરીરમાં ઉત્પન્ન થાય છે. એવા એ પ્રકારોને જોતાં આપણા શરીરમાંની અંતર્વ્યવસ્થાને ગતિ આપનારી અને નિયમન કરનારી એ શી ગૂઢ શક્તિ છે? એ જાણવામાટે મનુષ્યના મનમાં સાહજિક જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. એ જિજ્ઞાસાને તૃપ્ત કરવામાટે પ્રત્યેક જન પોતપોતાની રીતિથી તે પ્રેરણાના સ્વરૂપનો ખુલાસો કરવાનો પ્રયત્ન કર્યાં કરે છે. એ વિશે એક વિશિષ્ટ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. તે એ કે, મનુષ્ય પ્રાણીની જિજ્ઞાસા કોઈ કોઈ વાર જો કે પ્રબળ થાય છે, તથાપિ, તેની નૈસર્ગિક પ્રવૃત્તિને જોતાં સદ્યઃસ્થિતિના જ્ઞાનથી જ પોતાની જિજ્ઞાસાને તૃપ્ત કરી લેવામાં તે ઢળેલી આપણા જોવામાં આવે છે. ગતકાળવિશે અથવા ભવિષ્યકાળ વિશેની કલ્પના માત્રને પણ મનમાં લાવતાં કેટલાકોને અત્યંત ભય થયા કરે છે. કેટલાકોને તો એવી કલ્પનાઓ માત્ર ભ્રમ, પ્રમાદ અને સર્વથા અસત્ય જેવી જ ભાસે છે. એ પ્રવૃત્તિ આપણી પ્રકૃત વાર્તામાં પણ સારી રીતે જોવા અને જાણવામાં આવી શકે છે.

આ શરીરને ચાલન આર્પનારી અને નિયંત્રણ કરનારી શક્તિ શી છે, તે જાણી લેવાની ઉત્સુકતા અત્યત પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે, અને તેનાં પ્રત્યક્ષ કાર્યો પણ પ્રાચીન ઇતિહાસમાં અનેક પ્રકારના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે. સર્વ પ્રાચીન ગ્રંથોમાં જોતાં એ પ્રેરણાવિશે કિંવા તેના દશ્ય સ્વરૂપવિશે પ્રથમ કલ્પના એ છે કે, તે કેવળ તેજોમય દ્રવ્ય છે અને તેનું પણ આપણા આ બાહ્ય શરીર પ્રમાણે જ એક અંતઃશરીર (લિંગદેહ) છે. હવે, બાહ્ય શરીરમાં અને અંતઃશરીરમાં ભેદ માત્ર એટલો જ છે કે, તેજોમય દ્રવ્યનું શરીર સૂક્ષ્મ અને ઉજ્જ્વલ હોય છે અને બાહ્ય શરીરનો નાશ થવા છતાં પણ તે ટકી રહે છે. પણ પાછળથી કાલગતિ પ્રમાણે એ કલ્પનાનો વિકાસ થતાં તેને સત્વર જ એના કરતાં પણ વિશેષ શ્રેષ્ઠ અને ઉદાત્ત સ્વરૂપ પ્રાપ્ત થએલું આપણા જોવામાં આવે છે. પૂર્વે જે, તે તેજોમય ચેતનામાં શરીરની કલ્પના સ્થાપિત કરવામાં આવતી હતી, તે ધીમે ધીમે અમાન્ય થતી ચાલી. કારણ કે, તે ચેતનાને શરીર કલ્પવાથી તેના સ્વરૂપની યથાર્થ કલ્પના થઈ શકતી નથી, એમ તે સહેજે પોતાની મેળે જ જણાઈ આવ્યું. કારણ કે, જેમાં સાકારત્વની કલ્પના કરેલી હોય, તે દ્રવ્ય કોઈ પણ પરિમાણના સંયોગથી જ બનેલું હોવું જોઈએ; અર્થાત્ તેનામાં સ્વતઃસિદ્ધ અને સ્વતંત્ર શક્તિ કદાપિ સંભવની જ નથી, એટલે પોતાના ચાલન અને નિયમનમાટે, પોતાથી ભિન્ન અને સ્વતઃ

સિદ્ધ હોય એવી બીજી કોઈ પણ પ્રેરણાની તેને આવશ્યકતા–પરતંત્રતા–હોવી જ જોઇએ, એ તત્ત્વ પાછળથી તેમના જાણવામાં આવ્યું. ઉપર કહેલું તત્ત્વ એકંદર રીતે સર્વ જડાત્મક દ્રવ્યોના સંબંધમાં લાગૂ પડે છે. એટલે, જો આપણા આ વ્યાવહારિક શરીરને ચેતના આપવામાટે અને તેના નિયમનમાટે શરીરવ્યતિરિક્ત બીજી કોઈ પ્રેરણાની અપેક્ષા હોય, તો એ બીજી પ્રેરણાને પણ શરીર કલ્પવાથી તેના અંગમાં પોતાને ચાલન આપવાનું અથવા નિયમન કરવાનું સામર્થ્ય ન રહેવાથી તેને પણ પોતાથી વ્યતિરિક્ત કોઈ ત્રીજી સ્વતઃસિદ્ધ અને સ્વતન્ત્ર પ્રેરણાની અપેક્ષા હોવી અપરિહાર્ય થશે, એ સ્પષ્ટ જ છે. એ ન્યાયથી તેજો-મય અને સૂક્ષ્મ દેહને ચાલન આપનારી જે કોઈ પણ શક્તિ છે, તેને જ પ્રાચીન આર્યોએ આત્મા નામ આપેલું છે. એ આત્મા જ આપણા સૂક્ષ્મ અને તેજોમય શરીરમાં રહીને તે દ્વારા આપણા આ બાહ્ય જડાત્મક દેહને ચાલન આપે છે અને તેનું નિયમન કરે છે, એમ તેઓ માનતા હતા. એમાં પણ, એ તેજોમય અને સૂક્ષ્મ શરીર પ્રત્યક્ષ આત્માનું વસતિસ્થાન નથી, કિન્તુ તેમાં મન જ માત્ર અધિષ્ઠિત થએલું છે, એવી તેમની માન્યતા હતી. ત્યારે, સત્ય આત્મા તો એ મન અને તેના અધિષ્ઠાનથી પણ પર રહેનારો છે. અર્થાત્ તેનું અને મનનું કોઈ કાળે પણ ઐક્ય નથી, કિન્તુ ઉલ્ટો તે જ મનનું નિયમન કરે છે; ને તે દ્વારા આ બાહ્ય જડાત્મક શરીરને ચાલન અને નિયમન મળ્યા કરે છે. અર્થાત્ એવા પ્રકારનો એ આત્મા અને તેનું તે (કેવળ લાક્ષણિક રીતે બોલતાં) તેજો-મય સૂક્ષ્મ શરીર પ્રત્યેક વ્યક્તિમાં પૃથક્ પૃથક્ જ છે. મારો એક આત્મા છે, તમારો એક આત્મા છેઃ મારા આત્માનું એક તેજોમય અને સૂક્ષ્મ શરીર છે અને તમારા આત્માનું પણ એક તેજોમય અને સૂક્ષ્મ શરીર છે, અને તે આત્માઓ તમારા અને મારા બાહ્ય જડા-ત્મક દેહપર પોતાની સત્તા ચલાવતા હોય છે.

એ પ્રમાણે, એ આત્માની કલ્પના પ્રથમ ઉપન્ન થઈ. પછી, એ આત્મા છે શું અને તેનું સ્વરૂપ કેવુંક છે? એના સંબંધમાં, પ્રાચીન આર્યતત્ત્વજ્ઞોમાં પ્રશ્નો ઉપસ્થિત થયા; અને સર્વથા જડાત્મક દ્રવ્યરૂપ પણ નહિ, કિંવા અતીંદ્રિય નિરવયવ અને કલ્પનામય પણ નહિ, એવા એ પ્રત્યેક વ્યક્તિમાં સાક્ષાત્ જણાતા અંતરાત્માના સ્વરૂપવિશે બહુ જ ચર્ચા ચાલવા માંડી, એ વિશે અનેક તર્કવિતર્ક નીકળ્યા, અને અનેક–ચોડીઘણી સૂક્ષ્મ તાત્ત્વિક વિચારોથી ભરેલી–ઉપપત્તિઓ અસ્તિત્વમાં આવી. એ ઉપપત્તિઓમાંની કેટલીકોનાં અનુમાનો આજે હું આપસમક્ષ રજૂ કરવાનો છું.

એ ઉપપત્તિઓ, બીજી બાબતોમાં એક બીજાથી ગમે તેટલી અને ગમે તેવી વિરુદ્ધ હોય, અને તેમની આત્માવિશેની કલ્પનાઓ પરસ્પર ગમે તેટલી ભિન્ન હોય, તોપણ

આત્માને આકાર, અવયવ અથવા રૂપ નથી; અને જે નિરાકાર, નિરવયવ છે, તે સર્વવ્યાપક હોવો જ જોઇએ, એ બે બાબતોમાં માત્ર તે સર્વની એકવાક્યતા જ જોવામાં આવે છે. અર્થાત્ એ બે સિદ્ધાંતોને સ્થાપિત કરવાના પ્રત્યેક ઉપપત્તિના માર્ગો ભિન્ન ભિન્ન જ છે. તેમાંની એક ઉપપત્તિની એનાવિશે એવી એક અનુમાનસરણી છે કેઃ–મનનો ઉદ્ભવ થવા સાથે જ કાલ વિષયક કલ્પનાનો આરંભ થાય છે. તે જ પ્રમાણે આકાશ અથવા દિક્ (સર્વવ્યાપક અને અદૃશ્ય પોલાણુ) વિશેની કલ્પના પણ મનમાં બીજરૂપે રહેલી જ હોય છે. જ્યાંસુધી કાળ અસ્તિત્વમાં આવ્યો ન હોય, ત્યાંસુધી કાર્યકારણભાવના અસ્તિત્વની શકયતા જ નથી. (કાર્યકારણભાવ એટલે સૃષ્ટિમાંના જૂદા જૂદા પદાર્થોમાં, એક, બીજાના થવાનું કારણ, અને દ્વિતીય પ્રથમ વસ્તુનું કાર્ય, એવી જે એક સ્થિતિ જોવામાં આવે છે, તે છે.) તેમ જ કાર્યકારણભાવ પણ કાર્યપરંપરા (એટલે એક કરતાં અધિક અનેક કાર્યો એક પછી એક ઉત્પન્ન થવાં તે) હોવાવિના સંભવતો નથી. કાર્યપરંપરાની કલ્પના અસ્તિત્વમાં આવ્યાવિના કાર્યકારણભાવની કલ્પના સ્થાપિત થવી અશકય છે; અને સર્વની–કાળ, દિક્ અને કાર્યકારણભાવની–કલ્પના તો મનમાંથી જ ઉત્પન્ન થાય છે, એ તો અહીં કહેલું જ છે. આપણો આત્મા મનથી પણ પર–શાસ્ત્રીય ભાષામાં બોલતાં **ચિત્તાગોચર**–અને નિરવયવ, નિરાકાર છે. એટલે અર્થાત્ તે કાળ, દિક્ અને કાર્યકારણભાવથી પણ પર–અતિક્રાન્ત–જ હોવો જોઇએ. એટલે કે, તે **અનંત** અને **અમર્યાદ** છે. એ પ્રમાણે આત્માનું '**અમર્યાદિત્વ**' સ્થાપિત કરનારી અનુમાનપદ્ધતિનું વિવેચન કર્યું.

એની પછી, અમારા આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનમાં બીજી પણ એક બહુ જ સૂક્ષ્મ અને ગહન તાર્કિક સિદ્ધાંતસરણી છે, અને તે આત્માના 'એકત્વ' અને 'અદ્વિતીયત્વ'ને સ્થાપિત કરનારી છે. આત્મા 'અનંત' અને 'અમર્યાદિત' છે, એ તો ઉપર સિદ્ધ કરેલું જ છે. એટલે ત્યાર પછીની સરણી એવી છે કે;–જે 'અનંત' અને 'અમર્યાદિત' છે, તે એક જ હોવું જોઇએ. 'અનંત' અને 'અમર્યાદિત' એવા એક જ કાળે બે પદાર્થ હોવા કદાપિ શકય નથી. એટલે, જો આત્મા 'અનંત' અને 'અમર્યાદિત' હોય, તો તે પણ એક જ હોવો જોઇએ. અર્થાત્ મારો આત્મા, તમારો આત્મા, ઇત્યાદિ જે આત્માની અનેકત્વવિષયક કલ્પનાઓ છે, તે વાસ્તવિક ન હોઇને કેવળ અજ્ઞાનજન્ય અને ભ્રામક કલ્પનાઓ જ છે. એટલે કે, **વસ્તુ પુરુષ**–સત્યઆત્મા કિંવા 'તાત્ત્વિક પુરુષ' તે એક જ છે, અને અદ્વિતીય છે, તેમ જ તે 'અનંત' અને 'અમર્યાદિત' છે અને તે સર્વવ્યાપક પરમાત્માના સ્વરૂપથી સર્વત્ર અનુભવવામાં આવે છે. લૌકિક દૃષ્ટિથી

જે આપણને મનુષ્ય અને પુરુષ આદિરૂપથી જણાય છે, કિંવા વ્યવહારમાં આપણને જે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ મળે છે, તે વસ્તુતઃ ખરી ન હોઇને કેવળ તે પરમાત્માની બાહ્યોપાધિ જ હોય છે. બાહ્યોપાધિનો અર્થ એવો છે કે, જેવી રીતે વ્યવહારમાં આપણે કોઈ મૂલ્યવાન્ પદાર્થને પાકીટ, પેટી, અસ્તર, ગલેફ અને પાંજરું ઇત્યાદિ નિયામક અને મર્યાદાદાયક બંધનોમાં બદ્ધ કરીએ છીએ, તે જ પ્રમાણે આપણા આ જડાત્મક દેહનું બંધન તે આત્મામાટે પાંજરા જેવું જ અથવા પેટી જેવું જ બંધનાત્મક અને મર્યાદાકારક છે. એ દૃષ્ટિથી અવલોકન કરતાં, પ્રત્યેક આત્મા ( એટલે પ્રત્યેક વ્યક્તિમાં જે પૃથક્ પૃથક્ આત્માની કલ્પના થાય છે તે ) જીવાત્મા–ગમે તેટલો શ્રેષ્ઠ અને ઉચ્ચ પદવીને પહોંચેલો હોય, તોપણ તે શ્રેષ્ઠતમ **વસ્તુપુરુષ**ના કેવળ ઝાંખા પ્રતિબિંબરૂપ જ છે, એવી જે પુરાણ આદિ ગ્રંથોમાં કલ્પના મળી આવે છે, તે સર્વથા યથાર્થ અને સત્ય છે, એમ સ્પષ્ટ રીતે જાણવામાં આવી શકે છે. કારણ કે, શ્રેષ્ઠ **પરમાત્મા** દિક્, કાળ, મન, અને કારણભાવ ઇત્યાદિથી પર હોવાને લીધે માત્ર તે–એક જ સ્વતઃસિદ્ધ સ્વતંત્ર અને સ્વેચ્છા–પ્રવર્તક છે. તે નિરંતરનો એવો જ છે. તેને પૂર્વે કોઇવાર મર્યાદા હતી નહિ અને કોઈ તેને મર્યાદિત કરી પણ શકનાર નથી. માત્ર, આપણે વ્યવહારમાં વિચરતી વ્યક્તિઓ તે પરમાત્માના કેવળ પ્રતિબિંબરૂપ હોવાથી જ આપણામાં માત્ર દિક્, કાળ આદિ બાહ્યોપાધિનો નૈસર્ગિક રીતે જ આરોપ થએલો છે; એટલે કે, તે શાંત અને મર્યાદિત છે. પરંતુ તત્ત્વજ્ઞોની દૃષ્ટિથી જોતાં તો એ પણ ખરું નથી. તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે, આ બાહ્ય પુરુષ જો કે આપણને વિનાશી અને બદ્ધ થએલો દેખાય છે, તોપણ વસ્તુતઃ તે તેવો નથી જ–કેવળ તે તેવો હોવાનો આપણને ભાસ જ થાય છે, એટલું જ. એ જે પોતાના આત્માવિશેનું જ્ઞાન થવું, તે જ ખરું '**આત્મજ્ઞાન**,' **તત્વજ્ઞાન** અથવા **વસ્તુસ્વરૂપદર્શન** (ખરા સ્વભાવની ઓળખાણ થવી તે) છે. એ જે સર્વસંચારિત્વની, અનંતત્વની, અમર્યાદિત્વની અને પરમાત્માના અંશભૂતત્વની–જે સર્વ ગુણો બહુધા પ્રત્યેકમાં હોવા છતાં પણ માત્ર તેનું જ્ઞાન થતું નથી, તેની–પ્રતીતિ થવી, એને જ 'આત્મપ્રાપ્તિ'–પોતાના ખરા સ્વભાવ અને ખરા સ્વરૂપની ઓળખાણ થવી–કહેવામાં આવે છે. એકવાર, પ્રત્યેકનો આત્મા (અર્થાત્ પરમાત્માનો કેવળ અંશભૂત અથવા પ્રતિબિંબરૂપ) અનંત અને અમર્યાદિત છે, એવી નિશ્ચયપૂર્વક બુદ્ધિ થઇ ગઈ, કે તેનામાં પછી જન્મ મરણનો પ્રશ્ન જ અવશિષ્ટ રહેવા નથી પામતો. તત્કાળ આત્માનું ચિરંતનત્વ અને અમરત્વ પોતાની મેળે જ તેના અનુભવવામાં આવી જાય છે. અર્થાત્ ઉપર્યુક્ત સિદ્ધાંતો અન્યોન્યાશ્રયી છે. તથાપિ, તેમના એ અન્યોન્ય

આશ્રયિત્વને લીધે જ એ સિદ્ધાંતો અસત્ય ન ઠરનારા અને સર્વથા અબાધિત અને પ્રમાણસિદ્ધ છે. એમની સત્યતાને સિદ્ધ કરવાનો સર્વેથી સુલભ માર્ગ એ છે કે, પ્રશ્નનો પ્રતિપ્રશ્ન પૂછવો. એના સંબંધમાં મને એક સાદી અને સરળ કથાની સ્મૃતિ થઈ આવી છે; અને તે આ સ્થળે દૃષ્ટાંત તરીકે ઉત્તમ લાગૂ પડી શકે એમ છે, એમ મને ભાસવાથી તે હું અહીં કહી સંભળાવું છું:—

એકવાર એક વર્ગની પરીક્ષા ચાલતી હતી, અને પરીક્ષક વિદ્યાર્થીઓના જ્ઞાનના પ્રમાણમાં કાંઇક ભારીભારી સવાલો પૂછવા લાગ્યો. એ પ્રશ્નોમાં "પૃથ્વી નીચે કેમ પડી જતી નથી?" એ પણ એક પ્રશ્ન હતો. પરીક્ષકના મનમાં ગુરુત્વાકર્ષણ ઇત્યાદિનો સંબંધ દર્શાવનારાં ઉત્તરો મેળવવાની આશા હતી. પણ ઘણાખરા બાળકોથી એનું ઉત્તર આપી શકાયું નહિ. કેટલાકોએ, ગુરુત્વાકર્ષણને લીધે, અથવા બીજા કોઈ કારણથી પૃથ્વી પડતી નથી, એવું પણ ઉત્તર આપી દીધું. અંતે તે વર્ગમાં એક અલ્પ વયનો પણ ચાલાક છોકરો હતો, તેણે તત્કાળ ઉત્તર આપ્યું કે, "પણ પૃથ્વી ( પડે એમ માનીએ તોપણ ) પડે શાનાપર?" અર્થાત્ પૃથ્વી આકાશમાં નિરાધાર ગોળા પ્રમાણે ફરતી હોવાથી—અને બીજા ખગોળોની પણ એ જ સ્થિતિ હોવાથી એ પ્રશ્ન જ મૂળ પ્રમાદથી ભરેલો છે, એ સામાન્ય જ્ઞાન ધરાવતો કોઈ પણ માણસ જાણી શકે એમ છે. અંતરિક્ષના પોલાણમાં વચમાં લટકતી એ પૃથ્વીને વળી ચઢવું અને પડવું તે શાનું હોય?

કહેવાનું મુખ્ય તાત્પર્ય એટલું જ કે, કેટલાક પ્રસંગે એક પ્રશ્નની યુક્તાયુક્તતા કેવળ તેથી વિરુદ્ધ બીજો પ્રશ્ન આગળ મૂકવાથી જેમ સહજમાં સ્થાપિત કરી શકાય છે, તેટલા પ્રમાણમાં તમારા દોરી સૂતરવાદ—યુક્તિવાદ અથવા સબળ પ્રમાણોની વિપુલતાથી પણ સહસા સિદ્ધ કરી શકાતી નથી. એ જ નિયમ આપણા પ્રકૃત વિષયને પણ લાગુ છે. અનંતતા અને અમર્યાદિત્વના વિશાળ અને નિરાધાર પ્રદેશમાં,—અગાધ પોલાણમાં—ચઢવું, પડવું; એ પ્રકારોનું અસ્તિત્વ જ નથી; કારણ કે, એ કલ્પનાઓ કેવળ સાપેક્ષ, એટલે કે, કેવળ મર્યાદિત પ્રદેશમાંની વસ્તુઓની ભિન્ન ભિન્ન અવસ્થાને લીધે સંભવનારી, અને તેટલા પૂરતી જ લાગૂ પડનારી હોય છે. ચઢવું અને પડવું ( આપણા વિષયના સંબંધમાં 'જન્મવું' અને 'મરવું' ઇત્યાદિ; ) એ કલ્પના, મર્યાદિત્વ અને વિશિષ્ટ અવસ્થાને જ દેખાડનારી છે. પણ, જ્યાં મૂળમાં મર્યાદા છે જ નહિ, અને જ્યાં અસ્તિત્વ સદા એક રૂપે જ રહેલું છે, એવી એ અનંતતામાંથી નીકળવું ક્યાંથી અને જવું ક્યાં? એ જ પ્રશ્ન સ્હામો આવીને ઊભો રહે છે. એવી રીતે જ્ઞાનની ઉચ્ચ સ્થિતિ થવી, તે જ મનુષ્યની ઉન્નતિની પરમાવસ્થા છે.

એટલે, જ્યારે મનુષ્ય ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય ઇત્યાદિ કાળભેદને વિસરી જશે, ( કારણ કે, વસ્તુતઃ કાળ અનંત હોવાથી એ બધા ભેદો કૃત્રિમ જ છે; ) અને શરીર જડ તથા વિનાશી હોવાથી જીવાત્માને પણ (કે જે કાંઈ વિશિષ્ટ સંસ્કારોને લીધે શરીરસાથે થોડા કાળ સુધી સંઘટિત થાય છે; ) જન્મ મરણના ફેરામાં ફરવું પડે છે, એવી ભ્રામક કલ્પનાઓનો જ્યારે તેઓ ત્યાગ કરશે, ત્યારે જ તેઓ અત્યુચ્ચ પદવીને પ્રાપ્ત કરી શકશે. વસ્તુપુરુષ જેમ બાહ્યશરીરાત્મક નથી તેમ જ મનોમય પણ નથી; એ તો આપણે સિદ્ધ કરી ચૂક્યા છીએ જ. કારણ કે, જીવાત્મા નિર્વિકાર (જેમાં પરિવર્ત્તન થઈ નથી શકતું તેવો) છે, અને મન તથા શરીરને ક્ષય અને વૃદ્ધિ આદિ વિકારો લાગૂ પડે છે. એટલામાટે એ બેના નાશ પછી પણ, જે અક્ષય્ય અને અબાધિતરૂપે સર્વકાળમાં ટકી રહે છે, તે જ ખરો વસ્તુપુરુષ–પરમાત્મા ( અને તે દ્વારા જ જીવાત્મા ) છે. શરીર અને મન, એ–સૃષ્ટિમાં અખંડ ચાલૂ રહેલા અવસ્થાન્તરોમાંની બે વિશિષ્ટ અવસ્થાઓનાં નામો છે. જેવી રીતે જોરથી વહેતા પ્રવાહના જલબિન્દુઓમાં પોતાની શક્તિ પ્રમાણે પૂર્ણ વેગ હોય છે અને તે, તે પ્રવાહના પર્યવસાન પ્રતિ જવામાટે–પ્રવાહ સાથે જ વહેતા જાય છે, તેવી જ રીતે આ સૃષ્ટિમાંના અનેક સ્થિત્યંતરરૂપી પ્રબલ પ્રવાહોમાં મન અને શરીર, એ કેવળ બે જલબિન્દુ સમાન છે. અર્થાત્ તેમને જ માત્ર પ્રવાહ સાથે પૂર્વ સ્થિતિનો ત્યાગ અને અવસ્થાંતરનો સ્વીકાર, એ વિકારો લાગેલા છે. પ્રત્યેક જલબિન્દુમાં જો કે ગતિ (મરણ) તો રહેલી હોય છે જ, તથાપિ, સર્વ બિન્દુ મળવાથી બનતો પ્રવાહ ( જન્મ ) જેમ આપણને નદીના રૂપે દેખાય છે, તેવો જ પ્રકાર અહીં પણ છે. આપણું આ બાહ્ય શરીર બહારથી નિત્ય જો કે તેનું તે જ દેખાય છે, તથાપિ ખરી રીતે જોતાં તો પ્રત્યેક ક્ષણે એ શરીરમાંના અનેક સૂક્ષ્મ પરમાણુઓમાં એક સરખો પરિવર્ત્તનનો અવ્યાહત વ્યાપાર ચાલતો રહે છે. વધારે તો શું, પણ એક મિનિટ પહેલાં મનુષ્યનું જે શરીર હોય છે, તે જ એક મિનિટ પછી રહેવા નથી પામતું. પરંતુ પરિવર્ત્તનનો એ પ્રકાર સર્વથા સૂક્ષ્મ અને ધ્યાનમાં ન આવી શકે એવો હોવાથી,–અને પોતાના શરીરના સ્વત્વવિશે પ્રત્યેકના મનમાં એક પ્રકારનો ચિરસ્થાયી અને દૃઢ સંસ્કાર બેસી ગએલો હોવાથી પ્રત્યેકની પોતાના શરીરમાટેની તેની તે જ બુદ્ધિ નિત્ય કાયમ રહ્યા કરે છે.

એ જ પ્રમાણે આપણા મનમાં પણ પ્રતિક્ષણે એક સરખી ભાંજગડ ચાલી રહેલી હોય છે અને તે તો વળી પ્રત્યેકના જાણવામાં પણ આવી શકે છે. એક સમયે મન મહા આનંદમાં હોય છે, તો અન્ય ક્ષણે તે સર્વથા દુઃખી અને કષ્ટી બની જાય છે.

કોઈવાર તેનામાં વળી વિલક્ષણ સ્ફુરણનો સંચાર થતાં તે નિર્ધારી જ બની જાય છે; તેમ જ એકાદ વેળાએ તે વળી દીન અને હતાશ થઈ ગએલું પણ જોવામાં આવે છે. સારાંશ કે, મોટા ચક્રથી પોતાની આસપાસમાં જ ઘર ઘર ફરનારા પાણીના વમળ પ્રમાણે પ્રત્યેક મનુષ્યના મનની એક સરખી ખળભળાટની સ્થિતિ ચાલૂ જ હોય છે. ત્યારે અહીં મુખ્ય ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, એવો એ ખળભળાટ અને પરિવર્તન, માત્ર મર્યાદિત વસ્તુઓમાં જ સંભવે છે. પરંતુ જે અનંત, અમર્યાદિત અને અગાધ છે, તેમાં પણ એ વિક્ષોભ અને પરિવર્તન ચાલૂ હોય છે, એમ કહેવું તે અવિચાર અને ભ્રામક બુદ્ધિનું જ પરિણામ છે. કારણ કે, તેનામાં એ ઘટનાની શક્યતા જ નથી; અને તેથી જ તેને 'અનંત' ને 'અમર્યાદિત' તેમ જ 'અગાધ' ઇત્યાદિ સંજ્ઞાઓ આપવામાં આવે છે. હવે પોતાનું જ ઉદાહરણ લ્યોને. હું-તમે-પોતાના શરીરવિશે જોઇએ-તો પ્રતિક્ષણે ચલન વલન આદિ વ્યાપાર કરતા જ હોઇએ છીએ. વધારે તો શું, આપણા શરીરમાંના-ઉપર કહ્યા પ્રમાણે-પ્રત્યેક પરમાણુમાં પ્રતિપળે એક સરખો વેગ આવી મળતાં, તેમાં વિલક્ષણ પરિવર્તન અને ખટાટોપ થયા જ કરે છે. પણ, એ કેવળ વ્યક્તિ વ્યક્તિનો વિચાર કરતી હોય છે, તે વેળાની વાત થઈ. એટલે એ ઉપરથી સર્વ વ્યક્તિનો મેલાપ થતાં જે એક વિશ્વરૂપ બને છે, તે પણ ચલનવલનાત્મક જ હોય છે, એમ માત્ર અનુમાન કાઢી લેવું જ ઉચિત થશે નહિ. કારણ કે, વસ્તુસ્થિતિ તેવી નથી-વિશ્વરૂપ સદા સ્થિર અને અવિકાર્ય-જેમાં કોઈ કાળે પણ પરિવર્તન થઈ ન શકે તેવું-છે. ઉપરાંત ગતિ અને સ્થિરતા ઇત્યાદિ કલ્પના (ઉપર કહેવા પ્રમાણે) કેવળ સાપેક્ષ જ છે. અમુક એક પદાર્થને ગતિ મળેલી છે, એમ કહ્યું, એટલે તેની સાથે જ બીજો કોઈપણ પદાર્થ સ્થિર અને અચેતન છે, એવી કલ્પના ગર્ભિત અને ગૃહીત હોવી જ જોઇએ. એમ થાય તો જ આપણા બોલવાનો કાંઇપણ અર્થ થઈ શકે એમ છે. "હું ફરું છું, ચાલું છું, હાલું છું." એમ કહેતાંની સાથે જ ટેબલ, ફુર્સી, કિંવા એવી જ બીજી વસ્તુઓ અચેતન અને ગતિ રહિત છે, એવી કલ્પના આપણા મનમાં ઊભી રહેવી જ જોઇએ. સારાંશ એ કે, એક વસ્તુને બીજી એક વસ્તુ સાથે સરખાવી જોતાં તે ચાલે છે, હાલે છે, ઇત્યાદિ તુલનાત્મક-અન્નેમાંના ભેદને જોઇને, તેના યોગે સૂચનારી-કલ્પનાઓ લગાડવાનું કાર્ય સયુક્તિક થઈ પડે છે. પરંતુ તે બન્ને વસ્તુઓ, કિંવા તેના જેવા જ બીજા પદાર્થો મળીને જે એક સર્વસમાવેશક વિશ્વ બને છે-વિશ્વરૂપ બંધાય છે, તેના વિષયમાં એ કલ્પનાઓ કેવી રીતે સંભવી શકે વારુ? અર્થાત્ ન જ સંભવે. કારણ કે, અહીં ભેદ જોઇને પછી વિશેષ ગુણધર્મ ઠરવી શકાય,

એવા તેનાથી ભિન્ન બીજા પદાર્થ છે જ ક્યાં? જે કાંઈ પણ ઇંદ્રિયોને દશ્ય અને મનને ગોચર વસ્તુઓ છે, તે તો સર્વ તેમાં જ અંતર્ભૂત થએલી છે; અને તેથી ભિન્ન કે પૃથક્ હોય એવું કશું પણ અવશિષ્ટ રહ્યું જ નથી; અસ્તુ.

એટલે એથી એટલું સિદ્ધ થયું કે, આ જે 'અનંત' 'અમર્યાદિત' અને 'અગાધ' આદિતત્ત્વ છે, તે 'એકૈક' અને 'અદ્વિતીય' હોઇને 'કૂટસ્થ' (કદાપિ પરિવર્તન ન પામનારું) 'અચલ' અને–'સ્વતઃસિદ્ધ'–સ્વતંત્ર અને 'સ્વેચ્છાપ્રવર્તક'–જ છે; અને એકંદર જ્ઞાનનું અને પરમાર્થનું અંતિમ પર્યવસાન એ જ સત્ય સ્વરૂપ અને તેનું યથાર્થ જ્ઞાન થવું, તે જ છે.

એટલે એથી આપના જોવામાં તો આવી જ ગયું હશે કે, એવા પ્રકારના વિશ્વ-રૂપની–'સર્વવ્યાપક' અને 'સર્વભૂતાન્તરાત્મા'–એવા પરમાત્માની પ્રતીતિ થવી, તે જ ખરેખરું જ્ઞાન (તત્ત્વજ્ઞાન) છે; અને તે જ 'વસ્તુપુરુષ' છે. વ્યવહારથી વ્યક્તિવ્યક્તિમાં જે ભિન્નતાત્મક બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તે કેવળ અહંકારમૂલક અને ભ્રાંતિજનક જ હોય છે. પણ વાસ્તવિક રીતે જોતાં તો આપણું ખરું અસ્તિત્વ એ વિશ્વરૂપના જ અંશભૂતત્વમાં રહેલું છે; જડ દ્રવ્યાત્મક અને મર્યાદિત બાહ્ય શરીર આદિ ઉપાધિઓમાં નથી. હવે, એ વસ્તુનો એકદમ અનુભવ થવો બહુ જ કઠિન છે. એટલામાટે જ પ્રત્યેક મનુષ્ય પોતપોતાના પક્ષે મર્યાદિત–એટલે કે શરીરબદ્ધ અને મર્ત્ય–પ્રાણી હોવાથી તે નિત્ય અવ્યાહત સ્થિત્યંતરો કરતો જ રહે છે, ઇત્યાદિ સાધારણ વ્યવહારી મનુષ્યની સમજમાં પણ આવી શકે, એવી કેટલીક ભ્રામક કલ્પનાઓ કેટલાક પુરાણ આદિ ગ્રંથોમાં અત્યંત પ્રાચીન કાળથી વ્યક્ત કરેલી મળી આવે છે, અને તેમ થવું સર્વથા સાહજિક જ છે. કારણ કે, એકંદર અલ્લડપંથી અને સાંસારિક મનુષ્યોને, તે પોતે કાંઈ પણ ન હોઇને, તેમનામાં સર્વવ્યાપક અને તેમના પ્રત્યેક ચલનવલનને પ્રેરણા કરનારો એક વિશ્વરૂપ **પરમાત્મા** વાસ કરે છે; અને તે પરમાત્માના જ તે કેવળ છાયારૂપ કિંવા અંશભૂત આભાસ માત્ર છે; એમ કહેવામાં આવે, તો તે તેમને ચમત્કારિક જ ભાસે છે–કિંબહુના તેમનાં મનો પ્રગલ્ભ અને સુસંસ્કૃત થએલાં ન હોવાથી, તેમનામાં શ્રદ્ધા અને પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થવાને બદલે તેમના મનમાં એક પ્રકારની ભીતિ તથા ચિંતા ઉત્પન્ન થતી જોવામાં આવે છે. તેઓ તો તમને એ જ એક નિયત ઉત્તર આપવાના કે, "બીજું તમારું તમે જે કહો તે અમે કબૂલ કરીશું; પણ અમે કેવળ પરમાત્માના છાયારૂપ આભાસ છીએ, એમ માનીને પોતાના સ્વત્વ કિંવા પોતાની વ્યક્તિવિષયક બુદ્ધિને ખોઈ દેવાનો ઉપદેશ અમે કોઈ કાળે પણ માનવાના નથી જ." પણ હું કહું છું કે, એમનું એ 'સ્વત્વ' અથવા 'આત્મિકબુદ્ધિ' પણ કેવળ

કલ્પના કિંવા ભાસ જ નથી કે શું? 'સ્વત્વ' 'સ્વત્વ' એ છે શું? એનું જો કોઇ મને સ્વરૂપ પણ ઉદાહરણ બતાવશે, તો હું તેનો અત્યંત આભારી થઇશ. વળી એ 'સ્વત્વબુદ્ધિ'ને ઓઈ દેવી, એટલે શું? તે જો શરીર સાથે વળગી રહેલી જ એક બુદ્ધિ હોય, તો શરીરમાં થોડોક પણ વધારે ઓછો ફેરફાર થવાની સાથે જ તે સર્વથા નષ્ટ થઈ જવી જોઇએ. પણ તે એવી રીતે નષ્ટ થવાનો બનાવ કોઇવાર આપણા જોવામાં આવતો નથી. એ માટે એક સર્વાંશે વ્યવહારમાંનું જ ઉદાહરણ લ્યો. ન્હાના બાળકને તેની બાલ્યાવસ્થામાં મૂછો ફૂટેલી હોતી નથી, કિંતુ તેનો ઉદ્ભવ તો તારુણ્યમાં જ થાય છે. એટલે શરીર સંબંધથી જોતાં તે બાલ્યાવસ્થામાંનું ન્હાનું બાળક તારુણ્યમાં આવેલો નવયુવા તો નથી જ. કારણ કે, એ બે અવસ્થા ગત શરીરમાં કેટલો બધો ફરક થઈ ગએલો જોવામાં આવે છે. તાત્પર્ય કે, જો આત્મિક બુદ્ધિ શરીર સંગે જ સંબંધ ધરાવનારી હોય, તો શરીરમાં પરિવર્ત્તન થવા સાથે જ તેનો તત્કાળ નાશ થઈ જવો જોઇએ. એટલે કે, ન્હાના બાળકને તે તારુણ્યમાં આવતાં, હું કોઈ બીજો જ છું, એવો ભાસ થવો જોઇએ. પણ, વ્યવહારમાં જોતાં ન્હાનું બાળક પોતાના સંબંધમાં જે 'હું' ને 'મારું શરીર' ઇત્યાદિ આત્મીય બુદ્ધિદર્શક શબ્દો વાપરતું હોય છે, તે જ શબ્દોનો તરુણ થવા પછી પણ તે તેવી જ રીતે ઉપયોગ કરતો જોવામાં આવે છે. બીજું એક ઉદાહરણ લ્યો. મારો એક હાથ ભાંગ્યો અથવા એક નેત્ર ગયું, એટલે તત્કાળ હાથ ભાંગવા પહેલાંનો અથવા આંખ ફૂટવા પહેલાંનો હું તે હું નથી, એવી બુદ્ધિ મારા મનમાં ઉત્પન્ન થવી જોઇએ. કારણ કે, ઉભય અવસ્થામાં મારા શરીરમાં જ માત્ર પરિવર્ત્તન થઈ ગયું છે. પણ એવી બુદ્ધિ થવા નથી પામતી, એનો સાર એટલો જ કે, એ જે 'સ્વત્વ' કિંવા 'આત્મીય બુદ્ધિ' છે, તે શરીર સંયુક્ત કિંવા નિઃસર્ગજાત નથી, કિન્તુ કેવળ કલ્પનામય જ છે. એ બુદ્ધિ, બાહ્ય શરીરમાં ગમેતેટલું પરિવર્તન થઈ જાય, તોપણ પરિવર્ત્તિત થતી નથી, એ વ્યાવહારિક અનુભવથી આપ જાણી શકો છો જ.

હવે પછી મારે એ વિશે બીજી એક મહત્ત્વની વાત તમને કહેવાની છે. તે એ કે, કેવળ બાહ્ય ઉપાધિથી ઉત્પન્ન થનારી એ જે 'સ્વત્વ' વિષયક ભ્રામક કલ્પના છે, તેને જો મનુષ્ય સદાને માટે ચોંટી રહે, તો તેથી તેના કલ્યાણ અને તેની ઉન્નતિનો માર્ગ બંધ થઈ જવાથી તેને કાયમની હાનિ થવાનો સંભવ છે. 'સ્વત્વબુદ્ધિ'નો કાયદો સર્વત્ર લાગૂ પાડ્યો કે, પછી એક ખરાબ બાબતને પણ સારી બાબત તરીકે દેખાડી શકાય એમ છે. કોઈ દારુડિયો ઊઠશે અને કહેશે કે, "હું મદિરાપાનને છોડવાનો નથી જ; કારણ કે, એ મારો સ્વભાવ જ બની ગયો છે. એટલે જો હું મદ્યપાનનો

ત્યાગ કરું, તો તેથી મારું 'સ્વત્વ' નષ્ટ થઈ જાય." એ ન્યાયથી તો ચોરે પણ ભલાઇનો માર્ગ સ્વીકારવો ન જોઇએ. કારણ કે, તેથી તેનો મૂળ સ્વભાવ–આત્મીય બુદ્ધિ–નષ્ટ થવાનો સંભવ છે. એટલે કે, 'આત્મીય બુદ્ધિ'ના નષ્ટ થવાના ભપકાદાર ભયને લીધે કોઈ પણ મનુષ્ય ક્રમે ક્રમે પોતાના સ્વભાવમાં પરિવર્તન કરીને પોતાની સુધારણા અને ઉન્નતિના માર્ગને સ્વીકારવામાં ઉદ્યુક્ત થશે જ નહિ. એ વિષય આટલા વિસ્તારથી વર્ણવવાનું કારણ એ જ કે, 'આત્મીય બુદ્ધિ'ની કલ્પના ભ્રામક અને અનર્થકારક છે, એ આપના મનમાં સારી રીતે ઠસાવી દેવું. અસ્તુ.

એટલે ખરી આત્મીય બુદ્ધિ અને આપણા અસ્તિત્વની ખરી પ્રતીતિ તે એક વિશ્વરૂપ અમર્યાદિત 'આનંત્ય'માં જ હોવી શકય છે. જેનામાં કદાપિ પરિવર્તન થતું નથી, એવી જો કોઇપણ સદા સ્થિર અને શાશ્વત અવસ્થા હોય, તો એ જ છે. બાહ્ય શરીર અને તદ્દિષયક મનોવિકાર ઇત્યાદિના સંબંધથી જે 'આત્મીય બુદ્ધિ' ઉત્પન્ન થાય છે, તે ખરી નહિ, કિન્તુ ચંચલ અને નશ્વર જ હોય છે.

જેવી રીતે, ખરી આત્મીય બુદ્ધિ, શરીર આદિ બાહ્ય ઉપાધિપર અવલંબન કરીને નથી રહેતી, એ સિદ્ધ કરી દેખાડવામાં આવ્યું, તેવી જ રીતે તે સ્મરણશક્તિ–સ્મૃતિ– સાથે પણ જોડાયલી નથી, એ પણ સિદ્ધ કરી શકાય એમ છે. સમજો કે, મારા માથાપર કોઈ એક વિશેષ પ્રકારનો આઘાત થવાથી મારી સ્મરણશક્તિનો નાશ થઇ ગયો, અને થએલી બધી વાતોના સ્મરણનો લોપ થઈ ગયો, એટલે એનું પરિણામ શું થવું જોઇએ વારુ? એ જ કે, તે સાથે મારી આત્મીય બુદ્ધિનો પણ નાશ થવો જોઇએ, અને મને મારું પોતાનું પણ સ્મરણ રહેવું ન જોઇએ. કારણકે, હું પૂર્વનો 'હું' જ કયાં રહ્યો? એ આઘાત થવા સાથે જ તે પૂર્વકાળનો 'હું' નષ્ટ થયો એમ જ કહેવું પડે છે. પણ, વ્યવહારમાં એમ થએલું કોઈવાર પણ આપે સાંભળેલું છે ખરું કે? અને, એટલું બધું શામાટે? બાલ્યાવસ્થાની જ વાત લ્યો ને. મારા જન્મ પછીનાં પ્રથમ બે ત્રણ વર્ષની મને લેશ માત્ર પણ સ્મૃતિ નથી. એટલે જો મારી સ્મૃતિ અને મારી 'આત્મીય બુદ્ધિ'–એ જ મારું જીવિત્વ અને અસ્તિત્વ–પરસ્પર સંબદ્ધ હોય, તો જે કાળની મને સ્મૃતિ નથી, તે કાળમાં 'હું' નહોતો જ, કિન્તુ બીજું જ કોઈ તે સ્થાને હતું, એમ જ કહેવું પડવાનું. એટલે તે કાળ જેટલી મારી 'આત્મીય બુદ્ધિ'– કિંવા એને 'દેહબુદ્ધિ' નામ આપવું જ સયુક્તિક થશે–ન હોવાથી મારા આયુષ્યમાં તે પ્રસંગ મૂળ થયો જ નથી, એવું વ્યવહાર વિરુદ્ધ અને ઉન્માદપૂર્ણ વાક્ય ઉચ્ચારવાનો જ પ્રસંગ આવી પડવાનો.

સારાંશ કે, એવી રીતે શરીર આદિ બાહ્ય ઉપાધિમાં કિંવા સ્મૃતિ સ્મરણ આદિ માનસિકવ્યાપારોમાં 'આત્મીય બુદ્ધિ'ની કલ્પના કરવી, એ સર્વથા ભ્રામક અને ન્યૂન બુદ્ધિનું જ પરિણામ છે. ખરી રીતે જોતાં તો તમારામાંથી કોઇને પણ અદ્યાપિ વાસ્તવિક 'આત્મપ્રતીતિ'-તે જ તમારી 'આત્મીય બુદ્ધિ'-પ્રાપ્ત થએલી નથી. તેમની પ્રાપ્તિમાટેના તમારા પ્રયત્નો ચાલૂ છે, એટલી વાત માત્ર ખરી છે. એ પ્રયત્ન તે બીજું કાંઈપણ નહિ, કિન્તુ તે વિશ્વરૂપમાં-તે અનંતતામાં-એકજીવ-લીન થઈ જવાનો જ પ્રયત્ન છે. એ જ મનુષ્યની ખરી 'આત્મપ્રાપ્તિ' અને એ જ એનો ખરો સ્વભાવ છે.

એ પ્રમાણે મનુષ્યની સમસ્ત વિશ્વમાં જ્યારે એકરૂપતા થઈ જશે, આપણે પોતે જ વિશ્વરૂપ છીએ, એવી જ્યારે તેમના મનની તદાકાર વૃત્તિ થઈ જશે,-ત્યારે જ તેમના અક્ષય્ય અને શાશ્વત જીવિતનો આરંભ થયો કહેવાશે. જે સમયે-જે ક્ષણે-આપણા બધાની વિશ્વમાં એવી એકાત્મતા થશે, તે જ આપણા, આયુષ્યની ધન્યતાની ક્ષણ કહી શકાશે. પણ જ્યાં સુધી પોતાને બાહ્ય શરીર આદિ ઉપાધિથી બદ્ધ સમજીને નશ્વર વિષય આદિમાં મનુષ્ય ગુંથાયલા રહેશે, ત્યાં સુધી એક પ્રકારે તેઓ આત્મઘાતરૂપી મૃત્યુ પ્રતિ જ દોડતા જાય છે, એમ કહેવામાં કોઇપણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી જ; અને સાધારણ વ્યવહારી મનુષ્યોની સ્થિતિને જોતા તે બહુધા એવી જ જોવામાં આવે છે. તેમની સર્વ આસક્તિ આ ક્ષણભંગુર અને સંકુચિત જીવિતમાં જ રહેલી હોવાથી તેનો નાશ થશે જ કે શું, એવી સદા સર્વદા તેમના મનમાં ભીતિ રહ્યા કરે છે. એટલામાટે જ, મનમાં મૃત્યુની કલ્પનાનું આગમન થવાની સાથે જ એમના ધોતિયાં ઢીલાં થઈ જાય છે. જ્યાં સુધી પોતાના ક્ષુદ્ર અને નશ્વર જીવિતમાં એવી આત્મબુદ્ધિ મનુષ્યના મનમાં કાયમ છે, ત્યાં સુધી તેના મનમાંથી મૃત્યુના ભયનો પણ કદાપિ લોપ થવાનો નથી. ત્યારે એ મૃત્યુવિષયક ભીતિને સર્વથા મનમાંથી કાઢી નાખવાનો સારામાં સારો ઉપાય એ જ છે કે, "મારા આ યોનિના પંચભૂતાત્મક પ્રાણનું પ્રયાણ થવાથી હું કાંઈ મરી નથી જતો. જ્યાં સુધી આ વિશ્વમાં, તે વિશ્વરૂપી, અગાધ અને અનંત ચૈતન્યનો વાસ છે, ત્યાં સુધી હું પણ તે દ્વારા શાશ્વત અને ચિરંતન છું." એવી મનુષ્યના મનની નિશ્ચયાત્મક બુદ્ધિ થઈ જવી જોઇએ. "હું સર્વ પ્રાણી માત્રમાં છું, હું જ સર્વ સૃષ્ટિમાં વ્યાપી રહેલો છું, હું જ સમસ્ત સૃષ્ટિમાં ભરેલો છું અને વિશ્વ જ મારું શરીર છે, હું જ વિશ્વરૂપ છું, એટલે કે જ્યાં સુધી આ વિશ્વમાંનો એક સૂક્ષ્મ પરિમાણુ પણ અસ્તિત્વ ધરાવે છે, ત્યાં સુધી મારો નાશ થાય જ કેવી રીતે, અને હું મર્ત્ય છું એમ કહી પણ કોણ શકનાર

તે વસ્તુપુરુષની સાધારણ કિંવા સ્પષ્ટ પ્રતીતિ થઈ શકે છે, એ જો કે ખરું છે; પણ એમ થવાથી કાંઈ વસ્તુપુરુષના પોતાના સ્વરૂપમાં તો કોઈ કાળેપણ પરિવર્ત્તન થઈ નથી શકતું, એ ધ્યાનમાં રાખવું જોઇએ. એ વિષયનું, એક દૃષ્ટાંત આપીને, હું વધારે સ્પષ્ટીકરણ કરીશ.

સમજો કે, તમારા અને મારા વચમાં એક આડો પડદો ટિંગાડેલો છે; અને તેમાં એક બારીક છિદ્ર હોવાથી તે દ્વારા તમારામાંથી થોડાકોનાં મુખ મારાથી જોઈ શકાય છે. હવે ધારો કે, તે બારીક છિદ્ર ધીમે ધીમે મોટું થવા લાગ્યું છે. એટલે એનું પરિણામ શું થવું જોઇએ વારુ? અર્થાત્ જેમ જેમ છિદ્ર મોટું થતું જશે, તેમ તેમ પડદાની પેલી બાજૂએ બેઠેલા મનુષ્યોના મુખોમાંની વધારે અને વધારે મુખાકૃતિઓ, અને તેની આસપાસનો દેખાવ વધારે સ્પષ્ટતાથી મારા જોવામાં આવતાં જશે. અંતે તે છિદ્ર જ્યારે આખા પડદામાં વ્યાપી જશે, ત્યારે તમારા અને મારા વચ્ચે કાંઈ પણ પડદો ન રહેવાથી તમે અને હું સ્હામસ્હામા અને એક બીજાને જોઈ શકીએ તેવી સ્થિતિમાં આવી જઇશું. પણ એમ થવાથી પ્રથમની–એટલે કે, આપણા વચ્ચે પડદો હતો તે વેળાની અને ત્યારપછીની સ્થિતિમાં કશોપણ ફેરફાર થવાનો સંભવ છે ખરો કે? લેશ માત્ર પણ નહિ. તમે જ્યાં તે વખતે હતા, ત્યાં જ પછી પણ હોવાના. માત્ર છિદ્ર મોટું થયું–તેમાં જ પરિવર્ત્તન થવા માંડ્યું, અને તેથી તમારાં શરીરો–જે નિત્ય હોય છે તેવાં જ હતાં તે–માત્ર વધારે સ્પષ્ટતાથી મારા જોવામાં આવ્યાં; વસ્તુતઃ તેમાં કશું જ પરિવર્ત્તન થયું નહિ.

એ જ દૃષ્ટાંત તમારા આત્માના સંબંધમાં પણ લાગૂ પડે છે. વસ્તુતઃ પ્રત્યેક પ્રાણી પોતપોતાના પક્ષે મુક્ત અને પૂર્ણ જ હોય છે. તેને મુક્તતા કે પૂર્ણતા નવેસરથી મળવાની નથી હોતી. એ તો તેની નૈસર્ગિક પ્રકૃતિ જ છે. જો એમ ન હોત, તો એ પરમાર્થપ્રાપ્તિની કિંવા ધર્મવિષયક અને ઈશ્વરવિષયક કલ્પનાઓ ઉદ્ભવતી કેવી રીતે? મનુષ્યના મનમાં એ ઈશ્વરપ્રાપ્તિ કરી લેવાની જિજ્ઞાસાનો ઉદ્ભવ ક્યાંથી થયો? કોઇપણ સમાજ લ્યો, અથવા કોઇપણ રાષ્ટ્ર લ્યો. તેમાં પરમાર્થની, મનુષ્યની કે ઈશ્વરવિષયક કોઇપણ એક અત્યુચ્ચ કલ્પનાની સ્થાપના કરવાની જે પ્રવૃત્તિ સ્પષ્ટ દેખાઈ આવે છે, તેનું બીજ ક્યાં હોવું જોઇએ? એ સમસ્ત પ્રશ્નોનું સંક્ષેપમાં માત્ર એક જ ઉત્તર આપી શકાય એમ છે; અને તે ઉત્તર એ છે કે, એ કલ્પનાઓ તમારા પોતાના વિના બીજા કોઇમાંથી ઉત્પન્ન થએલી નથી, કિંતુ પ્રત્યેકમાં જન્મથી જ તે બીજરૂપે રહેલી હોય છે. તે તમારા પોતામાં જ હોવા છતાં તેમનું સ્વરૂપ ગર્ભિત

હોવાથી તમે તેને ઓળખી નથી શકતા. જ્યારે તેમનો વિકાસ થવા માંડે છે, ત્યારે જ તમને તે વિષયક જ્ઞાન થવા માંડે છે; પણ એ વેળાએ તમને એના રહસ્યનું ભાન ન હોવાથી તમે ભૂલથી તેમને બાહ્ય વિષયો પ્રમાણે જ માની બેસો છો. વસ્તુતઃ ઈશ્વર-પ્રાપ્તિ કરી લેવામાટેની તમારા મનમાં જે જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, તે બીજા કોઇપણ બાહ્ય ચેતનમાંથી ઉત્પન્ન થતી નથી, કિન્તુ તમારા અન્તરાત્મામાં જે ઈશ્વર વાસ કરી રહ્યો છે; તે જ તેની પ્રતીતિ કરી લેવામાટેની તમને દિન રાત પ્રેરણા કર્યા કરે છે. પણ, પ્રથમતઃ એ આપણા જાણવામાં આવી શકતું નથી, અને તેથી જ આપણે તે ઈશ્વરને દેવાલય, મઠ, સૃષ્ટિ અને આકાશમાં વગેરે અનેક સ્થાને શોધી શોધીને પકડી પાડવામાટેના પ્રયત્નો કર્યા કરીએ છીએ. પણ એમાંના કોઈ પણ માર્ગમાં સમાધાન ન થવાથી આપણે પાછા પોતાના આત્મામાં જ આવીને વિરામીએ છીએ, અને તે પછી જ આપણા જાણવામાં આવે છે કે, જેની પ્રાપ્તિમાટે આપણે સમસ્ત સૃષ્ટિને ફેંદી નાખી, જેની આરાધનામાટે આપણે દેવાલય અને મંદિરોમાં સહસ્રાવધિ પ્રાર્થના, અનુષ્ઠાન અને નૈવેદ્ય ઇત્યાદિ કર્યાં અને જેને આપણે અગમ્યથી પણ અગમ્ય અને અત્યંત ગૂઢ માનતા હતા, તે વસ્તુ તો આપણા પોતામાં જ રહેલી છે. એટલું જ નહિ, પણ આપણે પોતે જ તદ્રૂપ છીએ. આપણું બાહ્ય જડાત્મક શરીર, મન અને આત્મા સર્વ તન્મય અને તત્સ્વરૂપ જ છે. એ જાણ્યા પછી 'હે પરમેશ્વર! હું ત્વદ્રૂપ જ છું; અને તું મદ્રૂપ–મારું રૂપ છે.' (अहं ब्रह्मास्मि, तत्त्वमसि.) એવી બુદ્ધિ ઉત્પન્ન થાય છે; અને એ જ તમારી ખરી પ્રકૃતિ છે, એ જ તમારું વસ્તુસ્વરૂપ છે. એ સ્વરૂપને પ્રસ્થાપિત કરવું અને પોતે પોતાનું સૂક્ષ્મ સમીક્ષણ કરી લેવું એ જ તમારું ખરું કર્તવ્ય–એ જ તમારો ખરો પુરુષાર્થ છે.

એ કાર્યની સિદ્ધિમાટે તમારે પ્રથમ શુદ્ધ થવું જોઇએ, એમ નથી; કારણ કે, તમે તમારા સત્સ્વરૂપમાં તો સદૈવ શુદ્ધ છો જ. માત્ર આપણે એવા છીએ, એ જ્ઞાન માત્ર તમે મેળવી લ્યો એટલે થયું. તમારે નવીન પૂર્ણાવસ્થા પ્રાપ્ત કરવાની છે, એમ નથી; કારણ કે, પૂર્ણ–અવસ્થા તો તમારી શાશ્વત પ્રકૃતિ–તમારો કાયમનો સ્વભાવ જ છે. માત્ર, દૃષ્ટાંતમાં કહેવા પ્રમાણે, તે પૂર્ણાવસ્થા ઓળખી લેવામાં જે બાહ્ય નશ્વર વિષયાત્મક જડ સૃષ્ટિનો–અથવા તો તમારા વિષયાસક્ત સ્વભાવનો જે આડો પડદો પડેલો છે, તેને જ વચમાંથી ખસેડી નાખો એટલે થયું. એ પડદો જ તમને તમારા વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થવા દેવામાં વ્યત્યયરૂપ થઈ પડે છે. તમારા મનમાં એક સારા વિચારનું આવવું ને તમારા હાથે કોઈ સારા કાર્યનું થવું, એ બીજું કશું જ નહિ,

પણ તે આવરણ–તે પડદા–ને દૂર કરવાનો પ્રયત્ન કર્યા જેવું જ છે. એ પ્રયત્ન નિર્વિઘ્ન સિદ્ધ થયો, કે તે ઈશ્વરનું–તે **આનંત્યનું સત્સ્વરૂપ** આપોઆપ તમારી નજરે આવ્યું જ સમજવું. મનુષ્યના જીવિતના ઇતિહાસનું સંક્ષેપમાં અવલોકન કરતાં તે એટલો જ છે, એમ જોવામાં આવે છે. તમારા અને સત્સ્વરૂપના વચમાં આવતો એ પડદો–પટલ–જેટલા વધારે પ્રમાણમાં સૂક્ષ્મ, વિરલ અને પાતળો થતો જશે, તેટલા વધારે પ્રમાણમાં તે પડદાની પેલી બાજૂએ રહેલું આત્મસ્વરૂપ પોતાના નૈસર્ગિક તેજથી વધારે અને વધારે ઉજ્જ્વલ અને પ્રકાશમાન દેખાવા માંડશે. તેને ઉજ્જ્વલ કરવામાટે કિંવા તેને પ્રકાશ પાડતો કરવામાટે ભિન્ન પ્રયત્ન કરવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, તે સ્વભાવતઃ જ સ્વયપ્રકાશ અને સદા તેજસ્વી છે. એટલું તો ખરું કે, જો તેનું જ્ઞાન મેળવી લેવાની જ આપની ધારણા હોય, તો તે જ્ઞાન મળી શકે એમ નથી જ. તેનું જ્ઞાન મેળવી લેવામાટેનો આપનો પ્રયત્ન સર્વથા નિષ્ફળ જ જવાનો. કારણ કે, જો તે જ્ઞાનનો વિષય હોત, તો અત્યારે તેનું જે જ્ઞાનાતીત અને શાશ્વત સ્વરૂપ છે, તે રહ્યું ન હોત. કારણ;કે, જ્ઞાનનો વિષય થતાં જ તેમાં શાન્તત્વ અને મર્યાદિતત્વ આવ્યું જ સમજવું.

એટલે, એ આત્મસ્વરૂપ જ્ઞાનનો વિષય નથી, કિન્તુ જ્ઞાન, તેનું માત્ર એક સાધન જ છે. તમારો આત્મા, જ્ઞાનાતીત, વિશ્વદ્રષ્ટા અને શાશ્વત છે. જ્ઞાન–પછી તે તત્ત્વજ્ઞાન હોય કે અધ્યાત્મજ્ઞાન હોય, પણ તેથી નીચેની પાયરીનું જ છે. તે, આત્મસ્વરૂપ કરતાં એક પ્રકારે ગૌણ જ છે. ત્યારે એ જે કાંઈ પણ જ્ઞાનાતીત, વિશ્વસાક્ષી અને ચિરંતન છે, તે તો તમે સ્વભાવતઃ જ છો. (तत्त्वमसि–તે તું છે.) એ તત્ત્વ તમારે કાંઈ નવેસરથી સમજવાનું છે, એમ નથી. માત્ર તમે તેવા છો, એ કેવી રીતે તમારા જાણવામાં આવી શકે, એનો જ માત્ર વિચાર કરવાનો છે. પ્રત્યેક જન તદ્રૂપ છે, અને પોતપોતાની શક્તિ અનુસાર તે તત્ત્વને અનેક રીતે વ્યક્ત કરવામાટેની તેના એક સરખા પ્રયત્નો ચાલૂ હોય છે. મનુષ્ય પ્રાણીઓનો આજ સૂધીનો ઇતિહાસ તે એનું પ્રબળ પ્રમાણ છે. જગતના ઇતિહાસમાં જે ભિન્ન ભિન્ન નીતિશાસ્ત્રો (શ્રુતિ સ્મૃતિ આદિ ગ્રંથો) પ્રણીત થએલાં દેખાય છે, તે ઉપર્યુક્ત પ્રવૃત્તિનાં જ દ્યોતક છે. એ વિના નીતિશાસ્ત્રોની ઉપપત્તિનું બીજું કોઇપણ સયુક્તિક કારણ આપી શકાય તેમ નથી જ. નીતિશાસ્ત્રો ગમે તેટલાં અનેક અને પરસ્પર ભિન્ન સ્વરૂપ ધરાવનારાં હોય, તોપણ તે સર્વનો પાયો સર્વસામાન્ય એક જ કલ્પનાપર મુખ્યતઃ રાખેલો દેખાય છે. એ કલ્પના મનુષ્યના મનમાં બીજાનું ભલું કરવાની

જે એક નૈસર્ગિક ઇચ્છા દેખાઈ આવે છે, તે છે. મનુષ્યપ્રાણીના સર્વ સામાજિક વ્યવહારોને ચાલન આપનારી મુખ્ય પ્રેરણા તે, માનની જાતિવિશે–એકંદર પ્રાણીવર્ગ વિશેની ભૂતદયા અને અનુકપા જ છે. પણ એ વિશ્વપ્રીતિ કિંવા ભૂતદયા વસ્તુત શુ છે? તે અન્ય કાંઈ નહિ, પણ મનુષ્યમા "હું વિશ્વરૂપ છુ, અને આ વિશ્વ એકમય છે." એવી જે ત્રિકાલાબાધિત સત્સ્વરૂપની અન્ત સ્ફૂર્તિ વાસ કરી રહેલી હોય છે, તેની જ જૂદા જૂદા રૂપે વ્યક્ત થતી બાહ્ય છાયા છે. એ વિના ઉપર્યુક્ત પ્રવૃત્તિનો બીજી કોઈ પણ રીતે યોગ્ય નિર્ણય થવો શક્ય નથી મારે બીજાનું ભલું શામાટે કરવુ જોઇએ?– અને તેમ કરવાની ફરજ પાડનારુ કોણ છે? એ પ્રશ્નોના આપણા મનમા સર્વથા સ્વાભાવિક રીતે જ શા ઉત્તરો આવે છે વારુ? એ જ કે, સર્વ સ્થાને એકાત્મતાની અથવા સાનુકંપાની થનારી અથવા થતી નૈસર્ગિક સ્ફૂર્તિ જ છે, અને એ પ્રવૃત્તિ નૈસર્ગિક છે એ વાતનુ બીજુ એક સમજ પ્રમાણ એ છે કે, સર્વથા પાષાણહૃદયી પુરુષોના મનમા પણ કોઈ કોઇવાર પોતાના સજાતીયોમાટે દયા અને સહાનુભૂતિ થએલી આપણા પ્રત્યક્ષ જોવામા આવે છે.

અસ્તુ, સારાશ કે, સર્વ નીતિશાસ્ત્રોની આધારભૂત એકાત્મતાની પ્રેરણા મનુષ્યના મનમા સ્વભાવતઃ જ કેવી રીતે ઉત્પન્ન થએલી હોય છે, અને તેનો સૃષ્ટિના વ્યવહારમા કેટલોબધો ઉપયોગ થાય છે, એ અહીં સુધી દેખાડવામા આવ્યુ

એ પ્રવૃત્તિ જો કે નૈસર્ગિક છે ખરી, તથાપિ મનુષ્યના મનમા તે નિયમિત વર્તતી હોય છે જ અથવા તેના અનુરોધથી જ નિત્ય મનુષ્યનું વર્તન થતુ હોય છે, એમ બનતુ નથી વિરુદ્ધપક્ષે મનુષ્યમા બાહ્ય જડાત્મક શરીર આદિ ઉપાધિવિશેની જે એક ભ્રામક આત્મીય બુદ્ધિ ઉત્પન્ન થાય છે, (એનું બીજુ નામ **અહંકાર** છે,) તેનો જ તેના મનમા દૃઢ સસ્કાર થએલો દૃષ્ટિગોચર થાય છે, અને બહુધા એના જ અનુસધાનથી તેનુ વર્તન થતુ જોવામા આવે છે એ આત્મીય બુદ્ધિ–અહંકાર– જ મનુષ્યના સાસારિક દુ ખોની અને નાનાવિધ અનર્થોની કારણીભૂત છે પણ એ બુદ્ધિને તેના મનમાથી કાઢી નાખવાનું કાર્ય અત્યત દુર્ઘટ છે. તોપણ કોઈ કોઇવાર એક સસારી મનુષ્યના મનમા પણ ઉપર્યુક્ત ઉદાત્ત પ્રેરણાનો–ભૂત દયાનો, વિશ્વપ્રીતિનો કિંવા **આત્મત્યાગ** નો વિકાસ થએલો આપણા જોવામા આવે છે. જો કોઈ માણસને આપણે જ આગળ વધીને એમ કહીએ, કે "ભાઈ રે! તારી તારા બાહ્ય જડાત્મક શરીરમા તે આ બળાત્કારે રાખેલી આસક્તિ આત્મીય બુદ્ધિ–સર્વથા ભ્રામક અને વિઘાતક છે, અને એવી રીતે આ બાહ્ય શરીરમા આસક્તિ રાખવી અત્યત

ગર્હણીય છે." તો તે સામો તમારાપર કોપ કરીને તમને જ ગાંડા ઠરાવવાનો પ્રયત્ન કરશે. પરંતુ તે જ મનુષ્ય કોઈ કોઇવાર પોતાની મેળે જ "સમાજનીતિનું આદિતત્ત્વ, એટલે કે પૂર્ણ આત્મત્યાગ-પોતાના દેહમાં રહેલી આસક્તિનો ત્યાગ કરવો એ જ છે." એમ તમને કહેશે.

ત્યારે, નીતિશાસ્ત્રને આધારભૂત અને કોઈ કોઇવાર સાધારણ વ્યવહારી મનુષ્યના પણ અનુભવમાં આવતો એ પૂર્ણ આત્મત્યાગ છે શું; ને તે ત્યાગ કરવાપછી અવશિષ્ટ શું રહેશે ? એ પ્રશ્નોનો વિચાર કરવો, એ ઘણું જ અગત્યનું છે. આત્મત્યાગથી વસ્તુતઃ તે સત્સ્વરૂપ અને શાશ્વત આત્માનો ત્યાગ કરવાનો નથી, કિંતુ માત્ર બાહ્ય અને જડ દ્રવ્યાત્મક શરીરમાં મનુષ્યની જે અનિવાર્ય આસક્તિ-સ્વીયબુદ્ધિ-થઈ ગએલી જેવામાં આવે છે, તેનો જ ત્યાગ કરવો, એ જ આત્મત્યાગ શબ્દનો વાસ્તવિક અર્થ છે. પ્રત્યેક મનુષ્યમાં એ જે કાંઇપણ આ બાહ્ય શરીરવિષે અને જડ વિષય આદિ વિષે 'હું' અને 'મારું' એવી અહંકારાત્મક અને મમત્વપૂર્વક બુદ્ધિ દેખાઈ આવે છે, તે પૂર્વપરંપરાગત દૃઢ સંસ્કારનું ફળ છે; અને જેટલા પ્રમાણમાં એ અહંકાર અને મમત્વ-બુદ્ધિ મનુષ્યના મનમાંથી લોપાતાં જશે, તેટલા પ્રમાણમાં તેને તે સર્વશ્રેષ્ઠ, ઉજ્જ્વલ, અને દેદીપ્યમાન પરમાત્માના સત્સ્વરૂપનું અધિકાધિક જ્ઞાન અને દર્શન થતું જશે. એ આત્મત્યાગ જ સર્વ નીતિશાસ્ત્રનો આધારસ્તંભ, મૂળ પાયો અને ખરો મથિતાર્થ છે. અને કોઈપણ નીતિશાસ્ત્ર લેશો, તો તેમાં એ પ્રધાનરૂપથી હોવાનો જ. કેટલીકવાર મનુષ્યને એ આત્મત્યાગનું યથાર્થ જ્ઞાન થયેલું નથી હોતુ, એમ પણ બને છે. પણ એ મનુષ્યના જાણવામાં આવે કે ન આવે, છતાં પણ એ તત્ત્વનું જગતના વ્યવહારમાં સૂક્ષ્મ રીતે હિતકારક પરિણામ થયા જ કરે છે; અને ધીમે ધીમે એ તત્વ ન્યૂન કે અધિક પ્રમાણમાં ઉપયોગમાં આવતાં સૃષ્ટિનું એકંદર પર્યવસાન એ તત્ત્વમાં જ થવાનું, એમાં લેશમાત્ર પણ સંશય નથી; અસ્તુ.

એટલે, મારા કહેવાનું તાત્પર્ય એટલું જ કે, માનવી જાતિમાંના કેટલાકોના હાથે જે અજ્ઞાત રીતે આત્મત્યાગ થઈ જાય છે, તેમ થવાને બદલે એ આત્મત્યાગનુ મહત્વ તેમના પોતાના સમજવામાં આવી શકે અને તેઓ ઉલ્લાસથી આત્મત્યાગ કરવાને તૈયાર થાવ, એ માટે સર્વેએ એક સરખા પ્રયત્નો કરવા જોઇએ. આપણે જે આત્મત્યાગ કરીએ છીએ, તે ખરા આત્માનો ત્યાગ નથી કરતા, કિંતુ માત્ર આપ-ણને જે દેહાદિ વિષયક ભ્રામક અને વિઘાતક બુદ્ધિ-આત્મીય બુદ્ધિ-વળગેલી છે, તેનો-આપણને બદ્ધ કરનારી સંકુચિત મર્યાદાનો-આપણે ત્યાગ કરીએ છીએ, એમ મનમાં

પ્રથમ જ સારી રીતે સમજીને પછી તેમને બુદ્ધિપુરઃસર જોઇએ તેટલો આત્મત્યાગ કરવા દો, એ જ મારા ઉપદેશનું તત્ત્વ છે. બાહ્ય મનુષ્યપ્રાણી, તે સર્વવ્યાપી અને સર્વભૂતાંતરાત્મા શાશ્વત સ્વરૂપનો કેવળ આભાસ જ છે. તે દેદીપ્યમાન અને સદા પ્રદીપ્ત અગ્નિરાશિનો એ એક યઃકશ્ચિત્ સ્ફુલ્લિંગ–ચિંગારી–છે, એવો બધાનો નિશ્ચય થઈ જવા દો; અને આપણું પોતાનું ખરું જીવિત તે તે જ શાશ્વત અને વિશ્વરૂપી સત્સ્વરૂપ જ છે, એવી સર્વના મનમાં પ્રતીતિ થઈ જવા દો; એમ થયું એટલે જ મનુષ્યની ઐહિક કર્તવ્યતાની પરિસમાપ્તિ થઈ, એમ કહી શકાશે. અસ્તુ.

પરંતુ એ જ્ઞાનના સંબંધમાં અર્વાચીન વિદ્વાનો તરફથી એક આક્ષેપ થવાનો સંભવ છે, તેનું અહીં ઉત્તર આપવું જોઇએ. તેઓ કહેશે કે, "ઠીક, પણ એકંદર રીતે એ જ્ઞાનનું અંતિમ પરિણામ, ફલપ્રાપ્તિ કિંવા ઉપયોગ શો?" કારણ કે, વર્તમાન-કાળમાં પ્રત્યેક વિષયની ઉત્તમતા કે અધમતાનું તોલમાપ 'બહૂપયોગિત્વ' (Utilitarian Principle) ના ભાવથી ચાલતું હોય છે. એટલે એનો જ વધારે ઉઘાડો અર્થ કરીએ, તો એમ કહી શકાય કે, તેમ કે એમ કરવાથી કેટલા ટકાની કિફાયત થશે, એવી મારવાડી દૃષ્ટિથી જ પ્રત્યેક વિષયની યુક્તાયુક્તતાનો હાલમાં નિશ્ચય કરવામાં આવે છે. એને માટે મારું ઉત્તર એટલું જ છે કે, પૈસાના અથવા બીજા પ્રકારના લાભના પ્રમાણથી સત્યની પરીક્ષા કરવાનો કોઇને અધિકાર જ શો છે? કારણ કે, ધારો કે, તે વિષયથી તાદૃશ્ય લાભ ન પણ થતો હોય, તો પણ એથી કાંઈ તેની સત્યતાને થોડો જ બાધ લાગી શકે છે? એટલે કે, કોઈ પણ વિષયની સત્યતાનું અનુમાન કરવામાં તેનો ઉપયોગ છે કે નહિ, એ કસોટી જ નથી. તથાપિ, એ દૃષ્ટિથી જોતાં પણ એ જ્ઞાનથી સર્વોત્કૃષ્ટ ઉપયોગ અને લાભ થઈ શકે છે, એમ હું આપને સિદ્ધ કરીને બતાવી આપીશ. સમસ્ત વિશ્વમાં સર્વનો જે આ બધો ખટાટોપ ચાલતો જોવામાં આવે છે, તે માત્ર એક સુખમાટે જ. સર્વને માત્ર સુખ જ જોઇતું હોય છે. પણ એ પ્રયત્નમાં ઘણાકોની જે ભૂલ થાય છે, તે એ જ કે, તે સુખને મેળવવા માટે તેઓ નશ્વર અને અવાસ્તવિક પદાર્થોની પૂઠે પડેલા હોય છે. પણ ખરું સુખ કાંઈ ઇંદ્રિયો અથવા તેમના નશ્વર વિષયોમાંથી કદાપિ પ્રાપ્ત થઈ નથી શકતું. એવો એક પણ મનુષ્ય મળી શકવાનો નથી કે, જેને ઇંદ્રિયદ્વારા કિંવા ઇંદ્રિયોના વિષયોના સેવનથી ખરું સુખ પ્રાપ્ત થએલું હોય. માત્ર આત્મામાં જ સત્ય સુખની પ્રાપ્તિ થવાનો સંભવ છે. ત્યારે એ દૃષ્ટિથી જોતાં ઇતર સર્વજ્ઞાનો કરતાં આત્મજ્ઞાનની, માનવી પ્રાણીને, સર્વથી અધિક ઉપયુક્તતા અને આવશ્યકતા છે. એ એક ઉત્તર થયું.

હવે બીજી વાત એ છે કે, આત્મસ્વરૂપના સંબંધમાં ગાઢ અજ્ઞાન તે જ એકંદર રીતે સાંસારિક દુઃખોનું આદિ મૂળ છે, એમ આપણા જોવામાં આવે છે. સર્વે સાંસારિક દુઃખો, એ એક જ માયાવી આદિમાતાના ઉદરમાંથી જ ઉત્પન્ન થાય છે. જે વસ્તુતઃ અનંત અને અવિકાર્ય છે, તે શાન્ત અને સવિકાર છે, એમ સમજીને તેમાં 'તે રડે છે, તે હસે છે, ને તેને સુખ થાય છે, તેને દુઃખ થાય છે,' ઇત્યાદિ જડાત્મક કલ્પનાઓના આરોપ કરવા, એથી તો સંસારમાંની દુઃખપરંપરા, ત્રાસ અને ઉપદ્રવ્યાપ એક સરખાં વધતાં જ જવાનાં. આપણે વસ્તુતઃ શાશ્વત, પૂર્ણ, શુદ્ધ, અને આત્મસ્વરૂપ હોવા છતાં પણ કેવળ અજ્ઞાન અને મોહબુદ્ધિથી, આપણે વ્યક્તિશઃ લઘુ જીવ છીએ અને આ બાહ્ય જડાત્મક શરીરો આપણાં જ છે, એ પ્રમાણે માનવા લાગીએ છીએ; અને તેથી આપણામાં અહંકાર અને મમતા ઇત્યાદિ બંધનોની ઉત્પત્તિ થતાં તેના જાળમાં આપણે પોતે જ પોતાને ફસાવી નાંખીએ છીએ. કારણ કે, એકવાર આ બાહ્ય શરીરમાં આપણી સ્વીયબુદ્ધિ ઉત્પન્ન થઈ કે, તેની પાછળ અનેક ચિંતા અને સંતાપો આવ્યાં જ સમજવા. શરીરને પોતાનું સમજતાં જ તેનું રક્ષણ કેવી રીતે કરી શકાશે, તેને સારી વ્યવસ્થામાં કેવી રીતે રાખી શકાશે કિંવા પોતાથી વ્યતિરિક્ત બીજાઓની હાનિ થાય, તોપણ તેમનાપર આપણું વર્ચસ્વ કેવી રીતે સ્થાપી શકાશે, ઇત્યાદિ ક્ષુદ્ર અને એકલપેટાપણાના વિચારો મનમાં ઘુસ્યા જ સમજવા. પરંતુ એના કરતાં પણ વધારે ભયંકર શરીરનો અને આપણો કોઈ વખતે પણ વિયોગ તો અવસ્ય થવાનો જ, એ કલ્પના આવીને એકવાર નેત્રો સમક્ષ ઊભી રહેતાં જ વળી એક પ્રકારના નવીન હૃદ્રોગ અને દુઃખપરંપરાનું દ્વાર ખુલ્લું થાય છે; અને તેના યોગે બિચારો ભ્રાન્ત થએલો આ જીવ વળી વધારે વ્યાકુળ અને ખિન્ન બની જાય છે.

ત્યારે, એ સઘળી અનર્થપરંપરાનું આદિ કારણ જે આ બાહ્ય શરીર આદિ જડાત્મક અને નશ્વર વિષયો વિશેની ભ્રામક સ્વીય બુદ્ધિ—એ જે પોતાના મર્યાદિતત્વની, ક્ષુદ્રત્વની અને સંકુચિતપણાની મોહમૂલક કલ્પના—છે, તેનો નાશ કરીને અને આત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન કરાવી દઇને એક ક્ષણમાત્રમાં આ મૃત્યુભૂમિ સમ ભાસતી પૃથ્વીને દિવ્ય સૌખ્યમય નંદનવન બનાવી દેનારું જે એ આત્મજ્ઞાન, તે ઉપયુક્તતાની દૃષ્ટિથી પણ કેટલું અને કેવું અમૂલ્ય છે, એની સહજમાં જ તમારા મનમાં કલ્પના થઈ શકશે. આત્મજ્ઞાનવડે જે એ સાત્વિક અને અપ્રતિમ સૌખ્ય સાધ્ય થાય છે, તે તમારી આધિભૌતિક જ્ઞાનમાં ગમે તેટલી પ્રગતિ થાય કિંવા યાંત્રિક કળા ઇત્યાદિ ગમે તેટલી સુધારણાઓ થતી જાય, તોપણ તેમનાથી કદાપિ પ્રાપ્ત થઈ શકે તેમ

નથી જ. એટલું જ નહિ, કિન્તુ આધિભૌતિક જ્ઞાનવડે જો કે માનવી પ્રાણીનાં તેટલા વખત માટેનાં ઐહિક સુખો વૃદ્ધિગત થએલાં દેખાય છે, તથાપિ વસ્તુતઃ વિચાર કરવામાં આવે, તો એ તેટલા વખતના સુખ કરતાં તેથી સદ્યઃસ્થિતિ વિશે અસમાધાન, પોતાની શક્તિથી પર હોય એવા વિષયોનું જ્ઞાન મેળવવાની અનિવાર્ય ઇચ્છા અને તેમાં થનારી તીવ્ર નિરાશા ઇત્યાદિ અનર્થપરંપરા જ વધારે અને વધારે વધતી જાય છે, એમ જ જોવામાં આવે છે; અને તેથી આધુનિક મનુષ્યોનું જીવિત અત્યંત કષ્ટમય અને અસંતુષ્ટ બની જાય છે. એ જ્ઞાનામૃતના સિંચનથી, જિજ્ઞાસાગ્નિની શાંતિ ન થતાં સામી તેની જ્વાળા વધારે અને વધારે જ પ્રદીપ્ત થતી જાય છે; સારાંશ કે, જો આત્મજ્ઞાનની પૂર્તિ ન હોય, તો આધિભૌતિક જ્ઞાન ગમે તેટલું વૃદ્ધિગત થએલું હોય, તોપણ તેથી મનમાં શાંતિ ન આવતાં વિરુદ્ધપક્ષે તે અસમાધાનની વૃદ્ધિ કરવામાં જ વધારે કારણીભૂત થાય છે, એ નિરંતર લક્ષમાં રાખવું જોઇએ. તેવા જ્ઞાનથી મનુષ્યની સ્વાર્થાન્ધતા અને મહત્ત્વાકાંક્ષાની વધારે વધારે વૃદ્ધિ થતી જાય છે અને તે મહત્ત્વાકાંક્ષાને તૃપ્ત કરવામાટે પ્રસંગ વિશેષે બીજાનો માલ લૂટી લેવાની પણ તેના મનમાં ઇચ્છા થઈ જાય છે. પોતાની એ ઇચ્છાને ફલદ્રૂપ કરવામાટે, એ એક આયતું સાધન જ તેના હાથમાં આવી પડ્યા જેવું થાય છે. એવી રીતે, કેવળ આધિભૌતિક સુધારણાથી, મનુષ્યત્વનું જે ઉદાત્ત અંગ—આત્મત્યાગ—બીજાના લાભમાટે પોતે કષ્ટ ભોગવવું અથવા પોતાના હિતનો ત્યાગ કરવો—છે, તેનો વિકાસ ન થતાં સામી તેના અંગમાં સ્વાર્થસાધુતા તેમ જ અહંમન્યતાની જ વૃદ્ધિ થતી જાય છે. એ અનર્થને ટાળવામાટે અને આધિભૌતિક જ્ઞાનનો ખરો ઉપયોગ કરવામાટે તેને આત્મજ્ઞાન—ધાર્મિક શિક્ષણ અને સંસ્કાર—ની જોડ અવશ્યમેવ હોની જ જોઇએ, એ હવે સ્પષ્ટ રીતે આપના જાણવામાં આવી ગયું હશે જ, એમ મને તો જણાય છે.

આ સિદ્ધાન્તપર કોઈ એવો આક્ષેપ કરશે કે, "ભાઈ, તમે જે કહો છો, તે બધું ખરું. આધિભૌતિક સુધારણાને કદાચિત્ ધાર્મિક પ્રગતિની અપેક્ષા હશે, પણ એ અપેક્ષા અથવા એ બન્નેની જોડ પ્રત્યક્ષ વ્યવહારમાં કેવીક પ્રચલિત થઈ શકે એમ છે? અર્વાચીન કાળની સમાજસંઘટનામાં તેને યોગ્ય રીતે પ્રચલિત કરી શકાશે કે નહિ, એ એક પ્રશ્ન જ છે." એ ખરેખર જ એક મહત્ત્વનો અને સયુક્તિક પ્રશ્ન છે, એમાં શંકા નથી. પણ એનું સંક્ષેપમાં જ એક સમર્પક ઉત્તર આપી શકાય તેમ છે. તે એ જ કે, જે સત્ય છે, તે તમારી સમાજસંઘટનાના પ્રાચીન અને અર્વાચીન ઇત્યાદિ ભેદોને જાણતું જ નથી. સત્યસમક્ષ સમાજને જ નમવું

સ્મૃતિ થઈ આવી છે, તે હું તમને દૃષ્ટાંત તરીકે કહી સંભળાવું છું. એથી ધૈર્યના ઉપર કહેલા બે પ્રકારના ભેદો વિશેષ સ્પષ્ટતાથી તમારા ધ્યાનમાંથી આવી શકશે.

તે વાર્તા આ પ્રમાણે છે:–એકવાર એક બાદશાહ આર્યાવર્તપર ચઢી આવ્યો. જે વેળાએ તે સ્વારી કરીને નીકળ્યો, તે વેળાએ તેના ગુરુએ તેને ભારતવર્ષના તત્ત્વજ્ઞાની અને ધર્મશીલ મહાત્માઓને મળતા આવવાની સૂચના આપી મૂકી હતી. તે પ્રમાણે યુદ્ધની સમાપ્તિ થતાં બાદશાહે એવા મહાત્માઓનો દીર્ઘ કાલપર્યન્ત શોધ ચલાવ્યો, પણ તેને તેવો એક પણ મહાત્મા મળી શક્યો નહિ. છેવટે ચાલતાં ચાલતા તેને એક અરણ્યમાં એક લઘુ શિલાતલપર બેઠેલો એક વયોવૃદ્ધ મનુષ્ય મળ્યો. તેની સાથે બાદશાહે થોડુંક સંભાષણ કર્યું; અને તેથી તે વૃદ્ધ મનુષ્યપર બાદશાહ ઘણો જ પ્રસન્ન થયો. તેણે તે મહાત્માને પોતાસાથે પોતાના રાજ્યમાં આવવામાટે વિનતિ કરી; પણ તે વિનતિ તે વૃદ્ધ મહાપુરુષે માન્ય કરી નહિ. મહાત્માએ કહ્યું કે, "મહારાજ! મારા મનમાં બીજા કોઈ સ્થાને પણ જવાની ઇચ્છા નથી. મને આ અરણ્યમા રહેવામાં જ બહુ આનંદ ભાસે છે." તોપણ બાદશાહે પાછી તેને આગ્રહપૂર્વક પ્રાર્થના કરી કે, "જો–હું આ સમસ્ત પૃથ્વીનો સ્વામી છું. જો તું મારીસાથે આવીશ, તો તને વસુ, વસુંધરા અને પદવી સર્વ વસ્તુઓ પ્રાપ્ત થઈ શકશે. હું તને જે જોઇશે તે આપીશ." તોપણ તે મહાત્માનો નિશ્ચય ચળ્યો નહિ, અને તેણે સામો જવાબ આપ્યો કે, "મને એ વસ્તુઓની લેશ માત્ર પણ અકાંક્ષા નથી." એવી રીતે પોતાની પ્રાર્થના અમાન્ય થએલી જોઇને બાદશાહના મનમાં ઘણો જ ક્રોધ આવી ગયો અને તે ક્રોધના આવેશમાં જ તેણે તે વૃદ્ધ મહાત્માને કહ્યું કે, "ઠીક છે. જો તું નથી જ આવતો, તો હું તને અહીંનો અહીં આ ક્ષણે જ ઠાર કરી નાખું છું." પરંતુ એનું પણ તે શાંતચિત્ત મહાત્માના મનમાં કાંઇપણ પરિણામ થયું નહિ. સામો તે હસતો હસતો શાહને કહેવા લાગ્યો કે, "મહારાજ! જે વધારેમાં વધારે ગાંડાઇની વાત ગણાય છે, તે તમે હમણાં જ બોલ્યા. મહારાજ! આપ મને ઠાર મારી શકો, એ કોઈ કાળે પણ બની શકે તેમ નથી. મને સૂર્ય તપાવી શકતો નથી, અગ્નિ મને બાળી શકતો નથી; અને શસ્ત્ર તથા અસ્ત્ર મને છેદી શકતાં નથી. કારણ કે, હું અજાત, અમર, સર્વવ્યાપી, સર્વશક્તિ, શાશ્વત અને ચિરંતન આત્મસ્વરૂપ છું!" બાદશાહ જેવાના ધમકાવવા અને સમજાવવાની પરવા ન કરતાં એવું નિઃસ્પૃહતા પૂર્ણ-ઉત્તર આપી શકાય, એ દ્વિતીય પ્રકારનું ધૈર્ય છે. એને જ સાત્વિક ધૈર્યના નામથી ઓળખવામાં આવે છે.

એના સંબંધમાં બીજી પણ એક ન્હાની વાત કહી સંભળાવું છું. ઇસ્વીસન અઢારસો સત્તાવનના સુપ્રસિદ્ધ બળવાના સમયમાં એક મોટો સ્વામી થઈ ગયો છે. તે સ્વામી અને એક બળવાખોર મુસલ્માનનો એકવાર અચાનક મેળાપ થઈ ગયો. તે કાફરે તત્કાળ પોતાનું ખંજર સ્વામીના પેટમાં ખોસીને લગભગ તેને ગતપ્રાણ જ બનાવી દીધો; પરંતુ બહુ જ શ્રમ વેઠીને સ્વામી તેના પંજામાંથી છૂટી ગયો. ત્યાર પછી તે સ્વામીના શિષ્યોએ–સેવકોએ તે બળવાખોર કાફરને પકડી લાવીને સ્વામી સમક્ષ ઊભો કર્યો, અને તેનો શિરચ્છેદ કરવા વિશેની આજ્ઞા કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. પણ સ્વામીએ તેમની એ ઇચ્છાને લેશમાત્ર પણ લક્ષમાં ન લેતાં તે મુસલ્માનને ઉદ્દેશીને કહ્યું કે, "ગમે તેમ હોય પણ ભાઈ! તું તત્સ્વરૂપ–પરમાત્મસ્વરૂપ–જ છે. હશે એને જવા દ્યો." એમ કહીને સ્વામીએ પોતાના પ્રાણ છોડી દીધા. સાત્વિક ધૈર્યનું એ બીજું ઉદાહરણ છે.

એટલા માટે જ કહું છું, કે, જો સત્યના અનુરોધથી સમાજની અવસ્થાની દિશા બદલવાની અથવા તે સત્યને અનુસરીને એવી સર્વોત્કૃષ્ટ સમાજસંઘટના બનાવવાની તમારા અંગમાં ધમક, પુરુષાર્થ અને કર્તવ્ય નથી, તો પછી પોતાના શારીરિક બળની અથવા તો તમારી પાશ્ચાત્ય સંસ્થાની વ્યર્થ ફિશિયારી મારવામાં તે શો પુરુષાર્થ સમાયલો છે? અને જ્યારે ચારે બાજુથી તમને "એમ થવું શક્ય જ નથી!" એમ જ ભાસે છે, ત્યારે પોતાના ઐશ્વર્યની અને વૈભવની વ્યર્થ અને દંભપૂર્ણ વાચાળતા શામાટે કરવી જોઈએ? વળી ધાર્મિક વિષયમાં હું કહું છું કે, "આ શક્ય નથી, તે સાધ્ય નથી" એમ પણ શા માટે ભાસવું જોઇએ? શું ખરેખર જ એના સંબંધમાં તમારાથી કાંઇપણ બની શકે તેમ નથી જ? જગતમાં ચવલી, (બે આની) પાવલી અને શિલીંગ પેન્સ મેળવવા વિના બીજું કોઈ કાર્ય પણ શક્ય નથી જ કે? જો તમે તમારા પોતામાં એટલી બધી દુર્બળતા હોવાનું સ્વીકારતા હો, તો પછી 'અમારો સમાજ આવો સુધરેલો છે અને અમારો સમાજ તેવો સુધરેલો છે,' એવો ખોટો ડોળ બતાવવો જ શામાટે જોઇએ? મારા મત પ્રમાણે જે **સમાજમાં અત્યંત ઉદાત્ત સત્ય તત્ત્વો સુદ્ધાં** પણ પ્રત્યક્ષ–વ્યવહારમાં આવી શકતાં હોય, તે જ ખરેખરો શ્રેષ્ઠ સમાજ છે.

ત્યારે મારા કથનનો કટાક્ષ એ જ છે કે, તમારા સમાજની વર્તમાન સ્થિતિમાં કોઇ એક ઉદાત્ત તત્ત્વ અમલમાં આવી શકે એમ ન હોય, તો તે તત્ત્વ કોઇકાળે પણ વ્યવહારના અમલમાં આવે, એ શક્ય જ નથી; એવું નિર્ભયતાથી વિધાન કરવાનું સાહસ કરશો નહિ. કિન્તુ તે તત્ત્વ અમલમાં આવી શકે, એવી સમાજની ઉન્નતસ્થિતિ કરવા

માટેનો મનોભાવથી સતત પ્રયત્ન કરતા રહો; એટલે કોઈ વેળાએ પણ તેમાં યશ મળ્યા વિના રહેશે જ નહિ; અને કોઇપણ વાત અશક્ય નથી, એમ પોતાની મેળે જ તમારા જાણવામાં આવી જશે.

એટલા માટે "शुभस्य शीघ्रं" એ ન્યાયથી એ મહત્ કૃત્યનો જેટલો સત્વર આરંભ કરશો, તેટલો તે તમને વધારે શ્રેયસ્કર થશે. સ્ત્રી પુરુષનો ભેદ મનમાં ન લાવતાં પ્રત્યેકે પોતપોતાની શક્તિ પ્રમાણે હિંમત રાખીને અને એ ઉદાત્ત તત્ત્વમાં પૂરેપૂરો ભરોસો રાખીને તે તત્ત્વને જેટલું બની શકે તેટલું પોતાના અંગમાં લાવવામાટેનો અને તેને સમાજમાં પ્રસૃત કરવામાટેનો રાત્રિ દિવસ મનોભાવથી પ્રયત્ન કરવો જોઇએ; અને એવો પ્રયત્ન કરવાની મર્દાનગી પ્રત્યેકે પોતાના અંગમાં લાવવી જોઇએ. એ સાત્ત્વિક ધૈર્યને અંગમાં લાવવાનું કાર્ય બહુ જ દુર્ઘટ છે. પ્રથમ પ્રકારનું ધૈર્ય મેળવવામાં કાંઈ પણ વધારે પ્રયાસ કરવો પડતો નથી. વ્યાઘ્ર આદિમાં તે ધૈર્ય નિઃસર્ગતઃ જ રહેલું હોય છે. વિરુદ્ધ પક્ષે કોઈ કોઈ વાર ક્ષુદ્ર પ્રાણીઓના સહત બળ સમક્ષ મનુષ્યના શરીરબળનો દંભ લેશ માત્ર પણ ચાલી નથી શકતો. પ્રસંગ વિશેષે કીડીઓ પણ મનુષ્યને પોતાના સયુક્ત બળથી મ્હાત કરી નાખે છે, એ તો નિત્યના વ્યવહારમાં સર્વના જોવામાં આવે છે જ. ત્યારે એવા એ અમુક સમયના અને નશ્વર શરીરબળની અને તદ્વિષયક ધૈર્ય તથા સાહસની પ્રિશિયારી બતાવવામાં અર્થ શો? જે ધૈર્યનો અંગમાં સંચાર થતાં જ પ્રત્યક્ષ મૃત્યુની ભીતિ પણ ટળી જાય છે; અને આપણે પોતે પરમાત્મસ્વરૂપ હોવાથી અભંગ, અખંડ અને અક્ષય્ય છીએ, આપણે વિશ્વમય જ છીએ; શતશઃ વજ્રઘાતથી કિંવા અગાધ અગ્નિવર્ષણથી પણ આપણો નાશ થવાનો નથી; જે ધૈર્ય મનુષ્યના અંતઃકરણમાં એવી બુદ્ધિ ઉપજાવી દે છે, તે સાત્ત્વિક ધૈર્યને અંગમાં લાવવામાટેનો તમારામાંના પ્રત્યેકે અખંડ પરિશ્રમ કરવો જોઇએ; અને તે ધૈર્યનું સંપાદન કરવામાં જ ખરેખરી કર્તવ્યતા અને કૃતકૃત્યતા સમાયલી છે, એમ માનવાનું પ્રત્યેકે શીખવું જોઇએ. એ ધૈર્ય જ તમારામાં પરમ તત્ત્વને જાણી લેવાનો દૃઢ વિશ્વાસ ઉત્પન્ન કરે છે અને તમને તત્સ્વરૂપની યથાતથ્ય ઓળખાણ કરાવી આપે છે. એવા પ્રકારનું ધૈર્ય મનુષ્યના અંગમાં આવ્યું, એટલે તે મુક્ત થયો; અને તે જ તેના આત્માનું ખરેખરું સ્વરૂપ છે! એમ નિશ્ચયપૂર્વક અને નિઃસંશય સમજવાનું–જાણવાનું છે.

એ ધૈર્ય કોઈ પણ સમાજમાં લાવવું શક્ય છે. એટલું જ નહિ પણ અત્યારે પણ તે સમાજમાં પોતાનું ગૂઢ અને હિતકારક પરિણામ ગુપ્ત અને અપ્રત્યક્ષ રીતિથી

નિત્ય નિયમિતતાથી કરતું જ હોય છે. એટલા માટે એ જે કાંઈ આત્માના સ્વરૂપનું જ્ઞાન છે, તેને પ્રથમ જાણી લેવામાટેનો પ્રત્યેકે, મનમાં નિઃસીમ ઉત્સુકતા રાખીને પ્રયત્ન કરવો જોઇએ. અર્થાત્ ઇતર જ્ઞાનપ્રાપ્તિના ક્રમ પ્રમાણે એ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે પણ મનુષ્યે શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ ત્રયીમાંથી પાર પડવું જોઇએ. ('आत्मा वा अरे श्रोतव्यो, मन्तव्यो, निदिध्यासितव्यः–) અસ્તુ.

એ પ્રમાણે આત્મજ્ઞાનના મહત્ત્વવિશે અને તેના સ્વરૂપ વિશે સામાન્યતઃ કહેવાયું. તથાપિ, એના સંબંધમાં એક મોટો આક્ષેપ હજી રહેલો છે; તે વિશે હવે આપણે થોડાકમાં વિચાર કરીએ. તે આક્ષેપ, આત્મજ્ઞાનનું પરિણામ, વ્યવહારમાં કોઈ પણ પ્રત્યક્ષ કૃત્યના રૂપે જગતના અનુભવમાં આવતું નથી, એ છે. એટલે કે, એ જ્ઞાન કેવળ શાબ્દિક જ છે અને એનો વ્યવહારમાં લેશ માત્ર પણ ઉપયોગ થઈ નથી શકતો, એવું જ આક્ષેપકોના કથનનું ધોરણ છે. અર્થાત્ એ કથન અર્વાચીન કાળમાં બહુ જ ચર્ચાયલા સાંસારિક ઉર્ફે 'બહૂપયોગિત્વ'ની દૃષ્ટિનું છે, એમ સહજમાં સમજી શકાય છે. કારણ કે, હાલમાં જ્યાં જોઇએ ત્યાં "માત્ર ગહન અને ઉદાત્ત વિચારો જ અમને નથી જોઇતા, કિન્તુ તેમનો વ્યવહારમાં શો ઉપયોગ થાય છે, તે અમને પ્રત્યક્ષ દેખાડો. વિચાર નહિ, પણ કૃતિ જોઇએ;" એવો એક જ પોકાર સર્વત્ર સાંભળવામાં આવે છે. અર્વાચીન કાળના એકેએક સુશિક્ષિતનો કટાક્ષ માત્ર કૃતિની મહત્તા બતાવવામાં અને વિચારની ન્યૂન પદવી બતાવવામાં જ રહેલો હોય, એમ જોવામાં આવે છે. પરંતુ મારા અભિપ્રાય પ્રમાણે તેમનું એમ કરવું યોગ્ય નથી. પ્રત્યક્ષ કૃતિ પોતપોતાના પક્ષે સારી છે, એમાં તો શંકા નથી જ; પણ તેથી કૃતિને આકાશમાં ચઢાવીને વિચારોને ન્યૂન ગણવા, એ કાર્ય સર્વથા પ્રમાદપૂર્ણ અને અયુક્ત છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય આવે તેમ નથી જ. કારણ કે, વાસ્તવિક રીતે જોતાં કૃતિ પણ વિચારમાંથી જ ઉત્પન્ન થાય છે. કૃતિ, તે બીજું કાંઈ નહિ, પણ તમારા વિચારોમાં જે એક નૈસર્ગિક લુપ્તપ્રાય શક્તિ રહેલી હોય છે, તે જ્યારે વિશેષ સ્પષ્ટ થઇને તમારા સ્નાયુ અને અવયવ ઇત્યાદિદ્વારા દૃગ્ગોચર થાય છે, ત્યારે તેને જ કૃતિ એવું નામ પ્રાપ્ત થાય છે. એથી એ તો સિદ્ધ થઈ ચૂક્યું કે, જ્યાં વિચાર નથી, ત્યાં કૃતિ પણ કોઈ કાળે થવાની નથી જ. એટલામાટે જ હું કહું છું કે, તમારા હાથે મોટાં મોટાં કાર્યો થાય, એવી જો તમારી ઇચ્છા હોય, તો પ્રથમ મસ્તિષ્કમાં તે માટેની ઉદાત્ત કલ્પનાઓ રાત દિવસ કર્યા કરો; તેમનો એક સરખો નિદિધ્યાસ કરતા રહો અને તેમને નિત્ય મનમાં લાવીને બનતાં સૂધી તે પ્રમાણે વર્ત્તવાનો યત્ન કરતા રહો; એટલે

સહજમા જ તમારા હાથે અનેક મહાન્ કૃત્યો થવા માડશે. પણ "આપણે એટલે શુ? ક્ષુદ્ર, પતિત પ્રાણી! આપણા હાથે તે શુ થઈ શકે એમ છે?" એમ કહીને પોતામા ન હોય તેની અપાત્રતા અને અશુદ્ધતા કલ્પીને હતાશ અને ઉત્સાહહીન થઇને બેસી ન રહો કિંતુ ખરુ જ્ઞાન મેળવીને પોતાના મનને પોતાની શુદ્ધતા અને પરિપૂર્ણતા વિશે નિત્ય બોધ કરવો જોઇએ સર્વના હાથે મોટાં કાર્યો થઈ નથી શકતા, એનુ કારણ પણ, ઉપર કહેલી પોતા વિશેની અપાત્રતા અને ક્ષુદ્રતાની કરી લીધેલી ભ્રામક કલ્પના જ છે આપણે જન્મ્યા છીએ અને આપણને એક દિવસ મરવાનુ તો છે જ, એ ભીતિ જ મનુષ્યને ગર્ભગળિત કરી નાખે છે, તેના અગમા મહત્કૃત્ય કરવાનુ કાંઇપણ સ્ફુરણ અવશિષ્ટ રહેતું નથી અને તેથી તે બિચારો ચિંતાથી મનમાં ને મનમા જ નિત્ય બળ્યા કરે છે તાત્પર્ય એ જ કે, કોઇપણ માન્યતા—કલ્પના (અનિષ્ટ કલ્પના) એક વાર મનમા દૃઢ થઈ ગઈ કે, તે મનુષ્યને તેના પોતાના મૂળ સ્વભાવની પણ વિસ્મૃતિ કરાવી દે છે, અને મનુષ્યને તેના પજામાથી પોતાને છોડવવાનું કાર્ય બહુ જ કઠિન થઈ પડે છે

એના દૃષ્ટાતરૂપ એક ન્હાની વાર્ત્તા હું આપને કહી સભળાવુ છુ એકવાર એક ગર્ભિણી સિંહણ, પોતાના ભક્ષ્યના શોધમા અહીં તહીં ભમતી હતી એટલામા એક મેંઢાનું ટોળુ તેની નજરે પડયુ તેવો જ તેણે આગળ પાછળનો લેશ માત્રપણ વિચાર ન કરતા તે ટોળાપર કૂદકો મારવાનો પ્રયત્ન કર્યો, પણ ગર્ભના ભારને લીધે તેનો કૂદકો વ્યર્થ જવાથી તે ધડ દેતી કે પૃથ્વીપર પછડાઈ પડી અને તેથી તેના ગર્ભમાંનુ સિંહ-અર્ભક બહાર નીકળી પડવાથી તેના પ્રાણ પ્રયાણ કરી ગયા સિંહના બચ્ચાને બિચારાને એકલું જ રહેલું જોઇને તે મેંઢાઓને તેની દયા આવી અને તેથી તેઓ તેને પોતાને ઘેર લઈ ગયાં ને ત્યા તેને પોતા સાથે ઘાસ ચારો ખવરાવીને તેનુ ઘણી જ આસ્થાથી પાલન પોષણ કર્યું એનું પરિણામ એવુ થયુ કે, તે સિંહના બચ્ચાનો બાહ્ય આકાર તો જો કે સિંહનો જ રહ્યો, તોપણ તેની જાતિમાં જે નૈસર્ગિક શૂર અને સાહસી સ્વભાવ રહેલો હોય છે, તે એનામા બિલકુલ ઉતર્યો નહિ ઘાસ જ તેનુ ભક્ષ્ય બની ગયુ અને તેનું બોલવુ પણ "બેં બેં" ના અવાજપર જ ગયુ એવી રીતે કેટલોક કાળ વહી જવા પછી, બીજો એક સિંહ ત્યા જ પોતાના ભક્ષ્યના શોધમાટે આવી લાગ્યો એટલે તત્કાળ સર્વ મેંઢાં ડરીને, પોતપોતાનો જીવ બચાવવામાટે ચારે તરફ ન્હાસી જવા લાગ્યાં એટલે તેમની સાથે એ સિંહનો સુત પણ પ્રાણ બચાવવામાટે પલાયન કરવા લાગ્યો. મેંઢાં સાથે પોતાની જાતિના પણ એક પ્રાણીને પલાયન કરતો જોઇને

તે સિંહને બહુ જ સખેદ આશ્ચર્ય થવા લાગ્યું. તેણે તે પોતાના સજાતીય (સિંહસુત) પાસે જઈને તે "ભાઈ! તું મેંઢો નથી–તું તો સિંહનો સુત છે." એમ સમજાવીને કહેવાનો પ્રયત્ન કર્યો. પણ જેમ જેમ તે સિંહ વધારે પાસે આવવા લાગ્યો, તેમ તેમ તે મેંઢાનું ટોળું વધારે દૂર ન્હાસતું ગયું અને તે સાથે તે મેંઢારૂપ બની ગયેલો સિંહનો પુત્ર પણ ન્હાસવા લાગ્યો. એવી સ્થિતિ જોઈને તે સિંહને ઘણો જ ખેદ થયો; પરંતુ તે મનનો ઘણો જ કોમળ હોવાથી ક્રોધે ન ભરાતાં અને નિરાશ ન થતાં તેણે તે દિવસે તો એ વાતને એટલેથી જ પડતી મેલી દીધી; અને પાછો પોતાના રહેઠાણ તરફ ચાલ્યો ગયો. ત્યાર પછી એક દિવસે તે સિંહ એટલામાં જ ક્યાંક ફરતો હતો, એટલામાં અચાનક તે હૃષ્ટપુષ્ટ પણ શૌર્યહીન થઈ ગએલો સિંહ તેને સૂતેલો મળી આવ્યો. એટલે તે તત્કાળ છલાંગ મારીને તેની પાસે આવ્યો અને તેને કાનમાં કહેવા લાગ્યો કે, "અરે! સૂતો શું છે? ઊઠ–તું સિંહનો બચ્ચો છે!" તેવો જ તે બિચારો સૂતેલો સિંહ હબકીને જાગૃત થયો; અને પોતા સમક્ષ ઊભેલા બીજા સિંહને જોઈને તે સર્વથા ગર્ભગળિત થઈ ગયો. તે સિંહને તે; "મને બચાવ, મને જીવન દાન દે; હું તો એક ગરીબ બિચારું મેંઢું છું!" એવી રીતે દીનવાણી અને નમ્ર સ્વરથી બેં બેં કરીને વિનવણી કરવા લાગ્યો. તે સિંહે તેને આશ્વાસન આપીને "તું ડર નહિ. હું તને મારતો નથી. તું મેંઢારૂપ બની ગએલો, પણ અસલ સિંહ જ છે," એમ પુનઃ તેને જણાવ્યું. પણ તે તેને ખરું ન લાગવાથી તેણે તો પોતાની દીન પ્રાર્થના અને રોદન વિલાપ જેમનો તેમ ચાલૂ જ રાખ્યો. છેવટે તે બીજા સિંહે તેને ઢસેડી ઢસેડીને એક તળાવ કાંઠે લાવી નાખ્યો; અને કહ્યું કે, "આ પાણીમાં તો જોઈએ; તારા અને મારા રૂપમાં કંઈ પણ ફેર છે કે? છતાં તું પણ મેંઢાસાથે મારાથી બ્હીને નાસે છે તે શામાટે?" મેંઢારૂપ બનેલા સિંહે ખરા સિંહના કહેવાથી તળાવના પાણીમાં પડેલા પોતાના પ્રતિબિંબનું અવલોકન કર્યું, એટલે બન્ને પ્રતિબિંબોમાં સાદશ્ય–સમાનતા–જોઈને તેના હૃદયમાં પ્રકાશ પડ્યો; અને 'હું પોતે ખરેખર મેંઢો નથી, કિન્તુ સિંહ જ છું' એવો તેનો નિશ્ચય થયો. તત્કાળ તેના નૈસર્ગિક તેજે અંગમાં સંચાર કર્યો અને તેથી તેના બેં બેં ધ્વનિનો લોપ થતાં તે સત્ય સિંહ વનરાજ પ્રમાણે ગગનને પણ કંપાયમાન કરનારી ગર્જના કરતો નિર્ભયતાથી અરણ્યમાં રાજ્ય ચલાવવા લાગ્યો.

એ જ ઉદાહરણ મનુષ્યના સંબંધમાં પણ લાગૂ પડે છે. તમે બધા વસ્તુતઃ સિંહ જ છો. તમારા સર્વના આત્મા શુદ્ધ, અગાધ, પૂર્ણ અને શાશ્વત છે. વધારે તો શું? સર્વ વિશ્વની શક્તિ તમારામાં જ આવીને ભરાયલી છે. એટલા માટે જ

એક તત્ત્વજ્ઞે સાધારણ વ્યવહારી મનુષ્યને ઉદ્દેશીને આ પ્રમાણેના ઉદ્ગારો કાઢેલા છે. "ભાઈ! તું શાને રડે છે અથવા શામાટે શોક કરે છે? ભાઈરે! તને વ્યાધિ કિંવા રોગ, યાતના અથવા દુઃખ કશાની પણ (વસ્તુતઃ) બાધા થઈ શકતી નથી. તું તો અગાધ આકાશ સમાન છે. આકાશમાં જેવી રીતે અનેક ચિત્રવિચિત્ર અને સારા નઠારા રંગનાં વાદળાં ચઢી આવે છે, ક્ષણુ બે ક્ષણ અહીં તહીં ફરેહરે છે અને અંતે પોતાની મેળે જ લુપ્ત થઈ જાય છે, તેવી જ તારી સ્થિતિ છે. વાસ્તવિક રીતે તને કશાની પણ બાધા થતી નથી. તું તો ચિરંતન અને નિર્મલ, આકાશ સમાન છે." પોતાના સ્વરૂપવિશે એવી ખરી બુદ્ધિ પ્રત્યેક મનુષ્યના મનમાં ઉત્પન્ન થવી જોઇએ. એવી બુદ્ધિ રાખીને તે પ્રમાણે મથીને જો માનવી પ્રયત્ન કરે, તો જગત્માં તેના માટે કોઈ પણ વાત સાધ્ય થવી કઠિન છે, એમ તમને ભાસે છે ખરું કે? (–ના.) ત્યારે પછી આત્મજ્ઞાનનો વ્યવહારમાં અમલ થવો અશક્ય છે, એમ કહેવાનો, કિંવા તે અમલ કેવી રીતે થઈ શકે છે, તે બતાવોઃ એવો દુરાગ્રહ કરવાનો ભાવાર્થ–હેતુ–શો?

હવે, જગત્માં આપણને અનેક પ્રકારના દુર્ગુણો અને દુરાચારો મળી આવે છે, એનું કારણ શું? એમ કદાચિત્ કોઈ પૂછશે, તો એનું ઉત્તર એ જ છે કે, મનુષ્ય કોઇને કોઈ કારણથી પણ પોતા વિશે પ્રારંભથી જ એકાદ ખોટી સમજૂતી કરી લઇને તેના અનુરોધે તે સર્વ વાર્ત્તાઓનું નિરીક્ષણ કરવા માંડે છે; અને તે પ્રમાણેનો જ તેનો સ્વભાવ બનતો જવાથી તે તેટલા પ્રમાણમાં તેને સુખ અને દુઃખ પ્રાપ્ત થાય છે. એક અંધારી રાતે કોઈ એક માર્ગમાં એક ઓબડ ધોબડ ઝાડનું થડ ઊભેલું છે, એમ ધારો. તે બાજૂથી પ્રથમ એક ચોર આવ્યો; તેને દૂરથી તે થડ અસ્પષ્ટ દેખાતાં 'તે કોઈ પણ સરકારી કોટવાલ ઊભો છે.' એમ ધારીને તે દબાયલા પગલે તેમનો તેમ જ ત્યાંથી પાછો ફર્યો. ત્યાર પછી સંકેત કરેલા સ્થળે પોતાની પ્રિયાની મુલાકાત કરવામાટે એક તરુણ કામુક તે જ માર્ગેથી આવ્યો. તેને દૂરથી તે થડ દેખાતાં જ અભિસારિકા (ગુપ્ત) વેશ ધારણ કરીને પોતાની જ હૃદયવલ્લભા પોતાની વાટ જોતી ઊભેલી છે, એમ ભાસવાથી તે વધારે ઉત્સુક થઇને, વધારે ત્વરાથી તે સ્થાને આવી પહોંચ્યો, પણ અંતે નિરાશા થવાથી તે પણ જેવો આવ્યો હતો તેવોને તેવો જ ત્યાંથી પાછો ચાલ્યો ગયો. એટલામાં પાસેના એક ખેડુતનો છોકરો ત્યાં આવ્યો. એ છોકરાએ ભૂત પલીદની ઘણી વાર્ત્તાઓ સાંભળેલી હતી અને તેમનામાં તેનો વિશ્વાસ પણ હતો. એ થડ એ છોકરાની દૃષ્ટિએ પડતાં જ પ્રથમથી જ અંધવિશ્વાસથી બહરી બની ગયેલા તેના મનમાં એકાએક પિશાચની જ કલ્પના આવી પહોંચી, અને તેથી ડરીને તે લાગલો

જ ઘેર આવીને શય્યાનું સેવન કરવા લાગ્યો. સારાંશ એ જ કે, પ્રથમથી જ જેના મનની જેવી સ્થિતિ હતી, તેવું જ તે થડનું સ્વરૂપ તેને દેખાયું અને તેમના મનમાં તે થડના સ્વરૂપનું સારું કે નઠારું પરિણામ પણ તે પ્રમાણે જ થયું. પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો તે સ્થળે સરકારી સિપાહી પણ ન હોતો, કામોત્સુકા તરુણી પણ નહોતી અથવા તો ભૂત પણ નહોતું. માત્ર અંધકારમય રાત્રિને લીધે અસ્પષ્ટ દેખાતું ઝાડનું થડ જ ત્યાં જોવામાં આવતું હતું.

એટલે જે કહેવાનું તે એટલું જ કે, આપણે જે પ્રકારના હોઈએ છીએ અને જે દૃષ્ટિથી આપણે જગતનો વિચાર કરીએ છીએ, તેવા જ પ્રકારનું આપણને જગત દેખાય છે. પિંડે તેવું બ્રહ્માંડે, એ કહેવત ક્યાં કોઈથી અજાણી છે? એ વિશે હું એક દૃષ્ટાંત આપું છું. સમજો કે, આ ટેબલપર સોનાનાં નાણાંથી ભરેલી એક કોથળી પડેલી છે; અને તેની પાસે માત્ર એક ન્હાનું બાળક બેઠેલું છે. એટલામાં એક ચોર આવ્યો અને તે તે કોથળી ઊપાડી ગયો. પરંતુ તે કોથળી તે માણસ ચોરી ગયો, એમ તે બાળકને ભાસશે ખરું કે? ના—કદાપિ નહિ ભાસે. એનું કારણ શું? કારણ એ જ કે, ચોરી એટલે શું, એ કલ્પનાનો જ તેના અંતઃકરણમાં મૂળ અભાવ છે; એટલે તે કોથળી તે ચોરી ગયો કે અમથી લઈ ગયો, એ તેના જાણવામાં આવી શકતુ નથી. એથી સાર એટલો જ લેવાનો છે કે, આપણા મનમાં જેવી કલ્પના હોય છે, તે પ્રમાણે જ જગત આપણા જોવામાં આવે છે. એ જ નિયમ સર્વ જ્ઞાનના સંબંધમાં લાગૂ પડે છે. એટલામાટે જ વાસ્તવિક રીતે જગત્ જ કપટમય અને કષ્ટપ્રદ છે, ને તેથી આ જગત્‌માં સર્વથા પાપનું જ સામ્રાજ્ય રહેવાનું ઇત્યાદિ કલ્પના કરવી, તે સર્વથા ભૂલ ભરેલું છે. એ એક પ્રકારનો ભ્રમ જ છે. ત્યારે પોતાની ભૂલનો ભાર બીજાના શિરે લાદીને તે વિશે વિલાપ કરતા બેસવું, એ માત્ર દાંભિકતાનું જ લક્ષણ છે. વિલાપ કરવાનો છે અને મનમાં ખરાબ લગાડવાનું છે, તે જગત કપટી છે અને તેમાં પાપ જ ભરેલું છે, એ માટે નહિ; કિન્તુ આપણને પોતાને જ જગતની ખરેખરી ઓળખાણ થઈ નથી શકતી અને આપણને તે કપટી તથા પાપમય જ દેખાય છે, એ આપણા પોતાના અજ્ઞાનમાટે જ આપણે વિલાપ કરવાનો છે. આપણને જગત્ પાપમય જણાય છે, તેને માટે જ પ્રથમ આપણને ખરાબ લાગવું જોઇએ; અને ત્યાર પછી જો જગતનું કલ્યાણ કરવાની તમારી ઇચ્છા થાય તો જગત્‌ને ગાળો આપીને કિંવા તેમાં ખોડ ખાંપણ દેખાડીને તે ઇચ્છાને અમલમાં ન લાવો; વિરુદ્ધપક્ષે જગત્‌માં સર્વત્ર માત્ર કૃપ બુદ્ધિ રાખીને પોતાના હાથે બની શકે તેટલું પ્રાણીમાત્રનું ભલું કરવાનો જ પ્રયત્ન

કરો. જગત્‌ને માત્ર ગાળો ભાંડવાથી અથવા તેમાં ખોડ ખાંપણો જ દેખાડ્યા કરવાથી જ જગત્ સુધરી જશે, એની આશા રાખવી વ્યર્થ છે. એથી તો સામો જગત્‌ની અત્યારની પતિતતા અને દુર્બળતામાં પ્રબળતા થવાનો વધારે સંભવ છે. કારણ કે, જગત્‌માંનાં સર્વ પાપો અને સર્વ દુઃખોનું મૂળ જોઇએ, તો તે ઉપર કહેલી દુર્બળતા અને નૈસર્ગિક પતિતતામાં જ રહેલું છે.

આજપર્યન્ત, જગત્‌નું કલ્યાણ કરવાની સદિચ્છાથી એવા વિરોધાત્મક પ્રયત્નો થતા આવ્યા છે, અને તેથી જ જગત્‌ની એ દુર્બળતા દિવસે દિવસે વધારે અને વધારે થતી ચાલી છે. મનુષ્યને બાલ્યાવસ્થાથી જ આપણે પતિત છીએ અને ભ્રષ્ટ છીએ, એવી કલ્પનાનું કરિયાતું પાવામાં આવે છે. તેથી બાલ્યાવસ્થાથી જ તેના મનમાં રહેલી નૈસર્ગિક સાત્ત્વિક બુદ્ધિ અને ઉત્સાહબુદ્ધિ ઉન્નત થવાને બદલે સાહજિક રીતે લુપ્તપ્રાય જ થઈ જાય છે. અનુક્રમને હવે તમે છોડી દો. બાલ્યવયથી જ બાળકને એવા ઉત્સાહભંજક વિલાપનું શિક્ષણ ન આપતાં, મૂળથી જ તેના મનમાં ઉદાત્ત પરમાત્મસ્વરૂપત્વનાં-પોતાના અમરત્વનાં તત્ત્વો ધીમે ધીમે અને સુબોધ્ય રીતિથી ઠસાવવાનો પ્રયત્ન કરો! સર્વથા ક્ષુદ્ર મનુષ્યથી તે ઠેઠ મહા તત્ત્વજ્ઞ પર્યન્ત **'નર નરકી કરની કરે, નર, નારાયન હોય!'** એ તત્વને સારી રીતે પ્રસૃત થવા દો. ન્હાનાં બાળકોના મનમાં નિરુત્સાહી અથવા દૈવવાદી કલ્પનાઓનું વર્ચસ્વ થવા ન દેતાં તેમને નિત્ય ઉત્સાહપૂર્ણ આશારૂપ અને ઉદાત્ત વિચારરૂપ સુગ્રાસ અન્ન ખવાડતા રહો! તમારે બધાએ પણ પોતાના મનમાં નિત્ય એવા વિચારો પ્રવર્તાવવાની ટેવ પાડવી જોઇએ. મનને નિત્ય 'ભાઈ! તત્ત્વમસિ!' [તું તે (પરમાત્મ સ્વરૂપ) છે] એ પાઠ આપતા રહો. એ વાક્ય-દિવ્ય અને મંજુલ ગીત-જ નિત્ય રાત્રિ દિવસ કર્ણમાં ઘૂમ્યા કરવું જોઇએ. એ જ સર્વ જ્ઞાનનો સાર, ખરું તત્ત્વ છે, અને એ જ્ઞાનના યોગે જ તમારા અંગમાં આ વિશ્વની અગાધ શક્તિ-દ્દઢતાનો સંચાર થશે. અંધપરંપરાથી ચાલતી આવેલી અને મનમાં રમી ગએલી ભ્રામક કલ્પનાઓને કાઢી નાખો. પોતામાં-પોતાના કર્તવ્યમાં વિશ્વાસ રાખો! સત્યને જાણી લ્યો; અને તે સત્યને અનુસરીને વર્તવા માંડો! તમારો ઇચ્છિત હેતુ સાધ્ય થાય, એ જો દૂરનો વિષય હોય, તો અત્યારથી જ ઊઠો, કમર બાંધો, અને પ્રયત્ન કરો, એટલે કોઈ ને કોઈ વેળાએ પણ તે ઇષ્ટપ્રાપ્તિ થશે ને થશે જ.

---

## વ્યાખ્યાન ચોથું

# માયા*

માયા, એ શબ્દ બહુધા સર્વના જાણવામાં છે જ. એનો વ્યવહારમાં સાધારણતઃ ભ્રાન્તિ અને પ્રમાદ ઇત્યાદિના અર્થમાં ઉપયોગ કરવામાં આવે છે. પરન્તુ વાસ્તવિકરીતે જોતાં, એ, તે શબ્દનો ખરો અર્થ નથી. કારણ કે, માયાની કલ્પના તે વેદાંતની પ્રમુખ આધારભૂત કલ્પનાઓમાંની એક કલ્પના છે. અને એ કલ્પના યથામતિ હું આપને સમજાવું છું, માટે એ વેળાએ મારા પ્રતિપાદનમાં તમારું વિશેષ લક્ષ હોવું જોઇએ, એવી મારી નમ્ર પ્રાર્થના છે. કારણ કે, લેશમાત્ર પણ દુર્લક્ષ થતાં એ કલ્પના વિશે પુષ્કળ ગેરસમજૂતી થઈ જવાનો સંભવ છે. અસ્તુ.

વૈદિક ગ્રન્થોમાં **માયા** શબ્દનો સર્વથી પ્રાચીન ઉપયોગ **ભ્રાંતિ** અને **ભૂલના** અર્થમાં કરેલો મળી આવે છે ખરો; પણ **માયા** શબ્દથી ત્યારપછી જે કલ્પના અને તત્ત્વજ્ઞાનની એક વિશેષ શાખા ઉત્પન્ન થવા પામી છે, તેનો તે વેળાએ પ્રાદુર્ભાવ માત્ર પણ થયો નહોતો. વેદમાં આપણને ઉપર્યુક્ત અર્થના આ પ્રમાણેના કેટલાક ઉતારા મળી આવે છેઃ–"इन्द्रो मायाभिः पुरुरूपमीयते" (ઇન્દ્ર પોતાની માયાના યોગે અનેક રૂપો ધારણ કરે છે.) આ સ્થાને **માયા** શબ્દનો અર્થ 'ઇંદ્રજાલ' અને 'જાદુ' (ભ્રાન્તિ, ભૂલ) જેવો જ છે, એ ખરું છે. એવા જ બીજા પણ કેટલાક ઉતારાઓ વેદમાંથી મળી આવે છે. ત્યારપછી કેટલાક કાળ પર્યન્ત **માયા** શબ્દ સર્વથા લુપ્ત થએલો જ દેખાઈ આવે છે. તથાપિ, તે શબ્દથી ધ્વનિત થનારી કલ્પનાઓનો તો તે સમયમાં પણ વિકાસ થતો રહેવાનું જ જોવામાં આવે છે. ત્યાર કેડે કેટલાક સમય પછી 'આ વિશ્વનું ગુહ્ય આપણા જાણવામાં કેમ નથી આવતું? એવો એક પ્રશ્ન ઉપસ્થિત થએલો મળી આવે છે; અને તેનું અપાયલું ઉત્તર પણ બહુ જ સૂચક અને ખૂબીદાર છે. તે એ કે;–વિશ્વનું ગુહ્ય જે આપણા સમજવામાં નથી આવતું, તેનું કારણ એ છે કે, આપણે વ્યર્થ કલ્પનાઓ જ માત્ર કરતા હોઇએ છીએ; ઇંદ્રિયાસક્ત થઇને આપણે તેદ્વારા મળતાં વિષયસુખોમાં જ સંતોષ માનીએ છીએ. આપણે સદાસર્વદા કાંઇને કાંઇ પણ ઇચ્છા–તૃષ્ણા–મનમાં રાખ્યા જ કરીએ છીએ.

* લંડન.

એટલામાટે એ જે વસ્તુસ્વરૂપ (વિશ્વગુહ્ય) છે, તેને આપણે એક પ્રકારના ઝાંખા જેવા આવરણથી ઢાંકી નાખીએ છીએ (એટલે, એ આવરણને લીધે વિશ્વનું ગુહ્ય આપણા જાણવામાં નથી આવી શકતું); એ અવતરણમાં, **માયા** શબ્દની પ્રત્યક્ષ ક્યાંય પણ યોજના કરાયલી નથી, એ જોકે ખરું છે; તોપણ, તેમાં આપણા અજ્ઞાનનું કારણ જણાવતાં આપણા અને વસ્તુજ્ઞાનની વચમાં જ એક પ્રકારનું પટલ કિંવા આવરણ આવી જવાનું કહેલું છે; તે **માયાની** જ કલ્પના છે, એ સહજમાં જ આપના જાણવામાં આવી શકે એમ છે. એની પછી પણ પુનઃ એકવાર કેટલાક કાળપર્યન્ત **માયા** શબ્દનો લોપ થએલો દૃષ્ટિગોચર થાય છે. તે ઠેઠ ઉપનિષદોમાંના એક સર્વથા અર્વાચીન ઉપનિષદ્‌માં **માયા** શબ્દનો ઉલ્લેખ કરેલો મળી આવે છે. પરંતુ પ્રારંભના **માયા** શબ્દમાં અને એ ઉપનિષદ્‌માં મળી આવતા **માયા** શબ્દમાં અર્થના સંબંધમાં અવની અને આકાશનો અંતર થઈ ગએલો દેખાય છે. ઉપનિષદ્‌માંના **માયા** શબ્દમાં મૂળનો અર્થ રહેલો હોવાસાથે તેમાં બીજી એક કલ્પનાનો વધારો થએલો જોવામાં આવે છે. એ સ્થિત્યંતરનો ક્રમ આગળ ઘણા કાળ સુધી એમનો એમ ચાલતો રહ્યો. **માયા** સંબંધિની કેટલીક નવીન ઉપપત્તિઓ નીકળી, કેટલીક વાર, જૂની કલ્પનાઓ જ કિંચિદ્ ભિન્ન અને વ્યવસ્થિત સ્વરૂપ ધારીને આગળ આવી; પુનઃ તેમનો જડ મૂળથી નાશ થયો અનો તેમનાં સ્થાનોની માલેકી આવીને બીજી કલ્પનાઓએ જ લઈ લીધી. એમ થતાં થતાં, અંતે એક વારની **માયા** શબ્દની કલ્પના દૃઢ અને નિશ્ચિત થઈ ગઈ. તે કલ્પના શી છે, તે જ આજે આપણે જોવાનુ છે.

એના સંબંધમાં વિશેષ મહત્ત્વનો હોય, એવો પ્રથમ ઉલ્લેખ **શ્વેતાશ્વતર** ઉપનિષદ્‌માં મળી આવે છે. તે સ્થાને **માયાની** વ્યાખ્યા આ પ્રમાણેની આપેલી છે.:— ' मायां तु प्रकृतिं विद्याव, मायिनं तु महेश्वरम् **માયા** એટલે મૂળ પ્રકૃતિ—સ્વભાવ—છે; અને તેનો નિયંતા તથા ચાલક પરમેશ્વર છે, એમ સમજવું. ) ઉપનિષદો પછીથી અર્વાચીન તત્ત્વજ્ઞોના ગ્રન્થોમાં જોતાં તેમાં **માયા** શબ્દની જોઇએ તેવી અને ગમે તેવી ખેંચતાણ કરેલી આપણા જોવામાં આવે છે, અને કોઇનો અર્થ કોઈ સાથે મળતો નથી આવતો, એવી સ્થિતિ પણ દૃષ્ટિગોચર થઈ શકે છે. **શ્રીશંકરાચાર્યે** જ એ સઘળી અવ્યવસ્થાને તોડી નાખીને તથા પરસ્પર વિસંગતતાને કાઢી નાખીને માયાની કલ્પનાને કાયમનું વ્યવસ્થિત અને નિશ્ચિત સ્વરૂપ આપ્યું. હાલમાં **માયા** શબ્દની સર્વસંમત કલ્પના, બહુઅંશે, **બૌદ્ધ** લોકોની કેવળ **વિજ્ઞાનવાદમાં** જ અંતર્ગત થએલી બાહ્યદર્શક ભ્રામકતાની કલ્પના સાથે મળતી આવે છે. હવે, **બૌદ્ધ** લોકોના અધિકારના

-સમયમાં માયા શબ્દની–કિંવા તેથી ધ્વનિત થનારી કલ્પનાની–અને તેનાઅર્થની ઘણી જ ખેંચતાણ થએલી હતી, એ જો કે ખરું છે; તથાપિ, અંતે તેમની કેવળ જ્ઞાનવાદમાં જ સમાવિષ્ટ થયેલી કલ્પના જ અત્યારે સામાન્યતઃ માયા શબ્દથી ધ્વનિત થાય છે. પરન્તુ એ સ્થિતિ સાધારણ જનસમૂહનાએકદમ જાણવામાં આવી શકે તેવી નથી; એથી જ એના વિશે મનુષ્યોના કેટલાક ખોટા વિચારો બંધાઈ ગએલા જોવામાં આવે છે. કોઈ એક હિન્દુએ, "જગત્ માયા છે," એમ કહ્યું કે, તે સાથે જ "જગત્ ભ્રાન્તિ અને દિશા-પ્રમાદ સમાન છે," એવી કલ્પના આવીને તત્કાળ લોકોના મનમાં ઉભી રહે છે; અર્થાત્ એવા પ્રકારની કલ્પનાઓ બંધાવામાં મુખ્ય આધારભૂત વસ્તુ કહીએ, તો તે બૌદ્ધ તત્ત્વજ્ઞોની એક વિશિષ્ટ શાખા જ છે. બૌદ્ધ તત્ત્વજ્ઞોમાં કેવળ વિજ્ઞાનવાદીઓનો એક પંથ હતો; અને તે પંથને બાહ્ય વિષયોનું–એકન્દર જડાત્મક સૃષ્ટિનું–અસ્તિત્વ માન્ય હતું નહિ. એ કલ્પનાને લીધે જ, અત્યારે જે માયા શબ્દથી ભ્રાન્તિ અને દિશા-પ્રમાદ ઇત્યાદિની કલ્પના લોકોના મનમાં આવે છે, તે રૂઢ થયેલી છે.

પરંતુ વેદાંતીઓની માયાવિશેની કલ્પના એથી સર્વથા ભિન્ન છે. તે બૌદ્ધ લોકો-માંના વિજ્ઞાનવાદી કિંવા બાહ્યાર્થવાદી એ ઉભય શાખાઓની કલ્પના પ્રમાણે નથી, કિન્તુ તેનું સ્વરૂપ ઉપર્યુક્ત ઉભય શાખાઓ કરતાં વિશેષ વ્યવસ્થિત અને પરિપક્વ છે. ઉપર્યુક્ત ઉપપત્તિ પ્રમાણે તે કેવળ કલ્પનામય જ નથી, કિન્તુ તે કલ્પનાની બાંધણી નિત્યના વ્યાવહારિક અનુભવના પાયાપર કરેલી હોવાથી તેની પ્રતીતિ કોઇના પણ જોવા અને જાણવામાં આવી શકે તેમ છે. તેમાં વ્યર્થ ગૂઢ અને કલ્પનાતીત પ્રમેયો રહેલાં નથી, કિન્તુ માત્ર આપણી અને આપણી આસપાસના વિષયોની વસ્તુ-સ્થિતિ જ તેમાં ધ્વનિત કરેલી છે. એના સંબંધમાં એક વાત વધારે ધ્યાનમાં રાખવા જેવી છે, તે પ્રથમ મારે કહેવી જોઇએ. તે એ કે, વેદોના ઉત્પાદકોની અને તેમના સમસ્ત સમાજની પ્રવૃત્તિ મુખ્યતઃ કોઇપણ વિષયનું આદિતત્ત્વ શોધી કાઢવામા અને તેના અનુરોધે વર્તન કરવામાં રહેતી હતી. તેમનીપાસે જેવી તેવી બાબતોનો વિચાર કરવામાટેની વેળા ન હોવાથી કે પછી તેવી બાબતો તેમને વિચારવા જેટલી મહત્ત્વવાળી ભાસતી ન હોવાથી કહો; પણ તેમની નિત્યની જિજ્ઞાસા, વસ્તુનું અંતસ્તત્વ શોધી કાઢવામાં અને તેમાંના સૂક્ષ્મ તત્ત્વનું પૃથક્કરણ કરીને તેનું નિરીક્ષણ કરવામાં જ રહ્યા કરતી હતી. એમ હોવાથી, જેમને આપણે અર્વાચીન શાસ્ત્રોનું નામ આપીએ છીએ, તેમને આધારભૂત આદ્યતત્ત્વોનો ઉલ્લેખ આપણને ઉપનિષદ્ આદિ ગ્રંથોમાં અનેક સ્થાને મળી આવે છે. અર્વાચીન શાસ્ત્ર, તે તે જ આદ્યતત્ત્વોનો સવિસ્તર વિચાર કરીને

અને સપ્રયોગ નિરીક્ષણ કરીને કરેલો અનુભવસંગ્રહ જ છે. ઉદાહરણાર્થ, અર્વાચીન શાસ્ત્રમાંની એકદમ આજકાલની 'ઇથર'ની (કાંઇક અદૃશ્ય, સર્વવ્યાપી અને સૂક્ષ્મ પદાર્થની) કલ્પના લ્યો. એ પણ આપણને પ્રાચીન તત્ત્વજ્ઞાનવિષયક ગ્રંથોમાં **આકાશ** મહાતત્ત્વના નામથી ધ્વનિત કરેલી મળી આવે છે. એટલું જ નહિ, પણ 'ઇથર'ની અર્વાચીન શાસ્ત્રીય ઉપપત્તિ કરતાં પણ એ પ્રાચીન વેદાંતીય કલ્પનાનું સ્વરૂપ વિશેષ વ્યાપક અને શાસ્ત્રીય છે, એમ તત્કાળ દેખાઈ આવે છે. બન્નેમાં માત્ર ભેદ એટલો જ રહેલો છે કે, પ્રાચીન કલ્પના કેવળ **ભાવરૂપ** કિંવા **તાત્ત્વિક** ( Abstract or in Principle or Theory. ) **અવસ્થામાં** રહેલી દેખાય છે, અને અર્વાચીન કલ્પના **પ્રત્યક્ષ** અને **વ્યાવહારિક** સ્વરૂપમાં માંડેલી નજરે પડે છે. અમારા વેદાંતીઓના હાથે પોતાનું તત્ત્વ સિદ્ધ કરવા જતાં પુષ્કળ પ્રમાદો (ભૂલો) થએલા છે, એ જો કે ખરું છે; તથાપિ, તેથી તેમણે શોધી કાઢેલું તત્ત્વ અસત્ય ન થતાં, તે અબાધિત સત્યરૂપ જ રહેલું છે. **આકાશ**, એક સર્વવ્યાપી અને સર્વ ચેતનાધાર આદ્યતત્વ છે, અને આ આસપાસ પ્રસરેલું વિશ્વ તેનું જ એક દૃશ્ય સ્વરૂપ છે. (અર્વાચીન 'ઇથર'ની કલ્પના પણ કેટલેક અંશે એવી જ છે.) એ કલ્પના 'બ્રાહ્મણ' નામક જે વેદાંગો છે, તેમાં વ્યક્ત કરેલી મળી આવે છે. એ જે સર્વવ્યાપી અને સર્વચેતનાધાર તત્ત્વ છે, તેને જ વૈદિક ગ્રંથોમાં **'પ્રાણ'** સંજ્ઞા આપવામાં આવેલી છે, અને **સંહિતામાં** તેની સ્તુતિનું એક લાંબું લચક સૂક્ત પણ આપેલું છે. એટલું જ નહિ, પણ તમને કહીશ તો આશ્ચર્ય લાગશે કે, વૈદિક તત્ત્વજ્ઞાનમાં પૃથ્વીમાંના જીવોની ઉત્પત્તિવિશે કેટલીક ઉપપત્તિઓ આપેલી છે, તેમાંની કેટલીક તમારા અર્વાચીન યૂરોપીય શાસ્ત્રજ્ઞોની ઉપપત્તિસાથે પૂર્ણપણે મળતી આવે છે. ઇતર ગ્રહોદ્વારા આ પૃથ્વીમાં પ્રથમ જીવોત્પત્તિ થઈ, એવી એક અર્વાચીન કલ્પના છે, તે તો તમારા જાણવામાં હશે જ. એવો જ એક અભિપ્રાય—એટલે કે, ચંદ્રદ્વારા પૃથ્વીમાં પ્રથમ જીવોત્પત્તિ નિર્માણ થવા વિશેનો અભિપ્રાય—કેટલાક વેદકાલીન તત્ત્વજ્ઞોએ સ્પષ્ટતાથી વ્યક્ત કરી રાખેલો છે; અસ્તુ.

એવી રીતે આદ્યતત્ત્વનો નિર્ણય કરવા પછી તેમણે તેના આધારે મોટી મોટી અને વ્યાપક ઉપપત્તિઓની ઇમારત ચણવાનો વિલક્ષણ અને કૌતુક કરવા જેવો ઉદ્યોગ આરંભ્યો. અર્થાત્ તે પ્રમાણે, બાહ્ય સૃષ્ટિ ઉપરથી આ વિશ્વના ગુહ્યને જાણવામાટેના તેમણે જે પ્રયત્નો કર્યાં, તે પ્રયત્નોને પણ આદ્યતત્ત્વના આધારે જેટલાં મળવાનાં હતાં, તેટલાં સર્વ સમાધાનકારક ઉત્તરો તેમને મળ્યાં. પરંતુ એથી કંઈ તે ગુહ્યનું સર્વાંશે સંતોષકારક સ્પષ્ટીકરણ થયું નહિ. ત્યારે, જ્યાં આદ્યતત્ત્વનો પણ ઉપાય

ચાલ્યો નહિ, ત્યાં કેવળ તે જ તત્ત્વના આધારે રચેલા અર્વાચીન શાસ્ત્રોના સૂક્ષ્મ પ્રયો-ગોથી એ ગુહ્યનું કેટલુંક સ્પષ્ટીકરણ થવાનો સંભવ છે, એનો તમે જ વિચાર કરી જુઓ. અર્થાત્ તે વેળાએ વિશ્વની રચનાના સંબંધમાં જેટલી ગૂઢતા હતી, તેટલી જ ગૂઢતા, તમારા સહસ્રાવધિ અર્વાચીન શાસ્ત્રીય શોધો થવા છતાં પણ અત્યારે ટકી રહેલી છે, એ તો અનુભવથી આપના જેવામાં આવ્યા જ કરે છે. ઉદાહરણાર્થઃ— આકાશની કલ્પના આટલી બધી પ્રાચીન હોવા છતાં પણ જ્યારે તેના યોગે વિશ્વની ગૂઢતાનો થોડો ઘણો પણ ખુલાસો થઈ ન શકયો, ત્યારે તે જ કલ્પનાનો અર્વાચીન શાસ્ત્રોના રૂપે ગમે તેટલો વિસ્તાર થાય, તોપણ તેથી સત્યાન્વેષણના કાર્યમાં આપણું એક પગલું પણ આગળ પડશે, એમ માનવું, એ માત્ર પ્રમાદ કે ઉન્માદનું જ પરિણામ છે, એમ જ કહી શકાય. એવા પ્રકારની એક સર્વવ્યાપી અને સર્વચેતનાધાર પ્રેરણાની કલ્પના ગ્રહણ કરવા છતાં પણ જ્યારે એ વિશ્વોત્પત્તિના ભેદનો સારી રીતે પ્રકાશ થઈ ન શકયો, ત્યારે તે જ તત્ત્વનો હવે પછી ગમે તેટલો ખુલાસેવાર વિચાર કરવામાં આવે, તોપણ તેથી કંઈ આ વિશ્વના આદ્યતત્ત્વમાં પરિવર્તન થોડું જ થવાનું છે!

આ સઘળું કહેવામાં મારો મુખ્ય ઉદ્દેશ માત્ર એટલો જ છે કે, આદ્યતત્ત્વના પાયાપર પોતપોતાની ઉપપત્તિની ઇમારત ચણવામાં અમારા હિંદુ તત્ત્વજ્ઞ, અર્વાચીન તત્ત્વજ્ઞો જેવા જ અને જેટલા જ વિલક્ષણ કુશાગ્ર કલ્પનાવાળા અને અપાર બુદ્ધિશાળી હતા; એટલું જ નહિ, પણ કવચિત્ પ્રસંગે તો તેમણે અર્વાચીન તત્ત્વજ્ઞોને પણ એ કાર્યમાં પાછળ હટાવી દીધા છે. તેમણે એક આદ્યતત્ત્વને પકડીને તેનાપર અનેક નવી નવી ઉપપત્તિઓને ઉઠાવવાનું કાર્ય કેટલીક પેઢીઓ સુધી અવ્યાહત ચલાવ્યું હતું. તેથી તેમના વિવેચનના પ્રવાહમાં, એવાં કેટલાંક સર્વવ્યાપક અને ગૂઢતત્વો મળ્યાં છે કે, તે અર્વા-ચીન શાસ્ત્રજ્ઞોને તો હજી પ્રમેય ( Problem or Theory ) ના રૂપે મળવાનાં છે; અને તે પ્રત્યેક પ્રમેયનું એક એક નવીન અને સ્વતંત્ર શાસ્ત્ર જ બને, એવાં તે પ્રમેયો છે.

ઉદાહરણાર્થ, તેમણે, અર્વાચીન 'ઇથર' ની કલ્પના શોધી કાઢી, એટલું જ નહિ; કિન્તુ ( મનનું પૃથક્કરણ કરીને) તેના કરતાં પણ અત્યંત સૂક્ષ્મ અને વિરલ બીજી પણ એક 'ઇથર' જેવી અવસ્થાની તેમણે ઉપપત્તિ કરેલી છે.

પરંતુ, એવી રીતે ગમે તેવી સૂક્ષ્મ અવસ્થાઓ શોધી કાઢવામાં આવે કિંવા તેમના વિશે જૂદી જૂદી ઉપપત્તિઓ બતાવવામાં આવે, તોપણ વિશ્વની ગૂઢતા વિશેનો જે મૂળ પ્રશ્ન છે, તે તો છે તેવોને તેવો જ રહેવાનો. તેનો, એ શોધોના યોગે અથવા ઉપપત્તિની

સહાયતાથી, લેશમાત્ર પણ વધારે ખુલાસો થયેલો નથી. અને એ પણ સારી રીતે ધ્યાનમાં રાખજો કે, બાહ્યસૃષ્ટિવિષયક જ્ઞાનમાં–ભૌતિક શાસ્ત્રમાં–ગમે તેટલી પ્રગતિ થાય, તોપણ તેથી ઉપર્યુક્ત ગૂઢતાનો કોઈકાળે પણ સારો ખુલાસો થવાનો નથી જ; અસ્તુ.

આપણે અત્યારે જે કાળવિશે બોલીએ છીએ, તે કાળમાં ઉપર્યુક્ત વિષયના સંબંધમાં લોકોને થોડું થોડું જ્ઞાન થવા માંડયું હતું, અને ઉપર્યુક્ત ગૂઢતા વિશે લોકોની કાંઇક કાંઇક જિજ્ઞાસા બલવતી થવા લાગી હતી, એ તો હવે આપના સમજવામાં આવ્યું હશે જ. એથી હવે પછી હજાર બે હજાર વર્ષો વીત્યા પછી કદાચિત્ ઉપર્યુક્ત ગૂઢતાનું જોઇએ તેવું સંતોષકારક ઉત્તર મળી શકશે, એમ કદાચિત્ આપને ભાસવાનો સંભવ છે. પરન્તુ વેદાન્તી કહે છે કે, એમ થવું કોઈકાળે પણ શકય નથી. કારણ કે, તેણે પોતાના યુક્તિવાદથી મનની આકલનશક્તિની મર્યાદિતતા નિર્વિવાદ સિદ્ધ કરી દેખાડેલી છે. અમુક વિશિષ્ટ મર્યાદાથી–અર્થાત્ આપણા મન અને તે દ્વારા મળતા જ્ઞાન-પર કોઈ કાળે પણ જઈ શકાય તેમ નથી; દિક્, કાળ અને કાર્યકારણભાવ એ આદિ સિદ્ધાંતત્રયીનું તમારાથી કોઈ કાળે પણ ઉલ્લંઘન કરી શકાશે નહિ, એવો વેદાન્તીનો નિશ્ચિત સિદ્ધાંત છે. જેવી રીતે મનુષ્ય પોતાથી પોતાને મુક્ત કરી શકે જ નહિ, તે જ પ્રમાણે, નિઃસર્ગ નિર્મિત દિક્–આકાશ–અને કાળ એ બે બંધનોમાંથી પણ તેનો કદાપિ છૂટકો થઈ શકતો નથી. એ ત્રણ સિદ્ધાંતોનો સ્ફોટ કરવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ જ થવાના. કારણ કે, એના સ્ફોટનો પ્રયત્ન કરવો, તે પ્રથમ તેના અસ્તિત્વનો સ્વીકાર કરીને જ કરવો પડવાનો. ત્યારે એમાંની કોઈ પણ રીતિથી એ મૂળ પ્રશ્નનો નિકાલ–પરિસ્ફોટ–થઈ નથી શકતો, એ સિદ્ધ થઈ જ ચૂક્યું.

ત્યારે વિશ્વનું અસ્તિત્વ કઇરીતે વ્યક્ત કરવું?—તે શામાંથી ઉત્પન્ન થયું, તે કેવી રીતે કહેવું?–એ પ્રશ્ન બાકી રહ્યો તે રહ્યો જ. એનું ઉત્તર શું આપી શકાય એમ છે? વેદાન્તી તો એનું આવું ઉત્તર આપે છે :— 'આ જગત્ મૂળ વાસ્તવિક રીતે તો અસ્તિત્વમાં જ નથી. જગત્ નામનો કોઈ સત્ય પદાર્થ છે જ નહિ. આ સર્વ અસત્ય–ઇંદ્રજાળ સમાન કિંવા દિશાપ્રમાદ સમાન–છે. (જગન્મિથ્યા) પરંતુ જગન્મિથ્યાનો ખરો અર્થ શો છે? એનો અર્થ એવો છે કે, તેને (જગત્ને) સ્વતંત્ર–પોતાનું જ હોય એવું કોઈ–અસ્તિત્વ છે જ નહિ. તે, તમારા, મારા અને બીજા પ્રત્યેકના મનને કાંઇક છે, એમ ભાસે છે, તેથી જ તે છે; તે અસ્તિત્વ ધરાવે છે, એવી આપણી કલ્પના છે, પણ વસ્તુતઃ મૂળ જગત્ જેવું કશું છે જ નહિ. એટલે કે, જગતના અસ્તિત્વની કલ્પના કેવળ સાપેક્ષ—ઇતર કલ્પનાઓપર અવલંબી રહેનારી–જ છે.

ઉપરાંત જે વસ્તુ ખરેખર જ અસ્તિત્વમાં છે, તેનું જ્ઞાન આપણને ગમે ત્યારે પણ એક જ સમયે અને સમગ્ર થવું જોઇએ. પરંતુ જગત્‌ની તેવી સ્થિતિ જોવામાં આવતી નથી. આજે આપણને પાંચ ઇંદ્રિયો છે, તે દ્વારા જગત્‌ના કેટલાક વિશિષ્ટ ભાગોનું આપણને જ્ઞાન થયા કરે છે. કાલે, જો આપણને એક ૫૪ ઇંદ્રિય પ્રાપ્ત થાય તો હાલના કરતાં વળી કોઈ એક નવીન ભાગનું પણ આપણને જ્ઞાન થવા માંડે; તેવી જ રીતે એક સપ્તમ ઇંદ્રિય મળી જાય, તો જગત્ વળી બીજા જ રૂપમાં દેખાવા માંડે, એ પણ સર્વથા સ્વાભાવિક જ છે. સારાંશ કે, એવી રીતે તેના રૂપમાં એક સરખું પરિવર્તન થતું જ રહેવાનું. એટલામાટે જ વેદાન્ત કહે છે કે, એને ખરું અસ્તિત્વ નથી. કારણ કે, જે સત્ય અસ્તિત્વમાં છે–જે સત્ છે–તે સાર્વકાલિક, કૂટસ્થ, (જેમાં મૂળ સ્વભાવના સંબંધમાં કશો પણ ફેરફાર થતો નથી તે) 'અચલ્ય' (ચલન–વલનહીન) અને અગાધ હોય છે. ત્યારે એવા પ્રકારનું શાશ્વત અને ખરું અસ્તિત્વ જગત્ ધરાવતું નથી, એટલો જ વેદાન્તીના 'જગન્મિથ્યા' એ મહાવાક્યનો અર્થ છે.

ત્યારે હવે જગત્‌ને ખરું અસ્તિત્વ નથી, એમ કદાચિત્ સ્વીકારીએ, તોપણ તે સર્વથા અસ્તિત્વમાં છે જ નહિ, એમ તો કેમ જ કહી શકાય? એ પ્રશ્ન પાછો આવીને ઊભો રહે છે. કારણ કે, પ્રત્યક્ષ તે અસ્તિત્વમાં છે, એમ આપણે જોઇએ છીએ અને તેમાં જ આપણા ચલન વલન આદિ સર્વ ઐહિક વ્યાપારો પ્રત્યક્ષ થતા હોય છે; ત્યારે એ તરફ આંખમીચામણી કરીને તેનું અસ્તિત્વ છે જ નહિ, એમ કહી જ કેમ શકાય? એ અડચણમાંથી પાર પડવાની કોઈ પણ યુક્તિ શોધી કાઢવી જોઇએ; અને તે યુક્તિ વેદાન્તીઓએ ક્યારનીયે શોધી કાઢેલી છે. તે એ કે, આ આસપાસ વિસ્તરેલું સમસ્ત જગત્, **અસ્તિત્વ અને અનસ્તિત્વ** (Existence and Non-existence) નું એક પ્રકારનું મિશ્રણ જ છે, એમ માનવું. અર્થાત્ એને 'માનવું' કહ્યાથી એ પણ કોઈ મિથ્યા શુષ્ક કલ્પના જ છે, એમ નથી. ઉલટી વેદાન્તીઓએ એ કલ્પનાને તો તાર્કિક યુક્તિવાદથી સપ્રમાણ સિદ્ધ કરી દેખાડેલી છે. તે કેવી રીતે, તે જ હું આપને આજે સંક્ષેપમાં કહી સંભળાવવાનો છું.

એકંદર જગત્‌વિશેના અહીંસૂધી કરેલા તાત્ત્વિક વિચારને એક તરફ મૂકીને, સર્વથા નિત્યના વ્યવહાર અને આપણાં જીવિતોને જોતાં તેમાં પણ અસ્તિત્વ અને અનસ્તિત્વના વિરોધનું મિશ્રણ રહેલું આપણા જોવામાં આવશે જ. જ્ઞાનની કોઈ પણ શાખા લ્યો. તે પ્રત્યેકમાં એ મિશ્રણ તો હોવાનું અને હોવાનું જ.

એમ થવાનું કારણ, મનુષ્યના અંગમાં ગમે તે વિષયનું યથાર્થ જ્ઞાન મેળવી લેવાની પાત્રતા નથી, એ નથી. તે પાત્રતા તો તેના અંગમાં પૂર્ણ રીતે રહેલી છે. પરંતુ થાય

છે શું કે, એવી રીતે જ્ઞાનાન્વેષણના માર્ગમાં કેટલાંક પગલાં ગયા પછી સામી કાંઈ પણ અભેદ્ય દુર્ગ જેવી અડચણ આવીને ઊભી રહે છે. પણ તેને ભેદીને આગળ વધવાનું સામર્થ્ય તેનામાં તત્કાળ આવે તેમ ન હોવાથી તેની પ્રગતિનો માર્ગ ખૂટી જાય છે, અને તે નિરુપાય થઇને જે માર્ગથી આવેલો હોય છે, તે જ માર્ગે પાછો વળે છે. એટલે કે અમુક વિશિષ્ટ મર્યાદાપર્યન્ત તેની આસપાસ જાણે એક ઉપસેલી રેષાનું વર્તુલ ખેંચેલું હોય છે. તે વર્તુલને ઉલ્લંઘીને પેલીતરફ કેવી રીતે જવું, એની રીતિ તેના જાણવામાં ન હોવાથી તે, વર્તુલની મર્યાદાપર્યન્ત આવીને પુનઃ પુનઃ તે વર્તુલમાં જ નિરુપાયવશ ફેરા લગાવ્યા કરે છે. એમ કરતાં તેને પોતાને અત્યંત પ્રિય અને નિત્યના અનુભવમાં આવતા કેટલાક ગૂઢ વિષયો મળી આવે છે; તેનો સ્ફોટ કરવાની તેને અહોરાત્ર ઉત્કટ ઇચ્છા રહ્યા કરે છે અને સ્ફોટ કરવામાટેના તેના એક સરખા પ્રયત્નો ચાલૂ હોય છે; પણ તેનાથી પોતાની મર્યાદિત બુદ્ધિથી પાર જઈ શકાતું જ નથી. એટલે તે પ્રશ્ન તેવોનો તેવો જ ગૂઢ રહી જઇને તેના મનમાંની ઉત્કટ ઇચ્છા–જિજ્ઞાસા–અંદરની અંદર જ ફરતી રહે છે. એ બધું ખરું હોય, તોપણ એટલું તો બધાના સારી રીતે જાણવામાં છે કે, એવી રીતે મનમાં ખળભળાટ ઉત્પન્ન કરનારી અનેક પ્રેરણાઓને અટકાવીને અને તેમનું સંયમન કરીને જ પ્રયત્ન કરવાથી ખરી ઇષ્ટપ્રાપ્તિ થવાનો સંભવ છે. એનો વ્યવહારમાં પ્રત્યેકને એકસરખો અનુભવ થયા જ કરે છે. આપણા પ્રત્યેક ઉચ્છ્વાસને, આપણું એક મત, આપણને સ્વાર્થની દિશામાં અને એકલપેટાપણાતરફ આકર્ષતું હોય છે. પરંતુ તે જ ક્ષણે, આપણા જીવના અંતર્યામીમાંથી બીજી એક ગૂઢ પ્રેરણા, સ્વાર્થત્યાગ જ માત્ર ઇષ્ટ પુરુષાર્થ છે, એમ આપણને સૂચના આપતી હોય છે. પ્રત્યેક મનુષ્ય જન્મથી જ આશાવાન્ ઉપજેલો હોય છે. તેને નિત્ય દેદીપ્યમાન વાતોનાં સ્વપ્નાં આવતાં હોય છે; અને તે જ મનોરાજ્યમાં તે નિત્ય લીન–નિમગ્ન–થઇને અપૂર્વ આનંદનો ઉપભોગ લેતો હોય છે. તારુણ્યમાં આવ્યાપછી તો તે પ્રથમ કરતાં પણ વધારે આશાવાન્ અને ભાવી સુખોની ઇચ્છા રાખતો બની ગયેલો જોવામાં આવે છે. તેને કોઈ પણ વાતની ચિંતા, ભીતિ અથવા ધાસ્તી જેવું કશું પણ હોતું નથી. તે પૂરેપૂરો નિશ્ચિત અને નિઃશંક બની જાય છે. આપણને મૃત્યુ નામક એક અપરિહાર્ય વિપત્તિમાં આવવાનું છે, અથવા તો, જગત્માં સદાસર્વદા સારી સ્થિતિ જ રહેવા પામતી નથી, કિન્તુ કોઇકાળે પણ અવનતિ અથવા માનહાનિ પણ ભોગવવી પડે છે. એ વાત યૌવનના વસંતકાળમાં વિહરતા નવયુવાના સ્મરણમાં પણ હોતી નથી. પરંતુ જે મૃત્યુ અને જે બીજા નિયમો એકંદર

પ્રાણી માત્રને વળગેલા છે, તે કાલગતિથી તેને પણ પોતાનો શિકાર બનાવ્યા વિના રહેતા નથી જ. તેને જરા પણ આવે છે અને તેથી તેનું આયુષ્ય વિપત્તિકારક અને સર્વથા કષ્ટમય જ બની જાય છે. તેનાં, નવયૌવનમાંની તેની ઉચ્ચ ઉચ્ચ આશાઓના ઉભરા અને માયાસૃષ્ટિમય મનોહર મનોરાજ્યો સર્વ ક્યાંનાંક્યાંય લોપાઈ જાય છે; અને તરણાવસ્થામાંનો તે 'આશાવાન્' મનુષ્ય પૂર્ણ નરાસ્યવાદી બની જાય છે

ત્યારે કહેવાનું તે એટલું જ કે, સૃષ્ટિનિયમના તડાકામાં સપડાઇને મનુષ્યની એકસરખી રીતે આ સ્થિતિમાંથી પેલી સ્થિતિમાં ને પેલી સ્થિતિમાંથી આ સ્થિતિમાં એ પ્રમાણેની લોટાલોટ અને ઠેલાઠેલ ચાલેલી જ હોય છે. એમાં કોઈ દિવસે પણ અવરોધ થતો નથી. તેમ જ આપણે એ ઠેલાઠેલીમાં કઈ તરફ ધકેલાઈએ છીએ અને એ ઠેલા આપણને ક્યાંસૂધી ખાવા પડશે, એ પણ આપણા જાણવામાં નથી આવતું; અને આપણું સમસ્ત આયુષ્ય કેવળ અચેતન વસ્તુ પ્રમાણે પરતંત્ર, નિરાધાર અને નિરાશાપૂર્ણ જ વીત્યા કરે છે. એના સંબંધમાં, **લલિતવિસ્તર** નામક બુદ્ધના ચરિત્રનો એક ગ્રંથ છે, તેમાંના એક ગીતની મને ઘણી જ સ્મૃતિ થાય છે. તેનો સંક્ષેપમાં સારાંશ એ છે કે, 'બુદ્ધને આ મૃત્યુલોકમાં માનવજાતિના તારક થવામાટે મૂળ દેવે મોકલ્યો હતો; પરંતુ, આ પૃથ્વીમાં આવ્યા પછી તે પોતાના રાજૈશ્વર્યના વિલાસોપભોગમાં લયલીન થઈ જવાથી તેને પોતાના આદ્ય કર્તવ્યની વિસ્મૃતિ થઈ ગઈ. એટલે પાછી તેના મનમાં કર્તવ્યની જાગૃતિ કરવામાટે કેટલાએક દેવદૂતોએ પૃથ્વીપર આવીને એ ગીત ગાયું હતું. તેમાંના મુખ્ય ધ્રુવપદનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ— 'આપણે આ અનંત કાળના પ્રવાહમાં સપડાઇને કોઇવાર પણ વિશ્રાંતિ ન લેતાં કિંવા વચ્ચે ન અટકતાં સદૈવ સ્થિત્યંતરો ભોગવતા જ રહીએ છીએ.'

એ પ્રમાણે આપણી આયુષ્યદશા કદાપિ સ્થિર ન રહેતાં, એકસરખી ચળિત રહીને બદલ્યા જ કરે છે. ત્યારે એ ગૂઢ શું હશે? એવો પ્રશ્ન સાહજિક જ મનમાં આવીને ઊભો રહે છે. એનું ઉત્તર તમે શું આપશો? અર્થાત્ પ્રત્યેક પોતપોતાની મરજી પ્રમાણે જ એનું ઉત્તર આપશે. જેને ત્યાં ખાનપાનની વિપુલતા છે, તે તો એ પ્રશ્નનો મૂળ વિચાર કરવાનો પણ શ્રમ લેશે નહિ. તે કહેશે કે, "આ સંસારનાં દુઃખોનું નામ માત્ર પણ મારા સમક્ષ ઉચ્ચારશો નહિ; કારણ કે, મને તેથી અત્યંત ભીતિ થયા કરે છે. એટલામાટે મારા આગળ જગતના દુઃખનાં ગીતો ન ગાતાં, જગત્‌માં સર્વત્ર ધનધાન્યની વિપુલતા છે, એમ કહેવાનું હોય તો ખુશીથી કહો. નહિ તો, તમારા દુઃખ વિલાપો બધા તમારા પોતાના જ મનોભંડા—

રમાં રહેવા દ્યો. મારે તે સાથે કાંઈ પણ લેવા દેવા નથી. મને રહેવામાટે સુંદર ગૃહ મળેલું છે અને ખાવાપીવાની પણ કશી ખોટ નથી. માટે મને લોકોના ભૂખમરાનાં અને તેમની દુર્દશાનાં ભયંકર ચિત્રો દેખાડીને મારા મનની શાંતિનો ભંગ કરશો નહિ." ખુશાલચંદભાઈ બહુ જ આદ્યતાથી એમ કહેવાના! પણ ખરેખર જ જે બિચારા સેંકડો–અરે લાખો–લોકો ભૂખમરાની અસહ્ય વેદનાથી એક સરખા દિનરાત તરફડતા હોય છે અને પ્રસંગવિશેષે રામ બોલો પણ થઈ જાય છે, તેમને ઉપર્યુક્ત ખુશાલચંદ પ્રમાણે "ભાઈરે! દુઃખ જેવી કોઈ વસ્તુ જ નથી, બધું તમારા જ સુખમાટે છે અને સર્વત્ર આબાદીનું જ સામ્રાજ્ય વિસ્તરેલું છે," એમ કહો, અને પછી એના ઉત્તરમાં તેઓ શું કહે છે તે સાંભળો. સારાંશ કે, જેને આ જગત્માંનાં અનેકવિધ દુઃખોથી અસહ્ય ત્રાસ થએલો છે, તેને આ જગત્ દુઃખમય અને કષ્ટદાયક જ ભાસવાનુ. તમે તેના આગળ જગત્માંની આનંદદાયક વસ્તુઓનુ, તેમાંના જૂદા જૂદા રમ્ય પદાર્થોનું અને તેમાંના સદ્ગુણોનું ગમે તેવા અને ગમે તેટલા ગૌરવથી વર્ણન કરો, તોપણ તેનુ તેના મનમાં યત્કિંચિત્ પણ પરિણામ થશે નહિ. સ્હામો, તે દીન અને આર્ત સ્વરથી તમને જ કહેવા માંડશે કે, "ભાઈરે! આમ હાથ ધોઇને મારી પાછળ શામાટે પડ્યા છો? અશક્ય અને અસંભવિત વાતો સંભળાવીને મારી નકામી ચેષ્ટા કરવાથી તમને શો લાભ થવાનો છે વારુ? હું મારા દુઃખે પીડાઇને શોકવિલાપ કર્યા કરું છું, તે જોઇને શું બીજાએ હસવું જોઇએ કે? એ તો પશુતાનું જ લક્ષણ છે. અર્થાત્ હું દુઃખી અને પીડિત છું, એટલે મારી પાસે આવીને કોઈ પોતાનાં દુઃખ અને કષ્ટોની કથા મને કહી સંભળાવે, તો તેથી જ કાંઇક મારા મનનો ભાર ઓછો થવાનો સંભવ છે." એવી રીતે અને એ પ્રમાણે જગત્માં એક જ સમયે સર્વથા પરસ્પર વિરુદ્ધ હોય, એવી બે સ્થિતિઓ દેખાઈ આવે છે. કેટલાક ખુશાલચંદો અથવા આશાવંતો આ જગત્ને સર્વોત્તમ ગણીને તેના સુખવિલાસમાં નિમગ્ન થએલા હોય છે; અને તેમને જગતની બીજી વાતોની કલ્પના માત્ર પણ થતી નથી. બીજી બાજૂએ, એક દીન અને દુર્ભાગી જન સંસારમાંનાં અનેક દુઃખ અને સંતાપથી ક્ષુબ્ધ થઇને જગત્ના સારાપણાવિશે અને સુખોમાટે પૂરેપૂરો નિરાશ અને હતાશ થએલો જોવામાં આવે છે. આપણી આયુષ્યદશામાંની, પ્રત્યેક મનુષ્યના અનુભવમાં આવનારી–પણ ખરી સ્થિતિ વિશે તો ગૂઢતામાં જ રાખનારી–એ એક વાત થઈ.

એના કરતાં વધારે ભયંકર અને ઉગ્ર–પરંતુ અપરિહાર્ય–બીજી વાત તે મૃત્યુ છે. સમસ્ત જગત્નો કોઇને કોઈ કાળે પણ ખાસ અંત થવાનો જ, એવી કલ્પના કોઈ

પણ મનુષ્યના મનમાં કોઈ વેળાએ પણ આવીને ઊભી તો રહે છે જ. કારણ કે, પ્રત્યેક ક્ષણે, અચેતન સૃષ્ટિમાંની કિંવા આસપાસની ચેતનસૃષ્ટિમાંની કેટલી બધી વસ્તુઓ નાશ પામતી તેની દૃષ્ટિએ પડે છે, તેની ગણના જ નથી. પદાર્થ ગમે તેટલો-ગમે તેવો ઉચ્ચ પ્રકારનો હોય, પણ તેનો આવનારો કાળ-મૃત્યુ, નાશ-અપરિહાર્ય છે. તમારી અનેક પ્રકારની પ્રગતિ, વૃથાભિમાનના વિષયો, અયશ આરામ, ચેનચાળા, ઠાઠમાઠ, ઐશ્વર્ય, સંપત્તિ અને અનેક શાસ્ત્રોનું જ્ઞાન એ સર્વનું અંતિમ અને અપરિહાર્ય પર્યવસાન તે મૃત્યુ જ છે. સચેતન, અચેતન, વ્યક્તિક કિંવા સામુદાયિક સૃષ્ટિમાંના ગમે તે પદાર્થપર એ મૃત્યુનો અધિકાર નિત્ય અને અખંડ ચાલતો જ હોય છે! અનેક પ્રાચીન વૈભવશાળી નગરો ઉધ્વસ્ત થઈ ગયેલાં છે અને તેમનાં સ્થાને અનેક નવીન નગરો વસેલાં જોવામાં આવે છે; અનેક રાષ્ટ્રોનો ઉદય થાય છે, અને અનેક રાષ્ટ્રો ધૂળધાણી થઈ જાય છે; અને બીજી કોઈપણ ગ્રહમાલિકાના ચક્રમાં સપડાઈને કેટલીક ગ્રહમાલાઓના પણ ટુકડે ટુકડા થઈ જાય છે.

એવો એ સૃષ્ટિક્રમ આજે અનાદિકાળથી અવ્યાહત ચાલતો આવ્યો છે; અને એ સર્વનું પર્યવસાન શું? માત્ર એક સર્વવ્યાપક મૃત્યુ! તમારાં જીવિત, સૌન્દર્ય, વૈભવ, અધિકાર, સદ્‌ગુણ અને સત્ત્વ, એ સર્વનો અંતે એ મૃત્યુમાં જ લય થવાનો! ભિક્ષુકને જેમ મૃત્યુ છોડતો નથી, તેમ જ તે મહાન્ ચક્રવર્તી રાજાને પણ પોતાનો શિકાર બનાવવામાં ભૂલ કરતો નથી. અનેક અપરાધી, પાપી અને પતિત જનો જેવી રીતે મૃત્યુનાં બલિદાન થયેલા છે, તેવી જ રીતે મોટા મોટા મહાત્માઓને પણ (લૌકિક રીતે) દેહત્યાગ કરવો જ પડ્યો છે!! એવી રીતે પ્રત્યેક વસ્તુ મૃત્યુના મુખમાં પડતી હોવાનું આપણે નિત્ય પ્રત્યક્ષ નેત્રોવડે જોયા કરીએ છીએ, છતાં પણ આપણી આ સાડાત્રણ હાથની કાયામાં અત્યંત આસક્તિ રહ્યા કરે છે, એ કેટલીબધી આશ્ચર્યની વાત છે? એ એક પ્રચંડ રહસ્ય જ છે. એનું કારણ શું છે, તે આપણાથી કહી નથી શકાતું; પણ આપણી આ પ્રાણોમાં કાંઈક વિલક્ષણ અને અનિવાર્ય આસક્તિ રહેલી છે—આપણાથી તેનો ત્યાગ કરી શકાતો નથી, એટલુ માત્ર પ્રત્યેકના જાણવામાં આવી શકે છે. છતાં પણ મનુષ્યો તેમાં વધારે અને વધારે જ લુબ્ધ થતા જાય છે! એનું જ નામ માયા.

એક ગૃહનું જ ઉદાહરણ-દૃષ્ટાંત-લ્યો:—બાળક અને માતા. એક માતા પોતાના બાળકની કેટલી બધી ચિંતા અને આસ્થાથી પાલન શુશ્રૂષા કરે છે, તે કોઈને નવેસરથી કહેવું જોઈએ તેમ નથી. તેનો જીવ અને તેનો પ્રાણ બધો તે બાળકમાં જ

પરોવાયલો હોય છે. પાછળથી તે બાળક મોટું થઈને પોતાની મોટી અવસ્થામાં કદાચિત્ નીચ અને અધમ પણ નીકળે છે! માતા સાથે—પ્રત્યક્ષ જનની સાથે પણ તે પશુવર્તન કરવા માંડે છે, અને અનેક પ્રકારે તેની માનહાનિ કરવામાં તે નીચ આગળ પાછળનો જરા પણ વિચાર કરતો નથી. એવાં ઉદાહરણો વ્યવહારમાં આપણને એક બે નહિ, પણ અનેક જોવામાં આવે છે; તોપણ તે પ્રેમાળ માતાનું મન પોતાના તે નીચ અને પશુવત્ કુલાંગાર પુત્રવિશે લેશમાત્ર પણ ક્ષુબ્ધ કિંવા કલુષિત થએલું જોવામાં આવતું નથી. સ્હામો, જ્યારે જ્યારે તેની વિવેકબુદ્ધિ જાગૃત થતાં પોતાના પેટના આંતરડાની અધમતા પોતાની નજરે પડવાનો તેને સંભવ દેખાય છે, તે વેળાએ તત્કાળ પોતાના પ્રેમના મોહક જાળનું તેનાપર આચ્છાદન નાખીને તે દૃશ્યને પોતાની દૃષ્ટિથી દૂર કરી દે છે. પણ, તે પોતે જે જાળનું આચ્છાદન નાખે છે, તે વસ્તુતઃ પ્રીતિ કિંવા પ્રેમ નથી, કિન્તુ અંતરમાં તેના શરીરમાંના સ્નાયુઓને પણ બદ્ધ કરી નાખનારું અને તે તેને કાઢવાનો ગમે તેટલો પણ પ્રયત્ન કરે, તો પણ કદાપિ ન નીકળનારું એક સૂક્ષ્મ પણ અભેદ્ય બંધન જ છે, એવી કલ્પના માત્ર પણ તે બિચારીના મનમાં આવતી નથી. એ જે સર્વવ્યાપક અને સૂક્ષ્મ પણ અભેદ્ય બંધન છે, તેનું જ નામ માયા.

આપણે બધા જાણે એક અત્યંત તપ્ત અને અગાધ રેતીના રણમાંના મૃગજળની પાછળ લાગેલા છીએ. પ્રત્યેકને એમ જ ભાસે છે કે, 'સહુથી પહેલો હું ત્યાં પહોંચી જાઉં.' પરંતુ વસ્તુતઃ ખરેખર કાંઇક હાથ આવવાનું તેમનામાંથી થોડાકના જ ભાગ્યમાં હોય છે. એક જ ઇનામની મોટી લૉટરીની લાલચમાં પડેલા મનુષ્યોની અને આપણી સ્થિતિ એકસરખી છે. પ્રત્યેક સમજૂ મનુષ્યને અંતરમાં તો ખાસ એમ ભાસતું જ હોય છે કે, હજારોમાંના એકને જ તે બક્ષીસ મળવાનો સંભવ હોય છે; પણ તે સાથે જ તે 'એક' હું જ શામાટે ન હોઉં? એ પ્રમાણે બીજું મન તેને ખોટી આશા લગાડતું હોય છે. સારાંશ કે, પ્રત્યેક મનુષ્ય એ જ ખોટી આશાથી લલચાઇને હજારો લોકો તે એક બક્ષીસ કિંવા ઉપહાર મેળવવામાટે આતુર રહ્યા કરે છે; પણ છેવટે ઘણુંકોના હાથ ખાલી ને ખાલી જ રહી જાય છે. એનું જ નામ માયા.

મૃત્યુનું આ પૃથ્વીમાં રાત્રિ દિવસ સંહારરૂપ કાર્ય અવ્યાહત ચાલતું પ્રતિક્ષણે પ્રત્યક્ષ નેત્રોથી આપણે જોઇએ છીએ; તથાપિ, માત્ર આપણે અનન્તકાલ પર્યન્ત જીવીશું, એવો પ્રત્યેકના મનમાં વિશ્વાસ રહ્યા કરે છે. એ વિશે મહાભારતમાં યક્ષે ધર્મરાજાને પૂછેલા પ્રશ્નોમાં એક બહુ જ સૂચક પ્રશ્ન છે. તે આ પ્રમાણેઃ—'આ પૃથ્વીમાં સર્વથી આશ્ચર્યકારક વાત શી છે?' એવો યક્ષ પ્રશ્ન પૂછતાં ધર્મરાજાએ ઉત્તરમાં

જણાવ્યું કે; 'પ્રત્યેક જન, નિત્ય સહસ્રાવધિ મનુષ્યોને યમાલયમાં પ્રયાણ કરતાં નેત્રોથી નિહાળે છે, છતાં પણ પોતે તો કદાપિ મરશે જ નહિ, એવી તેમના મનમાં ભાવના રહે છે. એના કરતાં વધારે આશ્ચર્યકારક તે બીજી શી વાત હોઈ શકે?'* એ જે આશ્ચર્યકારક ભાવના છે, તે જ **માયા**. સારાંશ કે, આપણી બુદ્ધિમાં, જ્ઞાનમાં, આયુષ્યદશામાં કિંવા ઇતર પ્રત્યેક વિષયમાં દેખાઈ આવતી જે આ સુખદુઃખ-મિશ્રિત (સુખ પછી દુઃખ અને દુઃખ પાછળ સુખ, એ સુખ દુઃખાત્મક પરંપરા) અને પરસ્પર વિરોધાત્મક ચેતના દૃષ્ટિગોચર થાય છે, તે જ **માયા** અને તેનું દૃશ્યસ્વરૂપ છે.

કોઈ પણ વિષય ગમે તેવા ઉચ્ચ હેતુથી આરંભેલો હોય; છતાં તેને પણ એ અપરિહાર્ય નિયમ લાગેલો જ હોય છે. કોઈ એક રાષ્ટ્રમાંના કેટલાક અનિષ્ટ નિયમોમાં સુધારણા કરવામાટે કોઈ દેશભક્ત ઉત્પન્ન થાય છે; પણ તેનું પરિણામ શું? તેના હાથે તે નિયમોમાં થોડીઘણી સુધારણા થાય ન થાય, એટલામાં તો બીજા અને એક ખૂણા ખોંચરામાંથી બીજી સત્તર હજાર નવી અનર્થકારક વાતો બહાર ફૂટી નીકળે છે. એવા પડી ભાંગેલા રાષ્ટ્રના એક જ અંગની સુધારણા કરવાનો પ્રયત્ન કરવો, તે આખા પડી જાય તેવા ઘરની પડી ગએલી ભીંતિમાંની એક એક ભીંતને લઇને તેની ઈંટોની જ પાછી એક પર એક ખડકીને તેને સુધારવાના પ્રયત્ન જેવો જ નિષ્ફળ અને નિરુપયોગી છે. એટલે કે, એ ભીંતની મરામત કરવા જશો, એટલામાં તો બીજી ત્રીજી ભીંત ધબ દેતી કે ધરણીપર ધસી પડશે. કહેવાનો મુખ્ય હેતુ એ જ કે, એક રાષ્ટ્રમાંની એક જ વિશિષ્ટ અનર્થકારક વાતમાં લક્ષ ન આપતાં, તે રાષ્ટ્રની એકંદર અંતસ્થ રચનામાં જે મોટા મોટા દોષોનો પ્રવેશ થએલો હોય, તે સર્વને સારી રીતે તપાસીને તે સઘળાના નાશનો પ્રયત્ન કરવો જોઇએ. ઉદાહરણાર્થ, અમારા દેશમાંના—ભારતવર્ષમાંના—સુધારક લોકો, હિંદુ સ્ત્રીઓને વૈધવ્ય દશામાં ભોગવવી પડતી યાતનાઓ વિરુદ્ધ કંઠશોષ કરીને પોકારો કર્યા કરે છે અને તેના નિષેધમાટે બળપૂર્વક ઉપદેશો આપ્યા કરે છે. તેવી જ રીતે તમારા—પાશ્ચાત્ય—દેશમાં કુમારિકાઓના વિવાહ નથી થતા, એ અનર્થને ટાળવામાટેનો એકસરખો આક્રોશ ચાલતો સાંભળવામા આવે છે. ત્યારે એ બન્ને અનર્થોને ટાળવાનો ઉત્તમ માર્ગ કયો વારુ? તે એ કે,

* યક્ષના પ્રશ્નના ઉત્તરમાં ધર્મ રાજાએ કહેલો મહાભારતમાંના મૂળ શ્લોક આ પ્રમાણે છે.

"अहन्यहनि भूतानि गच्छंतीह यमालयम्।
शेषाः स्थावरमिच्छंति किमाश्चर्यमतः परम्?"

भारतम्.

ઉપર્યુક્ત અનર્થોમાંના માત્ર એક જ અનર્થમાટે પોકાર ન કરતાં બન્ને અનર્થોનું થાય તેટલું નિરસન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. એટલે કે, કુમારિકાઓના વિવાહના પ્રચારમાટે પ્રથમ થાય તેટલી ખટપટ કરો; પણ તે સાથે જ વિધવાઓને ભોગવવી પડતી અને તેમનાપર બળાત્કારે નખાતી વૈધવ્યદશામાંની યાતનાઓનું બને તેટલું જડમૂળથી નિર્મૂલન કરવાનો પ્રયત્ન પણ કર્યાં કરો. બંને પ્રકારની પ્રમદાઓની પરિસ્થિતિને જોતાં તે એક સરખી જ શોચનીય અને અનુકંપાર્હ છે. કારણ કે, એ બંને અનર્થના મૂળને જોતાં તેમાં એક સર્વવ્યાપક કારણ રહેલું જોવામાં આવે છે. તે કારણ, તે સ્ત્રીવર્ગ વિશેની અનાસ્થા અને કઠોર બુદ્ધિ જ છે. ત્યારે, એ બીજરૂપ કારણનો સંહાર કર્યાવિના ઉપરના બે અનર્થોમાંના એક જ અનર્થને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે, તો સન્નિપાતથી પીડાતા મનુષ્યના શરીર જેવી જ સ્થિતિ થવાનો સંભવ છે. જીર્ણ સંધિવાતને જો માથામાંથી ખસેડવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તે શરીરમાં પ્રવેશ કરે છે અને ત્યાંથી પગમાં પણ જઈ પહોંચે છે. એક જ સમુદ્રમાં એક જ બાજૂના પાણીને હટાવવામાં આવે તો તેનો બીજા ભાગમાં પ્રવેશ થવાથી તે ભાગ ફૂલે છે; પરંતુ પાણીના એકંદર સંચયમાં તો કશો પણ ફેરફાર થતો નથી.

પ્રત્યેક વિષયની એવી જ સ્થિતિ છે. શ્રીમંતાઈ, વિદ્યા, વૈભવ અને જ્ઞાન, એમાંની કોઇ પણ વસ્તુ બીજાઓ કરતાં કેટલીક વ્યક્તિઓ પાસે જ વધારે પ્રમાણમાં મળી આવે છે; જાણે તે કેવળ તેમની જ ગીરાસની માલમત્તા બની ગઈ હોયની! તેવો જ પ્રકાર જોવામાં આવે છે. જ્ઞાનની વાત પણ એમ જ છે. જ્ઞાન, કેટલી અમૂલ્ય અને સુંદર વસ્તુ છે? પરન્તુ, એના સંબંધમાં જોતાં પણ, તેને પણ થોડાક જણ પકડી બેઠેલા જોવામાં આવે છે. એ સ્થિતિ જોઇને તત્કાળ કેટલાક ઉદારબુદ્ધિ દેશભક્તોને એક પ્રકારની પ્રેરણા થાય છે, અને તેઓ ઉપર્યુક્ત બન્ને વસ્તુઓની સમસ્ત સમાજમાં એકસરખી પ્રેરણા કરવાના ઉદ્યોગનો આરંભ કરે છે. પણ, એનું અંતિમ પરિણામ શું થાય છે, તે કોઇવાર પણ આપના ધ્યાનમાં આવ્યું છે કે? એનું પરિણામ એવું થાય છે કે, આધિભૌતિક સુખની દૃષ્ટિથી–ખાવાપીવાનું પૂરતી રીતે મળવું અને લખવા વાચવાનું આવડવા સાથે જ્ઞાનનો પ્રસાર થવો, એટલી દૃષ્ટિથી–એકંદર જનસમૂહનું સુખ વધે છે, એ જો કે ખરું છે; પરંતુ વસ્તુતઃ એ આધિભૌતિક–લૌકિક અથવા આ જગતમાંના–સુખનું આગમન થતાં જ ખરું સૌખ્ય તત્કાળ અદૃશ્ય થઈ જાય છે. કારણ કે, એક તો મન સુસંસ્કૃત થયું, એટલે આ ઐહિક વિષયોમાટે અને તજ્જન્ય સુખોમાટે સમજૂ મનુષ્યોના મનમાં લાલસા અને પ્રીતિ રહેતી નથી.

શકાતું. અર્થાત્ અમુક વિષયના સંબંધમાં મારે કેટલીક વાતો તમને કહેવાની છે, એમ ધારીને હું અહીં આવું છું,.કિવા આપ પોતાની જ્ઞાનાન્વેષણ બુદ્ધિથી અને સૌજન્યથી અહીં આવવાની કૃપા દર્શાવો છો, એવાં લૌકિક ઉત્તરો કદાચિત્ આપવામાં આવશે, એ હું સારી રીતે જાણું છું; પરન્તુ એ જ યુક્તિવાદની સહાયતાથી કાંઇક વધારે વાર કારણુપરંપરાને શોધવાનો પ્રયત્ન કરવામાં આવે, તો અંતે નિરુત્તર થવાનો જ પ્રસંગ આવવાનો; અને મળેલા ઉત્તરથી પણ મનનું સમાધાન થવાનું નહિ. એનું આ એક જ ઉત્તર છે કે, એ જૂદાજૂદા વ્યવસાયો આપણે કરવાના છે, માટે જ કરીએ છીએ; આપણને તે કરવા જ પડે છે; એમાં આપણે નિરુપાય હોઇએ છીએ; એ સર્વ વ્યવસાયો કોઇપણ અદસ્યરીતે, આપણા હાથે કરાવતો હોય છે. વ્યાખ્યાનની સમાપ્તિ થવા પછી આપ સર્વ પોતપોતાને ઘેર ચાલ્યા જશો, કેટલાકોના મનમાં મેં કહેલી કેટલીક વાતોનું પરિણામ થશે, કેટલાક શ્રોતાઓ, મેં અમથો કેટલોક બકબકારો કર્યો, એમ ધારીને સાર લેવાનું છોડી જ દેશે, અને હું પણ 'મેં વ્યાખ્યાન આપ્યું.' એવી ધારણા બાંધીને ઘેર ચાલ્યો જઇશ. પરન્તુ એ જે એક જ વિષયના સંબંધમાં જૂદાજૂદા મનુષ્યોના મનમાં ભિન્ન ભિન્ન સંવેદના ઉત્પન્ન થઈ, તે શું છે ? એ માત્ર આપણા જાણવામાં આવી નથી શકાતું. ત્યારે એ ચમત્કાર શો ? એ ચમત્કાર અન્ય કાંઈ નહિ, પણ જેના વિશે અત્યારે આપણે વિવેચન ચલાવેલું છે, તે જ એ 'માયા' છે.

એથી આપના ધ્યાનમાં આવ્યું જ હશે કે, માયા એટલે વિશ્વના અસ્તિત્વ વિશે–તે કેવી રીતે ચાલ્યા કરે છે, એ વિશે માત્ર નિર્દેશ કરવો, તે વિશ્વ છે, એ આવું છે; આપણે છીએ એટલે છીએ, છીએ એમ ભાસે છે માટે છીએ, ઇત્યાદિ પ્રકારે કથન કરવું–એ જ માયા છે. પણ એ વસ્તુસ્થિતિ જો આપણે સાધારણ જનસમૂહને કહેવા માંડીએ–આ વિશ્વ તે કેવળ અગાધ માયા જ છે, એમ જો તેમને સમજાવવા માંડીએ– તો તત્કાળ તેઓ ગભરાઈ જાય છે. તેમને તો એ એક પ્રકારનું વિલક્ષણ અને ભયંકર ગૂઢ જ ભાસવા માંડે છે. પણ એથી આપણે નિરાશ થવાનું કે અટકી જવાનું કાંઇપણ કારણ નથી. આપણે તો તેવી જ હિંમત અને દઢતા રાખીને અશ્રાંતતાથી લોકોને વસ્તુસ્થિતિનું જ્ઞાન કરાવી દેવાનો પ્રયત્ન ચાલૂ જ રાખવો જોઇએ. જેવી રીતે બિલાડું આંખો મીચીને દૂધ પીએ છે, અને પોતાને કોઈ જોતું નથી, એવી ભાવનાથી તે નિર્ભય હોય છે; અથવા શિકારી શ્વાનો પાછળ પડેલા છતાં સસલું જમીનમાં વધારે અને વધારે મસ્તક ખોસતું જાય છે અને પોતાને નિર્ભય જાણે છે,

તેવી જ સાધારણ જનસમૂહની સ્થિતિ છે. ઉપર્યુક્ત વસ્તુસ્થિતિ જાણવામાં ન આવે, એટલામાટે એ લોકો જાણી જોઇને 'આશાવાદ' અને 'શૂન્યવાદ' ઇત્યાદિ ભ્રામક મતોનો અંગીકાર કરે છે, અને તેમાં નિમગ્ન થઇને ઉપર્યુક્ત ભયંકર વસ્તુસ્થિતિનું વિસ્મરણ કરી નાખવાનો પ્રયત્ન કર્યા કરે છે. પરંતુ તેમનું એમ કરવું, તે ધૂર્ત પણ ભોળા બિલાડાની આંખો બંધ કરવા જેવું અથવા ચાલાક સસલાનું જમીનમાં માથું ખોસવા જેવું જ નિરર્થક—કિંબહુના પ્રસંગવિશેષે આત્મઘાતક અને અનર્થકારક છે. એ કાંઈ અનિષ્ટ વસ્તુસ્થિતિના પ્રતિકારનો ખરો ઉપાય નથી. એ એક વિશિષ્ટ વર્ગની વાત થઈ.

એ શિવાય, સમાજમાંના કેટલાક લોકોતરફથી ઉપર્યુક્ત 'માયાવાદ' વિશે બીજા પણ કેટલાક આક્ષેપો કરવામાં આવે છે. જે લોકો તરફથી એ આક્ષેપો કરવામાં આવે છે, તે લોકો, બહુધા—મુખ્યતઃ આધિભૌતિક સુધારણામાં આગળ વધેલા અને જેમનાથી પોતાની ઇચ્છા અનુસાર વિષયોનો ઉપભોગ લઈ શકાય છે, એવા જ વર્ગ-માંના હોય છે. ઉદાહરણાર્થ,ઇંગ્લૅંડ જ લ્યો. ઇંગ્લૅંડના લોકોને 'માયાવાદ'ની સત્યતાનો નિશ્ચય કરાવાનું કાર્ય બહુ જ કઠિન થઈ પડે છે. કારણ કે, ત્યાં તો પ્રત્યેક જન, જગત્‌ની કેટલી વિલક્ષણ ત્વરાથી પ્રગતિ થતી ચાલી છે, જગત્‌નું શકટ કેટલીબધી આશ્ચર્યકારક રીતે સરળ અને અપ્રતિહત ગબડ્યા કરે છે, તેમ જ તેમની અને તેમના રાષ્ટ્રની કેટલીબધી સુસંપન્ન સ્થિતિ છે, ઇત્યાદિ વિશેનું યથાસ્થિત અને અભિમાનપૂર્વક વર્ણન કરતો ફરે છે; અને તેવા જ ઓઘથી પોતાના ઠેરવેલાં ધાર્મિક મતોનો પણ પુનરુ-ચ્ચાર કરે છેઃ—જગત્‌માં સર્વને તારનારો ધર્મ માત્ર એક જ છે, અને તે 'ખ્રીસ્તી ધર્મ' જ છે. એનું કારણ? કારણ એ કે, આજે બધાં ખ્રીસ્તી રાજ્યો ઉન્નત અને સંપન્ન અવસ્થામાં છે, માટે. પરંતુ એમ કહેવા જતાં તેઓ પોતાના મુખે જ પોતા વિરુદ્ધ એક પ્રકારની જબાની આપે છે, એની તે બિચારાઓને સ્વપ્નમાં પણ ક-લ્પના આવતી નથી. કારણ કે, ખ્રીસ્તી રાજ્યની ઉન્નતિ અને આબાદાની આવી ક્યાંથી? અર્થાત્ જે રાષ્ટ્રો ખ્રીસ્તી નથી તેમની અવનતિને લીધે અને હાનિને આધા-રે જ કે નહિ? એટલે એનું તાત્પર્ય શું? એ જ કે, એકની હાનિથી બીજાનો લાભ થાય છે, એ જ. પણ એથી જગત્‌ની સુખદુઃખાત્મક સ્થિતિ વિશેનો જે સિદ્ધાન્ત કહે-વામાં આવ્યો છે, તેને કશોપણ બાધ આવી શકતો નથી. એટલે કે, એકના સુખ-માટે બીજાએ તેનું ભક્ષ્ય થવું, એ સૃષ્ટિનો એક ત્રિકાલાબાધિત મહા સિદ્ધાન્ત છે. પણ થોડીવાર એમ સમજો કે, આખું જગત્ ખ્રીસ્તી થઈ જાય, તો તેથી શું થવાનું

છે? ખ્રીસ્તી રાષ્ટ્રો (કારણ કે, હાલમાં સમસ્ત જગત્ ખ્રીસ્તી થઈ ગએલું છે, એમ આપણે માનેલું છે;) પણ કાળગતિથી હીન અવસ્થામાં આવી પડશે; કારણ કે, જેમના (ભક્ષણના) જોરે તેમનાં સુખો ચાલ્યાં કરે છે, એવા ખ્રીસ્તી ન હોય તેવાં રાષ્ટ્રો કોઈ પણ અવશિષ્ટ રહેશે નહિ! એટલે એ કોટિ પણ તેમના વિરુદ્ધમાં જ જવાની.

સારાંશ કે, 'जीवो जीवस्य जीवनम्'–'જીવનકલહ' અને 'બળિયાના બે ભાગ' એ સૃષ્ટિનો એક આદ્ય અને મૂળ આધારભૂત સિદ્ધાન્ત છે. પ્રાણીઓ પોતાના અન્ન તરીકે વનસ્પતિનો આહાર કરીને ઉદરનિર્વાહ કરે છે; પ્રાણીઓમાં પણ, મનુષ્યપ્રાણી બીજાં કેટલાંક નિરુપદ્રવી પ્રાણીઓનો સંહાર કરે છે; પરંતુ એના કરતાં પણ વધારે શોચનીય વાત તો એ છે કે, મનુષ્યો મનુષ્યોમાં પણ બળવાન્ અને સરજોર પુરુષ પોતાના નિર્બળ અને અશક્ત સજાતીયના દુઃખી જીવનના આધારે આનંદ ભોગવતો હોય છે. એ પ્રકાર આજે અનાદિકાળથી જગત્માં ચારે તરફ એક સરખો ચાલ્યા કરે છે. એનું જ નામ 'માયા.'

એ ગૂઢ-રહસ્ય-નું આપ શું ઉત્તર આપો છો? એના સંબંધમાં આપણે અનેક પ્રકારનાં ઉત્તરો સાંભળીએ છીએ; અને તે સર્વના કહેવાનું ધોરણ એ જ હોય છે કે, ઉપર કહેલો પ્રકાર જો કે બહારથી અનર્થકારક દેખાય છે, પરંતુ એકંદર રીતે અંતે તેનાથી જ ઇષ્ટપ્રાપ્તિ થવાની છે. હવે એ ઉત્તરમાં ધ્વનિત કર્યા પ્રમાણેની વસ્તુસ્થિતિ છે કે નહિ, એ વિશે મોટી શંકા છે. તથાપિ, એમ છે, એમ થોડીકવાર કબૂલ પણ કરીએ, તોપણ બીજો એક પ્રશ્ન સાહજિક જ મનમાં આવીને ઊભો રહે છે કે, જ્યારે હિત જ કરવાનું છે, ત્યારે તે આવા દુઃખોત્પાદક અને અનર્થકારક માર્ગે કરવાનો શો હેતુ? સર્વથા સરળ અને સુખાવહ માર્ગે એ ઇષ્ટપ્રાપ્તિ થઈ શકે એમ નથી કે શું? એટલે કે, અહીં પણ ભ્રમોત્પાદક માયા આવીને ઊભી રહી. ભવિષ્યમાં આપણા ભાવિવંશજોને સુખપ્રાપ્તિ થવાનો સંભવ હોવાથી જો અત્યારે મેં દુઃખ અને સંકટો ભોગવ્યાં, તો થયું શું? એમ કહેવાવિના, એ વિરોધાત્મક વસ્તુસ્થિતિના નિકાલ-નિર્ણય-નો બીજો કોઈ માર્ગ જ રહેતો નથી. એનું નામ માયા. એના રહસ્ય માટેનું કોઈ ઉત્તર જ નથી.

હવે આપણે બીજા એક મુદ્દાનો વિચાર કરીએ. ઉત્ક્રાન્તિમતવાદીઓ એમ કહેતા હોય છે કે, જગત્ની ઉત્ક્રાન્તિ ચાલૂ છે; તેમાંથી નિત્ય નિર્જીવ, નિરુપયોગી અને અનિષ્ટ હોય એવાં, પૂર્વાવસ્થામાંનાં અંગોનો લોપ થતો જાય છે; અને પ્રત્યેક સ્થિત્યંતરમાં પૂર્વ સ્થિતિમાંનો જેટલો સારો અંશ હોય છે, તેટલો જ માત્ર ઉતરી

આવે છે. એવી રીતે અનિષ્ટ અને અનર્થકારક વસ્તુઓના અનુક્રમે લોપ થતાં થતાં અંતે જગતની અંતિમ સ્થિતિમાં માત્ર જેટલું સારું અને હિતકારક હશે, તેટલું જ રહેવાનું–એટલે કે, જગતને સર્વોત્કૃષ્ટ અને સુખપૂર્ણ સ્થિતિ મળવામાં જ ઉત્ક્રાન્તિનું પર્યવસાન થવાનું,–એવા ઉત્ક્રાન્તિમતવાદીઓના અભિપ્રાય છે. એ મત સાંભળવામાં તો મહા મોહક અને સોજ્જ્વલ છે ખરું. વિશેષતઃ જેમને ખાવાપીવાની ખોટ ન હોવાથી જેમનો એ ઉત્ક્રાન્તિચક્રમાં ચૂરો નથી થતો, એવા લોકોને તો એ મત તત્કાળ માન્ય થવાનો સંભવ છે. 'ચૂરો થશે, તો ગરીબોનો થશે, એમાં આપણે શું? તેમાંનાં હજારો માણસો મરી જતાં હોય, તો ભલેને મરી જાય! ક્યાં આપણને તેમનું સ્નાન સૂતક લાગવાનું છે?' એવા પ્રકારના વિચારો ધરાવતા મનુષ્યોને એ મત બહુ જ મિષ્ટ અને સયુક્તિક ભાસશે. પરંતુ આખી વિચારસરણી મૂળમાં જ ખોટા પ્રમેયના આધારે ઉઠાવવામાં–ચણવામાં આવી છે.

કારણ કે, એક તો, જગતમાં દૃષ્ટિગોચર થતી 'સારી' અને 'ખરાબ' એ બે વાતો નિશ્ચિત અને અવ્યાહત ચાલૂ રહેનારી છે, એમ ઉપર્યુક્ત યુક્તિવાદમાં માનવામાં આવેલું છે; પણ તે ખરું નથી. વળી બીજું એક એના કરતાં પણ વધારે ભૂલભરેલું અનુમાન તેમણે માન્ય કરેલું જેવામાં આવે છે. તે એ કે, જગત્‌માંનો નઠારો અંશ જ દિવસાનુદિવસ ક્ષીણ થતો જાય છે, અને સારો અંશ ઉત્તરોત્તર વૃદ્ધિગત જ થતો જાય છે. એટલે કે, તેમણે જે ઉત્ક્રાંતિનો ક્રમ કહેલો છે, તેના અનુરોધે નઠારા અંશનો ધીમે ધીમે લય થતાં થતાં એક એવો કાળ આવશે કે, તે વેળાએ તે ખરાબ અંશનો પૂર્ણ લોપ થયેલો હોવાથી, જગતમાં અમિશ્ર–ભેળ વિનાના–સારા અંશ વિના બીજું કશું પણ અવશિષ્ટ રહેલું જેવામાં નહિ આવે, એવી જ તેમની માન્યતા છે. એ માનીનતા બોલી અને કહી દેખાડવામાં ઘણી જ સરળ અને સાધી છે; પરંતુ એ સિદ્ધાંત સત્યને અનુસરીને જ કરેલો છે, એમ સિદ્ધ કરવામાં–નિર્વિવાદ સ્થાપિત કરવામાં તેના અભિમાનીઓને ઘણો જ આયાસ પડવાનો સંભવ છે. કારણ કે, જગતનું ખરાબ અંગ દિવસે દિવસે ક્ષીણ થતું જ જાય છે, એ સિદ્ધ કેવી રીતે કરી શકાશે? કારણ કે, જગતમાં તો ખરાબ અંગ–પાપનો કિંવા ઐહિક અનર્થોનો નાશ થવાને બદલે સામો કાળગતિથી તેનો વધારો જ થતો જતો સ્પષ્ટ જેવામાં આવે છે; એ શું આપણા પ્રત્યક્ષ અનુભવમાં આવી નથી શકતું?

ઉદાહરણાર્થ, એક–કોઇએક અરણ્યમાં વસતા મનુષ્યને લ્યો. તેને, મનનો વિકાસ કેવી રીતે કરવો–કિંબહુના પુસ્તક વાંચવું એટલે શું, કિંવા લખવું તે શી વસ્તુ છે,

એવી સાધારણ વાતોની પણ માહિતી હોતી નથી, એમ સમજો. એવા મનુષ્યના હૃદયમા કલ્પનાઓની ગમે તેટલી અને ગમે તેવી વૃષ્ટિ કરો, પરતુ તેનું તેના મનમા લેશમાત્ર પણ પરિણામ થવાનુ નથી તે તો પૂર્વ પ્રમાણે જ–હતો તેવોને તેવો જ–રહેવાનો. એનુ કારણ શુ? કારણ કે, તેના મનને 'સારા' અને 'નઠારા'ની કલ્પના જ સ્પર્શ કરી નથી શકતી પણ, તે જ આપણે–જે આધિરથિનિમાના મનુષ્યો કરતા કેટલા બધા આગળ વધેલા અને સુધરેલા તરીકે શેખી વધારીએ છીએ તે–એ સારા અને નઠારાનો મેળ કરી નથી શકાતો, એટલા માટે 'બળિયાના બે ભાગ' એ સિરજોર ન્યાયના જીવન કલહમા ફસાઇને પ્રતિદિન પટપટ પ્રાણથી વિમુક્ત થઇએ છીએ યાત્રિક કળાની પ્રગતિ થતા તેના યોગે જીવનને આવશ્યક કેટલીક બાબતોની સુલભતા થયેલી છે અને તેથી જગતની સુધારણાના પગલા ઝટપટ આગળ પડતા ચાલ્યા છે, એ જો કે ખરુ છે. પરન્તુ તે સાથે જ એકના ભડારને ભરવામાટે કિંવા એક જ મનુષ્યના પોતાના સજાતીયોના વરિષ્ઠ થઈ બેસવામાટે લક્ષાવધિ લોકોની પાયમાલી થઈ જાય છે અને તેમને ખાવાનુ પૂરુ પાધર અન્ન પણ મળી શકતું નથી, અને માનની પ્રાણીઓના કેટલાક સમાજો પૂર્ણ દીનતાની શૃખલામા જકડાઈ જતા જીવનકલહના ચક્રમા તેમના ચૂરે ચૂરા થઈ જાય છે, એ પણ તમારે વિસરી જવુ ન જોઇએ જેવી રીતે ઉપર્યુક્ત યાત્રિક પ્રગતિનો, તેની જ રીતે એ નાશ અને અવનતિનો અનુક્રમ પણ અબાધિત અને બળપૂર્વક ચાલ્યો જાય છે. કારણ કે, ઐહિક સુધારણાની પૂઠે પડેલા મનુષ્યોનું સમસ્ત ધ્યાન, ઇંદ્રિયજન્ય સુખોમા અને તેમની પ્રાપ્તિના પ્રયત્નોમા જ લાગી રહેલુ હોય છે. ઇંદ્રિયોદ્વારા થનારા જૂદા જૂદા સુખદુ ખાત્મક વિકારોવડે તે પોતાને સુખી કિંવા દુ ખી માનતા હોય છે. તેમને યથાસ્થિત ખાવાનુ ન મળ્યુ કે, તત્કાળ તેઓ દુ ખી થઈ જાય છે. શરીરને જરા જેટલી ઇજા થતા જ તે ક્ષણે જ તે માનસિક વેદનાથી વિહ્વળ બની જાય છે સારાંશ કે, તેમના સુખદુ ખોનો ઉદય ઇંદ્રિયોમા જ સમાયલો હોય છે અને તે સર્વ સુખદુ ખોનુ પર્યવસાન પણ ઇંદ્રિયોમા જ થાય છે. અર્થાત્–જેટના પ્રમાણમા તેમની આધિભૌતિક સુધારણા થતી જાય છે, તેટલા પ્રમાણમા પોતાના સુખોને વધારે વધારી શકાય છે, એવો તેમનો ઉત્તરોત્તર વધારે અને વધારે જ વિશ્વાસ બધાતો જાય છે એથી તેમની સુખતૃષ્ણાની મર્યાદામા વધારો થવાથી તેટલા જ પ્રમાણમા તેમનો અસતોષ પણ વૃદ્ધિગત થતો જાય છે. અરણ્યમા વસતા મનુષ્યને પોતાવિના બીજા કોઇનો પણ સસર્ગ થતો ન હોવાથી જગતમા વિચરતા મનુષ્યો પ્રમાણે તેના મનમા જૂદા જૂદા નાના પ્રકારના વિકારો ઉદ્ભવવાનો કિંવા તેનાયોગે સુખી કે

દુઃખી થવાનો સંભવ હોતો નથી. સ્પર્ધા કરવામાટે બીજું કોઈ પણ પાસે ન હોવાથી, માત્સર્ય અને દ્વેષ, એ શી વસ્તુઓ છે, એની પણ તેને માહિતી હોતી નથી. અર્થાત્ સરકાર દરબાર જોવાની પણ તેને આવશ્યકતા પડતી નથી. સરકારનો કર ભરવાની કિંવા સમાજની આપણાપર એક સરખી નજર છે, એવી મનમાં ભીતિ રાખીને તે પ્રમાણે પોતાનું વર્તન રાખવાની અથવા બળવાન્ મનુષ્યના બળાત્કારોની અસહ્ય વેદના સહન કરવાની ઇત્યાદિ તેને કશીપણ કલ્પના હોતી નથી. તેમ જ, મનુષ્ય, પોતાના જ્ઞાનમાટે, પોતાના ઐશ્વર્યમાટે, પ્રગતિ માટે અને સુધારણામાટે ગમે તેટલી શેખી મારતો હોય, તોપણ કોઈ એવો જ પ્રસંગ આવતાં તે જ મનુષ્ય કોઇ હિંસ્ર પશુ કરતાં પણ કેવી રીતે હજારગણો વધારે ક્રૂર બની જાય છે, અને પોતાની રુધિરતૃષ્ણાના સપાટામાં પોતાના અનેક નિરપરાધી અને દીન સજાતીયોના પ્રાણની આહુતિ કેવી નિર્દયતાથી લે છે, એની તે બિચારાના અસંસ્કૃત અને મુગ્ધ મનમાં કલ્પના સુદ્ધાં પણ આવતી નથી.

એથી સાર એટલો જ લેવાનો છે કે, મનુષ્ય પોતાની મૂળ જંગલી અવસ્થાને છોડીને જે અનુક્રમે ચઢતી દશામાં આવતો જાય છે, તે કેવળ પોતાની ઇંદ્રિયોદ્વારા અને તેમની જ સહાયતાથી; એટલે કે, તેનામાં લુપ્તપ્રાય રહેલી જે અનેક વિષયોનો ઉપભોગ લેવાને સમર્થ એવી જુદી જુદી પ્રવૃત્તિ અને શક્તિ હોય છે, તેમનો દિવસે દિવસે વિકાસ થતો જવાથી તેને તે દશા પ્રાપ્ત થાય છે. અર્થાત્ જેટલા પ્રમાણમાં આપણામાંની વિષયોપભોગ લેવામાં સમર્થ, એવી ઉચ્ચ પ્રવૃત્તિઓનો વિકાસ અને પરિપાક થતો જાય છે, તેટલા પ્રમાણમાં તે સાથે જ આપણી દુઃખને જાણવાની અથવા માઠું લાગવાની સંવેદના પણ વધારે અને વધારે સૂક્ષ્મ અને તીવ્ર થતી જાય છે. એટલે કે, કોઈ એક ઇંદ્રિયને પ્રિય હોય, એવા વિષયની પ્રાપ્તિ થતાં જ જેવો આપણને તત્કાળ આનંદ થાય છે, તેવી જ રીતે આપણને અનિષ્ટ હોય, એવો જરાપણ બનાવ બનતાં આપણને—આપણાથી કનિષ્ઠ પ્રકારના મનુષ્યો કરતાં પણ—વિશેષ તીવ્ર દુઃખ થાય છે. એનો વ્યવહારમાં આપણને નિત્ય અનુભવ મળ્યા કરે છે. ઉદાહરણાર્થ, કોઇપણ સમાજ લ્યો. તેમાંના કોઇપણ એક સાધારણ કનિષ્ઠ પ્રકારના મનુષ્યને લઇયે, તો તેને ગાળગળોચ કરવાથી અથવા બીજાએ તેને ગાળ આપવાથી તેને તાદૃશ માઠું લાગતું નથી. પરંતુ તેને જ જો મારફાડ કરવામાં આવે, તો તેથી તે તત્કાળ ચીડાઈ જાય છે અને તે જ ક્ષણે તારી મારી કરીને બાથોબાથ આવી જવાને તૈયાર થઈ જાય છે. પરંતુ પ્રત્યેક સમાજમાં જેમને 'શિષ્ટ' અને 'સભ્ય ગૃહસ્થ' ના નામથી ઓળખવામાં આવે છે, તેમનામાંના કોઇને ઉદ્દેશીને જો જરા અપમાનસૂચક કે તુચ્છતાદર્શક શબ્દનો પણ ઉચ્ચાર કરવામાં આવે, તો

તેટલું પણ તેમનાથી સહન નથી કરી શકાતું. એનો ભાવાર્થ શો ? ભાવાર્થ એટલો જ કે, તે કનિષ્ઠ પ્રકારના નિર્બુદ્ધિ મનુષ્યો કરતાં એ સભ્ય ગૃહસ્થોનું મન અધિક સુસંસ્કૃત થએલું હોવાથી, તે સાથે તેમની માનાપમાનની કલ્પના પણ અધિક ચિકિત્સક–એટલે કે સૂક્ષ્મ અને કોમળ–બની ગયેલી હોય છે. તેથી માન–અપમાનને જાણવાની અને તેને અનુસરીને આનંદિત કિંવા ક્રોધિષ્ઠ થવાની તેમની મનોવૃત્તિ પણ વિશેષ જાગૃત અને તીવ્ર થઈ ગયેલી હોય છે. જેટલા પ્રમાણમાં, લોકોએ આપણને માન આપવું, એવી તેના મનમાં ઇચ્છા ઉત્પન્ન થાય છે, અને લોકો તરફથી તેવું માન મળતાં તેને હર્ષ થાય છે; તેટલા જ પ્રમાણમાં તે માનમાં લેશ માત્રપણ ન્યૂનતા થઈ કે, તેને સહન ન કરી શકવાની અને તેથી મનોવ્યથામાં પડી જવાની તેની દુઃખમૂલક બુદ્ધિ પણ વધારે પ્રદીપ્ત થઈ જાય છે, એટલો જ એ બેમાં રહેલો ભેદ છે.

એટલે કે, સુખનો વધારો થયો કે, દુઃખની ન્યૂનતા થઈ જ જાય છે–સારાની અભિવૃદ્ધિ સાથે નઠારાનો નાશ નીમાઈ જ ચૂકયો છે, એવું જે 'ઉત્ક્રાન્તિતત્વ'નું મત છે, તે યથાયોગ્ય નથી જ, એ આપના જાણવામાં આવી જ ચૂકયું હશે. મારો અલ્પ-બુદ્ધિ અભિપ્રાય તો એવો જ છે કે, જેટલા પ્રમાણમાં આપણી વિષયોપભોગ ભોગવવાની પાત્રતા વધતી જાય છે, તેટલા જ પ્રમાણમાં સૂક્ષ્મ દુઃખોનો અનુભવ લેવામાટે આપણી મનોવૃત્તિ પણ વધારે અને વધારે કોમળ તથા નાજુક થતી જાય છે. એટલું જ નહિ, પણ હુ આગળ વધીને એમ પણ કહું છું કે, આપણી વિષયોપભોગ વિશેની પાત્રતા ગણિતશ્રેણિના પ્રમાણથી વધતી જાય છે, એમ પણ જો કલ્પવામાં આવે, તોપણ દુઃખને અનુભવવાની તીવ્રતાનું પ્રમાણ ભૂમિતિશ્રેણિથી દેખાડવું પડવાનું. જંગલ અને પર્વતોમાં વસતાં મનુષ્યોને સમાજ એટલે શું, એની માહિતી માત્ર પણ હોતી નથી. પરંતુ સુધરેલા અને આગળ વધેલા આપણને સમાજનો અર્થ પૂરેપૂરો જણાય છે, એટલું જ નહિ, પણ તેની સાથે જેમ જેમ સુખની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ દુઃખની પરંપરા પણ વૃદ્ધિગત થયા વિના રહેતી નથી, એ કટુતમ સત્યની આપણને વધારે અને વધારે જાણ થતી જાય છે. અંતે ચારે તરફથી ઘેરી લેનારી એ દુઃખપરંપરાને જોઇને દુઃખાતિશય અને નિરાશાથી મન સર્વથા ઘેલું બની જાય છે, અને સર્વને એ અનુભવ એકસરખી રીતે જ મળતો હોવાથી, "આપણે બધા તો ઘેલા નથી ને ?" એવો વિચાર આવતાં મન વળી વધારે ખળભળી જાય છે. એ સર્વ એક માયાનો જ પ્રભાવ છે.

અસ્તુ. એટલે એથી આપને દેખાઈ તો આવ્યું હશે જ કે, માયાની ઉપપત્તિ, જગતની ગૂઢતાનો સ્ફોટ કરવામાં સાધનીભૂત તો નથી જ; કિંતુ તે કલ્પનામાં, જગત્‌ના

અસ્તિત્વના સંબંધમાં જે કાંઇપણ ગૂઢ વાતો જોવામાં આવે છે, તેમનો જ માત્ર નિર્દેશ કરેલો છે. સુખ દુઃખોનો અન્યોન્ય વિરોધ તે જ આપણા જીવનનો આધાર અને પાયો છે. આપણે કોઇપણ સ્થાને ગયા હોઇએ અથવા ગમે તેવી સ્થિતિમાં હોઇએ, તોપણ આપણી પૂઠે લાગેલો એ વિરોધ કોઇકાળે પણ આપણો પીછો છોડતો નથી. જ્યાં સુખ છે, ત્યાં દુઃખ પણ અપરિહાર્ય જ હોય છે, સારા સાથે નઠારું આવવાનું જ; જન્મ સાથે, તેની છાયા પ્રમાણે મૃત્યુ ઊભેલો જ જાણવો; જે હસે છે, તેને રડવાનો પ્રસંગ આવવાનો જ, અને અત્યારે જે રડતો હશે, તેને ભવિષ્યમાં હસવાનો સુપ્રસંગ પ્રાપ્ત થવાનો–ઇત્યાદિ જે અનેક પ્રકારની ન્હાની મોટી વાતો છે ને જેમનો નિત્યના વ્યવહારમાં આપણે પ્રત્યક્ષ અનુભવ લેતા હોઇએ છીએ, તેમનો જ માયાની ઉપપત્તિમાં સમાવેશ કરેલો છે.

એ પછી જે બીજી એક વાત કહેવાની છે તે એ છે કે, માયાની કલ્પનામાં ધ્વનિત કરેલી વસ્તુસ્થિતિ અપરિહાર્ય છે. ઇતર કોઇપણ પ્રકારનાં બાહ્ય સાધનોવડે તેને સુધારવાનું અથવા તેમાં પરિવર્તન કરવાનું કાર્ય કોઇ પણ પ્રકારે શકય નથી. જે સ્થાનમાં સદા સર્વદા આનંદ અને આનંદ જ ભરેલો હોય છે, અને જ્યાં શોક કે દુઃખનું નામ માત્ર પણ હોતું નથી, અથવા તો જે સ્થાનમાં મિશ્રણ વિનાની અને શુદ્ધ ઉત્તમતા જ ભરેલી છે, એવા કોઈ અત્યુચ્ચ અને સુખમય સ્થાનની કલ્પના કરી શકાશે. એ કલ્પના નહિ કરી શકાય એમ નથી. પરંતુ તેવા પ્રકારનું સૌખ્યસ્થાન પ્રત્યક્ષ હોઈ શકે, એ બનવું માત્ર અશકય છે. કારણ કે, આપણી અવસ્થામાં ભલે ગમે તેવું અને ગમે તેટલું પરિવર્તન થતું જતું હોય, તોપણ આપણામાં રહેલી ભિન્ન ભિન્ન અને પરસ્પર વિરોધાત્મક પ્રવૃત્તિ અને શક્તિનો કોઇકાળે પણ લય થવાનો નથી. તેમના નૈસર્ગિક ગુણધર્મો સદા સર્વદા કાયમ રહેવાના અને તે તેવી જ રીતે તેઓ એકમેકપર પોતાનાં ઇષ્ટ અને અનિષ્ટ કાર્યો કરતી જ રહેવાની. એટલે કે, એકાદ પ્રિય વસ્તુને જોઇને સુખ-મુદ્રામાં સ્મિત હાસ્યની છટા લાવવાની જ્યાં આપણી નૈસર્ગિક મનોવૃત્તિ હશે, ત્યાં તેની સાથે જ કોઈ પ્રતિકૂલ અને અનિષ્ટ ઘટનાનો અનુભવ થતાં જ નેત્રોમાં અશ્રુ લાવવાની આપણી સ્વાભાવિક વૃત્તિ ગુપ્તરૂપે વાસ કરતી જ હોવી જોઇએ. જ્યાં જ્યાં આપણામાં સુખનું જ્ઞાન કાયમ રહેતું હોય, ત્યાં ત્યાં તે સુખના જ્ઞાન સાથે જ દુઃખી થવાની સ્વાભાવિક મનોવૃત્તિ પણ ગુપ્ત રૂપે કાયમ રહેવી જ જોઇએ. એ વેદાન્તમાંની માયાની કલ્પનાનું એકંદર પર્યવસાન છે. એટલે કે, વેદાન્ત, સર્વસ્વે આશાવાન્–જગત્‌માંની સર્વે વસ્તુઓનું પર્યવસાન ઉત્તમતા અને સુખમાં જ થવાનું છે, એમ માનનાર–નથી;

કિંવા પૂર્ણ નૈરાશ્યવાદી—એટલે કે, જગતમાં ઉત્તમતા અથવા સુખ મળવાનાં જ નથી; સર્વ જગત્ અસાર, દુઃખમૂલક અને દુઃખપર્યવસાયી છે, એમ કહેનાર—પણ નથી. કિંતુ બન્નેમાંના સંયુક્ત અંશોના સંયોગથી જ તે બનેલો છે; જગતની જે વસ્તુસ્થિતિ દેખાય છે, તે જ માત્ર તેને માન્ય છે. જગત્ ઉત્તમતા અને અધમતાનું મિશ્રણ અને દુઃખસુખમિશ્રિત છે—એમાંની એક વસ્તુની વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરતાં બીજી વસ્તુ પણ પોતાની મેળે જ અને અપરિહાર્ય રીતે તે સાથે જ વધતી જવાની—એ જ વેદાન્તનું કહેવું છે. કેવળ સુખપૂર્ણ અથવા કેવળ દુઃખમય જગત્ હોય, એ કલ્પના તેને સંમત નથી. કારણ કે, એવી કલ્પના કરવી, તે તેની દૃષ્ટિથી મૂલભૂત તત્ત્વનો વિપર્યાસ કરવા જેવું જ છે. છતાં પણ એ કલ્પનામાં જ સમાધાન ન માની લેતાં, વેદાન્તે જગતની વસ્તુસ્થિતિનું વળી અન્ય પ્રકારે પણ સૂક્ષ્મ પૃથક્કરણ કરેલું છે; અને તેથી, જગત્ જો કે ઉત્તમતા અને કનિષ્ઠતામય કિંવા સુખદુઃખમિશ્રિત હોવા છતાં પણ તે પરસ્પર વિરોધી તત્ત્વો નિત્ય અભિન્ન અને એક જ સ્થાને રહે છે, એમ કાંઈ માની લેવાનું નથી; કિન્તુ ભિન્ન ભિન્ન પરિસ્થિતિ અનુરૂપ, તેમાંના પ્રત્યેક તત્ત્વનું સ્વતંત્ર અને પૃથક્ અસ્તિત્વ હોય છે, એ મહાસિદ્ધાન્ત તેણે (વેદાન્તે) શોધી કાઢેલો છે.

જેને સર્વથા સારી અથવા સુખકારક, કિંવા કેવળ નઠારી અને દુઃખદાયક જ કહી શકાય, એવી કોઈ પણ વસ્તુ આ જગતમાં મળી શકવાની નથી. કારણ કે, જે વસ્તુ આજે સારી અને હિતકારક દેખાતી હોય છે, તે જ કાલસવારે અથવા વખતના જવાસાથે નઠારી ને દુઃખદાયક દેખાવા માંડે છે, એનો અનુભવ વ્યવહારમાં આપણને નિત્ય મળ્યા કરે છે. જે વસ્તુ કોઈ એકના દુઃખનું કારણ થઈ પડે છે, તે જ વસ્તુથી બીજાને સુખ મળે છે, એનો પણ આપણને અનેકવાર અનુભવ મળ્યા કરે છે. જે અગ્નિ પાસે બેસવાથી ઉષ્ણતાના સમયમાં મહા સંતાપ થાય છે, તે જ અગ્નિનો તાપ ટાઢથી સીકડાઈ ગએલા મનુષ્યને બહુ જ પ્રિય અને સુખદાયક ભાસે છે. એ સર્વનો સાર શો? એ જ કે, જે ઇંદ્રિયો કિંવા સ્નાયુઓદ્વારા આપણને એક કાળમાં સુખ થાય છે, તે જ ઇંદ્રિયો અથવા સ્નાયુદ્વારા બીજા એક સમયમાં આપણને દુઃખ જ પ્રાપ્ત થાય છે.

ત્યારે અધમતાના નાશનો માત્ર એક જ માર્ગ છે, અને તે એ કે, પ્રથમ ઉત્તમતાનો (અથવા જેને આપણે ઉત્તમ સમજતા હોઇએ તેનો) જ વિધ્વંસ કરી નાખવો. એના વિના અધમતાના નાશમાટેનો બીજો એક એવો રામબાણ ઉપાય નથી જ. જો મરણને ટાળી દેવું હોય, તો પ્રથમ જન્મના ફેરાને ટાળી દેવાનો જ ઉદ્યોગ કરવો જોઇએ; અને દુઃખની ખપતી ન હોય, તો પ્રથમ સુખનો જ સંહાર કરી નાખવો

જોઇએ. પરંતુ મૃત્યુરહિત જીવિત, કિંવા દુઃખવિનાનું સુખ, એવી કોઈ વસ્તુ અસ્તિત્વમાં જ હોઈ શકવાની નથી. કારણ કે, જન્મ અથવા મરણ; અને સુખ કિંવા દુઃખ–એ એક જ વસ્તુની બે જૂદી જૂદી અવસ્થાઓ છે. આપણને એ તો નિત્ય અનુભવ મળ્યા કરે છે કે, આજે જે એક વસ્તુ આપણને અત્યંત પ્રિય અને હિતકર ભાસે છે, તે જ બીજે દિવસે અથવા કેટલાક દિવસ પછી આપણને અપ્રિય તેમ જ અનર્થકારક ભાસવા માંડે છે. એનું એક સ્પષ્ટ ઉદાહરણ એ છે કે, આપણા આયુષ્યની જૂદી જૂદી અવસ્થાઓ અને તે વેળાના આપણા ભિન્ન ભિન્ન વિચારો તથા કલ્પનાતરંગો ઇત્યાદિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં આવે, તો તેમનામાં મહદંતર અને પ્રસંગ વિશેષે પરસ્પર વિરોધ દેખાઈ આવે છે. અમુક એક વિશિષ્ટ કાળમાં એક મનુષ્યનો સર્વ આનંદ ગાડી ઘોડા દોડાવવામાં અને ફરવા હરવામાં જ સમાયલો હોય છે, પણ કેટલાક સમયપછી તે જ મનુષ્યને એ વસ્તુઓની ગ્લાનિ થઈ જવાથી તેનું મન બીજા જ કોઈ વિષયમાં લીન થયેલું આપણા જોવામાં આવે છે. બાલ્યાવસ્થામાં આપણને અમુક એક વસ્તુ–પછી તે ગમે તેવી ક્ષુદ્ર અને નિર્માલ્ય હોય–મળી, એટલે 'એથી આપણે ઘણા જ સુખી થઇશું' એમ આપણને ભાસતું હોય છે, પણ પાછળથી તે અવસ્થા વીતી જતાં તે વસ્તુની પ્રાપ્તિમાં રહેલી આપણી સુખની કલ્પના ઉડી જાય છે, અને જો આપણો વિવાહ થાય, બાલબચ્ચાંને જોવાનો પ્રસંગ આવે અને આપણી પાસે સારી રીતે ધનનો સંચય થાય, તો આપણે પૂરેપૂરા સુખી થઇએ, એવો ભાવ થવાની અવસ્થા આવી પહોંચે છે. પરંતુ પ્રૌઢ દશા આવ્યા પછી અને હૃદયમાં ગંભીર અને ગૌરવશાલી વિચારોનો પ્રવેશ થવાપછી જો એ બંન્ને અવસ્થાઓનો વિચાર કરવામાં આવે, તો તે ગત સમયની આપણી મૂર્ખતાભરેલી અને બાલિશ ઇચ્છાઓના સ્મરણથી આપણને પોતાને જ હસવું આવી જાય છે. એવી રીતે પુનઃ પુનઃ સ્થિતિઓમાં પરિવર્તન થતું રહે છે.

એ જ વ્યાવહારિક ઘટનાઓપરથી વેદાન્તી એવું અનુમાન કાઢે છે કે, આપણા મનમાં એક વિશેષ પ્રકારનો સંસ્કાર થવાથી પોતાના જડાત્મક દેહવિશે જે આપણે આત્મિક બુદ્ધિ અને અભિમાન ભાસે છે,–અને તે સ્નીપત્વનો લોપ ન થાય એટલાકે આપણે જે સંભાળ રાખીએ છીએ;–તે સ્થિતિનો લોપ થતાં આગળ ઉપર આપણે અહંકારબુદ્ધિ માટે આપણને પોતાને જ હસવું આવવાનો અને તેને તુચ્છ સમજ કાળ પણ આપણા માટે આવી પહોંચે છે. પ્રત્યેકને પોતાના શરીરનો મોહ હોય છે, અને તેને કાંઈ પણ હાનિ કે અપાય થવા ન પામે, એવી

સભાળ રાખ્યા કરે છે, અને જો એ શરીર અનંત કાળપર્યન્ત એમનું એમ કાયમ રાખી શકાતુ હોય, તો તો પછી સુખનો પરમ અવધિ જ તો, એમ તે સમજતો હોય છે. પરતુ વેદાન્તી આવેશપૂર્વક કહે છે કે, એ કલ્પના તુચ્છ અને હાસ્યાસ્પદ ભાસવાનો કાળ પ્રત્યેક વ્યક્તિને કોઇને કોઈ વેળાએ પણ પ્રાપ્ત તો થવાનો જ. માત્ર તે ક્યારે આવશે, એ વિશે આપણે સર્વદા આતુર રહીને તેનામાટે મન પૂર્વક પ્રયત્ન કરતા રહેવુ જોઇએ. અસ્તુ.

જ્યારે વસ્તુસ્થિતિ એવી છે—જગત્ કેવળ સુખપૂર્ણ કિંવા દુ ખમય, ઉત્તમતાથી ભરેલુ કિવા સર્વથા અધમતામય નથી, કિન્તુ એ તત્ત્વોના અન્યોન્ય વિરોધપર જ તેનુ અસ્તિત્વ અવલબેલુ છે, ને એ સ્થિતિ અપરિહાર્ય છે, એમ જ્યારે તમે કહો છો, ત્યારે પછી તમારા તે વેદાન્ત, જૂદા જૂદા તત્ત્વજ્ઞાનવિષયક મતો અથવા અનેક ભિન્ન ભિન્ન ધર્મોનો ઉપયોગ શો? એવો પ્રશ્ન સાહજિક જ મનમા ઊભો થાય છે. જ્યારે સત્ય સ્થિતિ આવી છે, ત્યારે જગતમા સારાં કૃત્યો કરવાથી પણ શો લાભ થવાનો છે? એવી શકા મનમા ઉત્પન્ન થવા માડે છે. એવા પ્રકારની વિચારસરણી સામાન્ય જનોમા મળી આવે છે. તમે જો તેમને ઉપર્યુક્ત ઉપદેશ આપો તો તેઓ તત્કાળ તમને કહેશે કે, 'તમે કહો છો તે પ્રમાણેની જ જો વસ્તુસ્થિતિ હોય, તો સારા કૃત્યો કરવાથી લાભ શો? અને સુખપ્રાપ્તિમાટે પ્રયત્નો કરવાનું પરિણામ શું? કારણ કે, અમે ગમે તેટલા સારા કૃત્યો કરતા જઇએ, તો પણ જગતમાના નઠારા કૃત્યોનો લોપ તો થવાનો જ નથી, અને સુખપ્રાપ્તિમાટે આપણે ગમે તેટલા અનત પ્રયત્નો કરીએ, તોપણ તેમની વૃદ્ધિસાથે દુ ખોના પણ ઉચ્ચ અને ઉન્નત પર્વતો આવીને આગળ ઊભા જ રહેવાના, એમ તમે જ—તમે પોતે જ હમણા કહ્યુ.

એનુ એક સક્ષિપ્ત ઉત્તર છે, અને તે એ કે, તમારે જે ખરા સુખમાટે પ્રયત્ન કરવાનો છે, તે, જગતમાના સુખોને અથવા ઉત્તમતાને વધારવામાટે કરવાનો નથી, કિંતુ જેવડે જગતમાંના દુ ખો ઓછાં અને ઓછાં જ થતાં જાય, એવા જ પ્રકારના પ્રયત્નો કરતા રહેવુ, એ જ સત્ય સુખોની પ્રાપ્તિનો વાસ્તવિક માર્ગ છે, એનુ અવલબન કરવાથી જ તમને ખરા સુખો પ્રાપ્ત થશે. પોતાની શક્તિથી બહાર હોય, તેવી વસ્તુની પ્રાપ્તિની આશા રાખીને અને તેની સિદ્ધિમાટે શ્રમ કરીને પોતાના મનને વ્યર્થ બાળવુ અથવા વિનાકારણ મનોવ્યથા ભોગવવી, એના કરતા તો, જેવી સ્થિતિ આવે તેવી સ્થિતિમાં યદૃચ્છાથી મળે તેટલા સુખનું સેવન કરીને તેવડે મનને આનંદિત અને સતુષ્ટ રાખવુ, એ જ વિશેષ સુખકારક છે. એ સિદ્ધાત પ્રત્યેક સસારી મનુષ્યના અનુભવમા

કોઇને કોઇવાર પણ આવી જ જાય છે. જેઓ વિશેષ બુદ્ધિમાન્ હોય છે, તેમને એ સિદ્ધાંતની સત્યતા સત્વર જાણવામાં આવી જાય છે, ને તેમના કરતાં ઓછી યોગ્યતાના માનવીઓને એ સિદ્ધાંતનું ભાન થવામાં જરાક વધારે વિલંબ લાગે છે, એટલો જ માત્ર ભેદ છે. અર્થાત્ ઉપર્યુક્ત બુદ્ધિમત્તાને વેચાતી લેવામાટે ઓછી બુદ્ધિના મનુષ્યોને કોઇવાર બહુ જ ભારી દંડ ભરવો પડે છે–ભારી કિંમત આપવી પડે છે. ધૂર્ત મનુષ્યો થોડામાં જ સમજી જાય છે. એ જાણે એક વાત થઈ.

બીજી વાત એ પ્રમાણે છે કે, જગતની કેવળ સુખપૂર્ણ હોય, એવી અવસ્થા કોઈકાળે પણ થઈ શકવાની નથી, એમ જોકે આપણા જાણવામાં આવી ગયું, અને દુઃખની વૃદ્ધિ થતી જવી, એ સૃષ્ટિનો અપરિહાર્ય નિયમ હોય, તોપણ જગતમાંનાં દુઃખો બની શકે તેટલા પ્રમાણમાં ઓછાં કરવાનું આપણું કર્તવ્ય આપણે આપણી શક્તિ અનુસાર બજાવતા જ રહેવું જોઇએ. એનું પરિણામ એવું થશે કે, એ બે પરસ્પર વિરોધી ધોરણોનું પરિણામ જગતમાં થતું રહેવા છતાં અંતે એક એવો કાળ આવશે કે, જે વેળાએ આપણે આપણા માયામય સાંસારિક સ્વપ્નમાંથી જાગૃત થઇશું, તે વેળાએ આટલા દિવસ આપણે ચલાવેલાં તુપકંડનોની નિરર્થકતા આપો આપ આપણા જાણવામાં આવી જશે. એ એક બહુ જ મહત્ત્વનો પાઠ આપણે શીખવાનો છે. પરંતુ એ તત્કાળ શીખી શકાય તેમ નથી. કદાચિત્ એનું શિક્ષણ લેવામાં એક જન્મનો સમય પણ પૂરો નહિ થાય. પણ નિઃસીમ મનોભાવથી યોગ્ય પ્રયત્નો ચાલૂ રાખવામાં આવે, તો એ પાઠ કોઇને કોઈ વેળાએ પણ અનુભવથી શીખી તો શકાશે જ.

**વેદાંત** કહે છે કે, આનન્ત્ય–નિરાકાર આદ્યતત્ત્વ છે, તે જ **સાંત**–સાકાર અને મર્યાદિત–થયું. એ જ તત્ત્વને આધારભૂત ગણીને, નેના ધોરણે નવીન તત્ત્વજ્ઞાનપદ્ધતિને પ્રકટાવવાનો પ્રયત્ન, જર્મનીમાંના પુષ્કળ આધુનિક તત્ત્વજ્ઞાનીઓએ કરેલો છે; પરંતુ તેમાંના કોઇને પણ અદ્યાપિ યશની પ્રાપ્તિ થઈ નથી. ઇંગ્લૅંડમાં પણ એવા પ્રકારના પ્રયત્નો અદ્યાપિ ચાલૂ છે, પરંતુ તેમને પણ હજી યશઃપ્રાપ્તિ થતી જોવામાં આવતી નથી. એનું કારણ એ છે કે, ઉપર્યુક્ત તત્ત્વને જો કે તેમણે આધારભૂત તો લીધેલું છે, પરંતુ તેના સ્પષ્ટીકરણનો તેમનો માર્ગ વેદાંત મતથી સર્વથા ભિન્ન જ છે. આ જે બાહ્ય સ્થાવર જંગમાત્મક વિશ્વ દેખાય છે, એ તે મૂળ આદ્યતત્ત્વ–આનન્ત્ય–નું મર્યાદિત અને આકારરૂપમાં આવેલું મૂર્ત–અર્થાત્ સાન્ત–સ્વરૂપ જ છે, એમ તેઓ માનતા નથી. કિંતુ આ બાહ્ય જડાત્મક વિશ્વદ્વારા જ આદ્યતત્ત્વ, પોતાના મૂળસ્વરૂપને વ્યક્ત કરવાનો પ્રયત્ન કરતું હોય છે, એવી તેમની માન્યતા છે. હવે એ મતનું આપણે સંક્ષેપમાં પરીક્ષણ કરીએ.

આદ્યતત્ત્વનો બાહ્ય, સ્થાવરાત્મક વિશ્વમાં દસ્યમાન થવાનો–થવામાટેનો–પ્રયત્ન ચાલૂ છે, એમ કહીએ, તો તેનો અર્થ એટલો જ છે કે, એ પ્રયત્ન કોઈ કાળે પણ ફળદ્રૂપ થવાનો કાળ આવવાનો જ તે ધીમે ધીમે આવે છે. પણ એથી અનુમાન શું નીકળી શકે છે? અનુમાન એ જ નીકળે છે કે, હાલની–અથવા મૂળ–આદ્યતત્ત્વની અમર્યાદ અને અમૂર્ત્ત સ્થિતિ છે, તે એક પ્રકારે કનિષ્ઠ પ્રકારની જ ગણી શકાય. કારણ કે, એ સ્થાને તે આનન્ત્ય–કેવળ ભાવરૂપ (Abstract) અને અમર્યાદ અવસ્થામાં છે; અને તેનો પ્રયત્ન તો તેના કરતાં ભિન્ન–અર્થાત્ ઉચ્ચ પ્રકારની–અવસ્થા મેળવવામાટે ચાલતો હોય છે. એટલે કે, જે સ્થિતિમાં આદ્યતત્ત્વ, વિશેષ સ્પષ્ટ અને મર્યાદિતરૂપે બાહ્ય જગતમાં દેખાવા માંડે, તે સ્થિતિ મૂળ અમર્યાદ અને અમૂર્ત્ત અવસ્થા કરતાં સારી; અને જેથી કરીને એ આદ્યતત્ત્વનું બાહ્ય જગતમાં વિશેષ આવિષ્કરણ અને પ્રદર્શન થાય, તેવી રીતે આપણે પ્રયત્ન કરવા જોઇએ; એવો જ એ આધુનિક તત્ત્વજ્ઞોની ઉપપત્તિનો મથિતાર્થ દેખાય છે. એટલે કે, આનન્ત્યનું મૂળનું અમર્યાદ અને ભાવસ્વરૂપ લય પામીને તે બાહ્ય જગતમાં દસ્યમાન થવું જોઇએ, એવો એ લોકોનો અભિપ્રાય દેખાય છે. એવી રીતે એનું પ્રતિપાદન કરવું તો જો કે બહુ જ સહેલું છે અને મીઠું પણ લાગે છે; અને 'આનન્ત્ય'નું આવિષ્કરણ–સ્પષ્ટ પ્રદર્શન ઇત્યાદિ લાંબા લાંબા શબ્દોની યોજના કરીને બીજાને ભ્રમમાં નાખી દેવાનું કાર્ય સહજમાં સાધી શકાય તેવું છે. પરંતુ ખરા તત્ત્વજ્ઞો એવા એ શબ્દાડંબરી વાક્જાલમાં ફસાઈ ન જતાં, સાન્ત–બાહ્ય સ્થિરચરાત્મક જડ વિશ્વને આનન્ત્ય–આદ્યતત્ત્વ–નું સ્વરૂપ પ્રાપ્ત થાય છે–અર્થાત્ બાહ્ય વિશ્વના રૂપે આદ્યતત્ત્વનું પ્રકટ થવું શક્ય છે, એ વાત તાર્કિક રીતિથી સિદ્ધ કરી બતાવો અને તેને આધારભૂત હોય એવા શા શા સિદ્ધાંતો છે, તે પણ વ્યક્ત કરો; એમ તત્કાળ કહેશે, એનો શો ઉપાય? કારણ કે, ખરી રીતે જોતાં તો સાન્તમાં આદ્યતત્ત્વ જબ્બર ભરાઈ રહે છે, એમ માનવું, તે એક વ્યક્તિમાં હજાર વ્યક્તિનો સમાવેશ થઈ જાય છે, એમ માનવા જેટલું જ અપ્રયોજક અને પ્રમાદથી ભરેલું કાર્ય છે. વસ્તુસ્થિતિ એવી છે કે, બાહ્ય નામરૂપાત્મક જડ વિશ્વ, મૂળ સ્વતંત્ર, અમૂર્ત્ત અને અમર્યાદ આદ્યતત્ત્વથી ભિન્ન નથી; કિન્તુ કેટલાક વિશિષ્ટ સંસ્કારોથી તેમનું જ બનેલું મૂર્ત્ત અને મર્યાદિત સ્વરૂપ છે. અર્થાત્ આ વિશ્વમાં જે જે વસ્તુઓ છે, તે તે પણ મર્યાદિત અને નશ્વર જ હોવી જોઇએ. ઇંદ્રિયજન્યવિષયસેવન, માનસિક સંવેદના કિંવા બુદ્ધિવિષયક સંસ્કાર ઇત્યાદિ સર્વ વસ્તુઓ મર્યાદિત અને નશ્વર જ છે. એટલે એવી વસ્તુઓને અમર્યાદ

કહેવી-એમનામાં સ્વતંત્ર, અમૂર્ત્ત આનન્ત્યની કલ્પના કરવી, એ સર્વથા એક પ્રકારની ભ્રમણા જ કહી શકાય. કારણ કે, તેમ થવું મૂળ શક્ય જ નથી. એથી, આધુનિક તત્ત્વજ્ઞોની મૂળ તત્ત્વની મીમાંસા કરતી વેળાએ પૃથક્કરણની દિશા કેવી રીતે બદલી જાય છે, એ સારીરીતે આપના જાણવામાં આવી શકશે.

પરંતુ એ જ ઉપર્યુક્ત તત્ત્વનો વિરુદ્ધપક્ષે, વેદાંત કેટલો બધો સુલભ, સયુક્તિક અને સમર્થક રીતિથી ખુલાસો કરે છે, તે જુઓ; સ્વતંત્ર અને અમર્યાદ આદ્યતત્ત્વ, બાહ્ય અને જડાત્મક વિશ્વદ્વારા પોતાનું આવિષ્કરણ કરવાનો પ્રયત્ન કરે છે; ( બાહ્ય અને જડાત્મક વિશ્વમાં મૂળ સ્વતંત્ર અને અમર્યાદ તત્ત્વનો કોઈ કોઈવાર અનુભવ આવે છે ); એ મત, આધુનિક તત્ત્વજ્ઞો પ્રમાણે વેદાંતીઓને પણ માન્ય છે. પણ, તેનો તે પ્રયત્ન વેલોમોડો કોઈપણ કાળે ફળદ્રૂપ થવાનો એક કાળ આવી લાગશે, એ જે આધુનિક તત્ત્વજ્ઞોની માન્યતા છે, તે માત્ર વેદાંતીને માન્ય નથી. તેના અભિપ્રાય પ્રમાણે, એમ થવું સર્વથા અશક્ય છે. એટલામાટે જ તે (વેદાંત) કહે છે કે, તે સ્વતંત્ર અને અમર્યાદ આદ્યતત્ત્વને જ વેલામોડા પોતાનો એ પ્રયત્ન નિષ્ફળ છે, એમ પોતાની મેળે જ જાણવામાં આવી જશે, અને ત્યાંથી તેને પાછું ફરવું પડશે. સાન્તત્વને રાખીને ( જડાત્મક દેહમાં કિંવા લૌકિક કર્મમાં આત્મિક બુદ્ધિ રાખીને ) આનન્ત્યને પ્રાપ્ત કરવું, એ અશક્ય છે, એમ પોતાની મેળે જ તેના જાણવામાં આવી જશે; અને તે સમયથી જ તે સ્વીય બુદ્ધિનો ત્યાગ કિંવા કર્મનો 'સંન્યાસ' કરવા માંડશે. એ જે આત્મત્યાગ કિંવા કર્મસંન્યાસ, તે જ ખરા ધર્મનો આરંભ છે. વર્તમાન કાળના આધિભૌતિક સુધારણામગ્ન લોકોને 'આત્મત્યાગ' કરવાનો કે 'કર્મસંન્યાસ' કરવાનો ઉપદેશ આપવો-કિંવા એ વિશેની તેમના મનમાં યોગ્ય કલ્પના દસાવવી, એ કાર્ય બહુ જ નાજુક અને અડચણ ભરેલું છે. કારણકે, અમેરિકા ઇત્યાદિ દેશોમાં જ્યારે મેં આવો ઉપદેશ આપવા માંડ્યો, ત્યારે જુઓ તો ખરા આ આર્યાવર્તનો ભેગટો આવ્યો છે તે ! જેના દેશની અવનતિ થવાને અને ઉન્નતિનું ચિહ્ન માત્ર પણ ન રહેવાને આજે દશથી પંદર હજાર વર્ષ વીતી ગયાં છે, તે આપણને કહે છે કે, આત્મત્યાગ કરો અને કર્મસંન્યાસ કરો !' એવો મારા વિશે લોકોનો સાધારણ ગ્રહ થએલો હતો; અને એ વિષયમાં, ઇતર જનસમૂહ પ્રમાણે જ કદાચિત્ અંગ્રેજ તત્ત્વજ્ઞોનો પણ એવો જ અભિપ્રાય રહીને બંધાઈ જાય, એવી મને ભીતિ થયા કરે છે.

તથાપિ, હું બળપૂર્વક કહું છું કે, આ-પ્રસ્તુત જીવનમાં, આત્મત્યાગ અને કર્મસંન્યાસ છે, તે જ સત્ય સાર્થક અને વાસ્તવિક કલ્યાણ છે. સ્વીયબુદ્ધિનો અને

કર્માસક્તિનો (કર્મનાં ફળની અભિલાષાનો) ત્યાગ કર્યાવિના, ખરા પારમાર્થિક કલ્યાણનો બીજો માર્ગ જ નથી. જો તમને એ મારા કથનમાં કાંઇપણ અસત્યતા ભાસતી હોય, તો તમે તનમનધનથી પ્રયત્ન કરો અને બીજો કોઈ એના કરતાં વધારે સુલભ અને ખાતરી ભરેલો માર્ગ મળે છે કે કેમ, તે તપાસી જુઓ. એટલામાટે જ હું કહું છું કે, એવીરીતે ખટપટ કરતાં કરતાં જ તમારા મનની ખરેખરી જાગૃતિ થશે-તમે આ અનેક કલેશદાયક અને માયામય સ્વપ્નપરંપરામાંથી ભડકીને જાગૃત થશો અને જેવીરીતે અનેક રમનારાં બાળકોસાથે રમીને કંટાળી ગયેલા બાળકને પોતાની માતા પાસે જવાની એકાએક પ્રબળ ઇચ્છા થઈ આવે છે, તેવી જ તમારી પણ સ્થિતિ થશે. તમે પોતાની મેળે જ જાણી શકશો કે;—

'न जातु कामः कामानामुपभोगेन शाम्यति।
हविषा कृष्णवर्त्मेव भूयएवाभिवर्धते' ॥

એનો ભાવાર્થ એ છે કે, "વાસનાઓની તૃપ્તિ, તેમના જૂદા જૂદા વિષયોના સેવનથી નથી થતી, એ તો રહ્યું, પણ સામુ અગ્નિમાં ઘૃત હોમવા જેવું જ થઈ પડે છે, એટલે કે તે વધારે અને વધારે પ્રદીપ્ત જ થતી જાય છે."

ઇન્દ્રિયજન્ય, બુદ્ધિવિષયક કિંવા બીજા જે કોઇપણ દ્વારથી સુખપ્રાપ્તિ થવાની શકયતા છે, તે સર્વ વિષયો અને સુખોની એ જ અવસ્થા છે. તે સુખો આપણી વાસનાઓને જ માત્ર ઉત્તરોત્તર પ્રદીપ્ત અને અનિવાર્ય કરે છે. તેમનામાં વાસ્તવિક સત્ત્વ જેવું કાંઈ પણ છે નહિ-આપણને દશેદિશાથી ઘેરીને જકડી લેનારી ઐન્દ્રજાલિક 'માયા' જાલમાંની જ તે સઘળી ભ્રામક વસ્તુઓ છે, એમ આપના જાણવામાં આવતું જશે. વાસનાઓની તૃપ્તિ કરવામાટે તેમના જૂદા જૂદા વિષયોનું સેવન કરવું, તે જાળમાં અંદરને અંદર જ તરફડીને બહાર નીકળવાની આશા રાખવા જેવું જ નિષ્ફળ અને મૂર્ખતાનું કાર્ય છે. એ પ્રમાણે, વાસનાજાળનો કોઈ કાળે પણ અન્ત કળવામાં આવી શકવાનો નથી; સામું, જો કોઈ એક તાત્કાલિક અને ક્ષુદ્ર સુખમાટે આપણે ખટપટ કરવા માંડીએ, તો તેની સાથે જ તેથી અનેકગણાં વધારે દુઃખો ભોગવવાનો જ પ્રસંગ આપણા ભાગ્યમાં લખાવાનો. એ પ્રમાણેની એ ઐહિક નશ્વર વાસનાઓના નાદમાં મનુષ્ય એકવાર પડ્યો, એટલે તેની કેટલી બધી ભયંકર સ્થિતિ થઈ જાય છે, એની કલ્પના કરવા જતાં પણ મન ભીતિથી સ્તબ્ધ બની જાય છે. એવી એ વસ્તુઓ વિશે વિચાર કરતાં, 'આ સર્વ માયા છે, એમાં સત્ય જેવું કશું પણ નથી, એ સર્વ ઐન્દ્રજાલિક ભૂલભૂલામણી-દિશાપ્રમાદ જ છે,' એમ વ્યક્ત કરનારી માયાની ઉપપત્તિ,

બીજી ઉપપત્તિઓ કરતાં વધારે સમર્પક અને મનને સાચી શાંતિ આપનારી જ ભાસે છે. એ સર્વ ગૂઢતાનો યોગ્ય રીતે ખુલાસો કરનારી જો કોઇપણ ઉપપત્તિ હોય, તો તે એ એક જ ઉપપત્તિ છે.

જગતના કોઇપણ ભાગમાં જાઓ; ત્યાં કેટલાક દુઃખના પર્વતો તમને દૃષ્ટિગોચર થવાના જ; બીજું એ પણ આપના ધ્યાનમાં આવશે કે, પ્રત્યેક રાષ્ટ્ર પોતાના દુઃખોનો પરિહાર કરવામાટે ભિન્નભિન્ન ઉપાયો યોજતું હોય છે, યદ્યપિ, સર્વ રાષ્ટ્રો એક જ પ્રકારનાં દુઃખવડે પીડાતાં હોય છે, તથાપિ, તે દુઃખનું નિવારણ કરવામાટેના સર્વના માર્ગો જૂદાજૂદા જ હોય છે, એમ છતાં પણ એક પણ રાષ્ટ્રને પોતાના દુઃખનિવારણના પ્રયત્નમાં યશની પ્રાપ્તિ થઈ હોય, એમ જોવામાં આવતું નથી. એક પ્રકારનું દુઃખ અંશતઃ ઓછું થયેલું દેખાવા લાગે છે, કે બીજા એક ખૂણામાં બીજું એક નવીન જ દુઃખ મોઢું વકાસીને સ્હામે ઉભેલું દેખાય છે. એ પ્રમાણે, સર્વ રાષ્ટ્રની સંસારયાત્રા ચાલૂ છે. હિન્દુ લોકોએ, પોતાના સમાજમાં પાતિવ્રત્યનો પ્રસાર થાય, એવા ઉદ્દેશથી બાળવિવાહના અનર્થનો તોક પોતાના ગળામાં પહેરી લીધો છે. એથી તેમના સમાજમાં પાતિવ્રત્યનું સોળેસોળ આના સંરક્ષણ થવાનું કોઇપણ કબૂલ કરશે.

પણ એ બંધનનું સમાજમાં દૂરપર્યન્ત એવું પરિણામ થયેલું છે કે, એ ભયંકર રિવાજથી દિવસે દિવસે હિન્દુ પ્રજા ક્ષીણ થતી જાય છે અને તેની માનસિક ઉન્નતિનો પણ લોપ થતો જતો જોવામાં આવે છે. અર્થાત્ એ સઘળાનો સાર શો? સાર એ જ કે, તમે રાષ્ટ્રને વધારે સાત્વિક બનાવવા ગયા, તો તેની પાછળ જ પ્રજા ક્ષીણતા અને સામાજિક નાશ, એ બે અનર્થોની જોડી લાગી. વળી, જેમણે સમાજની પવિત્રતાને રક્ષવાનો પ્રયત્ન નથી કર્યો, અર્થાત્ જે સમાજમાં બાલવિવાહ પ્રચલિત નથી તેમની શી અવસ્થા છે વારુ? ઉદાહરણાર્થે, તમારા જ રાષ્ટ્ર (ઇંગ્લંડ)ને જુઓને! તમારામાં બાળલગ્ન નથી, એટલે તેથી તમારો સમાજ શું બીજા અનર્થોથી પણ મુક્ત અને સુરક્ષિત છે કે? લેશ માત્ર પણ નહિ. કારણ કે, પાતિવ્રત્ય પ્રત્યેક સમાજ અને પ્રત્યેક રાષ્ટ્રનું મુખ્ય સત્ત્વ અને જીવન સર્વસ્વ છે. ઇતિહાસમાં આપણને જોઇએ તેટલાં ઉદાહરણો મળી આવે છે કે, જે સમાજમાં નીતિ અને પવિત્રતાનો લોપ થઇને વ્યભિચારનો આરંભ થયો હોય, તે, સમાજના નાશકાળનું એક પૂર્વચિન્હ છે, એમ જાણી લેવું. વ્યભિચારનો પ્રાદુર્ભાવ થવા સાથે જ સમાજના આયુષ્યની સમાપ્તિ થયેલી જ જાણી લેવી. અસ્તુ.

એપરથી એટલું જ દેખાઈ આવે છે કે, એક અનર્થને ટાળવાનો પ્રયત્ન કરવા જતાં તેના અનુષંગે બીજો જ એક વધારે ભયંકર અનર્થ આવી લાગે છે, અને

કોઈ એક વિશિષ્ટ અનર્થથી જો કોઈ સમાજ મુક્ત હોય, તો તેનામાં બીજા કેટલાક ન્હાનામોટા અનર્થો તો ભરેલા હોવાના જ. એટલે કે, સર્વથા શુદ્ધ અને સુખી હોય, એવો કોઈ પણ મનુષ્ય કિંવા સમાજ આ લોકમાં મળવો અશક્ય જ છે એવી એ દુઃખમય સ્થિતિની ગૂઢતાનો નિર્ણય બરાબર અને સમાધાનકારક રીતિથી કેમ થઈ શકે વારુ? તમારા સમાજમાં જે આ સ્વેચ્છ પ્રીતિની ભયંકરતા આટલા બધા પ્રામલ્યથી વિસ્તરેલી જોવામાં આવે છે, તેનો પ્રતિકાર, માતાપિતા જો પોતાના પુત્રપુત્રી માટે પત્ની અને પતિ શોધવા માંડે, તો ઘણેક અંશે થઈ જવાનો સંભવ છે અમારા આર્યાવર્તમાં એવો જ પ્રઘાત હોવાથી ત્યાંની કન્યાઓના મનમાં અહીંની કુમારિકાઓ પ્રમાણે પ્રીતિ અને પ્રણય વિશેની ભ્રામક કલ્પનાઓ અને ઉચ્છૃંખલ વિકારો વર્તતા નથી જ જે વ્યાવહારિક સ્થિતિને અનુરૂપ હોય, તેને સ્વીકારવાની બાલ્યાવસ્થાથી જ તેમના મનની ટેવ પડી ગયેલી હોય છે. વળી જો બીજી રીતે વિચાર કરવામાં આવે, તો કુમારિકા પોતામાટે પતિ પસંદ કરે અને તરુણ પોતામાટે વધૂ પસંદ કરે, એથી પણ કાંઈ વિશેષ સુખ થતું હોય, એમ જોવામાં નથી આવતું એ રૂઢિનો અભાવ છતાં પણ આર્યાવર્તમાં પતિપત્નીના ઉઘાડા કલહોનાં ઉદાહરણો ક્વચિત્ જ બનતાં જોવામાં આવે છે ભારતવર્ષની ગૃહિણી એકંદર રીતે જોતાં બહુ જ સુખી હોય છે. પરન્તુ તે જ, અમેરિકા જેવા દેશોમાં—કે જ્યાં વિવાહના વિષયમાં પૂર્ણ સ્વતંત્રતા અને સ્વેચ્છા જ અપાયલી છે, ત્યાં—સર્વથા સંપ સમાધાનથી અને એકમને વર્તનારી પ્રેમાળ દંપતીઓ બહુ જ થોડી જોવામાં આવે છે અર્થાત્ ત્યાં એવા પ્રકારનું એક પણ જોડું મળી શકશે નહિ, એમ નિગ્રહપૂર્વક વિધાન કરવાનો મારો હેતુ નથી તેવી કેટલીક સુખી દંપતીઓ મળી પણ આવશે પણ, ત્યાં એકંદર રીતે વિવાહસ્થિતિ સાધારણતઃ કેટલીક કષ્ટમય હોય છે, એની આપને કલ્પના આવે, એ હેતુથી જ મેં એ વિધાન કરેલું છે. જો કે મારા કથનમાં આપને અસત્યતા કિંવા અતિશયોક્તિ તો ભાસશે જ, પણ હું સત્ય જ કહું છું કે, ત્યાં હું જે જે સભામાં પણ જતો હતો, તેમાંની ત્રણ ચતુર્થાંશ સ્ત્રીઓ એવી જ જોવામાં આવતી હતી કે, જેમણે પોતાના પતિ અને બાળકોને ઘરમાંથી બહાર કાઢી મૂક્યા હોય! એથી, એવા બનાવો માત્ર ત્યાં જ બને છે, એમ ધારી લેવાતું નથી, કિન્તુ ન્યૂન અધિક પ્રમાણથી એ, અથવા બીજા કેટલાક વિષયોમાં એ જ સ્થિતિ સર્વત્ર પ્રસરેલી મળી આવે છે

ત્યારે, એ સર્વનું તાત્પર્ય શું નીકળી રહે છે? એ આપણો ધ્રુવપદ સમાન પ્રશ્ન પાછો કાયમ જ છે. એ સર્વનો વિચાર કરતાં એટલો જ અર્થ નિષ્પન્ન થાય છે કે,

સુખની એ ભિન્ન ભિન્ન કલ્પનાઓ છે, પણ એમાંની એકથી પણ ખરું અને પૂર્ણ સુખ પ્રાપ્ત થયેલું જોવામાં નથી આવતું. આપણામાંના પ્રત્યેક મનુષ્ય કાંઇપણ સુખની કલ્પના કરીને, તેની સિદ્ધિમાટે ખટપટ કર્યા કરે છે; પણ તે સુખ થોડું ઘણું મળે ન મળે, એટલામાં તો બીજી દિશામાંથી એકાદ અકલ્પ્ય કોઈ નવીન જ અસુખ કિંવા દુઃખ આવીને નેત્રો સમક્ષ મૂર્તિમાન્ ઊભું રહે છે.

જ્યારે ખરી સ્થિતિ એવી છે, ત્યારે આપણે કોઇપણ સત્કૃત્ય કરવું ન જ જોઇએ કે શું? એવી કોઇના મનમાં શંકા આવે, તો તે સાહજિક જ છે. પણ તેમ કરવું ન જોઇએ. કર્મ તો કરતા જ રહેવું જોઇએ. એ પ્રત્યેક સૃષ્ટિ પ્રાણીના ધર્મ જ છે. ઉપર્યુક્ત સ્થિતિ જાણવામાં આવી જવાપછી તો વળી વિશેષ ઉત્સાહથી કર્મ કરતા રહેવું જોઇએ. કારણ કે, એ જ્ઞાનના યોગે આપણામાંની કર્મપ્રવૃત્તિને લુપ્ત કરવાની નથી. પણ, આપણી જે, તે કર્મો વિશેની એક પ્રકારની અંધ કર્મબુદ્ધિ અને આસક્તિ હોય છે, તેના લોપ કરવામાં જ ઉપર્યુક્ત જ્ઞાન સહાયભૂત થઈ પડે છે. એવી એક-વાર દૃઢ બુદ્ધિ થઈ ગઈ, એટલે એક અંગ્રેજને કોઈ હિન્દુ ગૃહસ્થને જોતાં 'અરે-તમે કેટલા બધા ભયંકર અને ક્રૂર લોકો છો! તમે પોતાની સ્ત્રીઓને પશુ પ્રમાણે ગણો છો!" એમ કહીને તેને અભિશાપ દેવાની આવશ્યકતા રહેશે નહિ. કારણ કે, હિંદુઓમાં જેવા અનાચારો–માત્ર અંગ્રેજોને ભાસતા અનાચારો–છે, તેવા આપણામાં પણ છે અને પ્રત્યેક સમાજની રહેણી કરણી જૂદી જૂદી જ હોવાની, એમ તેને જણાતું જશે, અને તેથી બીજાં રાષ્ટ્રોના રીતિરિવાજોને માન આપવાની કિંવા તેમનાવિશે તટસ્થ વૃત્તિ રાખવાની તેના અંગમાં એક જાતિની ટેવ જ ઉત્પન્ન થશે. એ રીતિથી જગતમાંના ધર્મપ્રમાદ, અને ઉચ્છૃંખલ તથા રક્તસ્રાવી ધર્મવિદ્વેશ ઘણા પ્રમાણમાં ઓછા થઈ જશે, અને જગતમાં માનવી જાતિના ખરા કલ્યાણનાં પુષ્કળ કાર્યો થવા માંડશે. કારણ કે, ધર્મદુરાગ્રહી લોકોના હાથે મનુષ્ય પ્રાણીઓના ખરા કલ્યાણમાં કવચિત્ જ વધારો થઈ શકે છે. કેવળ ઘોર કલહો જગાવીને મનુષ્યતામાં અસ્વસ્થતા ઉત્પન્ન કરવામાં જ તેની ત્રણ ચતુર્થાંશ કર્ત્તવ્યતાના અને શક્તિના વ્યય થઈ જાય છે. જેને આપણે વ્યવહારમાં ધીરવૃત્તિ, શાંતિશીલ અને સાધુસ્વભાવના મનુષ્ય કહીએ છીએ, તેવા મનુષ્યના હાથે જ કાંઇક ખરું કાર્ય થઈ શકે છે. માત્ર ધર્મપ્રમાદના વાયુના સંચારથી ઉત્તેજિત થઈને નાચનારા માણસોથી કશું પણ કાર્ય કરી નથી શકાતું.

ત્યારે, આપણા હાથે મનુષ્ય પ્રાણીના ખરા હિતનું થોડું ઘણું પણ કાર્ય બનવું જોઇએ, એવી જો મનઃપૂર્વક ઇચ્છા હશે, તો તેને તૃપ્ત કરવાની પાત્રતા અહીં સૂધી

કહેલી કલ્પનાથી અંગમાં આવશે અને પછી તે ઉત્તરોત્તર વધારે અને વધારે જ બળવતી થતી જશે. વસ્તુસ્થિતિ એવી છે, એમ એકવાર જાણવામાં આવી ગયું; એટલે તત્કાળ ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત ન થાય કિંવા સ્હામી કાંઇપણ અનર્થપ્રાપ્તિ થઈ જાય, તોપણ તેથી મન નિરુત્સાહી અને દુઃખી નહિ થઈ જાય અને અંગમાં કાંઇક ધૈર્ય અને સહિષ્ણુતાનું આગમન થશે. જગતમાં દુઃખ જ વધારે પ્રમાણમાં છે, એવો જ જો નિશ્ચય થઈ જાય, તો તેથી મનની સમતોલતા જતી રહીને મનુષ્ય ભડકી જાય, એવો સંભવ છે; એવી જે તાત્કાલિક ભીતિ ભાસે છે, તે નિરાધાર છે. વસ્તુસ્થિતિનું જ્ઞાન થયેલું હોવાથી સ્હામી વિવેકબુદ્ધિ જાગૃત રહીને, ભ્રામક અને છાયામય વસ્તુઓની પાછળ પડવાના ઉન્માદથી તે મનુષ્યને પરાવૃત્તિ કરે છે. એટલે કે, જગતનું ગાડું આમ જ ચાલ્યા કરવાનું, એમ મનુષ્યના જાણવામાં આવી જશે અને તેથી તેનામાં સ્થિરતા અને સહિષ્ણુતાનો આવિર્ભાવ થવાનો સંભવ છે. ઉદાહરણાર્થ ધારો કે, સર્વ મનુષ્યો સાત્ત્વિક બની ગયા છે. એટલે ઇતર ઉતરતી પંક્તિના પ્રાણીઓ પણ મનુષ્યની યોગ્યતાને પ્રાપ્ત થશે, અને વનસ્પતિવર્ગ પણ તિર્યગ્યોનિ–ઉતરતા પ્રકારનાં પ્રાણીઓ–માં પ્રવેશ કરશે. એવી રીતે સૃષ્ટિમાંના સર્વ પદાર્થોનું એક એક ચઢતી પાયરીથી સ્થિત્યંતર થતું જશે. એમ થવા છતાં પણ તેમની અંતિમ સ્થિતિમાં તો કશો પણ ફેર પડવાનો નથી જ. કારણ કે, એક વાત આપણે ખાત્રીપૂર્વક જાણીએ છીએ. તે એ કે, આ અગાધ બળવાન્ જીવિતપ્રવાહ, અનન્તતાના સમુદ્રપ્રતિ જ વહેતો જાય છે. તેમાં અનેક ન્હાના મોટા–ઉચ્ચ નીચ પ્રાણીરૂપ–કાગળોના કટકા કિંવા ઘાસનાં તણખલાં વહેતાં જાય છે. પરંતુ આપણે એ દૃઢતાથી જાણીએ છીએ કે, તે હલકા કાગળના કટકા કિંવા તે નિર્જીવ ઘાસનાં તણખલાંના પ્રવાહની સ્હામે જવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ થઇને, અંતે, તે પ્રવાહના વેગ સાથે તે તો, તે આનન્ત્ય સમુદ્ર તરફ જ ખેંચાઈ જવાનાં. એવી જ સ્થિતિ મનુષ્યની આયુષ્યદશાની પણ જાણી લેવી. તેમાં તમને સુખ થાય કે દુઃખ થાય અને આનન્દાશ્રુ પડે કે શોકનાં અશ્રુ ઢળે, પરંતુ એટલું તો માત્ર ખરું જ કે, તે સર્વનું પર્યવસાન તો આનન્ત્યમાં લીન થવામાં જ આવવાનું. માત્ર તમે, હું કે તે પાષાણવૃક્ષ, તે આનન્ત્ય સમુદ્રમાં–તે અમર્યાદ સ્વાતંત્ર્યમાં, એટલે કે, તે શાશ્વત **નિર્વિકલ્પ પરમેશ્વરમાં**–ક્યારે લય પામીશું, એટલો આગળ કે પાછળના કાળવિશેનો જ પ્રશ્ન અવશિષ્ટ રહે છે. બાકી કોઇપણ એક સમયે તો આપણે જઇને તેમાં મળી જવાનું છે, એ નિયમ તો ત્રિકાલાબાધિત અને સર્વથા નિશ્ચિત જ છે. અસ્તુ.

ત્યારે, મે ઉપર વેદાન્તનું જે સ્વરૂપ કહી સંભળાવ્યું છે, તેનો પાછો એકવાર હું અનુવાદ કરું છું. કારણ કે, વેદાન્તના ખરા સ્વરૂપવિશે સાધારણતઃ ઘણી જ ગેરસમજૂતીઓ થઈ ગયેલી જોવામાં આવે છે. સર્વેએ નિત્ય એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, વેદાન્ત સર્વથા **આશાવાદી**–જગત્માંની પ્રત્યેક વસ્તુ સુખમય જ છે અને તેનું પર્યવસાન પણ સુખની ઉચ્ચતમ સ્થિતિમાં જ થવાનું, એમ માનનાર–નથી; કિંવા તે પૂર્ણ **નૈરાશ્યવાદી**–જગત્ સર્વથા દુઃખપૂર્ણ છે અને પાપના સામ્રાજ્ય અને જગતની નિકૃષ્ટ સ્થિતિમાં જ સર્વનું પર્યવસાન થવાનું છે, એમ માનનાર–પણ નથી. જગત્ કેવળ સુખમય અને સુખપર્યવસાયી જ છે, અથવા તો તે દુઃખમય અને દુઃખાવસાની છે, એમાંના કોઇ પણ સિદ્ધાન્તનું વિશેષ બળપૂર્વક વેદાન્ત પ્રતિપાદન કરતો નથી. વેદાન્ત તો માત્ર એટલું જ કહે છે કે, જગતમાં જે સારું અને સુખકારક ભાસે છે, તેમની મહત્તા, દુઃખમય ભાસતા વિષયો અને પદાર્થો કરતાં કાંઇપણ વધારે માનવી નહિ; અથવા તો દુઃખકારક ભાસતા વિષયોને, સુખદ દેખાતા પદાર્થો કરતાં નીચી પદવીના ગણીને તેના વિશેની ભીતિનો વ્યર્થ વિસ્તાર કરવો નહિ. તે એકબીજાથી ભિન્ન નથી–તે પરસ્પર સાથે ગુંથાઈ અને વળગી–ચોંટી ગયેલા છે, અને તેથી જગત્નું આ સુખદુઃખાત્મક ચક્ર અવ્યાહત ચાલતું સર્વના જોવા જાણવામાં આવી શકે છે. એમ જાણીને તમે પોતાનું કર્ત્તવ્ય ધીરતાવડે, પણ ઉત્સાહ અને આનંદપૂર્વક કરતા રહો; એ જ વેદાન્તનો ઉપદેશ છે.

પણ ઘણાકોને એ મત એકાએક પસંદ પડતું નથી. 'વાહ! જ્યારે એમ જ છે, ત્યારે કર્મ શામાટે કરવાં અને શી આશાથી કરવાં? ને એવી જ અપરિહાર્ય સ્થિતિ હોય, તો કર્મ કરવાં પણ કેવી રીતે? એના કરતાં તો, આ સર્વ અસત્ય છે, એમ કહીને અજ્ઞેયવાદી બની જવું, એ શું સારું નથી?' એવો કેટલાકો કોટિક્રમ કાઢે છે. પણ અમારો સ્હામો એ પ્રશ્ન છે કે, 'અજ્ઞેયવાદી બનવા છતાં પણ તમારાથી એ ગૂઢતાનો નિર્ણય કરી શકાશે ખરો કે?' નહિ જ. અજ્ઞેયવાદીથી પણ–વેદાન્તની ભાષાથી બોલીએ તો–માયાનું જે આ સર્વવ્યાપી આવરણ અને પટલ છે, તેથી પાર જઈ નથી શકાતું; અને કશું પણ નથી દેખાતું. એ માયાપ્રભાવની ગૂઢતા તો તેનાં નેત્રો સમક્ષ પણ એવીને એવી જ છે. એટલામાટે કહેવાનું એટલું જ કે, જે છે તે જ સ્થિતિમાં તૃપ્ત રહીને અને સમાધાન માનીને, છે ત્યાં સુધી જગતમાંની આસપાસની વસ્તુઓનો ઉપભોગ લ્યો. પરંતુ એમ કહેવા જતાં એ કથનના ખરા અર્થના સંબંધમાં જે એક મહા અનર્થકારક અને ભયંકર ભૂલ થયા કરે છે, તે વિશે-

પણ અહીં થોડાક ઇશારો કરી દેવો જોઇએ. ત્યારે કહો કે, પ્રથમ 'ઉપભોગ' શબ્દનો તમે શો અર્થ સમજશો? કેવળ ઇંદ્રિયજન્ય સુખ, એ જ કે નહિ? હવે જો એવો જ અર્થ લેવામાં આવે, તો પછી ઇતર પશુ પ્રાણી અને મનુષ્યમાં બહુ જ થોડો અંતર રહેશે-અર્થાત્ અંતર નહિ રહે, એમ કહીએ તો તે પણ ચાલી શકે એમ છે. પણ એવો અર્થ કરવો ઉચિત નથી, એ તો આપ પ્રત્યક્ષ અનુભવથી જાણો છો. મારી સોએ સો ટકા ખાત્રી છે કે, કેવળ ઇંદ્રિયવડે જ પ્રાપ્ત થતાં સુખોમાં જ જીવિત સર્વસ્વ માનતો હોય, એવો એક પણ પ્રાણી આજે અહીં એકત્ર થયેલાં આ માનવી સમાજમાં તો નહિ જ હોય. પણ ન કરે નારાયણને જો કોઈ તેવો મનુષ્ય નીકળી આવે, તો પછી તેને 'પશુ' અથવા 'પશુરાજ'ના અભિધાનથી બોલાવવામાં કાંઈ પણ વાંધો આવે તેમ નથી જ.

કહેવાનો ભાવાર્થ એટલો જ કે, આપણું જે હાલનું જીવિત છે, તે કેવળ ઇંદ્રિયજન્ય સુખોમાટે જ નિર્માણ થયેલું નથી. માત્ર ઇંદ્રિયો અને તેમના વિવિધ વિષયોના સેવનમાં જ તેનો પરમાવધિ થતો નથી. બાહ્ય જડાત્મક ઇંદ્રિયો પ્રમાણે જ વિકાર, વિચાર, વૃત્તિ અને પ્રવૃત્તિ પણ આપણા એ જીવિતનાં અંગભૂત જ છે. પણ એટલે બધે દૂર શામાટે જવું જોઈએ? જે ઉચ્ચ સ્થિતિ, અનન્તતા અને પૂર્ણતાપ્રતિ જવામાટેની આપણ બધાની ખટપટ એક સરખી રાત દિવસ ચાલ્યા કરે છે, તે ખટપટ સુદ્ધાં પણ આપણા આ જીવિતનું કેટલું બધું મહત્ત્વનું ઘટક છે, એનો જ વિચાર કરી જુઓ. જો એ ખટપટ નહોત, તો આપણું આ જીવિત ચેતનારહિત અને નિષ્ફળ જ થઈ ગયું હોત. ત્યારે, પ્રથમ એ જીવિતની ઠીક ઠીક વ્યવસ્થા કરવી જોઇએ. **અજ્ઞેયવાદી** સુદ્ધાં પણ 'છે તેની તે જ સ્થિતિમાં સમાધાન માનીને પડ્યા રહેવું' એ જ ઉપદેશ આપ્યા કરે છે. પરન્તુ 'જીવિત' શબ્દનો ઉચ્ચાર કરવાસાથે જ તેમાં કેટલા બધા વિષયોનો સમાવેશ થઈ જાય છે, તે એક જાણવાજેવું રહસ્ય છે. ઐહિક સુખદુઃખો, માન અને અપમાન, હર્ષ અને વિષાદ, અને એ સર્વ કરતાં તે પૂર્ણત્વપ્રતિ જવામાટેની સતત ચાલ્યા કરતી અને સર્વ જીવિતોની આધારભૂત પ્રચંડ ખટપટ, એ સર્વ વિષયોનો એક 'જીવિત' માં જ સમાવેશ થઈ જાય છે. અજ્ઞેયવાદીઓમાં અને આપણામાં જે મૂળ મતભેદ પડે છે, તે એ સ્થાને જ. એ જે અનન્તતાને જઈ મળવામાટેની પ્રત્યેક પ્રાણીની ચાલતી અવિશ્રાંત ખટપટ પ્રત્યક્ષ અનુભવથી નિત્ય આપણા જેવામાં આવે છે, તે અજ્ઞેયવાદીઓને માન્ય નથી. પરંતુ, એ સિદ્ધાંત માન્ય કરવાવિના આપણો છૂટકો જ નથી; કારણ કે, તે પ્રત્યક્ષ

અનુભવમાં આવતી વાત છે અને પ્રતિદિન તે આપણા જોવા અને જાણવામાં આવી શકે છે. એટલામાટે જ આપણે અજ્ઞેયવાદી થવાનું નથી, કિંવા તેમના મતમાં તાદત્મ્ય ધ્યાન આપવાનું નથી.

અજ્ઞેયવાદીઓની જીવિત વિશેની કલ્પનામાં, ઉપર કહેલા પૂર્ણત્વને પહોંચવાના સર્વના ચાલૂ પ્રયત્નો વિના બાકીની સર્વ બાહ્યવસ્તુઓનો સમાવેશ થઈ જાય છે. પણ એની રીતે જીવિતનું સ્વરૂપ જાણવામાં આવે, એ અશક્ય છે–તે અજ્ઞેય છે, એમ તેમને ખુલ્લે ખુલ્લું જણાઈ આવવાથી તેમણે તેવિશે વધારે શોધ કરવાનો પ્રયત્ન જ છોડી દીધો છે. એટલે, જે આ કાંઈપણ સર્વ વિશ્વ–નિઃસર્ગ–દૃષ્ટિગોચર થાય છે, તેને જ વેદાન્તી 'માયા' ના નામથી ઓળખે છે. અજ્ઞેયવાદી જેને 'નિઃસર્ગ' 'નિઃસર્ગ' કહીને વ્યક્ત કરે છે, તેને જ વેદાન્તમતમાં 'માયા' સંજ્ઞા આપેલી છે. એ વાત તો જાણે સર્વના જાણવામાં છે જ કે, ધર્મ ગમે તે પ્રકારનો હોય,–ઉચ્ચ અને પરિપક્વતાને પહોંચેલો હોય, કિંવા ગૌણ અને ક્લિષ્ટ હોય–સગુણ ઉપાસનાત્મક હોય કે નીચ અને ભૂતપિશાચ આદિ તિર્યગ્યોનિને પૂજ્ય માનનારો હોય, તેનું આવિષ્કરણ પ્રાસાદિક પુરુષો અને સાધુ સંતોનાં ચરિત્રદ્વારા થયેલું હોય કે પછી પયગંબર–પ્રેષિતોની સહાયતાથી થયેલું હોય, તે ગમે તે પ્રકારનો હોય પણ સર્વ ધર્મોની મુખ્ય સાધ્ય વસ્તુ એક જ છે. તે એ કે, આ બધો આસપાસ જે મર્યાદિત નિઃસર્ગનો પ્રસાર થયેલો જોવામાં આવે છે, માયાનું જે આ સર્વ પટલ પ્રસરેલું છે, એથી પર જવાની–એટલે કે એની પેલી તરફ શું છે, તે જાણી લેવાની જ સર્વ ધર્મોની ઉત્કટ જિજ્ઞાસા હોય છે. એ જિજ્ઞાસાને તૃપ્ત કરવામાટે પ્રત્યેક ધર્મની પોતપોતાની શક્તિ પ્રમાણે એક સરખી ખટપટ ચાલતી જોવામાં આવે છે. કિંવા સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, તે સર્વ, ઉચ્ચપ્રકારના અને અમર્યાદ સ્વાતંત્ર્યને મેળવવાની દિનરાત ખટપટ કર્યા કરે છે, તે જાણીને કહો, કે કાંઈક ગૂઢ નૈસર્ગિક સ્ફૂર્તિને લીધે કહો, પણ પ્રત્યેક મનુષ્યને, આપણે કશાથી પણ બદ્ધ તો થયેલા છીએ જ અને આપણી જે સ્થિતિ હોવી જોઈએ, તે સ્થિતિ તો નથી જ, એ જ્ઞાન જન્મથી જ પ્રાપ્ત થયેલું હોય છે. જ્યારે તેણે આ જગતમાં આવીને નેત્રો ઉઘાડ્યાં, ત્યારથી જ, આપણે કશાથી પણ બદ્ધ થયેલા છીએ, અને જ્યાં આપણા મૃણ્મય જડાત્મક શરીરથી પ્રવેશ કરી શકાય તેમ નથી, તેવા એક ઉચ્ચ અને નિરામય પ્રદેશમાં જવામાટેની આપણા અંતરમાં કોઈ પણ ખટપટ કરી રહ્યું છે, એમ તેના જાણવામાં આવી ગયેલું હોય છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. અંતરમાં તે જે કોઈ પણ છે, તે આ મૃણ્મય શરી-

રથી જ અહીં અટકી રહેલું છે, એવો તેનો પ્રથમથી જ નિશ્ચય થઈ ગએલો હોય છે. *પિતૃપૂજા અને રુધિરપ્રિય તથા ક્રૂર પિશાચો ઉપાસના ઇત્યાદિ ગૌણ કલ્પના*ઓના આધારે ઉભા કરેલા ધર્મોમાં પણ એ સ્વાતંત્ર્યની કલ્પના અગ્રભાગે રહેલી મળી આવે છે. કારણ કે, તે ગૌણધર્મના મનુષ્યોને પણ પોતાના ઉપાસ્ય દેવતામાં જે કાંઇપણ શ્રેષ્ઠતાના ગુણો દેખાઈ આવે છે, તેમાં મુખ્યતઃ તે દેવતા પોતાના કરતાં વધારે સ્વયંપ્રવર્તક અને સ્વતંત્ર છે, એ વાત વિશેષતાથી તેના ધ્યાનમાં ઉતરેલી દેખાઈ આવે છે. જો કે દેવાલયનાં દ્વાર બંધ હોય અને ચારે તરફ મજબૂત દીવાલો બાંધેલી હોય, તોપણ દેવોમાં, જો મનમાં આવે, તો એ બાહ્ય પ્રતિબંધોને ભેદીને પણ બહાર નીકળવાની શક્તિ રહેલી છે,—તે બંધનોનું તેમની સ્વેચ્છ અને સર્વસંચારિણી ગતિમાં નિયંત્રણાત્મક પરિણામ થવું શક્ય નથી, એવી તે ગૌણ ધર્મીય મનુષ્યની પણ માન્યતા હોય છે. એ જ સ્વાતંત્ર્યની કલ્પના વધતી જઇને અંતે તેમાંથી સાકાર અને મૂર્ત પરમેશ્વર વિશેની કલ્પનાનો ઉદય થાય છે. પરમેશ્વર, તે કોઈ પણ અનિર્વંત્રિત, સ્વતંત્ર અને માયાતીત સર્વશ્રેષ્ઠ પુરુષ છે, એવી જે પરમેશ્વર વિશેની કલ્પના છે, તેનો મુખ્ય આધાર અને મૂળ બીજ તે ઉપર્યુક્ત કલ્પના જ છે. એ કલ્પના કેટલાબધા પ્રાચીન કાળમાં અમારા દેશના લોકોના પૂર્ણપણે જાણવામાં આવી ચૂકી હતી, એનો જો વિચાર કરવા બેશીએ, તો તત્કાળ તે સમયના આર્યાવર્ત્તમાંનાં પવિત્ર અને એકાંત તપોવનોમાં અતીન્દ્રિય અને ત્રિકાલજ્ઞ ઋષિઓના મંડળમાં જાણે એ ચર્ચા ચાલી રહી હોયની! અને જે સમયે મહાન્ મહાન્ અધિકારી, પવિત્ર અને પુરાણ પુરુષ મહાત્માઓથી પણ એ ગૂઢતાનો નિર્ણય કરી ન શકાયો, તે વેળાએ કેવળ એક બાલવયી તેજોનિધિ ઋષિકુમારે ઊભા રહીને તે પ્રશ્નનું સમર્પક સ્પષ્ટીકરણ કર્યું હતું—તે પ્રસંગનું ચિત્ર મારાં નેત્રો સમક્ષ આવીને ઊભું રહે છે, અને તે મહાશ્રેષ્ઠ ઋષિકુમાર નીચે આપેલા શબ્દોમાં જાણે આ ક્ષણે પણ મારાં કર્ણોમાં ગુંજારવ કરતો હોયની! એ પ્રમાણેનો મને ભાસ થવાથી હું દેહનું ભાન ભૂલીને એક પ્રકારના સાત્વિક આત્માનંદમાં નિમગ્ન થઈ જાઉં છું! તેના તે અમૃતમય ઉદ્ગારો આ પ્રમાણેના હતા;—

"शृण्वंतु विश्वे अमृतस्य पुत्राः।
आयेधामानि दिव्यानि तस्थुः॥ १॥

* * * * *

"वेदाहमेतं पुरुषं महान्तम्।

आदित्यवर्णं तमसः परस्तात् ॥ ७ ॥
तमेवं विदित्वाऽति मृत्युमेति ।
नान्यः पन्था विद्यतेऽयनाय" ॥ ८ ॥

"ઓહો—આ શ્રેષ્ઠ સ્થાનના નિવાસકો અને અક્ષય્ય જીવનના ભોક્તા ચિરંજીવી પુરુષો! સાંભળો, સાંભળો. મને તે ગૂઢતાના સ્પષ્ટીકરણનો માર્ગ મળી ચુકયો છે. આ અજ્ઞાન કિંવા માયારૂપ તિમિર—અંધકારમય પ્રદેશનું ઉલ્લંઘન કરવાથી તે તિમિરાતીત પુરુષ વિશેનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવાનો માર્ગ પોતાની મેળે જ મળી જાય છે." એ વાકયો એક બહુ જ—અત્યંત પ્રાચીન ઉપનિષદમાંનાં છે. એટલે એથી, તે કાળમાં પણ **માયા** અસ્તિત્વમાં હતી, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. એ માયા બહુ જ ભયંકર છે. જ્યાં એનું નામ જ 'માયા' છે, ત્યાં એનું ઉલ્લઘન કરવાનું કાર્ય મહાદુષ્કર હોય, એમાં પૂછવું જ શું? અર્થાત્ એનું ઉલ્લંઘન થઈ શકવું બહુધા અશકય જ છે. જેવી રીતે બન્ને તીરમાં છલાછલ જળથી ભરાયલી અને ફૂત્કાર કરતી વહેતી નદીના તીરે ઉભેલો કોઈ મનુષ્ય એમ કહે કે, 'એ નદી જ્યારે સમુદ્રમાં મળીને ખાલી થઈ જશે, તે વેળાએ હું પેલેપાર ચાલ્યો જઇશ,' તેવી જ રીતે, કોઈ કહે કે, 'જગત્ સર્વથા આનંદમય થઈ જાય, ત્યાં સુધી હું ઉદ્યોગ કરતો રહીશ, અને ત્યાર પછી હું તેમાંનાં સુખોનો અનુભવ લઇશ,' તો તેનું એ કથન સર્વથા અપ્રયોજક અને મૂર્ખતા ભરેલું જ કહી શકાય. કારણ કે, સમુદ્રમાં મળી જઇને નદીનું ખાલી થવું જેવી રીતે અશકય છે, તેવી જ રીતે જગત્ સુખની સર્વથા ઉચ્ચતમ સ્થિતિને પહોંચી જાય અને ત્યાર પછી તેનો ઉપભોગ લેવાની આશા રાખવી, એ પણ સર્વથા નિષ્ફળ અને નિરર્થક જ છે.

'માયા' પર જે વિજય મેળવવાનો છે, તે તેની સાથે વહી જઇને મેળવવાનો નથી, કિંતુ તેથી વિરુદ્ધ દિશામાં જવાનો પ્રયત્ન કરીને મેળવવાનો છે. પરંતુ હમણાં જ કહ્યા પ્રમાણે, એ કાર્ય બહુધા અસાધ્ય જ છે. કારણ કે, આપણા આસપાસમાં જે આ નિઃસર્ગ નામક વસ્તુનો પ્રસાર થયેલો છે, તેના તંત્રથી કિંવા તેના સહાયક તરીકે વર્તવાથી આપણો ઇષ્ટ હેતુ સાધ્ય થવાનો નથી જ. કિંતુ તે વિરુદ્ધ વર્ત-વાથી જ આપણા ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ થવાનો વિશેષ સંભવ છે. કારણ કે, બંધનમાં પડવું કે ન પડવું, એ આપણા પોતાના જ હાથમાં છે. 'मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः' પરંતુ એ વાતને સમજી ન શકવાથી આપણે પોતે જ પોતાના પગ બાંધી લઇએ છીએ; ત્યાં પછી નિઃસર્ગ શું કરે વારુ? ઉદાહરણાર્થ, આ

આરભ જ થાય છે, એવુ વેદાન્તનુ મત છે. સાકાર અને મૂર્ત પરમેશ્વરની કલ્પના, જેને આ સમસ્ત વિશ્વના નિર્માણકર્તા અને નિયતાનુ નામ આપવામા આવે છે, અને જેને 'માયાધિષ્ઠિત' એટલે કે, માયાનો અથવા નિ સર્ગનો નિયામક તથા શાસ્તા, એવુ પણ એક વિશેષણ લગાડવામા આવે છે, એવા પરમેશ્વરની જે કલ્પના, તે જ વેદાતની અતિમ મર્યાદા નથી, કિંતુ એ કલ્પનાનો વિકાસ થતા થતા પોતાની મેળે જ વેદાતમતવાદીઓના જાણવામા આવી જાય છે કે, બહાર જે કોઈ પણ એક ઇંદ્રિયાતીત, અમર્યાદ અને સ્વતત્ર પુરુષ ભાસતો હતો, તે બીજો કોઈ પણ નહિ, કિંતુ વસ્તુત પોતામા જ રહેલો સૂક્ષ્મ, સ્વયપ્રભ અને કૂટસ્થ પુરુષ જ—એટલે કે, આપણે પોતે જ હતા, અને જેને (મનુષ્યને) પોતે બદ્ધ હોવાવિશેનો ભાસ થયા કરતો હતો, તે પણ અન્ય કોઈ નહિ પણ, જે પોતે નિર્મુક્ત અને સ્વતત્ર છે, તે જ હતો એટલે કે, વસ્તુત આપણે નિર્મુક્ત અને સ્વતત્ર જ છીએ—સ્વયપ્રવર્ત્તી જ છીએ, આજ પર્યન્ત આપણે વ્યર્થ પોતાને બદ્ધ અને પરતત્ર સમજતા હતા, એવુ તેને જ્ઞાન થઈ જાય છે. એવી બુદ્ધિ એકવાર થઈ ગઈ, એટલે માયાનુ આ તમોમય આવરણ પોતાની મેળે જ એકદમ દૂર થઈ જતા પુરુષ પોતાના સ્વયપ્રભ ઉજ્જ્વલ સ્વરૂપે તે અમર્યાદ સ્વતત્ર સચ્ચિદાનદાત્મક આદ્યતત્ત્વમા લય પામી જાય છે—કિંબહુના, તે પોતે જ તદ્રૂપ થઈ જાય છે. એવા પ્રકારની બુદ્ધિ થવી, એ જ વેદાન્તે માયાના પ્રભાવ પર મેળવેલો ત્રિકાલાબાધિત અને યશોદાયક વિજય છે

## વ્યાખ્યાન પાંચમું

# માયા*
### અને
## ઈશ્વરવિષયક કલ્પનાનો વિકાસ

ગત વ્યાખ્યાનમાં આપણે જોઈ લીધું કે; માયાની કલ્પના, તે અદ્વૈત વેદાંતની એક પ્રમુખ અને આધારભૂત કલ્પના છે; અને તે સંહિતામાં પણ બીજરૂપે રહેલી આપણા જોવામાં આવી શકે છે. કિંબહુના, ઉપનિષદોમાં જે ધર્મવિષયક કલ્પનાઓ પરિપકવરૂપે વિસ્તરેલી મળી આવે છે, તે સર્વેનું બીજ સંહિતામાં કોઇને કોઇપણ રૂપે ગુપ્તપ્રાય હોએલું દેખાઈ આવે છે. ગત વ્યાખ્યાનમાં જે સવિસ્તર વિવેચન કર્યું, તે પરથી 'માયા' શી વસ્તુ છે, અને તેને 'ભ્રાન્તિ' ઇત્યાદિ સંજ્ઞાઓ આપવામાં આવે છે, તે કેટલી બધી અયથાર્થ અને પ્રમાદપૂર્ણ છે, એ હવે સારી રીતે આપના સમજવામાં આવી જ ગયું હશે. કારણ કે, 'માયા'ને જો આપણે, 'ભ્રાન્તિ' જ માનવા લાગીએ, તો આપણે જે આ બાહ્ય વિશ્વને 'માયા'-ની સંજ્ઞા આપેલી છે, તે પણ ભ્રાન્તિમય અને મૃગજળ સમાન અવાસ્તવિક છે, એમ જ કહેવું પડવાનું. પરંતુ 'માયા' શબ્દનો એવો અર્થ કરવામાં વધારે સ્વારસ્ય પણ નથી; અને એ તેનો ખરો અર્થ પણ નથી. ગત વ્યાખ્યાનમાં કહ્યું જ છે કે, 'માયા' 'માયા' તે કોઈ સ્વતંત્ર ઉપપત્તિ નથી, કિન્તુ આ બાહ્યવિશ્વની જે વસ્તુસ્થિતિ છે; તેનો જ કેવળ અનુવાદ કરનારી એ એક કલ્પના છે, ને તે સાથે વળી એમ પણ કહેવામાં આવ્યું હતું કે, માયાની કલ્પના યથાર્થ રીતે સમજી લેવામાટે સંહિતામાંની બીજરૂપ કલ્પનાથી જ આરંભ કરવો જોઇએ. એ કલ્પનામાંથી ધીમે ધીમે દેવવિષયક કલ્પના કેવી રીતે વિકાસ પામી, એ પણ આપણે જોયું. 'માત્ર વિશેષ પ્રબળ પ્રાણી' એટલી જ દેવ વિશેની મૂળ કલ્પના હતી. એના કરતાં અધિક કશું પણ હતું નહિ. પ્રાચીન ધર્મપુસ્તકો-પછી તે ગ્રીક લોકોનાં હો કિંવા હિબ્રુ અને પારસી ઇત્યાદિનાં હો-વાંચતાં જે કૃત્યોની આપણને ગ્લાનિ આવે છે, એવાં કૃત્યો જ્યારે દેવોએ કરેલા જોવામાં આવે છે, ત્યારે તમારા અંગમાં સાત્ત્વિક દ્વેષથી કિંવા ગ્લાનિથી રોમાંચ

* લંડન તા૦ ૨૦ મી ઑક્ટોબર ૧૮૯૬.

ઊભાં થાય છે કે નહિ? પણ એનું મુખ્ય કારણ એ છે કે, તે પુસ્તકો વાંચતી વેળાએ તમે એક ધ્યાનમાં રાખવા યોગ્ય મહત્ત્વના વિષયને સર્વથા ભૂલી જાઓ છો. તે વિષય એ કે, આપણે—એ પુસ્તકોના વાંચનારા—તો છીએ ઓગણીસમી સદીના સુધરેલા જમાનાના અને તે ગ્રંથોમાં વર્ણવેલા દેવો તો સહસ્રાવધિ વર્ષો પૂર્વે થઈ ગયેલા છે. નિદાન, એટલા પુરાતન કાળના લોકોએ તેમનું વર્ણન કરેલું છે અને તેમને તેમાં કાંઈપણ વિસંગત; ભીતિ ઉત્પન્ન થવા જેવું અથવા ગ્લાન્યુત્પાદક હોય એવું તે સમયમાં ભાસ્યું નહોતું. કારણ કે, તે પોતે જે પ્રકારના હતા, તેવા જ પ્રકારના ગુણો તેમણે પોતાના દેવોમાં પણ હોવાનું વર્ણવેલું છે. એટલું જ નહિ, પણ, હું આગળ વધીને એમ કહેવાને પણ અચકાતો નથી કે, એ ઉદાહરણથી, આપણે એક વ્યવહારમાં અત્યંત ઉપયોગી થઈ પડે તેવો પાઠ શીખી શકીએ તેમ છે. તે એ કે, આપણે પોતાની જ કલ્પના કિંવા વિચારો અને વિકારોના આધારે જ બીજાની માનસિક સ્થિતિની પરીક્ષા કરીએ છીએ, તે યથાર્થ નથી. જો કોઇના વિશે પણ આપણે ખરેખરું મત બાંધવું હોય, તો, તેની કલ્પના સાથે પોતાનું તાદાત્મ્ય કરીને ત્યાર પછી જ પરીક્ષા કરવી જોઇએ. પણ બીજાઓ સાથે આપણો વ્યવહાર થતી વેળાએ જે એક મોટી ભૂલ આપણા હાથે નિત્ય થયા કરે છે, તે ઉપર્યુક્ત તત્ત્વના યોગ્ય મહત્ત્વનું જ્ઞાન ન થવું, એ જ છે; અને મારો તો એવો અભિપ્રાય છે કે, પોતાના સજાતીયોસંગે ધાર્મિક વિષયમાં જે અનેક નાના મોટા દ્વેષ અને કલહો ઉત્પન્ન થાય છે, તે સર્વનું મુખ્ય બીજ ઉપર્યુક્ત ભ્રામક સમજણમાં જ રહેલું હોય છે—અથવા તે પોતે જ બીજરૂપ છે, એમ કહીએ તોપણ ચાલે. બીજાની દેવો વિષયક કલ્પનાઓની આપણે પોતાના દેવો વિશેની કલ્પના સાથે સરખામણી કરતા હોઇએ છીએ, અને આપણી એક અમુક ધાર્મિક કલ્પના હોય, એટલે બીજાની કલ્પનાઓ પણ તેવી જ હોવી જોઇએ, એવો પોતાનો દુરાગ્રહ ભરેલો અભિપ્રાય બાંધી લઇએ છીએ; અને કોઇએક કૃત્ય કરવામાં આપણો જે હેતુ હોય, તે જ હેતુનો બીજાના કાર્યમાં પણ આરોપ કરીએ છીએ; એથી જ બહુધા ધાર્મિક વિષયોમાંના વિરોધ અને અણબનાવો મુખ્યત્વે ઉપસ્થિત થયા કરે છે. અમુક એક વિશેષ સ્થિતિમાં આવી પડતાં મેં એક કાર્ય કર્યું હોય, અને તે જ કાર્ય ત્યારપછી બીજા કોઇના હાથે થતું મારા જોવામાં આવે, તો તેણે તે કાર્ય તેવા જ કોઈ કારણને લીધે કર્યું હશે, એવો તત્કાળ મારા મનમાં વિચાર આવી જાય છે. પણ એક જ કાર્ય કરવાનાં અનેક કારણો હોઈ શકે છે, એ વાત તે વેળાએ મારા ધ્યાનમાં આવતી નથી. જે કાર્ય

હું એક અમુક ઉદ્દેશથી કરીશ, તે જ કાર્ય બીજું કોઈ સર્વથા વિરુદ્ધ ઉદ્દેશથી પણ કદાચિત્ કરે, એ વાત મારા સ્વપ્નમાં પણ મને સૂઝતી નથી. ત્યારે ધર્મવિષયક વિષયોનો વિચાર કરતી વેળાએ, એ તત્ત્વ નિત્ય-પ્રતિક્ષણે-ધ્યાનમાં રાખવું જોઇએ. બીજાની ધર્મકલ્પનાનો વિચાર કરવો, તે આપણને તે વિશે શું ભાસે છે, એના અનુરોધે કરવાનો નથી. કિન્તુ, એક પ્રકારે (ઉપર કહ્યા પ્રમાણે) તેમની સ્થિતિ સાથે આપણું પોતાનું તાદાત્મ્ય કરીને ત્યાર પછી જ તે વિશે વિચાર કરીને અમુક મત મનમાં બાંધવું.

બાઇબલના 'જૂના કરાર'માંનાં (પૂર્વ ભાગસ્થ) જેહોવાનાં નિર્ઘૃણ અને ઘોર કૃત્યોનું દૈવિક કૃત્યો તરીકે વર્ણન કરેલું હોવાથી તે સાંભળીને અનેક કોમળ મનના અને મૃદુ તથા સાત્ત્વિક હૃદય ધરાવતા મનુષ્યોના અંગમાં રોમાંચ ઊભાં થઈ જાય છે; કિંવા અમારા દેશના પુરાણોમાંના ભીમનું ઘોર અને રુધિરપ્રિય વર્ણન વાંચીને કિંવા કૃષ્ણલીલાના અપાર શૃંગારનું શ્રવણ કરીને પુષ્કળ મનુષ્યોને ગ્લાનિ અને સંતાપ થઈ જાય છે. પણ હું કહું છું કે, એમ થાય છે શા કારણથી? એનું કારણ એ છે કે, પ્રાચીન કાળના લોકોની ઈશ્વરવિષયક કલ્પના, તે, અર્વાચીન સુધરેલી અને સર્વસંમત ઈશ્વરવિષયક અત્યુચ્ચ કલ્પનાને મળતી નથી આવતી. પણ તે મળતી જ આવવી જોઇએ, એમ કહેવાનો કોઇને શો અધિકાર છે? એટલું જ નહિ, પણ આજે જેવી રીતે આપણે પ્રાચીન કાળના લોકોની ઈશ્વરવિષયક કલ્પનાવિશે દ્વેષ અને તિરસ્કાર દેખાડીને તેમનો ઉપહાસ કરીએ છીએ; તેવી જ રીતે આપણા પછી થનારી પ્રજા કદાચિત્ આપણી ધર્મકલ્પનાઓનો પણ ઉપહાસ કરશે, એ પણ આપણે ધ્યાનમાં રાખવું જોઇએ.

તે ગમે તેમ હોય, તોપણ એ જૂદી જૂદી કલ્પનાઓના સંબંધમાં ધ્યાનમાં રાખવા જેવી એક વાત એ છે કે, તે પરસ્પર ગમે તેટલી ભિન્ન હોય, તેમજ બાહ્ય વિરોધી અને ઉચ્ચ નીચ હોય, તોપણ તેમનામાં મૂળ બીજરૂપ કલ્પનાના સંબંધમાં તો એક પ્રકારનું જ ઐક્ય મળી આવે છે; અને એ જે ઐક્ય છે, તે જ સ્પષ્ટતાથી લોકોસમક્ષ રજૂ કરવું, એ જ વેદાન્તનો મુખ્ય ઉદ્દેશ છે. શ્રીકૃષ્ણ ભગવાને પોતે પણ ગીતામાં એમ જ કહેલું છે. તેનો ભાવાર્થ આ પ્રમાણે છે કે, વર્તમાન કાળના તર્કશાસ્ત્ર પ્રમાણે અને સર્વમાન્ય કલ્પનાની દૃષ્ટિથી પૂર્વની ધર્મવિષયક કલ્પનાઓ જો કે ગમે તેટલી હીન, વિસંગત, અશ્લીલ અને તિરસ્કરણીય દેખાતી હોય, તોપણ તેમનામાંના એ ઐક્યને શોધી કાઢીને સર્વ ધર્મવિષયક કલ્પનાઓની એકવાક્યતા કરવી

જોઇએ. કારણ કે, જે કલ્પનાઓ અત્યારે આપણને હીન અને ગ્લાનિકારક ભાસે છે, તે જ કલ્પનાઓ જે વેળાએ તેમને તાત્કાલીન પરિસ્થિતિનું પ્રાબલ્ય મળેલું હતું, તે વેળાએ (આપણી અત્યારની કલ્પના પ્રમાણે) સર્વથા સુસંગત અને સાહજિક જ ભાસતી હતી. પણ તેમની તે પરિસ્થિતિના પ્રાબલ્યને કાઢી નાખીને આપણે તેમને જ્યારે વર્ત્તમાનકાળની પરિસ્થિતિસાથે સરખાવી જોવાની ચેષ્ટા કરીએ છીએ, ત્યારે જ તેમના અંગમાં રહેલી હીનતા આપણા જોવા અને જાણવામાં આવી શકે છે. જેવી રીતે પૂર્વના યહૂદી લોકોમાં ધીમે ધીમે સુધારો થતાં થતાં તેઓ વર્તમાન કાળના ધૂર્ત્ત, હોશિયાર અને અર્વાચીન કલ્પનાવાળા યહૂદીઓ બની ગયા છે, કિંવા પૂર્વના પ્રાચીન આર્યોનું અત્યારના બુદ્ધિ વિષયક વિષયોમાં અગ્રેસર મનાતા હિન્દુઓમાં રૂપાંતર થયેલું છે. તે જ પ્રમાણે તે તે વર્ગના દેવ પણ (અર્થાત્ તદ્વિષયક કલ્પના) પ્રગતિના ઓઘ-પ્રવાહ-સાથે સુધરતા જતાં તે હાલના નવીન પદ્ધતિના દેવ બની બેઠા છે.

ત્યારે, ધર્મવિષયક કલ્પનાઓનો વિચાર કરતી વેળાએ આપણે જે એક મોટામાં મોટી ભૂલ કરીએ છીએ તે એ છે કે, એક તરફ તો આપણે, જુદાજુદા ઉપાસક વર્ગોની 'ઉત્ક્રાન્તિ'ના નિયમથી કેવી કેવી પ્રગતિ થતી ગઈ, એનું અવલોકન કરીએ છીએ; પણ તે સાથે જ બીજીતરફ તેમના દેવોની પણ (ઇશ્વરવિષયક કલ્પનાની પણ) 'ઉત્ક્રાંતિ' તત્ત્વ અનુસાર સુધારણા થતી રહેલી હોવી જોઇએ, એ વાત આપણા ધ્યાનમાં આવતી નથી. એટલે કે, તેમના ભકતોએ પોતે જે પ્રગતિ કરી, તેટલી પ્રગતિ પણ તે (દેવો) પોતે ન કરી શકયા, એમ જ આપણે પર્યાયથી દર્શાવતા હોઇયે છીએ. ઉદાહરણાર્થ, તમારો, મારો અને આપણી કલ્પનાઓનો વિકાસ થતો ગયો છે, એમ આપણે માનીએ છીએ પણ તે સાથે જ ઇશ્વરનો પણ અર્થાત્ તદ્વિષયક કલ્પનાનો પણ વિકાસ થતો ગયો છે, એ આપણા ધ્યાનમાં આવતું નથી; અને એ પ્રથમ કોઈ કબૂલ પણ કરતું નથી. આ વાત સાંભળીને તમને જરાક આશ્ચર્ય તો થશે જ. તમે પૂછશો કે, 'આ વળી આવું વિલક્ષણ કથન તે તમે શું સંભળાવ્યું? ઇશ્વર તે વળી કેવી રીતે વધી શકે?' એ પ્રશ્નનું એટલું જ ઉત્તર છે કે, આપે મનમાં જે કલ્પના ધારીને એ પ્રશ્ન પૂછયો, તે દૃષ્ટિથી જોતાં તો મનુષ્ય પ્રાણી પણ કોઈ કાળે ઉન્નત થતો નથી, કિંવા તેની વાસ્તવિક પ્રગતિ થતી નથી, એમ જ સિદ્ધ થાય છે. એ બધો શો ગોટાળો અને ભેદ છે, તે સત્વર જ હું આપ સમક્ષ ખોલી બતાવવાનો છું. આપણને બાહ્યતઃ જે વ્યક્તિશઃ પુરુષો દેખાય છે, તે સર્વ, એક સર્વશ્રેષ્ઠ પુરુષના કેવળ તેટલા પ્રતિબિંબો જ છે, અને તે સર્વના અંતરમાં રહેલો પુરુષ સદૈવ સ્થિર, અવિકાર્ય કિંવા કૂટસ્થ, (જેમાં

ન્યૂન અધિકનો ભેદ નથી થતો; એવો ) શુદ્ધ અને પૂર્ણ છે.-અર્થાત્ તેનામાં પ્રગતિ ઇત્યાદિ સ્થિત્યંતરો થતાં નથી, એ હું આપને અત્યારે જ સવિસ્તર કહી સંભળાવવાનો છું. આપણુને જે આ પ્રગતિ દેખાય છે, તે માત્ર, એ જે વ્યક્તિશઃ તે પુરુષના પ્રતિબિંબો અથવા બાહ્યસ્વરૂપો જોવામાં આવે છે, તેમનામાં જ નજરે પડે છે; અને એ બાહ્ય સ્વરૂપો જ માત્ર એકસરખી રીતે બદલતાં રહે છે, અને તેમની પાછળ અથવા તેમના અંતરમાં જે સત્ય સ્વરૂપ રમમાણ થયેલું છે, તેનું તેઓ અધિક અને અધિક આવિષ્કરણ કરતાં હોય છે. જ્યારે, તેમના પરિવર્તનથી અથવા સ્થિત્યંતરથી અંતર્ભાગમાં ગૂઢ રહેલા શ્રેષ્ઠ અને સત્ય સ્વરૂપનું વિશેષ આવિષ્કરણ થાય છે, તે વેળાએ આપણે તેને 'પ્રગતિ'ના નામથી ઓળખીએ છીએ; અને જ્યારે તે સ્વરૂપ આપણાથી અદશ્ય હોય છે, ત્યારે આપણે તેને 'પ્રત્યાગતિ'નું અભિધાન આપીએ છીએ; કેટલીક વિશેષ સ્થિતિમાં એ સ્વરૂપ દૃષ્ટિ આગળથી લુપ્ત થઈ જાય છે, ત્યારે પણ તે 'પ્રત્યાગતિ' જ કહેવાય છે. એ પ્રમાણે જેમ જેમ મનુષ્યની સુધારણા થતી જાય છે, તેમ તેમ દેવોની (તદ્વિષયક કલ્પનાની) પણ પ્રગતિ થતી જાય છે. સર્વથા વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં પણ, જેવી રીતે આપણી પ્રગતિ થતી જાય છે, કિંવા આપણી કલ્પનાનો વિકાસ થતો જાય છે, તેવી જ રીતે સમયને અનુસરીને દેવોની પણ પ્રગતિ થાય છે અને તેમના સ્વરૂપનું વધારે અને વધારે આવિષ્કરણ થતું જાય છે.

અહીં સુધી જે કહેવાયું, તે જો સારીરીતે ધ્યાનમાં રાખવામાં આવે, તો 'માયા'ની ઉપપત્તિ સમજી લેવામાં ઘણી જ સુલભતા થઈ પડવાનો સંભવ છે. ત્યારે આપણે હવે તે વિશે વિચાર કરીએ. જગતમાંનો કોઈ પણ ધર્મ લ્યો તો તેમાં નીચે આપેલા પ્રશ્ન-ગૂઢાત્મક પ્રશ્ન-નો, પોત પોતાના મત પ્રમાણે ખલ કરીને કાંઇને કાંઇપણ નિર્ણય કરેલો આપણા જોવામાં આવશે જ. તે પ્રશ્ન આ પ્રમાણે;-'આ જગતમાં જે આ એક પ્રકારનો વિરોધ અને કલહ દૃષ્ટિગોચર થાય છે, તેનું શું કારણ? જગતમાં અધમતા, પાપ અને દુઃખ શામાટે હોવાં જોઇએ?' એ પ્રશ્ન અત્યંત પ્રાચીન કાળના ધર્મવિચારોમાં આપણને મળતો નથી, એ ખરું છે. એનું કારણ એ છે કે, આર્યસ્થિતિમાંના મનુષ્યોને, જગતમાં વિરોધ, કલહ કિંવા દુઃખ; એમાંના કશાનો પણ અનુભવ થયો ન હોતો. તેમની આસપાસની પરિસ્થિતિમાં બગાડો થવાનો તે વેળાએ આરંભ થયો ન હોતો; કોઇપણ વિષય વિશે મતભેદ થવાનો કિંવા વ્યક્તિ વ્યક્તિમાં પરસ્પર વિરોધ થવાનો અથવા વ્યક્તિના મનમાં જ સારા નઠારાની ઝટાપટી શરુ થવાનો કાળ, તેમના અસ્તિત્વના સમયમાં આવેલો નહોતો; તે સમ-

યમાં જે કાંઈ પણ ખટપટ થતી હોય, તો 'આ કાર્ય કરવું કે ન કરવું,' એટલા માટે જ અને સામયિક ખટપટ જ થતી હતી. આદ્યદશામાંના મનુષ્યોની વૃત્તિ સદ્યઃ પ્રેરણાવાળી હતી. તેમના મનમાં એક કાર્ય કરવાનો વિચાર આવતાં જ, તે માટે ભવતિ ન ભવતિ કરવાને બદલે તત્કાળ તે કાર્ય તેઓ કરી નાખતા હતા; અને તેમના તે કાર્ય કરવાના ઉભરાનો પ્રતિબંધ કે પ્રતિકાર કરી શકે, એવી વસ્તુઓ વધારે પ્રમાણમાં આસપાસમાં હતી નહિ; અર્થાત્ આદ્યદશામાંના (તે સ્થિતિના મનુષ્યોના) દેવો પણ સદ્યઃ પ્રેરણા અને મનના ઉભરાવાળા જ થતા હતા. (વેદકાલીન) ઇંદ્રના મનમાં આવ્યું કે, તત્કાળ મેઘમાંથી પ્રકટીને તે દૈત્યોનો સંહાર કરી નાખનો હતો. જોહોવા, મનમાં આવે તો કોઇપર પ્રસન્ન થઈ જાય, અને મરજીમાં આવે તો કોપાયમાન પણ થાય! એ તો જેવો પ્રસંગ અને જેવી વેળા! પણ એમ શામાટે થવું જોઇએ, તે કારણ કેવળ અકથનીય. કારણ અને કાર્યને શોધવાની બુદ્ધિ મનુષ્યોમાં તે વેળાએ ઉત્પન્ન થયેલી નહોતી. અર્થાત્ તે કરે તે પ્રમાણ–ત્યાં સારા નઠારાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નહોતો. અમારા ભારતવર્ષના (પ્રાચીનકાળના) દેવોએ પણ, હાલના કાળમાં આપણે જે કાર્યોને દુષ્ટતાનાં કિંવા અનન્વિત કૃત્યો કરીએ છીએ, તેવાં અનેક કૃત્યો કર્યાનું શાસ્ત્રોમાં વ્યક્ત કરેલું છે. ઇંદ્ર આદિએ એવાં કૃત્યો કરવાનાં એટલાં બધાં વર્ણનો કરેલાં છે કે, તેમની ગણના થવી પણ અશક્ય છે. (ઉદાહરણાર્થ, વિનાકારણ કોપ કરીને સૃષ્ટિનો વિધ્વંસ કરવો, ઇત્યાદિ). પણ એ કૃત્યે અધમતાનાં અને દુષ્ટ કોને જણાય છે વારુ? આપણને. તેમનાં ઉપાસકોને એ કૃત્યો નઠારાં દેખાતાં નહોતાં. કારણ કે, તેમનામાં સારી કે નઠારી કલ્પનાનો ઉદ્ભવ જ થયેલો ન હોતો. એટલે, પોતાની ઉપાસ્ય દેવતાનાં કૃત્યોની પરીક્ષા કરવાની ભાવના તેમના મનમાં ઉદ્ભવી જ નહોય, તો તે સ્વાભાવિક જ છે.

પણ જેમ જેમ સારી નઠારી ઇત્યાદિ નીતિવિષયક કલ્પનાઓનો ઉદય થવા લાગ્યો, તેમ તેમ વિરોધ અને કલહનો પણ આરંભ થયો. મનુષ્યમાં એક પ્રકારની સારાસાર બુદ્ધિ અને વિવેક શક્તિ ઉત્પન્ન થઈ. તેને જૂદાં જૂદાં રાષ્ટ્રોમાં અને ભાષાઓમાં ભિન્ન ભિન્ન નામો પ્રાપ્ત થયાં; અને તે મનુષ્યોના સ્વૈર–સ્વચ્છંદ વર્તનપર દાબ રાખનારી એક નિયામક શક્તિ બની ગઈ. એ શક્તિને, ઇશ્વરની પ્રેરણા, પૂર્વ શિક્ષણનો સંસ્કાર ઇત્યાદિ નામો આપવામાં આવેલાં છે, એ તો આપ જાણો છો જ. નામ ભલે ગમે તે હોય, તોપણ તે શક્તિનું પરિણામ તો સર્વ સ્થાને એક સરખું જ જોવામાં આવે છે. આપણમાંના પ્રત્યેકના મનમાં બે પ્રકારની પ્રેરણાઓ

ન્યૂન કે અધિક પ્રમાણમાં જાગૃત હોય છે જ. એક પ્રેરણા આપણને 'અમુક કૃત્ય કર!' એમ કહેતી હોય છે; અને બીજી (જો તે કૃત્ય અયોગ્ય હોય તો) 'એ કૃત્ય કરીશ નહિ!' એવો ઉપદેશ આપતી હોય છે. આપણા મનમાંની કેટલીક વિશિષ્ટ કલ્પનાઓ ઇંદ્રિયોદ્વારા (વિષયસેવનના રૂપે) બહાર આવવામાટે એક સરખી ખટપટ કર્યા કરે છે, અને એ કલ્પનાઓના અંતર્ભાગમાં જ, બીજી એક પ્રેરણા-ભલે અસ્પષ્ટ અને અશક્ત સ્વરથી, પણ—'ભાઈરે! બહાર જશો નહિ!' એમ વારંવાર કહ્યા કરે છે. સંસ્કૃતમાં એ બે પ્રેરણાઓને બહુ જ સુંદર તેમ જ સર્વથા યથાર્થ નામો જ આપવામાં આવેલાં છે.

પ્રથમ પ્રેરણાને 'પ્રવૃત્તિ' કહેવામાં આવે છે, અને બીજી 'નિવૃત્તિ'ના નામથી ઓળખાય છે. આપણા હાથે જે સર્વ કાર્યો થતાં-બનતાં હોય છે, તે એ પ્રવૃત્તિના યોગે જ થાય છે. બીજી જે નિવૃત્તિ—અમુક કાર્ય ન કરીશ, એમ કહેનારી પ્રેરણા છે, તેનાથી ધર્મની સીમાનો આરંભ થાય છે. આધ્યાત્મિક સ્થિતિનો આરંભ પણ એ જ 'અમુક ન કરીશ, તમુક ન કરીશ' એમ કહેનારી પ્રેરણાથી જ થતો અનુભવવામાં આવે છે. જ્યાં એ નિવૃત્તિ અસ્તિત્વમાં નથી, ત્યાં અદ્યાપિ ધર્મવિચારોનો ઉદય જ થયો નથી, એમ નિશ્ચયપૂર્વક સમજી લેવું; અને જ્યારે એ નિવૃત્તિનો મનુષ્યના હૃદયમાં પ્રથમ ઉદય થયો, ત્યારે મનુષ્યનાં ઉપાસ્ય દૈવતો ક્રૂર અને રુધિરપ્રિય (અર્થાત્ મનુષ્યોની ધાર્મિક વિચારવિષયક હીનતાને જ દર્શાવનારાં) હોવા છતાં પણ તેમની કલ્પનાઓનો એક સપાટે વિકાસ થતો ગયો.

એ પછી, મનુષ્યના મનમાં થોડો થોડો પ્રેમબુદ્ધિનો ,અને સહાનુભૂતિનો અંકુર પણ ઉત્પન્ન થવા લાગ્યો. તે, તે સમયે પણ વધારે મોટો નહોતો, અને અત્યારે પણ તે કાંઈ બહુ મોટો છે, એમ નથી. પ્રથમ તેના પ્રસારનો વધારો કેવળ પોતાના સમૂહના મનુષ્યોના પ્રમાણમાં જ થતો હતો અને તેમનામાંથી કોઈ એક પણ અગ્રેસરનું પદ ધારણ કરીને તે બાપડીનાઓનું બહુ જ કાળજી અને પ્રેમથી સંરક્ષણ કરતો હતો. એ જ નિયમ તેમના દેવોના સંબંધમાં પણ લાગૂ પડે છે. તેમના દેવોમાં પણ, એક બીજાઓ કરતાં અધિકારમાં શ્રેષ્ઠ રહેતો હતો, અને તે પોતાના બાંધવોનું રક્ષણ કરતો હતો; તેમ જ તે બીજા દેવો પણ પોતાના ભક્તોપર પ્રેમ રાખીને પોતપોતાના ઉપાસક સમાજના હિત કે અહિતવિશે બહુ જ દક્ષ રહેતા જોવામાં આવતા હતા. એમ આગળ વધતાં વધતાં કેટલાક સમાજમાંના લોકો પોતાને પોતપોતાના ઉપાસ્ય દેવોના વંશજ જ ધારવા-સમજવા લાગ્યા. આજની ગોત્ર ઇત્યાદિ કુટુંબસમુદાયપદ્ધતિ છે,

તે એની જ દ્યોતક છે; હિંદુસ્તાનમાં પૂર્વે,-થોડા ઘણા અંશે અત્યારે પણ-સોમ-વંશીય (ચંદ્રથી પોતાના વંશની ઉત્પત્તિ માનનારા)અને સૂર્યવંશીય નામક જે પુરાણ પ્રસિદ્ધ કુળ હતાં, તે તો આપના જાણવામાં હશે જ. એથી પણ ઉપર્યુક્ત વિધાનની સત્યતા ધ્યાનમાં આવી શકે એમ છે. અસ્તુ.

એવીરીતે જ્યારે વિશિષ્ટ ઉપાસ્ય દેવતાના વિશિષ્ટ ઉપાસકોની જૂદી જૂદી જાતિઓ કિંવા સમાજો નિર્માણ થયાં, ત્યારે તેમનામાં-તે સમાજના લોકોમાં-પરસ્પર પ્રેમ અને આકર્ષણનો થોડો થોડો ઉદ્દ્ભવ થવા લાગ્યો. આપણા સમાજમાંના બીજા મનુષ્યો માટે આપણું કાંઈ પણ કર્ત્તવ્ય છે, અને સર્વેએ એકસાથે મળીને અમુક નિશ્ચિત રચના પ્રમાણે અને નિયમ અનુસાર વર્તવું જોઇએ, એ કલ્પનાઓ તેમના મનમાં ઉદ્દ્ભવી. અર્થાત્ તે સાથે જ પરસ્પર સહિષ્ણુતા બતાવ્યાવિના, સમાજસ્થ લોકો સુખ સમાધાનથી એકત્ર વર્તી શકે, એ શક્ય છે કે? એ વિશે તેમના મનમાં વિચાર આવવા લાગ્યા; અને વિચારાંતે 'એમ થવું અશક્ય છે." એમ તેમના જાણવામાં આવી ગયું. કારણ કે, બીજી એક જ વ્યક્તિ સાથે આપણો સંબંધ હોય, તો પણ તે સંબંધને કાયમ રાખવામાટે કેટલાક પ્રસંગે આપણે આપણા મનનો સંયમ કરવો પડે છે; એટલે મનમાં આવે, તે ઇચ્છાને તત્કાળ અમલમાં મૂકી દેવી, તે યોગ્ય નથી, એ વાતનો તેમને અનુભવ આવવા માંડ્યો; એટલે કે, એ વેળાએ તેમનામાં પ્રથમ બંધન-સામાજિક નિયંત્રણ-ની કલ્પનાનો ઉદય થયો. એ સામાજિક બંધનની કલ્પનાના પાયાપર જ જૂદા જૂદા સંઘટિત સમાજોની ઇમારતો ચણાયલી છે; અને જે સ્ત્રી કિંવા પુરુષ, 'સમાજના આપણે કેટલીક બાબતોમાં ઋણી છીએ, 'સમાજના લોકો સાથે વ્યવહાર 'કરતી વેળાએ કેટલાક વિષયોમાં નમ્રતા અને સહિષ્ણુતા કરવાની અને હાર માની લેવાની પણ ફરજ પડે છે,' ભૂલચૂક લેવી દેવી' એ સામાજિક વ્યવસ્થાનો આધારભૂત નિયમ છે, અને સમાજસાથે અમારે કાંઈ પણ લેવું દેવુ નથી, એમ કહેવાથી જરા પણ ચાલી શકે તેમ નથી; એ વાત તત્ત્વને સમજી શકતાં નથી, તે સ્ત્રી કિંવા પુરુષનું જીવન કષ્ટપ્ર અને દુઃખમય જ થઈ જાય છે, એ તો આપ જાણો છો જ.

ઉપર કહ્યા પ્રમાણે, મનુષ્યના મનમાં જેમ જેમ ધર્મકલ્પનાનો ઉદય થવા લાગ્યો, તેમ તેમ તેના કરતાં પણ ઉચ્ચતર અને વિશેષ નીતિવિષયક વિચારો કલ્પનાનાં ઝાંખાં ઝાંખાં કિરણોનો તેમના અંતઃકરણમાં પ્રવેશ થવા લાગ્યો. ગતિથી, પૂર્વના તે ક્રૂર, કલહપ્રિય, રુધિરપ્રાશી અને મદ્યપાનરત દેવોનો પોતાને જ ગ્લાનિ થવા માંડી. પ્રસંગ વિશેષે મદ્યપાનનો કિંવા સોમપાનનો

રેક-વિશેષતા-થઈ જતાં જમીનપર લોટતો અને જેને સારીરીતે શબ્દો ઉચ્ચારવાની પણ શુદ્ધિ ન રહે, તેવો ઇંદ્રદેવ લોકોને અળખામણો થવા લાગ્યો. દેવતાનું ગમે તેવું કૃત્ય હોય, તો તે પવિત્ર જ હોવું જોઇએ, અને માનવીનું સારું કૃત્ય છતાં પણ તે હીન અને અધમ જ હોવું જોઇએ, એવી પંક્તિપ્રપંચી અને અજ્ઞાનમૂલક કલ્પનાનો લોપ થયો અને પ્રત્યેક કૃત્યના કારણની અને હેતુની મીમાંસા કરવાની જિજ્ઞાસા મનુષ્યોના મનમાં ઉત્પન્ન થઈ. એ તપાસ વેળાએ ન્યાયાસન સમક્ષ દેવોને પણ ઊભું રહેવું પડ્યું. અમુક કૃત્ય અમુક દેવે કર્યાં વિશેનું વર્ણન કરેલું છે, ત્યારે તે કૃત્ય તેણે શા હેતુથી કરેલુ હોવું જોઇએ, એ પ્રમાણેની પ્રત્યેક દૈવિક કૃત્ય વિશે મનુષ્યોની પૃચ્છાનો આરંભ થયો. અર્થાત્ ઘણેક સ્થળે દેવોના તેવાં કૃત્યોનો હેતુ-અને તે શુદ્ધ હોય એમ-હોવાનું નજરે જ પડતું નહોતું. એટલે મનુષ્યોએ એવા સ્વચ્છંદ વર્તન કરનારા દેવોને દેશનિકાલ કરી દીધા, કિંવા વિશેષ સયુક્તિક રીતિથી કહીએ, -તો મનુષ્ય, પોતાની ઈશ્વિરવિષયક કલ્પનાને સુધારવાના અને તેને સર્વથા શુદ્ધ કરી નાખવાના ઉદ્યોગમાં લાગ્યો. જે ગુણો અને કૃત્યોનો સંબંધ સારીરીતે તે મેળવી ન શક્યો, એવા પરસ્પર વિરોધી ગુણો અને કૃત્યોને તેણે એક તરફ કાઢી નાખ્યાં; અને જે ગુણો તથા કૃત્યોનો સંબંધ મેળવી શકાય એમ હતું, એવા ગુણો અને કૃત્યોને જૂદાં કાઢીને તેમને એક કરી નાખ્યાં. એવા નવીન સંયુક્ત કલ્પનામય દેવને તેણે 'દેવદેવ' વિશ્વમાંના સર્વ દેવોનો પણ દેવ (શ્રેષ્ઠ દૈવત)' એવું અત્યંત ઉચ્ચતા અને શ્રેષ્ઠતાદર્શક નામ-અભિધાન-આપ્યું.

પૂર્વ પ્રમાણે, દેવ, એટલે એક વિશિષ્ટશક્તિયુક્ત પ્રબલ પ્રાણી, એવા બલદર્શક દેવની કલ્પના હવે રહી નહિ. દેવની કલ્પનામાં, કેવળ બળ કરતાં બીજી કેટલીક મહત્ત્વની વાતો પણ અત્યાવશ્યક થઈ બેઠી. દેવ કહ્યો એટલે તેનામાં અલૌકિક શક્તિ સાથે સહેતુકતા અને સારાસારબુદ્ધિ પણ હોવી જ જોઇએ. તે, મનુષ્ય જાતિપર પ્રેમ કરનારો અને તેના હિત માટેની ઇચ્છા ધરાવનારો જ હોવો જોઇએ, એટલી વાતો દેવ વિશેની કલ્પનામાં સમાવિષ્ટ થઈ. પરંતુ મૂળ દેવવિષયક કલ્પનાનો કોઇ પણ રીતે નાશ થયો નહિ. તેમણે તેનામાં આવશ્યકતા અનુસાર અલૌકિક શક્તિ સાથે નીતિતત્ત્વો-સારાસાર બુદ્ધિ-નું મહત્ત્વ વધાર્યું; એટલી જ માત્ર વિશેષતા. એવી રીતે ઈશ્વિર એટલે વિશ્વનાં સર્વ પ્રાણીઓ કરતાં અગણિત ગણો વધારે સામર્થ્યવાન, અને તે જ પ્રમાણે, સર્વ કરતાં અત્યુચ્ચ ઉદાત્ત નીતિમત્તાવાન્ તથા સારાસાર વિવેકી સર્વશ્રેષ્ઠ પુરુષ, એવી કલ્પના અસ્તિત્વમાં આવી.

પરંતુ, એવી રીતે મૂળની કલ્પનામાં પરિવર્તન કરીને બનાવેલી નવીન કલ્પના વધારે અને વધારે જડ થતી જવાથી થોડા જ કાળમાં નિરુપયોગી થવા લાગી. કારણ કે, જેમ જેમ એ કલ્પના વ્યાપક થતી ગઈ, તેમ તેમ તેનું સ્પષ્ટીકરણ પણ વિસ્તૃત અને ક્લિષ્ટ થતું ગયું. એવી રીતે, દેવવિષયક કલ્પનાને સુલભ અને સયુક્તિક કરવાનો જે મૂળ ઉદ્દેશ હતો, તે તેટલા જ પ્રમાણમાં અસાધ્ય થવા લાગ્યો. ઈશ્વરના ગુણોની વૃદ્ધિનું પ્રમાણ ભૂમિતિશ્રેણિથી વધતું ગયું, એમ જો કહીએ, તો તત્કાળ એમ પણ આપણે કબૂલવું જ જોઇએ કે, તેની એકવાક્યતા અને યુક્તાયુક્તતા વિશે ઉદ્‌ભવતી અનેક શંકાઓનું પ્રમાણ પણ તેટલી જ સંખ્યામાં વધવા માંડયું. પૂર્વકાળના તે મર્યાદિત અને સંકુચિત સ્વભાવી દેવોનાં ગુણકૃત્યોની મીમાંસા કરવા કરતાં પણ, પાછળથી વધતા ગયેલા વ્યાપક ઈશ્વરનાં ગુણકૃત્યોનું પૃથક્કરણ કરવાનું અને તેમનામાં એકવાક્યતા સ્થાપિત કરવાનું કાર્ય કેટલું બધું ત્રાસદાયક, ગોટાળાવાળું અને અસાધ્ય થઈ પડયું, એની કલ્પના થવી પણ અશક્ય છે. કારણ કે, અત્યારે પણ, એ વ્યાપક ઈશ્વરની કલ્પના વિશેની અનેક વાર્તાઓ અદ્યાપિ અનિશ્ચિત અને સંશયિત જ રહેલી છે. ઉદાહરણાર્થ યદિ ઈશ્વર, આ વિશ્વનો સર્વશક્તિમાન્ અને સર્વથા કૃપાવત્સલ નિયંતા જ છે, તો જગતમાં આપણા જોવામાં આવતી અનેક પરસ્પર વિરોધક અને અત્યંત અનર્થકારક વસ્તુઓ તેણે પોતાના નિષ્કંટક રાજ્યમાં શામાટે રહેવા દીધી હશે વારુ? જગતમાં સુખ જવ સમાન અને દુઃખો પર્વત સમાન કેમ જોવામાં આવે છે? જગતમાં પુણ્ય કરતાં પાપોની પ્રબળતા જ વધારે પ્રમાણમાં કેમ દેખાય છે? એવી એવી અનેક શંકાઓ સાધારણ મનુષ્યના મનમાં પ્રસંગવિશેષે અનેકવાર આવીને ઊભી રહે છે. હવે મરજીમાં આવે, તો એની ચર્ચા ન કરતાં આંખ આડા કાન કરી જવામાં આવે, તો તે એક જૂદી વાત છે. તથાપિ, તેથી—એમ કરવાથી—જગત્ તો પાપમય અને ગ્લાનિકારક છે, એ વસ્તુસ્થિતિ કાંઈ બદલાઈ નથી જતી. એ, એક પ્રકારનો લંગડા મનુષ્યને સુંદર ઉપવનમાં રાખવા જેવો જ પ્રકાર છે. મનુષ્યના મનમાં અનેક ઉત્કટ વાસનાઓ હોય છે; અને તેના કરતાં પણ વધારે પ્રબળ, વિષયોપભોગ વિશેની કલ્પનાઓ તેના મનમાં પ્રવર્તતી હોય છે. પરંતુ તેમાંની કેટલીક કલ્પનાઓને બહાર અમલમાં આવવાનો માર્ગ જ મળતો નથી. કોઇએક મનુષ્યને પાણીમાં ડૂબી રહેવાની શિક્ષા આપીને તેના શિરોભાગે સુંદર અમૃતમય ફળોનો ઝુમખો ટાંગ્યો હોય, એટલે તેમાં તેની નિરુપાય ક્ષુધાને લીધે તીવ્ર અને ક્ષુબ્ધ વૃત્તિ થવાનો સંભવ છે, તેવી જ આ જગતમાં આપણી સ્થિતિ છે. આપણા

મનમાં કોઈ એક ઉદાત્ત વિચાર ઉદ્‌ભવે છે, અને તેથી આપણી ઇચ્છાશક્તિની પણ પરવા ન કરતાં આપણે તે પ્રમાણે કરવાને જેવા જરાક આગળ વધીએ છીએ કે, તત્કાળ જગતના બાહ્ય મોહપાશ તરફથી આપણને ધક્કો મળે છે. એટલે કે, કેવળ અમૃત ફળોની લાલસા મનમાંની મનમાં જ મરી જઇને આશા સફળ ન થવાથી તડફડીને મરી જવાનું જ આપણા સર્વના ભાગ્યમાં લખાયલું છે. મનમાં સહસ્રાવધિ કલ્પનાઓ આવે છે, પણ તે ઇંદ્રિયોથી ગ્રહણ કરી શકાય તેવી હોતી નથી. તે સૂક્ષ્મ અને અતીન્દ્રિય હોય છે. અર્થાત્ તે વ્યવહારમાં કેટલાક પ્રમાણમાં અમલમાં આવી શકશે, એનો જો વિચાર કરીએ, તો કોઈ કાળે પણ એની આશા કરવી જ ન જોઇએ, એ આપણા સમજવામાં આવી જાય છે.

પણ અહીં; જગતમાંનાં અનેક વિધ મોહવિષયક અસ્રોવડે આપણામાંના સહસ્રાવધિ જનોનો નિત્ય નાશ થતો હોય છે. તથાપિ, એમ છે, એટલામાટે જો હું મારા પોતામાંની વિચારશક્તિનો ત્યાગ કરવા માંડું કિંવા મનમાં ઉદાત્ત અને ઉન્નત કલ્પનાઓ લાવું જ નહિ, તો હું સર્વથા નીચ અને હીન અવસ્થામાં જઈ પડીશ અને પછી મારામાં અને બીજાં પશુઓમાં કશો પણ ભેદ રહેશે નહિ. એટલે કે, કોઈ પણ ઉપાયે ખરું સુખ મળે, એવી આશા દેખાતી નથી. સારાંશ કે, જે મનુષ્ય, જગતની જે છે તે જ સ્થિતિમાં કેવળ જૂદા જૂદા વિષયોના સેવનમાં લીન રહીને તેમાં જ સમાધાન માની બેસી રહે, તો તેના ભાગ્યમાં ખરા સુખની પ્રાપ્તિ લખાયલી જ નથી, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય આવે તેમ નથી જ. પરંતુ જે જન, જગતની કેવળ પશુતુલ્ય વિષયી વૃત્તિમાં જ સંતોષ ન માનતાં તેના કરતાં કાંઇક ઉન્નત અને અધિક સારમય સ્થિતિને પ્રાપ્ત કરવામાટે ધૈર્ય અને એકનિષ્ઠ મનોભાવથી યત્ન કર્યાં કરે છે, તેમને તો (જગતની દૃષ્ટિથી) એના કરતાં પણ હજારગણાં વધારે દુઃખો ભોગવવાં પડે છે, એ તો આપણા વ્યવહારમાંની નિત્યના અનુભવમાં આવનારી વાત છે. પણ એમ કેમ થાય છે? એ પ્રશ્નનો માત્ર નિર્ણય થઈ શકવો કઠિન છે. કારણ કે, એ ગૂઢતા જ કોઈ એવા પ્રકારની છે કે, તેનો નિર્ણય કરવામાં તમારા વ્યાવહારિક જ્ઞાનનો કિંવા લૌકિક તર્કશાસ્ત્રનો લેશમાત્ર પણ ઉપયોગ થઈ શકતો નથી. એ ગૂઢતાનો નિર્ણય કેવળ વેદાંતે જ કરેલો છે; અને તે જ અત્યારે હું આપને કહી સંભળાવવાનો છું. પણ પ્રથમ મારે એ કહી દેવું જોઇએ કે, વિવેચનના પ્રવાહમાં હું આપને જે જે વાતો કહેવાનો છું, તેમાંની કેટલીક વાતો તમને ચમત્કારિક અને અશક્ય પણ ભાસશે, માટે તેથી ગભરાઈ ન જતાં હું જે કાંઈ પણ કહું, તે સર્વ લક્ષપૂર્વક સાંભળી લઇને

તમારે તેનું ધ્યાનપૂર્વક મનન કરવાનું છે. એ પ્રમાણે કરવાથી મારી પેઠે તમારી પણ તેની સત્યતાવિશે ખાત્રી થઈ જશે અને તેના યોગે તમારી પણ ઉન્નતિ થશે. તેમ જ તમારા અંગમાં સત્ય સ્વરૂપના જ્ઞાનથી બ્રહ્માનંદમાં કાળ વીતાડવાની પાત્રતાનો આવિર્ભાવ થશે.

મેં પ્રથમ જ કહેલું છે કે, આપણું આ જગત તે, મોહમયી યમપુરી જ છે. વિશ્વ શી વસ્તુ છે, એ પૂર્ણતાથી કોઈ કાળે પણ આપણા જાણવામાં આવી શકે તેમ નથી જ; તથાપિ તેના સંબંધનું કશું પણ જ્ઞાન આપણને પ્રાપ્ત થયું નથી, પણ કહી શકાય તેમ નથી જ. તે સર્વ કેવળ કલ્પનામય સિદ્ધાન્તરૂપી છે, કિંવા કોઈ તાર્કિક અનુમાનના આધારે ચણેલી ઇમારત છે,—અનુમાનથી ઉત્પન્ન કરેલી ઉપપત્તિ છે—એમ પણ નથી. કિંતુ, તેમાં વસ્તુસ્થિતિનો જ અનુવાદ કરેલો છે. આસપાસ વિસ્તરેલા જગતનું જે એક ચક્ર મારા જોવામાં આવે છે, તે વ્યાવહારિક દૃષ્ટિથી મને પ્રત્યક્ષ દેખાય છે. પણ જો તાત્ત્વિક દૃષ્ટિથી વિચાર કરવા માંડીએ, તો, ખરેખર જ તે અસ્તિત્વમાં છે કિંવા તેનું મને વાસ્તવિક જ્ઞાન થયેલું છે, એમ નિશ્ચયપૂર્વક મારાથી કહી શકાતું નથી. કદાચિત્ મને જે આ આસપાસ કાંઈ પણ દેખાય છે, એમ ભાસે છે, તે સર્વ મારા ભ્રમનો જ તમાશો હશે, કિંવા આખો વખત હું એક પ્રકારના સ્વપ્નમાં જ લીન થયેલો હોઈશ, એવો વિચાર પણ કોઈ કોઈવાર મારા મનમાં આવી જાય છે. હું આપ સમક્ષ બોલું છું અને આપ મારું ભાષણ—વ્યાખ્યાન—સાંભળો છો, એવો મને સ્વપ્ન સમાન જ ભાસ થતો હશે, એમ મારા મનમાં આવે છે. પણ એ સર્વથા અસત્ય છે, એમ કોઈ સિદ્ધ કરી બતાવી શકતું નથી જ. વધારે તો શું, કોણ જાણે, મારું મસ્તિષ્ક જ કેવળ સ્વપ્નમય અને ભાસરૂપ નહિ હોય, એની શી ખાત્રી? કારણ કે, પોતામાં મસ્તિષ્ક—મગજ—હોવાનો પ્રત્યેકને ભાસ થાય છે જ, એમ છતાં પણ તે શું છે, એ કાંઈ કોઈએ તેની પ્રત્યક્ષ સ્થિતિમાં જોયેલું હોતું નથી. માત્ર તેવો કોઈ પદાર્થ આપણામાંના પ્રત્યેકના મસ્તિષ્કમાં રહેલો હોય છે, એમ માની લઈને જ આપણે વર્ત્યા કરીએ છીએ.

એ જ નિયમ આ બાહ્ય ભાસાત્મક જગતમાંની પ્રત્યેક વસ્તુના સંબંધમાં સત્ય છે. મારું શરીર છે, એમ હું કહું છું. પણ તે શા આધારે ? તે છે, એમ હું એક પ્રકારે (પોતાની ભાસમય સંવેદનાથી) માની લઈને ચાલું છું, એટલા માટે. તો પણ તે શરીર વસ્તુતઃ અસ્તિત્વમાં નથી જ, એમ પણ મારાથી ખાત્રીપૂર્વક કહી નથી શકાતું. એ જે કાંઈ પણ જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેની લટકતી ત્રિશંકુ સમાન સ્થિતિ છે,

સત્યાસત્યની મિશ્રણાત્મક અવસ્થા છે અને મનની ગૂઢાત્મક મૂંઝાઈ ગયેલી સંશયશીલવૃત્તિ છે, તેનો આરંભ ક્યાંથી થયો અને તેનું પર્યવસાન શામાં થવાનું છે, એ આપણા જાણવામાં આવી શકતું નથી. સારાંશ કે, આપણામાંનો પ્રત્યેક જન, સમસ્ત આયુષ્ય પર્યન્ત, એક પ્રકારની આન્દોલિત, અર્ધનિદ્રિત અને અર્ધ જાગૃત સ્થિતિમાં જ પોતાનો કાળ વીતાડતો હોય છે. પણ એ સઘળાનો ભાવાર્થ શો ? એનો ભાવાર્થ એટલો જ કે, ઉપર્યુક્ત ગૂઢાત્મક અને સંશયપ્લુત સ્થિતિનો નિર્ણય કરવામાં, તમારું ઇન્દ્રિયજ્ઞાન, જેના વિશે તમે આટલી બધી શેખી બતાવો છો, તે તમારું સંકુચિત બુદ્ધિ વિષયક તત્ત્વજ્ઞાન, કિંબહુના મનુષ્યનું સમસ્ત આધિભૌતિક જ્ઞાન; ગમે તેટલું વૃદ્ધિગત થતું જાય, તોપણ કદાપિ સમર્થ થનાર નથી જ. એ જે કાંઈ પણ ગૂઢાત્મક ચમત્કાર દેખાય છે, તેનું જ નામ છે ' માયા. '

ઉપર્યુક્ત ચમત્કારોમાંના ભિન્ન ભિન્ન પદાર્થોને, તમે જડ દ્રવ્ય, ચૈતન્ય, મન, અને અંતઃકરણ ઇત્યાદિ જે કે અનેક સંજ્ઞાઓ અને અનેક નામો આપો, અને તેના સંબંધમાં ગમે તેટલા બુદ્ધિવિષયક તર્કો લડાવ્યા કરો, તોપણ તેથી મૂળ સંશયાત્મક સ્થિતિનો નિર્ણય નથી થતો, તે તો નથી જ થતો. જેને તમે જૂદાં જૂદાં નામો આપો છો, તે પદાર્થ ખરેખર જ અસ્તિત્વમાં છે કિંવા નથી, તે સર્વ મળીને એક જ ઉત્તર છે કિંવા પૃથક્ પૃથક્ અને સ્વતંત્ર છે, એમાંના એક પ્રશ્નનું તમારાથી નિશ્ચયપૂર્વક ઉત્તર આપી શકાતું નથી. આ પ્રકાશ અને અંધકાર ( જ્ઞાન અને અજ્ઞાન ) ઉભયમાં સતત ચાલી રહેલો ઝટાપટીનો ખેલ, આ મનુષ્યના મનની દુર્બળતા દર્શાવનારી અને અનેક સંશયોથી વ્યાકુલ થઈને મૃતવત્ થઈ જનારી ચિત્તવૃત્તિ, ઓછા કે વધારે પ્રમાણમાં નિત્ય ચાલૂ હોય છે જ, એમાં તો શંકા નથી જ. એટલે કે, તે સ્થિતિ એક પ્રકારે (વ્યવહારમાં દેખાતી હોવાથી ) વાસ્તવિક વસ્તુ છે, અને એક પ્રકારે ( તેનું યથાર્થ જ્ઞાન થતું ન હોવાથી) વાસ્તવિક વસ્તુ નથી પણ ખરી. એક રીતે સ્પષ્ટ દષ્ટિગોચર થનારી છે; અને એક પ્રકારે લુપ્ત તથા ગૂઢસ્વરૂપિણી પણ છે.

એ જે વસ્તુસ્થિતિનું ઉચ્ચારણ છે, તેને જ 'માયા'નું નામ આપવામાં આવેલું છે. એ માયાએ આપણને ચારે તરફથી ઘેરી લીધા છે. આપણો જન્મ, એ માયાના પ્રભાવતળે જ થાય છે; આપણું સર્વ જીવિત, આપણા વિચારો, આપણી ચારે (જાગૃત, સુષુપ્તિ, સ્વપ્ન અને તુર્યા) અવસ્થાઓ એ માયાના જ સામર્થ્યથી ચાલતી રહીને અંતે તેમાં જ લય પામે છે. આપણે તત્ત્વવેત્તા બનીએ છીએ, કિંવા આધ્યાત્મિક વૃત્તિપ્રવૃત્તિવાળીએ છીએ, વધારે તો શું, પણ આપણે સાધુવૃત્તિ ધારીને અતિદેવ પણ બની જઇએ

છીએ, કિંવા પિશાચવૃત્તિ ધારણ કરીયે છીએ, પણ તે સર્વ એ માયાના જ પ્રદેશમાં. તમે પોતાની કલ્પનાઓ ગમે તેટલી વધારો અને તેમને ગમે તેટલી ઉન્નત સ્થિતિપર લઈ જાઓ—તે અત્યુચ્ચ સ્થિતિને આનંત્ય કે આદ્યતત્ત્વ ગમે તે નામ આપો, પરંતુ તે તમારી કલ્પના અને તે ઉચ્ચતમ સ્થિતિ બન્ને માયાના પ્રદેશ બહારની તો નથી જ. કારણ કે, એનાવિના સર્વવ્યાપક બીજી કલ્પના જ નથી. સર્વ કલ્પનાઓનો એના જ ઉદરમાં સમાવેશ થઈ જાય છે; અને માનવી જ્ઞાન પણ બીજું કાંઈ જ નહિ, પણ એ માયાના સત્ય સ્વરૂપને જાણવામાટે કરેલા શોધોમાંથી જે કાંઈ સર્વ સામાન્ય નિયમો મનુષ્યને મળી આવ્યા, તે સર્વનો એકત્ર કરેલો સમૂહ માત્ર છે. એટલે કે, મનુષ્યને, નિરીક્ષણ કરવાથી અને તારતમ્યતુલનાથી જે કાંઈ પણ સાદૃશ્ય અથવા વૈચિત્ર્ય મળી આવ્યું, તેનું તેણે વર્ગીકરણ કર્યું અને તેમાંના પ્રત્યેકને પૃથક્ પૃથક્ નામ આપીને તેમની પરસ્પરની ભિન્નતાને વ્યક્ત કરવામાટે તેમનાં સ્વરૂપોનું ભિન્ન ભિન્ન વર્ણન કર્યું. એટલે કે, માનવી જ્ઞાન, તે **નામ** અને **રૂપ**, એ બે તત્ત્વોના યોગે બનેલું છે; અને જે કાંઈ પણ નામ રૂપાત્મક છે, અથવા તો જેનાવિશે તમારા મનમાં કલ્પના આવી શકે છે, તે સર્વ વસ્તુની ગણના 'માયા' શબ્દમાં જ થઈ જાય છે. એટલે કે, 'દિક્ કાળ અને કાર્ય કારણ ભાવથી નિર્મિત થયેલા પ્રત્યેક પદાર્થો માયાના સ્વરૂપમાં જ આવી જાય છે.' એવી જે જર્મનીના તત્ત્વજ્ઞોએ માયાની વ્યાખ્યા કરેલી છે, તે અમારા વેદાન્તની કલ્પના સાથે પૂરેપૂરી મળતી આવે છે. અસ્તુ.

હવે, આપણે ઈશ્વરવિષયક કલ્પનાના ઇતિહાસને જ્યાંસુધી લાવી મૂકયો છે, ત્યાંથી, તેનું પછી શું થયું, એ વિશેનો વિચાર આગળ ચલાવીશું. મેં આપને પૂર્વે કહ્યું જ છે કે, કેટલાક કાળપછી, જૂદા જૂદા દેવોના જૂદા જૂદા ઉપાસક વર્ગોમાં પરસ્પર થોડોક પ્રેમાંકુર ઉત્પન્ન થયો હતો. અર્થાત્ એવી સ્થિતિમાં, જે પુરુષ સર્વશ્રેષ્ઠ હોઇને સર્વથા નિરપેક્ષતાથી જગજ્જનોમાં પ્રીતિ રાખનારો છે, (અર્થાત્ **પ્રીતિ** શબ્દનો અહીં આપણા વ્યવહારમાંનો જ અર્થ લેવાનો), એવી ઈશ્વરવિષયક ઉદાત્ત કલ્પના મનુષ્યના મનમાં એટલામાં જ ઉદ્ભવે, એ શક્ય નહોતું. કારણ કે, એવા પ્રકારની સર્વવ્યાપક અને ઉદાત્ત કલ્પના મનમાં આવવામાટે મનુષ્યનું મન વિશેષ પ્રગલ્ભ અને સુસંસ્કૃત થયેલું હોવું જોઇએ છે, ને એક પ્રકારની દિવ્ય અને ઉજ્જ્વલ કવિપ્રતિભા (કલ્પનાશક્તિ) નો તેનામાં વાસ હોવો જોઇએ છે. તે જ પ્રમાણે, એવી ઈશ્વરના મૂર્તત્વની કલ્પના વિરુદ્ધ આક્ષેપ કરવામાં પણ કવિના સૂક્ષ્મ મનનું ધૈર્ય અંગમાં હોવું જોઇએ. માત્ર કવિ જ એમ પૂછી શકશે કે, "તમારો તે ન્યાયી અને સર્વદયાળુ ઈશ્વર છે કયાં?

પોતાનાં અનેક બાળકો અને સૃષ્ટિમાંનાં કોટ્યવધિ પ્રાણીઓને પ્રતિક્ષણે મૃત્યુ પામતાં તેનાથી કેમ કરીને જોઈ શકાય છે?" કારણ કે, પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે બીજા કોઇના જીવના નાશના કારણીભૂત થવાવિના કોઈ પણ જીવતો મનુષ્ય એક ક્ષણમાત્ર પણ જીવતો રહી શકે, એ સર્વથા અશક્ય જ છે. તમે જીવતા છો, એનો અર્થ, તમારા જીવનમાટે પ્રતિક્ષણે કેટલાક ન્હાના મોટા જીવોનો સંહાર થતો જ જાય છે, એટલો જ સમજવાનો છે. તમારો પ્રત્યેક શ્વાસ, તમારા અન્નનો પ્રત્યેક માસ–સારાંશ કે, તમારા જીવિતનો પ્રત્યેક ક્ષણ, તે સહસ્રાવધિ મૂક અને દુર્બળ પ્રાણીઓનું મરણ છે, એ કોઇવાર પણ તમારા ધ્યાનમાં આવે છે ખરું કે? અને કદાચિત્ ધ્યાનમાં આવે, તોપણ 'આહ્, તે તો ક્ષુદ્ર કોટિમાંના પ્રાણીઓ છે, એટલે તેમનું જીવવું શું ને મરવું શું?' એવા પરંપરાગત સ્વાર્થપૂર્ણ યુક્તિવાદથી મનનું સમાધાન કરીને ઉપર્યુક્ત પ્રશ્નનો નિર્ણય કરી નાખો છો. પણ, તે જો કે તેવાં–નીચ પ્રકારનાં અને ક્ષુદ્ર કોટિમાંનાં–છે, એમ પણ ક્ષણવાર માનીએ, તોપણ તેથી તમારામાટે તેમણે આનંદથી પોતાના પ્રાણોનું બળિદાન આપવું જ જોઇએ, એ તર્કશાસ્ત્ર તમે કયાંથી લાવ્યા? કૃપા કરીને એ વાત તો રહેવા જ દો. પ્રથમ તો, તે જીવો તેવા ક્ષુદ્ર કોટિમાંના છે, એમ માની શકાય એમ છે કે નહિ, એ જ એક પ્રશ્ન છે. પણ એનું કારણ કોણ કહી શકે? કદાચિત્ કીડી મનુષ્ય કરતાં શ્રેષ્ઠ કેમ ન હોય વારુ? છે કિંવા નથી, એમાંની એક વાતને પણ કોઈ મનુષ્ય નિર્વિવાદ સિદ્ધ કરી શકે એમ છે ખરું કે? વિરુદ્ધપક્ષે, નીચ કોટિનાં પ્રાણીઓનાં જ ઉપજત બુદ્ધિનાં કૃત્યો જોઇને મનુષ્યોની કળાઓનો ઉદય થયો, એવો કેટલાક સૃષ્ટિ શાસ્ત્રજ્ઞોનો જે અભિપ્રાય છે, તે તો તમારા જાણવામાં હશે જ; પણ એને પણ જો એક બાજૂએ મૂકી દઇએ, તોપણ ઉભયના ઉચ્ચનીચભાવને સિદ્ધ કરી શકે, એવું એક પણ નિર્વિવાદ કારણ આપણને કયાં મળે છે? મનુષ્યને ઘર કિંવા યંત્રો બનાવવાની કળા અવગત છે, માટે તે કીડી કરતાં શ્રેષ્ઠ છે, એમ જો કહેવોમાં આવે; તો, એ જ કોટિ, કીડીને ઘર કિંવા યંત્રો બનાવવાની કળા નથી આવડતી, એટલામાટે જ તે મનુષ્ય કરતાં વધારે ઉત્તમ છે, એમ કહીને પાછી મનુષ્ય પ્રાણીપર ઉલટાવી શકાય તેમ છે. કારણ કે, એ ઉભયમાંનું અમુક એક જ કારણ, મનુષ્યના કિંવા કીડીના શ્રેષ્ઠત્વને સ્થાપિત કરવામાં અધિક સયુક્તિક છે, એમ પ્રમાણસિદ્ધ બતાવી આપવાનું કાર્ય સર્વથૈવ અશકય અશકય અને અશકય જ છે.

પણ આપણે પાછો પ્રથમ પ્રશ્ન જ લઇએ. જો કે બીજાં પ્રાણીઓ મનુષ્યો કરતાં નીચી પદવીનાં અને દુર્બળ છે, એમ પણ માનીએ, તોપણ તેમણે મનુષ્યોના

લાભમાટે પોતાના જીવનું બલિદાન શામાટે આપવું જોઇએ વારુ? ઉલટા તેઓ કનિષ્ઠ પ્રકારનાં અને પોતાનું રક્ષણ કરવામાં સર્વથા અસમર્થ અને અશક્ત હોવાથી તેમને મનુષ્યો કરતાં અધિક કાળ પર્યંત જગતમાં જીવવા દેવાં, એ જ વધારે યોગ્ય છે. એનું કારણ સ્પષ્ટ જ છે. તેમનું સર્વ સુખદુઃખ કેવળ ઇંદ્રિયજન્ય જ હોવાથી અને તેઓ કેવળ આ બાહ્ય જડાત્મક સૃષ્ટિમાં જ ગોંધાયલાં હોવાથી મને તમને ભાસે છે, તેના કરતાં તેમને આ જગતમાં મનસ્વી જ અધિક સુખ ભાસતું હશે, એમાં લેશ માત્ર પણ સંશય જેવું નથી. તે તેમના સુખનું અકાળે હરણ કરી લેવાનો મનુષ્યને શો અધિકાર છે? ઉદાહરણાર્થ, કોળાં કે કૂતરાના મુખ આગળ કાંઈ પણ પદાર્થ લાવીને મૂકવામાં આવે, તો તે જેટલી ભક્તિથી અને જેટલા ભાવથી તે પદાર્થનું ભક્ષણ કરે છે, તેટલા સ્વાદથી આપણામાંનો કોઈ પણ ગમે તેવું સારું ભોજન છતાં પણ ભક્ષતો નથી. કારણ કે, આપણી પ્રવૃત્તિ, કેવળ ખાદ્યપદાર્થ દૃષ્ટિગોચર થયો કે તેને ખાવા જ માંડવો, એવી ઇંદ્રિયમગ્ન નથી, કિંતુ તેમાં યુક્તાયુક્તતા, પસંદગી ને ચંટણી ઇત્યાદિ માનસિક અને બુદ્ધિવિષયક કલ્પનાઓ રહેલી છે અને તેવડે તે નિયંત્રિત થયેલી છે. પરંતુ, શ્વાનમાં એવા પ્રકારની ભેદભાવના ન હોવાથી તેનો આત્મા અને મન ઇત્યાદિ સર્વ નિજ ઇંદ્રિયો અને તેમના જૂદા જૂદા વિષયોમાં જ ગુંથાઈ ગયેલાં હોય છે. તેથી, આપણાથી જેની કલ્પના પણ કરી શકાય એમ નથી–અર્થાત્ આપણને જેની સ્મૃતિ પણ ન હોય, તેવી કોઈ (આપણને ક્ષુદ્ર અને હીન ભાસતી) વસ્તુથી પણ તે તો અત્યંત હર્ષિત અને ઉલ્લસિત થઈ જાય છે. તે જ પ્રમાણે, તેમનાં દુઃખો પણ તેટલા જ પ્રમાણમાં તાત્કાલિક અને તીવ્ર હોય છે.

સારાંશ કે, જેટલા પ્રમાણમાં બાહ્ય જડાત્મક સૃષ્ટિમાં અને ઇન્દ્રિયોમાં આસક્તિ વધારે હોય છે, તેટલા જ પ્રમાણમાં, કોઈ પ્રિય અને અનુકૂલ વિષયની પ્રાપ્તિ થતાં તેથી થનારુ સુખ; અથવા અપ્રિય અને પ્રતિકૂલ વિષયો એકાએક આવી મળવાથી થનારા દુઃખનું પ્રમાણ પણ અધિક તાત્કાલિક, અનિવાર્ય અને તીવ્ર જ હોય છે. ત્યારે, એ રીતે જોતાં, મનુષ્ય પ્રાણી કરતાં, નીચા વર્ગના પ્રાણીઓની આ આધિભૌતિક જડ વિશ્વમાં જ્યારે વિશેષ આસક્તિ છે, ત્યારે મનુષ્ય કરતાં તેમનાં દુઃખો પણ સોગણાં વધારે તીવ્ર વેદનાકારક હોવાં જોઇએ, એ સ્પષ્ટ જ છે. અર્થાત્ મનુષ્યને મરણ સમયે થતુ દુઃખ અને ક્લેશ, તે નીચા વર્ગના પ્રાણીઓને થનારી તીવ્ર મૃત્યુવેદનાના પ્રમાણમાં કાંઈ પણ નથી. વસ્તુસ્થિતિ એવી હોવા છતાં પણ તેમની વેદના અને યાતનાઓને લેશ માત્ર પણ લક્ષમાં ન લેતાં આપણે તેમનો સંહાર કરીએ છીએ. એ માયા છે;

એવી સ્થિતિમાં સર્વનો નિર્માણકર્ત્તા અને સર્વમાં સમાન પ્રેમ રાખનાર સર્વશ્રેષ્ઠ પુરુષ, એવી જો આપણે ઈશ્વરની સાકાર કલ્પના કરીએ, તો નઠારામાંથી પણ કોઈ કોઈવાર સારાની નિષ્પત્તિ થાય છે, ઇત્યાદિ જે એકપક્ષીય, સ્વાર્થસાધક અને અંધ પક્ષપાતદર્શક ઉપપત્તિ રૂઢ થયેલી છે, અને જે ઉપર્યુક્ત ગૂઢતાનું સ્પષ્ટીકરણ કરવાનો ડોળ બતાવે છે, તે અહીં લેશ માત્ર પણ લાગૂ પડી શકે તેમ નથી. કારણ કે, હજારો સારી વાતો થવા દ્યો; તેમાં અમારી ના નથી. પણ તે જો સારી જ વાતો હોય, તો તેમનો ઉદ્‌ભવ નઠારી વાતોમાંથી શામાટે થવો જોઇએ? એવો સાહજિક આક્ષેપ કરી શકાય છે. આપણને જે કાંઈ પણ સારું લાગે છે, તેની સિદ્ધિમાટે જો કાંઈ પણ નઠારું કરીએ તો તે ચાલી શકે એમ છે, એ તત્ત્વને જો માન્ય કરીએ, તો તો પછી પંચેન્દ્રિયની તૃપ્તિ કરવાની ઇચ્છાથી સહસ્રાવધિ નિરપરાધી મનુષ્યોનાં માથાં માત્ર ખુશીની ખાતર ઉડાવી નાખનારા રુધિરપ્રિય રાક્ષસી મનુષ્યોને આપણે સાધુ જ સમજવા પડશે. કેવળ કોઈ કોઈવાર નઠારામાંથી સારું પરિણામ થાય છે, એ નઠારું કરવાની છૂટ હોવી જોઇએ, કિંવા નઠારાને અસ્તિત્વમાં રહેવા દેવું જોઇએ, એનું સયુક્તિક કારણ નથી. ત્યારે અધમતામાંથી જ ઉત્તમતાની ઉત્પત્તિ શામાટે થવી જોઇએ? એ આપણો જે મૂળ પ્રશ્ન છે, તે તો નિરુત્તર જ રહ્યો. પરંતુ એ પ્રશ્નનું સમર્પક ઉત્તર કોઈ કાળે પણ મળવાનું નથી. આ વાત આર્યાવર્ત્તના પ્રાચીન તત્ત્વજ્ઞોને પણ અંતે માન્ય–કબૂલ–કરવી પડી છે.

તથાપિ, ઉપર્યુક્ત ગૂઢનું મહાવ્યાપક રીતિથી અને વિશેષ દક્ષતાથી સ્પષ્ટીકરણ કરનારી ભારતવર્ષના પ્રાચીન અને અર્વાચીન તત્ત્વજ્ઞોની અનેક પદ્ધતિઓમાં માત્ર એક વેદાન્તપદ્ધતિ જ સર્વથા શ્રેષ્ઠ અને સમર્થ છે. જ્યાં સુધી મનુષ્યની વિચારશક્તિની અને કલ્પનાશક્તિની દોડ થવી શક્ય છે, ત્યાંસુધી વેદાંતે આધ્યાત્મિક સંશોધનની મંજલ મારી છે; એ કાર્યમાં તેને, બીજી પદ્ધતિઓ કરતાં એક સાધન વધારે અનુકૂલ હતું, ને તે એ કે, તેના છત્રતળે, સત્યાન્વેષણનો પ્રયત્ન કરનારા અને તેને સ્પષ્ટતાથી બોલી બતાવવાનું ધૈર્ય દેખાડનારાઓને ત્યાંને ત્યાં જ શાસન કરીને દાબી દેનારા સરજોર અને એકલપેટા ઉપાધ્યાય વર્ગ ( Priesthood, Body of Priests ) નું તે વેળાએ પ્રાબલ્ય ન હોતું. તે સમયે ધર્મવિશેના પોતાના શ્રદ્ધાયુક્તમતનો વિચાર, ઉચ્ચાર અને આચાર કરવાની સર્વને પૂર્ણ સ્વતંત્રતા હતી. સર્વ કાળમાં અને સર્વ સ્થિતિમાં મનુષ્યને માત્ર જે સમાજનું જ બંધન ભાસતું હોય છે, તે સમાજ પણ તે વેળાએ ઘણેક અંશે સ્વતંત્ર અને સર્વને સુલભ થઈ પડે, તેવાં બંધનો જ ધરાવનારો

હતો. ઉપરાંત, ભારતવર્ષના ઇતિહાસના સંબંધમાં જે એક બહુ જ મહત્ત્વની અને ધ્યાનમાં રાખવા જેવી બાબત છે, તે એ છે કે, બહુધા સર્વ કાળમાં, સામાજિક વિષયોના સંબંધમાં જો કે સમાજના લોકોને સંપૂર્ણ સ્વાતંત્ર્ય કોઈ કાળે પણ મળેલું નથી, તોપણ ધાર્મિક વિષયોના સંબંધમાં તો પ્રત્યેક વ્યક્તિને પોતપોતાના વિચારોને વ્યક્ત કરી બતાવવાની અને તે પ્રમાણે વર્તન કરવામાટેની પ્રથમથી તે અત્યાર સૂધી પૂર્ણ સ્વતંત્રતા મળતી આવેલી છે. પરંતુ યૂરોપીય દેશોમાં તો એથી સર્વથા વિરુદ્ધ પ્રકાર જ જોવામાં આવે છે. વિલાયતમાં, કોઈ મનુષ્ય ગમે તેવો પોશાક પહેરે અથવા ગમે તે ખાય પીએ, તો તે માટે તેના સમાજબંધુઓ તેની પાસેથી કશો પણ જવાબ માગતા નથી; પણ જો નિયમિત વેળાએ તે આર્થના મંદિરમાં જવાનું ભૂલી જાય, તો 'નાની દાદી રૂઢિબાઈ' તે બિચારાપર ડોળા ઘુરકવા લાગેલી જ તમારે સમજી લેવી. તમારા દેશમાં આપણે ધાર્મિક વિષયમાં અમુક એક મતનો ઉચ્ચાર કરીશું, તો લોકો આપણને શું કહેશે, એની નિરંતર ચિન્તા રાખીને તે ધોરણે જ કોઈ પોતાના મનને સત્ય લાગતા તત્ત્વનું ચિંતન અને અવલંબન કરી શકે છે. પણ હિંદુસ્તાનમાં એથી ઉલટો પ્રકાર છે. ત્યાં કોઈ પણ મનુષ્ય જો પોતાથી વિભિન્ન જાતિના–ઉતરતી જાતિના–મનુષ્યને ત્યાં જમ્યો, કે તત્કાળ સમાજ પોતાનું ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને તેનાપર તૂટી પડે છે અને બહિષ્કાર આદિ પ્રબળ અસ્ત્રનો ઉપયોગ કરીને સમાજમાં ને સમાજમાં જ તેને નામશેષ કરી નાખે છે. તેણે પરંપરાથી ચાલતા આવેલા પોશાકની પદ્ધતિમાં થોડોઘણો ફેરફાર કર્યો કે થઈ ચૂક્યુ, સમાજની તેનાપર ડોળાઘુરકી થયેલી જ સમજી લેવી. એટલું જ નહિ, પણ કેવળ પહેલાં પ્રથમ શરુ થયેલી રેલગાડીને જોવામાટે એક ગામડિયો ગૃહસ્થ થોડાક માઇલના અંતરે આવેલા એક બીજા ગામમાં ગયો હતો, તે અપરાધમાટે તેના ગામવાળાઓએ તેને ન્યાતબહાર મૂકવાનું સુદ્ધાં પણ મારા સાંભળવામાં આવી ચૂક્યું છે. પણ એ વાત ખરી હશે કે નહિ, એ ખાત્રીપૂર્વક કહી શકાય તેમ નથી. અસ્તુ.

પણ ધાર્મિક વિષયના સંબંધમાં તે જ હિન્દુસમાજની સહિષ્ણુતા કેટલીબધી વિલક્ષણ અને કૌતુક ઉપજાવનારી છે, તે જુઓ. અમારા દેશમાં બૌદ્ધ, ચાર્વાકના અનુયાયી અને નાસ્તિક ઇત્યાદિ અનેક અને પ્રત્યેક પ્રકારના, સાધારણ જનસમૂહને અપ્રિય અને ભયંકર ભાસનારા ધર્મપંથો ઉત્પન્ન થયેલા છે, અને તેમને શિષ્યોના સમૂહો પણ મળતા ગયા છે. એટલું જ નહિ, પણ સાક્ષાત્ બ્રાહ્મણો–આચાર્યવર્ગ સુદ્ધાંએ પણ એવા ભિન્ન ધર્મીય અને નાસ્તિકવાદી ઉપદેશકોને અલૌકિક અને પ્રશંસનીય મનોદાર્યથી પોતાનાં દેવાલયોના પગથિયાંપર ઊભા રહેવા દઇને પોતાના દેવોની તેમણે

કરેલી નિર્ભર્ત્સના પણ શાંતિથી સાંભળી લેવાનાં અનેક ઉદાહરણો આપણને પ્રાચીન કાળના ધાર્મિક ઇતિહાસમાંથી મળી આવે છે. પણ વિલાયતમાં ધાર્મિક વિષયમાં પરમત વિષે એટલી બધી સહિષ્ણુતા મળી શકતી નથી. એક પ્રસિદ્ધ અમેરિકન શાસ્ત્રીય-શોધક મારા સારા સ્નેહી હતા. તેમને બુદ્ધનું ચરિત્ર બહુ જ ગમતું હતું. બુદ્ધ, સારી વૃદ્ધાવસ્થા ભોગવીને નૈસર્ગિક નિયમ પ્રમાણે યોગ્યકાળે સમાધિસ્થ થયો. એવો તેના ચરિત્રમાં ઉલ્લેખ છે. પણ મારા એ અમેરિકન સ્નેહીને તેનો એ નૈસર્ગિક રીતિથી થયેલો અંત માત્ર જરાય ગમતો નહોતો. કારણ કે, ક્રાઇસ્ટ્ પ્રમાણે જો પોતાના ધર્મમાટે લાકડાના થાંભલાપર ખીલાથી ઠોકાઇને લોહી લૂહાણ થઈ ગયા પછી તેનું મરણ થયું હોત, તો તે તેના માટે વધારે ગૌરવાસ્પદ હતું; એવો મારા તે અમેરિકન મિત્રનો નમ્ર અભિપ્રાય હતો. મનુષ્યનું ખરું ગૌરવ થવામાં અને તેને ખરું સાધુત્વ પ્રાપ્ત થવામાં કષ્ટની ખાસ આવશ્યકતા છે, એટલે કે, એવા મહા પુરુષનું યાતનાત્મક મરણ જ થવું જોઇએ. એ કલ્પના કેટલીબધી ચમત્કારિક અને અયથાર્થ છે, એ કોઈ પણ ઉત્કટ ધર્મશ્રદ્ધાથી અંધ ન થયેલા સમદૃષ્ટિ મનુષ્ય સહજમાં જ સમજી શકે એમ છે. પણ એવા પ્રકારની ઉગ્ર અને આકુંચિત ધર્મકલ્પનાઓ હિંદુસ્તાનમાં કોઈ કાળમાં પણ વધારે પ્રચલિત થયેલી આપણને મળી આવશે નહિ. બુદ્ધ પોતે કેટલા વર્ષો પર્યન્ત આસ્તિક અને ભાવિક લોકોના સમાજમાં પ્રત્યક્ષ તેમના દેવોની તેમના પૂજ્ય–સકળ વિશ્વના નિયંતા ઇશ્વરની–નિર્ભર્ત્સના કરતો અને તેમની સર્વ કલ્પનાઓ શુષ્ક અને નિરર્થક હોવાનું પ્રતિપાદન કરતો હતો, અને તેમની સાથે જ વસતો હતો. (બૌદ્ધપંથ નિરીશ્વરવાદી છે, એ તો આપ સર્વના જાણવામાં હશે જ). તોપણ તેનું ક્ષુબ્ધ થયેલા અને નિજ મતના વૃથાભિમાની જનસમૂહના હસ્તે છળાત્મક અને અકસ્માત્ મરણ ન થતાં, પોતાની અવસ્થાના પંચાસીમા વર્ષમાં શાંતિથી માનવી જીવિતના ક્રમ અનુસાર જ યોગ્ય કાળે તેનું દેહાવસાન થયું. તેની પોતાની હયાતીમાં દેશનો અર્ધથી પણ વધારે ભાગ બૌદ્ધધર્માનુયાયી થઈ ગયેલો તે જોઈ શક્યો. એ દૃષ્ટાંતથી, તે સમયમાં પણ ધર્મના વિષયમાં હિન્દુસમાજમાં, જગતમાં બીજે ક્યાંય પણ ન મળી શકે એવી, કેટલી બધી સહિષ્ણુતા વર્તતી હતી, એનું આપ સારી રીતે અનુમાન કરી શકશો.

આર્યાવર્તમાં બુદ્ધ પછી એક ચાર્વાક નામનો ધર્મપ્રચારક થયો હતો. એણે તો સર્વથા અશ્લીલ અને નીચ પ્રકારના જડવાદનો જ પ્રચાર કર્યો; અને હાલના વખતમાં જે વાતોનો કોઈ ગુપ્તરીતે પણ ઉપદેશ કરવાનું સાહસ ન કરી શકે,–એવી કેટલીક

ભયંકર અને ગ્લાનિકારક વાતોનો તે પ્રસિદ્ધ ઉપદેશ આપતો હતો. તોપણ તેના અનુયાયી જનોને પ્રત્યેક ગ્રામ કે નગરનાં દેવાલયોમાં સાર્વજનિક ઉપદેશ આપવાની પૂર્ણ સ્વતંત્રતા હતી; અને ત્યાં એ લોકો આનંદપૂર્વક અને પ્રસિદ્ધ રીતે 'ધર્મ અસત્ય છે, તે ભિક્ષુક વર્ગે સ્થાપિત કરેલો એક પ્રકારનો પાખંડ છે. વેદોમાં મૂર્ખતાવિના બીજું કશું પણ નથી; તે કાવત્રાંખોર અને રાક્ષસી લુચ્ચાઓએ લખેલા ગ્રંથ છે; અને જગતમાં પરમેશ્વર કે અમર આત્મા જેવું કાંઈ છે જ નહિ. કારણ કે, જો ખરેખર જ કોઈ અમર આત્મા હોય, તો દેહાવસાન થઇ ગયા પછી પણ સ્ત્રી પુત્ર આદિના પ્રેમથી આકર્ષાઇને તે પાછો કેમ આવતો નથી?' ઇત્યાદિ સર્વથા અયોગ્ય અને અનીતિવર્ધક વાતોનું ખાસ ચૌટાના ચોકમાં ઊભા રહીને પ્રતિપાદન કરતા હતા. જો આત્મા જેવું કાંઇપણ હોય, તો મરણ પછી પણ તેનામાં પ્રેમાસક્તિ હોવી જોઇએ, એવી તેમની માન્યતા હતી. એવા પ્રકારના માથા ફરેલા, સ્વચ્છંદ વર્તનશાળી અને અનીતિપ્રસારક લોકોનો પણ સમાજમાં છળ ન થયો, ત્યારે બુદ્ધ જેવા માત્ર નિરીશ્વરવાદી પણ સર્વથા શાંત અને સત્ત્વગુણપ્રધાન મહાપુરુષનો છળ તો ક્યાંથી જ થઈ શકે?

એ બે ઉદાહરણોથી ધાર્મિક સ્વાતંત્ર્યની ઉદાત્ત કલ્પના આર્યાવર્તમાં કેટલાં બધાં શતકોથી રૂઢ થઈ ગયેલી છે, એ આપને સ્પષ્ટ જણાઈ આવશે. એટલામાટે જ પ્રાચીન કાળમાં તેમની એટલીબધી ત્વરાથી સુધારણા થતી ગઈ હતી. કારણ કે, કોઈ પણ ગષ્ટ્રના લોકોને સર્વ વિષયોમાં સ્વતંત્રતા હોવાવિના તેની પ્રગતિ કોઇકાળે પણ થઈ શકતી નથી, એ તમારે નિત્ય ધ્યાનમાં રાખવું જોઇએ. માત્ર પોતાનું સ્વાતંત્ર્ય કાયમ રાખીને બાકીના જનસમૂહની ઉન્નતિ કરવામાટે અમે તેને સહાયતા આપીએ, તેમને વલણ લગાડીએ અને તેમને માર્ગ બતાવીએ, ઇત્યાદિ કલ્પનાઓ તે કેવળ નિરાધાર અને અનર્થકારક કલ્પના જ છે. એમાં કશો પણ સાર કે ભાવાર્થ નથી. જે મનુષ્યે, પોતે પોતાના સ્વાતંત્ર્યને કાયમ રાખીને બાકીનાઓને પોતાના તાબામાં રાખીને તેમની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરેલો છે, તે સમાજની તે લોકોની હયાતીમાં તો પ્રગતિ થઇ નથી, કિંતુ ઉન્નતિને સ્થાને થોડી ઘણી અવનતિ અને અધઃપતન થયા જેવું જ આપણા જોવામાં આવે છે. એટલે કે, મનુષ્યની ખરેખરી ઉન્નતિ થવામાટેનો મતસ્વાતંત્ર્ય" રૂપી દીપ પ્રત્યેકના હૃદયમાં પોતાના ઉજ્જ્વલ પ્રકાશથી બળવા માંડે, એવો પ્રયત્ન કરવો, તે જ ખરી ઉન્નતિનો માર્ગ છે.

અમારા દેશમાં, અમે પ્રથમથી જ ધર્મના વિષયમાં પૂર્ણ સ્વતંત્રતા રાખતા આવ્યા છીએ. એટલામાટે જ અત્યારે પણ અમારા સમાજમાં ધાર્મિક વિચાર, તે આધ્યાત્મિક

ઉન્નતિની એક પ્રચંડ શક્તિ જ બની રહેલી છે. એવું જ સ્વાતંત્ર્ય તમે પોતાના સામાજિક વિષયોમાં આપેલું હોવાથી તમારી સમાજસંઘટના ઘણી જ સુવ્યવસ્થિત અને નમૂનેદાર બનેલી જોવામાં આવે છે. પરંતુ સામાજિક વિષયોમાં સુધારણા થઈ શકે, એવી સ્વતંત્રતા અમે વ્યક્તિઓને આપેલી ન હોવાથી અમારો સમાજ સર્વથા નિર્જીવ અને ગલિતાવસ્થામાં જ પડી રહેલો છે. એ જ નિયમ વિલાયતમાં ધાર્મિક વિષયના સંબંધમાં ખરો પડેલો દૃષ્ટિગોચર થાય છે. વિલાયતમાં, અર્વાચીન કાળવિના—સર્વથા અર્વાચીન કાળવિના લોકોને બીજા કોઈ પણ કાળમાં ધર્મસ્વતંત્રતા જેવી વસ્તુ પ્રાપ્ત થઈ શકી જ નહોતી. વિરુદ્ધપક્ષે, ધર્મચ્છળના પ્રભાવથી, ઈંગ્લંડનો ઇતિહાસ વાંચતાં રાજાઓની આખી આખી કારકીર્દીઓની કારકીર્દીઓ અગ્નિવૃષ્ટિ અને રક્તપાતથી ભરાઈ ગયેલી જ આપણા જોવામાં આવે છે. એનું પરિણામ એવું થયું કે, ધાર્મિક વિચારોની ઉન્નતિનો માર્ગ ખૂટી પડ્યો અને યૂરોપીયન્ લોકોના મનમાંની ધાર્મિક કલ્પનાઓ સડેલી, રોગિષ્ઠ અને સંકુચિત જ થઈ બેઠી, કે જે અત્યારસુધી પણ તેવીને તેવી જ સ્થિતિમાં છે. આર્યાવર્તમાં અમારી સામાજિક સ્થિતિને બાધક થનારી શૃંખલા અમારે તોડવાની છે, અને તમારે યૂરોપસ્થ લોકોએ તમારી ધાર્મિક ઉન્નતિના પગોમાં પડેલી બેડીઓ કાઢી નાખવાની છે. આપણ બન્નેના એ બે ઉદ્દેશો થાય, એટલે પછી મનુષ્ય જાતિની ખરી ઉન્નતિ વીજળીના વેગે આશ્ચર્યકારક રીતે થવા માંડશે, એમાં શંકા નથી.

સારાંશ કે, ધાર્મિક, સામાજિક અને નૈતિક ઇત્યાદિ ઉન્નતિનું કોઈ પણ અંગ લ્યો, પણ તેમનો એકમેક સાથે પરસ્પરાવલંબી અને નિકટનો સંબંધ છે, એમ તત્કાળ આપના જાણવામાં આવી જશે; એટલે પછી તે સર્વ ભિન્ન નહિ, કિન્તુ વસ્તુતઃ એક જ છે, એ પણ આપ પોતાની મેળે જ જાણી શકશો અને એથી આપના સમાજમાં અને નિત્યના લૌકિક વ્યવહારમાં પણ ધર્મ સર્વથા રૂઢ થઈ જશે. જ્યારે એમ થશે, ત્યારે જ ખરેખરી રીતે ધર્મ પોતે 'ધર્મ' નામને પાત્ર થશે. એ જ મત જો વેદાન્તની ભાષામાં બોલીએ, તો આ વેળાએ, આ બાહ્ય વિશ્વમાં જે કાંઈ પણ અસ્તિત્વમાં છે, તે સર્વ અને તમારાં અનેક અર્વાચીન શાસ્ત્રો—કિમ્બહુના તમારી આધિભૌતિક સુધારણા સુદ્ધાં પણ ધર્મથી ભિન્ન નથી; કિન્તુ તે સર્વ ધર્મનાં જ પૃથક્ પૃથક્ દૃશ્ય સ્વરૂપો છે, એમ તમારા સમજવામાં આવી જશે.

આ સર્વ વિવેચનથી આપને દેખાયું હશે જ કે, એ ધાર્મિક વિચારોની સ્વતંત્રતાના યોગે જ, એક પછી એક જુદાં જુદાં શાસ્ત્રો અસ્તિત્વમાં આવવા માંડ્યાં, અને

વેદાન્ત મતપર પણ તેનું પરિણામ થતાં ધીમે ધીમે તેમાં પણ બે પંથ ઉત્પન્ન થયા. તેમાં પ્રથમ પંથ પૂર્વે કહ્યા પ્રમાણેનો—એટલે કે, ધર્મ અસત્ય અને વિઘાતક છે, એમ માનનારા જડવાદીઓનો કિંવા નિષેધક મંડળનો; અને બીજો પંથ, પ્રવૃત્યાત્મક ખરા વેદાંતીઓનો. એ વિશે એક વાત આશ્ચર્ય ઉપજાવનારી અને ધ્યાનમાં રાખવા જેવી છે, ને તે એ કે, કોઈ પણ સમાજ લ્યો, પણ તેમાં કોઇને કોઈ રીતે-એક કે બીજા રૂપમાં ઉપર્યુક્ત બે ભેદો મળવાના જ. અમુક એક સમાજમાં અમુક એક અનર્થકારક પ્રચાર છે, એમ સમજો. તો તેમાં કેટલાક લોકોનો એવો એક પંથ નિર્માણ થવાનો, કે જે તે પ્રચારનો મહા આવેશથી નિષેધ કરવાના પ્રયત્નમાં લાગવાનો. કોઈ કોઈ વાર તેની એ નિષેધાત્મક પ્રવૃત્તિની મંજલ પ્રમાદપૂર્ણ આવેશપર્યન્ત પણ જઈ પહોંચે છે, અને તે આવેશના જોશમાં તેઓ જેનો નિષેધ કરવા ઇચ્છતા હોય, તેમના કરતાં પણ પોતે વધારે ઘોર કર્મો કરવામાં પ્રવૃત્ત થઈ જાય છે અને આગળ પાછળનો લેશ માત્ર પણ વિચાર કરતા નથી. એવા ઉન્માદીઓ પ્રત્યેક સમાજમાં તમને મળી આવશે. એવા ઉન્માદીઓને સ્ત્રીવર્ગ તરફથી બહુ જ સહાયતા મળતી હોય છે. કારણ કે, સ્ત્રીઓની વૃત્તિ સ્વાભાવિક રીતે જ ઉચ્છૃંખલ અને સદ્યઃક્ષુબ્ધ-જેમાં તત્કાળ પરિણામ થાય એવી-હોવાથી એ લોકોના આવેશનું અબળાઓના મનમાં તાત્કાલિક પરિણામ થાય છે અને તેથી તેઓ પણ તે નિષેધાત્મક ગર્જનામાં જઈને ભેળાય છે. ગમે તેવો પ્રમાદી અને અનીતિકારક ધાર્મિક ઉપદેશક હોય, તોપણ તેને અનુયાયી તો મળી જ રહે છે. કારણ કે, અમુક વિષયનો નિષેધ અને વિધ્વંસનું કાર્ય કાંઈ એટલું બધું કઠિન નથી. કોઈ ગાંડાના મનમાં એવી ભાવના થાય, તો તે પણ સર્વ વિષયોનો વિધ્વંસ કરી શકે એમ છે; અને તે પણ સહજમાં જ. તેની એ નૈસર્ગિક પ્રવૃત્તિના ચમત્કારો અને પ્રતાપો વ્યવહારમાંની ક્ષુદ્ર વસ્તુઓપર થયેલા નિત્ય આપણા જોવામાં આવે છે. પરંતુ જગતમાં સર્વથા એક નવીન અને સુન્દર કાર્ય કરવું હોય-તેમાં પ્રત્યક્ષ યોગ્ય સુધારણા કરી બતાવવી હોય,—તો તે કાર્ય સાધારણ બુદ્ધિમાન્ મનુષ્યને પણ કરવું કઠીન થઈ પડે છે; તો પછી એવા પ્રમાદીઓ તેવાં કાર્યો ક્યાંથી જ કરી શકે ? અસ્તુ.

ત્યારે, મારે જે કહેવાનું છે તે એટલું જ કે, એ જે નિષેધાત્મક પ્રવૃત્તિવાળા લોકોનો વર્ગ કહ્યો, તેવો એકાદ વર્ગ પ્રત્યેક દેશમાં કોઈ ને કોઈ સ્વરૂપે પણ અસ્તિત્વમાં તો હોય છે જ. કોઈ પણ એક અનર્થકારક રૂઢિ અથવા કાર્ય હોય, તો તેવિશે માત્ર શુષ્ક પોકારો અને ભયંકર ગર્જનાઓ કરવાથી જ આપણો હેતુ સિદ્ધ થશે અને આપણે સમસ્ત જગતની સુધારણા કરી શકીશું, એમ તેમને ભાસતું હોય, એવું જ તેમના

સ્વભાવથી પ્રત્યક્ષ અનુમાન કરી શકાય છે. હવે, તેમની ધારણા પ્રમાણે તેમના હાથે સમાજસુધારણાના કાર્યમાં જો કે થોડું ઘણું સારું પરિણામ થાય છે, એ ખરું છે; પરંતુ, તેમની એ આવેશપૂર્ણ અને સરવાળે 'એક ઘાને બે કકડા'ની કહેવતને ખરી પાડનારી વિધ્વંસાત્મક પ્રવૃત્તિથી સમાજનું હિત થવાને બદલે અહિત જ માત્ર વધારે પ્રમાણમાં થાય છે. કારણ કે, કોઈ પણ શુભ કાર્ય માત્ર એક દિવસમા જ કરી શકાતુ નથી. સામાજિક સુધારણાના કાર્યમાં કરેલા શ્રમનું ફળ 'ત્વરિત દાનને મહાપુણ્ય'ની રીતિથી તત્કાળ થતું નથી. સામાજિક સુધારણા મદારીના આમ્રવૃક્ષ પ્રમાણે ઘડી બે ઘડીમાં વધનારી નથી, કિન્તુ તેની વૃદ્ધિમાં ઘણો જ લાંબો કાળાવધિ લાગે છે—પેઢીઓની પેઢીઓ તેમાં વહી જાય છે. કોઈ પણ સામાજિક અનર્થના કારણનો નાશ કરવો અને તે ઉદ્દેશને સિદ્ધ કરવાના કાર્યમાં વખતો વખત જૂદાં જૂદાં યોગ્ય સાધનોની યોજના કરવી, એ કાર્ય કાંઈ એક દિવસનું નથી. એ પરિશ્રમ તો શતકોનાં શતકો પર્યન્ત કરવો પડે છે. ધારો કે, તમારા સમાજમાં અમુક એક વિઘાતક અને અહિતકારક રૂઢિ પ્રવર્ત્તમાન છે. પણ તેનો કેવળ તેના સંબંધમાં શાબ્દિક ગર્જના કરવાથી અથવા વ્યર્થ પોકાર કરતા રહેવાથી, યત્કિંચિત્ પણ પરિહાર થવાનો સંભવ નથી. કિન્તુ તે રૂઢિ અહિતકારિણી અને વિઘાતક છે, એમ તમારા જાણવામાં આવતાંની સાથે જ તમારે તેનું મૂળ શોધી કાઢવાના અને તેપર પોતાની બધી હિંમત ખર્ચી નાખવાના ઉદ્યોગમાં લાગવુ જોઈએ. પ્રથમ તે અનર્થકારક રૂઢિનું કારણ અને બીજ શોધી કાઢીને ત્યાર પછી જ તેનો નાશ કરવો જોઇએ. એટલે તેમાંથી ઉદ્‌ભવેલા અનર્થકારક પરિણામનો પોતાની મેળે જ નાશ થઈ જશે. કેવળ શાબ્દિક અકાંડ તાંડવ અને બૂમા બૂમથી તો વળી સમાજનું વધારે જ અહિત થવા ઉપરાંત બીજું કશું પણ નિષ્પન્ન થવાની આશા નથી.

પરંતુ પ્રત્યેક સમાજમાં ઉપર્યુક્ત લોકો કરતાં ભિન્ન પ્રકારના લોકોનો પણ એક સમુદાય હોય છે. તેમના મનમાં પોતાના સમાજબંધુઓમાટે ખરેખરી સહાનુભૂતિ અને પ્રેમબુદ્ધિ વસેલી હોય છે, અને સમાજમાં રૂઢ થયેલી કોઈ અહિતકારક રીતિનો નાશ કરવો હોય, તો કેવળ તેના વિશે આકાશ પાતાળને એક કરી નાખનારી ગર્જના ન કરતાં શાંતિથી તેનું મૂળ શોધી કાઢીને તેના નાશનો મનોભાવથી પ્રયત્ન કરતા રહેવું જોઇએ, એ તત્ત્વ પૂર્ણતાથી તેમના જાણવામાં આવી ગયેલુ હોય છે. એવા લોકો જ સમાજના સત્ય પુરસ્કર્ત્તા અને માર્ગદર્શક છે, અને એ જ 'મહાત્મા' પદવીને સર્વથા પાત્ર હોય છે; જગતમાં જે અનેક મહાન્ ધર્મસંસ્થાપક અને ઉપદેશકો

થઈ ગયેલા છે, તેમના ઉદ્‌ગારોનું સારી રીતે મનન કરવાથી, પ્રત્યેક મહાત્મા, 'જગતની સ્થિતિનો વિધ્વંસ કરવામાટે અમારો અવતાર નથી; કિંતુ તેના ઉદ્ધારમાટે જ અમારો જન્મ થયેલો છે,' એમ જ વ્યક્ત કરી ગયા છે, એમ આપ જાણી શકશો: જે છે તેની તે જ સ્થિતિમાં યોગ્ય ફેરફાર કરીને લોકોને સુવ્યવસ્થિત, સુમાર્ગી અને સુખી કરવાની જ અમારી પ્રતિજ્ઞા છે, એમ જ તેઓ લોકોને જણાવતા આવ્યા છે. પણ 'છે તે જ સ્થિતિમાં સુધારણા કરવી' એ કલ્પના ઘણીકવાર કેટલાક પોતાને સુજ્ઞ કહેવડાવતા પુરુષોના પણ સારી રીતે સમજવામાં નથી આવતી. કેવળ સમાજને રીઝવીને અને તેની હામાં હા મેળવીને પોતાનું કામ કાઢી લેવાની ઇચ્છા રાખનારાઓનો જ એવો અશ્લાઘ્ય પ્રયત્ન હોય છે, એમ કહીને તેઓ તો એ રીતિનો ઉપહાસ કરવા જ મંડી જાય છે: એટલું જ નહિ, પણ પૂર્વે થઈ ગયેલા ધર્મ - સ્થાપકોના અંગમાં, તેમને જે કાંઈ પણ સત્ય ભાસતું હતું તે ખોલી બતાવવાનું અને તે પ્રમાણે પ્રત્યક્ષ આચરણ કરવાનું માનસિક ધૈર્ય હતું નહિ, એવો આક્ષેપ પણ તેમનાપર કરાયલો સાંભળવામાં આવે છે. પરંતુ મૂળમાં એમ છે જ નહિ. એ મહાત્માઓના હૃદયમાં પોતાના સજાતિઓમાટે જે શુદ્ધ અને ઉત્કટ પ્રેમબુદ્ધિ વસતી હતી, તેનો પ્રભાવ કેટલો બધો વિલક્ષણ હતો અને તેના સામર્થ્યવડે કેટલાં બધાં કાર્યો બની આવ્યાં છે, એની એ વિધ્વંસપ્રિય પ્રમાદીઓના મનમાં કલ્પના માત્ર પણ નથી. એ ઉદારચરિત મહાત્માઓ જગતનાં પ્રાણી માત્રમાં ખરેખર જ કુટુંબના નિકટ મનુષ્ય પ્રમાણે–પોતાના પેટનાં છોકરાં પ્રમાણે–પ્રેમભાવ રાખતા હતા અને તેમના ખરા હિતમાટે તેમના મનમાં રાતદિવસ એકસરખી ચિંતા રહ્યા કરતી હતી; એ વાત તેમણે લોકકલ્યાણમાટે કરેલા અનંત પ્રયાસો ઉપરથી જ વ્યક્ત થઈ શકે છે. કારણ કે, તે પોતે શ્રેષ્ઠ પદવી અને ખરા જ્ઞાનને પામી ચૂકેલા હોવાથી, તેમને કાંઈ આવી ખટપટોથી પોતાના આત્મિક કલ્યાણની સિદ્ધિ કરવાની નહોતી. ત્યારે એવી નિ સીમ વત્સલતાથી જગતપર પ્રેમ રાખનારા અને જગત્‌માંના પ્રત્યેક પ્રાણી સાથે અભંગ અને અચળ મન સમતા તથા સહિષ્ણુતાથી વર્તનારા એવા મહાત્માઓ જ જગત્‌ના ખરા ઉપરકારકર્ત્તા પિતા અને આ પૃથ્વીપરના પ્રત્યક્ષ દેવો કહી શકાય. માનવી પ્રાણીની જે સુધારણા થવાની હોય છે, તે એકદમ થઈ નથી શકતી, કિન્તુ ધીમે ધીમે શાંતિથી, પણ એક સરખા નિયમથી થયા કરે છે, એ તે મહાત્માઓ પૂર્ણતાથી જાણી ગયા હતા. એટલામાટે જ લોકોસાથે વ્યર્થ વાદ ન કરતાં કિંવા વિલક્ષણ મતો અને આવેશયુક્ત કૃત્યોથી તેમને ગભરાવી ન નાખતાં, શાંતિથી, સમાજસુધારણાના સંબંધમાં પોતાના

સૌમ્ય પણ નિશ્ચયાત્માક ગુણકારી ઉપાયો તેમણે ચાલૂ રાખ્યા હતા, અને સમાજને પગલે પગલે આગળનો વિશાળ માર્ગ બતાવતા તેમને પોતા સાથે લઇને ચાલતા ગયા હતા. ધાર્મિક વિષયના જે એ મહાત્માઓ કહ્યા, તે ઉપનિષદોના કર્તા મહર્ષિઓ. પૂર્વાપર ચાલતી આવેલી ઈશ્વરવિષયક કલ્પનાઓ, તે પછીના સુધરેલા નીતિવિચારો સાથે મળતી આવે તેમ નથી, અને એ ઉભયમાં પ્રથમ કરતાં બીજા મતમાં જ સત્યનો અંશ અધિક છે, એ સિદ્ધાંતો સ્પષ્ટતાથી તેમને દેખાઈ આવ્યા હતા. તેમ જ બુદ્ધ ઇત્યાદિ ધર્મપ્રચારકો જો કે નિરીશ્વર મતનું પ્રતિપાદન કરતા હતા, તોપણ તેમનાં બીજા મતોમાં બહુ જ ગ્રાહ્ય અંશ–કિંબહુના સુંદર તત્ત્વરૂપી પુષ્કળ સુવર્ણકણ–ગર્ભિત છે, એ પણ તેમને સારી રીતે અવગત હતું. તથાપિ, એકદમ લોકોને અપ્રિય અને વિલક્ષણ ભાસનારા આવેશપૂર્ણ મતનું પ્રતિપાદન કરીને સમાજસ્થ ભિન્ન ભિન્ન વ્યક્તિઓને સમાજની સત્તાતળે બાંધી રાખનારા સમાજૈક્યરૂપ બંધનસૂત્રને તોડી નાખવાનું કારણ થવું અને તેવા માર્ગે સમાજની સુધારણાનો યત્ન કરવો, તે વાળુકાનો મજબૂત કિલ્લો બાંધવા જેટલું જ શક્ય અને:બુદ્ધિમત્તાનું કાર્ય કહી શકાય, એ પણ તેમના જાણવામાં હતું જ. એટલામાટે જ તેમણે લોકોને અપ્રિય અને વિલક્ષણ ભાસવાનો સંભવ હોય, તેવી ઈશ્વરવિષયક કલ્પનાઓનો પોતાના ગ્રંથોમાં પ્રત્યક્ષ નિર્દેશ ન કરતાં, તે જ કલ્પનાઓને, બની શકે તેટલી બુદ્ધિ ચલાવવી તે સમયમાં રૂઢ થયેલી ઈશ્વરવિષયક કલ્પનાઓ સાથે તે નવીન કલ્પનાઓ બરાબર મળતી આવે એવા ખૂબીદાર અને વ્યાપક સ્વરૂપમાં વ્યક્ત કરી રાખી છે.

અને એ જ તત્ત્વ ખરું છે. જગત્માં વસ્તુતઃ આપણે, સર્વથા નવીન જ હોય, એવું કશું પણ નિર્માણ કરી નથી શકતા. માત્ર પરિસ્થિતિની ભિન્નતાથી એક જ વસ્તુનું આપણે, દેશકાળના પ્રમાણથી સ્થિત્યંતર, સ્થલાંતર કિંવા રૂપાંતર જ કરીએ છીએ, એટલું જ છે, એના કરતાં સર્વથા નવીન કાંઇ પણ આપણને પ્રાપ્ત થાય, એ મૂળ શક્ય જ નથી. પગલે પગલે આપણને જે કાંઈ પણ **નવીન નવીન** મળવાનો ભાસ થયા કરે છે, તે કેટલીક વસ્તુઓના–કેટલીક વિશિષ્ટ વસ્તુઓનાં–નૈસર્ગિક ક્રમથી થનારાં પરિવર્તનો અથવા સ્થિત્યંતરો જ છે. બી વાવેલું હોય, તો તેનું વધીને વૃક્ષ થવાનું જ અર્થાત્ ધીમે ધીમે અને ક્રમવાર જ તે વૃક્ષ વધતું હોય છે; એ આપણે પ્રત્યક્ષ સત્ય નિત્ય જોયા કરીએ છીએ. એટલામાટે એની વ્યવસ્થાપૂર્વક યોજના કરવામાં અને તેને સારું વળણ લગાડવામાં પોતાની શક્તિનો વ્યય કરવો, એ જ એના સંબંધમાં આપણું મુખ્ય કર્તવ્ય છે. એ પ્રમાણેની યોજના અને સારસંભાળથી વૃક્ષ સારું

વૃદ્ધિગત થાય, તોપણ તેને 'આપણે નિર્માણ કર્યું છે,' એમ કોઈકાળે પણ કહી શકાય તેમ નથી જ. માત્ર તેનું જે નૈસર્ગિક અસ્તિત્વ હતું, તેને આપણે એક વિશેષ પ્રકારનું સ્વરૂપ આપવામાં અને તેને પૂર્ણ બનાવવામાં સહાયતા કરી, એમ અવશ્ય કહી શકાશે. એ જ નિયમ, ગંભીર અને તત્ત્વજ્ઞાન વિષયક વિચારને પણ લાગૂ પડે છે. આપણે જ નવીન તત્ત્વો કિંવા સત્યો શોધી કાઢીએ છીએ, એમ કહેવું ઉચિત કે બરાબર નથી જ. આપણે વસ્તુતઃ જે કાંઈ પણ કરીએ છીએ, તે એટલું જ કે, મૂળથી જ જે તત્ત્વો અસ્તિત્વમાં છે, તે તત્ત્વોને અને કલ્પનાઓને, તેમાં આપણને યોગ્ય લાગે તે ફેરફાર કરીને અને આવશ્યકીય હોય તેટલો ભરાવો ભરીને, નવીન સ્વરૂપ જ આપીએ છીએ. એ વાત ઉપનિષત્કાલીન ત્રિકાલજ્ઞ મહર્ષિઓને સારીરીતે અવગત હતી. એટલામાટે જ તેમના સમયની રૂઢ ઈશ્વરવિષયક કલ્પના, તેમને જો કે તે વેળાના સુધરેલા કાળને જોતાં અયથાર્થ અને વિસંગત ભાસી હતી; તોપણ તે કલ્પનાનો તેમણે એકદર રીતે આવેશથી નિષેધ કરવાના ક્રમનો સ્વીકાર કર્યો નહિ. કિન્તુ તે રૂઢ કલ્પનાના મૂળમાં સત્ય સ્વરૂપનો જેટલો અંશ હોય, તેને શોધી કાઢીને તેને ભિન્ન કરવાના ઉદ્યોગમાં તેઓ લાગ્યા. વેદાન્તતત્ત્વજ્ઞાનપદ્ધતિ, તે એ જ ઉદ્યોગનું ઉત્કૃષ્ટ ફળ છે. એ પદ્ધતિના યોગે જ, પૂર્વનાં પ્રાચીન ક્ષુદ્ર દૈવતો અને એકાકાર પરમેશ્વર વિશેની કલ્પનાઓમાંથી ઈશ્વરવિષયક નવીન નવીન ઉદાત્ત કલ્પનાઓ નીકળવા લાગી; અને અંતે, નિરાકાર અને સ્વતંત્ર આદ્યતત્ત્વની અને સકળ વિશ્વમાંના પદાર્થ માત્રમાંના ઐક્યની કલ્પના પણ તેવા જ પ્રકારની ઉત્ક્રાન્તિથી ઉત્પન્ન થઈ. સારાંશ કે, એ પ્રમાણેના આ બાહ્ય જગતમાં ભાસતા અનેકત્વમાં પણ જેને ઐક્યની પ્રતીતિ થવા માંડે, આ નશ્વર મૃત્યુ-ભૂમિમાં પણ જેને તે એક અક્ષય્ય અને અનંત જીવિતનો અનુભવ-પ્રત્યય-થવા માંડે અને જેને અજ્ઞાન અને તિમિરયુક્ત આ જડ સૃષ્ટિમાં પણ બ્રહ્મજ્ઞાનરૂપ ઉજ્જ્વલ પ્રકાશનું દર્શન થવા માંડે, તે જ એક પુરુષ ધન્ય છે! અને તેને જ સત્ય શાશ્વત સુખ પ્રાપ્ત થવાનો પૂરેપૂરો સંભવ છે. બીજા કોઈને પણ તે સુખ પ્રાપ્ત થઈ શકે એમ નથી, એ નિશ્ચિત છે.



## વ્યાખ્યાન છઠ્ઠું

# માયા અને મોક્ષ*

એક પ્રસિદ્ધ આંગ્લ કવિએ† એક સ્થાને કહેલું છે કે, 'દિવ્ય તેજયુત મેઘો સમ આપણે આ જગે અવતરતા' પરંતુ એ વાક્ય સર્વાંશે સત્ય તો નથી જ. કારણ કે, આપણામાંના કેટલાકો, દિવ્ય તેજને બદલે કૃષ્ણ તિમિરનું પટલ આવૃત કરીને આ જગતમાં જન્મે છે, એ વાત નિત્ય આપણા જોવામાં આવતી હોવાથી નિર્વિવાદ જ છે. પરંતુ એમાં એટલી તો સત્યતા છે જ કે, 'વિશ્વરણાંગણ'માં યુદ્ધ કરવામાટે જ પરમેશ્વરે આપણામાંના પ્રત્યેકને અહીં મોકલેલો છે. આપણી અહીં આવવાની ઇચ્છા હોય કે ન હોય, પણ રોતાં કકળતાં પણ અંતે આપણને અહીં–આ અવનીમાં અવતરવું તો પડે છે જ અને આ અનંત જીવયુક્ત વિશાળ સંસારસાગરમાં પોતપોતાની શક્તિ અનુસાર પ્રયત્ન કરીને પ્રત્યેકને પોતાની જીવનનૌકામાટે માર્ગ કાઢવો જ પડે છે. આપણો કાળ આવ્યો કે, આપણને પાછા જવું જ પડે છે; અને આપણી પાછળ આપણે કાઢેલા માર્ગનું એકાદ ચિહ્ન માત્ર પણ અવશિષ્ટ રહેવા પામતું નથી. આપણી પાછળ અનન્ત કાળ વીતેલો હોય છે અને આપણે જીવદશામાં જેમ જેમ આગળ વધતા જઇએ છીએ, તેમ તેમ આપણા સમક્ષ વિશાળ અને અભેદ્ય ભવિષ્યકાળ 'પણ આગળ આગળ વધતો જ હોય છે. એવી રીતે આપણી પ્રારબ્ધે નીમેલી મર્યાદા હોય, ત્યાં સૂધી, એ જીવનયાત્રા ચાલતી રહે છે, અને અંતે મૃત્યુ આપણને આ રણાંગણમાંથી ઊપાડી જાય છે. પણ તે વેળાએ આપણે વિજયી થયેલા હોઇએ છીએ કે પરાજિત થયેલા હોઇયે છીએ, એમાંનું આપણાથી કશું પણ કહી નથી શકાતું. એ જ સર્વ માયા છે.

બાલ્યાવસ્થામાં મનુષ્યના મનમાંની આશા અત્યંત પ્રબળ હોય છે. નૂતનતાથી વિકાસ પામતા મુગ્ધ બાળકનાં નેત્રોને આ ચિત્રવિચિત્ર જગત્ રમણીય અને મોહક સ્વપ્નસમાન ભાસતું હોય છે, અને પોતાની ઇચ્છાશક્તિ જ સર્વથી શ્રેષ્ઠ છે, એવો

---

* લંડન, તા ૨૨ મી ઑક્ટોબર ૧૮૯૬. † એ પ્રખ્યાત આંગ્લકવિ વર્ડસ્વર્થના 'Ode on *Intimations of Immortality*' નામક સુપ્રસિદ્ધ કાવ્યમાંની, 'Trailing clouds of glory We come' એવી એક પંક્તિ છે.

તેને ભાસ થતો હોય છે. પરંતુ જેમ જેમ તે આ જીવદશાનો અનુભવ લેતો જાય છે, તેમ તેમ આ સંસારનું ઉગ્ર સ્વરૂપ તેના અનુભવમાં આવતું જાય છે. ડગલે ડગલે અને પગલે પગલે તેના માર્ગમાં નૈસર્ગિક વિઘ્નોની વજ્રસમાન અભેદ્ય ભીંત આવીને સામી ઊભી રહે છે. તે ભીંતને તોડવાનો તે ગમે તેટલો પણ પ્રયત્ન કરે, તોપણ તે વ્યર્થ થઈ જાય છે, અને તેના મનમાંની આશા અને ઉચ્ચ હેતુ સફળ થવાનો સંભવ વધારે અને વધારે દૂર થતો જાય છે. એ પ્રમાણે, થતાં થતાં અંતે તે મરણના પંજામાં સપડાઈ જાય છે, અને તે વેળાએ જ કદાચિત્ તે સર્વ આશા અને વાસનાઓના બંધનમાંથી મુક્ત થાય, તો થઈ જાય છે. એ સર્વ માયાનો જ ચમત્કાર છે.

એ તો સામાન્ય સાંસારિક મનુષ્યની વાત થઈ. પરંતુ જો કોઈ શાસ્ત્રીય શોધકની સ્થિતિનું સમીક્ષણ કરીએ, તો તે પણ એવી જ હોવાનું આપણને દેખાઈ આવે છે. તેને જ્ઞાનપ્રાપ્તિની અનિવાર્ય તૃષ્ણા થયેલી હોય છે. તે તૃષ્ણાની તૃપ્તિમાટે તે પોતાની ગમે તે પ્રકારની હાનિ કરવામાં આગળ પાછળનો લેશમાત્ર પણ વિચાર કરતો નથી: કિંવા તેને કોઇપણ વસ્તુ અસાધ્ય કે અજ્ઞેય ભાસતી જ નથી. તે તો એક સરખી રીતે સૃષ્ટિમાંના અત્યંત ગૂઢ ચમત્કારોનો શોધ પાછળ શોધ કરવામાં જ તનુમનધનથી નિમગ્ન થયેલો હોય છે. અહીં કોઈ પૂછશે કે, આ બધો ખટાટોપ અને અટ્ટાહાસ કરવાનો ઉદ્દેશ શો? અને તેમને તેમના એ કાર્યમાટે માન શાને આપવું? કિંવા તેમની એ માટે ખ્યાતિ શામાટે થવી જોઇએ? કારણ કે, મનુષ્યને પોતાની બુદ્ધિમાટે ગમે તેવો અને ગમે તેટલો પણ ગર્વ હોય, તોપણ મનુષ્યની બુદ્ધિના સપાટામાં જેટલું જ્ઞાન આવવાની શક્યતા છે, તેના કરતાં સૃષ્ટિ, જડ અને અચેતન હોવાછતાં પણ કેટલુ બધું વધારે જ્ઞાન ધરાવે છે? ત્યારે, એ અચેતન અને જડાત્મક સૃષ્ટિનું સર્વથા અનુકરણ કરનારા મનુષ્યનું જ એટલું બધું ગૌરવ શામાટે કરવું જોઇએ? સૃષ્ટિની જો ઇચ્છા થાય, તો તે ગમે તેટલા અંતરે છતાં પણ ગમે તે પ્રકારનો વિધ્વંસ કરી શકે છે, કિંવા ગમે તેવી ક્રાંતિ કરી શકે છે. પરંતુ એનાં કૃત્યોમાંનો હજારમો ભાગ પણ જો કોઈ મનુષ્ય કરે છે, તો આ સૃષ્ટિમાં પણ ન સમાઈ શકે, એટલી બધી આપણે તેની સ્તુતિ કરવા મંડી જઇએ છીએ, અને તેને આકાશમાં આકાશમાં જીવતાં જીવત ચડાવી દઇએ છીએ. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં અચેતન અને જડાત્મક સૃષ્ટિનું અનુકરણ કરનારા મનુષ્યનું એટલું બધું ગૌરવ કરવું વ્યાજબી નથી જ. ગુરુત્વાકર્ષણના અભાવથી ગમે તેટલો વિશાળ દ્રવ્યપુંજ હોય, તોપણ તત્કાળ તેના કકડે કકડા થઈ જાય છે, તથાપિ તે પ્રેરણામાં ચૈતન્ય કિંવા સંવેદના તોનથી જ; અને એ જ પ્રેરણાની

શક્તિ પોતામાં લાવવામાટે, તેનો ઉપયોગ કરવામાટે ને તેને પોતાના તાબામાં રાખવાનું સામર્થ્ય કોઇપણ રીતે પ્રાપ્ત કરી લેવામાટે જ સર્વ શાસ્ત્રીય શોધકોની એક સરખી ખટપટ ચાલી રહેલી છે, અને આપણે તેનાં સ્તુતિસ્તોત્રો ગાવાને એક પગે તૈયાર ઉભા છીએ. એ સઘળો પણ માયાનો જ પ્રભાવ છે.

મનુષ્યની ઇંદ્રિયો મનુષ્યના આત્માને બાહ્ય સંસારમાં આસક્ત કરવાનો એક સરખો પ્રયત્ન કરતી હોય છે. તેના યોગે મનુષ્ય (અવાસ્તવ્ય) સુખમાટે બાવરો બાવરો બની ગયેલો હોય છે. અને જે સ્થાને વાસ્તવિક રીતે તેની પ્રાપ્તિનો સંભવ નથી, તે સ્થાનમાં તેને પ્રાપ્ત કરી લેવામાટે તે જીવસટોસટની ખટપટ કર્યાં કરે છે. આજે કેટલાક યુગો થયાં મોટા મોટા મહાત્માઓ 'આ જગત્‌માં ખરું સુખ મળવું અશક્ય છે. આ લોકમાં જે ખરું સુખ પ્રાપ્ત કરી લેવામાટેની મનુષ્યની સતત ચાલૂ જોવામાં આવતી ખટપટ સર્વથા અસ્થાનીય અને નિષ્ફળ જ છે.' એવો ચાલૂ ઉપદેશ આપતા આવ્યા છે, અને સામાન્ય જનો અનેક યુગો અને અસંખ્ય પેઢીઓથી તેમના એ ઉપદેશો સાંભળતા આવ્યા છે. પરંતુ એ ઉપદેશશ્રવણનું પરિણામ માત્ર આપણામાંના ઘણા જ થોડાકોના મનમાં થાય છે. કિંબહુના, તેનો આપણને પોતાને જ પ્રત્યક્ષ અનુભવ થયાવિના તેમનું કથન દૃઢતાથી આપણા મનમાં ઠસી નથી શકતું; અર્થાત્ તે જાણવા-માટે આપણને એક સારી મજાની ઠોકર લાગવી જોઇએ. અરે, પણ ઠોકર લાગવા છતાં પણ શું આપણે શાણા થઇએ છીએ? જરાપણ નહિ. હજારવાર ઉષ્ણતાથી શરીર સેકાવા છતાં શુદ્ધિને વિસારીને દીપકપર ઝડપ મારનારા પતંગ પ્રમાણે જ ક્યાંક પણ થોડું ઘણું સુખ મળે, એવી આશાથી (ડગલે ને પગલે દુઃખ જ આવી મળતું હોવા છતાં પણ) ઇંદ્રિયો અને તેના વિષયોના સેવનમાં એકસરખા લીન થયેલા હોઇયે છીએ. કેટલીકવાર—અનેકવાર નાસીપાસ થયા છતાં પણ થોડા વખત પછી પાછા આશાવાન્ અને ઉત્સાહયુક્ત થઇને આપણે નવીન નવીન વિષયોના સેવનમાં પ્રવૃત્ત થઇયે છીએ, અને પાછા નાસીપાસ થઇએ છીએ. એવી રીતે અનેક વેળા પરાજય પામવા છતાં પણ આશાના પ્રવાહમાં આપણે આગળ અને આગળ તણાતા જ જઇયે છીએ અને અંતે મૃત્યુના મુખમાં પડીને અદૃશ્ય થઈ જઇએ છીએ. માયા, માયા તે એ જ છે.

આપણી બુદ્ધિના સંબંધમાં પણ એ જ વાત લાગૂ પડતી જોવામાં આવે છે. આપણે વિશ્વનાં જૂદાં જૂદાં રહસ્યોનો ભેદ જાણવામાટે યત્ન કરતા હોઇયે છીએ; અને અનેક પ્રકારના પ્રશ્નો આવીને આપણા મનમાં ઉભા રહેતાં આપણી જિજ્ઞાસા કોઈ કાળે પણ શાંત થતી નથી. 'આ પછી હવે કાંઈ પણ જાણવાનું રહ્યું જ નથી;' એવી

સ્થિતિ લાવવામાટેના આપણા યત્નો નિત્ય ચાલૂ હોય છે. પરંતુ એ બાહ્ય જ્ઞાન આપણને ગમે તેટલું પણ પ્રાપ્ત થાય, તો પણ તે કેવળ જોવાનું અને પોકળ જ છે. સત્ય જ્ઞાન કાંઈ એવા માર્ગે મળતું નથી, એ આપણે સમજતા નથી; તે સમજવું જોઈએ. કેવળ આધિભૌતિક સાધનોવડે સત્ય જ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરતાં, કિંચિત્ આગળ વધતાં જ અનંત અને અભેદ્ય વિઘ્નો આવીને ઉપસ્થિત થવાથી આપણી બુદ્ધિની ગતિ કુંઠિત થઈ જાય છે. થોડી ઘણી પ્રગતિ થઈ ન થઈ કે, અનંત કાળરૂપી વજ્રસમાન અભેદ્ય ભીંત આપણા સ્હામી આવી મૂર્તિમતી થઈને ઊભી રહે છે; તેને ભેદીને પેલીતરફ જવું, તે માનવીબુદ્ધિની શક્તિથી ન થઈ શકે તેવું કાર્ય છે. કિંબહુના, આ સર્વ વિશ્વ જ કાર્યકારણભાવરૂપ સૂક્ષ્મ, પરંતુ પ્રબળતમ બંધનોથી સદાનું અને સદાને માટે બંધાઈ ગયેલું છે. પણ, એ રહસ્ય મનુષ્યના સમજવામાં આવી નથી શકતું, અને તેથી તે એ ભીંતને ફોડીને પેલીતરફ નીકળી જવામાટે તેની સાથે એક સરખી ખટપટ કર્યા કરે છે. એ પણ બીજું કાંઈ પણ નહિ, કિન્તુ માયા જ છે.

સારાંશ કે, આપણે પ્રત્યેક શ્વાસ, નાડીની પ્રત્યેક ગતિ અને હૃદયના પ્રત્યેક આઘાત સાથે એમ જ ધાર્યા કરીએ છીએ કે, આપણે સ્વતંત્ર છીએ. પણ તે જ વેળાએ પ્રત્યક્ષ વ્યવહારમાં જોતાં આપણને એ સ્પષ્ટ જણાઈ આવે છે કે, આપણે લેશ માત્ર પણ સ્વતંત્ર નથી, આપણે ચારે બાજૂથી બંધાઈ ગયેલા છીએ, એમ સંસાર આપણને જણાવે છે. આપણાં શરીર, મન, વિચાર અને બીજી પણ આપણી બધી લાગણી–ભાવનાઓના સંબંધમાં આપણે માયાના બદ્ધકર દાસાનુદાસ જ છીએ, એવો આપણને ડગલે ને ડગલે ભાસ થયા કરે છે. એ જ માયા છે.

જેને પોતાનું બાળક અલૌકિક બુદ્ધિમાન્ અને વિલક્ષણ પરાક્રમી છે, એમ નથી ભાસતું, એવી કોઈ માતા આપણને ભાગ્યે જ મળી શકશે. અર્થાત્ માતાનો બધો જીવ પોતાના બાળકમાં જ ગુંથાયલો હોય છે, અને હવે એ રત્નને ક્યાં રાખું, અને ક્યાં ન રાખું, એમ તેને થઈ જાય છે. પાછળથી કદાચિત્ દુર્દૈવના યોગે તે બાળક મોટું થતાં પોતાના ખરા ગુણો દેખાડવા માંડે છે. તે દારુડિયો નીકળે છે અને પશુતુલ્ય બની જાય છે અને પોતાની જન્મદાત્રી માતાનો છળ કરતાં પણ તે નીચ શરમાતો નથી. એટલું થવા છતાં પણ તે માતાનો પ્રેમ તિલમાત્ર પણ ન્યૂન થવાને બદલે સ્હામો તૂટેલી વેલ પ્રમાણે વધારે જ વૃદ્ધિંગત થતો જાય છે! સામાન્ય લોકો એ ચમત્કારને માતાનો નિરપેક્ષ પ્રેમ ધારીને તેનું સાનુકંપ બુદ્ધિથી કૌતુક કર્યા કરે છે! પરંતુ તે બિચારી માતા અદશ્ય, સર્વવ્યાપક અને સૂક્ષ્મ માયારૂપિણી શક્તિની ગુલામ

બનીને જ જન્મેલી હોય છે, અને એ માયાપાશને તોડી નાખવાની તેના મનમાં અને-કવાર ઇચ્છા થવા છતાં પણ તેમ કરવામાટેની તેના અંગમાં શક્તિ હોતી નથી, એ વાત કોઇના સ્વપ્નમાં પણ આવી નથી શકતી. તે બિચારી પોતાની જન્મજાત પરતંત્રતાપર–ગુલામગીરીપર સુંદર અને કોમળ પુષ્પોનું આચ્છાદન નાખે છે, અને તેને જ તે પોતાના અજ્ઞાનને લીધે માતાનો અકૃત્રિમ પ્રેમ સમજે છે, અને સામાન્ય લોકો પણ એમ જ ધારે છે. એ સર્વ પ્રભાવ માયાનો જ છે!

સારાંશ કે, જગતમાં જ્યાં જોઇએ ત્યાં એવી જ સ્થિતિ મળી આવે છે. માયાના સર્વવ્યાપી, અદૃશ્ય અને સૂક્ષ્મ પટલવડે આ જગત્ વ્યાપી ગયું છે. વસ્તુસ્થિતિ આવી છતાં પણ એ માયાના સ્વરૂપનો પ્રત્યય, વિશેષ સાક્ષાત્કાર થયાવિના કિંવા અસાધારણ અનુભવ આવ્યાવિના આ જગતમાં ઘણા જ થોડાકોને થઈ શકે છે. એ વિશે અમારા પુરાણોમાં એક દંતકથા આપવામાં આવી છે, તે ઘણી જ ખૂબીદાર અને સૂચક છે; અને તેમાં દૃષ્ટાંતના રૂપે માયાનું આવિષ્કરણ બહુ જ સુંદર રીતે કરેલું છે. તે દંતકથા આ પ્રમાણે છે;–એકવાર નારદમુનિએ શ્રીકૃષ્ણભગવાનને પોતાને માયાનું સ્વરૂપ દેખાડવામાટેની પ્રાર્થના કરી. એ વાતને કેટલાક દિવસ વીતી ગયા પછી કૃષ્ણે નારદને એક અરણ્યમાં સહજ સ્હેલ કરવામાટે સાથે લીધો. કેટલોક પંથ કાપી ગયા પછી કૃષ્ણ પરમાત્માએ તૃષા લાગવાનું નિમિત્ત કર્યું અને નારદને કોઈ પણ સ્થળેથી પાણી લાવી આપવાની ઇચ્છા દર્શાવી. નારદ સત્વર પાણી લાવી આપવાનું કહીને ત્યાંથી ચાલતો થયો. કૃષ્ણ અને નારદ જે સ્થાને ઊભા રહેલા હતા, તે સ્થાનથી થોડા જ અંતરપર એક નાનું ગામડું વસેલું હતું. પાણીનો શોધ કરતાં નારદે તે ગામમાં પ્રવેશ કર્યો, અને એક ઘર પાસે જઇને બારણાં ખખડાવી હાંક મારી. એક સુંદર અને તારુણ્યના વસંતઋતુમાં વિહરતી એક કુમારિકાએ દ્વાર ઊઘાડ્યાં. તેના સ્વરૂપને જોતાં જ નારદ પોતે જે કાર્યમાટે ત્યાં આવ્યો હતો, તે કાર્યને સર્વથા ભૂલી જ ગયો. 'મારો મિત્ર અથવા યજમાન તૃષાથી વ્યાકુળ થઈ મારી વાટ જોતો બેઠો હશે, તૃષાથી તેના જીવમાં અત્યંત આકુળતા થતી હશે,' એનું તેને કશું પણ ભાન રહ્યું નહિ. પોતાના કર્તવ્યને વિસરીને તે કુમારિકાના સંભાષણસુખનો આસ્વાદ લેવામાં જ તેણે તે આખો દિવસ વીતાડી દીધો અને કૃષ્ણ પાસે જવાનું તેના ધ્યાનમાં પણ આવ્યું નહિ. બીજો દિવસ પણ તેણે ત્યાં જ કાઢી નાખ્યો. એમ કરતાં કરતાં કુમારિકા અને નારદની પ્રીતિમાં વધારો થવો જવાથી અંતે તે બન્નેનો લગનસંબંધ થયો. બાર વર્ષ પર્યંત સંસારસુખના ઉપભોગમાં તેમનો સમય વીત્યો અને તેમને પુષ્કળ સંતતિ પણ

થઈ. પાછળથી સસરાની મિલકતનો માલેક પણ નારદ જ થયો, અને વિવાહસ્થિતિ જ સર્વથી સારી સ્થિતિ છે, એવી તેની ભાવના થવા લાગી. એટલામાં એક વિલક્ષણ જલપ્રવાહ આવ્યો, તેમાં તેનાં ઘરબાર, ખેતીવાડી અને ઢોરઢાંખર બધાં તણાઈ ગયાં, તથા આખું ગામ તેમાં ડૂબી ગયું. સર્વત્ર એક જ પ્રકારનો અનર્થ વ્યાપી ગયો. અર્થાત્ નારદને પોતાના અને પોતાનાં સ્ત્રી પુત્રોના જીવનના રક્ષણને માટે કોઈ પણ બીજે સ્થળે જવાનો પ્રસંગ આવી પડ્યો. એક હાથમાં પત્ની, બીજા હાથમાં બે બાળકો અને પીઠપર એક ત્રીજું બાળક બાંધીને પોતાના પરિવાર સાથે તે પ્રવાહમાંથી પેલેપાર નીકળી જવામાટે તે સંસારી સ્વામી તૈયાર થઈ ગયો. પરંતુ પ્રવાહ અત્યંત બળવાન્ હોવાથી પાંચ દશ પગલાં ચાલતાં જ ખાંધે બેસાડેલું બાળક નીચે પડતાં જ પ્રવાહમાં તણાઈ ગયું. એટલે નારદે બૂમ મારી અને હાથ લંબાવીને જેવો તેણે તેને પકડવાનો પ્રયત્ન કર્યો, તેવો જ હાથમાંનો છોકરો છૂટીને પ્રવાહમાં વહી ગયો. ત્યારપછી જે પત્નીને આટલો વખત તેણે દૃઢતાથી અને કાળજીથી પકડી રાખી હતી, તે પણ પાણીના અવ્યાહત પ્રવાહમાં પડીને બૂમો મારતી તણાવા લાગી. અંતે તે બિચારો એકલો એકાટ આક્રોશ અને વિલાપ કરતો પાણીની આછોટ ખાતો મરતો મરતો સ્હામે તીરે જઈ પહોંચ્યો. એટલામાં તેની પીઠપર કોઈએ અંગુલીસ્પર્શ કર્યાનો તેને ભાસ થયો. જેવો તે પાછો વળીને જુએ છે, એટલે જે વેળાએ તે પોતે પાણી લાવવા-માટે ગયો હતો, તે વેળાની શ્રીકૃષ્ણની મૂર્ત્તિ સ્હામી ઊભેલી તેના જોવામાં આવી. ગત વાર્તાનું સ્મરણ થતાં મનમાં એક પ્રકારની લજ્જા ઉત્પન્ન થવાથી તે નીચું જોઈને ઊભો રહ્યો. એટલે શ્રી કૃષ્ણ પરમાત્માએ તેને કહ્યું કે, "કેમ ભાઈ! પાણી ક્યાં છે? અર્ધ પ્રહર થઈ ગયો, અને હું તો તારી વાટ જોઈને થાકી ગયો." અર્ધ પ્રહરનું નામ સાંભળીને નારદના મનમાં બહુ જ આશ્ચર્ય થયું. કારણ કે, તેના મનમાં તો બાર વર્ષ વીતી જવાનો આભાસ થયેલો હતો, અને ખરી રીતે જોતાં એ બધો બનાવ અર્ધ પ્રહરમાં જ બની ગયો હતો. માયા એવી છે. આપણામાંની પ્રત્યેક વ્યક્તિ કોઈને કોઈ રૂપે પણ એના આવરણમાં ફસાયલી હોય છે જ. પરંતુ તેનું ખરું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ અને કઠિનતાથી સમજમાં આવી શકે તેવું છે. પણ માયા, એ પદાર્થ શો છે? માયા, સર્વત્ર દૃષ્ટિગોચર થતો અને સર્વદેશના અને સર્વ કાળના મોટા મોટા મહાત્માઓએ સામાન્ય જનસમૂહને જેનાવિશે સાવધ રહેવાનો વારંવાર ઉપદેશ આપેલો છે, પરંતુ તે ઉપ-દેશમાં ઘણા જ થોડા લોકોનો વિશ્વાસ બેઠેલો છે, તેવો એ એક ભયંકર ભેદ છે. પ્રત્યક્ષ અનુભવ થયાવિના એનાપર—એના અસ્તિત્વમાટે વિશ્વાસ બેસવો અશક્ય છે.

અનુભવ મળ્યા છતાં પણ ચતુરતાથી વર્તનારા લોકો ઘણા જ થોડા નીકળી શકે છે! એટલે કે, આ બધો વિસ્તાર અત્યંત શુષ્ક અને નિરર્થક જ છે.

સમસ્ત પદાર્થો અંતે તો સર્વભક્ષક કાળના મુખમાં જ જઈ પડે છે. કોઈ પણ વસ્તુ તેનાં જડબાંમાંથી છટકી જાય, એમ બની શકતું જ નથી. તે રાજાને તેમ જ રંકને, રૂપવાનને તેમ જ કુરૂપ મનુષ્યને, પાપને તેમ જ પાપ કરનારને–સર્વને એક સરખી રીતે જ સ્વાહા કરી જાય છે. સર્વ પદાર્થો એ નાશરૂપી અંતિમ સ્થાનપ્રતિ દોડે છે જ. તમારું જ્ઞાન, કળાકૌશલ્ય અને અનેક પ્રકારનાં શાસ્ત્રો, સારાંશ કે જગતમાંની પ્રત્યેક વસ્તુ એ વિનાશરૂપ અપરિહાર્ય સ્થાનપ્રતિ જવાની જ. કાળના પ્રવાહમાં બંધ બાંધીને એક ક્ષણમાત્ર પણ તેના વહનને રોકી રાખવાનું સામર્થ્ય કોઇના અંગમાં નથી. જે પ્રમાણે પ્લેગના પ્રલયમાં આવી પડેલા નગરના લોકો નાચરંગ અને ખાના-પીનામાં મગ્ન થઈને આસપાસ ફેલાયલા ઉગ્ર સંકટનું વિસ્મરણ કરી નાખવાનો યત્ન કરે છે, તે જ પ્રમાણે આ સર્વભક્ષક કાળરૂપ રાક્ષસનું એવા કૃત્રિમ ઉપાયોથી બહુ થયું તો માત્ર થોડા વખતને માટે આપણે વિસ્મરણ કરી શકીશું. કિંબહુના, ઇંદ્રિય-ભોગ્ય વિષય શોધનમાં અને સેવનમાં નિમગ્ન રહીને તેની વિસ્મૃતિ કરી નાખવાનો બહુધા આપણે સર્વજનો એક પ્રકારનો પ્રયત્ન કરતા જ રહીએ છીએ. પરંતુ કોઈ પણ ઉપાયે તેની વિસ્મૃતિ થઈ શકતી જ નથી.

તથાપિ, એવી રીતે કાળની વિસ્મૃતિ કરવામાટેના સાધારણ રીતે બે માર્ગો સૂચવવામાં આવે છે. તેમાંનો પ્રથમ માર્ગ તો નિત્યના વ્યવહારમાં આવતો અને પ્ર-ત્યેકના પરિચયનો જ છે. તે એ કે, "અરે, જો તમે કહો છો, તેવી જ ખરેખરી સ્થિતિ હોય, તો પછી એ વિશે વિચાર જ ન કરવો, એ જ વધારે સારું છે. કોણે દીઠી કાલ? ચાલતી ઘડી જ અપણા બાપની છે! માટે મળે તે મજા મારી લ્યો. કહ્યું જ છે કે, તપેલા તવાપર રોટલો શેકી લેવો! એટલે થયું. પાછળનો વિચાર જ આપણે શામાટે કરવો જોઈએ? તમારું કથન અક્ષરે અક્ષર ખરું જ હશે. પણ તેમાં ધ્યાન જ આપવું નહિ. આપણુને જે કાંઈ પણ થોડુ ઘણું સુખ મળવાજોગ હોય, તે મેળવી લેવું અને જે કાંઈ પણ હાથથી થવા જેવું હોય, તે કરતા રહેવું, એટલે બસ! જગતની નિરાશોત્પાદક કિંવા દુઃખમય મૂર્તિને ન જોતાં માત્ર તેની આશા ભરેલી અને ઉત્સાહ સંચારક મૂર્તિને જ સદાસર્વદા નેત્રો સમક્ષ ઊભી રાખવી!" એ પ્રમા-ણેનો જ સદાસર્વદા કોલાહલ કર્યાં કરવો; આમ કહેવામાં જોકે થોડો ઘણો તથ્યાંશ તો રહેલો છે જ, છતાં એના સંબંધમાં એક ભીતિ પણ છે. જો એ ભીતિને ટાળી

દેવામાં આવે, તો ઉપર્યુક્ત ભાવનાથી કોઈપણ પ્રકારનો અપાય ન થતાં થોડું ઘણું પણ હિત થવાનો જ સંભવ છે. જો એ ભાવનાનો ખરે ખરો અર્થ મનમાં સારી રીતે ઠસી ગયો હોય, તો એ ભાવના મનુષ્યને સારા ઉદ્યોગે લગાડવાના કાર્યમાં પ્રેરનારી એક સારી ઉત્તેજક શક્તિ છે, એમાં કોઈ પણ પ્રકારની શંકા નથી જ. કારણ કે, જગતમાં મનુષ્યને કોઈ પણ કાર્યમાં પ્રવૃત્ત કરનારી આશા અને કોઈ પણ સત્કૃત્યની અત્યુચ્ચ કલ્પના, એ બે મહા પ્રબળ પ્રેરણાઓ છે. પરંતુ ઉપર કહેલી ભીતિ અહીં જ આવીને ઊભી રહે છે. તે એ કે, જગતની સત્ય સ્થિતિ જાણવામાં આવી જતાં જ મનુષ્યની સત્કૃત્ય કરવામાટેની પ્રવૃત્તિ અને આશા ઠર્યું મર્યું થવા માંડે છે. કેટલીકવાર તો એમ થતાં જ તે નિરાશાવાદી બનીને સર્વથા નિરુત્સાહી અને શીતળ તથા પરિસ્થિતિનો પક્કો ગુલામ જ બની જાય છે. કારણ કે, જેમને વ્યાવહારિક ચતુરતાનું અભિમાન હોય છે, તેઓ નિત્ય એવું જ કથન કરતા હોય છે અને તેમની એવી જ સ્થિતિ થયેલી હોય છે. તેઓ કહેતા હોય છે કે, "બંધુઓ! જગત છે, તે આવું છે. માટે, જો એમાંથી જ કોઈ સુખનો માર્ગ કાઢવો હોય, તો કાઢો. તે સુખનો માર્ગ એ છે કે, નિત્ય શાંત અને સ્વસ્થ રહો, તથા જે જે દુઃખો આવે, તે મૂંગે મોઢે સહ્યા કરો. કિંબહુના, સંકટોના આઘાતો પણ થાય, તો તેને પણ તમે પુષ્પની વૃષ્ટિ ધારો. જો એક ગુલામ પ્રમાણે તમને જકડી નાખીને ગમે ત્યાં ફેરવવામાં આવે, તોપણ તમે 'અમે સર્વથા મુક્ત અને સ્વતંત્ર જ છીએ;' એવો જ મનમાં નિશ્ચય કરી લ્યો. સારાંશ કે, જો તમારો આ જગતમાં વર્ત્તવાનો વિચાર હોય તો એવી જ રીતે રાત દિવસ અને ક્ષણેક્ષણ પોતાના જીવને ખોટા ખોટા ભાસ કરાવીને તેને ફસાવતા રહો. એ જ એક ઉત્તમોત્તમ ઉપાય છે." આને આપણે વ્યાવહારિક સુજ્ઞતા કહીએ છીએ; અને હાલના કાળમાં એક પછી એક આવતી અનર્થપરંપરાઓને લીધે અને જીવનકલહ વધારે અને વધારે તીવ્ર તથા ભયંકર થતો જવાથી એ ચતુરતાનો જેટલો અનુવાદ સાંભળવામાં આવે છે, તેટલો અનુવાદ પૂર્વે કોઈ વેળાએ પણ સાંભળવામાં નહિ આવ્યો હોય. છતાંપણ વસ્તુસ્થિતિના તીવ્ર દુઃખને લેશમાત્ર પણ ન્યૂન કરવામાં તેનો તાદૃસ્ય ઉપયોગ થઈ નથી શકતો. કારણ કે, કોઈ એક સડી ગયેલા અને સડેલા પદાર્થપર આપણે ગુલાબના ફૂલોનું આચ્છાદન નાખીએ, તો તેથી કદાપિ વસ્તુસ્થિતિ લાંબો વખત ઢંકાયલી રહી શકવાનો સંભવ જ નથી, અને તેનો જોઇએ તેટલો ઉપયોગ થઈ શકવાનો પણ સંભવ નથી. કોઈવાર સહજમાં બળવાન્ વાયુનો આઘાત થતાંની સાથે જ ગુલાબનાં ફૂલો વિખરાઈ જશે અને પદાર્થની સડેલી સ્થિતિ તત્કાળ વ્યક્ત થવા માંડશે. એ જ દૃષ્ટાંત આપણાં જીવિતના સંબં

ધમાં પણ લાગૂ પડે છે. કારણ કે, બાહ્ય આનંદના સોનેરી આવરણતળે આપણે આપણા હૃદયમાંનાં ક્ષતો અને દુઃખશલ્યોને ગમે તેટલો પણ છૂપાવવાનો પ્રયત્ન કરીએ, તોપણ કોઇને કોઈ વખતે પણ તે સોનેરી આવરણ જરાક પણ ખસી જતાં જ આપણી આંતરિક શોચનીય સ્થિતિ ઊઘાડી થઈ જવાનો પ્રસંગ તો આવવાનો જ.

ત્યારે, એ સ્થિતિમાંથી આપણી કોઈ કાળે પણ મુક્તિ થવાની આશા જ નથી કે શું? આપણે માયામાં જ જન્મીએ છીએ અને માયાના જ દાસ બનીને માયામાં જ આપણે આપણા આયુષ્યનો વ્યય કરી નાખીએ છીએ, એ સર્વ જોકે ખરું છે; પરંતુ માયાના એ બંધનમાંથી મુક્ત થવાનો ઉપાય શો?

એ પ્રશ્નનો આપણે વિચાર કરવો જોઇએ. આ જગત્ કારાગૃહ સમાન છે, આપણા પૂર્વજન્મનું અવશિષ્ટ દિવ્ય તેજ પણ એક પ્રકારે કારાગૃહરૂપ જ છે, વધારે તો શું પણ આપણું મન અને આપણી બુદ્ધિ સુદ્ધાં પણ બંદિગૃહમય જ છે; એ વાત આજે યુગોના યુગો થયાં આપણે સાંભળતા આવ્યા છીએ; એટલું જ નહિ, પણ સમસ્ત આયુષ્યમાં એક બેવાર પણ એ તત્ત્વની સત્યતા થોડા ઘણા પ્રમાણમાં પણ જેના અનુભવમાં ન આવી હોય, એવો એક પણ મનુષ્ય આપણને આ વિશ્વમાં મળી શકશે નહિ. એનો અનુભવ વિશેષતઃ વૃદ્ધ જનોને વધારે થતો હોય છે. કારણ કે, તેમના ભંડારમાં આખા આયુષ્યમાં મળતા ગયેલા અનુભવોનો સંગ્રહ કરેલો હોય છે. એટલે કે, સૃષ્ટિના અનેકવિધ મોહજાળમાં ભૂલ ચૂકથી ફસાઈ પડવાના તેમના દિવસો વીતી ગયેલા હોય છે. માયાની મોહિનીનું સર્વ મોહકત્વ તેના સમક્ષ નિરુપયોગી થઈ પડે છે. ત્યારે એવા એ વૃદ્ધ પુરુષોની શી ગતિ થશે? એવો એક પ્રશ્ન આવીને મનમાં સાહજિક જ ઊભો રહે છે. તેની પણ માયાના બંધનમાંથી મુક્તિ થશે કિંવા નહિ?

એ ભયંકર ગૂઢતા આપણને પળેપળ દબાવતી છતાં, આસપાસના દુઃખ અને કષ્ટથી ભરેલા જગતનો પદે પદે આપણને અનુભવ મળવા છતાં, ને જીવિતમરણાત્મક જગતનું ચક્ર નિત્ય ફરતું આપણા જોવામાં આવતું છતાં, પણ આપણામાંના પ્રત્યેકના હૃદયમાં એક અંતઃસ્થ અને સૂક્ષ્મ પ્રેરણા વારંવાર કહેતી હોય છે કે;—"ભાઈ રે! આ મારી માયા આધિદૈવિક છે, તે ત્રિગુણાત્મક છે, અને તેનું ઉલ્લંઘન કરવું મહા કઠિન છે. તથાપિ જેઓ મારી પાસે આવશે, અથવા આવે છે, તેમને હું આ ભવનદીમાંથી તારીને પેલે પાર લઈ જાઉં છું. એટલામાટે જે કોઈ પણ સંસારના તાપત્રયથી કંટાળીને થાકી ગયેલા હોય, તેમણે મારી પાસે આવવું, એટલે હું તેમને અક્ષય્ય શાંતિ આપીશ." એ જ અંતઃપ્રેરણાનો ધ્વનિ આપણને આપણી કષ્ટમય

યાત્રા—જીવિતયાત્રા નિર્વિઘ્ને કરવામાટેનું ધૈર્ય આપે છે. એ ધ્વનિ કાંઈ આજકાલનો છે, એમ નથી; એ તો પૂર્વ કાળથી જ—યુગોના યુગ થયા મનુષ્યના અતઃકરણમાં ઉઠતો આવેલો છે. જગત્‌માં જે વેળાએ સર્વત્ર નિરાશાનું જ સામ્રાજ્ય વ્યાપી જવાથી મનુષ્ય ગાંડા જેવો બની જાય છે, જે વેળાએ પોતાના બળમાં તેનો વિશ્વાસ ન રહેવાથી સર્વથા ગર્ભગળિત અને નિસત્સાહી બની જાય છે અને તેને પોતાનું સર્વ આયુષ્ય વ્યર્થ અને વ્યર્થ વહી ગયા જેવો ભાસ થવા માંડે છે; તે વેળાએ એ ધ્વનિ વિશેષ સ્પષ્ટતાથી તેના સાંભળવામાં આવે છે, અને તે ધ્વનિ ઉપર જ તે પોતાનો બધો આધાર રાખવામાટે તૈયાર થઈ જાય છે. એ ધ્વનિ, તે ધર્મ છે.

ત્યારે આ સ્થાને પ્રત્યક્ષ બે પક્ષો આપણને દેખાઈ આવે છે. બન્ને પક્ષોવાળા પોત પોતાનાં મતોનું મહાબળ અને આગ્રહપૂર્વક પ્રતિપાદન કર્યાં કરે છે. એક પક્ષ આપણને પૂર્ણ આશા અને પૂર્ણ વિશ્વાસપૂર્વક કહે છે કે, "ભાઈરે ! આ સમસ્ત બાહ્ય વિશ્વ તે માયા જ છે, એવો એકવાર અનુભવપૂર્વક નિશ્ચય કરી લ્યો—હૃદયમાં ધર્મબુદ્ધિની જાગૃતિ થવા દ્યો—એટલે તમારી મુક્તિ થઈ જ સમજવી." એથી સર્વથા વિરુદ્ધ ઐહિક પ્રગતિમાં જ પોતાની ઇતિકર્તવ્યતા માનનારા વ્યાવહારિક પંડિતો આપણને કહે છે કે, "આ જુઓ, ધર્મ, માનસશાસ્ત્ર અને અધ્યાત્મ ઇત્યાદિ સર્વ અસત્ય છે. આવી આવી વાતોના વિચારથી અમથું પોતાનું માથું દુઃખવશો જ નહિ. જગત જેવું છે, તે પ્રમાણે જોઇને તમે વર્ત્તો. જો કે તે દુઃખમય જ હશે, તથાપિ, તેમાં પણ સુખનો માર્ગ કાઢીને આયુષ્યના ચાર દિવસ આનંદમાં વીતાડો. પરલોકની પંચાત તે અત્યારે વળી શામાટે કરવી જોઇએ?" એનોજ સરળ ભાષામાં એવો ભાવાર્થ થાય છે કે, વસ્તુસ્થિતિ વિશે સર્વથા અજ્ઞાન રહીને અને નેત્રો બંધ કરીને એક પ્રકારે અસત્યમય, દંભપૂર્ણ અને આત્મવંચનાયુક્ત આયુષ્ય વીતાડો. સ્થિતિ ગમે તેવી આવી પડે, તોપણ થીગડાપર થીગડું મારીને તેનું સારું રૂપ બનાવતા રહો અને બીજી ત્રીજી વાતોનો લેશ માત્ર પણ વિચાર ન કરો. એ કથનનું નામ શું? તો કે વ્યાવહારિક ચાતુર્ય અને ખરેખ૰ સંસારસુખ ! જે એવા પ્રકારના ભારોભાર થીગડાં જોડેલા સંસારસુખમાં સમાધાન માનીને બેસી રહે છે, તેમની ધર્મના માર્ગમાં કોઈ કાળે પણ પ્રવૃત્તિ થઈ શકતી નથી. કારણ કે, સદ્ય સ્થિતિ વિશે, પોતાના જીવિત વિશે, જગતમાંના અનેક અસત્યપૂર્ણ અને કપટમય વ્યવહારોવિશે અને આ થીગડાંપર થીગડાં મારીને નિર્વાહ કરનારાઓના આયુષ્યક્રમ વિશે મનુષ્યના મનમાં જ્યારે પ્રચંડ અસમાધાન અને અસંતોષ—ભયંકર તિરસ્કાર—ઉત્પન્ન થાય છે, ત્યારે જ તેની ધર્મના માર્ગમાં પ્રવૃત્તિ થઈ શકે છે.

સાંસારિક સ્થિતિનો મોહપાશ પોતાને બદ્ધ કરવામાટેનો દિનરાત પ્રયત્ન કરતો હોવા છતાં પણ જે તેને આધીન નથી થતો અને બુદ્ધ પ્રમાણે 'આ સર્વ અસત્ય છે. મિથ્યાભાસ-માયા-જ છે.' એવા તત્ત્વને જાણી તે પ્રમાણે જ વર્તન કરવાનું સાહસ કરે છે, તે જ ખરો ધાર્મિક નર બની શકે છે. બુદ્ધ સુદ્ધાં પણ આ સાંસારિક સ્થિતિના બળવાન્ મોહપાશમાં ફસાઈ ગયો હતો; "સત્યાન્વેષણનો પીછો છોડી દે, જગતમાં જઈને રાજ્ય ભાર્યા પુત્રાદિનાં સુખોનો ઉપભોગ લે, વસ્તુસ્થિતિ વિશે આંખ આડા કાન કરીને કિંવા મનમાં ખોટો નિશ્ચય કરીને પૂર્વવત્ કૃત્રિમ સુખના ચાર દિવસ વીતાડી દે." એવી એક પાપી પ્રેરણા તેનાં કર્ણમાં કેટલાક સમય સુધી ગૂંજ્યા કરતી હતી; પરંતુ તે અલૌકિક નીતિમાન્ અને અલૌકિક તથા અદ્વિતીય માનસિક ધૈર્યશાળી મહાત્માએ તેને એકદમ હાંકી કાઢી અને **મનોજય** મેળવ્યો. તેણે કહેલું છે કે, "કેવળ વનસ્પતિ પ્રમાણે, અજ્ઞાનયુક્ત અને પ્રજાવર્ધનાત્મક જડ જીવિત વીતાડવા કરતાં હજારવાર મરણ જ ઉત્તમ છે. પરાજયથી કાળું થયેલું મુખ લઇને નિર્લજ્જ થઈ જગતમાં ફરવા કરતાં સમરાંગણમાં મૃત્યુ આવે, તો તે ઘણું જ સારું છે." એવા પ્રકારની નિ:સીમ શ્રદ્ધાબુદ્ધિ ઉત્પન્ન થવી, એ જ ધર્મનો મૂળ પાયો છે એ પાયા ઉપર જ ધર્મની આખી ઇમારત ચણાયલી છે.

એવા પ્રકારની નિશ્ચયબુદ્ધિ મનુષ્યના મનમાં એકવાર ઉત્પન્ન થઈ ગઈ, એટલે તે સત્યશોધનના અને પરમેશ્વરપ્રાપ્તિના ખરા માર્ગમાં લાગી ગયો, એમ સમજી લેવું. ધાર્મિક બુદ્ધિ થવામાટે, ઉપર કહેલી પ્રેરણા મનમાં પ્રથમ ઉભરાઈ આવવી જોઈએ. 'હું મારો સત્યનો માર્ગ શોધી કાઢીશ, માત્ર સત્યનું જ સંપાદન કરીશ, કિંવા સત્યને મેળવવાના કાર્યમાં હું મારા પ્રાણ અર્પણ કરી દઈશ.' એવી નિષ્ઠાપૂર્વક હિમ્મત પ્રત્યેક મનુષ્યે રાખવી જોઈએ, અને ઉલ્લાસ તથા ઉત્સાહથી તે વિશેના પ્રયત્નો ચાલૂ રાખવા જોઇએ. કારણ કે સદ્ય:સ્થિતિના સંબંધથી આપણા જીવિતનો વિચાર કરવામાં આવે, તો આપણું જીવિત પ્રતિક્ષણે થોડું થોડું નષ્ટ થતું જ જાય છે, અને કોઈ વેળાએ તેનો સમૂળ નાશ થવાનો જ છે. માટે એનો લોભ રાખવામાં વાસ્તવિક રીતે લાભ કશો પણ નથી. તારુણ્ય, ઇચ્છા, આશા ઇત્યાદિ કમળપત્રસ્થ જળબિંદુ પ્રમાણે સર્વથા ક્ષણભંગુર જ છે. તે આજે છે અને કાલે નથી. એવી વસ્તુઓને-તેના કરતાં વિશેષ યોગ્યતાવાળી અને મહત્ત્વવાળી વસ્તુઓનો લાભ થવાનો સંભવ હોવા છતાં પણ-વળગી રહેવામાં શી ચતુરતા અને વિચારશીલતા સમાયલી છે વારુ? એ એક વિચાર, થયો. બીજો વિચાર તે સાધ્ય વસ્તુઓના મહત્ત્વનો અને અનુપમ

સૌખ્ય વિશેનો છે. આ ક્ષણભંગુર જીવિતનો જો તે અક્ષય્ય અને આનંદમય જીવિતની પ્રાપ્તિમાટે વ્યય કરવામાં આવે, તો તેથી ઐહિક તાપ–યાતના–નો તત્કાળ નાશ થઈ જાય છે અને સત્સ્વરૂપની જોડ મળીને વિશ્વવિજય મેળવવાનું અલૌકિક શ્રેય ઘર બેઠાં આપણને આવી મળે છે. ત્યારે, સાધ્ય વસ્તુની સરખામણીમાં આપણું આ વર્તમાન નશ્વર જીવિત કેટલું બધું તુચ્છ અને સહજ ત્યાજ્ય છે, એ આપણે ધ્યાનમાં રાખી મૂકવું જોઈએ. ધર્મના મંદિરની આદ્ય સ્થાપનશિલા જે આત્મત્યાગબુદ્ધિ, તેને આપણા હૃદયમાં જાગૃત કરવા વિશેનો આપણે સતત પ્રયત્ન કરવો જોઇએ. સારાંશ કે, ધર્મની ઉત્પત્તિની પરંપરા ટૂંકામાં એ પ્રમાણેની જ છે. ત્યારે, એવી રીતે જેઓ–જે કોઈ પણ—સત્યશોધનનો અને વિજય મેળવવાનો પ્રયત્ન કરવાનું સાહસ કરશે, તે જ પરમેશ્વરની પ્રાપ્તિના ખરા માર્ગમાં લાગેલા છે, એમ સમજવું; અને વેદ પણ એ જ ઉપદેશ આપે છે:—વેદધર્મ તો સર્વને ઉચ્ચ સ્વરથી ગર્જના કરીને કહે છે કે, "બંધુજનો! કદાપિ નિરાશ થશો નહિ. માર્ગ જો કે વિકટ છે, કિંબહુના તલવારની ધારપર ચાલવા જેટલો જ તે તીવ્ર અને પ્રખર છે; તથાપિ, હૃદયમાં બળ રાખો, નિરાશાને મનમાં સ્થાન ન આપો, ઊઠો, જાગૃત થાઓ અને તે શ્રેષ્ઠ પદ–ઉચ્ચતમ સાધ્ય વસ્તુ–નું યથાર્થ જ્ઞાન મેળવી લ્યો."*

આજ સુધી જગતમાં જે અનેક જૂદા જૂદા ધર્મો પ્રચલિત થયેલા છે, પછી તે ગમે તે સ્વરૂપના હો–તે સર્વને ઉપર કહેલી કલ્પના જ સર્વસાધારણ અને મુખ્ય પાયારૂપ થયેલી છે. એ કલ્પના, તે મુક્તિ અથવા મોક્ષમાટેની કલ્પના છે. પરંતુ તેમાંના કોઈપણ ધર્મે લૌકિક વ્યવહાર અને ધર્મના પરસ્પર વિરોધને વિદારીને કાઢી નાખવાનો અથવા તેમનો એક બીજા સાથે મેળાપ કરી આપવા માટેનો પ્રયત્ન કરેલો નથી; અથવા વિશેષ સયુક્તિક રીતિથી બોલીએ તો તેમાંના કોઈ પણ ધર્મને આ કાર્યમાં યશની પ્રાપ્તિ થઈ નથી શકી. પ્રત્યેક ધર્મે પોતપોતાની ઉચ્ચ કલ્પના ઠરાવવાનો પ્રયત્ન કરીને લૌકિક વ્યવહારનો–બાહ્ય વિશ્વમાં દેખાઈ આવતા ભ્રાંતિકારક પ્રકારો વિષેનો–પ્રશ્ન જેમનો તેમ જ મુગ્ધ રાખી મૂકયો છે.

જેવી રીતે મોક્ષની કલ્પના, સર્વ ધર્મોની આધારભૂત અને પ્રયોજનરૂપ હોવાથી, તેમાં એક પ્રકારનું ઐક્ય રહેલું છે; તેવી જ રીતે જૂદા જૂદા ધર્મોમાંના સવ સાધારણ અને ગ્રાહ્ય અંશ લઇને તેમનામાં એકવાક્યતા અને પરસ્પર સંપ સ્થાપવાના ઉદ્દેશને વેદાન્ત ધર્મે પૂરો કરેલો છે. વેદાંતની દૃષ્ટિથી જોતાં તમે જેને પ્રમાદી ધર્મ–

* उत्तिष्ठत, जाग्रत प्राप्य वरान्निबोधत ॥

વિચારો અને અતિશયોક્તિથી ભરેલી ભાંડકથાઓથી પરિપૂર્ણ દંભ કહો છો, કિંવા તમારું અત્યુચ્ચ તત્ત્વજ્ઞાન, એ બન્ને એક જ પ્રકારનાં અને એક જ પદવીનાં છે. કારણ કે, બન્ને પોતપોતાના પક્ષે, આ જડવિશ્વમાંથી આપણો પોતાનો છૂટકો કેવી રીતે કરી શકાશે, એ મહત્ત્વયુક્ત રહસ્યનો નિર્ણય કરી નાખવાનો એક સરખો પ્રયત્ન કરતા હોય છે, અને બન્નેના કહેવાનો ઇત્યર્થ એટલો જ છે કે, આપણને આ બંધનમાંથી મુક્ત કરનાર–મુક્ત કરવામાં સમર્થ–માત્ર એક જ પુરુષ છે, ને તે આ વિશ્વથી ભિન્ન છે. તે આ નિઃસર્ગનિયમોથી અને બાહ્ય બંધનોના પ્રભાવથી પર છે; એટલે એક જ શબ્દમાં કહીએ, તો તે સર્વથા મુક્ત છે. માત્ર, એ માયાતીત અને સ્વતંત્ર પુરુષ વિશેની વિવક્ષિત કલ્પનાઓના સંબંધમાં જ જૂદા જૂદા ધર્મપંથોમાં અને તત્ત્વજ્ઞાનપદ્ધતિમાં ભેદ અને વિરોધ રહેલો છે. તે મૂર્ત છે કે અમૂર્ત છે; મનુષ્ય પ્રમાણે સ્વયંપ્રવૃત્તિ અને ચેતનાત્મક છે, કિંવા અચેતન અને ઉદાસીન છે; અને પુરુષવાચક છે કે અવાચક છે; એ વિશે જ માત્ર પ્રથમથી જ જૂદા જૂદા ધર્મોમાં વાદ ઉપસ્થિત થયેલો છે. અને એ વાદ એવી જ રીતે જગતના અંતપર્યન્ત ચાલૂ રહેવાનો. આ વાતને સારી રીતે ધ્યાનમાં રાખી લેવાથી જગતના સર્વ ધર્મોમાં રહેલા પરસ્પર વૈમનસ્ય અને વિરોધની આપણને ભીતિ થવાનો સંભવ રહેશે નહિ. કારણ કે, જૂદા જૂદા ધર્મોમાં ગમે તેટલો પણ મતભેદ અને પરસ્પર વિરોધ રહેલો હોય)–અને તેનું હોવું બહુધા અપરિહાર્ય જ છે–તથાપિ, તેમની એકવાક્યતા કરનારું એક સૂક્ષ્મ સંયોગસૂત્ર સર્વમાં અંતર્ગત થયેલું છે. તે જ સંયોગસૂત્ર એ વેદાંતપદ્ધતિદ્વારા આપણા જાણવામાં આવવા માંડે છે; અને એની પહેલી પાયરી, તે ઉપર કહ્યા પ્રમાણેની સર્વ ધર્મોની મોક્ષ મેળવવામાટે ચાલી રહેલી ધરપકડની સર્વસામાન્ય કલ્પના જ છે.

બાહ્ય જગતમાં આપણને ભોગવવાં પડતાં સુખદુઃખોમાં, અનેકવિધ અડચણોમાં અને તાપત્રયમાં પણ એક વિશેષ વસ્તુ આપણા જાણવામાં આવ્યા વિના રહી નથી શકતી. તે એ કે, આપણે બધા સંસારબંધનથી આપણી મુક્તિ કરી લેવાના માર્ગમાં જ–જો કે ધીમે ધીમે–ચાલ્યા જઇએ છીએ. કારણ કે, વાસ્તવિક રીતે જોતાં જગતના આરંભથી જે એક મોટામાં મોટો પ્રશ્ન કરવામાં આવે છે, તે એ છે કે, આ વિશ્વ શું છે? એની ઉત્પત્તિ શામાંથી થયેલી હોવી જોઇએ? અને એનું પર્યવસાન શામાં થવાનું છે? અને એ સર્વનું ઉત્તર મળે છે, ત્યારે એક જ. તે એ કે જગતનું પર્યવસાન સ્વતંત્રતામાં–મુક્તતામાં અથવા મોક્ષમાં–જ છે. એની ઉત્પત્તિ પણ સ્વતંત્રતામાંથી જ થયેલી છે, અને કાળગતિથી સ્વતંત્રતામાં જ એનો લય થવાનો.

કોઈ પણ મનુષ્યથી કોઈ કાળે પણ એ કલ્પનાનો ત્યાગ કરી શકાય તેમ નથી જ. કારણ કે, આપણે સ્વતંત્ર છીએ, એ કલ્પનાપર જ તમારા ચલન વલન આદિવ્યાપારો કિંબહુના તમારું જીવિત સર્વ પ્રકારે અવલંબેલું છે. એનો જો એકવાર નાશ થયો, તો બધો જ કાર્યભાર બંધ થયેલો સમજી લેવો. બાહ્ય જગતમાં નજર નાખીએ, તો આપણાથી આપણા ભાગ્યમાં આવી પડેલી સ્થિતિથી અને નૈસર્ગિક નિયમોથી બહાર જઈ નથી શકાતું, અને આપણે સર્વસ્વે તેના દાસ જ છીએ, એમ ડગલે ને પગલે આપણને જણાઈ આવે છે, એ જો કે ખરું છે; તથાપિ, તે સાથે જ "ગમે તેમ હોય, પણ વસ્તુતઃ તો આપણે સ્વતંત્ર અને મુક્ત જ છીએ," એમ બીજી એક અંતઃપ્રેરણા આપણને કહેતી હોય છે. એટલે કે, એક તરફ માયાના પ્રભાવનો આઘાત પળે પળે આપણને આપણી પરતંત્ર અને બદ્ધ સ્થિતિનો દુઃખદાયક અનુભવ આપે છે; અને તેથી સર્વથા વિરુદ્ધ, તે અનુભવ સાથે જ, આપણે સ્વતંત્ર અને મુક્ત છીએ, એવી પ્રેરણા પણ નિત્ય આપણા મનમાં જાગૃત થયા કરે છે. પરંતુ તે જ જ્યારે આપણે સ્વતંત્રતાને પ્રત્યક્ષ સ્થાપિત કરવાનો પ્રયત્ન કરવા માંડીએ છીએ, ત્યારે તેમાં અનેક અનિવાર્ય અડચણો આવીને આપણા સમક્ષ મુખ વિકાસીને ઊભી રહે છે. જો કે ખરી સ્થિતિ એવી છે કે, પોતાનું સ્વાતંત્ર્ય સ્થાપિત કરવામાં મનુષ્ય ગમે તેટલો નિર્બળ અને અસમર્થ છે, તોપણ 'હું સ્વતંત્ર છું, અને હું મુક્ત છું,' એ સૂક્ષ્મ ધ્વનિ માત્ર, તેના મનમાં ઘૂમતો કોઈ કાળે પણ અટકી શકતો નથી જ. જો આપણે જૂદા જૂદા પ્રત્યેક ધર્મનું પરિશીલન કરીશું, તો તે પ્રત્યેક ધર્મમાં એ જ કલ્પના ધ્વનિત કરેલી આપણને મળી આવશે. (અહીં ધર્મ શબ્દનો મર્યાદિત અને સંકુચિત અર્થ લેવાનો નથી.) અથવા, માત્ર ધર્મ જ શામાટે? જગતમાંની એકંદર સામાજિક સંઘટનાઓ અને તેમના વ્યવહારો પણ એ જ સ્વતંત્રતાના તત્ત્વનાં ઉત્તમ દ્યોતક છે. સારાંશ કે, જગતના સર્વ વ્યવહારો એ અને એ જ તત્ત્વનું દ્રઢતાથી આપણને દર્શન કરાવતા હોય છે. પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં એ ધ્વનિ સતત ઊઠતો જ રહે છે, પછી તે તેના સાંભળવામાં આવે કે ન આવે, એ એક જૂદો વિષય છે. એ પૂર્વે પણ કહેવામાં આવેલું જ છે. હવે, એ ધ્વનિ સર્વને એક જ ભાષામાં સંભળાય છે કિંવા એક જ ભાષા બોલનારા લોકોને પણ (સર્વને) એક જ રૂપમાં કર્ણગોચર થાય છે, એમ નથી. પરંતુ ગમે તેમ હોય, તોપણ એ આત્મસ્વાતંત્ર્યનો ધ્વનિ સર્વના અંતઃકરણમાં થતો તો હોય છે જ. પરમેશ્વરે શ્રીમદ્ભગવદ્ગીતામાં કાઢેલા—

"ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।
सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।

तमेव शरणं गच्छ सर्वभावेन भारत।
तत्प्रसादात् परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम्॥"

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. અ. ૧૮. શ્લો. ૬૧-૬૨.

–ઇત્યાદિ ઉદ્‌ગારોમાં મનુષ્યના એ સ્વાતંત્ર્યને ધ્વનિત કરવાનો જ મર્મ સમાયલો છે. એ તત્ત્વ સર્વ ધર્મોમાં મળી આવે છે. માત્ર તેને વ્યક્ત કરનારી ભાષા કિંવા રચનાના સ્વરૂપમાં જ માત્ર ભેદ રહેલો હોય છે. નહિ તો, કોઇપણ ધર્મ હ્યો, તે ગમે તેટલી નીચી પદવીનો હશે, તોપણ મનુષ્યના સ્વયંસિદ્ધ સ્વાતંત્ર્યનો તેમાં પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતિથી ધ્વનિ તો કરેલો હશે જ. આપણો આ જન્મ પણ એક પ્રકારે એ પ્રેરણાના જ અનુરોધે થતો હોય છે. આપણા ચલન વલન આદિ સર્વ વ્યાપારો પણ એ સ્વાતંત્ર્યમાટે જ ચાલતા હોય છે. જેવી રીતે કોઈ એક અદસ્ય અને મનોહર વેણુનાદના મોહમાં પડવાથી અનેક મુગ્ધ હરિણોના સમૂહોના સમૂહો તે ધ્વનિના અનુરોધે દોડતા હોય છે, તેવી જ આપણા બધાની સ્થિતિ છે, એમ સમજી લેવું.

'જગતમાં નીતિ હોવી જોઇએ' એમ જે આપણે નિત્ય કહ્યા કરીએ છીએ, તે પણ ઉપર્યુક્ત અંતઃપ્રેરણાનું જ દસ્ય ફળ છે. કેવળ મનુષ્યના આત્મામાં જ નહિ પણ સૃષ્ટિમાંના અત્યંત સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને ક્ષુદ્ર પરમાણુઓમાં પણ એ ધ્વનિ ઉત્પન્ન થાય છે, અને તેથી તેઓ દિનરાત તે સ્વાતંત્ર્યપ્રતિ પહોંચવાનો જ પ્રયત્ન કર્યા કરે છે. એ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ થવામાટે જ તેઓ એકમેક સાથે સંયુક્ત થઈ જાય છે, અને તેના યોગે તેમનામાં એક સરખો કલહ, તાણાતાણ, અને અહમહમિકા ચાલૂ હોય છે. સુખદુઃખ, જન્મમરણ અને તાપવેદના આદિ દ્વંદ્વપરંપરા પણ એ જ અંતઃપ્રેરણાનું પરિણામ છે. એવી આપણી સ્થિતિ છે; એ સમસ્ત નિઃસર્ગ–સૃષ્ટિ–નું કાર્ય છે.

એવો પ્રકાર ક્યાં સૂધી ચાલ્યા કરવાનો? એવો જો પ્રશ્ન કરવામાં આવે, તો તેનું ઉત્તર એ જ છે કે, 'જ્યાંસૂધી વસ્તુસ્થિતિ આપણા જાણવામાં આવે, ત્યાંસૂધી. એકવાર તે પ્રેરણાનો ધ્વનિ આપણી માનસિક સૃષ્ટિમાં સ્પષ્ટતાથી ઉપજીને અંતઃકરણમાં જઈ પ્રતિબિંબિત થઈ ગયો અને ખરી સ્થિતિ શી છે, એનું આપણને વાસ્તવિક જ્ઞાન થઈ ગયું, એટલે ઐંદ્રજાલિક માયાનો આ દેખાવ આપણી દષ્ટિ આગળથી તત્કાળ અદસ્ય થઈ જાય છે, અને તેમાંનું શુદ્ધ અને ઉજ્જ્વલ સત્ય સ્વરૂપ સ્પષ્ટતાથી આપણને દગ્ગોચર થાય છે. પૂર્વે આપણને, માયાના પ્રભાવથી કેવળ ઉગ્ર રણાંગણ જેવું જ જે આ બાહ્ય જગત દેખાતું હતું, તે તેના સ્વરૂપનો લોપ થઈ જવાથી જગત આપણને એક જૂદા જ સ્વરૂપમાં દેખાવા માંડે છે. પૂર્વેનું તે ઉગ્ર,

વિકટ, ઘનઘોર અને ભયાનક રૂપ નષ્ટ થતાં તે શાંત, સુંદર, રમ્ય અને મોહક ભાસવા માંડે છે. એમ થવાથી જગત્ સર્વથા કપટમય અને દુઃખપૂર્ણ છે, અને ઉગ્ર તથા ભયંકર છે, એમ કહીને શોક વિલાપ કરવાનું કિંવા મનમાં દુઃખી અને કષ્ટયુક્ત થવાનું કશું પણ પ્રયોજન રહેતું નથી. એકવાર તે અંતઃપ્રેરણાની સહાયતાથી તમને વસ્તુ-સ્થિતિનું યથાર્થ જ્ઞાન થઈ ગયું કે, ત્વરિત જ, જગત્ છે, તેવું જ શામાટે હોવું જોઇએ, જગત્માંના વિરોધ, કલહ, પ્રતિસ્પર્ધા, અહમહમિકા, આપત્તિ અને નિર્ઘૃણતા ઇત્યાદિ કેવાં અપરિહાર્ય છે, અને આ જડાત્મક વસ્તુઓનો સ્વભાવ કેવો છે, તે આપોઆપ તમારા જાણવામાં આવી જશે. જે પ્રેરણા–જે ધ્વનિ આપણને બોલાવે છે, તેનીપાસે એ આપણે જવું હોય,–નહિ, આપણે બધા જાણે કે અજાણે તેની તરફ જવા જ કરીએ છીએ–તો એ સર્વ વાતો અપરિહાર્ય અને આવશ્યકીય જ છે, એ તમે પોતે પોતાની મેળે જ જાણી શકશો. સારાંશ કે, સૃષ્ટિમાંની ઉચ્ચ કે નીચ અથવા સચેતન કે અચેતન–સર્વ વસ્તુઓનો એ સ્વાતંત્ર્યને પ્રકટ કરવામાટેનો અખંડ પ્રયત્ન દિનરાત ચાલ્યા જ કરે છે. સૂર્ય બીજા એક તારકપુંજસ્થ ગોલકપ્રતિ જાય છે, પૃથ્વી સૂર્યની આસપાસ ફર્યાં કરે છે, અને ચંદ્ર પૃથ્વીની પરિક્રમા કર્યાં કરે છે–એ બધા વ્યાપારો તે એક સર્વશ્રેષ્ઠ સાધ્ય વસ્તુ પ્રતિજવામાટે જ ચાલતા જોવામાં આવે છે. તે અત્યુચ્ચ સાધ્ય વસ્તુ પ્રતિ જવામાટેની નૈસર્ગિક પ્રેરણાથી જ, ગ્રહમાલિકાઓને જૂદી જૂદી ગતિ મળ્યા કરે છે, અને એ પ્રેરણાના પ્રભાવથી જ વાતાવરણામાં ઊર્મિતરંગો ઊઠતા હોય છે. "તે સર્વશ્રેષ્ઠ વસ્તુમાં જઈ મળવામાટે જ સૂર્ય ચંદ્ર પ્રકાશે છે, તે જ અત્યુચ્ચ સ્થિતિમાટે વાયુ વાયા કરે છે, વિદ્યુદ્ગર્જનાની ઉત્પત્તિ અને લય પણ તેમાં જ છે, અને સર્વભક્ષક મૃત્યુ પણ એ જ કાર્યમાટે જ્યાં ત્યાં વિચરતો જોવામાં આવે છે." સારાંશ કે, સૃષ્ટિમાંના એકંદર પદાર્થમાત્રનું વલણ તેમાં જઈ મળવા તરફ જ લાગેલું હોય છે. કોઈ મહાત્માનું ઉદાહરણ લ્યો; તે પણ તે જ માર્ગમાં વિચરે છે. પરંતુ તે માર્ગમાં જવાથી તેની શોભામાં વધારો થાય છે, એટલામાટે જ કાંઈ તે, તે માર્ગમાં વિચરતો નથી; કિંતુ એનાવિના બીજી તેની કોઈ ગતિ જ નથી હોતી, એટલામાટે ગમે તે માર્ગમાં તે પ્રવાસ કરતો હોય છે.

એવી જ રીતે, કોઈ એક પાપી મનુષ્ય પણ તે જ મુક્તતાના ધ્યાનપ્રતિ જવા-માટે જ દોડતો હોય છે. જેવી રીતે જગત્માંનો એક અત્યંત ઉદારચરિત પુરુષ તે પ્રેરણાના સ્થલ પ્રતિ જવાનો પ્રયત્ન–આયાસ કરતો હોય છે. તેવી જ રીતે અત્યંત કૃપણ મનુષ્ય પણ તેના જ સ્થાનપ્રતિ જવામાટેની ખટપટ કરતો હોય છે. જગતમાં

અનેક વિજયી કૃત્યો કરીને પોતાના નિરલસ અને નિરપેક્ષ શ્રમથી અજરામર કીર્ત્તિ જમાવી રાખનારો કિંવા 'ખાવામાં કાળ અને ભૂમિને ભાર' રૂપ થઈ આળસમાં આયુષ્ય વીતાડનારો નિરુદ્યોગી મનુષ્ય—એ બન્નેનું પર્યવસાન એક જ છે. બન્નેને—તેમની ઇચ્છા હોય કે નહોય, તોપણ, તે સ્થિતિમાં જઇને પડવું જ પડે છે. માત્ર, જે વધારે કટકટ ન કરતાં અને ઠોકર ન ખાતાં સુખસમાધાનથી અને જાણી સમજીને તે માર્ગમાં પ્રયાણ કરે છે, તેને જ આપણે બીજાઓ કરતાં વિશેષ સુજ્ઞ અને કર્તૃત્વવાન્ કહીએ છીએ, અને બાકીનાઓને હીન અને દુર્બળ સમજીએ છીએ; એ જ માત્ર બન્નેમાં રહેલો મોટો ભેદભાવ છે. સારાંશ કે, વાસ્તવિક દૃષ્ટિથી જોતાં તો, સારું અને નઠારું એ બે કોઈ ભિન્ન પદાર્થો નથી, ઉભય એક જ જાતિના પદાર્થો છે. માત્ર, કોઈ પણ વસ્તુમાં જેટલા પ્રમાણમાં એકનું બીજા કરતાં ઓછું અથવા વધતું પ્રમાણ હોય છે, તટલા પ્રમાણમાં તે વસ્તુ સારી કે નઠારીના નામથી ઓળખાય છે અને એથી જ સારો અને નઠારો, એવો ભેદ ઉત્પન્ન થાય છે.

હવે જો એ સ્વાતંત્ર્યને પ્રસ્થાપિત કરવાની પ્રેરણા જ સમસ્ત વિશ્વને ચલન-આપનારી શક્તિ હોય, અને સૃષ્ટિમાંની ન્હાની અને સૂક્ષ્મતમ વસ્તુમાં પણ તેની સત્તા દૃગ્ગોચર થાય છે, તો પછી આપણા પ્રકૃત વિષયમાં, એટલે કે, ધાર્મિક અને આધ્યાત્મિક વિચારમાં તેનું કેટલું બધું પ્રાબલ્ય હોવું જોઇએ, એની હવે આપના મનમાં સહજ કલ્પના આવી શકે તેમ છે. કિંબહુના, ધાર્મિક વિચારોનું તે જીવનસર્વસ્વ જ છે, એમ કહેવામાં પણ કોઈ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી જ. પિતૃપૂજાત્મક અને પિશાચોપાસક આદિ સર્વથા ગૌણ અને ઉગ્ર પ્રકારના ક્ષુદ્ર ધર્મ લ્યો; તો તેમાં પણ, મૃત પૂર્વજોની કિંવા ઉગ્ર અને ખલ દેવતાઓની કલ્પના છે, અને તે કેવા પ્રકારની હોય છે? તે કોઈ પણ, આ બાહ્ય જડ વિશ્વ કરતાં—આ નિઃસર્ગ કરતાં—શ્રેષ્ઠ હોઇને માયાના પ્રભાવથી અલિપ્ત અને અબદ્ધ—મુક્ત—પ્રાણી છે, એવી જ તે કલ્પના હોય છે. અર્થાત્ તે સમયે જગત્ બાલ્યાવસ્થામાં હોવાથી તેની નિઃસર્ગ વિશેની કલ્પના બહુ જ સંકુચિત હતી, એટલી જ માત્ર ન્યૂનતા છે. કારણ કે, તેમને સમસ્ત નિઃસર્ગમાં આકર્ષણ અને પ્રત્યાકર્ષણ, ( Attraction and Repulsion ) એ બે પ્રેરણાઓ જ માત્ર જણાયલી હતી. તે સમયનો બિચારો ઉપાસક પોતે અજ્ઞ હોવાથી, આપણાથી આકાશમાં ઊડી નથી શકાતું, કિંવા ઓરડાની ભીંતને ભેદીને પેલી બાજૂ જઈ નથી શકાતું, અથવા હવામાં અદ્ધર રહી નથી શકાતું, માટે એ જ નિઃસર્ગની મર્યાદા અને બંધન હોવાં જોઇએ, એવી તેની કલ્પના થવી સર્વથા સાહજિક અને સ્વાભાવિક જ છે. માટે જેઓ એવાં

બંધનોનો ધિક્કાર અને પ્રતિકાર કરી શકે છે, જેઓ પોતાને ગમે તે વેળાએ ગમે તેવું રૂપ ધારણ કરી શકે છે, અને જેઓ સ્વયંપ્રવર્ત્તી અને અનિયંત્રિત છે, એ પ્રમાણે તેમણે પોતાના દેવની કલ્પના કરી. જો એ કલ્પનાના સ્વરૂપનું આપણે તાત્ત્વિક દૃષ્ટિથી અવલોકન કરીએ, તો આપણને શું દેખાય છે વારુ? બીજું શું દેખાય? એમાં પણ, અત્યાર સૂધી કહેલી સ્વયંસિદ્ધ સ્વાતંત્ર્યની—મુક્તત્વની જ કલ્પના બીજરૂપે રહેલી આપણા જોવામાં આવે છે. તે સમયના મનુષ્યોને પણ તેમની જાણમાંનાં બાહ્ય નિઃસર્ગનાં બંધનોથી તેમના દેવો અલિપ્ત અને મુક્ત છે, એમ ભાસતું હતું. ત્યાર પછી જેટલા પ્રમાણમાં નિઃસર્ગ—એટલે કે, સૃષ્ટિવિષયક મનુષ્યના જ્ઞાનમાં વધારો થતો ગયો, તેટલા પ્રમાણમાં નિઃસર્ગ કરતાં શ્રેષ્ઠ કલ્પેલા દેવો વિશેની કલ્પના પણ વધારે અને વધારે સયુક્તિક અને વિસ્તૃત થતી ગઈ. એમ થતાં થતાં અંતે જેને આપણે એકેશ્વરવાદ (Monotheism)ના નામથી જાણીએ છીએ, ત્યાં સૂધી વાત આવી પહોંચી. એકેશ્વરપંથનો અત્યારે સાધારણ જનસમાજમાં જે તિરસ્કારદર્શક અર્થ સમજવામાં આવે છે, તે સર્વથા પ્રમાદપૂર્ણ અને અજ્ઞાનમૂલક જ છે. એકેશ્વરવાદ, એટલે માયા અને નિઃસર્ગ, એ બે વસ્તુ કરતાં શ્રેષ્ઠતમ અને સર્વબંધનાતીત કોઇપણ સર્વશ્રેષ્ઠ પુરુષ છે, એમ માનવું તે. એવા પ્રકારના સર્વશ્રેષ્ઠ પુરુષની કલ્પના સર્વ ધર્મોમાં છે, અને એટલામાટે જ સર્વ ધર્મપંથીઓને મોક્ષપ્રાપ્તિની આશા ભાસ્યા કરે છે, અને તેની સિદ્ધિમાટે ઉત્કંઠા અને ઉત્સાહપૂર્વક તેમના પ્રયત્નો દિનરાત ચાલ્યા કરે છે.

એકેશ્વરાત્મક ધર્મકલ્પનાથી જ વેદાંતનો ખરો આરંભ થાય છે. પરન્તુ વેદાન્ત કેવળ એ જ કલ્પનામાં આવીને અટકી નથી જતો. તેને તો એ કલ્પનાથી પણ પર હોય, એવો ખુલાસો મેળવવાનો હોય છે. બાહ્ય વિશ્વમાં દેખાતાં માયાનાં સર્વ રૂપોથી પર કોઇપણ એક પુરુષ છે, તે માયા કરતાં શ્રેષ્ઠ અને તેથી અલિપ્ત છે. તે સૃષ્ટિમાંના પદાર્થ માત્રને પોતા તરફ આકર્ષ્યા કરે છે અને આપણે પણ તેની તરફ જવામાટેની ખટપટ કર્યાં કરીએ છીએ; એ બધી ઉપપત્તિને વેદાંત માન્ય કરે છે. પણ તેનું માત્ર એટલાથી જ સર્વથા સમાધાન થતું નથી. તેના મત પ્રમાણે એ કલ્પના જો કે પ્રત્યક્ષ રીતે વિચારશક્તિથી વિરુદ્ધ ન પણ હોય, તોપણ તેના યોગે વસ્તુસ્થિતિનું થવું જોઇએ તેટલું સ્પષ્ટ અને યથાર્થ જ્ઞાન થઈ નથી શકતું; તેમાં હજીપણ અસ્પષ્ટતાની અને ઝાંખાપણાની છાયા રહી જાય છે. ઉપર્યુક્ત કલ્પનામાં તે સર્વશ્રેષ્ઠ પુરુષ—તે અત્યુચ્ચ સાધ્ય વસ્તુને નિઃસર્ગથી જેટલી દૂર કલ્પેલી છે, તે તેટલી દૂર હોવાનું વેદાંતને પસંદ નથી. તેમાંના અંતરને ધીમે ધીમે ન્યૂન કરીને તે સર્વશ્રેષ્ઠ પુરુષ વધારે અને વધારે આપણા

નિકટમાં આવે, એ વેદાન્તીને જોઇતું હોય છે. વળી બીજું કારણ એ કે, તે સ્થાને જે દ્વૈતની કલ્પના આવી જાય છે, તે વેદાન્તને સંમત નથી. ખ્રીસ્તી લોકો જેમ પરમેશ્વરને દૂર કલ્પીને તેની વધારે અને વધારે પાસે જવામાટે અને પોતાને પાસે બોલાવી લેવામાટે તેની પ્રાર્થના કર્યાં કરે છે, તે પ્રમાણે વેદાન્તીઓ કરતા નથી. જે નિઃસર્ગાતીત અને સ્વતંત્ર પુરુષના જગતથી સર્વથા ભિન્ન અને દૂર હોવાની પ્રથમ કલ્પના કરવામાં આવી હતી, તે વેદાંતે ધીમે ધીમે પણ મૂળના તત્ત્વમાં લેશ માત્ર પણ અંતરાય ન કરતાં કિંવા તેમાં બાધ થવા ન દેતાં અનુક્રમે પોતાના અંતઃકરણમાં લાવીને સ્થાપિત કરી દીધી. આકાશસ્થ પુરુષ હતો, તેને વિશ્વરૂપ બનાવી દીધો, અને વિશ્વરૂપ પુરુષનું એટલે કે, જે સ્થિત્યંતર થતાં થતાં તે આ દેહમંદિરમાંનો અધિષ્ઠાતા—આત્મા, પરમાત્મા—નું રૂપ થઈ જાય છે અને અંતે તદ્રૂપ જ બની જાય છે—પર્યવસાન એ થાય છે કે, મનુષ્ય અને આત્મા એ દ્વૈતભાવ રહેવા જ નથી પામતો; કારણ કે, બન્નેની એકતા થઈ જાય છે. (ઉભય એક થઈ જાય છે). એ સ્થાને વેદાન્તના જ્ઞાનની પરિસમાપ્તિ થાય છે. કવિકુલગુરુશ્રી કાલિદાસે પોતાના 'વિક્રમોર્વશીય' નાટકની નાંદીમાં કહ્યા પ્રમાણે 'अन्तर्यश्च मुमुक्षुभिर्नियमितः प्राणादिभिर्मृग्यते' એવો તે પરમાત્મા આપણા પોતામાં જ રહેલો છે, અને અત્યારસૂધી કહેલો ધ્વનિ આ હૃદયસ્થ આત્મામાંથી જ નીકળતો હોય છે. એટલામાટે જ વેદાંત કહે છે કે, "પોતાની સ્વયંસિદ્ધ મુક્તતા—સ્વતંત્રતાનો જે અંતર્ધ્વનિ તમારા સાંભળવામાં આવે છે, તે સત્ય છે; પરંતુ તેના ઉત્પત્તિસ્થાનને શોધવામાં જ માત્ર તમે એક મોટી ભૂલ કરતા હતા. તમારા હૃદયમાં તમારી મુક્તતામાટે જે અંતઃપ્રેરણા થઈ, તે બરોબર હતી; પરંતુ એ મુક્તતાને તમારા પોતાના આત્માથી બહાર તમે શોધવા લાગ્યા, એ તમારી ભૂલ હતી. પુનઃ મનનપૂર્વક કર્ણ આપીને તે ધ્વનિનું શ્રવણ કરો; એટલે પોતાની મેળે જ તે પાસે પાસે આવતો જાય છે, એવો તમને ભાસ થવા માંડશે; અને એમ થતાં થતાં અંતે તેનો ઉદ્‌ભવ બીજા કોઈ સ્થાનેથી નથી થતો, કિન્તુ તે આપણા પોતાના હૃદયમાંથી જ ઉત્પન્ન થાય છે, અને તે ધ્વનિ કરનાર બીજો કોઈ નહિ, પણ તમારા આત્માનો આત્મા અથવા પરમાત્મા જ છે, એ પોતાની મેળે જ તમારા જાણવામાં આવી જશે. તેમ જ, આપણે સદાસર્વદા મુક્ત જ છીએ, આપણને વસ્તુતઃ માયાનો સ્પર્શ થયેલો જ નથી, અને તે કદાપિ થઈ શકતો પણ નથી; નિઃસર્ગનો પ્રભાવ આપણાપર કોઈવાર પડ્યો પણ નથી, અને પડી શકતો પણ નથી; કેવળ સ્વપ્નમાં ગળું દબાયાનો ભાસ થવાથી ગુંગળાઈ મરવાની કલ્પના કરીને કોઈ બાળક ગભરાઈ જાય છે, તે પ્રમાણે જ, જડ દેહવિશેની અહં-

બુદ્ધિને લીધે આપણને જાણે આ બાહ્યવિશ્વે-માયાએ-બદ્ધ કરી નાખ્યા હોય, અને તેથી જ આપણે તેના બંધનમાંથી છૂટવાનો પ્રયત્ન કરતા હતા, એવો આપણને ખોટો ભાસ થયો હતો: એ તમે પોતે પોતાની મેળે જ જાણી શકશો.

અર્થાત્ કેવળ કલ્પના અથવા તાત્ત્વિક દૃષ્ટિથી જ એ જાણવામાં આવે. તે કાંઈ વધારે ઉપયોગી થઈ શકતું નથી. કિંતુ બાહ્ય વિશ્વ અને તેમાંના પદાર્થો આપણને જેટલા સ્પષ્ટ અને ખરા દેખાય છે, તેના કરતાં પણ વિશેષ સ્પષ્ટતાથી એ તત્ત્વ આપણા મનમાં દૃઢતાપૂર્વક ઠસી જવું જોઈએ; તે આપણા હૃદયમાં પ્રત્યક્ષ રૂપે પ્રવર્ત્તમાન થવુ જોઇએ અને આપણાં આચરણો સાથે તેનું તાદાત્મ્ય થઈ જવું જોઈએ. જ્યારે એમ થશે, ત્યારે જ આપણે ખરા મુક્ત થઇશું, ત્યારે જ આપણાં સર્વ વિઘ્નો નાશ પામશે, ત્યારે જ મનમાંની ચિંતા અને વ્યાકુળતાનો લોપ થશે, ત્યારે જ અંતઃકરણમાંની વક્રતા અને અશુદ્ધતા ધોવાઈ જશે અને ત્યારે જ અનેકત્વના ભ્રાન્તિપટલના દૂર થઈ જવાથી અને અત્યારે જે નિ.સર્ગ અને માયા જેવી રીતે ભયંકર અને ભયોત્પાદક સ્વરૂપમાં દેખાય છે, તે સ્થિતિનો લય થતાં તે જ માયા સુંદર અને મોહક દેખાવા માંડશે. અત્યારે આ પૃથ્વી આપણને કેવળ 'મૃત્યુભૂમિ' અને કારાગૃહ સમાન જ ભાસે છે, તે જ પૃથ્વી ત્યારપછી નંદનવન સમાન જ ભાસવા લાગશે; ઐહિક દુઃખો, સંકટ, વિપત્તિ, તાપ, વેદના અને યાતના ઇત્યાદિ પણ આપણને દૈવિક રૂપમાં દેખાવા માંડશે અને આપણને તેના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થશે; અંતે કોઈ પણ વસ્તુ લેશો, તો તેના અંતરંગમાં અને બાહ્ય સ્વરૂપમાં ગર્ભિત એક જ શ્રેષ્ઠ પુરુષ જીવનભૂત છે, અને તે પુરુષ મારો વસ્તુરૂપ આત્મા-પરમાત્મા જ છે, એવો તમને પોતાની મેળે જ અનુભવ થઈ જશે; અને એ અનુભવ થવા સાથે જ તમારાં આધિભૌતિક દુઃખો અને માનસિક વેદનાનો પોતાનીમેળે લય થઈ જશે. અર્થાત્ જગતમાં વિહરવા છતાં પણ પોતાના અલિપ્ત અને મુક્ત હોવાનો સુખદ અનુભવ લેવાનો પ્રસંગ તમને મળશે. એવા પ્રકારનો જે અનુભવ થવો, તે જ ખરો મોક્ષ અને તે જ ખરી જીવન્મુક્તિ છે!

---

## વ્યાખ્યાન સાતમું

# અવ્યક્ત બ્રહ્મ અને સાકાર બ્રહ્મ*

બ્રહ્મ મૂળ અનંત, સ્વતંત્ર અને નિર્ગુણ હોય છે, તે સાકારત્વને કેવીરીતે પામે છે, એ કલ્પનાનું આકલન કરવું, તે સર્વ અદ્વૈત સિદ્ધાંતમાં એક વધારેમાં વધારે કઠિન કાર્ય છે. આજ સુધીમાં અનેકોને એ પ્રશ્ન બહુ જ વિકટ જણાયલો છે; અને આખા જન્મારા સુધી પણ જો એનું મનન કરવામાં આવે, તો પણ તેનો અર્થ ન સમજી શકાવાથી એ પ્રશ્ન અંતપર્યંત એવોને એવો જ ગૂઢ રહી જવાનો. એ પ્રશ્નનો જ આજે હું વિચાર કરવાનો છું, અને એને વિશેષ સ્પષ્ટ કરવામાટે એક આકૃતિ આળેખીને હું એનો ખુલાસો કરું છું.

ધારો કે, 'અ'ના સ્થાનમાં મૂળ નિર્ગુણ અને સ્વતંત્ર બ્રહ્મ છે; અને 'બ'ના સ્થાનમાં વિશ્વ અથવા નિ.સર્ગ એટલે કે, સાકાર બ્રહ્મ છે. 'વિશ્વ' કિંવા 'નિઃસર્ગ'માં માત્ર આપણી આસપાસમાં દેખાતી જડ સૃષ્ટિનો જ સમાવેશ કરવાનો નથી; કિંતુ આધિભૌતિક સૃષ્ટિ પ્રમાણે માનસિક અને આધ્યાત્મિક સૃષ્ટિનો-કિંબહુના કોઇપણ રૂપે અસ્તિત્વ ધરાવતા પ્રત્યેક પદાર્થનો પણ તેમાં સમાવેશ થાય છે. કારણ કે, ભલેને મન હોય, તોપણ તે નિઃસર્ગની જ એક વિશિષ્ટ અવસ્થા છે; કિંવા આપણું પંચદ્રવ્યાત્મક જડ

| (અ.) નિર્ગુણ અને સ્વયંબ્રહ્મ. |
| --- |
| (ક)<br>કાળ:<br>અવકાશ અ. આકાશ.<br>કાર્યકારણભાવ. |
| (બ.) વિશ્વ અથવા નિ:સર્ગ. |

શરીર પણ નિ.સર્ગની જ એક વિશિષ્ટ સ્થિતિનું નામ છે. એજ નિયમ બીજા પદાર્થોના સંબંધમાં પણ લાગૂ પડે છે; એ સર્વનું મળીને જે એક વ્યાપક અને દૃશ્ય સ્વરૂપ બને છે; તેને જ વિશ્વ, નિ.સર્ગ અને સૃષ્ટિ ઇત્યાદિ નામો આપવામાં આવેલાં છે. હવે જે 'અ' સ્થાનસ્થ નિર્ગુણ, સ્વતંત્ર અને નિરાકાર બ્રહ્મ, 'બ' સ્થાનમાં વિશ્વરૂવરૂપ બન્યું,

* લંડનમાં આપેલું ભાષણ.

તે 'ક' સ્થાનમાં નિર્દિષ્ટ કરેલા કાળ, અવકાશ(દિક્) અને કાર્યકારણભાવની ત્રયીમાંથી આવીને જ. અદ્વૈતમતમાં એ જ કલ્પના પ્રમુખ છે, અને એના પાયા ઉપર જ તે (વેદાન્ત) તત્ત્વજ્ઞાનની સઘળી ઇમારત ચણાવલી છે. 'ક' સ્થાનસ્થ દિક્, કાળ, અને કાર્ય કારણભાવની ત્રયી એક પ્રકારે પારદર્શક કાચ જેવી જ છે; કારણ કે, તેમાં ઊંચી નજર કરીને જોતાં આપણને મૂળ નિર્ગુણ, સ્વતંત્ર અને નિરાકાર બ્રહ્મ સ્પષ્ટતાથી દેખાય છે, અને નીચે જોતાં તે જ 'બ્રહ્મ' વિશ્વ, નિઃસર્ગ ઇત્યાદિ સાકાર અને દૃશ્ય સ્વરૂપમાં વિસ્તૃત થયેલું દૃષ્ટિગોચર થાય છે. એથી આપણે સ્પષ્ટ જાણી શકીએ છિએ કે, જ્યાં માત્ર મૂળ નિર્ગુણ, અને સ્વતંત્ર બ્રહ્મ છે, તે સ્થાને કાળ, આકાશ કે કાર્ય-કારણભાવ એમાંનું કશું પણ હોઈ શકતું નથી. કારણ કે, તે અવસ્થામાં જેને લીધે એ કલ્પનાઓ ઉત્પન્ન થાય છે—અથવા જેનાથી એ કલ્પના ઉદ્ભવે છે, તે મન કિંવા વિચાર એમાંની એક પણ વસ્તુ અસ્તિત્વમાં હોતી નથી.

તે આદ્ય અવસ્થામાં બાહ્ય વિષયોમાં સ્થિત્યંતર ઇત્યાદિ કશું પણ થતું ન હોવાથી આકાશ અને દિક્ની કલ્પના પણ ત્યાં સંભવતી નથી. તેવી જ રીતે તે સ્થિતિમાં 'બ્રહ્મ' એકલું જ હોવાથી, ઓછામાં ઓછી બે વસ્તુઓપર આધાર રાખતો જે આઘાત પ્રત્યાઘાતનો કિંવા કાર્યકારણત્વનો સંબંધ, તે પણ ત્યાં મળી નથી શકતો. મૂળના બ્રહ્મમાં જ્યારે પરિવર્તન—વિકાર—વિક્રિયા થવા માંડે છે, અથવા બીજી રીતે કહીએ તો, તે પોતાના શુદ્ધ અને નિર્ગુણ સ્વરૂપથી ભ્રષ્ટ થવા માંડે છે, ત્યારે જ કાર્ય-કારણભાવ, અને જેને આપણે 'ઇચ્છાશક્તિ' અથવા 'સ્વાયત્તતા' (Will power) ઇત્યાદિ નામોથી ઓળખીએ છીએ, તે વસ્તુઓ અસ્તિત્વમાં આવે છે. એ વાતને સારી રીતે મનમાં ઠસાવી લઇને સંપૂર્ણતાથી ધ્યાનમાં રાખવી જોઇએ; કારણ કે, અદ્વૈત મતનું યથાર્થ સ્વરૂપ સમજવાના કાર્યમાં એ પરિભાષા બહુ જ અગત્યની છે. એ વાત સારી રીતે ધ્યાનમાં ન આવવાથી વેદાંતના ખરા સ્વરૂપને સમજવામાં મોટા મોટા તત્ત્વજ્ઞો પણ વારંવાર ગોથાં ખાઈ ગયા છે. એનું સર્વથી ઉત્કૃષ્ટ ઉદાહરણ તે જર્મન્ તત્ત્વજ્ઞ **શોપેનહારનું** છે. તેણે, મૂળ બ્રહ્મ પછીની જે 'ઇચ્છાશક્તિ' અથવા સ્વાયત્તતા, (Willpower) છે, તેને જ સર્વપ્રધાન ઠરાવી દીધી છે, અને એથી તે 'ઇચ્છા-શક્તિ' વેદાન્તસંમત છે, એવી તેની સમજ થઈ ગયેલી હોય, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. પણ એવી રીતે મૂળ નિર્ગુણ અને સ્વતંત્ર બ્રહ્મના સ્થાનમાં તેની પછી ઉત્પન્ન થયેલી અને તેની જ કાર્યરૂપ ઇચ્છાને લઈ જઇને બેસાડી દેવી, એ કાંઇ યોગ્ય નથી. તેમ જ વળી વાસ્તવિક વિચાર કરતાં એમ જ જણાય છે કે, બ્રહ્મ,

સર્વથા નિર્ગુણ, સ્વતંત્ર અને અવિકાર્ય–જેમાં ફેરફાર નથી થતો તેવો છે, અને ઇચ્છાશક્તિ તો વિકારાત્મક છે. પરંતુ કાળ, આકાશ અને કાર્યકારણભાવ, એ ત્રણેના શિરોભાગે કાઢેલી રેષાની પેલીતરફ વિકારિત્વ (ફેરફાર થવો) નો કિંવા ગતિનો મૂળ સંભવ જ નથી. બાહ્ય સૃષ્ટિમાંની 'ગતિ' 'પ્રેરણા' અથવા અંતઃસ્થ પ્રેરણા એટલે કે વિચાર ઇત્યાદિ પરિવર્તનો સર્વ એ રેષાના નીચેના ભાગમાં જ શરુ થાય છે. એટલે મુખ્યતઃ કહેવાનું તાત્પર્ય એ જ કે, 'ક' રેષાની પેલી તરફ 'ઇચ્છાશક્તિ' (Willpower) ઇત્યાદિની શક્યતા નથી, અને તેથી જ તે વિશ્વનું આદિ કારણ થઈ શકતી નથી.

જો આપણા શરીરનો પણ વિચાર કરવામાં આવે, તો તેમાં પણ આપણા પ્રત્યેક ચલનવલનનું કારણ 'ઇચ્છાશક્તિ' જ હોય છે, એમ નથી હોતું. હું આ ખુરસીને અહીંથી તહીં ફેરવું છું. એ ખુરસીના ફરવાનું મારી 'ઇચ્છાશક્તિ' જ મૂળ-કારણ છે, અને તે ઇચ્છાશક્તિ ખુરસીના ભાગોમાં મારા સ્નાયુમાંની શક્તિના રૂપે બહાર દગ્ગોચર થઈ છે. અહીં તો આ સંબંધ બરોબર મળતો આવ્યો. પરંતુ, જે મારા સ્નાયુની શક્તિવડે ખુરસીને ગતિ મળ્યા કરે છે, તે જ શક્તિ મારાં કાળજાં અને ફેફસાં ઇત્યાદિને પણ ગતિ આપ્યા કરે છે; પણ ત્યાં ચાલન મળવામાં ઇચ્છાશક્તિ કારણીભૂત થતી નથી, એ ભેદ ખાસ કરીને ધ્યાનમાં રાખવો જોઇએ.

એટલે તાત્પર્ય એ કે, કોઈ પણ વિશિષ્ટ કાર્યની પ્રેરકશક્તિ એક જ અને તે સર્વ-સામાન્ય હોય છે. માત્ર, જ્યારે આપણે જાણી જોઇને તેનો કોઈ એક વિશિષ્ટ કાર્યમાટે ઉપયોગ કરીએ છીએ;–એટલે કે, જ્યાં તે શક્તિને સહેતુક જ્ઞાનનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે–ત્યારે જ આપણાથી તેને 'ઇચ્છા' અને 'મરજી' ઇત્યાદિ નામો આપી શકાય છે. સારાંશ કે, જે મૂળ અવસ્થામાં સહેતુક જ્ઞાનનો કિંવા વિચારશક્તિનો ઉદય પણ નથી થયો, તે અવસ્થામાં દેખાતી પ્રેરકશક્તિને 'ઇચ્છા' ઇત્યાદિ સંજ્ઞા આપવી, એ કેટલું બધું અયથાર્થ અને ભૂલભરેલું કાર્ય છે, એ તો આપના ધ્યાનમાં આવી ગયું હશે જ. શોપેનહારની તત્ત્વજ્ઞાનપદ્ધતિમાં જે એકપ્રકારની વિસંગતતા અને ગુંચવણ જોવામાં આવે છે, તે એ ભયંકર ભૂલનું જ મૂર્તિમત્ પરિણામ છે. એવો ગોટાળો થવા ન પામે, અને મનની જૂદી જૂદી સ્થિતિઓને વ્યાપક અને યથાર્થ નામ મળે, એટલામાટે એ શક્તિને સંસ્કૃતમાં બે નામો આપવામાં આવેલાં છે. તે પ્રજ્ઞા અને સંવિત્ છે. મનની જેટલી ભિન્ન ભિન્ન અવસ્થાઓ છે, તે સર્વનો સર્વ રીતે એ બે શબ્દોમાં જ સમાવેશ થઈ જાય છે. કિંબહુના, મનની કોઇપણ અવસ્થાને યોગ્ય થાય તેવું, એ એક સર્વસાધારણ નામ જ છે. એમાં મનના સંબંધના પ્રત્યેક વિષયનો નિર્દેશ થાય છે. એ શબ્દો સાથે

બરાબર મળતો આવે, એવો કોઈ અંગ્રેજી શબ્દ મારા જાણવામાં નથી. એ કલ્પનાને સારી રીતે સમજી લેવામાટે એ શબ્દોનો મર્મ જ પ્રથમ સારી રીતે સમજી લેવો જોઇએ. 'પ્રજ્ઞા' કિંવા' સંવિત્ 'એ કેવળ જ્ઞાનમય સ્થિતિ નથી કિંવા તેની પહેલાંની સ્થિતિ પણ નથી; કિંતુ તે એક પ્રકારના સ્થિત્યંતરની ભાવરૂપ કલ્પના (Essence of change) છે.

પ્રત્યેક મનુષ્યના મનમાં 'સ્થિત્યંતરની કિંવા પરિવર્તનની કલ્પના કેટલીકવાર અસ્પષ્ટ તો અસ્પષ્ટ, પણ કોઇને કોઇરૂપે પ્રવર્તતી તો હોય છે જ. એને લીધે જ કોઈ પણ નવો વિષય જોવામાં આવે કે, તે શો છે? શાથી થયો? ઇત્યાદિ પ્રશ્નો પૂછવાની આપણામાંના પ્રત્યેકના મનમાં સાહજિક જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. કોઇપણ વાત સ્વતઃસિદ્ધ તો હોતી જ નથી. તે બીજી કોઈ પણ વસ્તુના સંયોગથી જ ઉત્પન્ન થાય છે–અર્થાત્ તેની ઉત્પત્તિમાં કાંઈ પણ કારણ હોવું જોઇએ છે, એ તો આપણી બાલ્યાવસ્થાથી જ આપણે જાણતા હોઇએ છીએ. એટલામાટે જ કોઈ કોઈવાર ક્યાંક જો પાષાણ પડે, તોપણ તે કેમ પડ્યો? ક્યાંથી પડ્યો? કોણે પાડ્યો? ઇત્યાદિ પ્રશ્નો આપણા મનમાં સાહજિક આવીને ઉભા રહે છે. એનું કારણ, પ્રત્યેક ચલનવલન અથવા પ્રત્યેક ઘટના તેથી પૂર્વે થઈ ગયેલા બીજાં કોઈપણ ચલનવલનને લીધે અથવા ઘટનાને લીધે બનેલી હોવી જોઇએ, એવી આપણી જે જન્મથી જ માન્યતા થઈ ગયેલી હોય છે, તે જ છે.

આ વાત આપે સ્પષ્ટતાથી પોતાના મનમાં ઠસાવી લેવી, એવી મારી આપને સવિનય પ્રાર્થના છે. કારણ કે, જ્યારે જ્યારે પણ 'અમુક વાત કેમ બની?' એવો આપણે પ્રશ્ન કરીએ છીએ, ત્યારે ત્યારે પ્રત્યેક વાતમાં કેમ, હોવો જ જોઇએ; એટલે કે, તેને કારણીભૂત થનારી કોઈ પણ વાત તેનાથી અગાઉ બની ગયેલી હોવી જોઇએ, એવો નિર્ધાર કરીને જ આપણે આગળ ચાલતા હોઇએ છીએ. એ જે આગળ પાછળનો સંબંધ છે, તેને **પૌર્વાપર્યત્વ** અથવા **કાર્યકારણભાવ** એવી શાસ્ત્રીય સંજ્ઞા આપવામાં આવેલી છે. કાર્યકારણભાવ, એટલે, કોઈ પણ ઇન્દ્રિયદ્વારા અનુભવમાં આવનારી સૃષ્ટિમાંની પ્રત્યેક વસ્તુ પોતાપોતાના પક્ષે એકવાર પોતાની પછી થનારા કોઈ કાર્યનું, કારણ, અને એકવાર પોતાના પૂર્વે થઈ ગયેલા કોઈ કારણથી થયેલું કાર્ય હોય છે, એ કલ્પના.

એ કાર્યકારણભાવના અસ્તિત્વવિશે આપણો સર્વથા નિશ્ચિત અભિપ્રાય બંધાઇ ગયેલો છે, એટલે કે, તેની સત્યતા વિશે આપણા મનમાં કોઇવાર શંકાનો ભાસ માત્ર

પણ થવા નથી પામતો. પ્રત્યેક પરમાણુનો સૃષ્ટિમાંના બીજા પરમાણુ સાથે 'કાર્ય' અથવા 'કારણ' એ બેમાંનો કોઈ પણ એક સંબંધ હોવો જ જોઇએ, એવી જગતમાંના સઘળા સમજૂ માણસોની માન્યતા છે, એ વિશે વાદ જેવું કાંઈ છે જ નહિ. હવે એ કલ્પના મૂળ કેવી રીતે અસ્તિત્વમાં આવેલી હોવી જોઇએ, એ જ માત્ર અર્વાચીન કાળમાં પણ એક મોટો વાદગ્રસ્ત પ્રશ્ન થઈ પડ્યો છે. અનેક તત્વજ્ઞોએ અનેક પ્રકારે ઉપર્યુક્ત કલ્પનાની ઉત્પત્તિનો ખુલાસો કરવાના યત્નો કરેલા છે; પણ તેમાં સમાધાનકારક હોય, એવું એક પણ ઉત્તર આપણને મળી નથી શકતું. યૂરોપમાં, અંતઃસ્ફૂર્તિ, કિંવા 'પ્રેરણાવાદી', તત્વજ્ઞોનો *(Intuitive Philosophers) એક પંથ થઈ ગયો છે. તેમની માન્યતા એવી છે કે, ઉપર્યુક્ત કલ્પના માનવી જાતિમાં જન્મથી જ ઉત્પન્ન થતી હોય છે, અને તેથી તે તેની અંગભૂત જ બની ગયેલી હોય છે. બીજા કેટલાકોનું એમ કહેવું છે કે, અનુભવજન્ય જ્ઞાનવડે સૃષ્ટિનો તે નિયમ માનવી જાતિની પ્રત્યેક જાણમાં આવેલો હોવો જોઇએ. એવી રીતે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જે તે એ રહસ્યનો ભેદ ખોલવાનો યત્ન કર્યાં કરે છે; પણ તેમાંના એકનું પણ ઉત્તર નિખાલસ સયુક્તિક ન હોવાથી એ પ્રશ્નનો નિર્ણય કોઈ કાળે પણ થઈ નથી શકતો. માત્ર વેદાંતે જ એ પ્રશ્નનો ઉત્તમ અને સમર્પક નિર્ણય કરેલો છે. તે નિર્ણય શો છે, તે હવે પછી સત્વર જ આપના સમજવામાં આવી જશે; અસ્તુ.

ત્યારે પ્રથમ જે વાત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે, મનુષ્યના મનમાં 'કેમ?' 'કેવી રીતે?' ઇત્યાદિ રૂપે જે જિજ્ઞાસા વસેલી જોવામાં આવે છે, તે, (જિજ્ઞાસા) જગતમાંની સર્વ વસ્તુઓનો એક મેક સાથે 'પૌર્વાપર્ય'નો', કે 'કાર્ય કારણ ભાવ'નો સબંધ છે, એવી તેમની દૃઢ ધારણાને આધારે જ ઉત્પન્ન થયેલી હોય છે. એ ધારણામાં એક બીજી કલ્પના પણ ગૂઢ રહેલી જોવામાં આવે છે. તે, કોઈ પણ વસ્તુ એકલી અને બીજાથી ભિન્ન કોઈ કાળે પણ રહી શકે એમ નથી જ, એ છે. તેથી વ્યતિરિક્ત બીજા બાહ્ય પદાર્થોનાં કાર્યોનું એનામાં પરિણામ થતું જ જોઇએ, એટલે કે, પરસ્પરાવલંબિત્વ પણ કાર્યકારણભાવ પ્રમાણે જ વિશ્વમાંનો બીજો એક પ્રબળ નિઃસર્ગ-નિયમ છે, એવી સર્વત્ર કલ્પના હોયેલી જોવામાં આવે છે. પરંતુ મૂળના સ્વતંત્ર

---

* Intuitive Philosophers, એટલે મનુષ્યને સત્યસ્વરૂપનું અથવા પ્રત્યેક વસ્તુના સારા નઠારાપણાનું જ્ઞાન સ્વભાવતઃ જ પ્રાપ્ત થતુ હોય છે, અને નૈસર્ગિક સ્ફૂર્તિથી જ સારાનો સ્વીકાર કરવાની અને નઠારાનો ત્યાગ કરવાની તેનામાં પ્રવૃત્તિ ઉત્પન્ન થાય છે; અને ત્યાર પછી એ પ્રવૃત્તિ અનુસાર જ મનુષ્યના સઘળા વ્યાપારો ચાલતા હોય છે; એમ માનનારા તત્વજ્ઞાનીઓ.

આદ્યકારણના સંબંધમાં માત્ર એ નિયમ લાગૂ પડતો નથી. 'મૂળ નિર્ગુણ અને સ્વતંત્ર બ્રહ્મની ઉત્પત્તિ શામાંથી થઈ?' એવો પ્રશ્ન પૂછવાથી આપણે કેવડી મોટી ભૂલ કરીએ છીએ! કારણ કે, એમ પૂછવામાં, તેમાં પણ આપણે બાહ્ય સૃષ્ટિમાં ખરા તરીકે દેખાતા પૌર્વાપર્યસંબંધની અને કાર્યકારણભાવની કલ્પના કરીએ છીએ. એટલે કે, એક તરફ બ્રહ્મ, તે સમસ્ત વિશ્વનું આદ્યકારણ હોઇને સ્વતંત્ર, નિરુપાધિક અને નિઃસર્ગ-નિયમાતીત છે, એમ કબૂલ કરવું; અને પાછું તત્કાળ તેથી વિરુદ્ધ રીતે, તે આદ્યકારણના પણ પૂર્વ કારણને શોધવાનો અજ્ઞાનદર્શક પ્રયત્ન કરીને તેને (આદ્યકારણ–બ્રહ્મ–ને) વિશ્વમાંની બીજી સૃષ્ટ વસ્તુઓની માલિકામાં લાવી બેસાડવાનું સાહસ કરવું, એવી ઉપર્યુક્ત પ્રશ્નમાં વિસંગતતા જ દૃષ્ટિગોચર થાય છે! પણ જે એકલું જ, સ્વયંભૂ અને અદ્વિતીય છે–જેની જોડીનું બીજું કોઈ પણ નથી–તેનું તેનાથી વ્યતિરિક્ત બીજું કોઈ પણ કારણ કેવીરીતે હોઈ શકે વારુ? વળી, કાર્યકારણભાવ, તે પરસ્પર નિબદ્ધ થયેલી અને એકમેકપર આધાર રાખતી વસ્તુઓમાં જ મળી આવનારો સંબંધ છે. ત્યારે જે વસ્તુતઃ સ્વયંપ્રવર્ત્તી અને સ્વતંત્ર છે, તેમાં તે કેવી રીતે સંભવી શકે વારુ? અને તે તેમાં સંભવે, તો પછી તે તત્ત્વ વસ્તુતઃ સ્વતંત્ર હોવાને બદલે બદ્ધ જ હોવું જોઇએ. જ્યાં 'એક અને બીજું' 'એકમેક' અને 'પરસ્પર,' ઇત્યાદિ શબ્દોથી વ્યક્ત થનારો સાપેક્ષ (Relativity) સંબંધ આવ્યો, ત્યાં તે વસ્તુ કોઈ કાળે પણ સ્વતંત્ર કહી શકાશે નહિ જ; તે વસ્તુ વસ્તુતઃ બદ્ધ જ હોવી જોઇએ. પરંતુ પૂર્વે કહ્યા પ્રમાણે બ અને ક રેષાની પેલી તરફ દિક્, કાલ અને કાર્યકારણભાવની ત્રયી અને વિશ્વનો સંભવ જ નથી. એટલે કે, બ્રહ્મ, ત્યાં એકમેવ–એકલું જ–મનથી અતીત અને સ્વતંત્ર જ હોય છે. ત્યારે એકલા અને સ્વતંત્ર રહેનારને બીજું કારણ ક્યાંથી હોઈ શકે? વળી, જે વસ્તુના સંબંધમાં પ્રથમ અને દ્વિતીય ઇત્યાદિ પરસ્પર સાપેક્ષ સંબંધ આવ્યો, તે વસ્તુ સ્વતંત્ર હોઈ શકે જ નહિ.

ત્યારે આથી એકંદર રીતે આપના ધ્યાનમાં તો આવી જ ગયું હશે કે, મૂળ અનન્ત અને સ્વતંત્ર બ્રહ્મ સાંત અને સાકાર શામાટે–કેમ–(અર્થાત્ શાથી) થયું? એ પ્રશ્ન ભૂલ ભરેલો છે; કિંબહુના એવો પ્રશ્ન કરવો, તે જ અન્યોન્ય વિરોધાત્મક છે.

ગૂઢ અને સૂક્ષ્મ કલ્પનાના વિચારને એક બાજૂએ મૂકીને તર્કશાસ્ત્ર–વ્યાવહારિક તારતમ્ય–ની દૃષ્ટિથી પણ ઉપર્યુક્ત પ્રશ્નનો વિચાર આપણે કરી શકીએ એમ છે. તે વિચાર આ પ્રમાણેઃ–મૂળ સ્વતંત્ર અને એકમેવ કારણના સ્થાનમાં સાપેક્ષ સંબંધ ઉદ્ભવ્યો કેવી રીતે? સમજો કે, આપણને એ પ્રશ્નનું ઉત્તર મળ્યું, તો જે મૂળનું સ્વતંત્ર

કારણ છે, તે ત્યાર પછી સ્વતંત્ર રહી શકશે ખરું કે? અર્થાત્ નહિ. કારણ કે, અહીં તે સાપેક્ષ સંબંધી થયું; અને માત્ર આ બાહ્ય જગતમાંની બધી વસ્તુઓ જ સાપેક્ષ સબંધી (Relative) છે. ઉદાહરણાર્થ, જ્ઞાનવિશેની આપણી નિત્યની કલ્પના શી હોય છે વારુ? અર્થાત્, તે એ જ હોય છે કે, કોઈ એક વસ્તુ જ્યારે મનના આકલનથી મર્યાદિત થાય છે, ત્યારે તે વસ્તુનું આપણને જ્ઞાન થયું, એમ આપણે કહીએ છીએ; અને જે વેળાએ તે મનની ગ્રહણશક્તિમાં ન આવી શકે તેવી હોય છે, તે વેળાએ તેને આપણે જાણતા નથી અને તેનું જ્ઞાન કાંઈ આપણને થઈ શકતું નથી, એમ આપણે કહેતા હોઇએ છીએ. ત્યારે મૂળ સ્વતંત્ર અને મનથી અતીત કારણનું જ્ઞાન જો આપણને થઈ ગયું, તો તે કારણ ત્યાર પછી સ્વતંત્ર અને અનન્ત રહી શકતું નથી. કારણ કે, કોઇપણ વસ્તુ મનની આકલનમર્યાદામા આવી ગઈ, કે તે સાંત થઈ જ સમજી લેવી. એટલા માટે, અનંત અને સ્વતત્ર બ્રહ્મનું આકલન કરવાનું કહેવું પણ પરસ્પર વિરોધી છે; અને તેટલા માટે જ એ પ્રશ્નનું કોઇના તરફથી પણ આજ સુધીમાં ઉત્તર મળ્યું જ નથી. કારણ કે, જો એનું ઉત્તર મળે, તો પછી એનું સ્વાતંત્ર્ય અને આનન્ત્ય કાયમ રહી શકે તેમ નથી. વધારે તો શું, પણ જે દેવનું એક વાર આપણને ખરું જ્ઞાન થઈ ગયું, તે જ દેવ ત્યાર પછી ખરો દેવ રહી શકતો નથી. કારણ કે, પછી તો ખુરસી વગેરે જેવા જે પદાર્થોનું આપણને જ્ઞાન થયેલું છે, એવા સાત પદાર્થોમાંનો જ તે પણ એક પદાર્થ થઈ પડે છે. પરંતુ પરમેશ્વર તેવો નથી, તે તો સદૈવ અજ્ઞેય જ છે. પણ અદ્વૈતવાદીઓના અજ્ઞેય શબ્દનો અર્થ, પાશ્ચાત્ય અજ્ઞેયવાદીઓ (Agnostics) ના અજ્ઞેયના અર્થ 'જાણવામાં ન આવી શકે તેવો' જેવો માત્ર નથી. અદ્વૈતવાદીના મત અનુસાર અજ્ઞેય એટલે માત્ર જ્ઞેય વસ્તુથી પર-તેના કરતાં કાંઇક પણ વધારે-જે વસ્તુ તે. અદ્વૈત મતના સંબંધમાં પણ એક વાત તમારે ખાસ કરીને અહીં ધ્યાનમાં રાખવી જોઇએ. અજ્ઞેયવાદીઓ જે રીતિથી ઈશ્વરને અજ્ઞેય ઠરાવવાનો પ્રયત્ન કરે છે, તેવા પ્રકારનો ઈશ્વર નથી, એ વાત આપ સર્વેએ પોતાના મનમાં પક્કી રીતે ઠસાવીને પછી જ પોતાને ઘેર જવું, એવી મારી અનન્યભાવે આપને નમ્ર વિનતિ છે.

એ જ વાત હું આપને કાંઇક વધારે સ્પષ્ટ કરીને સંભળાવું છું;-આ અહીં ખુરસી પડેલી છે, અને તેના વિશે મને જે જ્ઞાન થયેલું છે, તે હું 'ખુરસી' શબ્દથી વ્યક્ત કરી બતાવું છું. એટલે કુરસી જ્ઞાત કિંવા જ્ઞેય વસ્તુ છે; કારણ કે, મને તેનું આકલન થઈ શકે છે. પરંતુ તે જ, વિરુદ્ધપક્ષે, વાતાવરણમાંના આ વિરલદ્રવ્ય-ઈથર-ના

અંતર્ભાગમાં શું છે? તેમાં કોઈ પ્રાણી વાસ કરે છે કે નહિ? એ અજ્ઞેય વાર્ત્તા છે. કારણ કે, એ વાતનું જ્ઞાન મને થશે કે નહિ, તે તો ઈશ્વર જાણે; અને એ દૃષ્ટિથી જ એ વાત મને અજ્ઞેય છે. એ **જ્ઞેય** અને **અજ્ઞેય**માંનો વ્યાવહારિક ભેદ થયો. પરંતુ ઈશ્વરના સંબંધમાં એ **જ્ઞેય** અને **અજ્ઞેય** શબ્દની યોજના કરતી વેળાએ તે શબ્દોનો ઉપર્યુક્ત સંકુચિત અર્થ લેવાથી કાર્ય ચાલી શકે તેમ નથી. ઈશ્વરના સંબંધમાં **અજ્ઞેય** શબ્દનો અર્થ '**જ્ઞેય** કરતાં અધિક ઉચ્ચતર, એવું કાંઈ પણ' એવો જ લેવો જોઈએ. વ્યવહારમાંના ઈતર પ્રશ્નોના સંબંધમાં બોલતી વેળાએ, આપણે જેવી રીતે **જ્ઞેય** અને **અજ્ઞેય** એ બે શબ્દોનો ઉચ્ચાર કરીએ છીએ, તેવી રીતે અત્ર પણ તેનો ઉચ્ચાર કરવો સયુક્તિક થઈ શકશે નહિ જ. ઈશ્વરના સંબંધનાં **અજ્ઞેય** શબ્દનો ઉપયોગ કરતી વેળાએ તેમાં 'સર્વથા જ્ઞાન થવાને અશક્ય જ' એવી એકસરખી કલ્પનાનો સમાવેશ કરવાનો નથી; કિંતુ માત્ર, 'જેમનું જ્ઞાન થવું શક્ય છે, તે સર્વ વસ્તુઓથી પર અને તેમના કરતાં વિશેષ શ્રેષ્ઠ હોય, એવું કાંઈ પણ' એટલી જ કલ્પના સ્વીકારવાની હોય છે. જ્ઞાતવ્ય કરતાં કાંઈ પણ અધિક અને ભિન્ન પ્રકારનું તત્ત્વ, એટલો જ અર્થ એ સ્થાને સમજવાનો છે. 'આ ખુરસી જ્ઞેય છે' એમ કહેવાની સાથે જ જ્ઞાનના કાંઈ પણ અંશનો–પછી તે ગમે તેટલો સૂક્ષ્મ અને ક્ષુદ્ર હોય, તે એક બીજો વિષય છે–નિર્દેશ થઈ જાય છે. પરંતુ ઈશ્વરવિષયક જ્ઞાન, એ સર્વ મર્યાદિત જ્ઞાન કરતાં અનેકગણું અગાધ અને દુર્ગમ છે. કારણ કે, ખુરસી તે ખુરસી જ છે–ટેબલ ઇત્યાદિ નથી; ઇત્યાદિ પ્રકારનું જે ન્હાની ન્હાની વસ્તુઓથી તે ઠેઠ મોટી મોટી વસ્તુઓ સુધીનું આપણને જ્ઞાન થાય છે, તે સર્વ પરમેશ્વરદ્વારા જ થાય છે. એટલામાટે જ તેને **વિજ્ઞાનમય, સર્વસાક્ષી, સર્વભૂતાન્તરાત્મા, અજ** અને **અવ્યય** આદિ નામો આપવામાં આવેલાં છે. આપણને જે કાંઈ પણ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે સર્વ તે દ્વારા અને તેના સંબંધનું જ હોય છે. તે જ સર્વ પ્રાણીમાત્રનો અધિષ્ઠાતા અને અધ્યક્ષ છે. (શ્રી. ભ. ગી. અ. ૯; ૧૦.) આપણને જે કાંઈપણ પોતાસંબંધી અને બહારની બીજી વસ્તુઓના સંબંધમાં જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે સર્વ તેથી વ્યતિરિક્ત તો નથી જ. આપણે પોતે જ વ્યવહારમાં જે 'હું–હું–' કહીએ છીએ, તે અહંકારબુદ્ધિ પણ તદાત્મક જ છે. એ અહંકારબુદ્ધિ વ્યતિરિક્ત કોઈપણ જ્ઞાન આપણને મળી શકવાનું નથી. જો યઃકશ્ચિત્ ખુરસીનું જ્ઞાન થવાનું હોય, તોપણ તે એ સર્વવ્યાપક બ્રહ્મદ્વારા જ થવું જોઇએ. કિંબહુના, ઈશ્વર ખુરસી કરતાં પણ આપણા વધારે સાન્નિધ્યમાં, હોવા છતાં ખુરસી કરતાં તે કેટલોબધો શ્રેષ્ઠ અને ઉચ્ચતમ છે, એ વિચારને મનમાં લાવતાં, તે એક પ્રકારે **જ્ઞેય** જેવો જ ભાસે છે, અને વિરુદ્ધ

પક્ષે અજ્ઞેય પણ ભાસે છે. પરંતુ ગમે તેમ હોય, તોપણ તે બન્ને કરતાં એ અનંતગણો ઉચ્ચતમ છે, એવો ભાસ તો આપણા મનમાં નિત્ય થયા જ કરે છે. એવા પ્રકારનો જે સર્વશ્રેષ્ઠ કોઈ પણ છે, તે બીજો કોઈ નહિ, પણ તે **તમે પોતે જ** એટલે કે, તમારો આત્મા જ (तत्वमसि તે તું છે) છે. આપણે પોતે જ પરમાત્મસ્વરૂપ છીએ, એવી જે નિશ્ચયપૂર્વક બુદ્ધિ થવી, તેનું નામ જ ખરું જ્ઞાન છે. સ્થાવરજંગમાત્મક સર્વ વસ્તુઓમાં ઓતપ્રોત ભરાઈ રહીને તેમને જો તે સચ્ચિદાનંદાત્મક પ્રભુ ચાલન આપતો ન હોત, તો આ સૃષ્ટિમાંનો એક જંતુ પણ એક ક્ષણમાત્ર હાલી ચાલી શકત ખરો કે? કદાપિ નહિ. કારણ કે, સર્વ પ્રાણીમાત્ર તેનામાં જ રહીને તેના જ યોગે પોતાની શ્વાસોચ્છ્વાસ આદિ ક્રિયાઓ કરતા હોય છે; તેનાથી ભિન્ન—વ્યતિરિક્ત હોય, એવું આ વિશ્વમાં કશું પણ નથી. (શ્રી. ભ. ગી. અ. ૯: ૪, ૬, ૧૦) પરંતુ એનો અર્થ એવો નથી કે, તે આપણા શરીરમાંના રક્ત આદિને ગતિ આપે છે. કિન્તુ એનો અર્થ એટલો જ લેવાનો છે કે, તે આપણા બધાનો સારભૂત છે; તે પરમાત્મા આપણામાંના પ્રત્યેકના હૃદયમાં વસે છે, અને આપણી ક્રિયાઓ તથા તેના વ્યાપારોનું નિયમન કર્યા કરે છે. (શ્રી. ભ. ગી. અ. ૧૮: શ્લોક–૬૧.) તે સર્વ ભૂતમાત્રની જીવનકળા અને આત્માનો પણ આત્મા—પરમાત્મા—છે.

તથાપિ. તેનું જ્ઞાન આપણે હવે મેળવી લીધુ છે, એમ તમારાથી કોઇકાળે પણ કહી શકાય તેમ નથી જ. કારણ કે, જ્ઞાનનો વિષય—જે પરમાત્મા, તે જ જ્યારે તમે પોતે છો, ત્યારે એક જ સમયાવચ્છેદે જ્ઞાનના વિષય અને વિષયી; (જ્ઞાનનું ગ્રહણ કરનાર) અથવા **દૃશ્ય** (જોવાની વસ્તુ) અને **દ્રષ્ટા** (જોનાર) તમે કેવીરીતે થઈ શકશો? એવા જ્ઞાનને પરિપૂર્ણતાથી મેળવી લેવાનું અભિમાન ધરાવવું, તે પોતાના બંધનમાંથી જ પોતાની મુક્તતા કરી લેવા જેવું અને જેટલું જ અસંભવનીય અને અશક્ય છે.

'જ્ઞાન' 'જ્ઞાન' એટલે, કોઈ એક પદાર્થને આપણા વ્યતિરિક્ત કોઈ વિષયનું જ્યારે સ્વરૂપ આપવામાં આવે છે, ત્યારે જ પ્રાપ્ત થવા જેવું–યોગ્ય–હોય છે.' ઉદાહરણાર્થ, સ્મૃતિ જ લ્યોને. [તેમાં, જૂદી જૂદી વસ્તુઓના નિરીક્ષણથી તમારા અંતઃકરણમાં જે સંસ્કારો થાય છે, તેમને તમે કલ્પનાનું રૂપ આપો છો, અને તે 'સંસ્કાર'ને તમે વિષય બનાવો છો અને તેનું પોતાને જ્ઞાન થવાનું વ્યક્ત કરો છો. તેમ જ જ્યારે ગમે ત્યારે તમે તે સંસ્કારોનું પુનઃસ્મરણ કરો છો. એટલે કે, જ્ઞાન અને સ્મૃતિ ઇત્યાદિ આ મનને આધીન અને તેની આકલનશક્તિથી–શક્તિવડે–મર્યાદિત રહેનારી

વસ્તુઓ જ છે. પરંતુ એ નિયમ–એટલે કે, તેને જ્ઞાનનો વિષય કરવાની વાર્તા ઇશ્વરના સંબંધમાં લાગૂ નથી. કારણ કે, જેવી રીતે આપણે, આપણા મનમાંના જૂદા જૂદા સંસ્કારોને ગમે ત્યારે શબ્દ આદિ સાધનોવડે વ્યક્ત કરી દેખાડીએ છીએ, એટલે કે આપણા કરતાં તેમને પૃથક્ અને નિરાળું અસ્તિત્વ આપીએ છીએ; તેવીરીતે ઇશ્વરના સંબંધમાં આપણાથી કરી શકાય તેમ નથી; આપણાથી વ્યતિરિક્ત અને ભિન્ન પરમેશ્વર કાઢી અર્થાત્ બતાવી શકાય તેમ નથી જ. કારણ કે, તે આપણા બધાના આત્માની સારભૂત જીવનકળા–પરમાત્મા–છે. તેને આપણે જૂદો બહાર કાઢીને બતાવી જ શકીએ તેમ નથી જ. વિશે વેદાંતમાં એક અત્યંત પવિત્ર અને ઉદાત્ત શ્રુતિ છે. તે આ પ્રમાણે;–"स य एषो निमैतदात्म्यं इदं सर्वं तत् सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो" એનો ભાવાર્થ એવો થાય છે કે, "હે શ્વેતકેતો ! તે જ (પરમાત્મા) તારા આત્માનું સત્ત્વ છે, તે જ સત્યરૂપ છે, તે જ તારો આત્મા છે; અને તું પણ (તે જ) તદ્રૂપ છે." એટલે કે, પરમાત્મા ઇશ્વર અને મનુષ્ય–કિંવા તેનો પૃથક્ પૃથક્ આત્મા, એ બે નથી; કિન્તુ એકરૂપ જ છે. સારાંશ કે, '"तत्त्वमसि' મહાવાક્યનું રહસ્ય ઉપર્યુક્ત કલ્પનામાં છે, અને તેનો ખરો અર્થ ઉપર સ્પષ્ટ કર્યાં પ્રમાણે નો જ છે. એના વિના પરમાત્માનું યથાર્થ સ્વરૂપ જૂદા શબ્દોથી વ્યક્ત કરી શકાતું જ નથી. આપણે તેને પિતા, દીનબંધુ અને ભક્તવત્સલ ઇત્યાદિ જે વિશેષણો આપીએ છીએ તેનો અર્થ એ જ કે, આપણે તેને આપણા પોતાના જ્ઞાનનો વિષય કરવા ઇચ્છીએ છીએ; પરંતુ એ કાર્ય કોઈ કાળે પણ શક્ય નથી, એ ઉપર કહેલું જ છે. વસ્તુતઃ તે જ્ઞાનનો વિષય નથી, કિંતુ પોતે જ વિજ્ઞાનમય અને સમસ્ત વસ્તુઓનો ચિરંતન દ્રષ્ટા છે. તેથી વ્યતિરિક્ત જ્ઞાન હોઈ શકતું જ નથી. હું જેવી રીતે આ ખુરસીનો દ્રષ્ટા છું, તેવી રીતે તે પરમાત્મા મારા આત્માનો દ્રષ્ટા છે; અને મારો આત્મા તેની દૃષ્ટિનો વિષય છે. ત્યારે વિષયને તેના દ્રષ્ટાનું આકલન કેવી રીતે થઈ શકે? સર્વ વસ્તુમાત્રનો સારભૂત અને સત્સ્વરૂપ જે પરમાત્મા, તેને તમે પોતાના મર્યાદિત જ્ઞાનનો વિષય કેવી રીતે કરી શકશો વારુ?

એટલામાટે વળી પણ એકવાર હું કહું છું કે, પરમેશ્વર જ્ઞેય કિંવા અજ્ઞેય નથી, કિન્તુ એ બન્ને મર્યાદિત કલ્પનાઓ કરતાં કાંઈ પણ અત્યંત ઉચ્ચ સ્થિતિમાંનો પુરુષ છે. તેમ જ તે, આપણાથી વ્યતિરિક્ત અને ભિન્ન નથી, કિંતુ આપણે તદ્રૂપ જ છીએ અને તેના જ અંશથી આપણે જગત્માં રહીએ છીએ. તે જ પ્રમાણે, મારો આત્મા, તમારો આત્મા–ઇત્યાદિ ભેદદર્શક શબ્દવડે પણ તેનો નિર્દેશ કરી શકાય તેમ નથી જ; કારણ કે, તેને તમે

કે હું પોતાથી ભિન્ન બતાવી નથી શકતા. કારણ કે, આપણે જ જ્યારે તદ્રૂપ છીએ, અને જ્યારે આપણો તે સ્વભાવ જ છે, ત્યારે આપણે તેને આપણાથી ભિન્ન કરી જ કેવી રીતે શકીએ? એમ કદાપિ બને જ નહિ. એટલે કે, આ દૃષ્ટિવડે તે જ્ઞેય નથી, એટલી જ વાત માત્ર ખરી છે.

પણ, એથી કાંઈ તે સર્વથા **અજ્ઞેય** જ છે, એમ પણ તમારાથી કાંઈ ખાત્રીપૂર્વક કહી શકાય તેમ નથી. કારણ કે, પોતાને પોતાવિશે જેટલું જ્ઞાન હોય છે, તેટલું બીજા કોનાવિશે હોઈ શકે વારુ? વળી, સૃષ્ટિમાંના ઇતર પદાર્થો પ્રમાણે, જો તે તમારા નિરીક્ષણના અને જ્ઞાનના સપાટામાં આવી ગયો હોત, તો તે જ્ઞેય છે, એનો તમે નિશ્ચય કરી શકયા હોત. પરંતુ તે પણ શકય નથી. એટલે, બન્નેમાં શંકા જ રહી. અર્થાત્ એને પણ પૂર્વનું ઉત્તર મળ્યું જ. તે એ કે, તમારો આત્મા કિંવા સર્વશ્રેષ્ઠ પરમાત્મા તે, જ્ઞેય અથવા અજ્ઞેય, એ બન્ને મર્યાદિત કલ્પના કરતાં કાંઇક ઉચ્ચ પ્રકારનો છે.

આ એકંદર વિવેચનથી, અદ્વૈતમતના સંબંધમાં નિત્ય પૂછવામાં આવતો અને વ્યાખ્યાનના આરંભમાં નિર્દિષ્ટ કરેલો પ્રશ્ન, 'જે આદ્યકારણ તે સાપેક્ષ કેવીરીતે થયું?' સર્વથા અયથાર્થ છે, એ વાત સ્પષ્ટરીતે આપના ધ્યાનમાં ઊતરી ગઈ હશે, એવી મને આશા છે. તે જ પ્રમાણે, ઉપર્યુક્ત મતમાં દ્વૈતની કલ્પના ન હોવાથી, એટલે કે, જીવાત્મા અને પરમાત્મા (મનુષ્ય—અર્થાત્ તેનો ભાવરૂપ સ્વભાવ, અને પરમેશ્વર) પૃથક્ નહિ, કિન્તુ એક જ છે, (પછી તે પોતાને ઓળખે કે ન ઓળખે, તે બીજી વાત છે) એવો અદ્વૈતવાદીઓનો સિદ્ધાંત હોવાથી એ પદ્ધતિમાં તે જ્ઞાનનો વિષય થઈ શકતો નથી; એટલા માટે જ, તેનું યથાર્થ સ્વરૂપ પૂર્ણરીતે અને નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. એનાવિશે જે કાંઈ પણ આપણી જાણમાં છે તે એટલું જ કે, આપણે તેની જ નિયંત્રણાથી ચાલતા હોઇએ છીએ; અને તે દ્વારા જ આપણું જીવિત અસ્તિત્વમાં રહી શકે છે. એના વિષયમાં એ કરતાં વધારે આપણાથી કશું પણ કહી શકાતું નથી.

અહીં સુધી પરમાત્મા—આદિ કારણના સ્વરૂપનો વિચાર થયો; હવે પછી કાળ, દિક્ (આકાશ) અને કાર્યકારણભાવ, એ ત્રયી શું છે, એનો આપણે વિચાર કરીએ. **અદ્વૈત અને દ્વૈતનો અભાવ.** સકલ વિશ્વમાં તે આદ્યકારણ પરબ્રહ્મવિના બીજું કશું પણ નથી, તે એક અને **અદ્વિતીય** જ છે, એવું જે એક મત છે, તેને **અદ્વૈતમત** કહેવામાં આવે છે. હવે મૂળ નિર્ગુણ અને સ્વતંત્ર બ્રહ્મ, કાળ, આકાશ અને કાર્યકારણભાવની ત્રયીના આવરણમાંથી નીકળીને કેવી રીતે વિકાસ પામતું જાય

છે, અને તેને સાકારત્વ કેવી રીતે પ્રાપ્ત થાય છે, એવો આપણો મનમાં સાહજિક પ્રશ્ન ઊભો થાય છે. કારણ કે, ઉપર્યુક્ત વિધાનમાં, બ્રહ્મનું જેમાં રૂપાન્તર થયેલું છે, એવું કાંઈ પણ બીજું અને તેનાથી ભિન્ન આ વિશ્વમાં છે, એમ ધ્વનિત થાય છે. એટલે કે જગતમાં કેવળ એકલો **બ્રહ્મ** જ નથી, કિન્તુ **બ્રહ્મ** અને **માયા** (કાળ, દિક્ અને કાર્યકારણભાવ, એ ત્રણેના એકત્ર સ્વરૂપને આપવામાં આવેલું નામ) એ બે જગતનાં આદિતત્ત્વો હોવાં જોઇએ, એવો પ્રથમતઃ કોઇનો પણ નિશ્ચય થાય, તો તે સંભવિત છે. એટલું જ નહિ, પણ એ બાહ્યતઃ સર્વથા સયુક્તિક અને મનનું સમાધાન કરનાર નિશ્ચય હોય, એમ પણ ભાસે છે. પરંતુ એમ ધારવું ભૂલભરેલું છે; કારણ કે, જગતમાં બ્રહ્મવિના બીજી કોઈ સદ્વસ્તુ જ નથી, એમ અદ્વૈત્ મતે સપ્રમાણ સિદ્ધ કરીને દેખાડી આપેલું છે અને તે કેવી રીતે, તે જ અત્યારે હું આપને સ્પષ્ટ કરીને સંભળાવવાનો છું.

**બ્રહ્મ** અને **માયા**, એ જે બે વસ્તુઓ આપણામાં ગણવામાં આવે છે, તે ખરી રીતે જોતાં બે નહિ, કિંતુ એક જ છે. કારણ કે, કોઈ પણ વસ્તુ બે છે, એમ કહેવામાટે તેમાંની પ્રત્યેક વસ્તુ પોતપોતાના પક્ષે સર્વથા સ્વતંત્ર અને ભિન્ન જ હોવી જોઇએ છે. એક વસ્તુનો બીજી વસ્તુ સાથે કાર્યકારણભાવથી, પ્રધાન કિંવા ગૌણ ગુણથી કે બીજા કોઈ પણ પ્રકારનો લેશ માત્ર પણ સંબંધ હોવો જોઈએ નહિ; તો જ તે વસ્તુ બે છે, એમ કહી શકાય. એ દૃષ્ટિથી જોતાં કાલ, દિક્ અને કાર્યકારણભાવ, એમાંના કોઇનું સ્વતંત્ર અને સ્વયંસિદ્ધ અસ્તિત્વ તો નથી જ. બ્રહ્મ પ્રમાણે એમાંની કોઈ પણ વસ્તુ સ્થિર, શાશ્વત અને અવિકાર્ય નથી, કિંતુ બીજી કોઈ પણ વસ્તુપર તેમનો આધાર રહેલો છે, અને તે વસ્તુના તંત્રથી તેમનામાં વારંવાર પરિવર્તન થયા કરે છે. ઉદાહરણાર્થ, કાળ નામક પદાર્થનો (શાસ્ત્રીય ભાષામાં કહીએ, તો) મનની જૂદી જૂદી અવસ્થાઓપર આધાર રહેલો હોય છે, અને તેથી તે વિકાર્ય અને વિભાજ્ય છે. આપણે વ્યવહારમાં જોઇએ છીએ કે, મનુષ્ય જે વેળાએ આનંદમાં હોય છે, તે વેળાએ વર્ષો પણ તેને ક્ષણ સમાન વીતી ગયેલાં દેખાય છે; અને જે વેળાએ તેનું મન ખિન્ન હોય છે, તે વેળાએ એક એક ક્ષણ પણ તેને વર્ષસમાન ગ્લાનિકારક અને તીવ્ર વેદનાદાયક જ ભાસે છે. સ્વપ્નમાં આપણે કેટલાંક વર્ષોની વાતો જોઈ હોય, એવો આપણને કોઈ કોઈ વાર ભાસ થાય છે; કિંબહુના, કોઇ કોઈ વાર તો કાળનું આપણને ભાન માત્ર પણ હોતું નથી. સારાંશ કે, વિવક્ષિત વેળાએ તમારી વૃત્તિ જેવી હોય, તે પ્રમાણમાં એક જ કાળભાગ તમને ટૂંકો અથવા વધારે લાંબો ભાસે છે; અને એટલામાટે જ કાળનું

અસ્તિત્વ સ્વતંત્ર નહિ, કિંતુ પરાવલંબી જ છે. અર્થાત્ તે કોઈ સર્વથા પૃથક્ અને વિભિન્ન વસ્તુ છે જ નહિ.

જેને આપણે દિક્, આકાશ, અવકાશ, (પોલાણ) ઇત્યાદિ નામો આપીએ છીએ, તેમના સંબંધમાં પણ એ જ સિદ્ધાંત જરાએ જરા લાગૂ પડે છે. તે શું છે, તે આપણે કાંઈ સ્પષ્ટતાથી દેખાડી શકતા નથી, તેમ જ કહી પણ શકતા નથી. તથાપિ, તે કાંઈ પણ છે, એટલો તો આપણને ભાસ થાય છે ખરો જ. તેમ જ તે કોઈ અમુક સ્થળે નથી, એવું કાંઈ પણ આપણે દેખાડી શકીએ એમ નથી, એ પણ આપણા અનુભવમાં આવે છે. એટલે કે, આકાશ પણ સૃષ્ટિમાંની બીજી વસ્તુઓપર આધાર રાખનારી જ વસ્તુ છે. અર્થાત્ તે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી નથી, એ ખુલ્લું જ છે. કાર્યકારણભાવવિશે જોતાં પણ એ જ સ્થિતિ મળી આવે છે. અસ્તુ.

ત્યારે, એ ત્રણેના સંબંધમાં એક વિશેષ ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, તેઓ આ સૃષ્ટિમાંની ઇતર વસ્તુઓથી પૃથક્ અને સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી નથી. ઇતર વસ્તુઓની સાપેક્ષ કલ્પનાઓના આધારે જ એમના અસ્તિત્વની કલ્પના થાય છે. ઉદાહરણાર્થ જેને રંગ, રૂપ, મર્યાદા ઇત્યાદિ બાહ્ય ઉપાધિઓનો મૂળ સંસર્ગ જ થયેલો નથી, એવા કેવળ ભાવરૂપ (Abstract) આકાશની કલ્પના કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. એવી કલ્પના આપણાથી કરી શકાશે જ નહિ; કારણ કે, અવકાશ, આકાશ અને પોલાણ, એ શબ્દોનો ઉચ્ચાર કર્યો કે, બે વસ્તુઓમાંના અંતર, કિંવા બન્ને કરતાં અધિક વસ્તુઓના એક બીજા વચ્ચેના ઓછા વધતા અંતરો ઇત્યાદિની સાપેક્ષ કલ્પના આવીને મનમાં તત્કાળ ઊભી રહેવાની. કારણ કે, પોતાના અસ્તિત્વનો અનુભવ આપવામાટે તેમને બીજી વસ્તુઓનો આશ્રય લેવો પડે છે. કાળની વાત પણ એવી જ છે. કાળની કેવળ ભાવરૂપ કલ્પના આપણા મનમાં આવી જ નથી શકતી. બે વાતોનો પૌર્વાપર્ય સંબંધ—એક વાત પહેલાં બની, અને તે પછી બીજી બની, એવો અનુક્રમ—જોઇને, પછી તેના સંયોગને દર્શાવનારી જે કલ્પના આપણા મનમાં આવે છે, તે કલ્પના કાળવિશેની છે. કાર્યકારણભાવ, તે કાળ, આકાશ કિંવા સૃષ્ટિમાંની પ્રત્યેક વસ્તુપર આધાર રાખનારો અને તેમના પરસ્પર સંયોગ આદિ સંબંધોને દર્શાવનારો એક પદાર્થ છે.

એટલે કે, એ ત્રયીમાંની એક પણ વસ્તુ જગતમાંની ઇતર વસ્તુઓથી વ્યતિરિક્ત અને સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી નથી. વધારે તો શું, ખુરસી અને ભીંત ઇત્યાદિ જે આધિભૌતિક અને એક પ્રકારે પ્રત્યક્ષ અસ્તિત્વ ધરાવે છે, તેવું પણ તે ત્રણ પદાર્થોનું

અસ્તિત્વ નથી. તેમનું અસ્તિત્વ કેવળ ભાવરૂપ-ઇતર વસ્તુવિશેની સાપેક્ષ કલ્પનાપર આધાર રાખતું-જ છે. એ ત્રયી, તે સર્વ વસ્તુઓમાં વ્યાપી રહેનારી એક વિરલ અને સૂક્ષ્મ (ને ક્વચિત્ પ્રસંગે અદૃશ્ય) છાયા છે. તે પ્રત્યેક વસ્તુની આસપાસમાં વસેલી છે, એમ તમને દેખાય છે; પણ પકડવા જતાં તે તમારા હાથમાં આવી નથી શકતી. એટલામાટે જ, તે સ્વતંત્ર અને વાસ્તવિક અસ્તિત્વ નથી ધરાવતી, એમ હું કહું છું.

તથાપિ, તેમનું અસ્તિત્વ તદ્દન છે જ નહિ, એમ આપણે કહી શકતા નથી. કારણ કે, એ ત્રયીના નિઃસર્ગજાત સંયોગના યોગે જ અનેક પ્રકારનાં કાર્યો ઉત્પન્ન થાય છે, અને બાહ્ય વિશ્વના રૂપે તે આપણા જોવામાં આવે છે. ઉપરાંત, એના સંબંધમાં બીજી એક બાબત એવી છે કે, એ ત્રણે વસ્તુઓ લય પામનારી છે. એટલે કે, નાશ જેવી કોઈ તેમની ભિન્ન અવસ્થા નથી, કિંતુ તેઓ જ્યારે ગમે ત્યારે પોતામાં જ અદૃશ્ય અને લુપ્ત થઈ જાય છે.

ઉપર કહેલા વાસ્તવિક અને અવાસ્તવિક અસ્તિત્વમાંનો ભેદ મનમાં સારી રીતે ઊતરી શકે, તે માટે ઉત્તમ ઉદાહરણ સમુદ્ર અને તેમાં ઉદ્ભવતી લહરીઓનું છે. સમુદ્ર, જળના અપાર વિસ્તાર અને સંચયરૂપે અસ્તિત્વમાં રહેલો આપણા જોવામાં આવે છે. તેમ જ વાયુલહરીનું કિંવા ચંદ્રાકર્ષણનું તેનાપર પરિણામ થતાં પ્રસંગોપાત તેમાંના જલસંચયની રેખાઓ એક પછી એક ઉપર તળે થતી આપણને દૃષ્ટિગોચર થાય છે, અને આપણે તેને 'મોજાં' અથવા 'લહરી'ના નામથી ઓળખીએ છીએ. બન્ને વસ્તુઓ અસ્તિત્વ ધરાવતી આપણી નજરે પડે છે; પરંતુ તેમના અસ્તિત્વમાં ભેદ છે. સમુદ્ર નિત્ય છે તેવી જ સ્થિતિમાં રહે છે. પણ લહરીઓ ભિન્ન જોવામાં આવે, તોપણ તે, સમુદ્રમાં-તેની વિશિષ્ટ સ્થિતિમાં જ-ઉત્પન્ન થાય છે, અને બાહ્ય ઉપાધિના ઓછા વધતા સંસ્કારોને લીધે પાછી તેમાં જ સમાઈ જાય છે. એટલે કે, સમુદ્રના અભાવમાં લહરી એકલી અને ભિન્ન કોઈકાળે પણ મળી શકતી નથી. લહરીના અસ્તિત્વનો સમુદ્રના અસ્તિત્વપર જ સઘળો આધાર રહેલો છે. સમુદ્રનું અસ્તિત્વ ચિરસ્થાયી અને સ્વતંત્ર છે. લહરી પરાવલંબી અને અલ્પજીવી છે. એ જે સમુદ્ર અને લહરીના અસ્તિત્વમાંનો ભેદ છે, તે જ ભેદ સૃષ્ટિમાંની સર્વ વસ્તુઓ અને ઉપર કહેલી ત્રયીના અસ્તિત્વમાં પણ રહેલો છે.

એ જે આ બે પ્રકારનાં અસ્તિત્વ મધ્યેનો ભેદ જોવામાં આવે છે, તે ભેદ શાથી ઉત્પન્ન થયો? નામ અને રૂપને લીધે. કારણ કે, રૂપની કલ્પના આપણા મનમાં

હોય છે; અને તે કલ્પનાને બહાર ઉદ્‍ગારી દેખાડવામાટે અને જૂદી જૂદી વસ્તુઓમાં રહેલા ભેદને દર્શાવવામાટે **નામ**, એ બાહ્ય અને શાબ્દિક સાધનનો ઉપયોગ કરવામાં આવે છે. રૂપ, વાસ્તવિક અસ્તિત્વની કલ્પનાનું દર્શન કરાવે છે, અને નામથી અવાસ્તવિક અસ્તિત્વની કલ્પના ધ્વનિત થાય છે. ઉદાહરણાર્થે, લહરીની કલ્પના, તે સમુદ્રની કલ્પનાથી ભિન્ન કિંવા તેના બહારની નથી; તે તો સમુદ્રની કલ્પના સાથે જ સંધાયલી હોય છે. એટલે કે, લહરી, તે સમુદ્રથી વ્યતિરિક્ત કોઈ ભિન્ન વસ્તુ નથી. તથાપિ, જ્યાં સુધી આપણે તેને સમુદ્રના પાણીની સપાટીપર ઊઠેલી જોઇએ છીએ, ત્યાં સુધી તે કાંઇ પણ નથી, એમ આપણાથી કહી શકાતું નથી જ. કારણ કે, તે આપણને પ્રત્યક્ષ-દેખાતી હોય છે. પરંતુ તે સમુદ્રમાં પાછી સમાઈ ગયા પછી, પાછળ અવશેષ જેવું કાંઇપણ રહેતું નથી. એટલે કે, તે સર્વથા નાગશેષ જ થઈ જાય છે. એથી, લહરીનું વાસ્તવિક અસ્તિત્વ તો નથી જ. માત્ર થોડીકવાર સુધી તેને કેવળ દશ્ય અસ્તિત્વનો લાભ થાય છે, એટલું જ. તથાપિ, તે જ્યાં સુધી આપણને દેખાતી હોય છે, ત્યાં સુધી તે ત્યાં નથી કિંવા તે કેવળ ભ્રમ છે, એમ આપણાથી કહી શકાતું નથી. એ અસ્તિત્વ દેખાવું, એનું નામ જ **માયા.**

એ જ દષ્ટાંત, મૂળ સ્વતંત્ર અને સ્વયંભૂ બ્રહ્મના અને બાહ્ય વિશ્વના સંબંધમાં પણ લાગૂ પડી શકે છે. બ્રહ્મ પણ સમુદ્ર પ્રમાણે સ્થિર, શાશ્વત અને સ્વતંત્ર છે; અને બાહ્ય વિશ્વ, તમે, હું, સૂર્ય, નક્ષત્ર અને ખગોળ ઇત્યાદિ સર્વ વસ્તુ, સમુદ્રમાંની લહરી પ્રમાણે તેનાં વિશિષ્ટ સ્થિતિમાંનાં જૂદાં જૂદાં ભાસમય દશ્ય સ્વરૂપો અથવા પ્રતિબિંબો છીએ; અને સમુદ્ર તથા તેની લહરીઓમાં શો ભેદ રહેલો છે, તે તો આપણે જોયું જ. એ બેમાં જે ભેદ રહેલો છે, તે માત્ર બાહ્ય સ્વરૂપનો જ છે; તેવી જ રીતે અહીં પણ આપણા બાહ્ય સ્વરૂપની ભિન્નતા કાળ, આકાશ અને કાર્યકારણભાવની ત્રયીપર જ અવલંબી રહેલી હોય છે. જેવી રીતે લહરીઓનો લય થતાં જ તેમની સાથે તેમના ઉપાધિઓનો પણ લય થઈ જાય છે; તેવી જ રીતે મનુષ્યે એકવાર આ માયાનો ત્યાગ કર્યો કે, ત્વરિત તેનાં આનુષંગિક મોહ અને ભ્રાન્તિનો પણ પોતાની મેળે જ નાશ થઈ જાય છે, અને મનુષ્ય સર્વથા મુક્ત થાય છે. એટલામાટે જ, મનુષ્યની બધી ખટપટ, એ કાળ, આકાશ અને કાર્યકારણભાવરૂપ બંધનમાંથી પોતાની મુક્તતા કરી લેવામાટે જ ખાસ કરીને ચાલ્યા કરતી હોય છે. એ ત્રયીવિશે મનુષ્યના મનમાં જે દઢતર આસક્તિ ઉત્પન્ન થાય છે, તે જ તેના મોક્ષપ્રાપ્તિના માર્ગમાં સહસ્રાવધિ વિઘ્નો અને અડચણો લાવીને ઉપસ્થિત કરે છે; અને

એના સપાટામાંથી છૂટવામાટેની મનુષ્યની ખટપટ જો કે નિત્ય ચાલુ જ હોય છે, તો પણ તેનો તે પ્રયત્ન બહુધા જોઇએ તેવો સફળ થઈ નથી શકતો.

'સારાંશ કે, એ ઝટાપટીમાં બે અત્યંત પ્રબળ અને પરસ્પર વિરુદ્ધ પ્રેરણાઓ એક બીજાને પરાજિત કરવાનો પ્રયત્ન કરતી હોય છે; અને તેને લીધે જ આ જગતનું ગાડું આવી રીતે ચાલતું જોવામાં આવે છે. જગતની પ્રગતિવિશે જે અર્વાચીન ઉપપત્તિઓ નીકળી છે, તેમાં ઉપર્યુક્ત તત્ત્વનો અનુવાદ કરેલો આપણા જોવામાં આવે છે. ઉદાહરણાર્થ, સુપ્રસિદ્ધ અને જગદ્વિખ્યાત ઉત્ક્રાન્તિમત જ (Theory of Evolution) લ્યો. એ ઉપપત્તિમાં બે પ્રધાન તત્ત્વો શું છે વારુ? એમાં પણ બે પ્રેરણાઓ કલ્પવામાં આવેલી છે. તે બન્ને મહા પ્રબળ છે, અને તેમાંની પ્રત્યેક પ્રેરણા, બીજી પ્રેરણાને પરાજિત કરીને પોતાનું વર્ચસ્વ સ્થાપવાનો પ્રયત્ન કરતી હોય છે. એમાંની એક પ્રેરણા વિકાસાત્મક છે અને બીજી પ્રેરણા વિરોધાત્મક છે. વિકાસાત્મક પ્રેરણા મૂળ સ્થિતિનો વિકાસ કરવામાટે અને તેને વિશેષ ઉદ્ભૂત અને પરિપક્વ રૂપ આપવામાટે દિનરાત મથતી હોય છે; અને વિરોધાત્મક પ્રેરણા આસપાસની સ્થિતિમાં પ્રસરેલી મળી આવે છે. એટલે, પ્રથમ પ્રેરણા જો કે, પોતાના સ્વરૂપને વિકસિત અને વિશેષ વ્યક્ત કરવામાટે પોતાની પરાકાષ્ઠા કરતી હોય છે, તોપણ તેને ચારે તરફથી ઘેરી લેનારી પરિસ્થિતિ તેનું કાંઈ પણ ચાલવા દેતી નથી; તેની પ્રગતિના માર્ગને વચમાં જ રોકી રાખે છે. એની સ્હામે ટક્કર ઝીલવાને પ્રથમ પ્રેરણા નવીન નવીન જડ દ્રવ્યોની સહાયતા લઇને પરિસ્થિતિને દૂર હટાવવામાટેનો નિત્ય યત્ન કરતી હોય છે. એવી રીતે અનેક પ્રગત્યાત્મક લઘુ પરમાણુઓ એકસાથે મળતાં મળતાં અંતે તેમાંથી મનુષ્ય નિર્માણ થાય છે. એવું એ ઉત્ક્રાંતિની ઉપપત્તિનું સામાન્ય સ્વરૂપ છે.

હવે, એના એ જ યુક્તિવાદને જો આપણે અંતપર્યન્ત લઈ જઇને પહોંચાડી દઈએ, તો તેથી શું અનુમાન નિષ્પન્ન થાય છે, તે જુઓ. કેવળ પરિસ્થિત્યાત્મક વિઘાતક પ્રેરણાનો પરાજય કરવામાટે એક પછી એક અનેક પ્રગત્યાત્મક પરમાણુઓ સંયુક્ત થાય છે, અને તેમના જ સંયોગનું ફળ મનુષ્ય છે, એમ જો એકવાર આપણે માની પણ લઇએ, પછી એવો એક સમય આવી પહોંચશે કે, જે સમયે મનુષ્ય નિ:સર્ગમાંની શક્ય હોય તેટલી સર્વ અડચણોનો પરાભવ કરીને પરિસ્થિતિપર પોતાનો વિજય મેળવશે, અને તેના પ્રતિબંધમાંથી છૂટીને પોતે મુક્ત થઈ જશે, એ જ અનુમાન નિષ્પન્ન થાય છે. કારણ કે, જો એવા ઇષ્ટ પરિણામની લેશમાત્ર પણ આશા ન હોય, તો પછી એ નિરર્થક ખટાટોપ અને ઉપદ્વ્યાપ મનુષ્યે કરવો જ શામાટે જોઇએ, એવો એક પ્રશ્ન ઊભો થવાનો સંભવ છે.'

એ જે આધિભૌતિક સૃષ્ટિના સંબંધમાં ઉત્ક્રાંતિની કલ્પના છે, તે જ આધ્યાત્મિક અને માનસિક શાસ્ત્રના સંબંધમાં પણ લાગૂ પડે છે. માનસશાસ્ત્રમાં પણ પ્રત્યેક ક્રિયાના બે પ્રમુખ ઘટક અથવા સાપેક્ષ અંગો ( Components ) માનવામાં આવેલાં છે. તે **વિષય** અને **વિષયી** છે. અહીં અપમાન કરનારો તે **વિષયી** અને જેને તે અપમાન સહન કરવું પડે છે, તે હું **વિષય**, એવા ઉપર્યુક્ત ક્રિયાના બે મુખ્ય ઘટક બને છે. ત્યારે આખા જન્મારા સુધી મારી ખટપટ અને દોડાદોડ શામાટે ચાલૂ હોય છે ? એટલામાટે જ કે, ઉપરના જેવી જે જે પણ વિરોધી પ્રેરણાઓ મળી આવે, એટલે કે, જે જે પરિસ્થિતિ મને સર્વથા અતિકૂલ થઈ પડતી હોય, તે સર્વ સ્હામે ટકર ઝીલી શકાય, એટલું અંગમાં બળ જમાવીને, ત્યારપછી મારે તેનો પરાજય કરવો, એ જ આપણા ઐહિક ચરિત્રનો મુખ્ય ઉદ્દેશ અને વ્યવસાય હોય છે. જે ઉપાયે પરિસ્થિતિ સ્હામે ધૈર્યથી ઝૂઝવાની અને તેને પરાજિત કરી નાંખવાની શક્તિ પોતાના અંગમાં આવવાનો સંભવ હોય, તે ઉપાયો યોજવામાટેના નિત્ય મનુષ્યના પ્રયત્નો ચાલૂ હોય છે. જેથી મને માનાપમાન, અને હર્ષવિષાદ આદિ કાંઈ પણ ભાસવાનો સંભવ ન હોય,–અર્થાત્ તેથી ઉત્પન્ન થતાં સુખદુ:ખનો પણ ભાગી હું ન થાઉં, એવા પ્રકારની મનની દૃઢતા કરવામાટે જ મારા પ્રયત્નો ચાલ્યા કરે છે.

આ કંઈ મારો એકલાનો જ સ્વભાવ નથી; કિંતુ સમસ્ત માનવજાતિ જ એવી રીતે પરિસ્થિતિપર વિજય મેળવવામાટેની ખટપટ દિનરાત કર્યા કરે છે. આપણે જેને નીતિ ( Morality ) કહીએ છીએ, તે પણ શું છે ? તે પણ એવી જ રીતે બાહ્ય મોહપાશથી ઝગડવામાટેની અને તેનાથી પોતાનો બચાવ કરવામાટેની આપણા અંગમાં માનસિક દૃઢતા લાવવાનો જ એક પ્રકારનો પ્રયત્ન છે. ત્યારે, એ સિદ્ધાંતથી અનુક્રમે એક એવું અનુમાન નીકળે છે કે, એ નિ:સર્ગપર વિજય મેળવવામાટેની મનુષ્યની જે અશ્રાંત ખટપટ ચાલૂ હોય છે, તે કોઈ ન કોઈ વેળાએ પણ ફળદ્રૂપ થવાનો સમય આવવો જ જોઇએ; કારણ કે, નિ:સર્ગ, થોડોક વખત આપણને ગમે તેટલો પણ અપાર અને અમર્યાદ દેખાય, તોપણ અંતે કોઈ પણ સ્થાને તેની સીમા અને સાન્તતા તો રહેલી છે જ.

અદ્વૈત મતમાં જે એક શીખવા જેવી બીજી બાબત છે, તે એ જ છે. હવે નિ:સર્ગ ( Nature ) સાન્ત અને મર્યાદિત છે, એ કેમ જાણી શકાય ? એવો એક પ્રશ્ન ઊઠી શકે એમ છે, એનું ઉત્તર માનસશાસ્ત્રના અધ્યયનને આધારે એટલું જ છે કે, 'તે ગમ્ય છે.' નિ:સર્ગ પણ કોઈ ભિન્ન પદાર્થ નથી, કિંતુ વિશિષ્ટ બંધનું અને

ઉપાધિઓથી મર્યાદિત થયેલા મૂળ આનન્ત્ય ( Infinite ) નું જ તે એક સ્થિત્યંતર છે, એમ માનસશાસ્ત્ર કહે છે. અર્થાત્ નિઃસર્ગ સાંત અને મર્યાદિત હોવાથી, ગમે ત્યારે પણ એવો એક સમય આવવો જ જોઇએ કે, જ્યારે મનુષ્ય, પરિસ્થિતિને લીધે આવી પડનારી અડચણોને પરાજિત કરીને નિઃસર્ગની અંતિમ સીમાનું ઉલ્લંઘન કરશે, અને પાર નીકળી જશે; એટલે કે, બીજા શબ્દોમાં કહીએ, તો તે સ્વતંત્ર અને મુક્ત થઈ જશે.

હવે, એ પરિસ્થિતિનિર્મિત અડચણોનો પ્રતિકાર કેવી રીતે કરવો ને તેમનાપર વિજય કેવી રીતે મેળવવો, એ એક મહત્ત્વનો પ્રશ્ન અહીં ઉત્પન્ન થાય છે. ત્યારે એનો આપણે સંક્ષેપમાં વિચાર કરીએ. અર્થાત્ એ તો ખુલ્લું જ છે કે, આપણી આસપાસમાં જેટલા પણ જૂદા જૂદા વિષયો આવે છે, તે સર્વનો પરાજય કરવો અથવા બીજી રીતે કહીએ, તો બાહ્ય વિષયાત્મક પરિસ્થિતિપર નિઃશેષ વિજય મેળવવો, એ કાર્ય થવું સર્વથૈવ અશક્ય જ છે. મનુષ્ય અથવા બીજા કોઈ પણ પ્રાણીથી એમ કરી શકાવાનું જ નથી. જેની જે વિશિષ્ટ પરિસ્થિતિ છે, તે તેનામાટે અપરિહાર્ય છે. જો કોઈપણ પરિસ્થિતિમાંથી મુક્તતા કરી લેવી હોય, તો તે પોતાના જ સ્વરૂપમાં પરિવર્તન કરીને હજી પણ કરી શકાય તેમ છે. ઉદાહરણાર્થ, પાણીમાંનું માછલું લ્યો. જો તે પોતાનો પોતાના જળચર શત્રુઓથી બચાવ કરવાની ઇચ્છા કરે, તો તે શાથી કરી શકે વારુ? બહુમાં બહુ તો પક્ષી થઇને આકાશમાં ઊડી જવાથી. પરંતુ તે માછલું થઇને પાણીમાં રહે કે પક્ષી થઇને હવામાં ઊડ્યા કરે, એ બધુ સરખું જ–અર્થાત્ કોઈ પણ ઉપાયે પાણી કે હવામાં તો ભેદ થઈ શકતો જ નથી. ભેદ થાય છે, તે માત્ર તેના જ સ્વરૂપમાં થાય છે. એટલે કે, પરિસ્થિતિ અથવા બાહ્ય વિષયમાં વિશેષતઃ સ્થિત્યંતર થતું નથી કિંતુ તેનું કાર્ય જેનામાં થાય છે, એવી **વિષયી** (Subject) વસ્તુઓમાં જ અધિક પ્રમાણમાં સ્થિત્યંતર થતું જોવામાં આવે છે. સારાંશ કે, અવસ્થાંતર પરિસ્થિત્યાત્મક નથી, કિંતુ **વિષયી સંબદ્ધ** ( Subjective ) જ છે. તમારા અર્વાચીન **ઉત્ક્રાંતિમતમાં** જોતાં પણ એ જ તત્ત્વનો સ્વીકાર કરેલો જોવામાં આવે છે, ઉત્ક્રાંતિનું કાર્ય જે પરિણામ પામે છે, તે આસપાસની પરિસ્થિતિમાં થતું નથી, પરંતુ નવીન નવીન પરિસ્થિતિ અનુરૂપ પોતાનું રૂપ બનાવતા **વિષયીવર્ગમાં** જ તે કાર્ય પરિણામ પામે છે; અને એ જ માર્ગે–ઉપાયે–પરિસ્થિતિપર વિજય મેળવી શકાય છે. એ પ્રમાણેની ઉત્ક્રાંતિની ઉપપત્તિ છે. એ જ તત્ત્વ, ધર્મ અને નીતિશાસ્ત્ર ઇત્યાદિને લગાડીને પછી જુઓ, તો ત્યાં પણ એનું યથાર્થત્વ સ્પષ્ટતાથી આપના

જોવામાં આવશે. અદ્વૈત મતનો બધો આધાર અને તેનું બધું બળ એ જ તત્ત્વપર અવલંબેલું છે.

એવી દષ્ટિથી વિચાર કરતાં, પાપ અને દુઃખ ઇત્યાદિ વિશે બોલવું તે સર્વથા અપ્રયોજક અને શુષ્ક જ છે, એમ જ આપણને દેખાઈ આવે છે. કારણ કે, બાહ્ય વિશ્વમાં તેમનું વાસ્તવિક અસ્તિત્વ તો મૂળ છે જ નહિ. એ બે વસ્તુઓનું બીજ જ જો આપણા અંતઃકરણમાં ન હોય, તો તેમના બાહ્ય કાર્યોનો આપણા મનને સ્પર્શ પણ થઈ શકે એમ નથી. દ્વેષની મને મૂળ ખબર જ ન હોય, તો તેનો કોઇપણ રૂપે મારાપર પ્રયોગ થાય, અને તેથી ન બીવાનું સામર્થ્ય જો મારામાં હોય તો તે દ્વેષ છે, એવો કોઈ કાળે મને ભાસ પણ થવાનો સંભવ નથી. કારણ કે, તે દુષ્ટ ભાવનાનો મારા મનનો સંસર્ગ માત્ર પણ થયેલો નથી. તાત્પર્ય કે, આપણા આસપાસમાં જે અનેક પ્રતિકૂલ ( વિકાર, અને વિચાર રૂપ ) પ્રેરણાઓ છે, અને જેમનાં સારાં નરસાં કાર્યોનું આપણામાં નિત્ય પરિણામ થયા કરે છે, એવી એ પ્રેરણાઓનો જો પરાજય કરવો હોય તો તેનો ખરો અને સુલભ માર્ગ એ જ છે કે, ઉપર કહ્યા પ્રમાણે આપણા પોતાના મનની જ તેવી–સુખદુઃખ, હર્ષવિષાદ અને રાગદ્વેષ ઇત્યાદિ વિશે–સર્વથા ઉદાસીન વૃત્તિ બનાવી નાંખવી. એનો અર્થ એવો થાય છે કે, પરિસ્થિતિનો જે પરાજય કરવાનો છે, તે કાર્ય, તેનામાં જ ઉથલપાથલ કરવાના પ્રયત્નથી સાધ્ય થવાનું નથી; કિંતુ તે પરિસ્થિતિના વિષયી (એટલે કે, તેનાં અનેક સારાં નઠારાં પરિણામોના ગ્રહણકર્તા ) જે આપણે પોતે, તે આપણા પોતામાં જ પરિસ્થિતિને દાદ ન આપનારી અને તેના દાબમાં ન દબાનારી માનસિક દઢતા અને પૂર્ણતા ભરવામાટેનો આપણે સતત પ્રયત્ન કરવો જોઇએ.

એથી વળી એક તદ્દન નવી વાત આપણા જાણવામાં આવે છે, તે એ છે કે, એ તત્ત્વની કસોટી જો તમે સમસ્ત આધ્યાત્મિક અને શાસ્ત્રીય ઉપપત્તિઓને લગાડી જોશો, તો જે એ કસોટી પ્રમાણે જ કસમાં ઊતરશે અને કિબહુના જે તમારા અર્વાચીન–આધિભૌતિક અને આધ્યાત્મિક શોધથી પણ બે પગલાં આગળ ગયેલી દેખાશે, તે ઉપપત્તિ માત્ર અદ્વૈત વેદાંતની જ છે. એટલામાટે જ દિવસે દિવસે જગતમાંના મહાન્ મહાન્ શાસ્ત્રીય શોધકો પણ, પોતાને એ વિશે સાશ્ચર્ય કૌતુક લાગવાથી તેને જ સર્વથા માન્ય અને વંદ્ય તરીકે સ્વીકારવા માંડ્યા છે. દ્વૈતવાદિની કલ્પનાઓવડે પોતાની માનસિક આકાંક્ષાઓનું અને આધ્યાત્મિક આવશ્યકતાઓનું પૂર્ણ સમાધાન થઈ શકતું નથી, એવો પોતાની મેળે જ તેમનો નિશ્ચય થઈ જતાં તેઓ

હવે એ ઉપપત્તિપ્રતિ વળવા લાગ્યા છે, અને તેનું તેઓ જેમ જેમ વધારે અને વધારે નિરીક્ષણ કરતા જાય છે, તેમ તેમ પોતાના બુદ્ધિવિષયક અને આધ્યાત્મિક સંશયોનું પૂર્ણતાથી સમાધાન કરનારી માત્ર એ એક જ ઉપપત્તિ છે, એવો તેમને પ્રત્યક્ષ અનુભવ આવતો જાય છે. ધર્મના સંબંધમાં બીજી પણ એક મહત્ત્વની વાત છે, અને તે એ કે, ધાર્મિક વિષયમાં, કેવળ માનસિક શ્રદ્ધા જ ઉપયોગની નથી, કિંતુ, તે શ્રદ્ધા સાથે બુદ્ધિપૂર્વક નિશ્ચય પણ અવશ્ય હોવો જોઇએ. કારણ કે, કેવળ ભાવિક અને અંધશ્રદ્ધાથી ગમે તે સાંભળેલી અથવા ઉપરટપકેથી જોયેલી વાતને જ ખરી માનીને વર્ત્યા કરે, તો મનુષ્યને અવશ્ય ગાંડા થઈ જવાનો જ પ્રસંગ એક દિવસે આવી પહોંચવાનો. એવું જ એક પુસ્તક મારા વાંચવામાં આવ્યું હતું. તેમાં પ્રત્યેક વાતમાં શ્રદ્ધા રાખવાનો ઉપદેશ કરેલો હતો; અને ત્યાર પછી, આત્મા ઇત્યાદિ કશું પણ નથી, સર્વ અસત્ય છે, અને જગતમાં વસ્તુતઃ એવું કશું પણ નથી; એમ તેમાં કહેલું હતું. તથાપિ, પુનઃ આકાશમાં સ્વર્ગ છે, તેમાં દેવદેવતા છે, અને આપણા પ્રત્યેકના મસ્તિષ્કમાંથી એક એક સૂક્ષ્મ સૂત્ર નીકળેલું છે અને તે સ્વર્ગ સાથે સંધાયલું છે, ઇત્યાદિ તેમાં નમૂનેદાર વિધાનો કરવામાં આવેલાં હતાં. હવે પ્રથમ સાહજિક જ એવો એક પ્રશ્ન ઊભો થાય છે કે, એ બધી વાતો ગ્રંથકર્ત્રીના (કારણ કે, એ ગ્રંથની રચના કરનાર એક સ્ત્રી હતી) જાણવામાં કેવી રીતે આવી? એ માટે તેનું ઉત્તર એવું હતું કે, તેને પોતાને દૈવિક પ્રેરણા થવાથી તે આ બધી વાતો કહ્યા કરતી હતી; અને જો કોઈ માણસ તેના બોલવામાં વિશ્વાસ નહોતો રાખતો, તો "તમે પતિત થાઓ; તમારો ઉદ્ધાર થવાની આશા જ નથી!" એવો તે બાઇનો આશીર્વાદ (શાપ) તેને મળ્યા જ કરતો હતો!

ત્યારે અત્યારે જેને આપણે અભિમાનપૂર્વક સુધરેલી ઓગણીસમી સદીના નામથી ઓળખીએ છીએ, તે સુધરેલા કાળમાં પણ આપણા વડવાઓ જે ધર્મ પાળી ગયા છે, તે જ ધર્મ માત્ર ખરો છે અને બાકીનો બધો ખોટો જ ગડબડાટ છે, એવાં વિધાનો નીકળે છે; એ ઉપરથી ધાર્મિક વિચારોના સંબંધમાં માનવી જાતિમાં હજી પણ કેટલીબધી દુર્બળતા વસી રહેલી છે, એનો આપે જ વિચાર કરી લેવો! અર્થાત્ કાળના વહન સાથે એ દુર્બળતાનો નાશ તો થશે જ, એમાં તો સંશય નથી જ. એ દુર્બળતા કાંઈ એકલા ઇંગ્લંડમાં જ કિંવા અમેરિકામાં જ છે, એમ મારું કહેવું નથી. કિંતુ એ દુર્બળતા સર્વત્ર એકસરખી જ પ્રસરેલી મળી આવે છે; કિંબહુના, અમારા ભરતખંડમાં એ દુર્બળતાનું જેટલું ઉગ્ર, પ્રચંડ અને ભયંકર સ્વરૂપ દૃષ્ટિગોચર થાય

છે, તેટલું તેનું ભયંકર રૂપ બીજે કોઈ પણ સ્થાને નહિ જ દેખાતું હોય, એવો મારો અભિપ્રાય છે. પ્રથમ અદ્વૈત મતની પોતાની જ વાત લ્યોને. પ્રથમતઃ સાધારણ જનસમૂહને તેનું બિલ્કુલ જ્ઞાન ન થવા દેવામાટેનો ધર્મોપદેશકોનો કટાક્ષ હતો. ઉપર્યુક્ત તત્ત્વજ્ઞાનનો આદુર્ભાવ થયો ન થયો, એટલામાં તો તેના ગ્રાહક પ્રાસાદિક સંત, અને મહાત્માઓ ઈત્યાદિ અરણ્યમાં જઈને વસ્યા, અને ત્યાં જ તેમની શિષ્યપરંપરા વધવા લાગી. એટલે, એ તત્ત્વજ્ઞાનામૃતનો લાભ લૌકિક વ્યવહારમાંના સાધારણ જનસમૂહને લેશ માત્ર પણ મળી શક્યો નહિ; અને તે તત્ત્વજ્ઞાનને 'આરણ્યક તત્ત્વજ્ઞાન'નું નામ આપવામાં આવ્યું. પરન્તુ ઈશ્વરની કૃપાથી, ત્યારપછી બુદ્ધનો અવતાર થયો. તેણે એ તત્ત્વજ્ઞાનામૃતનો સાધારણ જનસમૂહમાં યથેચ્છ અને સમબુદ્ધિથી પ્રસાર કર્યો. તેના યોગે, અર્થાત્ અલ્પ કાળમાં જ આર્યાવર્ત્તનો ઘણોખરો ભાગ બૌદ્ધ ધર્માનુયાયી બની ગયો. ત્યાર પછી કાળચક્રના ફેરામાં અનેક ક્રાંતિઓ અને ઉથલપાથલો થવાથી તેનો ઉચ્છેદ થયો અને નાસ્તિક (બૌદ્ધ મતથી ભિન્ન અર્થમાં) તથા અજ્ઞેયવાદી ઈત્યાદિ ગૌણ મતોનો સળસળાટ ચાલુ થયો. ત્યારે હવે પછી આર્યાવર્ત્તને પુનઃ એકવાર વિઘાતક જડવાદથી પરાવૃત્ત કરીને તેને આત્મિક કલ્યાણના ખરા માર્ગમાં પ્રવૃત્ત કરનારું આ એક જ (અદ્વૈત મત) તત્ત્વજ્ઞાન છે, એવો તે કાળના વિચારશીલ મહાત્માઓનો નિશ્ચય થઈ ગયો. બુદ્ધનો અવતાર થવા પહેલાં એકવાર, અને તેની પછી કેટલાક કાળે એકવાર, એવી રીતે બે પ્રસંગે આર્યાવર્ત્તમાં જડવાદનું અત્યંત–બહુ જ–પ્રાબલ્ય થયેલું હતું; અને તે બન્ને પ્રસંગે આર્યાવર્ત્તનો જડવાદના બંધનમાંથી છૂટકો કરીને, તેને એ અદ્વૈત મતે જ યોગ્ય માર્ગમાં પ્રવૃત્ત કર્યું હતું. હવે, જડવાદ બિલ્કુલ જ ખરાબ છે, એવો મારા કહેવાનો ઉદ્દેશ નથી. પરંતુ કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે, તે સમયના જડવાદનું સ્વરૂપ અત્યંત ભ્રષ્ટ અને હીન થઈ ગયેલું હતું. વાસ્તવિક રીતે જોતાં તો હું પોતે પણ કેટલેક અંશે જડવાદી જ છું. કારણ કે, ખરા જડવાદી પ્રમાણે આ વિશ્વનું આદ્ય તત્ત્વ એક જ છે, અને તે સર્વવ્યાપક છે, એમ હું પણ માનું છું. પરંતુ અમારા બેમાંનો મુખ્ય ભેદ એટલો જ છે કે, જડવાદીઓ તે આદ્ય તત્ત્વને જડાત્મક માનીને તેને 'દ્રવ્ય' (Matter) ના નામથી ઓળખે છે, અને હું તેને ચેતનાત્મક જાણીને 'ઈશ્વર' અને 'બ્રહ્મ' આદિ નામોવડે સંબોધું છું. તે આદ્ય જડ દ્રવ્યમાંથી જ સર્વ ધર્મકલ્પનાઓ અને મોક્ષપ્રાપ્તિની આશા ઈત્યાદિ ઉત્પન્ન થયેલી છે, એમ જડવાદીઓ કહે છે; અને મારો અભિપ્રાય એવો છે કે, અચેતન કારણમાંથી એ વસ્તુઓનો ઉદય થવો અશક્ય છે; અને તેથી એ વસ્તુઓને હું બ્રહ્મ–ચેતન–કારણમાંથી ઉત્પન્ન થયેલી માનું છું.

અર્થાત્ જડવાદનું જે કેટલેક સ્થાને એક પ્રકારનું નિયત અને તાર્કિક સ્વરૂપ દેખાઈ આવે છે, તેને અનુલક્ષીને મારું ઉપર્યુક્ત વિધાન નથી. કિંતુ, ઈશ્વર, આત્મા, સ્વર્ગ અને પાપ પુણ્ય ઇત્યાદિ સર્વ અસત્ય છે, ધર્મ પણ સ્વાર્થસાધુ ભિક્ષુકવર્ગે પોતાનાં પેટ ભરવામાટે ઊભું કરેલું એક ટીખળ જ છે, માટે ખાવું, પીવું ને સુખમાં સૂવું; અથવા (ચાર્વાકના મત પ્રમાણે) 'यावज्जीवेत्सुखं जीवेत् ऋण कृत्वा घृतं पिवेत्' એ જ ઈહલોકનું સાર્થકત્વ છે, ઇત્યાદિ વિઘાતક અને અનીતિપ્રવર્તક મતોનું પ્રતિપાદન કરનારા જડવાદપર જ મારો મુખ્ય કટાક્ષ છે. એ વિઘાતક પંથનો આર્યાવર્તમાં એકવાર એટલો બધો પ્રસાર થયેલો હતો, અને તેના અતિરેકને લીધે લોકોના મનમાં એ મતવિશે એટલો બધો તિરસ્કાર ઉત્પન્ન થયેલો હતો કે, વર્તમાન કાળમાં પણ 'ચાર્વાકનીતિ' એ શબ્દની માત્ર તિરસ્કારદર્શક અર્થમાં જ યોજના કરવામાં આવે છે. પરંતુ મહાત્મા બુદ્ધે જ વેદાંતમતને લોકોની જાણમાં લાવવાનો સર્વથી પ્રથમ પ્રયત્ન કર્યો, અને એ મતની સત્યતાને ગ્રહણ કરવામાટે તેમનાં મનોને વાળીને આર્યાવર્તને અધોગતિના ખાડામાંથી ઊપર કાઢ્યું. પણ તેના નિર્વાણ પછી હજારબારસેં વર્ષે પુનઃ એકવાર ધર્મના વિષયમાં એવી જ અંધાધુંધી ચાલવા માંડી. બૌદ્ધ ધર્માનુયાયી લોકો પણ ઉપર કહેલી વિઘાતક અને હીન કલ્પનાઓના ચાહનારા બની ગયા. કારણ કે, શરુઆતમાં જે લોકો બૌદ્ધ ધર્મમાં વળ્યા હતા, તેઓ સાધારણતઃ હલકા દરજ્જાના જ હતા; અને તેમના આચાર વિચાર પણ વિલક્ષણ અને તરેહવાર હતા. એથી, તેમણે કેટલાક કાળ પર્યન્ત બુદ્ધનાં તત્ત્વોનું ગ્રહણ કર્યું ખરું, પણ પછીથી સત્વર જ તેમને એ તત્ત્વોનો કંટાળો આવી ગયો, અને તેમનાં અસંસ્કૃત અને ચંચળ મનો પાછાં પૂર્વવત્ ગૌણ દેવ દેવતા અને યક્ષ પિશાચ ઇત્યાદિની ઉપાસના પ્રતિ દોડી જવા લાગ્યાં. એવી રીતે કાળે કરીને બૌદ્ધ ધર્મમાં સર્વત્ર ગોટાળો થઈ ગયો અને તેનાં મૂળ શુદ્ધ અને સાત્વિક સ્વરૂપનો કોણ જાણે ક્યાંય લોપ થઈ ગયો! એવી સ્થિતિ થઈ જવાથી, સમાજના ઉચ્ચ વર્ગોમાં જડવાદનો, અને સાધારણ જનસમૂહમાં પ્રમાદપૂર્ણ ધર્મમતોનો પુનઃ એકવાર પ્રસાર થઈ ગયો!

એવા સમયમાં, બીજા એક જગદ્વંદ્ય મહાત્માનો અવતાર થયો. તે મહાત્મા તે શ્રીમચ્છંકરાચાર્ય. તેણે એ સ્થિતિનો નાશ કરીને વેદાંતનો પુનરુદ્ધાર કર્યો, અને તેની ઇમારતને તાર્કિક યુક્તિવાદના પાયાપર નવેસરથી ઉભી કરીને તેને સુવ્યવસ્થિત અને પ્રમાણબદ્ધ સ્વરૂપ આપ્યું. કારણ કે, ઉપનિષદ્‌માં ગ્રથિત કરેલાં પ્રમેયો અને યુક્તિવાદ અત્યંત કિલષ્ટ, ગહન, અને દુર્બોધ્ય હતાં; તેમાં આચાર્યે પોતાના સુલભ, સ્પષ્ટ,

અને પ્રાસાદિક ભાષ્યથી સુગમત્વ અને રમણીયત્વ ભરી દીધું; અને અદ્વૈતમતની બીજી કોઈ પણ જ્ઞાન–તત્ત્વજ્ઞાન પદ્ધતિ કરતાં જે શ્રેષ્ઠતમ યોગ્યતા હતી, તેની નિર્વિવાદ અને સપ્રમાણ રીતિથી સ્થાપના કરી દીધી. એવી રીતે, એ બે મહાત્માઓએ અદ્વૈત મતનાં બે ભિન્ન ભિન્ન અંગોની મહત્તા વધારી. બુદ્ધે એ મતના નીતિવિષયક અંગને સાધારણ જનસમૂહના મનમાં પૂર્ણતાથી ઠસાવવાનું મહત્ કૃત્ય પૂરું કર્યું; અને શંકરાચાર્યે એ મતના તાર્કિક અને બુદ્ધિ વિષયક અંગને, બુદ્ધિમાન્ મુમુક્ષુ જનોમાટે, વ્યવસ્થિત, સયુક્તિક અને સ્પષ્ટ સ્વરૂપમાં લોકો સમક્ષ રજૂ કર્યું. એટલે કે, અત્યારે યૂરોપમાં ધર્મની સ્થાપના જેવી રીતે યુક્તિવાદના પાયાપર કરવાનો (To rationalize) પ્રયત્ન ચાલૂ છે, તેવો જ કેટલેક અંશે તે સમયમાં આચાર્યનો પ્રયત્ન હતો. વર્તમાન કાળમાં પ્રત્યેકને ધાર્મિક વિષયમાં પણ યુક્તિવાદ અવશ્ય જોઈએ છે. કેવળ, અમુક એક ધર્મની સત્યતાનો અમુકને અનુભવ મળો અને તે મુક્ત થાઓ, એ પ્રમાણે પરમેશ્વરને પ્રાર્થના કરવાથી ચાલતા જમાનાના પાખંડી લોકોની ધર્મની બાબતમાં કશી પણ ખાત્રી થતી નથી. એટલે, અત્યારે યૂરોપના લોકોને પણ યુક્તિવાદને અનુસરતા અને માનસિક શંકાઓનું તાર્કિક રીતિથી સમાધાન કરનારા ધર્મપંથની ઘણી જ આવશ્યકતા હોય, એમ જોવામાં આવે છે. એવા પ્રકારનો, અર્વાચીન વિદ્વાન્ અને આધિભૌતિક સુધારણામાં આગળ વધેલા લોકોને પણ માન્ય થવા જેવો માત્ર એક જ ધર્મપંથ છે; અને તે અદ્વૈત વેદાંત છે. વિશ્વમાં અદ્વૈત–ઐક્ય–ની અને અમૂર્ત્ત તથા નિરાકાર પરમેશ્વરની જે કલ્પના છે, તે કલ્પના જ કોઈ પણ વિચારશીલ મનુષ્યને પસંદ પડવા જેવી છે; અને તે જ અદ્વૈત મતમાં પ્રધાન છે. એ કલ્પના એક જ વિવક્ષિત કાળમાંની અથવા દેશની છે, એમ નથી. અધર્મનો અનિમિત્ત રીતે વિસ્તાર થતાં ધર્મના સર્વથા નામશેષ થવાનો સંભવ દેખાવા માંડ્યો, એટલે કોઈ પણ કાળમાં અને કોઈ પણ દેશમાં એ કલ્પના પોતાની મેળે જ અસ્તિત્વમાં આવે છે, અને લોકોનું મન તે તરફ ખેંચાય છે. અત્યારે યૂરોપ અને અમેરિકાખંડમાંના દેશોમાં અદ્વૈત મતનો વધારે અને વધારે પ્રસાર થતો જાય છે, એનું કારણ પણ એ જ છે.

હવે સદ્યઃસ્થિતિને અનુસરીને, એમાં એ વાતનો જે વધારો કરવો જોઈએ, તે એ છે કે, ઉપનિષદોમાં કવિલાઘવનું અથવા તો કવિપ્રતિભાનું બહુ જ પ્રાબલ્ય જોવામાં આવે છે. એટલે કે, તેમાંની કેટલીક વાતો અર્વાચીન વિચારના મનુષ્યોને અવાસ્તવિક અને અતિશયોક્તિ ભરેલી દેખાય તેવી છે. પરંતુ મૂળ કર્ત્તાએ જ કાંઈ એ વાતો એવા હેતુથી લખેલી કે કહેલી નથી. તેઓ તો નિઃસર્ગતઃ જ કવિ હતા. કારણ કે,

પ્લેટોના કહેવા પ્રમાણે, કવિપ્રતિભાદ્વારા જ મનુષ્યના મનમાં દૈવિક તત્ત્વની પ્રેરણા થતી હોય છે. કારણ કે, કવિઓએ જે રચના કરેલી હોય છે, તે લોકોને ઉપદેશ કરવાના, તત્ત્વજ્ઞાન શીખવવાના અથવા ગ્રંથ રચવાના ઉદ્દેશથી કરેલી હોતી નથી; કિંતુ તેમને પોતાને દૈવિક પ્રેરણાથી જે જે વિષયોનું જ્ઞાન થયેલું હોય છે, તે જ વિષયોને માત્ર તેમણે પોતાની પ્રાસાદિક ભાષામાં બાહ્યતઃ વ્યક્ત કરી–ઉદ્‌ગારી–દેખાડેલા હોય છે. નૈસર્ગિક રીતે મનોહર ગીતો જ તેમનાં મુખોમાંથી નીકળવા લાગ્યાં. એવી સ્થિતિ હોવાથી, ઉપનિષદોના એવા ભાગોપર વધારે બળપૂર્વક આધાર ન રાખતાં, તે ઉપનિષદ્‌ના વિભાગો કરી આપણને તેનાં તત્ત્વો સમજાવનાર મહાત્માઓનાં ચરિત્રોમાં જે ઉદાત્ત વાર્તાઓ પ્રતિબિંબિત થયેલી દેખાય છે, તેમનું જ અનુકરણ કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. બુદ્ધના જીવનચરિત્રમાં, અલૌકિક વિશ્વપ્રીતિનું, અગાધ અને નિઃસીમ સહિષ્ણુતાનું અને પ્રત્યેકને ધર્મજ્ઞાનની સુલભતા કરી આપવાનું–એટલે કે, ધર્મને જાણે સર્વનાં દ્વારમાં લાવી મૂકવાનું, નિરપેક્ષ અને ઉદાત્ત ઇચ્છાવાળું ઉત્કૃષ્ટ ઉદાહરણ દૃષ્ટિગોચર થાય છે. શ્રી શંકરાચાર્યનું ચરિત્ર, તે પ્રચંડ બુદ્ધિ–વૈભવનો, અને પ્રત્યેક વસ્તુમાં પ્રકાશ પાડીને તેને સર્વથા સુગમ અને સ્પષ્ટ કરી દેખાડનારો અસામાન્ય દૈવિક તેજનો પ્રત્યક્ષ અવતાર જ છે. ત્યારે, એ બન્ને મહાત્માઓના અત્યુત્કૃષ્ટ ગુણોના મિશ્રણથી બનેલું એક ત્રીજું સંયુક્ત સ્વરૂપ વર્તમાન કાળમાં ધર્મના વિષયમાં આપણને અત્યંત આવશ્યકીય છે. વર્તમાન સમયમાં જે ધર્મની આવશ્યકતા છે, તેમાં પ્રખર જ્ઞાનસૂર્યનું તેજ પણ હોવું જોઇએ છે, અને તે સાથે બુદ્ધની અલૌકિક દયા અને વત્સલતાથી ઓતપ્રોત ભરેલી વિશ્વપ્રીતિનું તત્ત્વ પણ પૂર્ણતાથી ભરેલું હોવું જોઇએ છે. ઉચ્ચ પ્રકારના તત્ત્વજ્ઞાન અને બુદ્ધિવિષયક યુક્તિવાદ સાથે, ઉદાત્ત વિશ્વપ્રીતિથી ભરેલી અંતઃકરણવૃત્તિ પણ હોવી જોઇએ. એના યોગે જ, અંતે ધર્મ અને અર્વાચીન શાસ્ત્રોનું ઐક્ય થતાં તેઓ ઉભય એક જ સ્થાનમાં પ્રેમ અને સંપથી વર્તવા માંડશે. કાવ્યલાઘવ અને તત્ત્વજ્ઞાનનું સંમેલન થશે, એટલે એ જ ભાવિ કાળનો ધર્મ થઈ પડશે. એ જ ધર્મ સર્વ કાળના અને સર્વ પદવીના લોકોને એક સરખો લાગૂ પડનારો છે; એમ પ્રત્યક્ષ આપણા જોવા અને જાણવામાં આવી જશે. કારણ કે, બીજા કોઈ પણ શાસ્ત્રવિશે આપણે કિંચિત્ શાંતિથી વિચાર કરીએ, તો તેમાં પ્રત્યેકમાં કાંઇને કાંઈ પણ ન્યૂનતા–મનનું સમાધાન ન કરનારું કોઈ પણ તત્ત્વ–આપણને મળી આવે છે; પરંતુ તે શાસ્ત્રોને પણ યોગ્ય માર્ગમાં લઈ જાય, એવી આ માત્ર એક જ કલ્પના છે. વધારે તો શું, અમારા

અને પ્રાસાદિક ભાષ્યથી સુગમત્વ અને રમણીયત્વ ભરી દીધું; અને અદ્વૈતમતની બીજી કોઈ પણ જ્ઞાન-તત્ત્વજ્ઞાન પદ્ધતિ કરતાં જે શ્રેષ્ઠતમ યોગ્યતા હતી, તેની નિર્વિવાદ અને સપ્રમાણ રીતિથી સ્થાપના કરી દીધી. એવી રીતે, એ બે મહાત્માઓએ અદ્વૈત મતનાં બે ભિન્ન ભિન્ન અંગોની મહત્તા વધારી. બુદ્ધે એ મતના નીતિવિષયક અંગને સાધારણ જનસમૂહના મનમાં પૂર્ણતાથી ઠસાવવાનું મહત્ કૃત્ય પૂરું કર્યું; અને શંકરાચાર્યે એ મતના તાર્કિક અને બુદ્ધિ વિષયક અંગને, બુદ્ધિમાન્ મુમુક્ષુ જનોમાટે, વ્યવસ્થિત, સયુક્તિક અને સ્પષ્ટ સ્વરૂપમાં લોકો સમક્ષ રજૂ કર્યું. એટલે કે, અત્યારે યૂરોપમાં ધર્મની સ્થાપના જેવી રીતે યુક્તિવાદના પાયાપર કરવાનો (To rationalize) પ્રયત્ન ચાલૂ છે, તેવો જ કેટલેક અંશે તે સમયમાં આચાર્યનો પ્રયત્ન હતો. વર્તમાન કાળમાં પ્રત્યેકને ધાર્મિક વિષયમાં પણ યુક્તિવાદ અવશ્ય જોઈએ છે. કેવળ, અમુક એક ધર્મની સત્યતાનો અમુકને અનુભવ મળો અને તે મુક્ત થાઓ, એ પ્રમાણે પરમેશ્વરને પ્રાર્થના કરવાથી ચાલતા જમાનાના પાખંડી લોકોની ધર્મની બાબતમાં કશી પણ ખાત્રી થતી નથી. એટલે, અત્યારે યૂરોપના લોકોને પણ યુક્તિવાદને અનુસરતા અને માનસિક શંકાઓનું તાર્કિક રીતિથી સમાધાન કરનારા ધર્મપંથની ઘણી જ આવશ્યકતા હોય, એમ જોવામાં આવે છે. એવા પ્રકારનો, અર્વાચીન વિદ્વાન્ અને આધિભૌતિક સુધારણામાં આગળ વધેલા લોકોને પણ માન્ય થવા જેવો માત્ર એક જ ધર્મપંથ છે; અને તે અદ્વૈત વેદાંત છે. વિશ્વમાં અદ્વૈત-ઐક્ય-ની અને અમૂર્ત્ત તથા નિરાકાર પરમેશ્વરની જે કલ્પના છે, તે કલ્પના જ કોઈ પણ વિચારશીલ મનુષ્યને પસંદ પડવા જેવી છે; અને તે જ અદ્વૈત મતમાં પ્રધાન છે. એ કલ્પના એક જ વિવક્ષિત કાળમાંની અથવા દેશની છે, એમ નથી. અધર્મનો અનિમિત્ત રીતે વિસ્તાર થતાં ધર્મના સર્વથા નામશેષ થવાનો સંભવ દેખાવા માંડ્યો, એટલે કોઈ પણ કાળમાં અને કોઈ પણ દેશમાં એ કલ્પના પોતાની મેળે જ અસ્તિત્વમાં આવે છે, અને લોકોનું મન તે તરફ ખેંચાય છે. અત્યારે યૂરોપ અને અમેરિકાખંડમાંના દેશોમાં અદ્વૈત મતનો વધારે અને વધારે પ્રસાર થતો જાય છે, એનું કારણ પણ એ જ છે.

હવે સદ્યઃસ્થિતિને અનુસરીને, એમાં એ વાતનો જે વધારો કરવો જોઈએ, તે એ છે કે, ઉપનિષદોમાં કવિલાઘવનું અથવા તો કવિપ્રતિભાનું બહુ જ પ્રાબલ્ય જોવામાં આવે છે. એટલે કે, તેમાંની કેટલીક વાતો અર્વાચીન વિચારના મનુષ્યોને અવાસ્તવિક અને અતિશયોક્તિ ભરેલી દેખાય તેવી છે. પરંતુ મૂળ કર્ત્તાએ જ કાંઈ એ વાતો એવા હેતુથી લખેલી કે કહેલી નથી. તેઓ તો નિઃસર્ગતઃ જ કવિ હતા. કારણ કે,

પ્લેટોના કહેવા પ્રમાણે, કવિપ્રતિભાદ્વારા જ મનુષ્યના મનમાં દૈવિક તત્ત્વની પ્રેરણા થતી હોય છે. કારણ કે, કવિઓએ જે રચના કરેલી હોય છે, તે લોકોને ઉપદેશ કરવાના, તત્ત્વજ્ઞાન શીખવવાના અથવા ગ્રંથ રચવાના ઉદ્દેશથી કરેલી હોતી નથી; કિંતુ તેમને પોતાને દૈવિક પ્રેરણાથી જે જે વિષયોનું જ્ઞાન થયેલું હોય છે, તે જ વિષયોને માત્ર તેમણે પોતાની પ્રાસાદિક ભાષામાં બાહ્યતઃ વ્યક્ત કરી–ઉદ્‌ગારી–દેખાડેલા હોય છે. નૈસર્ગિક રીતે મનોહર ગીતો જ તેમનાં મુખોમાંથી નીકળવા લાગ્યાં. એવી સ્થિતિ હોવાથી, ઉપનિષદોના એવા ભાગોપર વધારે બળપૂર્વક આધાર ન રાખતાં, તે ઉપનિષદ્‌ના વિભાગો કરી આપણને તેનાં તત્ત્વો સમજાવનાર મહાત્માઓનાં ચરિત્રોમાં જે ઉદાત્ત વાર્તાઓ પ્રતિબિંબિત થયેલી દેખાય છે, તેમનું જ અનુકરણ કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. બુદ્ધના જીવનચરિત્રમાં, અલૌકિક વિશ્વપ્રીતિનું, અગાધ અને નિઃસીમ સહિષ્ણુતાનું અને પ્રત્યેકને ધર્મજ્ઞાનની સુલભતા કરી આપવાનું–એટલે કે, ધર્મને જાણે સર્વનાં દ્વારમાં લાવી મૂકવાનું, નિરપેક્ષ અને ઉદાત્ત ઇચ્છાવાળું ઉત્કૃષ્ટ ઉદાહરણ દૃષ્ટિગોચર થાય છે. શ્રી શંકરાચાર્યનું ચરિત્ર, તે પ્રચંડ બુદ્ધિવૈભવનો, અને પ્રત્યેક વસ્તુમાં પ્રકાશ પાડીને તેને સર્વથા સુગમ અને સ્પષ્ટ કરી દેખાડનારો અસામાન્ય દૈવિક તેજનો પ્રત્યક્ષ અવતાર જ છે. ત્યારે, એ બન્ને મહાત્માઓના અત્યુત્કૃષ્ટ ગુણોના મિશ્રણથી બનેલુ એક ત્રીજું સયુક્ત સ્વરૂપ વર્તમાન કાળમાં ધર્મના વિષયમાં આપણને અત્યંત આવશ્યકીય છે. વર્તમાન સમયમાં જે ધર્મની આવશ્યકતા છે, તેમાં પ્રખર જ્ઞાનસૂર્યનું તેજ પણ હોવું જોઇએ છે, અને તે સાથે બુદ્ધની અલૌકિક દયા અને વત્સલતાથી ઓતપ્રોત ભરેલી વિશ્વપ્રીતિનું તત્ત્વ પણ પૂર્ણતાથી ભરેલું હોવું જોઇએ છે. ઉચ્ચ પ્રકારના તત્ત્વજ્ઞાન અને બુદ્ધિવિષયક યુક્તવાદ સાથે, ઉદાત્ત વિશ્વપ્રીતિથી ભરેલી અંતઃકરણવૃત્તિ પણ હોવી જોઇએ. એના યોગે જ, અંતે ધર્મ અને અર્વાચીન શાસ્ત્રોનું ઐક્ય થતાં તેઓ ઉભય એક જ સ્થાનમાં પ્રેમ અને સંપથી વર્ત્તવા માંડશે. કાવ્યલાઘવ અને તત્ત્વજ્ઞાનનું સંમેલન થશે, એટલે એ જ ભાવિ કાળનો ધર્મ થઈ પડશે. એ જ ધર્મ સર્વ કાળના અને સર્વ પદવીના લોકોને એક સરખો લાગૂ પડનારો છે; એમ પ્રત્યક્ષ આપણા જોવા અને જાણવામાં આવી જશે. કારણ કે, બીજા કોઈ પણ શાસ્ત્રવિશે આપણે કિંચિત્ શાંતિથી વિચાર કરીએ, તો તેમાં પ્રત્યેકમાં કાંઇને કાંઈ પણ ન્યૂનતા–મનનું સમાધાન ન કરનારું કોઈ પણ તત્ત્વ–આપણને મળી આવે છે; પરંતુ તે શાસ્ત્રોને પણ યોગ્ય માર્ગમાં લઈ જાય, એવી આ માત્ર એક જ કલ્પના છે. વધારે તો શું, અમારા

પ્રાચીન ઉપનિષદોમાં વિશ્વના આદ્યકારણવિશે જે ઉપપત્તિનો ઉલ્લેખ કરેલો મળી આવે છે, તે જ ઉપપત્તિ ઓછા કે વધતા ભિન્ન રૂપમાં તમારા અર્વાચીન શાસ્ત્રશોધકો તરફથી નવીન તત્ત્વો તરીકે લોકો સમક્ષ રજૂ કરવામાં આવે છે. ઉદાહરણાર્થ, આ સમસ્ત વિશ્વ એક જ પ્રેરણાનું અનેક રૂપાત્મક આવિષ્કરણ–વિસ્તાર અને પ્રકટીકરણ–છે, એવું જે એક અર્વાચીન શાસ્ત્રતનું મત છે, તે ઉપનિષદમાં કહેલા ઇશ્વરવિષેની કલ્પનાનું જ પુનરુચ્ચારણ છે, એમ આ અવતરણને વાંચતાં કે સાંભળતાં કોઈ પણ જાણી શકે એમ છે;–

"अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च "॥

"જેવી રીતે મહાન્ અને પ્રચંડ અગ્નિએ કોઈ ગૃહમાં પ્રવેશ કર્યો હોય, તો તે ભિન્ન ભિન્ન સ્થાને પૃથક્ પૃથક્ સ્વરૂપમાં જોવામાં આવે છે; તથાપિ, મૂળ અગ્નિ તે રૂપ કરતાં પણ અનેકગણા પ્રમાણમાં મહાન્ હોય છે. તેવી જ રીતે આ બાહ્ય વિશ્વમાં પરમાત્મા અનેક રૂપે પૃથક્ પૃથક્ દેખાય છે, તો પણ તે સર્વના એકત્રિત સ્વરૂપ કરતાં કેટલો બધો અમર્યાદ અને અપાર છે, એની આપણે કલ્પના પણ કરી શકીએ એમ નથી." આપણે અર્વાચીન શાસ્ત્રની પ્રગતિના પ્રવાહનો જો જરાક સૂક્ષ્મતાથી વિચાર કરીએ, તો તેમનું પર્યવસાન એ જ તત્ત્વમાં થાય છે, એવું આપણા ધ્યાનમાં શું નથી આવતું? એ જે અર્વાચીન શાસ્ત્રની પ્રગતિ છે, તે અમારા ભરતખંડમાં અત્યાર પહેલાં જ ક્યારનીએ થઈ ગયેલી છે. કારણ કે, અમારા જ્ઞાનનો આરંભ, મનના અધ્યયનથી–માનસશાસ્ત્ર અને તર્કશાસ્ત્રથી–જ થયેલો છે; અને યૂરોપીયન્ રાષ્ટ્રોએ પ્રથમતઃ બાહ્યસૃષ્ટિ જ હાથમાં લીધેલી છે. તથાપિ હવે બન્નેના શોધનું પર્યવસાન એક જ દિશામાં થાય છે. કારણ કે, મનનું નિરીક્ષણ કરતાં કરતાં આપણે અંતે તે સર્વવ્યાપી, સર્વાન્તર્યામી, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, પરિપૂર્ણ, સાર અને સત્યસ્વરૂપ સચ્ચિદાનંદમય ચિરંતન ઐક્યમાં જ આવી અટકીએ છીએ. આધિભૌતિક શાસ્ત્રોદ્વારા પણ આપણે એ જ ઐક્યપ્રતિ–એ જ અભેદ અથવા અદ્વૈતમાં આવી મળીએ છીએ. એ સર્વશાસ્ત્રો એ ઐક્યનાં જ જૂદાં જૂદાં સ્વરૂપો છે, અને આખા જગતનો સરવાળો તે એ ઐક્ય જ છે. તેમ જ માનવી જાતિનું મુખ્ય ધોરણ અને ઉચ્ચ આશલક્ષ્ય (Goal) પણ એ જ ઐક્ય છે. મનુષ્યની બધી ખટપટો મોક્ષમાટે–સ્વાતંત્ર્યમાટે–જ છે; બંધનો માટે નથી. મનુષ્ય નીતિશાસ્ત્ર ઇત્યાદિનું અવલંબન કરે છે, તે શામાટે? નીતિ મોક્ષના પ્રદેશમાં પહોંચાડનારી છે અને અનીતિ સંસારમાં બદ્ધ કરી નાંખનારી છે, એટલામાટે જ.

અદ્વૈત મતના સંબંધમાં બીજી એક ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, એ તત્ત્વજ્ઞાનપદ્ધતિ ઉચ્છેદક કિંવા સંહારક નથી. વિવક્ષિત ધર્મમતનો સમૂળ નાશ કરવામાં કિંવા પ્રત્યક્ષ રીતે સંઘ-સ્થિતિના ઉચ્છેદમાં કારણીભૂત થવામાં એ પદ્ધતિની મૂળથી જ પ્રવૃત્તિ નથી. કિંતુ નીચે પ્રમાણે ગર્જના કરીને કહેવામાં જ તેને યથાર્થ અભિમાન અને ભૂષણ ભાસે છે;—

"न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान् युक्तः समाचरन् " ॥

"અજ્ઞાનવડે અથવા અર્થ ન સમજવા છતાં પણ જે લોકો ખરા ભાવથી વિધિયુક્ત કર્મો આચરતા હોય છે, તેમની—સાધારણ જનસમૂહની—શ્રદ્ધાને તોડશો નહિ. કિંવા તેનો ઉચ્છેદ કરી નાંખવાનો પ્રયત્ન કરશો નહિ. કિંતુ, સ્હામા, ખરા જ્ઞાતાએ પોતે પણ યથાવિધિ લૌકિક કર્તવ્યો આચરીને તેના યોગે સાધારણ લોકોને ધીમે ધીમે ઉન્નતિનો માર્ગ બતાવવો જોઇએ." એટલે કે, કોઈ પણ મનુષ્યનું મન ન દુ:ખવતાં—તેની શ્રદ્ધા—ભક્તિ—નો ઉપહાસ ન કરતાં, સર્વને, મહા સૌજન્ય અને મધુર વર્તનથી ઉન્નતિના માર્ગમાં લગાડો, એ જ અદ્વૈતમતનો સદોદિત ઉપદેશ હોય છે. સર્વને પોતા સાથે જ લઇને આત્મક કલ્યાણના માર્ગમાં એક એક પગલું આગળ ચાલતા જાઓ, એ જ અદ્વૈતમતનો નિરંતર ઉપદેશ છે. જગતમાંનાં સર્વ પ્રાણી માત્રનો સરવાળો, તે જ પરમેશ્વર છે, એ જો ખરુ હોય—અને એ ખરું છે, એમ અદ્વૈતમત મહાબળપૂર્વક કહે છે—તો સર્વની ધાર્મિક માન્યતાને આપણે એક સરખું જ માન આપવું જોઇએ; નિદાન ખરી ધર્મકલ્પનામાં તે સર્વનો સમાવેશ થઈ જાય, એવી વ્યવસ્થા તો કરવી જ જોઇએ. કોઇપણ ધર્મપદ્ધતિ સર્વસંગ્રાહક કિંવા સર્વસમાવેશક (Universal) થાય, એટલે કે, તે પ્રત્યેક વ્યક્તિને ઉપયોગી થઈ શકે, એટલામાટે તેને એકદેશીય કિંવા તૂટેલા અંગની કરી નાંખવી ન જોઇએ; કારણ કે, સર્વસામાન્ય ધર્મનુ મુખ્ય લક્ષણ એ છે કે, તે કોઇપણ અધિકારવાળા અથવા કોઇપણ પ્રકારની પાત્રતા ધરાવનારા જ મનુષ્યને એકસરખી રીતે જ ગ્રાહ્ય અને ઉપયુક્ત થઈ પડવો જોઇએ: અર્થાત્ તેનું સ્વરૂપ સર્વસામાન્ય અને વ્યાપક હોવું જોઇએ. તેમાં અમુક એક વિશિષ્ટ સમાજને અથવા તો વિશિષ્ટ મતને જ લાગૂ પડનારા એક પક્ષીયત્વનો સમાવેશ થવો ન જોઈએ. એ દષ્ટિથી જોતાં, અદ્વૈતમત વિના, બીજા કોઇપણ ધર્મવિચારની પદ્ધતિમાં—વિશિષ્ટ ધર્મપંથમાં—એ તત્ત્વ સ્પષ્ટતાથી આપણા જોવા કે જાણવામાં આવી નથી શકતું. જો કે, તે સર્વના પ્રયત્નો તો એવા પ્રકારના વ્યાપક અને

વિસ્તૃત સ્વરૂપને પ્રાપ્ત કરી લેવામાટેના જ છે, પરંતુ તેમની રચના જ મૂળ એકદેશીય અને સંકુચિત તત્ત્વના પાયાપર થયેલી હોવાથી તે પદ્ધતિએ એ પ્રમાણેનું વ્યાપક અને પરિપૂર્ણ સ્વરૂપ કેવી રીતે પ્રાપ્ત કરી શકે વારુ? એમ થવું સર્વથા અશક્ય અને અસંભવનીય જ છે.

વળી, અદ્વૈતમત જેવા ઉદાત્ત અને વ્યાપક સ્વરૂપની ધર્મકલ્પનાનું ગ્રહણ કરવામાટે મન પણ વિશેષ સુસંસ્કૃત અને પ્રગલ્ભ હોવું જોઇએ છે. દ્વૈતમતની સાધારણ અશિક્ષિત મનમાંથી જ ઉત્પત્તિ થાય છે. એટલામાટે જ, અત્યારે પણ હિન્દુસ્તાનમાં અદ્વૈતમત કરતાં દ્વૈત મતનું જ વિશેષ પ્રાબલ્ય વિસ્તરેલું સર્વત્ર જોવામાં આવે છે. કારણ કે, સાધારણ જનસમૂહમાંના અસંસ્કૃત મનવાળા અને વ્યાવહારિક દૃષ્ટિના મનુષ્યોને દ્વૈતમત જ વિશેષ સુલભ, સયુક્તિક અને સગવડભરેલું ભાસતું હોય છે; અને તેથી જ તેઓ 'પેટપૂરતા' 'કામચલાઉ' ધર્મના અનુયાયી હોય છે. પરંતુ અદ્વૈતમત, એ દ્વૈતવાદીઓનો કોઈ કાળે પણ તિરસ્કાર કરતું નથી; કિંવા વસ્તુતઃ તે ઉભયમાં પરસ્પર કશો વિરોધ પણ છે નહિ. કારણ કે, એકને ઈશ્વર આ બાહ્ય વિશ્વ કરતાં કોઇપણ ભિન્ન સ્થાને-સ્વર્ગ ઇત્યાદિ સ્થાનમાં-રહેલો છે, એમ ભાસે છે; અને બીજાને એવું નિશ્ચિત જ્ઞાન થઈ ગયેલું હોય છે કે, તે, વિશ્વનો નિયંતા બાહ્ય વિશ્વથી ભિન્ન નથી કિંતુ તે સર્વનાં હૃદયોમાં જ વાસ કરતો હોય છે, એટલું જ નહિ, પણ આપણો અંતરાત્મા તે એ જ છે. તે કોઈ બાહ્ય સ્થાનમાં છે, અને આપણાથી ભિન્ન છે, એમ માનવું તે એક પ્રકારનું ભયંકર અજ્ઞાન જ છે; ઈશ્વર સ્વર્ગમાં અથવા બીજા કોઈ સ્થાનમાં રહેતો હોય છે, એવી કલ્પના કરીને પરમાત્માનો અને જીવાત્માનો વિયોગ કરવો, એ વિચાર જ અદ્વૈતવાદીને પરમ દુઃસહ અને ઘોર અજ્ઞાનદર્શક ભાસે છે. કારણ કે, તે તો આપણો 'જીવી' નો જીવ તે આપણા આત્માની ચેતના છે, અને આપણે તેના નિકટ સાંનિધ્યમાંના છીએ, એવા સત્ય સ્વરૂપનું સંપૂર્ણ જ્ઞાન પામી ચૂકેલો જ હોય છે. એવું જે એ પરમાત્મા અને જીવાત્માનું અત્યંત સાંનિધ્ય છે, તેની યથાર્થ કલ્પના "ઐક્ય" અથવા "અદ્વૈત" શબ્દ વિના ભાષામાંના બીજા કોઈ પણ શબ્દવડે મનમાં ઠસી શકતી જ નથી. કારણ કે, જે પ્રથમથી જ આપણા નિકટમાં છે, તેના વધારે સાંનિધ્યમાં તે આપણે કેમ અને કેવી રીતે જઇએ? બીજો કોઇપણ સંબંધ અદ્વૈતમતને સંમત-માન્ય-છે જ નહિ. ઇતર કલ્પનાઓની તેને એક પ્રકારે તિરસ્કારયુક્ત ભીતિ જ ભાસતી હોય છે. એ બેમાં પરસ્પર દ્વૈતની કલ્પના કરવી, તે અદ્વૈતમતની દૃષ્ટિથી એક મહાપાતક કર્યા બરાબર જ છે. કારણ કે, એવી રીતે

દ્વૈતની કલ્પના કરીને ઈશ્વરને પોતાના જ્ઞાનનો વિષય બનાવવો, એ એક પ્રકારનું અનિર્વચનીય સાહસ જ છે, એમ તેઓ સમજે છે.

તથાપિ, ઉપર કહ્યા પ્રમાણે અદ્વૈત સિદ્ધાંત દ્વૈતવાદીઓનો તિરસ્કાર કે દ્વેષ કરતો નથી. દ્વૈતવાદીઓ પરમેશ્વરના સ્વરૂપનો એક જ અંગથી વિચાર કરવાનો ઠરાવ કરો, તોપણ, તે દૃષ્ટિથી પણ તેમણે અનેક અંગોનો વિચાર કરવો જ જોઇયે, એ તેમની વિચાર પરંપરા નહિ ત્યાગ કરવા યોગ્ય છે, એમ અદ્વૈતવાદી સમજે છે. આ વિશ્વમાં પરમેશ્વરના સ્વરૂપનો કોઈ પણ એક અંગથી વિચાર કરવો, તે તેના પછી આવતા બીજા એકાદ અંગનું સોપાન છે, એમ જ કહી શકાય. કારણ કે, આ વિશ્વમાંની સર્વ વસ્તુઓ (દ્વૈતની કલ્પના કરવામાં આવે, તો) પરસ્પરાવલંબી જ છે; એટલે કે, તે સર્વ એક જ વિશ્વવ્યાપક ઐક્યથી બદ્ધ થયેલી છે. ત્યારે એ દૃષ્ટિથી જોતાં દ્વૈતમતનો અદ્વૈતમત સાથે વિરોધ નથી, છતાં પણ જે વિરોધ ભાસે છે, તે કેવળ સમજુતી કે ધારણાશક્તિના અલ્પત્વનું જ પરિણામ છે. સારાંશ કે, ઉપર કહ્યા પ્રમાણે અદ્વૈતવાદી દ્વૈતવાદીઓનો દ્વેષ નથી કરતો, કિંતુ એકરીતે તેનામાટે દયા જ ખાય છે. કારણ કે, તે નિશ્ચયપૂર્વક જાણતો હોય છે કે, સર્વના ગમનના માર્ગો જો કે ભિન્ન ભિન્ન અને ઓછા વધતા પ્રમાણમાં પ્રધાન કિંવા ગૌણ હોય, તોપણ સર્વને અંતે પહોંચવાનું તો એક જ સ્થાને છે; અને તે એક સ્થાનપ્રતિ જવાના જ સર્વના યત્નો દિનરાત ચાલૂ છે.

પરંતુ, દ્વૈતવાદીઓની કલ્પના એથી સર્વથા ભિન્ન જ છે. કારણ કે, જગતમાંનો કોઈ પણ દ્વૈતવાદી લ્યો, તો તેની, ઈશ્વર કોઈ પણ આપણા જેવો જ મનુષ્ય છે, પણ કાંઇક મોટો પુરુષ છે, અને આપણી પેઠે જ સારાસાર અને રાગદ્વેષ ઇત્યાદિ સાહજિક વિકાર ધરાવતો મૂર્ત અને સાકાર પુરુષ છે, એવી જ ઈશ્વર સંબંધિની કલ્પના હોય છે. અર્થાત્ વ્યવહારમાં જેવી રીતે, આપણો કોઈ મોટા માણસની કૃપા મેળવવાનો વિચાર હોય તો તેના મનનું વલણ વિશેષતઃ શામાં છે, તે જોઈ તપાસીને આપણે તે ધોરણ પ્રમાણે વર્તવા માંડીએ છીએ. તે પ્રમાણે કેટલેક અંશે દ્વૈતવાદીઓની પરમેશ્વરના વિશિષ્ટ ઉપાસનામાર્ગના સંબંધમાં એવી જ કલ્પના થયેલી પ્રત્યક્ષ જેવામાં આવે છે. અમુક એકરીતે જ ઉપાસના કરવાથી પરમેશ્વર પ્રસન્ન થાય છે, અને તથી ભિન્ન રીતે આરાધના કરનારપર તે કોપ કરે છે, એવી ન ભૂતો ન ભવિષ્યતિ જેવી જ કલ્પનાનો તેમણે અખિલ ઈશ્વરના શિરે આરોપ કરેલો છે. એટલામાટે ઉપાસક લોકોમાં પણ, તેના કૃપાપાત્ર અને કોપપાત્ર, એવા તેમને (દ્વૈતવાદીઓને)

સાહજિક બે ભેદો કરવા પડ્યા છે. "માત્ર અમે જ ઈશ્વરના પ્રિય અને કૃપાપાત્ર છીએ; બાકીનાઓને ઈશ્વર પૂછતો પણ નથી. માટે જો ઈશ્વરની કૃપા મેળવવાની તમારી અંતઃકરણપૂર્વક ઇચ્છા હોય, તો હાલની પોતાની સ્થિતિમાટે તમારે પશ્ચાત્તાપ કરવો, અને સ્વધર્મનો ત્યાગ કરીને અમારા ટોળામાં આવી મળવું. એટલે નિશ્ચયપૂર્વક તમને મુક્તિ મળવાની જ." એવો જે બહુધા પ્રત્યેક રાષ્ટ્રનો અને ધર્મનો-વિશેષે કરીને ખ્રીસ્તી ધર્મનો-વૃથાભિમાનયુક્ત ડંકો વાગતો હોય છે, તે ઉપર્યુક્ત સકુચિત અને ક્ષુદ્ર દ્વૈત-કલ્પનાનું પ્રત્યક્ષ જ્ઞાન કરાવનારું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. એટલુ જ નહિ, પણ કેટલાક મૂઢ અને દુરાગ્રહી દ્વૈતવાદીઓ એવી પણ ભીતિ બતાવ્યા કરે છે કે, "પૂર્વ જન્મમાં જ માત્ર જેમના ભાગ્યમાં ઈશ્વરનો પ્રસાદ લખાયલો હશે, તેમને જ માત્ર તારણનું સાધન મળશે અને બાકીનાઓ ગમે તેટલો અને ગમે તેવો મહાભારત પ્રયત્ન કરશે, અને શોક વિલાપ આદરશે, તોપણ તેમને અધોગતિ વિના બીજી કોઇપણ ગતિ પ્રાપ્ત થવાની નથી જ!" હુ બળપૂર્વક આપને પ્રશ્ન કરું છું કે, મને એવો એક પણ ધર્મ-દ્વૈતવાદી ધર્મ બતાવો, કે જેમાં ઉપર કહ્યા પ્રમાણેની પંક્તિપ્રપંચયુક્ત-પોતાથી ભિન્ન મતના મનુષ્યોને નીચ માનવાની અથવા તેમને પરમેશ્વરપ્રાપ્તિના સબંધમાં બહિષ્કૃત માનવાની-કલ્પના અસ્તિત્વ ધરાવતી ન હોય? દ્વૈતવાદીઓનો એવો કોઇ પણ ધર્મ તમે બતાવી શકવાના જ નથી. અસ્તુ.

પ્રત્યેક ધર્મની એવી સંકુચિત અને બહિષ્કારાત્મક કલ્પના હોવાને લીધે તેમનામાં પરસ્પર દ્વેષ અને કલહનું પ્રાબલ્ય થાય, તો તે સર્વથા સાહજિક અને સ્વાભાવિક જ છે. ધર્મ સંબધી એવા કલહો આજે સહસ્રાવધિ વર્ષોથી જગતના સર્વ ભાગોમાં થતા ચાલતા આવેલા છે, અને તેનાં ઉગ્ર ફળોનો કટુ સ્વાદ અનેક રાષ્ટ્રોને ચાખવો પડ્યો છે. આ એક એવી સર્વસાધારણ વાત છે કે, જે બહુધા બધાના જાણવામાં હોવી જ જોઇએ.

હવે દ્વૈતમતને સાધારણ જનસમૂહની સંમતિનું પ્રાબલ્ય મળેલું છે, માટે તે પંથ ખરો અને સારો જ હોવો જોઇએ, એમ કદાચિત્ કોઈ કહેશે; પણ વસ્તુતઃ જોતાં સ્થિતિ તેવી નથી. કારણ કે, સાધારણ જનસમૂહને પસંદ આવતી વાતો, તે બહુધા તેમનામાંના અશિક્ષિત લોકોના બહુસમાજને જ પસંદ આવનારી વાતો હોય છે. એટલે, જો કોઈ કોઈવાર સુશિક્ષિત અને જ્ઞાતા કહેવાતા લોકોની પ્રમાદપૂર્ણ અને અજ્ઞાનજન્ય કલ્પનાઓ તેમને માન્ય થાય, તો તેથી કાંઈ તેમાંના પ્રમાદ કે અજ્ઞાનનો લોપ તો થઈ નથી જ શકતો. એટલામાટે જ, 'દ્વૈતમત બહુજનસમાજને

પસંદ હોય છે, માટે તે ખરું અને સારું જ હોવું જોઇએ.' એમ કહેવું, તે તેની સત્યતામાટે પ્રમાણરૂપ થઈ નથી શકતું.

દ્વૈતવાદીઓનો બીજો એક એવો નિશ્ચય થયેલો દેખાય છે કે, ડગલે ને પગલે તમારાં દુષ્કૃત્યોમાટે હાથમાં દંડ લઇને તમને શિક્ષા કરવાને તમારા માથાપર સદાસર્વદા ઊભા રહેતા મૂર્ત અને સાકાર પરમેશ્વરની કલ્પના કર્યાવિના, જગત્‌માં નીતિ, સુવ્યવસ્થા અને સદાચારનો ટકાવ કોઈ કાળે પણ થઈ શકવાનો નથી. એટલે, બીજા શબ્દોમાં કહીએ, તો એનો ભાવાર્થ આ પ્રમાણે થાય છે;—સમજો કે, એક ભાડાની ગાડીનો, પળે પળે માત્ર ચાબૂકના ખોરાકથી જ પંથ કાપનારો વાંકો વળી ગયેલો ઘોડો છે. તે જો કાલે ઉઠીને નીતિ અને સદાચારવિશે વ્યાખ્યાન આપવા માંડે અને પોતાના અલૌકિક વકતૃત્વના પ્રભાવશાળી પ્રવાહમાં 'અમુક અમુક નગરના નિવાસીજનો અનીતિમાન્ અને દુરાચારી જ હોવા જોઇએ; કારણ કે, નિત્ય નિયમિત રીતે તેમની પીઠપર ચાબૂકના ફટકા પડતા નથી,' એવો પણ પોતાનો અભિપ્રાય દર્શાવે, તો આપણે તેના તર્કશાસ્ત્રની પ્રશંસા કરીએ ખરા કે નહિ? એવી જ દ્વૈતવાદીઓની ઉપર્યુક્ત કલ્પનાની સ્થિતિ સમજી લેવી. માત્ર શિક્ષા અને યાતનાના ભયથી જ મનુષ્યની નીતિના માર્ગમાં પ્રવૃત્તિ થાય છે, એમ ધારવું બહુ જ વિઘાતક અને ભૂલભરેલું છે. ઈશ્વરના ભયથી નીતિમાન્ થવાની ભાવના તો વેગળી રહી, પરંતુ વિરુદ્ધ પક્ષે નિત્યની શિક્ષાથી તો મનુષ્ય નિત્ય ચાબૂકનો માર ખાનારા ઘોડા પ્રમાણે નિશ્ચિત અને નિર્લજ્જ બની જાય છે, અને તેની અનીતિના માર્ગમાં જ નિત્ય વધારે અને વધારે પ્રવૃત્તિ થતી જાય છે, એ આપણે વ્યવહારમાં મળતા અનુભવથી સારી રીતે જાણી શકીએ એમ છે. અર્થાત્ એવા પ્રકારની માન્યતા પ્રચલિત થવાનું એક મુખ્ય કારણ છે; અને તે નીચે પ્રમાણે;—

સાધારણ જનસમૂહ બહુધા દ્વૈતવાદી—વ્યાવહારિક અને રૂઢ ધર્માનુસારી—હોય છે. એટલામાટે જ, પ્રત્યેક દેશમાં કોઈ પણ કાળમાં એવા જ બિચારા ગરીબ લોકોના શિરે જૂદા જૂદા ધર્મપંથીઓના ધર્મજાળોને સહન કરવાનો નઠારો પ્રસંગ વારંવાર આવી પડે છે. એટલે તે બિચારાઓની મોક્ષવિશેની કલ્પના પણ તેટલી જ મર્યાદિત અને સંકુચિત થઈ ગયેલી હોય છે. મોક્ષ, એટલે આ પ્રત્યક્ષ ભોગવવી પડતી ઐહિક યાતનાઓમાંથી કાયમનો છૂટકો થઈ જવો, એટલો જ તેઓ મોક્ષનો અર્થ સમજતા હોય છે. પણ સાધારણ જનસમૂહની જ વાત શામાટે? ધર્મોપદેશક કહેવડાવનારાઓમાં પોતામાં પણ એવી ધર્મભોળી અને પ્રમાદપૂર્ણ કલ્પનાઓ વારંવાર વિસ્તરેલી

મળી આવે છે. મને પોતાને જ અમેરિકામાંના એક ધર્મોપદેશકે પૂછ્યું હતું કે, 'કેમ સાધુજી! તમારા ધર્મમાં શયતાન બયતાન જેવું તો કાંઈ પણ નથી કે? અરે, એમ બની જ કેમ શકે?' એટલે કે, અમારા ધર્મમાં શયતાનનું અસ્તિત્વ નથી, એનું તે બિચારા ધર્મગુરુને અત્યંત આશ્ચર્ય લાગ્યું.

સારાંશ કે, અસંસ્કૃત અને વ્યાવહારિક દૃષ્ટિના મનુષ્યોને જ માત્ર પરમેશ્વરનું સાકાર અને સગુણ સ્વરૂપ કલ્પવાની આવશ્યકતા ભાસે છે. પરંતુ જગતમાં જે અનેક મોટા મહાત્માઓ થઈ ગયા છે, તેમનાં ચરિત્રોનું અવલોકન કરતાં પરમેશ્વરની નિરાકાર અને નિર્ગુણ કલ્પનાથી જ તેમના મનનું સમાધાન થયેલું આપણા જોવામાં આવે છે. ક્રાઈસ્ટે પણ 'નવા કરાર'માંનાં નિમ્ન લિખિત વાક્યમાં અનંન વેદાંતમા વર્ણવેલી જીવાત્મા અને પરમાત્માના ઐક્યની ઉદાત્ત કલ્પના સ્પષ્ટ રીતે વ્યક્ત કરેલી છે.–"હું અને મારો પિતા એક જ છીએ!" અને આ એક પ્રકારે અદ્વૈતમતવાદી ધર્મનો જગતના સર્વ ભાગોમાં ઘણો જ સારો પ્રસાર થયેલો છે, અને એ ધર્મના હાથે આજે હજારો વર્ષ થયાં જગતનું થોડું ઘણું કલ્યાણ પણ થતું આવ્યું છે. ક્રાઇસ્ટ પોતે અદ્વૈતવાદી હતો; અને તેથી જ તેનામાં સર્વ જગતને આશ્ચર્યચકિત કરી મૂકનારી સર્વત્ર એકસરખી ભૂતદયા અને અલૌકિક વિશ્વપ્રીતિનો નિવાસ થયેલો હતો. જેમનામાં પરમેશ્વરના સગુણ અને સાકાર સ્વરૂપ વ્યતિરિક્ત ઇતર ગહન અને ઉદાત્ત કલ્પનાઓને ગ્રહણ કરવાની પાત્રતા ન હોતી, એવા સાધારણ જનોને તેણે આવો ઉપદેશ કરેલો છે:–"આકાશમાં વસતા પિતાની–પરમેશ્વરની–ઉપાસના કરો. એટલે મારી પેઠે જ, 'તમે મારામાં છો, હું તમારામાં છું; અને મારી માર્ફતે આપણે બધા જનો આપણા પિતાના સ્થાનમાં એકરૂપ છીએ; એ તત્ત્વ તમારા જાણવામાં આવી જશે. કારણ કે, હું અને મારો પિતા (પરમેશ્વર) એક જ–તેમના અધિકારાનુરૂપ–છીએ." એમાં પણ પરમેશ્વરના સર્વવ્યાપિત્વની અને ઐક્યની કલ્પના ધ્વનિત કરેલી છે.

પણ, પરમાત્મા–ઈશ્વર–અને જીવાત્મામાંના દ્વૈતભાવને (ભિન્નતા અને પૃથક્તાને) જે લોકો માન્ય કરતા નથી, તેમને સામાન્ય મનુષ્યો 'નાસ્તિક' 'જડવાદી' (Materialist) ઇત્યાદિ જે મનમાં આવે, તે તિરસ્કારદર્શક નામો આપ્યા કરે છે. બુદ્ધને સુદ્ધાં પણ તે કાળના રૂઢ ધર્માનુયાયી લોકો 'નાસ્તિક'ના નામથી ઓળખતા હતા અને હાલમાં પણ સામાન્ય લોકોની તેના ધર્મવિશે એવી જ માન્યતા છે. પરંતુ એમ છતાં પણ, અદ્વૈતમતનો ખરો સંસ્કાર જેના મનમાં થયેલો છે, તેવા મનુષ્યના મનમાં જે સર્વ ભૂતમાત્ર વિષયક વિલક્ષણઅનુકંપા અને બીજાનામાટે પ્રાણ પાથરવાની અલૌકિક

બુદ્ધિ જોવામાં આવે છે, તેવી બુદ્ધિ તમારા દ્વૈતવાદીઓના મનમાં ભાગ્યે જ મળી શકે છે. બુદ્ધ, એક પ્રસંગે એક બકરીમાટે અર્થાત્ એક બકરીના પ્રાણ બચાવવામાટે પોતાના પ્રાણની આહુતિ આપવાને તૈયાર થયો હતો! માનવી જાતિના કોઈ પણ રાષ્ટ્રમાં નીતિવિષયક કલ્પના, જે અત્યુચ્ચ શિખરે પહોંચવી શકય છે, તેટલી ઉચ્ચત્તમ અને ઉદાત્ત નીતિકલ્પનાનો સમાજમાં પ્રચાર કરનાર માત્ર એકલો એ જ મહાત્મા હતો. જે જે સ્થાનમાં નીતિબંધન આપણા જોવામાં આવે છે, ત્યાં ત્યાં તેની સ્થાપનામાં એ મહાત્માનો જ ઉજ્જવલ તેજ–અંશ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે કારણીભૂત થયેલો આપણા પ્રત્યક્ષ જોવામાં આવે છે.

જે ખરો અદ્વૈતવાદી હોય છે, તેની એવી વિશ્વકુટુંબી વૃત્તિ થવાની જ. કારણ કે, નૈસર્ગિક રીતે જ જે મહાત્માઓ ઉદાર અંતઃકરણવાળા હોય છે, તેમની ઉદાત્ત મનોવૃત્તિઓને સંકુચિત અને મર્યાદિત પરિસ્થિતિમાં અટકાવી રાખવાનું કાર્ય સર્વથા અશક્ય જ છે. તેઓ પોતાની સ્વાભાવિક શક્તિવડે પોતાનો માર્ગ કાઢીને સમસ્ત વિશ્વમાં પ્રસરવાના જ; અને અત્યારે કે પૂર્વે કોઇના સ્વપ્નમાં પણ આવી નહિ હોય, એવી પ્રચંડ આધિભૌતિક સુધારણા થતી હોવાથી અને પચાસ વર્ષ પૂર્વેના મનુષ્યોને જેની કલ્પના પણ થયેલી નહિ હોય, એવા શાસ્ત્રીય શોધના વિલક્ષણ બળનો પ્રભાવ વહેવા માંડેલો હોવાથી માનવી પ્રાણીઓમાંના જૂદા જૂદા રાષ્ટ્રીય લોકોનો એક પ્રકારે અત્યંત નિકટ સંબંધ બંધાયા જેવું થઈ ગયું છે, એવા કાળમાં તો ખાસ કરીને ખરા મહાત્માનું અંતઃકરણ તો સહજ જ સમસ્ત વિશ્વમાંના પ્રાણીમાત્ર વિશે સાનુકંપ અને પ્રેમયુક્ત થયા વિના રહે જ કેવી રીતે? જાતિ, વર્ણ અને રાષ્ટ્ર ઇત્યાદિ કૃત્રિમ બંધનરૂપી સંકુચિત મર્યાદામાં મનુષ્ય પ્રાણીને ગોંધી રાખીને તમે તેનો સંહાર કરવા ઇચ્છો છો કે શું? પરંતુ તેમને જનાવરોની પંક્તિમાં બેસાડવાથી, જ્યારે તેઓ સર્વથા વિચારશૂન્ય થઈ જશે, ત્યારે જ એ કાર્ય સાધ્ય થઈ શકશે; ત્યાં સુધી એમ થવું સર્વથા અશક્ય જ છે; અને અત્યારના કાળમાં એ સ્થિતિ આપણામાટે શ્રેયસ્કર પણ નથી. અત્યારે આપણને જે કાંઈ પણ જોઇએ છે, તે એ જ છે કે, ઉચ્ચતમ બુદ્ધિવિકાસસાથે એટલે કે, આધિભૌતિક સુધારણા સાથે) અંતઃકરણનો પણ અપાર વિસ્તાર થવો જોઇએ–હૃદયમાં અગાધ વિશ્વપ્રીતિ અને ભૂતદયા પ્રવર્તી રહેવી જોઇએ. વ્યાવહારિક અને ધાર્મિક સુધારણાના મિશ્રણથી આપણી પ્રગતિ થવી જોઇએ અને એવી જ રીતે પરમેશ્વરના સ્વરૂપનો પ્રત્યય–અનુભવ–થવો જોઇએ. એ ત્રણ વિશેષણો ઉપરાંત બીજા કોઈ પણ વિશેષણનો પોતાની ઈશ્વરવિષયક વ્યાખ્યામાં સમાવેશ કરવાનું એક વેદાંતી સાહસ

કરતો જ નથી. સચ્ચિદાનંદ (સત્–ચિત્–આનંદ) જ તેના મતે પરમેશ્વરનું ખરું સ્વરૂપ છે. સત્–એટલે સદૈવ વસ્તુસ્વરૂપે રહેનાર અને શાશ્વત; ચિત્, એટલે ચૈતન્યાત્મક, અગાધ જ્ઞાનાત્મક, વિજ્ઞાનમય અને જ્ઞાનસ્વરૂપ; અને આનંદ, એટલે, નિરુપમ અને શાશ્વત સુખમય; એ ત્રણ વિશેષણો તે પરબ્રહ્મના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવામાટે અત્યંત આવશ્યકીય છે. કિંબહુના એ ત્રણે મળીને જ તે એક પુરુષ-પરમાત્મા–ધ્વનિત થાય છે. એમાંના એકની પણ જો ન્યૂનતા હોય, તો તે પરમાત્માનું ખરું સ્વરૂપ નથી, એમ વેદાંતી કહે છે. પૂર્ણ જ્ઞાન અને વિશ્વપ્રીતિ વિના ખરું સત્–અસ્તિત્વ–કોઈ કાળે હોઈ શકવાનું જ નહિ અને વિશ્વપ્રીતિ વિના પૂર્ણ જ્ઞાન કિંવા પૂર્ણ જ્ઞાન વિના વિશ્વપ્રીતિ થવી પણ અશક્ય છે. માટે, આપણને જે જોઇએ છે, તે એ જ વસ્તુ છે કે, આપણામાંના પ્રત્યેકમાં પરમાત્માના ઉપર્યુક્ત ત્રણે–સત્, ચિત્ અને આનંદ–અંશોનો પ્રતિબિંબ પૂર્ણરીતે પડેલો હોવો જોઇએ. એ પ્રતિબિંબ પોતાના અંગમાં પાડવામાટેનો પ્રત્યેક જને મથીને પ્રયત્ન કરવો જોઇએ. કેવળ આધિભૌતિક અને આધ્યાત્મિક, એ બેમાંના એક જ–કોઈ પણ એક જ–વિશિષ્ટ અંગમાં પ્રગતિ કરવાથી પરમાત્માના ખરા સ્વરૂપ સાથે કોઇ કાળે પણ ઐક્ય થઈ શકવાનું નથી. એ ત્રણે તત્ત્વોનું યથાયોગ્ય સંમેલન કરીને તેના યોગે પરિપૂર્ણ સ્વરૂપમાં જઈ મળવું જોઇએ. અંગમાં, બુદ્ધ સમાન અલૌકિક અને ઉદાત્ત વિશ્વપ્રીતિ હોવા છતાં પણ મનુષ્ય પોતાના અંગમાં પ્રચંડ બુદ્ધિવૈભવને લાવી શકે છે; એટલે કે, સર્વમાટે-સર્વપ્રતિ સાનુકંપ રહેવા છતાં પણ આપણે આધિભૌતિક સુધારણામાં જેટલી ઇચ્છીએ, તેટલી પ્રગતિ કરી શકીએ છીએ; અને એ જ એક હેતુ સાધ્ય કરવામાટે આપણ સર્વેએ દિન રાત મથી મથીને પ્રયત્ન કરતા રહેવું, એવી મારી આશા છે.

## વ્યાખ્યાન આઠમું

# વિશ્વવિચાર

## (૧) સ્થૂલ અથવા ભૌતિક સૃષ્ટિ*

આપણી આસપાસ ફેલાયલી આ સૃષ્ટિનું સૂક્ષ્મ રીતિથી અને વિચારપૂર્વક અવલોકન કરવામાં આવે, તો આપણને તેમાંની પ્રત્યેક વસ્તુમાં, કાંઇને કાંઈ પણ વિશેષ સૌન્દર્ય અને રમણીયત્વ મળી આવે છે. ઉજ્જવલ સૂર્યોદય પુષ્પોનું નિઃસર્ગજાત–નૈસર્ગિક (પ્રાતઃકાળમાં વિશેષ) મોહકત્વ અને પ્રફુલ્લિતત્વ, નિઃસર્ગના અનેકવિધ ચિત્તાકર્ષક રંગો, એ સઘળી વસ્તુઓથી, ઉપર ઉપરથી જોનારનું–વ્યાવહારિક મનુષ્યનું મન પણું વીંધાઈ જાય છે; અને તેના મનમાં આ ભૌતિક સૃષ્ટિના અનેકવિધ સૌન્દર્યની કેટલેક અંશે કલ્પના થઈ શકે છે. મનુષ્ય પ્રાણી એવા આ સર્વાંગસુંદર વિશ્વમાંના એ સૌન્દર્યને તે પૃથ્વીપર પ્રથમ ઉતરી આવ્યો, ત્યારથી જ–યુગોના યુગ થયા–ઉપભોગતો આવેલો છે. અત્યંત ભવ્ય અને સકૌતુક ભીત્યુત્પાદક શૈલમાળા–પર્વતશ્રેણી, પ્રબળ વેગથી ભયંકર ગર્જના કરતી સમુદ્રપ્રતિ દોડતી પ્રચંડ નદીઓ, અપાર અને તમ નિર્જન મેદાનો, અગાધ ઉદધિ, દૈદીપ્યમાન તારકપુંજ અને ગ્રહમાળાથી ખીચોખીચ ભરેલું નીલવર્ણ અનંત આકાશ, એ સર્વ મનુષ્યને પોતપોતાના પક્ષે ઉદાત્ત, સકૌતુક, ભીત્યુત્પાદક અને મનોહર ભાસે છે.

એ જે સઘળો મનોહર સૌન્દર્ય અને ઉદાત્ત વૈભવનો અપાર વિસ્તાર આપણી આસપાસમાં વિસ્તરેલો દેખાય છે, તે સર્વને આપણે 'સૃષ્ટિ, અને નિઃસર્ગ' આદિ વ્યાપક નામો આપીએ છીએ, અને એ નિઃસર્ગનું પરિણામ મનુષ્યના મનમાં આજે અનાદિકાળથી જ એક સરખું થતું આવ્યું છે. અર્થાત્ એ પરિણામનું પ્રતિપરિણામ એવું થયું કે, મનુષ્યના મનમાં નિઃસર્ગમાંના અનેક ગૂઢ ચમત્કારોનું જ્ઞાન મેળવી લેવામારેની પ્રબળ જિજ્ઞાસાનો ઉદ્ભવ થયો; અને 'આ સર્વ નિઃસર્ગ છે કે શું? એ નિઃસર્ગની ઉત્પત્તિ શામાંથી અને શી રીતે થઈ?' ઇત્યાદિ અનેક પ્રશ્નો તેના મનમાં ઉદ્ભવવા માંડ્યા; પરંતુ તેના મનનું પૂર્ણ સમાધાન થયું હોય, એમ આજ સુધી પણ

* ન્યૂયૉર્ક. તા. ૧૯ મી જાન્યુઍરી ઈ. સ. ૧૮૯૬.

જોવામાં આવતું નથી. વેદ, તે માનવી જાતિના અત્યંત પ્રાચીન ગ્રંથો છે, અને તેમના અત્યન્ત પ્રાચીન ભાગોમા પણ એ જ પ્રશ્નો વારવાર પૂછાયલા દષ્ટિગોચર થાય છે. એટલે કે, સૃષ્ટિની આદ્ય અવસ્થામાં પણ મનુષ્યોને જે પ્રશ્નો વિચારણીય ભાસ્યા હતા, તે જ પ્રશ્નો હાલના સુધરેલા કાળમાના સુધરેલા તરીકે ઓળખાતા પુરુષોને પણ ગુચવાડામાં નાંખી દે છે. 'આ સર્વ આવ્યું ક્યાંથી? જે સમયે જગત જેવુ કશુ પણ નહિ હોય, અને સર્વ કાંઈ અજ્ઞાનમય અધકારમાં જ ડૂબી ગયેલુ હશે, એવી, તે નકાર–અભાવાત્મક આદ્ય અવસ્થામા આ વિશ્વની ઉત્પત્તિનો આરભ કોણે કર્યો હશે, અને તે શામાંથી કર્યો હશે? એ ગૂઢ રહસ્ય કોણ જાણતું હશે? અને તે આપણને કોણ જણાવી શકે?' ઇત્યાદિ પ્રશ્નો જે પ્રમાણે જગતના આરંભમા ઉપસ્થિત થયા હતા, તે પ્રમાણે જ તે પ્રશ્નો આજના સમયમા પણ મનુષ્યના મનમાં ઊઠ્યા કરે છે, અને હજી પણ મનુષ્યથી તેનું સમર્પક રીતે સ્પષ્ટીકરણ કરી નથી શકાતું. જગતની ઉત્પત્તિના સમયથી જ, એ પ્રશ્નનો નિર્ણય કરવામાટેના સહસ્રાવધિ નહિ, પણ લક્ષાવધિ પ્રયત્નો કરવામાં આવેલા છે, અને હવે પછી પણ લક્ષાવધિ પ્રયત્નો કરવામા આવતા રહેશે, તોપણ, અતે એ પ્રશ્નનુ સમાધાનકારક ઉત્તર મળશે કિંવા નહિ, એની સર્વથા શકા જ છે. તથાપિ, આજ સુધીમા ઉપર્યુક્ત પ્રશ્નના જે સહસ્રાવધિ ઉત્તરો શોધી કાઢવામા આવેલા છે, તેમાનું પ્રત્યેક ઉત્તર ભૂલભરેલુ અને અસમાધાનકારક છે, એમ તો નથી જ. અર્થાત્ પ્રત્યેક ઉત્તરમા થોડો ઘણો પણ સત્યનો અશ તો રહેલો છે જ, અને જેમ જેમ કાળ આગળ વીતતો જશે, તેમ તેમ એ સત્યના અશોને વધારે બળ અને એકત્રિત સ્વરૂપ પોતાની મેળે જ મળતું જશે, એમા પણ કાંઈ સશય જેવુ નથી જ. આજના પ્રસગે અમારા આર્યતત્ત્વજ્ઞોના ગ્રંથોમાથી ઉપર્યુક્ત પ્રશ્નોનાં જે ઉત્તરો હુ સકલિત કરી શક્યો છુ, તેનું સ્થૂલ સ્વરૂપ અર્વાચીન જ્ઞાનસરણીને જેવી રીતે વધારે મળતું આવે, તેવી રીતે આપને હુ પ્રત્યક્ષ આપના નેત્રોસમક્ષ રજૂ કરી બતાવવાનો છુ.

તથાપિ, એ અત્યત પ્રાચીન પ્રશ્નમાના કેટલાક મુદ્દાઓનો અત્યાર પહેલા જ નિર્વિવાદ નિર્ણય થઈ ગયેલો છે, એમ થોડો વિચાર કરતા જ આપના જાણવામા આવી શકે એમ છે. તેમાનો પ્રથમ મુદ્દો એ છે કે, એકદમ આરભમા એવો પણ એક કાળ હતો કે, જે કાળમાં, આ તમારા ખગોળ, ગ્રહમાલિકા, ધરિત્રી માતા, સમુદ્ર સાગર, નદી, પર્વત, ગ્રામ, નગર, મનુષ્ય પ્રાણી, પશુ, પક્ષી અને વનસ્પતિ ઇત્યાદિ જે આ બાહ્ય વિશ્વના અનેકવિધ અપાર વિસ્તારનું દર્શન અત્યારે થાય છે, તેમાનું તેવુ કશુ

પણ હતું જ નહિ—અર્થાત્ એ સર્વ વસ્તુઓના અસ્તિત્વનો સર્વથા અભાવ જ હતો. પણ, એ સિદ્ધાંત પણ નિર્વિવાદ સિદ્ધ થયેલો છે ખરો કે? એવો વળી પણ પ્રશ્ન થવાનો સંભવ છે, અને તેથી એ સિદ્ધાંત કેવી રીતે સિદ્ધ કરવામાં આવેલો છે, તેનું આપણે અનુક્રમે સંક્ષેપમાં જ નિરીક્ષણ કરીશું.

મનુષ્યની આસપાસ શું શું દેખાય છે વારુ? ઉદાહરણાર્થ, એક વૃક્ષનો ન્હાનો રોપો જ લ્યો. જમીનના ઢેફામાંથી ધીમે રહીને બીજ પોતાનું મુખ બહાર કાઢે છે, તેને કળીઓ ફૂટે છે, તે અંકુરમાંથી અનુક્રમે રોપો નીકળે છે; અને વધતાં વધતાં અંતે તે રોપાનું એક પ્રચંડ વૃક્ષ બની જાય છે. કેટલાક કાળ પછી ઉપરના પ્રકાર કરતાં તદ્દન વિરુદ્ધ પ્રકારે ધીમે ધીમે તે વૃક્ષનો નાશ થવા માંડે છે, અને અંતે બીજ વિના બીજું કશું પણ અવશિષ્ટ રહી શકતું નથી. એવી રીતે જીવનક્રમનો એક ફેરો પૂરો થતાં, પુનઃ બીજમાંથી અંકુર, અંકુરમાંથી રોપો અને રોપામાંથી વૃક્ષ થવાની પુનરાવૃત્તિ થવા માંડે છે. બીજું પક્ષીઓનું ઉદાહરણ લ્યો. ઇંડાં પરિપક્વ થયા પછી તે ફૂટી જાય છે અને તેમાંથી પક્ષીનું સુંદર ન્હાનું બચ્ચું નીકળી આવે છે; તે વધતું જાય છે, અને અંતે એક રમણીય મોટા પક્ષીનું સ્વરૂપ ધારણ કરે છે. તે કેટલોક વખત સુધી જગતનો અનુભવ લે છે, અને અંતે ભાવી પ્રજાને ઉત્પન્ન કરનારાં કેટલાંક ઇંડાં મૂકીને મરણ પામે છે. એ જ નિયમ પશુ અને મનુષ્યોને પણ એક સરખી રીતે જ લાગૂ પડી શકે છે.

સારાંશ કે, પ્રત્યેક વસ્તુનો બીજ અને મૂળ તત્ત્વથી જ આરંભ થાય છે; ધીમે ધીમે તેને સ્થૂલ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે, તે પરિપક્વ થાય છે, અમુક કાળપર્યન્ત તે જ સ્થિતિ—અવસ્થા—માં રહે છે, અને અંતે તેમાં ઉત્પત્તિથી સર્વથા વિરુદ્ધ નાશના સ્થિત્યંતરો થતા જાય છે, અને અંતે તે પોતાના આરંભકાળના બીજરૂપમાં જઇને મળી જાય છે—નાશ પામે છે;—એવો આ સૃષ્ટિનો અબાધિત અને અવ્યાહત ચાલતો નિયમ જ દેખાય છે. સૂર્યકિરણોવડે ચમકતા સુંદર પર્જન્યબિંદુઓની અવસ્થાનો અનુક્રમ પણ એવા જ પ્રકારનો હોય છે. પ્રથમ સૂર્યપ્રકાશવડે મહાસાગરમાંના જલબિન્દુઓ વાયુમાં—હવામાં—બાષ્પરૂપે શોષાઈ જાય છે, ત્યાં તેમના હિમ અથવા મેઘબિન્દુ બને છે, અને કેટલાક કાળ પછી તે જળનાં રૂપે પુનઃ પૃથ્વીપર પતન પામે છે; ને સહસ્રાવધિ યોજનોનો પ્રવાસ કરીને અંતે પોતાના પૂર્વસ્થાન—મૂળ સ્થળ—સાગરમાં જઇને મળી જાય છે. સારાંશ કે, આપણા આસમન્તાત્ ભાગમાં વિસ્તરેલા આ અપાર નિઃસર્ગમાંની પ્રત્યેક વસ્તુને એક બીજી રીતે એ અપરિહાર્ય અવસ્થાનિયમ

લાગૂ પડતો જ હોય છે. અર્વાચીન શાસ્ત્રીય શોધોએ પણ એ જ સિદ્ધાંતની દૃઢતાથી સ્થાપના કરેલી છે મોટા મોટા નદી અને નદોનું તથા હિમપ્રવાહોનુ, પ્રચંડ ગિરિ શૈલપર સૂક્ષ્મ, પણ સતત આઘાતાત્મક કાર્ય ચાલૂ જ હોય છે તેના યોગે તે પર્વત ધીમે ધીમે પીગળતો જાય છે, તેનુ ચૂર્ણીભવન થતું જાય છે, અને તેના કણો સમુદ્રમા વહી જઈને સમુદ્રના તળભાગમા એક બીજા ઉપર તે કણોના થરોના થરો બંધાતા જાય છે, તે થરોના પાછા કઠણ ખડક થાય છે અને કાળના પ્રભાવે એ જ ખડકો એકત્ર થતા અનુક્રમે પર્વતના રૂપે પુન જલાશયની ઉપર આવવા માડે છે એમ થયુ કે, પુન પૂર્વવત્ ચૂર્ણીભવનની ક્રિયાનો આરભ થાય છે અને પુન તે પર્વતો આગળની પેઠે જ પીગળવા માડે છે. એ બધુ પદાર્થવિજ્ઞાનના અભ્યાસથી આપણા બધાના જાણવામા આવી ગયેલુ છે સારાશ કે, સૃષ્ટિમા ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું ચક્ર નિયમિત દિનરાત એકસરખી રીતે જ ચાલ્યા કરે છે આકાશસ્થ તેજોગોળનો પણ એવો જ પરિવર્તનક્રમ ચાલૂ જ હોય છે આપણી પૃથ્વીની ઉત્પત્તિનો ઇતિહાસ જ્યોતિ શાસ્ત્રના આધારે આપણે જાણીએ છીએ જ વિરલ ઉષ્ણ બાષ્પપુજને ધીમે ધીમે મૂર્ત્ત અને ઘન સ્વરૂપ પ્રાપ્ત થતાં તેના પરમાણુ કેવીરીતે બનતા ગયા, અને તે પરમાણુઓ શીત થતા તેમના સંયોગવડે જડ દ્રવ્યાત્મક સૃષ્ટિ કેવીરીતે ઉત્પન્ન થઈ, તેમ જ કાલના વહન સાથે તે વધારે અને વધારે શીત થતી જતી હોવાથી તેના ઘટકાવયવો કેવી રીતે વિસ્ખલિત થતા જશે, અને ચૂર્ણીભવનની ક્રિયાનો આરભ થતા તે કેવીરીતે આરભકાલીન વિરલ બાષ્પપુજની સ્થિતિને જઈ મળશે, એવિશેની સઘળી ઉપપત્તિ તો આપના જાણવામા હશે જ જ્યા જોઈએ ત્યા એ ઉત્પત્તિ, સ્થિતિ અને લયાત્મક ચમત્કાર અખડ ચાલતો દેખાય છે એ અનાદિ કાળથી ચાલતો આવ્યો છે, અને અનત કાળ પર્યન્ત એવી રીતે જ ચાલૂ રહેવાનો વધારે તો શુ, પણ મનુષ્ય પ્રાણીના ઇતિહાસનો અને તેના આયુષ્યક્રમનો સઘળો સાર પણ એ અવસ્થાત્રયાત્મ નિસર્ગનિયમમા જ આવી રહેલો છે, એમ કહીશુ તો તે કથન અયથાર્થ અથવા અતિશયોક્તિથી ભરેલુ તો નહિ જ કહેવાય એ એક વાત થઈ.

જો એ નિયમ ત્રિકાલાબાધિત અને સત્ય હોય,—અને એ સત્ય નથી, એમ આજ સૂધીના માનવી જ્ઞાનવડે તો સિદ્ધ થવા નથી પામ્યુ—જે એક કારણપરપરા અને વિશિષ્ટ સામગ્રીના યોગે ય કશ્ચિત્ રજ કણ તૈયાર થાય છે, તે જ કારણપરપરા, સાધનસામગ્રી અને કાર્યપદ્ધતિ મોટી મોટી સૂર્ય ચદ્ર આદિ ગ્રહમાળાની ઉત્પત્તિમા મળી આવે છે, એ જો અસત્ય ન હોય, અને વિશ્વમાની એક સૂક્ષ્મમાં

સૂક્ષ્મ અણુની પણ સંઘટના થવાની જે રીતિ અને પદ્ધતિ છે, તે જ રીતિ અને તે જ પદ્ધતિ સમસ્ત વિશ્વની બીજી વસ્તુઓના સંબન્ધમાં પણ યોજાય છે. સારાંશ કે, જો વસ્તુસ્થિતિ એવી જ હોય, અને વિશ્વમાંની ન્હાની મોટી સઘળી વસ્તુઓના સંબંધમાં એ ઉત્પત્તિ સ્થિતિલયાત્મક સંઘટનાનિયમ જ એક સરખો લાગૂ થતો હોય; તો વેદમાં કહ્યા પ્રમાણે "મૃત્તિકાના એક ગોળાના સ્વભાવનું યથાર્થ જ્ઞાન થવાથી વિશ્વમાંના સર્વ મૃત્તિકાદ્રવ્યોનું સ્વરૂપ જાણવા જેવું જ થઈ જાય છે!" એ નિયમ અનુસાર, માત્ર, એક વનસ્પતિની વૃદ્ધિનો ઇતિહાસ સૂક્ષ્મ અને લક્ષપૂર્વક રીતે જોયો કે વાંચ્યો હોય, તો તેના યોગે વિશ્વમાંના બીજા જીવનક્રમોનું જ્ઞાન પણ આપણને મળી શકે છે. એક રેતીના કણુના અવસ્થાન્તરનું ધ્યાનપૂર્વક અવલોકન કર્યું, એટલે સમસ્ત બ્રહ્માંડના ચાલન ગુહ્યનું જ્ઞાન પ્રાપ્ત થયું, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય આવે એમ નથી જ.

એ જ નિયમ જો આપણે ઉપર્યુક્ત સૃષ્ટ ચમત્કારના સંબંધમાં જરાક જૂદી જ રીતે લાગૂ પાડીએ, તો તેથી બીજી એક સામાન્ય વાર્તા આપણા જાણવામાં આવી શકે છે; અને તે એ કે, પ્રત્યેક વસ્તુની આદ્ય અવસ્થા અને અંત્યાવસ્થા, એ બન્ને બહુધા એક સરખી જ હોય છે. પર્વતની ઉત્પત્તિ રેતીના કણુથી થાય છે, અને તેનો અંત પુનઃ રેતીરૂપ થઈ જવામાં જ થાય છે. નદીની ઉત્પત્તિ (મેઘજળના સંચયની દૃષ્ટિથી) બાષ્પમાંથી થાય છે, અને અંતે તે બાષ્પરૂપ બનીને જ અદૃષ્ટ થઈ જાય છે. વનસ્પતિની ઉત્પત્તિ બીજમાંથી થાય છે, અને તેની અન્ત્યાવસ્થા તે બીજદશા જ છે. મનુષ્યાત્મક રજમાંથી મનુષ્ય પ્રાણી ઉત્પન્ન થાય છે; અને મરણનો અર્થ એટલો જ થાય છે કે, પુનઃ તે જ પંચતત્ત્વાત્મક રજમાં જઈ મળવું. ખગોળ, ગ્રહમાળા ઇત્યાદિ વિરલ બાષ્પસંચયમાંથી જ અસ્તિત્વ પામે છે, અને તેમનો વિલય પણ પાછો તે જ અવસ્થામાં થઈ જાય છે. ત્યારે એ સઘળી વાતોથી આપણે જે શીખવાનું છે તે શું છે? એ જ કે, વસ્તુની જે સૂક્ષ્મ આદ્ય અવસ્થા છે, તે જ તેને હવે પછી પ્રાપ્ત થનારી સ્થૂલ અને દૃશ્યરૂપ અવસ્થાનું કારણ હોય છે; અને તે સ્થૂલ અને દૃશ્ય સ્વરૂપ તે કારણનું કાર્ય હોય છે. અર્વાચીન શાસ્ત્રીય શોધોમાં ઉપર્યુક્ત તત્ત્વોનો ઉલ્લેખ વારંવાર આવતો હોવાથી, એ તત્ત્વો અર્વાચીન કાળમાં શોધી કાઢવામાં આવેલાં છે, એવો કદાચિત્ આપણને ભાસ થવાનો સંભવ છે ખરો; પરંતુ વસ્તુસ્થિતિ તેવી નથી જ. કારણ કે, આજે હજારો વર્ષ પૂર્વે સકળ આર્યતત્ત્વજ્ઞાનનો ઉત્પાદક-જનક-જે કપિલ મુનિ, તેણે એ તત્ત્વને સારી રીતે પ્રકટ કરી દીધાં છે. "નાશ, એટલે કારણાત્મક આદ્ય અવસ્થામાં કોઈએક વસ્તુનું પ્રત્યા-

ગમન," એવી નાશની કલ્પના તેણે પોતાની પદ્ધતિમાં ગ્રથિત કરી રાખેલી છે. ઉદાહરણાર્થ, એમ ધારો કે, આ ટેબલ [ મેજ ]નો નાશ કર્યો. હવે એનો નાશ કર્યો એટલે શું? એટલે એમ કે, જે સૂક્ષ્મ અને અદૃશ્ય પરમાણુવડે સંયુક્ત થઈને તે સ્થૂલ અને દૃશ્ય સ્વરૂપમાં આવેલું છે [ અને જેને લીધે તેને વિશિષ્ટ દૃશ્ય આકાર પ્રાપ્ત થતાં, આપણે તેને 'ટેબલ' નામ આપી શક્યા છીએ ] તે તેના મૂળના સૂક્ષ્મ પરમાણુસ્વરૂપમાં તે જઈ મળ્યું–તદ્રૂપ થયું; એટલો જ માત્ર એ 'નાશ'નો અર્થ થઈ શકે છે. એ જે સ્થૂલ અને દૃશ્ય કાર્યરૂપ અવસ્થામાંથી પુનઃ સૂક્ષ્મ અને અદૃશ્ય પરમાણ્વાત્મક કારણાવસ્થામાં પાછું જવું, તેને જ આપણે 'નાશ' નામક વ્યાવહારિક સંજ્ઞા આપીએ છીએ. મનુષ્ય મરણ પામે છે, એનું રહસ્ય શું છે ? એ જ કે, તેના જડ શરીરના જે ઘટક છે, તે, આરંભમાં, જે પંચભૌતિક તત્ત્વોના સૂક્ષ્મ પરમાણુઓમાંથી બન્યા હતા, તે પંચભૌતિક પરમાણુમાં પાછા જઈ મળે છે; (पंचभि र्निर्मितो देहः पंचत्वं च पुनर्गतः) અને બાહ્ય શરીરના સ્થૂલ અને દૃશ્ય સ્વરૂપનો લોપ થાય છે. આપણી આ પૃથ્વીનો નાશ થશે, એટલે શું? એટલે કે, તે હાલનું પોતાનું સ્થૂલ અને દૃશ્ય સ્વરૂપ છોડી દઈને પોતાના કારણભૂત પંચતત્ત્વોમાં જઈ ભળશે. સારાંશ કે, એવા પ્રકારના એ પ્રત્યાગમનને જ આપણે ખાસ 'નાશ' ના નામથી ઓળખીએ છીએ. એથી સ્વાભાવિક રીતે જ એ સિદ્ધ થઈ શકે છે કે, કાર્ય અને કારણ, એ બે પૃથક્ અને ભિન્ન નહિ, કિંતુ એક જ છે. જેમાંથી ટેબલ નિર્માણ થયું, તે સર્વ ટેબલનાં કારણો; અને ટેબલ પોતે પણ તે કારણોનું જ એક વિશિષ્ટ સ્થૂલ અને દૃશ્ય રૂપાંતર જ છે. એટલે કે, ટેબલમાં સર્વ કારણદ્રવ્યો–પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ, ઉભય રૂપે–અસ્તિત્વમાં છે જ. આ એક કાચનું જળપાત્ર ( ગ્લાસ ) છે. એને નિર્માણ કરવામાં જે કાંઈ પણ કારણાત્મક દ્રવ્યોની આવશ્યકતા પડેલી હશે, તે સર્વ આ ગ્લાસના રૂપે આ ગ્લાસમાં અત્યારે હાજર જ છે. કારણ કે, અત્યારે આપણને જે આ ગ્લાસ દેખાય છે, તે શામાંથી બનેલો છે ? કાચ નામક એક દ્રવ્ય છે, તેનો થોડોક અંશ અને તે બનાવનારા કારીગરમાં રહેલી થોડીક શક્તિ ( માનસિક અને શારીરિક ), એ ગ્લાસ નિર્માણ થવાનાં બે કારણો છે. તેમાંના કાચ જેવા કારણને 'ઉપાદાનકારણ' એવું પારિભાષિક નામ આપવામાં આવેલું છે, અને મનુષ્ય ઇત્યાદિને 'ઉપકારક' અથવા 'નિમિત્ત કારણ'ના નામથી ઓળખવામાં આવે છે. એ બન્ને કારણો સંયુક્ત થઈને અત્યારે ગ્લાસના રૂપમાં આપણાં નેત્રો સમક્ષ ઊભેલાં છે. એ ગ્લાસમાંના જૂદા જૂદા પરમાણુઓમાં પરસ્પર વિશેની જે આકર્ષણશક્તિ રહેલી છે, ( જેનાયોગે ગ્લાસ, આપણને ગ્લાસ-

રૂપે દેખાય છે), તે પ્રારંભમાં કાચને જે કોઈ એક યાંત્રિક ચક્રની ગતિ મળેલી હશે, તે કારણાત્મક ગતિનું પ્રત્યક્ષ સ્વરૂપ છે. કારણ કે, જો એ આકર્ષણનો અભાવ જ થઈ જાય, તો તત્કાળ ગ્લાસમાંના પરમાણુઓ એકબીજાથી વિયુક્ત થઈ જવાનો સંભવ છે અને તેમ થયું કે, અત્યારે જે ગ્લાસ નામક એક વિશિષ્ટ સ્વરૂપ જોવામાં આવે છે, તેનો નાશ થયો જ સમજી લેવો. એવા એ ગ્લાસના ફૂટી જવાથી તેના ટુકડે ટુકડા થઈ જાય, તો તેથી શું થાય વારુ? એ જ કે, અત્યારે પરમાણુઓમાં જે પરસ્પરાકર્ષણાત્મક-શક્તિ દેખાતી હતી, તે પોતાના તત્ત્વમાં જઈ મળે, અને આ કાચના કટકા પણ પૂર્વ પ્રમાણે સૂક્ષ્મ કણના રૂપમાં મળી જઈને, પુનઃ બીજી કોઈ કાચની વસ્તુ બનાવવાના કાર્યમાં ઉપયુક્ત થઈ શકે, એવી મૂળ અવસ્થામાં જઈ પડશે. અસ્તુ.

એ સઘળાં ઉદાહરણોથી સ્પષ્ટ રીતે આપના જાણવામાં આવી ગયું હશે કે, કારણ, તે કાંઈ કાર્યથી ભિન્ન અને પૃથક્ પદાર્થ નથી; કિન્તુ બન્ને એક જ છે. કાર્ય તે કારણનું જ સ્થૂલ અને દૃશ્ય સ્વરૂપમાં થયેલું પુનરુત્પાદન જ છે. એ પછી, સૃષ્ટિમાંની વસ્તુઓના સંબંધમાં બીજી એક મહત્ત્વની અને સર્વસામાન્ય વાત આપણા જોવામાં આવે છે; અને તે એ છે કે, સૃષ્ટિમાં આપણને જે પશુ, પ્રાણી અને વનસ્પતિ ઇત્યાદિ જૂદા જૂદા આકારો દેખાય છે, તે સર્વની અનંત કાળ પર્યન્ત પુનરાવૃત્તિ થતી હોય છે; તેમના ઉદય અને અસ્તનું તથા ઉત્પત્તિ અને લયનું ચક્ર નિરંતર ચાલતું ને ફરતુંજ રહે છે. એમાં કોઈવાર પણ અવરોધ પડતો નથી, એટલે કે, તે અખંડ અને અનંત કાળપર્યન્ત ચાલતું રહે છે. બીજમાંથી વૃક્ષ થાય છે. વૃક્ષ નાશ પામીને બીજરૂપ થાય છે; અને પુનઃ એકવાર બીજા વૃક્ષના રૂપે પૃથ્વીપટપર દૃષ્ટિગોચર થાય છે. પુનઃ નાશ પામીને બીજરૂપ બની જાય છે, કે તત્કાળ પુનઃ તે બીજમાંથી બીજું એક વૃક્ષ ઉત્પન્ન થવા માંડે છે. જલબિંદુની પણ ધ્યાનપૂર્વક જોઇએ તો એ જ અવસ્થા દેખાઈ આવે છે. સારાંશ કે, એવું એ ઉત્પત્તિ અને લયનું ચક્ર સદા સર્વદા ચાલૂ જ રહે છે. મનુષ્ય, પશુ, પક્ષી, વનસ્પતિ, પર્વત, નદીઓ, સારાંશ કે, પૃથ્વીમાંની પ્રત્યેક સચેતન તેમ જ અચેતન વસ્તુઓ અને ઇંદ્રિયાદિકની જૂદી જૂદી સંવેદનાઓ, તથા તેમના ભોગ્ય વિષયો, વિકાર વિચાર એટલે કે, આપણા ચાલતી ચીમાસાંતી. પ્રત્યેક વસ્તુ ઉપર્યુક્ત નિયમના તંત્રરે જ ચાલ્યા કરે છે—ચાલતી. હોય છે. જેવી રીતે મનુષ્યનું જીવિત સર્વસ્વે તેના શરીરમાંની શ્વાસોચ્છ્વાસક્રિયાપર જ અવલંબેલું અને તેને જ આધીન હોય છે, તે જ પ્રમાણે સર્વ વસ્તુઓનું અસ્તિત્વ એ જ નિયમને આધીન છે.

ત્યારે એકંદર રીતે જોતાં, એ સર્ગસ્થિતિલયાત્મક નિયમ અનુસાર, ઉદય અને અસ્ત, શુષ્કતા અને વિકાસ આદિ પરસ્પરવિરોધક રૂપે સકળ વિશ્વનો વ્યાપાર એક સરખો અને અવ્યાહત ચાલૂ છે. જેવી રીતે સમુદ્રમાં એક લહરી ઉદ્દભવે છે, કેટલાક વખત સુધી ઊંચી ચઢે છે, જરાક સ્થિર થવા જેવી દેખાય છે, એટલે તત્કાળ તેના અંગમાં ભંગ થતાં તે નીચી પડીને એકદમ અદશ્ય થઈ જાય છે. એક લહરીના અદસ્ય થવા સાથે જ તેના પછી તત્કાળ તે જ સ્થિત્યંતરમાંથી બીજી લહરી પસાર થઈ જવામાટે તૈયાર જ હોય છે. એ પ્રમાણે જ વિશ્વમાંની પ્રત્યેક વસ્તુનો જીવનક્રમ ચાલૂ છે. એનો સાર એ જ કે, આપણે જે સારીરીતે જોયું કે, કોઈ પણ કાર્યરૂપ વસ્તુનો કારણરૂપમાં લય થવો જ જોઇએ, તે નિયમના પ્રભાવે આ સકળ પ્રચણ્ડ વિશ્વનો–તેમાંના ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, ગ્રહમાળા, પૃથ્વી, મનુષ્ય, મન અને શરીર આદિ સર્વનો–પ્રવાહ, પોતાના સ્થૂલ અને દસ્ય સ્વરૂપનો ત્યાગ કરીને તેને સૂક્ષ્મ, વિરલ અને અદસ્ય કારણ–અવસ્થામાં લય પામવા પ્રતિ એક પ્રકારે પોતાને નષ્ટ અને અદસ્ય કરી નાંખવા પ્રતિ–જ વહેતો હોય, એમ સ્પષ્ટ દેખાય છે. હવે જો કે તેના બાહ્ય સ્થૂલ સ્વરૂપનો નાશ થાય છે, તોપણ તેનો વાસ્તવિક નાશ તો કોઈ કાળે પણ થતો નથી. કિન્તુ અંતે તે પોતાના આદ્ય કારણમાં સૂક્ષ્મરૂપે વિલીન થઈ રહે છે, એ મેં, હમણાં જ આપને કહ્યું, તેથી આપના ધ્યાનમાં આવી જ ચૂકયું હશે.

એ ઉત્પત્તિ અને લયના સંબંધમાં બીજી પણ એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. તે વાતને સમજી લેવામાટે આપણે પૂર્વે કહેલો બીજાંકુરનો દૃષ્ટાંત લઈશું. બીજમાંથી વૃક્ષ તો ઉત્પન્ન થાય છે ખરું, પરંતુ તે એકદમ ઉત્પન્ન થતું નથી. બીજાવસ્થામાંથી વૃક્ષાવસ્થામાં પહોંચતાં સુધીમાં વચ્ચે કેટલોક વિશ્રાંતિનો—કિંવા વિશેષ સયુક્તિક રીતે કહીએ, તો તેની સૂક્ષ્મ અને અદસ્ય વિકાસનક્રિયાનો–કાળ વીતવાનો હોય છે. રોપાના રૂપે જમીનના ગર્ભમાંથી માથું બહાર કાઢવા પહેલાં જમીનમાં જ રહીને બીજપર કેટલાક વિશેષ સંસ્કારો થવા જોઇએ છે. એ સંસ્કારો થઈ ગયા પછી 'રોપો' પોતાના વ્યક્ત અને સ્પષ્ટ સ્વરૂપે જમીનમાંથી બહાર નીકળી આવવાને યોગ્ય થાય છે. પ્રથમ જમીનમાં તેને એક પ્રકારની વિભિન્નાવસ્થા પ્રાપ્ત થવી જોઇએ છે, તેના મૂળ સ્વરૂપનો નાશ થવો જોઇએ છે, અને સાર કેડે તે નાશમાંથી તેનું પુનરુત્પાદન થાય છે. એનો હેતુ શો ? એ જ કે, વિશ્વમાંની પ્રત્યેક વસ્તુને એકદમ તેના મૂળ કારણમાંથી સ્થૂલ અને દસ્ય સ્વરૂપ પ્રાપ્ત થતું નથી જ, કિન્તુ, આરંભમાં આપણે જેને 'અજ્ઞાનમય અંધકાર' (Chaos)ના નામથી ઓળ-

ખીએ છીએ, તેવી એક અનિર્વાચ્ય અવસ્થામાં આપણું આ વિશ્વ રહેલું હોય છે. ત્યાં એ સૂક્ષ્મ અવ્યાકૃત અને અદૃશ્ય સ્વરૂપે રહેલું હોય છે અને સૃષ્ટિવિસ્તારનો પ્રારંભ કરવાને તે યોગ્ય હોય છે. અને તેથી તેમાંથી પ્રતિ સમયે એક નવીન સૃષ્ટિનો આરંભ થયા કરે છે. સૃષ્ટિનો લય થવા પછી, તે મૂળની સૂક્ષ્મ, અદૃશ્ય અને અવ્યાકૃત સ્વરૂપમાં કેટલોક સમય વીતાડવો, અને ત્યારપછી પુનઃ પૂર્વવત્ સૃષ્ટિવિસ્તારનો આરંભ થવો, એ ક્રમને અને તેમાં લાગતા કાળને સંસ્કૃત ભાષામાં કલ્પ નામ આપવામાં આવેલું છે. કલ્પ એટલે કે, સૃષ્ટિચક્રનું એક પરિવર્તન. એવાં આ વિશ્વનાં–તેમાં રહેલા અત્યંત સૂક્ષ્મ પરમાણુઓથી લઈને તે ઠેઠ મોટી મોટી સ્થૂલ ગૌણ સૃષ્ટિપર્યન્ત–આજસુધીમાં અસંખ્ય પરિવર્તનો થઈ ગયેલાં છે, અને હવે પછી પણ અનંતકાળ પર્યન્ત તેનાં અસંખ્ય પરિવર્તનો થતાં રહેવાનાં. એવો એ પરિવર્તનોનો–જલતરંગ પ્રમાણે ઉદયાસ્તનો–જે નિયમ છે, તે આજે અગણનીય કાળથી એમનોએમ અખંડ, અવિલંબ અને અબાધિત ચાલતો આવેલો છે.

એ પછી વળી એક બીજો મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. વિશેષતઃ અર્વાચીન કાળમાટે એ પ્રશ્ન ઘણો જ મહત્ત્વનો છે. આપણે હમણાં જ જોઈ અને જાણી ચૂક્યા કે, સૂક્ષ્મ અને અદૃશ્ય કારણોની ધીમે ધીમે વૃદ્ધિ થતી જાય છે, અને અંતે તેમને સ્થૂલ તથા દૃશ્ય આકારો પ્રાપ્ત થતા જાય છે. તેમ જ કારણ અને કાર્ય, એ બે ભિન્ન વસ્તુઓ નથી કિન્તુ વસ્તુતઃ એક જ છે–કાર્ય, તે કારણની એક વિશિષ્ટ અવસ્થા જ છે, એ પણ આપણે જોયુ. ત્યારે એટલું તો સિદ્ધ થઈ જ ચૂક્યુ કે, વિશ્વ, આરંભમાં જેમાં કાંઈ પણ નથી, એવી સ્થિતિમાંથી કોઈ કાળે પણ ઉત્પન્ન થતું નથી. કોઈ પણ કાર્ય કારણવિના નિર્માણ થાય, એ શક્ય જ નથી. એટલું જ નહિ, પણ કાર્યમાં પણ તે કારણ સૂક્ષ્મ અને અદૃશ્ય રૂપે હાજર–અસ્તિત્વમાં–હોવું જ જોઇએ.

ત્યારે, આ વિશ્વ શામાંથી ઉત્પન્ન થયેલું હોવું જોઇએ? એવો પ્રશ્ન મનમાં આવીને સાહજિક જ ઊભો રહે છે. અર્થાત્, આ વિશ્વ કોઇ પણ બીજા સૂક્ષ્મ અને અદૃશ્ય પૂર્વ વિશ્વમાંથી જ ઉત્પન્ન થયેલું હોવું જોઇએ. પરંતુ એનો પણ અર્થ શો, એ પણ આપણે જોવું અને જાણવું જોઇએ. મનુષ્ય શામાંથી ઉત્પન્ન થાય છે? પૂર્વે જ અસ્તિત્વ ધરાવતા સૂક્ષ્મ ગર્ભધારક રજ–અંશમાંથી. વૃક્ષની ઉત્પત્તિ શામાંથી થાય છે? બીજમાંથી. અર્થાત્ વૃક્ષ પોતાની બીજાવસ્થામાં સૂક્ષ્મ અને અદૃશ્ય રૂપે, તો રહેલું હતું જ. માત્ર તેમાં વિશિષ્ટ સંસ્કારો થવાથી તે વ્યક્ત અને દૃશ્ય થયું, એટલો જ ભેદ. ત્યારે, આ વિશ્વ પણ અતઃપૂર્વ અસ્તિત્વ ધરાવતા કોઈ એક

સૂક્ષ્મ અને અદૃશ્ય વિશ્વમાંથી જ નિર્માણ થયેલું હોવું જોઇએ; અને તે મૂળ સ્વરૂપ જ વર્તમાન વિશ્વના રૂપે દશ્ય અને વ્યક્ત થયેલું હોવું જોઇએ. કેટલાક કાળપછી આ વિશ્વ પાછું તે જ અવસ્થાને પ્રાપ્ત થશે અને પુનઃ એકવાર તે અવસ્થામાંથી તે દશ્ય અને વ્યક્ત થશે.

આપણા આગળના દષ્ટાંતમાં આપણે જે એક બીજી વાત જોઈ, તે એ હતી કે, બીજનો વિકાસ ધીમે ધીમે અમુક એક સ્થિતિપર્યન્ત થતો જાય છે, ત્યારપછી તેને સ્થૂલ તથા પરિપકવ સ્વરૂપ પ્રાપ્ત થાય છે; અને તે પૂર્ણાવસ્થામાં કેટલોક સમય ગાળવા પછી વિરુદ્ધ ગતિથી તે વસ્તુ પાછી પોતાની પૂર્વાવસ્થામાં જતી હોય છે; અને અંતે તે જઇને પોતાના મૂળ અવ્યક્ત અને સૂક્ષ્મ સ્વરૂપમાં મળી જાય છે. એ જે મૂળ સ્વરૂપમાંથી સ્થૂલ અને વ્યક્ત સ્વરૂપમાં જવું કિંવા એક પ્રકારે પોતાના ઘટકાવયવોની મૂળ રચનાને બદલીને તેમની એકાદ નવીન રચના બનાવવી અથવા બનવી, એને જ અર્વાચીન શાસ્ત્રજ્ઞો 'ઉત્ક્રાંતિ' ના નામથી ઓળખે છે. એ 'ઉત્ક્રાંતિ' તત્ત્વ ખરું-સર્વથૈવ ખરું-જ છે, અને તે આપણા જીવનક્રમમાં નિત્ય અનુભવમાં આવ્યા કરે છે. એટલામાટે કોઈ પણ સમજૂ મનુષ્ય 'ઉત્ક્રાન્તિ'વાદીઓ સાથે વસ્તુતઃ યત્કિંચિત્ પણ મતવિરોધ ધરાવતો નથી. પરંતુ એટલું જ કહેવાથી કામ ચાલી શકે એમ નથી. એથી પણ વધારે મહત્ત્વની એક બીજી વાત પણ આપણે જાણવાની છે. એટલે કે, કેવળ 'ઉત્ક્રાંતિ' પાસે જ ન થોભતાં હજી પણ એક પગલું આગળ વધીને ત્યાં શું છે, તે આપણે જોવું જોઇએ. ત્યાં આપણને શું દેખાય છે વારુ? એ જ કે, 'ઉત્ક્રાંતિ'થી પૂર્વે 'સમાવૃત્તિ' (Involution)નામક બીજી એક ક્રિયા વસ્તુમાત્રમાં રહેલી હોય છે. બીજમાંથી વૃક્ષ થાય છે તો ખરું, પણ તે સાથે બીજું એક વૃક્ષ પણ તે બીજનું જનક હતું, એ વાત આપણે ભૂલી જવી જોઇતી નથી જ. બીજમાંથી વૃક્ષ, સ્થૂલ અને વ્યક્તરૂપે બહાર આવે છે, તેટલામાટે બીજ, તે વૃક્ષનું સૂક્ષ્મ અને અવ્યક્ત સ્વરૂપ છે, એ ખરું; પરંતુ તે બીજ પણ પૂર્વે અસ્તિત્વ ધરાવતા બીજા એક વૃક્ષમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી, વૃક્ષ પણ બીજનું સૂક્ષ્મ અને અવ્યક્ત સ્વરૂપ છે, એમ કહેવું જ જોઇએ. એટલે કે, અન્ય પક્ષે જ્યાં મોટું વૃક્ષ બીજ મધ્યે એકત્રિત થયું, એટલે તે ક્રિયાને 'સમાવૃત્તિ'ના નામથી ઓળખવી જોઇએ. વૃક્ષનું કાર્ય (ઉદાહરણ ઉત્તરાર્ધમાં કહેલું છે તે) જો બીજ હોય, તો તેમાં કારણ જે વૃક્ષ, તે-પોતાના પૂર્વ સિદ્ધત્વ પ્રમાણે અવ્યક્તરૂપે એકત્રિત છે જ. તે જ પ્રમાણે મનુષ્ય પોતે પણ શાસ્ત્રજ્ઞોએ જેને 'આદ્ય પિંડાંશ' (Protoplasm)નું નામ આપેલું છે, તેમાં

અવ્યક્ત અને ગૂઢરૂપે રહેલો હોય છે જ; અને તે પિંડાંશમાંથી તેનો ધીમે ધીમે વિકાસ થતો જાય છે. એવી જ રીતે આ બાહ્ય વિશ્વ પણ આરંભકાળે વિશ્વોત્પાદક સૂક્ષ્મ તત્ત્વમાં ગૂઢ અને અવ્યક્ત સ્વરૂપે રહેલું હોય છે; અને ત્યાર પછી જ તેનો ધીમે ધીમે વિસ્તાર થતો જાય છે. એટલે કે, પ્રત્યેક વસ્તુ પોતાના કારણાત્મક દ્રવ્યમાં સૂક્ષ્મ અને અવ્યક્ત રૂપે હાજર હોય છે જ; અને પછી તે અનુક્રમે વિકાસ અને વિસ્તાર પામતી જાય છે ને અંતે તેને સ્થૂલ અને દૃશ્ય સ્વરૂપની પ્રાપ્તિ થાય છે.

સારાંશ કે, જેમ એ 'ઉત્ક્રાંતિ'નું તત્ત્વ સર્વથા ખરું છે, તેવી જ રીતે તેના પૂર્વે જ થનારું 'સમાવૃત્તિ' (Involution) નું તત્ત્વ પણ અનુભવસિદ્ધ જ છે, એટલે કે, પ્રથમ પિંડાંશમાંથી જે પાછળથી પ્રૌઢ મનુષ્ય ઉદ્ભૂત અને ઉત્ક્રાંત થાય છે, તે શાથી? એથી જ કે, તેમાં પ્રથમથી જ મનુષ્યના ઘટક સૂક્ષ્મ અને અવ્યક્તરૂપે સંઘટિત થયેલા હોય છે. તે ઘટકો નૈસર્ગિક પ્રેરણાથી પોતાના સ્થૂલ અને દૃશ્ય સ્વરૂપને વ્યક્ત કરવાનો પ્રયત્ન કરે છે; અને તેથી જ મનુષ્ય ઉત્પન્ન થાય છે. એ તત્ત્વ પણ 'ઉત્ક્રાંતિ'વાદીઓને માન્ય હોવું જ જોઇએ. પરંતુ ખેદનો વિષય છે કે, એ તત્ત્વને તેઓ માનતા નથી. પ્રત્યેક વસ્તુને માત્ર પ્રગત્યાત્મક વિકાસનની જ પ્રેરણા હોય છે, એવો તેમનો અભિપ્રાય છે. પ્રગત્યાત્મક વિકાસનક્રિયાની પૂર્વે 'પ્રતિસંકોચનાત્મક' કિંવા 'સંચયસંઘટનાત્મક' ક્રિયા નામક કેટલાક સંસ્કારો પ્રત્યેક વસ્તુપર થવા જ જોઇએ છે, એ વાત તેમને કબૂલ નથી. તેમની સાથે કેટલાકોના મતનો વિરોધ થયેલો જોવામાં આવે છે, તેનું મૂળ કારણ એ જ છે; પણ જો એ તત્ત્વને 'ઉત્ક્રાંતિ'વાદીઓ માન્ય કરે, તો પછી તેમની સાથે કોઇનો પણ અણબનાવ થવાનો સંભવ નથી; અને ધર્મમાં વિઘાતક થવાને બદલે તેઓ ધર્મના સહાયકર્ત્તાઓ જ બની જવાનો પૂરેપૂરો સંભવ છે.

ત્યારે, આપણે જે અહીં સુધી વિચાર કર્યો, તેમાં કોઈ પણ વસ્તુ 'મૂળ જ્યાં કાંઈ પણ ન હોય' તેમાંથી ઉત્પન્ન થવી સર્વથા અશક્ય છે, એ તો સ્પષ્ટ રીતે જોવામાં આવી ગયું. કોઈ પણ વસ્તુ સ્થૂલ અને વ્યક્ત સ્વરૂપે દૃશ્ય થવા પૂર્વે પણ એક પ્રકારનું શાશ્વત અસ્તિત્વ ધરાવતી હોય છે–તેનો નાશ કદાપિ હોતો નથી; એ વાત આપના જાણવામાં આવી ગઈ હશે જ. માત્ર તે આદ્ય અવસ્થામાં જે કાંઈ પણ વ્યાપાર અને સંસ્કારો થાય છે, તે થવા માંડતાં જ–લહરીઓ ઊઠવા માંડતાં જ–તે વસ્તુનું અસ્તિત્વ આપણને વ્યક્ત થયેલું દેખાય છેઃ એટલો જ માત્ર ભેદ છે; પણ વ્યાપાર-સંસ્કારની મૂળ અવસ્થામાં કાંઈ પણ પરિણામ થતું નથી, કિન્તુ એ સર્વ ઉપાધિઓ માત્ર બાહ્ય અવસ્થાને–બાહ્ય અસ્તિત્વને–જ લાગૂ પડતા હોય છે. સૂક્ષ્મ અને અવ્યક્ત

સ્વરૂપમાંથી દસ્ય અને સ્થૂલ આકારમાં આવવું; અને તે અવસ્થામાંથી પુનઃ મૂળ સૂક્ષ્મ અને અવ્યક્ત અવસ્થામાં જવું, એ બાહ્ય અસ્તિત્વનો અનુક્રમ છે. એ 'ઉત્ક્રાન્તિ' અને 'સંકોચનાત્મક ક્રિયા' નિઃસર્ગમાંની પ્રત્યેક વસ્તુમાં અખંડ ચાલૂ જ હોય છે. ત્યારે એ નિયમ અનુસાર આપણું આ વિશ્વ પૂર્વે કોઈ પણ એક સૂક્ષ્મ અને અવ્યક્ત કારણાત્મક વિશ્વમાં સંકોચન વ્યાપારવડે સંતાયલું હતું, અને ત્યાર પછી તે 'ઉત્ક્રાંતિ' તત્ત્વના પ્રભાવે નામરૂપ અને આકારને પ્રાપ્ત થયેલું હોવું જોઇએ, અને ત્યાર પછી જ તેને આ અનેકવિધ સ્થૂલ, વ્યક્ત અને દસ્ય સ્વરૂપો પ્રાપ્ત થયેલાં હોવાં જોઇએ; તેવી જ રીતે એ દસ્ય સ્વરૂપોનું પણ કાળના પ્રભાવે કોઈ પણ એક સમયે પુન મૂળ અવસ્થામાં સંકોચન થવું જોઇએ; એ સર્વ અત્યાર સુધી કરેલા સ્પષ્ટીકરણથી આપના ધ્યાનમાં તો આવી ગયું હશે જ.

એક રોપાનું જ ઉદાહરણ લ્યો. તે રોપાના અસ્તિત્વવિશે જે કાંઈ પણ વિશેષ વાતો આપણને દેખાય છે, અને જેના યોગે તેને એકત્રિત સ્વરૂપ પ્રાપ્ત થતાં આપણે તેને 'રોપો' ના નામથી ઓળખીએ છીએ, તે બે સ્થિતિઓ છે. તે એ કે, તેનો વિકાસ અને અભિવૃદ્ધિ અને તેનો લય કિંવા નાશ. એ બે સ્થિતિના સંયોગથી એ રોપાને એકત્રિત અને દસ્ય અસ્તિત્વ પ્રાપ્ત થાય છે. અર્થાત્ વિશ્વમાં જે અનંત જીવ-પરંપરા છે, તેમાંની જ રોપો, એક પાયરી છે, એમ માનીએ, તો રોપાના સંબંધમાં જે વાત ખરી છે, તે જ વિશ્વમાંની બીજી વસ્તુઓને પણ લાગૂ પડે છે. એ ફરીવાર નવેસરથી કહેવાની કશી પણ આવશ્યકતા નથી જ. સર્વના જીવનક્રમમાં એ જ એકવિધતા અને એકતાનતા મળી આવે છે. મનુષ્યની ઉત્પત્તિ પણ સૂક્ષ્મ પિંડાંશમાંથી થતી થતી અંતે તેને પ્રૌઢ અને પરિપકવ રૂપ પ્રાપ્ત થાય છે. વર્તમાન મનુષ્ય પ્રાણી પણ, અનેક વિધ પશુ, પ્રાણી અને વનસ્પતિ ઇત્યાદિ જીવિત શૃંખલામાંની–ઉત્ક્રાંતિવાદીના મત પ્રમાણે–એક કડી જ છે, અને તેવી જ રીતે મર્કટયોનિ અને તિર્યંક્યોનિ ઇત્યાદિ તે શૃંખલામાંની બીજી અનેક કડીઓ છે. હવે એ સમસ્ત શૃંખલા એક જ સંયુક્ત જીવિત છે, એમ માનીને, જે સૂક્ષ્મ પરમાણુમાંથી આ અનંત પટલમાં એ શૃંખલાનો આરંભ થયેલો છે, તે પરમાણુથી જ વિચાર કરવાનો આરંભ કરો; અને તેને વર્તમાન કાળમાં શોધી કાઢવામાં આવેલું 'ઉત્ક્રાંતિ–સંકોચન' નું તત્ત્વ લાગૂ પાડી જુઓ; એટલે તત્કાળ આપના જાણવામાં આવી જશે કે, અત્યારે કોઈ પણ વસ્તુનું જે ઉત્ક્રમણ દેખાય છે, તે, વસ્તુતઃ એથી પણ પૂર્વે અસ્તિત્વ ધરાવતી બીજી કોઈ પણ વસ્તુનું 'સંકોચન' જ છે; અને નીચામાં નીચા પ્રાણીથી લઈને

અત્યુચ્ચ પ્રાણી કોટિ પર્યન્ત–મનુષ્ય પર્યન્ત–જે આ જીવનપરંપરા વ્યાકૃત અને ઉત્ક્રાંત-રૂપે દૃષ્ટિગોચર થાય છે, તે પણ તેના પૂર્વકાલીન અસ્તિત્વને ધરાવતી બીજી અમુક જીવિતપરંપરાના સંકોચનમાંથી જ ઉત્પન્ન થયેલી હોવી જોઇએ.

પણ તે સંકોચન શાનું? એ જ એક મુખ્ય પ્રશ્ન છે. પૂર્વે શું સંકુચિત થયું હશે? એવો એક સાહજિક પ્રશ્ન આવીને મનમાં ઊભો રહે છે; તમે જો એમ કહેશો કે, આ બધું પરમેશ્વરમાંથી જ ઉત્પન્ન થયેલું છે, તો ઉત્ક્રાંતિવાદી એમ કહેશે કે, તમારી પરમેશ્વર વિશેની કલ્પના તદ્દન ખોટી છે. તે કેવી રીતે? એવી રીતે કે, તમે કહો છો કે, આ વિશ્વ ચૈતન્યમાંથી ઉત્પન્ન થયું છે; પરંતુ આપણા તો નિત્ય એ જ જોવામાં આવે છે કે, એક વસ્તુ નિર્માણ થઈ ગયા પછી કેટલાક વખત પછી તેનામાં ચૈતન્ય આવે છે–ચૈતન્ય ઉત્પન્ન થાય છે. સૃષ્ટિમાં સર્વત્ર દૃષ્ટિ ફેરવતાં માત્ર મનુષ્યમાં અને અધમ કોટિમાંનાં કેટલાંક ઉચ્ચ પ્રકારનાં પ્રાણીઓમાં જ ચૈતન્ય અથવા બુદ્ધિ મળી આવે છે; અને એટલું ચૈતન્ય તેમનામાં આવતાં પહેલાં તો જગતની ઉત્પત્તિના કાળથી લઇને લક્ષાવધિ વર્ષો લાગી ગયેલાં છે!! ઉત્ક્રાંતિવાદીનો આવો આક્ષેપ સાંભળીને તમે જવાબ આપવામાં જરાક અચકાશો!! પરંતુ, એમાં સાશંક થવાનું કશું પણ કારણ નથી. આપણે હમણાં જ સિદ્ધ કરેલી ઉપપત્તિ અહીં લાગૂ કરી દો, એટલે તમારા બધા સંશયોનો તે જ ક્ષણે અને સમાધાનકારક રીતે નિર્ણય થઈ જશે.

બીજમાંથી વૃક્ષ થાય છે; અને છેવટે પાછું તે બીજમાં જ લુપ્ત થાય છે. એટલે કે, વૃક્ષની ઉત્પત્ત્યવસ્થા અને લયાવસ્થા એક જ છે. આપણી પૃથ્વી પણ આદ્ય-તત્ત્વમાંથી નિર્માણ થાય છે, અને પાછી આદ્યતત્ત્વમાં જ લય પામે છે. ત્યારે એવી રીતે આ વિશ્વરૂપ શૃંખલાનો પણ ક્યાં અને કેવા પ્રકારે અંત થશે, એવી જિજ્ઞાસા મનમાં સાહજિક જ ઉત્પન્ન થાય છે. હવે, સાંકળની પહેલી કડી જ જો હાથમાં આવી જાય, તો સાંકળની છેવટની કડી તો હાથમાં પોતાની મેળે આવેલી જ સમજવાની છે, એ તો આપના જાણવામાં છે જ. કિંવા એથી વિરુદ્ધ પ્રકાર લઇએ, તો જો સાંકળની છેવટની કડી હાથમાં આવી જાય, તો પહેલી કડી તો પ્રાપ્ત થઈ જ જાણવી, એ પણ આપને નવેસરથી સમજાવવું પડે તેમ નથી જ. જ્યારે વસ્તુસ્થિતિ એવી જ છે, ત્યારે સર્વથા આરંભકાળના પિંડાંશ ( Protoplasm ) માંથી તે ઠેઠ પૂર્ણાવસ્થાને પહોંચેલા મનુષ્ય પ્રાણી પર્યન્તની જીવિતપરંપરા પણ એક પ્રકારની એકત્રિત જીવિ-તાવસ્થા જ છે અને તેનો પૂર્ણાવસ્થાને પહોંચેલા મનુષ્યના અસ્તિત્વમાં અંત થયેલો છે. ત્યારે, ઉપર કહેલા નિયમ પ્રમાણે તેનો આરંભ પણ પૂર્ણાવસ્થાને પામેલી મનુષ્ય-કોટિમાંથી જ થવો જોઇએ, એ સ્પષ્ટ જ છે.

ત્યારે, યદિ આદ્યતત્ત્વ આ સર્વ ઉત્ક્રાંત જીવિતપરંપરાનું આદિ કારણ છે; અને યદિ આ જીવિતપરંપરા ચૈતન્યમાંથી જ ઉત્પન્ન થયેલી છે, એમ કહીએ, તો એ ધીમે ધીમે જ પ્રાપ્ત થાય છે કે, એ જીવિતપરંપરાને નિર્માણ કરવામાં સમર્થ ચૈતન્ય એ આદ્યતત્ત્વમાં પૂર્વ-પહેલાં-થી જ 'સંકોચન' ક્રિયાવડે ગૂઢ અને ગર્ભિત સ્થિતિમાં રહેલું હોવું જોઇએ? એવો એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અર્થાત્ એ આદ્યતત્ત્વ, 'ઉત્ક્રાંતિ' ક્રિયાવડે પોતામાં રહેલા કારણાત્મક દ્રવ્યને સ્થૂલ અને વ્યક્ત સ્વરૂપ આપી શક્યું. પ્રથમ તે ચૈતન્ય લુપ્તપ્રાય સ્થિતિમાં રહેલું હોવાથી તમારા જોવામાં આવતું નથી, એ ખરું છે; પરંતુ જ્યારે તે ચૈતન્ય ધીમે ધીમે વિકસિત અને આવિષ્કૃત થતું થતું પૂર્ણાવસ્થાને પામેલી મનુષ્યકોટિમાં આવી પહોંચે છે, ત્યારે તેના સ્થૂલ અને વ્યક્ત સ્વરૂપનું આપણને પ્રત્યક્ષ જ્ઞાન થવા માંડે છે. એ એક પ્રકારની બીજી કલ્પનાઓ જેવી જ વ્યર્થ કલ્પના છે, એમ તમારે સમજવું નહિ. કિંતુ એ પરંપરા ભૂમિતિના સિદ્ધાંતોમાંનાં પ્રમેયો જેવી જ ક્રમવાર અને સપ્રમાણ સિદ્ધ કરી બતાવી શકાય એવી છે. સૃષ્ટપદાર્થવિજ્ઞાનમાં 'પ્રેરણાસંચય' (Conservation of energy) નો એક નિયમ છે. એટલે કે, અમુક કાર્ય જે સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે, તે ક્યાંક પણ તેવા પ્રકારની બધી સામગ્રી પ્રથમથી જ એકઠી થવાવિના કોઈ કાળે પણ તે સ્વરૂપમાં આવી શકતું નથી જ. જો એ નિયમ ખરો હોય, તો કાર્યમાં જે ગુણો રહેલા આપણા જોવામાં આવે છે, તેમનો પ્રથમથી જ કારણમાં સંચય થયા વિના, કોઈ કાળે પણ તે દેખાઈ શકે જ નહિ, એ નિર્વિવાદ સ્પષ્ટ રીતે સિદ્ધ થઈ ચૂક્યું. એંજિનના હાથે (?) જે કામ થાય છે, તે વસ્તુતઃ તમે તેમાં પ્રથમથી પાણી અને કોયલાના રૂપે જે કારણસામગ્રી નાખેલી હતી, તેનું જ ઉદ્ભૂત અને પ્રત્યક્ષ સ્વરૂપ છે. મૂળ સામગ્રી કરતાં તે રતિમાત્ર પણ વધારે કે ઓછું હોઈ શકવાનું નથી જ. હું અત્યારે જે કાર્ય કરું છું, તે પણ મેં પૂર્વે જે હવા અને અન્ન ઇત્યાદિના રૂપમાં શરીરમાં જે સામગ્રી એકઠી કરી છે, તે જ કાર્યના રૂપે બહાર આવે છે, બીજું એમાં કશું પણ વધારે છે જ નહિ.

સારાંશ કે, સૃષ્ટિની ઉત્પત્તિના સમયથી જ સૃષ્ટિમાં જ રહેલા જડાત્મક દ્રવ્ય-સંચયમાં તમારાથી એક રતિભાર પણ વધારો કરી શકાય તેમ નથી જ, કિંવા તેમાંથી એક અણુ જેટલી ન્યૂનતા પણ કરી શકાય તેમ નથી. તેમજ સૃષ્ટિના આરંભથી જ જેટલો પ્રેરણાસંચય અસ્તિત્વમાં આવેલો છે, તેમાંથી એક પાઉંડ જેટલી પ્રેરણાનો ઘટાડો કરવા ઇચ્છશો કે તેમાં એક પાઉંડનો વધારો કરવાનો પ્રયત્ન કરશો, તો તેમ તમારાથી કોઈ કાળે પણ બની શકે તેમ નથી જ. દ્રવ્ય અને પ્રેરણા બન્ને આરંભમાં જ

હોય છે, તેટલા જ પ્રમાણુમાં અંતપર્યન્ત કાયમ રહે છે. તેમાં વાસ્તવિક અધિકતા કે ન્યૂનતા કોઈવાર થતી જ નથી. માત્ર જે પ્રશ્ન છે, તે તેના વ્યક્તાવ્યક્ત સ્વરૂપના સંબંધમાં જ છે. માટે જો આદ્યપિંડાંશમાં જ ચૈતન્ય ન હોય, તો તે આવી જ કયાંથી શકે? કારણુ કે, તે મનુષ્યનો જન્મ થવા પછી તેમાં પાછળથી આવ્યું અથવા આકસ્મિક અને યદચ્છાથી ઉત્પન્ન થયું અથવા તેનું કારણુ છે જ નહિ, એમ કહેવું તો સર્વથા અપ્રયોજક છે, એમ ઉપર કહેલા તત્ત્વથી નિર્વિવાદ સ્પષ્ટ થઈ ચૂકયું છે.

ત્યારે, અર્થાત્ આપણે એમ કબૂલ કરવું જ જોઇએ કે, જેવી રીતે આપણે કોઈ પણુ પ્રાણીના સંબંધમાં જોઇએ છીએ, તો તેની આદ્યાવસ્થા અને અંત્યાવસ્થા એક સરખી જ હોય છે; કાર્ય દ્રવ્યમાં જ કારણુદ્રવ્ય પણુ સૂક્ષ્મ અને ગૂઢ રૂપે અસ્તિત્વ ધરાવતું હોય છે; અને તે કોઇવાર સ્થૂલ અને વ્યક્ત રૂપે આપણા જોવામાં આવે છે, તથા કોઇવાર ગૂઢ, સંકુચિત અને અવ્યક્ત રૂપે અસ્તિત્વ ધરાવતું હોય છે; તે પ્રમાણે જ ચૈતન્યનું પણુ હોવું જોઇએ. તેમ જ વિશ્વમાંની આ અનંત જીવપરંપરાની છેવટની કડી–અત્યુચ્ચ સ્થિતિ શુદ્ધ, બુદ્ધ, મુક્ત, પરિપૂર્ણુ, સર્વાતીત અને નિરુપાધિક મનુષ્ય જ છે, એ આપણે સારી રીતે જોઈ ચૂકયા છીએ. એ અવસ્થાને એકવાર મનુષ્ય પહોંચી ગયો કે, વેદાંતીના મત પ્રમાણે તે પરબ્રહ્મ થયેલો અથવા ખ્રીસ્તી લોકોની દૃષ્ટિથી ક્રાઇસ્ટરૂપ થયેલો કિંવા બૌદ્ધોના અભિપ્રાય પ્રમાણે બુદ્ધ થયેલો અને યોગાનુયાયિજનોના મત અનુસાર મુક્ત થયેલો માની લેવો–એટલે તેને પુનઃ પુનઃ જન્મમરણુના ફેરામાં પડવું પડતું નથી. તેનું એ પરિભ્રમણુ ટળી જાય છે. એટલે, મનુષ્યનું ચૈતન્યાત્મક પૂર્ણુ સ્વરૂપ આદ્ય-પિંડાંશમાં જ સંકુચિત, ગૂઢ અને અવ્યક્ત સ્વરૂપે અસ્તિત્વમાં હોવું જ જોઇએ; એમ હોવા વિના એ અવસ્થા આવવી શકય જ નથી, એ નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂકયું.

ત્યારે હવે, અંતે આ વિશ્વની શી અવસ્થા થશે? એ મહાભારત પ્રશ્નનો નિર્ણુય થઈ ગયો છે, એમ જ કહી શકાય. અર્થાત્ વિશ્વનું અંતિમ પર્યવસાન શામાં થશે? ચૈતન્યમાં. કારણુ કે, આ વિશ્વની સર્વથી અંતિમ અવસ્થા ચૈતન્ય જ છે, એ તો આપણે જોઈ ચૂકયા જ છીએ અને તે અંતિમ અવસ્થા હોવાથી 'ઉત્ક્રાંતિ' વાદી-ઓના મત પ્રમાણે એ ચૈતન્ય જ જગતનું આદિ કારણુ હોવું જોઇએ. મનુષ્યની વિશ્વ વિશેની સર્વથા પરમાવધિની અને અંતિમ કલ્પના શી છે? માત્ર ચૈતન્ય જ. સર્વ વસ્તુઓનો યોગ્ય અંગાંગી ભાવ સ્થાપિત થવો, સૃષ્ટિની રચનાની જે 'આદ્ય યોજના' શાસ્ત્રજ્ઞોએ કલ્પેલી છે, તે સાધ્ય થવી, એટલે કે વિશ્વમાં ચૈતન્યનું પૂર્ણુ આવિષ્કરણુ થવું કિંવા સર્વ ચૈતન્યમય–બ્રહ્મરૂપ–થવું, એ સૃષ્ટિરચનાના અનુક્રમનું અંતિમ સોપાન

છે. એ જ વિશ્વની અત્યુચ્ચ અને અંતિમ અવસ્થા વિશેની કલ્પના છે. અંતે વિશ્વને એ જ અવસ્થા પ્રાપ્ત થનારી છે, એ તત્ત્વ, અર્વાચીન જડવાદી શાસ્ત્રજ્ઞો પ્રમાણે અમને પણ માન્ય છે. મનુષ્ય જે વેળાએ હજી તો અસ્તિત્વમાં પણ આવ્યો નહોતો, એવાં સૃષ્ટિનાં લક્ષાવધિ કિંબહુના કોટ્યાવધિ વર્ષો ગયેલાં હતાં; અને તે વેળાએ ચૈતન્ય–એટલે કે, તેનું સ્થૂલ અને વ્યક્ત સ્વરૂપ–અસ્તિત્વમાં પણ નહોતું. તથાપિ ચૈતન્ય, અદૃશ્ય અને ગૂઢ સ્વરૂપે અસ્તિત્વમાં હતું, એમ જડવાદીઓ કહે છે. ઠીક છે. એટલે કે, જગતના આરંભ પછી કેટલાંક વર્ષ જવા પછી ચૈતન્ય હતું અને મનુષ્યની પૂર્ણાવસ્થા એટલે કે, ચૈતન્યની અંતિમ અવસ્થા પણ તમે કબૂલ કરો છો. ત્યારે પછી, આ સૃષ્ટિનો આરંભ શાથી થયેલો હોવો જોઇએ વારુ? અર્થાત્ ચૈતન્યથી જ. ત્યારે પ્રથમ ચૈતન્ય અનુત્ક્રાંત અને સંકુચિત સ્થિતિમાં જ હોય છે; અને ક્રમે ક્રમે–ધીમે ધીમે–તેનો વિસ્તાર કિંવા વિકાસ થતો જાય છે ને તે જ અંતે પૂર્ણ ઉત્ક્રાંતિવડે વ્યક્ત થાય છે, એ નિયમ નિર્વિવાદ સ્થાપિત થઈ જ ચૂક્યો. એટલે કે વિશ્વના આરંભમાંના ચૈતન્યનું અને અન્તે પૂર્ણાવસ્થાને પ્રાપ્ત થયેલા ચૈતન્યનું સરવાળે પરિણામ એક જ હોવું જોઇએ, એ કોઈ પણ સ્પષ્ટતાથી સમજી શકે એમ છે.

એ વિશ્વવ્યાપક નિઃસર્ગસ્થિત ચૈતન્યને જ વ્યાવહારિક લોકો 'ઈશ્વર' કહે છે. તમને ગમે તો તમે તેને બીજાં નામો આપો; પણ વિશ્વનું આદ્ય કારણ તો એ જ અનન્ત ચૈતન્ય છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ. સર્વ તેમાંથી જ ઉદ્ભૂત અને 'ઉત્ક્રાંત' થાય છે; અને પુનઃ તેમાં જ વિલીન અને સંકુચિત થઈ જાય છે. એટલામાટે જ શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને 'सर्वभूतानि'–'मया ततमिदम्' 'यथाकाशस्थितो वायुः' (શ્રી. ભ. ગી. અ. ૭: ૬–૭: ૯; ૪ ૬, ૭.) ઇત્યાદિ વચનો કહેલાં છે. ખ્રીસ્તના 'તેમાં–તેનામાં આપણે રહીએ છીએ' ઇત્યાદિ જે ઉદ્‌ગારો છે, તેમનો ભાવાર્થ પણ એ જ છે. ઇશ્વરમાંથી આપણે નિર્માણ થયા અને પાછા પણ આપણે ઇશ્વરમાં જ જવાના છીએ, એ જે સર્વ ધર્મોનો એક જ ઘોષ સર્વત્ર સંભળાય છે, તેનો ઇશારો પણ એ જ તત્ત્વ તરફ હોય, એવું સ્પષ્ટ અનુમાન કોઈ પણ કરી શકે એમ છે. એ ઇશ્વરવિષયક સાદી અને સરળ કલ્પના મોટા મોટા ગહન તત્ત્વજ્ઞાનથી તે ઠેઠ ગાણુ પ્રકારના ધર્મપંથો પર્યન્ત સર્વમાં એક સરખી રીતે જ રહેલી મળી આવે છે; એટલે શાસ્ત્રીય ભાષામાંના જાડા જાડા પારિભાષિક શબ્દોમાં મુંઝાઈ જવાનું કશું પણ કારણ નથી. એમ કરવું અને આપણે પોતે ધર્મવિચારને પાત્ર નથી, એમ દેખાડવું; એ બન્ને કાર્યો બરાબર–એક સરખાં–જ છે. એ જે અદ્વૈતવાદી કિંવા

તત્ત્વજ્ઞાનીઓનું ચૈતન્ય છે અથવા અદ્વૈતવાદીઓ જેને આદ્યતત્ત્વ અથવા પરબ્રહ્મના નામથી ઓળખે છે, તેને જ ઈશ્વરવાદી જનો 'ઇશ્વર' ના નામથી પિછાને છે.

એના સંબંધમાં એક પ્રશ્ન મને વારવાર પૂછવામાં આવ્યા કરે છે. તે એ કે, 'જ્યારે તમે ધર્મનો, તત્ત્વજ્ઞાન અથવા વેદાંતની દૃષ્ટિથી જ ઉપદેશ કરવાને નીકળ્યા છો, ત્યારે તમારા ઉપદેશમાં જૂનામાં જૂના 'ઇશ્વર' શબ્દનો તમે વારંવાર ઉપયોગ શા માટે કરો છો?' એનું મારાં તરફથી આપવામાં આવતું ઉત્તર એ છે કે, શબ્દ જો કે જૂનો હોય, તો પણ ઉપર્યુક્ત કલ્પનાને યથાયોગ્ય રીતે વ્યક્ત કરી બતાવનારો માત્ર એ જ સર્વોત્કૃષ્ટ શબ્દ છે, અને તેટલામાટે જ મારા વ્યાખ્યાનમાં હું વારંવાર એ શબ્દની યોજના કર્યા કરું છું. કારણ કે, મનુષ્યની યચ્ચયાવત્ આત્મિક કલ્પનાઓ એ એક શબ્દમાં જ પૂર્ણ રીતે ભરેલી છે; માટે હવે એનો ત્યાગ થવો અશક્ય છે. ઉપરાંત, પ્રારંભમાં જે વેળાએ શબ્દો નિર્માણ થાય છે, ત્યારે તેમના ઉત્પાદકો અને તેમના અનુયાયીઓને તેમના અર્થનો ઘણો જ સારો બોધ થયેલો હોય છે. પણ જેમ જેમ કાળ વીતતો જાય છે, તેમ તેમ તે શબ્દોના ખરા અર્થોનો લોપ થતો જાય છે અને અજ્ઞ જનો તેમાં ન હોય, તેવી નવી નવી કલ્પનાઓ ઘુસાડી દે છે; અને તે શબ્દોના મૂળ અર્થના સ્વારસ્યથી સદાને માટે પોતે વંચિત થઈ જાય છે! એવા શબ્દોમાંનો જ ઈશ્વર, એ એક શબ્દ છે. તે અનાદિકાળથી ચાલતો આવેલો છે અને જે જે ઉદાત્ત, પવિત્ર અને વિશ્વવ્યાપી ચૈતન્યાત્મક કાંઈ પણ છે, તે સર્વની કલ્પના એ શબ્દમાં–એ એક જ શબ્દમાં–અંતર્ભૂત થયેલી છે. કેવળ કેટલાક પંડિતમન્ય લોકો "છટ્–ભાઈ! આ શબ્દ યથાર્થ નથી; માટે એનો ત્યાગ જ કરવો જોઇએ. અમારો શબ્દ લ્યો, અમારો શબ્દ લ્યો!" એવો જ પોકાર કરતા ફરે છે, એટલામાટે એ જૂના 'ઇશ્વર' શબ્દનો ત્યાગ કરીને મારે તેમના શબ્દો લેવા કે શું? જો એમ કરવા માંડીએ, તો એમનો તો અંત જ આવે એમ નથી! બીજાઓ ગમે તે શબ્દો સૂચવે, પણ તે આપણે લેવા જ જોઇએ, એવો કાંઈ નિયમ નથી. બની શકે ત્યાં સુધી મૂળ અર્થથી વિરુદ્ધ જતી હોય, એવી રૂઢ કલ્પનાઓને કાઢી નાખીને પૂર્વના શબ્દોને યોજવાની જ પ્રવૃત્તિ રાખવી જોઇએ. કલ્પનાસાહચર્યના નિયમને જો આપણે સારી રીતે જાણતા હોઇએ, તો જૂના શબ્દની ઉત્પત્તિમાં અનેક ઉજ્જ્વલ સ્મૃતિદાયક, પ્રબળ, દેદીપ્યમાન અને સત્પ્રસારક કલ્પનાઓ ગ્રથિત હોવાથી તે શબ્દો કેટલાબધા પવિત્ર, આદરણીય અને સર્વથા રક્ષણીય છે, એ તત્કાળ આપણા લક્ષમાં આવી શકે એમ છે. એટલે કે, એ શબ્દો એક પ્રકારે ગત ઇતિહાસના સૂચક જ છે. આ....

વિશ્વને ઇશ્વરે નિર્માણ કરેલું છે, એટલું જ જો મેં તમને કહ્યું હોત, તો તમને એની કશી પણ કલ્પના આવી શકી હોત નહિ. તથાપિ, વિષયને સુગમ અને સુલભ કરવામાટે બીજી રીતે સ્પષ્ટીકરણ કરીને અંતે આપણે તે આરંભકાળના પુરાણ પુરુષ–ઈશ્વર–પાસે જ આવીને ઊભા રહ્યા છીએ, એનું તો આપે લક્ષપૂર્વક નિરીક્ષણ કર્યું હશે જ.

ત્યારે એકંદરે જોતાં નિષ્પન્ન શું થયું ? એ જ કે, જે આ નામરૂપયુક્ત વિકાસ કિંવા વિસ્તારને પામેલું વિશ્વ છે, તેનું જે કારણાત્મક તત્ત્વ–પછી તેને તમે ચૈતન્ય, વિચારશક્તિ, જડ દ્રવ્ય અને આદ્યપ્રેરણા ઇત્યાદિ ગમે તે નામ દો–છે, તે કારણાત્મક આદ્યતત્ત્વનો ઉદ્‌ગમ સર્વશ્રેષ્ઠ પરમાત્મામાંથી જ થયેલો છે. જે જે તમારા માટે ઇંદ્રિયગ્રાહ્ય કિંવા ચિત્તગોચર છે, તે સર્વ તેનામાંથી જ નિષ્પન્ન થયેલું છે. કિંવા વિશેષ સયુક્તિક રીતે બોલીએ, તો આ સર્વ તે પરમાત્માનું આવિષ્કૃત અને વ્યક્ત સ્વરૂપ છે; અને એના કરતાં પણ યથાર્થ બોલીએ, તો પરમાત્મા જ આ સર્વ બની રહેલો છે. સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર અને ગ્રહમાળા ઇત્યાદિના રૂપે જે પ્રકાશે છે, તે જ પરમાત્મા પૃથ્વીરૂપ કિંવા સાગરરૂપ છે. (શ્રી. ભ. ગી. અ. ૭; ૪, ૭, ૮ અને ૧૦.) શ્વાસોચ્છ્‌વાસ ક્રિયાવડે આપણને જીવન આપનારો જે વાયુ, તે પણ તે જ છે. મારી વાચા પણ તે જ છે. આ સભાસદો, આ ઉચ્ચ વ્યાસપીઠ, જેનાયોગે તમારાં બધાંનાં મુખારવિંદો સ્પષ્ટતાથી મારા જોવામાં આવી શકે છે, તે પ્રકાશ અને આ તમારો બોલનારો મનુષ્ય પણ તે જ છે–સારાંશ કે, સર્વ કાંઈ તે જ સર્વવ્યાપક છે. વિશ્વનું નિમિત્ત અને ઉપાદાન કારણ તે જ પરમાત્મા છે. તે જ 'ઉત્ક્રાંત' અને સંકુચિત થાય છે અને ઈશ્વરના રૂપે તે જ આપણા અનુભવમાં આવે છે. સૂક્ષ્મ પરમાણુ બનીને ધીમે ધીમે પોતાની જ પ્રકૃતિવડે વિકાસ કિંવા વિસ્તારને પામનારો અને અંતે પોતામાં જ લય પામનારો માત્ર તે જ છે. (શ્રી. ભ. ગી. અ. ૯: ૪, ૬, ૮.) વિશ્વની ગૂઢતા–વિશ્વનું રહસ્ય તે એ જ છે. તે પરમાત્મા જગતમાંની પ્રત્યેક વસ્તુના રૂપમાં છે. સ્ત્રી પુરુષ યૌવનમદની મસ્તીથી અકડીને ચાલનારો સદૃઢ પુરુષ, અથવા વૃદ્ધાવસ્થાના પ્રભાવે વાંકો વળી ગયેલો અને લાકડીના આધારે ચાલનારો વૃદ્ધ મનુષ્ય, સર્વ તે જ છે. તેનાથી વ્યતિરિક્ત હોય એવું કશું પણ નથી. વિશ્વભેદના સંબંધમાં મનુષ્યના મનનું અને મનુષ્યની બુદ્ધિનું પૂર્ણ રીતે સામાધાન કરનારું માત્ર એ એક જ સ્પષ્ટીકરણ છે. સારાંશ કે, આપણે તે પરમાત્મામાંથી જ ઉત્પન્ન થઇએ છીએ, તે દ્વારા જ આપણે અસ્તિત્વમાં રહીએ છીએ, અને અંતે આપણો લય પણ તેમાં જ થાય છે.*

---

* 'अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्त्तते' ।

અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં ઇતરત્ર પણ એ જ અર્થનાં અનેક અવતરણો મળી શકે એમ છે. (અધ્યાય ૯ મો શ્લોક, ૬–૭–૧૮ ઇત્યાદિ.)

## વ્યાખ્યાન નવમું

# વિશ્વવિચાર

### સૂક્ષ્મ સૃષ્ટિ*

પોતે બહાર આવવામાટેના મનુષ્યના મનના સતત પ્રયત્નો ચાલતા હોય છે. બહાર શું શું ચાલે છે, તે શરીરરૂપ ગૃહમાંના ઇંદ્રિયરૂપ ગવાક્ષ (બારી) માંથી ડોકું બહાર કાઢીને જોવામાટેની તેના મનમાં ઘણી જ પ્રબળ જિજ્ઞાસા રહેલી હોય છે. બાહ્યેન્દ્રિયો તો નૈસર્ગિક નિયમવડે પોતપોતાના વિષયોનું ગ્રહણ કરતી જ હોય છે. એના યોગે નિ:સર્ગમાંની અનેકવિધ ઉદાત્ત અને રમણીય વસ્તુઓપ્રતિ મનુષ્યનું મન સાહજિક જ લાગી જાય છે; એ આપણે ગત ભાગમાં (વ્યાખ્યાનમાં) જોઈ આવ્યા છીએ જ. મનુષ્યના મનમાં સર્વથી પ્રથમ જે પ્રશ્નો ઉત્પન્ન થયા હતા, તે માત્ર આ બાહ્ય વિશ્વના સંબંધમાંના જ હતા. આકાશ, નક્ષત્ર અને ખગોલ આદિ અતરિક્ષચમત્કાર અને સાગર, મહાસાગર, શૈલ તથા નદીનદ ઇત્યાદિ ભૂલોકમાંના ચમત્કારોના ભેદવિશેના અનેક પ્રકારના પ્રશ્નોનો જ પ્રથમ-પ્રારંભમાં-મનુષ્યના મનમાં ઉદ્ભવ થયો હતો. એ જિજ્ઞાસા-પ્રેરણાવડે અજ્ઞાનતિમિરમાંથી મનુષ્યનું શોધક મન કેવી રીતે ચંચળ થતું ગયું અને તેને બાહ્ય વિશ્વમાંની એક એક વસ્તુનું કેવી રીતે જ્ઞાન થતું ગયું, એનો બીજરૂપ ઇતિહાસ આપણને બહુધા પ્રાચીન ધર્મમાંથી જ મળી આવે છે. તેમની જલદેવતા અને વનદેવતા ઇત્યાદિ દેવતાવિષયક કલ્પનાઓ પણ બાહ્ય વસ્તુમાં જ આરોપિત કરેલી હતી, અને ત્યાર પછી તેમનું રૂપાંતર થતાં થતાં તે દેવતાની જ જૂદી જૂદી સ્વર્ગસ્થ અને સ્વતંત્ર દેવતાઓ બની ગઈ. પણ જેમ જેમ મનુષ્યનું મન વિકસિત થતું ગયું અને તેની દૃષ્ટિ વધારે ઊંડી જવા લાગી, તેમ તેમ એ બાહ્ય વિષયાત્મક કલ્પનાથી તેના મનનું સમાધાનને સ્થળે વધારે અને વધારે અસમાધાન જ થવા લાગ્યું અને તેની જિજ્ઞાસા પોતા તરફ વળી-એટલે કે, પોતાના આત્માના જ રહસ્યનો વિચાર કરવા તરફ તેની પ્રવૃત્તિ થઈ. બાહ્ય સૃષ્ટિમાંથી તેની જિજ્ઞાસા ઊડી ગઈ અને તે જિજ્ઞાસા, અંતઃસ્થ સૂક્ષ્મ સૃષ્ટિનું જ્ઞાન મેળવવામાટે મનુષ્યના મનમાં જ પ્રવેશ કરીને ત્યાં શું છે, તેનું નિરીક્ષણ કરવા લાગી. કારણ કે, મનુષ્યની નૈસર્ગિક પ્રવૃત્તિ જ બાહ્ય

* ન્યૂયૉર્ક: તા. ૨૬ મી જાનેવારી ઈ. સ. ૧૮૯૬.

સૃષ્ટિના વિચારમાંથી અંતઃસૃષ્ટિના શોધનપ્રતિ વળનારી છે; અને જે વેળાએ મનુષ્યની સુધારણા થતી જાય છે અને તેનું નિઃસર્ગનિરીક્ષણ વધતું જાય છે કિંવા તેની માનસિક ઉન્નતિ વિશેષ થાય છે, તે વેળાએ પોતાના અંતરંગને શોધવામાટેની એ જિજ્ઞાસા મનુષ્યના મનમાં અધિક પ્રબળ થયેલી હોય છે.

આજના વ્યાખ્યાનનો વિષય એ જ છે. મનુષ્યની માનસિક સ્થિતિ કેવી હોય છે, અંતઃસૃષ્ટિનું સ્વરૂપ કેવું અને શું છે, એનું આજે આપણે અવલોકન કરવાનું છે. માનસિક સ્થિતિના વિચાર જેટલો મનુષ્યને અત્યંત પ્રિય અને મહત્ત્વનો હોય, એવો બીજો એક પણ વિચાર નથી. આજ સૂધીમાં કેટલાબધા દેશોમાં અને કેટલાક કાળોમાં એ પ્રશ્નનો ખલ થયેલો હશે, એની સંખ્યા કોઇથી પણ કહી શકાય એમ છે ? નહિ જ. મોટા મોટા રાજર્ષિ, બ્રહ્મર્ષિ, ધનવાન્, ધનહીન, સજ્જન અને પતિત, સારાંશ કે, પ્રત્યેક સ્ત્રીના કિંવા પ્રત્યેક પુરુષના મનમાં એ પ્રશ્ન કોઇને કોઈ વાર આવીને અવશ્ય ઊભો રહે છે જ. આ નશ્વર અને અલ્પકાલિક જીવિતમાં આ બાહ્ય, અશાશ્વત અને જડ શરીરનો નાશ પણ થાય, તોપણ જેનો નાશ ન થાય, એવું બીજું કશું પણ–કાંઈ પણ નથી કે શું? આ બાહ્ય દેહની માટી માટીમાં મળી ગયા પછી અક્ષય્ય રહેનાર અને શરીરને ભસ્મીભૂત કરનારા અગ્નિના સપાટામાંથી છૂટી જનાર બીજું કાંઈ પણ મળી શકે એમ નથી જ કે શું ? જો એવું કાંઈ પણ હોય, તો તે શું છે, કેવું છે, તે કયાંથી આવ્યું અને અંતે તેની શી અવસ્થા થાય છે, ઇત્યાદિ પ્રશ્નો મનુષ્યના મનમાં કેટલી બધીવાર આવ્યા કરે છે; અને જ્યાં સૂધી મનુષ્યમાં વિચારશક્તિ રહેલી છે અને આ સૃષ્ટિ ચાલૂ છે, ત્યાં સૂધીમાં હજી પણ કેટલીવાર એ પ્રશ્ન જગતની ચર્ચાનો વિષય થશે, એ કહેવું અશક્ય છે.

પણ એથી એમ નથી ધારી લેવાનું કે, એ પ્રશ્નનો આજ સૂધીમાં એકવાર પણ ખુલાસો–નિર્ણય–થયો જ નથી. જૂદા જૂદા કાળમાં અને જૂદા જૂદા દેશોમાં એનાં અનેક ઉત્તરો આપવામાં આવેલાં છે; અને જેમ જેમ કાળ વીતતો જશે, તેમ તેમ એ ઉત્તરો–પ્રત્યેક ઉત્તર–વધારે અને વધારે બળવાન્ થતાં જશે, એ સર્વથા સત્ય સિદ્ધાંત છે. એ પ્રશ્નનું ખરું, સમર્પક અને સમાધાનકારક ઉત્તર આજે હજારો વર્ષ પહેલાં જ અમારા આર્યાવર્ત્તમાં અપાઈ ગયેલું છે. તેનો જ અનુવાદ આજે કેટલાક શતકોથી થયા કરે છે, અને ભિન્ન ભિન્ન માર્ગ અને ઉદાહરણોવડે તે ઉત્તરને પોતાની બુદ્ધિથી અધિકાધિક સ્પષ્ટ કરી બતાવવાના પ્રયત્નો થતા આવ્યા છે. ત્યારે આપણે પણ, એ પ્રશ્નનો આપણને સગવડ ભરેલો અને સુલભ થઈ પડે તેવો

અનુવાદ કરવા ઉપરાંત વસ્તુતઃ બીજું કશું પણ વધારે કરવાનું નથી જ. એ સાર્વકાલિક મહત્ત્વવાન્ પ્રશ્નના સંબંધમાં પૂર્વનાં જે ઉપલબ્ધ સ્પષ્ટીકરણો છે, તેમાં આજે અમે કાંઈ પણ વધારો કરવાના છીએ, અથવા તેનો કોઈ નવી જ રીતે નિર્ણય કરવાના છીએ, એવી અમારી લેશ માત્ર પણ મહત્ત્વાકાંક્ષા નથી. માત્ર તે અતિપ્રાચીન, ઉદાત્ત અને પુરાણ શબ્દાન્તર્ગત તત્ત્વને અર્વાચીન-રોજના વ્યવહારમાં આવતી-ભાષામાં સ્પષ્ટ કરી બતાવવાનો અને તત્ત્વજ્ઞોની સાંકેતિક અને ગહન ભાષાનો લોકોને નિત્યની વ્યાવહારિક ભાષામાં અનુવાદ કરી સંભળાવવનો જ પ્રસ્તુત પ્રસંગે અમારો મુખ્ય હેતુ અને મુખ્ય ઉદ્દેશ છે. પ્રત્યક્ષ જે ઈશ્વરપ્રણીત સિદ્ધાંત છે, તેનું અત્યારે નમ્ર માનવી ભાષામાં સર્વથી સમજી શકાય, એવી રીતે વિવેચન કરવાનું છે. મેં અહીં એને 'ઈશ્વરપ્રણીત' સિદ્ધાંત શા માટે કહ્યો, અને જે દૈવિક અંશમાંથી એ કલ્પના ઉત્ક્રાંત થયેલી છે, તે દૈવિક અસ્તિત્વનો મનુષ્યમાં પણ કેવો અંશ રહેલો છે, એ ધીમે ધીમે પોતાની મેળે જ આપના જાણવા સમજવામાં આવી જશે. જેનાથી મનુષ્યના મનમાં મૂળ એ વિચારો ઉત્પન્ન થયા, તે પરમાત્માને તમો મનુષ્યમાં ઉદ્ભૂત અને વ્યક્ત સ્વરૂપે જોઈ શકશો અને આપણે પરમાત્મસ્વરૂપ જ છીએ, એવી તમારી ખાત્રી થઈ જશે. અસ્તુ. હવે આપણે આપણા મુખ્ય વિષયપ્રતિ વળીશું.

હું આપના તરફ જોયા કરું છું. પણ એ નિરીક્ષણ કરતી વેળાએ મને કેટલી વસ્તુની આવશ્યકતા છે વારુ? એક તો નેત્રો. કોઈ પણ વસ્તુને જોવામાટે પ્રથમ નેત્રો તો અવશ્યમેવ જોઇએ જ. જો મારામાં બીજી બધી વસ્તુઓની પરિપૂર્ણતા હોય, અને માત્ર નેત્રોનો જ અભાવ હોય, તો હું તમને કોઈ કાળે પણ જોવાને શક્તિમાન્ થઇશ નહિ જ. ત્યારે કોઈ પણ રીતે નેત્રો તો અવશ્ય હોવાં જોઇએ જ. એ જાણે એક વાતનો નિકાલ થઈ ગયો. પરંતુ કેવળ નેત્રોના અસ્તિત્વવડે પણ કામ ચાલી શકે તેમ નથી જ. એટલે બીજી આવશ્યકીય વસ્તુ એ છે કે, નેત્રોને-એ બાહ્ય શરીરાવયવને-નેત્રત્વ આપનાર અને તે નેત્રના અંતર્ભાગમાં રહેનાર જે સત્ય દર્શનેન્દ્રિય છે, તે પણ અવશ્ય હોવી જ જોઇએ. આપણાં જે આ બહારનાં નેત્રો છે, તે તો અંતર્ભાગમાં રહેલી ખરી દર્શનેન્દ્રિયનાં કેવળ સાધનીભૂત જ છે અને તે દર્શનેન્દ્રિયનું સંવેદનાત્મક સ્થાન-અમુક એક વસ્તુ આપણે જોઈ, એવું જ્ઞાન કરાવનાર સ્નાયુ-તો મગજ ( Brain )માં જ હોય છે. તે સંવેદનાત્મક સ્થાનને જો જરાપણ ઇજા થઈ કે, તરત જ તમારાં આ બાહ્ય નેત્ર ગમે તેટલાં સ્વચ્છ અને સુંદર હોય, તોપણ તે કાંઈ

પણ દેખી નથી શકતાં. એટલે કે, સત્ય દર્શનેન્દ્રિય પ્રમાણે જ એ સંવેદનાત્મક બિન્દુ પણ મગજમાં દૃઢ અને સાબિત હોવા જ જોઈએ, એ એક વસ્તુપદાર્થનું યથાર્થ દર્શન કરવામાટે અત્યંત આવશ્યકીય છે. એ જ નિયમ આપણી સકળ ઇંદ્રિયોમાંની પ્રત્યેક ઇંદ્રિયના સંબંધમાં એક સરખી રીતે જ લાગૂ પડે છે. આ બહારના કાનો જે આપણા જોવામાં આવે છે, તે પણ મસ્તિષ્કમાંના સંવેદનાત્મક બિન્દુ પર્યન્ત શ્રવણતરંગનો આઘાત પહોંચાડનારા માત્ર નગારારૂપ જ છે.

પરંતુ બાહ્ય ઇંદ્રિય, તેની અંતરિન્દ્રિય અને સંવેદનાત્મક બિન્દુ, એ ત્રણે યથાર્થ અસ્તિત્વ ધરાવતાં હોય, તોપણ તે અમુક બાહ્ય વિષયનું યથાર્થ જ્ઞાન કરાવવાના કાર્યમાં પૂરાં પડી નથી શકતાં. કોઇવાર તમે કોઈ પુસ્તકના વાચનમાં એવા લીન થઈ ગયેલા હો છો કે, ઘડિયાળના ઘણુણુણુ ધ્વનિ સહિત મોટા મોટા ટકોરા થવા છતાં પણ તમારાથી તે સાંભળી નથી શકાતા; એમ ઘણીક વાર બન્યા કરે છે, અને બહુધા બધાને એનો થોડો ઘણો પણ અનુભવ થયેલો હોવો જોઇએ જ. ઘડિયાળના ટકોરા તો થવાના હતા તે થયા, તેના યોગે હવામાં જે તરંગો ઊઠવાના હતા તે પણ ઊઠયા, તમારા કાન પણ જ્યાં હોવા જોઇએ ત્યાં જ હતા અને સંવેદનાત્મક બિન્દુ પણ પોતાના સ્થાને જ કાયમ હતો. અર્થાત્ હવામાં ઊઠેલા તરંગો કર્ણદ્વારા તે બિન્દુ પર્યન્ત પહોંચેલા હોવા જ જોઇએ. એમ છતાં પણ તમે તે ટકોરા સાંભળી ન શકયા, એ ચમત્કાર શાથી થયેલો હોવો જોઇએ, વારુ? એથી એ સઘળા વ્યવહારોમાં કયાંક પણ ખામી રહી ગયેલી હોવી જોઇએ, એવી આપણા મનમાં શંકા નથી આવતી? આવે છે જ; અને એનું ઉત્તર પણ બધા સારી રીતે જાણે છે. મન ઠેકાણે નહોતું–તે વાચનના વ્યાપારમાં ગુંથાયલું હતું, એટલામાટે તે ટકોરા સાંભળવામાં આવી શકયા નહિ, એવો તમે નિત્ય જવાબ આપ્યા કરો છો. એટલે એનું તાત્પર્ય શું? એ જ કે, અમુક એક વસ્તુ યથાર્થ જ્ઞાન થવામાટે ત્રીજી આવશ્યક વસ્તુ અને બીજી બધી વસ્તુ કરતાં વિશેષ મહત્ત્વની વસ્તુ–તે તેનામાં આપણું મન હોવું જોઇએ, એ છે. પ્રથમ બાહ્ય ઇંદ્રિયવડે બાહ્ય વિષયની સંવેદના લઇને તે આપણી અંતઃસ્થ ઇંદ્રિયોને પહોંચાડવી જોઇએ અને તે ઇંદ્રિય મન સાથે સંબદ્ધ હોવી જોઇએ, એટલે અમુક વસ્તુનું આપણને યથાર્થ જ્ઞાન મળી શકે છે. જ્યારે મન ઇંદ્રિય સાથે સંબદ્ધ નથી હોતું, તે વેળા બાહ્ય ઇંદ્રિયદ્વારા અંતર ઇંદ્રિયને સંવેદના તો મળે છે, પણ તે આપણા જાણવામાં આવી શકતી નથી. પ્રત્યક્ષ મન પણ એક દૃષ્ટિથી જોતાં બીજી ઇંદ્રિયો પ્રમાણે કેવળ સંવેદનાવાહકત્વનું કામ કરનારું જ છે; કારણ કે, પોતા સુધી આવી પહોંચેલી સંવેદનાને

લઈને તેણે બુદ્ધિ કિંવા ચૈતન્ય પર્યન્ત પહોંચાડી દેવી પડે છે; અને ત્યાર પછી તે બુદ્ધિ મને આણીમૂકેલી સંવેદનાની શી વ્યવસ્થા કરવી, એનો નિશ્ચય કરે છે. પરંતુ અહીં સુધી આવવા છતાં પણ એ પરંપરાનો અંત નથી આવતો. બુદ્ધિને પણ એ સર્વ સંવેદનાને સારીરીતે વ્યવસ્થિત કરીને જે આ દેહનો અધિષ્ઠાતા અને શાસ્તા માનવી આત્મા છે, તેને સાદર કરવી પડે છે. નિયમ પ્રમાણે તે સંવેદના તેનાં ચરણોમાં રજૂ થયા પછી અમુક કાર્ય કર, અને અમુક કરીશ નહિ, એ પ્રમાણે તે આજ્ઞા કરે છે; અને તે આજ્ઞા બુદ્ધિ પાસે થતી, સંવેદના આવી હતી, તેના વિરુદ્ધ અનુક્રમથી મન, અંતરિન્દ્રિય અને બાહ્યેન્દ્રિયની પરંપરામાંથી પસાર થઇને બહાર આવે છે, અને ત્યારપછી બાહ્ય વિષયનું ગ્રહણ સંપૂર્ણ થાય છે.

એ જે બાહ્યેન્દ્રિયો–પરંતુ ભાષાની સગવડમાટે આપણે એમને **સાધન** અથવા **ઉપકરણો** કહીશું–છે, તે મનુષ્યના બાહ્ય જડ શરીરને વળગેલી હોય છે. પરંતુ મન અને બુદ્ધિ, એ વસ્તુઓ એમની માલિકામાંની નથી, કિંતુ બાહ્ય શરીરથી સર્વથા ભિન્ન અને પૃથક્ જ છે. આર્યાવર્ત્તમાં એ બે વસ્તુનું સંયુક્ત નામ 'લિંગદેહ' છે; અને ખ્રીસ્તી ધર્મમીમાંસક જેને 'આધ્યાત્મિક કિંવા આત્મિક દેહ'.(Spiritual body of man) કહે છે, તે એ જ છે. એ સૂક્ષ્મ દેહ બાહ્ય શરીર કરતાં ઘણો જ સૂક્ષ્મ હોય છે; છતાં પણ જેને આત્માના નામથી ઓળખવામાં આવે છે, તે એ નથી. તે તો એ લિંગદેહથી પણ ભિન્ન, સૂક્ષ્મતમ અને એ સર્વથી પર છે. નિઃસર્ગના અનુક્રમના પ્રભાવે, આ બાહ્ય જડ શરીરનો કેટલાક કાળ પછી નાશ થાય છે, એ તો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ જ. એક સાધારણ કારણ મળવાથી પણ તેમાં આકસ્મિક અને ભયંકર બગાડ થઈ જાય છે અથવા કોઈ કોઈવાર તેનો તત્કાળ નાશ થઈ જતો પણ જગતમાં આપણા જોવામાં આવે છે, પરંતુ જે લિંગદેહ છે, તેનો એટલો બધો આકસ્મિક અને તાત્કાળિક નાશ થઈ નથી શકતો. તથાપિ કેટલેક પ્રસંગે તે પણ સંકોચ અને ક્ષીણતા પામે છે ખરો; અને બીજા કેટલાક પ્રસંગે તે પુષ્ટ અને સુદૃઢ પણ બની જાય છે. મનુષ્ય જરાગ્રસ્ત થયો કે, તેનું મન ધીમે ધીમે ક્ષીણ અને દુર્બળ થતું જાય છે; તેમ જ જે વેળાએ તે યૌવનના મદમાં હોય છે, તે વેળાએ તેનું મન ઉત્સાહી અને પ્રસન્ન થતું જાય છે; પણ, એ ઉપરાંત બાહ્ય શરીરમાં કરેલા ઔષધોપચાર, ત્રાસ, અને અપાય આદિ ઇષ્ટ અને અનિષ્ટ ક્રિયાઓનું પણ મનુષ્યના મનમાં ક્રિયાપ્રતિક્રિયાત્મક પરિણામ થાય છે. જેવી રીતે આ બાહ્ય શરીરને પ્રાપ્ત થતી વર્ધનાવસ્થા અને ક્ષયાવસ્થા સર્વથા અપરિહાર્ય છે, તેવી જ રીતે મનની

ઉત્સાહદશા અને ખિન્ન ક્ષીણાવસ્થાના પણ જૂદા જૂદા કાળો છે. એટલા માટે જ મન, આત્માથી ભિન્ન અને વિસદશ છે. આત્મા, એકાકી અને સ્વયંભૂ છે. તેનો નાશ કે ક્ષય ઇત્યાદિ કાંઈ પણ હોતો નથી; કિંવા તેમાં ન્યૂનાધિકતાનો વિકાર પણ હોતો નથી. હવે કદાચિત્ કોઈ એમ પૂછશે કે, 'આ બાબત તમારા જાણવામાં કેવી રીતે આવી? મનથી પર–પેલી તરફ–બીજું કાંઈ પણ છે, એ વાત આપના અનુભવમાં કેવી રીતે આવી શકે છે?' તો એનું ઉત્તર નીચે પ્રમાણે છે;–

જ્ઞાન સ્વયંપ્રકાશ છે–એટલે કે, જ્ઞાનનું જ્ઞાન કરાવી આપવામાટે બીજાં સાધનોની આવશ્યક્તા પડતી નથી; કિંવા એમ કહેવું, એ જ અશક્ય અને અપ્રયોજક છે; એ જ્ઞાન બુદ્ધિનું બીજ અને તેનો આધાર હોવાથી તે જડ અને સ્થૂલ દ્રવ્યોપર રહી નથી શકતું. કેવળ બુદ્ધિરૂપ અથવા ચૈતન્યરૂપ જ હોય એવું જડ દ્રવ્ય કોઈ કાળે પણ મળી શકતું નથી. કોઈ પણ જડ દ્રવ્ય પોતે જ પોતાવિશેનું બીજાને જ્ઞાન કરાવી દેવામાં સમર્થ હોય, એમ જોવા કે જાણવામાં નથી આવ્યું. જડ દ્રવ્યને પ્રકાશિત્વ–સજ્ઞાનત્વ–આપનારી બુદ્ધિ જ છે. આ અહીં દીવાનખાનું છે, તે પણ બુદ્ધિના પ્રભાવવડે જ અસ્તિત્વમાં આવેલું છે. એટલે કે, એ અહીં છે, એવી કાંઈ પણ સંવેદના થવા વિના તેનું નૈસર્ગિક અસ્તિત્વ હોવું અને તે આપણા જાણવામાં આવવું, એ શક્ય નથીજ. તેમ જ આપણું આ જડ બાહ્ય શરીર પણ સ્વયંપ્રભ નથી. કારણ કે, તેમાં જો (ગુણ, ધર્મ નામક) ચેતના હોત, તો તે મૃતદેહમાં પણ દગ્ગોચર થવી જોઇતી હતી. મન કિંવા આધ્યાત્મિક શરીર પણ સ્વયંપ્રકાશી હોઈ શકે નહિ. કારણ કે, બુદ્ધિસર્વસ્વ કિંવા તેનું સત્ત્વ તે નથી. કારણ કે, જે સ્વયંજ્યોતિ છે, તેનો નાશ અથવા ક્ષય કદાપિ થતો જ નથી. જેને બીજા પાસેથી પ્રકાશ મળે છે, તેનો જ પ્રકાશ કોઈવાર વ્યક્ત થાય છે અને કોઈવાર લુપ્ત થાય છે; એટલે કે, માત્ર તેને જ નાશ અથવા નવીનાવસ્થા ઇત્યાદિ દશાઓ ભોગવવાની હોય છે. આપણે જોઇએ જ છીએ કે, સૂર્ય પાસેથી ચંદ્રને પ્રકાશ મળે છે, એટલે તેને ક્ષય અને વૃદ્ધિ આદિ અવસ્થાઓ કાયમને માટે લાગૂ પડેલી છે. કિંવા એક લોઢાનો ગોળો લ્યો. તેને ખૂબ તપાવ્યો કે, તે લાલચોળ થઈને પ્રકાશવા માંડે છે, પણ જેમ જેમ તે ઠંડો પડતો જાય છે, તેમ તેમ તેનો પ્રકાશ લુપ્ત થતો જાય છે. એમ કેમ થાય છે વારુ? કારણ કે, તે પરપ્રકાશી છે. સારાંશ કે, જેમને બીજાઓ પાસેથી ભાડૂતી પ્રકાશ મળતો હોય છે, તેમને જ માત્ર ક્ષય અને નાશ ઈત્યાદિ અવસ્થાઓ લાગૂ પડે છે. સ્વયંપ્રકાશી વસ્તુ સદા સર્વદા સ્થિર અને અવિકાર્ય જ હોય છે.

હવે આપણે જોઈએ જ છીએ કે, આપણો આ બાહ્ય મૃણ્મય દેહ પોતાનો પ્રકાશ ધરાવતો નથી; પ્રકાશ, એ તેનું સત્ત્વ કિંવા આદ્યતત્ત્વ નથી; તે પરપ્રકાશી છે. અર્થાત્ તેનું તેને-પોતાથી ભિન્ન કોઈ પણ સાધનની સહાયતાવિના-જ્ઞાન થવું અશક્ય છે. એવી રીતે મનને પણ પોતાનું જ્ઞાન થઈ શકતું નથી. પણ એનું કારણ શું? કારણ એ જ કે, મનની સાથે ક્ષય અને વૃદ્ધિ, તથા નાશ અને વિકાસ આદિ અવસ્થાઓ અનિવાર્ય રીતે જોડાયલી છે. તેથી કોઇવાર તે દુર્બળ અને અશક્ત હોય છે, તો કોઇવાર ઉત્સાહી અને સુદૃઢ હોય છે. કારણ કે, બાહ્ય કોઈ પણ ક્રિયાનું ઇષ્ટ કે અનિષ્ટ પરિણામ તેપર તાત્કાળિક થતું હોય છે; અને તેથી તે પ્રમાણે તે દુર્બળ અથવા દૃઢ બની જાય છે. એટલામાટે, મનદ્વારા જે પ્રકાશ મળે છે, તે તેનો પોતાનો હોતો નથી, એ તો સ્પષ્ટ થઈ ગયું. ત્યારે એ પ્રકાશ મૂળ છે કોનો? અર્થાત્ જેને ઇતર બાહ્ય સાધનોની આવશ્યકતા નથી પડતી, એવા કોઇનો પણ તે પ્રકાશ હોવો જોઇએ. એટલે જેનું આદ્યતત્ત્વ ને સત્ત્વ માત્ર પ્રકાશ જ છે, જે સ્વતઃ સિદ્ધ પ્રકાશરૂપ છે, તેનો જ તે પ્રકાશ હોવો જોઇએ; અને તેથી જેનું સારસર્વસ્વ માત્ર જ્ઞાન જ છે, એવા તે પુરુષનું એ સ્વયંપ્રભ જ્ઞાન કોઈકાળે પણ ક્ષીણતાને પ્રાપ્ત થતું નથી, કિંવા તેનો નાશ પણ થતો નથી; અથવા સુદૃઢ અને દુર્બળ ઇત્યાદિ પરિવર્તનો પણ તેનામાં થઈ કે હોઈ નથી શકતાં. તે તો સદા સર્વદા એકની એક જ અવસ્થામાં સ્વયંપ્રભ-પ્રકાશરૂપ-જ રહે છે. આત્માના સંબંધમાં 'તે જાણે છે, તેને જ્ઞાન થાય છે,' એવો પ્રયોગ જ કરી શકાતો નથી. કારણ કે, તે જ્ઞાનરૂપ છે; તે પ્રત્યક્ષ જ્ઞાન જ છે. આત્મા અસ્તિત્વમાં છે, એમ કહેવું પણ અયથાર્થ જ છે. કારણ કે, તે પોતે જ અસ્તિત્વ-સત્ત્વ-છે. આત્માના વિષયમાં 'તેને સુખ થાય છે,' એમ કહેવું પણ યથાર્થ નથી. કારણ કે, તે પોતે જ સુખમય આનંદપૂર્ણ-પ્રત્યક્ષ આનંદ જ છે. અમુક એક મનુષ્ય સુખી થયો, એમ કહેવા સાથે જ તે સુખ તેણે બીજા કોઈ પાસેથી જ મેળવેલું હોવું જોઇએ, એવો ભિન્નત્વદર્શક અર્થ પોતાની મેળે જ ધ્વનિત થાય છે; એટલે કે, તે સુખ તેનામાં આવી પડ્યું અથવા તો તેનામાં સુખનું પરાવર્તન થયું, એવી કલ્પના અચાનક મનમાં આવીને ઊભી રહે છે. એ જ પ્રમાણે અમુકને અમુક વસ્તુનું જ્ઞાન થયું, એમ કહેવામાં પણ જ્ઞાન અને તેનો ગ્રાહક, એવો દ્વિધાભાવ તત્કાળ વ્યક્ત થાય છે; પણ અહીં તો એક જ વિષયમાં બન્ને જ્ઞાનરૂપ છે. જ્યાં કોઈ એક વસ્તુ સાપેક્ષ અસ્તિત્વ ( Relative existance ) ધરાવતી હોય છે, ત્યાં તે વસ્તુનું અસ્તિત્વ પોતાનું હોતું નથી; પણ બીજી કોઈ વસ્તુના અસ્તિત્વનું તેનામાં

પરાવર્ત્તન થયેલું હોવાથી તે અસ્તિત્વ તેને પ્રાપ્ત થયેલું હોય છે. અમુક એક વસ્તુ છે, એમ કહેવાથી અર્થાત્ બીજી અસ્તિત્વમાં ન હોય તેવી વસ્તુઓ સાથે તેની તુલના કરીને તેનું અસ્તિત્વ નિશ્ચિત કરેલું હોય છે, (બીજી કોઈ એક વસ્તુના અસ્તિત્વનું તેનામાં પરાવર્ત્તન થયેલું છે–) એવી કલ્પના તેમાં સૂચિત થાય છે. સારાંશ કે, જ્યાં દ્રવ્ય અને ગુણ ધર્મ, એવા ભેદ આવી પડ્યો, ત્યાં ગુણ ધર્મનું પોતાનું પૃથક્ અસ્તિત્વ નથી; કિંતુ કેવળ આશ્રયી દ્રવ્યોના અસ્તિત્વને આધારે જ તેનું અસ્તિત્વ હોય છે, એમ નિશ્ચિત સમજી લેવું. પણ જ્ઞાન, અસ્તિત્વ કિંવા સત્ત્વ અને સુખિત્વ, એ કાંઈ આત્માના ગુણ ધર્મ નથી; એ તો તેનો સ્વભાવ અને મૂળ સ્વરૂપ જ છે. એટલામાટે જ તેને આર્ય તત્ત્વજ્ઞાનીઓ–પ્રાચીન આર્યતત્ત્વજ્ઞો–એ સચ્ચિદાનંદ (સત્–ચિત્–આનંદ) નામથી ઓળખેલો છે.

પણ એ સઘળું એમ જ છે, એમ જ આપણે શામાટે માની બેસવું જોઈએ? એવો કદાચિત્ કોઈ પ્રશ્ન કરશે. આત્મા સચ્ચિદાનંદરૂપ જ છે, ને તે પરપ્રકાશી નથી, એમ અમારે શાને–શા કારણે માનવું? એનું ઉત્તર એ છે કે, આ બાહ્ય શરીરને જ્ઞાનરૂપ સર્વ પ્રકાશ મન પાસેથી જ મળે છે, અને તેથી તે સ્વયંપ્રભ નથી, એમ આપણે કહી શકીએ છીએ. જ્યાંસુધી મન ઠેકાણે હોય છે, ત્યાંસુધી જ શરીરને જ્ઞાનરૂપ પ્રકાશ મળતો હોય છે. તે મન જો જતું રહ્યું, તો શરીર સર્વથા નિરુપયોગી જ થઈ જાય છે. જોવામાં જો મારું મન ન હોય, અને હું જો મારાં આ ચર્મચક્ષુવડે જ તમારા તરફ એક ધ્યાનથી જોતો બેસું, તો તમે કોઈ કાળે પણ મારા જોવામાં આવી શકો એમ નથી; કિંવા કર્ણોમાં જો મારું અવધાન ન હોય, તો મારી આગળ તમે ગમે તેટલુ બોલ્યા કરો, તોપણ મને તેમાંના એક પણ શબ્દનો બોધ થવો અશક્ય છે. એ જ નિયમ ઇતર ઇંદ્રિયોના સંબંધમાં પણ એક સરખી રીતે જ લાગૂ પડે છે.

એ જે પ્રમાણે શરીરની સ્થિતિ છે, તે જ પ્રમાણે મનને પણ બીજા પાસેથી જ જ્ઞાનરૂપ પ્રકાશ લેવો પડતો હોવાથી આપણે તેને પરપ્રકાશી કહીએ છીએ. તેનાપર બાહ્ય સૃષ્ટિમાંના પ્રત્યેક પદાર્થોનું પરિણામ થાય છે–બહારની યત્કિંચિત્ ક્ષુલ્લક ઘટનાથી પણ તેની સ્થિતિમાં એકાએક મહા વિલક્ષણ પરિવર્તન થઈ જાય છે; મસ્તિષ્કમાં જરા જેટલો બગાડ થયો કે, તેનામાં મોટી મોટી ઉથલપાથલો થઈ જાય છે. ઉપરાંત જે જે સત્ત્વરૂપ (સત્ય અસ્તિત્વયુક્ત) છે, તે તે સદા સ્થિર અને અવિકાર્ય જ હોય છે, એમ સૃષ્ટિમાં સર્વત્ર આપણને દેખાઈ આવે છે. પણ મન તેવું નથી. એટલામાટે જ તેનામાંનો જ્ઞાનરૂપ પ્રકાશ તેનો પોતાનો ન જ હોવો જોઈએ. એટલે કે તેણે તે પ્રકાશ આત્મા પાસેથી જ લીધેલો હોય છે.

હવે એની વિરુદ્ધ કોઈ એવો આક્ષેપ કરશે કે, આત્માનું પોતાનું વિજ્ઞાનમયત્વ, સદાસુખિત્વ અને સ્વયપ્રભત્વ પણ બીજા પાસેથી આવેલું જ શા માટે ન હોઈ શકે વારુ? તે બીજા પાસેથી લીધેલું છે, એમ કહીએ, તો શો વાંધો આવે એમ છે? કારણ કે, કલ્પના કરવી તો તે અંતપર્યન્ત એક સરખી જ કરવી વધારે સયુક્તિક અને સંગતવાર છે એનો ઉત્તર એ જ છે કે, જો આપણે એમ જ કરતા જઈશું, તો એ અનિયત પરંપરાનો ક્યાય પણ અંત આવવાનો જ નથી જો આત્માએ પોતામાંનો પ્રકાશ બીજા પાસેથી લીધો હોય, તો તે કોની પાસેથી લીધેલો હોવો જોઈએ? એ પ્રશ્ન પાછો આવીને ઊભો જ રહ્યો 'બીજા કોઈ આત્માપાસેથી' એવું કદાચિત્ એનું ઉત્તર આપવામાં આવે, તો, તે બીજા આત્માએ એ પ્રકાશ કોની પાસેથી લીધો, એવી પૃચ્છા અપરિહાર્ય ઊભી જ છે એટલે કે, જો એ અનિયત પરંપરાનો આપણે અંત આણવો હોય, તો જેનો પ્રકાશ બીજા કોઈ પાસેથી લીધેલો નથી હોતો, એવા એકાદ પુરુષ પાસે આવીને એ યુક્તિવાદની સમાપ્તિ–પૂર્ણાહુતિ જ કરી નાખવી જોઈએ અર્થ હનૂમાનજીના પૂછડા પ્રમાણે એ યુક્તિવાદને લંબાવતા જવાને બદલે સ્વયપ્રકાશિત્વના પ્રથમ ઉદ્ગમને જ એકદમ શોધી કાઢવો, એ જ વધારે સારો અને સયુક્તિક માર્ગ છે

ત્યારે, મનુષ્ય બે પ્રકારના દેહોવડે યુક્ત છે, એક બાહ્ય અને જડ દેહ અને બીજો અંતસ્થ અને સૂક્ષ્મ દેહ, એ તો આપણે હમણા જ જાણી ચૂક્યા છીએ તેમાંનો 'લિંગ' અથવા 'સૂક્ષ્મ દેહ' મન, બુદ્ધિ, અહકાર અને સવેદનાના સમેલનથી થયેલો છે, અને મનુષ્યનો ખરો આત્મા એ સર્વથી પર છે આ સ્થૂલ અને બાહ્ય શરીરના સર્વ ગુણધર્મો અને સર્વ શક્તિઓ, તે તેની પોતાની નથી, કિન્તુ મનપાસેથી જ એ બધું તેને પ્રાપ્ત થયેલું છે, અને 'લિંગ' દેહના પ્રકાશિત્વ, અને શક્તિ આદિ ગુણધર્મો તેનાથી પણ પર રહેનારા આત્મા પાસેથી તેને મળ્યા કરે છે, એ પણ આપણે જોઈ આવ્યા છીએ.

હવે, એ આત્માના સ્વરૂપવિશે અનેક કલ્પનાઓ આવીને મનમાં ઊભી રહે છે. આત્મા પોતે જ સચ્ચિદાનદરૂપ અને સ્વયપ્રભ છે, તેથી જ તે સત્ત્વયુક્ત (ખરા અસ્તિત્વથી રહેનારો) છે, એમ કહીએ, તો આત્મા પોતે બીજા કશામાથી ઉત્પન્ન થયેલો જ નથી, એમ કહી નહિ શકાય તેનું કઈ પણ ભાવરૂપ કારણ હોવું જ જોઈએ, એ પોતાની મેળે જ ઉત્પન્ન થઈ જાય છે જો સ્વયપ્રભ છે, અને જો બીજા કોઈના પણ અસ્તિત્વપર અવલંબેલું નથી, એવું અસ્તિત્વ, કે જે અસ્તિત્વ નહોતું એટલે કે, જે અભાવરૂપ જ (કાંઈ નથીના રૂપે જેને ઓળખી શકાય તેવું) છે, એવા શૂન્ય અસ્તિત્વમાથી તેની ઉત્પત્તિ થવી સર્વથા અશક્ય છે વધારે તો શું, પણ આ આપણી

આસપાસ વિસ્તરેલું આધિભૌતિક સ્થૂલ વિશ્વ પણ કેવળ શૂન્યમાંથી ઉત્પન્ન થવું અશક્ય જ છે, એમ આપણે ગત વિભાગમાં સિદ્ધ કરી જ ચૂક્યા છીએ. ત્યારે આત્માવિશે એવા પ્રકારની ઉત્પત્તિની કલ્પના આપણે મનમાં પણ લાવવી નથી જોઇતી. તાત્પર્ય એ જ કે, આ આત્મા સદાસ્થિત અને શાશ્વત–પૂર્વે હતો અને હાલમાં પણ છે-છે. તે જે વેળાએ બિલ્કુલ નહોતો, એવો કોઈ કાળ જ અસ્તિત્વમાં હતો નહિ. કારણ કે, જ્યાં આત્માનો જ અભાવ હોય, ત્યાં કાળનું ( કલ્પનાઉદ્‌ભૂત ) અસ્તિત્વ તો ક્યાંથી જ હોઈ શકે ? કાળ આત્મામાં જ રહેલો છે. આત્મા જ્યારે પોતાની નૈસર્ગિક શક્તિને મનમાં પ્રતિબિંબિત કરે છે, અને મન વિચાર કરવા માંડે છે, તે વેળાએ જ કાળને અસ્તિત્વની પ્રાપ્તિ થાય છે. એટલામાટે જ આત્માનો અભાવ હોય, તો વિચારનો પણ અભાવ હોવો જોઇએ; અને વિચારનો અભાવ હોય, તો કાળનો ભાવ હોઈ જ ક્યાંથી શકે, એ તો સ્પષ્ટ અને ખુલ્લું જ છે. એવી રીતે કાળ જ્યારે આત્મામાં જ અંતર્ગત રહેલો છે, ત્યારે આત્મા અમુક કાળમાં થયો, અને અમુક કાળમાં હતો, ઇત્યાદિ વાક્યોનો પ્રયોગ કરવો, તે સર્વથા અજ્ઞાનદર્શક અને અયથાર્થ જ છે. આત્માને જન્મ કે મરણ કશું પણ નથી જ. તે અજ અને અમર છે. માત્ર તે બાહ્ય જડાત્મક શરીરના સંસર્ગથી આ જૂદા જૂદા સ્થિત્યંતરોમાંથી એકસરખીરીતે પસાર થતો હોય છે, એટલું જ. પ્રથમ તે કનિષ્ઠ અને નીચ સ્થિતિમાં હોય છે–હોવા પ્રમાણે ભાસે છે– અને ત્યારપછી ધીમે ધીમે તે ઉચ્ચ સ્થિતિએ ચઢતો જાય છે. મનદ્વારા બાહ્ય શરીરને તે જ ચાલન–ગતિ–આપતો હોય છે; અને ઇંદ્રિયાદિદ્વારા બાહ્ય વિશ્વનું ગ્રહણ કરતો રહીને તેનું તે યથાર્થ જ્ઞાન મેળવી લેતો હોય છે; એવી રીતે તે પોતાના અદ્વિતીય અને ઉજ્જવલ દેદીપ્યમાન વૈભવને પ્રકટ કરતો હોય છે. તેને જે ગમે તે શરીરને તે ધારણ કરે છે, કેટલાક કાળપર્યન્ત તેને વળગી રહીને પોતાના ( બાહ્ય વિશ્વવિશેનું જ્ઞાન મેળવવામાટેના) કાર્યમાં તેનો ઉપયોગ કરે છે અને તે નિરુપયોગી અને ક્ષીણ થયું કે, તત્કાળ તેને નાખી દઇને બીજા શરીરનો સ્વીકાર કરે છે; તે જીર્ણ થયું કે, તેનો પણ ત્યાગ કરીને ત્રીજું શરીર ધારે છે. એ પ્રમાણેનો તેનો અવ્યાહત અનુક્રમ ચાલૂ જ હોય છે. એવો આ આત્મા છે.*

અહીં એક બીજો બહુ જ મહત્ત્વનો અને મનોરંજક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એ વિશે આજ પર્યન્ત અનેકવાર ચર્ચા થયેલી છે; અને અદ્યાપિ થયા કરે છે. એ પ્રશ્ન પુનર્જન્મ વિશેનો છે. યૂરોપ ઇત્યાદિ દેશમાંના લોકો એ કલ્પનાને સાંભળતાંને વાર

* શ્રી. મ. ગી. અ. ૨. ૨૦–૨૨.

જ સર્વથા તિરસ્કારયુક્ત ભીતિથી મનમાંથી એકદમ કાઢીને ફેંકી દે છે; અને જે પોતાને સુશિક્ષિત અને વિચારશીલ કહેવડાવનારા લોકો છે, તેઓ સાધારણ જનસમૂહની ધર્મ-કલ્પનાનો, તેને ખોટી સમજ અથવા વહેમનું નામ આપીને, એકદમ ધિક્કાર જ કરે છે; તેમના મનમાં પણ એ ઉપપત્તિ વિશે એક એટલી બધી પ્રબળ પ્રમાદપૂર્ણ સમજ બેસી ગયેલી હોય છે, કે, તે અમુક પ્રસંગ વિશેષે, 'આપણે શૂન્યમાંથી જ ઉત્પન્ન થયેલા છીએ,' એમ કબૂલ કરે છે અને વિલક્ષણ યુક્તિવાદવડે, આપણે શૂન્યમાંથી ઉત્પન્ન થવા છતાં પણ શાશ્વત અને સર્વ કાળ રહેનારા છીએ, એમ પણ સિદ્ધ કરે છે. પણ પુનર્જન્મના મતનો સ્વીકાર કરવો હોય, તો તેમનો જીવડો નીકળી જાય છે. એવા એ શૂન્યમાંથી ઉત્પન્ન થયેલા મહાન્ તત્ત્વજ્ઞાનીઓ પાછા શૂન્યમાં જ જઇને વિરમશે, એના કરતાં વધારે આપણે બીજું શું કહી શકીએ એમ છે? પરંતુ એ પુનર્જન્મની કલ્પના ગૌણ અને ત્યાજ્ય નથી, એટલું જ નહિ, પણ માનવી પ્રાણીની નૈસર્ગિક ઉન્નતિને માટે એ એક અત્યંત આવશ્યકીય વસ્તુ છે અને જો આપણે એમ જ માનીએ કે, આપણે હવે પછી સર્વ કાળ શાશ્વતરૂપે જ રહેવાના છીએ, તો અત્યાર પહેલાં પણ આપણી એ જ અવસ્થા ચાલતી આવેલી હોવી જોઇએ, એ અનુમાન કોઈ પણ વિચારશીલ મનુષ્ય તત્કાળ માન્ય કરે એમ છે. હવે એ પુનર્જન્મમતવિશે જે આક્ષેપો–તેમાંના કેટલાક આક્ષેપો તો સર્વથા શુષ્ક અને પ્રમાદપૂર્ણ જ હોય છે–કરવામાં આવે છે, તેમનું સંક્ષેપમાં નિરસન કરવાનો હું પ્રયત્ન કરનાર છું. મોટા અને પોતાને બુદ્ધિમાન્ કહેવડાવનારા મનુષ્યો જ કોઈ કોઈ વાર એ અપ્રયોજક અને શુષ્ક આક્ષેપો કરવા માંડે છે, અને તેટલામાટે જ તેમનું ખંડન કરવાની મારા વિચાર પ્રમાણે ઘણી જ આવશ્યકતા છે.

એમનો પ્રથમ આક્ષેપ એવો હોય છે કે, આત્માને અનેક જન્મપરંપરામાંથી પસાર થવું પડે છે, એ તમારું મત જો સત્ય જ હોય, તો આપણને આપણા પૂર્વ જન્મની સ્મૃતિ કેમ રહી નથી શકતી? પણ, સંક્ષેપમાં એનું ખંડન આ પ્રમાણે છે કે, જે જે વસ્તુની કે કાલની આપણને સ્મૃતિ ન હોય, તે વસ્તુ કે કાલ અસ્તિત્વમાં હોઈ જ ન શકે, એમ જ જો માનવામાં આવે તો પૂર્વજન્મ તો એક બાજૂએ રહ્યો પણ આપણને બાલ્યાવસ્થાની પણ સ્મૃતિ નથી હોતી, એટલામાટે આપણે એક સમયે 'બાળ' રૂપે અસ્તિત્વમાં હતા જ નહિ, એમ જ આપણને કહેવું અને સમજવું પડશે. વળી, એ સ્મૃતિ આપણને શામાટે નથી હોતી, તેનું કારણ પણ શું સ્પષ્ટ રીતે આપણા જોવામાં નથી આવતું? નવો જન્મ પ્રાપ્ત થાય છે, એટલે શું થાય છે? પૂર્વકાળના

મસ્તિષ્કનો ચૂરેચૂરો થઈ જાય છે અને તેના સ્થાને નવીન જન્મમાં આપણને નવું જ ભેજું પ્રાપ્ત થાય છે. અર્થાત્ પૂર્વકાલીન ભેજા સાથે આપણી પૂર્વ સ્મૃતિનો પણ નાશ થઈ જાય છે. કેવળ ગત જન્મના એકત્રિત પૂર્વ સંસ્કારો જ માત્ર નવીન જન્મમાં મનુષ્યના મનમાં ભાવરૂપે રહે છે. એનું પ્રત્યક્ષ ઉદાહરણ એ છે કે, મનુષ્યને કોઈ કોઈ વાર આ જન્મમાં સર્વથા અનનુભૂત, પરંતુ આગળ કોઈ વાર પણ અનુભૂત હોવી જોઇએ, એવો ભાસ કરાવનારી જે સંવેદનાઓ છે, તે વારંવાર ઉત્પન્ન થયા કરે છે. હુ જે આ આપના મુખ આગળ ઊભો છું, તે પણ મારા અનેક પૂર્વજન્મોના જે સંસ્કારો મારા ઉપર થતા ગયા છે, તે સર્વ એકત્ર મળીને તેના રૂપે જ હું અહીં ઊભો છું. પરંતુ તે સર્વ સંસ્કારોની મને સ્મૃતિ હોવી જોઇએ, એવો કાંઈ નિયમ નથી. વળી,* અમને પૂર્વ જન્મની સ્મૃતિ ન હોવા છતાં પણ અમે પૂર્વ જન્મવિશેના મતમાં વિશ્વાસ રાખીએ છીએ, અને એ અમારી માન્યતાને પ્રમાદનું નામ આપીને જે અર્વાચીન શાસ્ત્રશોધકો અમારો ઉપહાસ કરે છે, તે પોતે જ, આપણે બધા વાંદરાના વંશ જ છીએ, અને આપણે પૂર્વે વાંદરા હતા ઇત્યાદિ ગમે તેવી ઉપપત્તિઓ કોઈ પણ પ્રકારની શંકાવિના જનસમાજ સમક્ષ લાવી મૂકે છે. પરંતુ, આપણે વાંદરા હતા, એનું પણ આપણને સ્મરણ ક્યાં છે, એવો જો તેમને પ્રશ્ન પુછવામાં આવે, તો તેઓ શું ઉત્તર આપશે વારુ? કાંઈ જ નહિ. પૂર્વકાળના કોઈ ઋષિવર્યે પોતાના અતીન્દ્રિય જ્ઞાનના પ્રભાવે અમુક એક સિદ્ધાંત લખી રાખ્યો હશે, તો 'અરેરે કેવો બિચારો મૂર્ખ!' એમ કહીને તેના તે સિદ્ધાંતનો તેઓ વિચાર માત્ર કરવાનો પણ શ્રમ લેશે નહિ; પણ એને બદલે તે જ સિદ્ધાંત હક્સલે અથવા ટિંડાલનો કહેલો છે, એમ તેમને જણાવો અને પછી જુઓ કે, તત્કાળ તેને પ્રમાણભૂત માનીને તેઓ તેનો કેવી રીતે આદરસત્કાર કરે છે તે! ત્યારે એ સર્વનું તાત્પર્ય એ જ નીકળ્યું કે, હાલમાં પણ પ્રમાદપૂર્ણ કલ્પનાઓ તો પ્રચલિત જ છે. માત્ર જૂની તેવી કલ્પનાઓનો લોપ થયો અને તેમના સ્થાને નવી કલ્પનાઓ આવી–આવે છે—એટલો જ કેવળ ભેદ છે!

ઉપર, પૂર્વજન્મના સિદ્ધાંતની સિદ્ધિમાટે પૂર્વ સ્મૃતિ આવશ્યક જ છે, એમ નથી, એમ કહ્યું. છતાં પણ અનેકોને એ પૂર્વ સ્મરણ પ્રાપ્ત થવાનાં ઉદાહરણો પણ, એક

---

* "रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान् ।
पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ॥
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वम् ।
भावस्थिराणि जननान्तरसौहृदानि ॥" —कालिदासः

નહિ કિન્તુ અનેક બતાવી શકાય એમ છે; એમ હું આપને ખાત્રીપૂર્વક કહી શકું છું. અને જે જન્મમાં તમે મુક્ત થશો, તથા આ સંસાર સ્વપ્નવત્ છે એમ જ તમને ભાસવા માંડશે તેમ જ આ વિશ્વ રંગભૂમિ સમાન છે અને આપણે કેવળ બાહ્યાકૃતિના જ સ્વામિ-પાત્રો છીએ–એવી તમારા જીવીના જીવમાં–અંતર્યામીમાં પૂર્ણ પ્રતીતિ થશે, તે વેળાએ પૂર્વના સર્વ જન્મોની તમને પોતાની મેળે જ સ્મૃતિ થતી જશે. કિંબહુના, એ પૂર્વ સ્મૃતિ તમારા મનમાં ઉદય પામવા માંડશે, ત્યારે જ તમે મોક્ષના ખરા માર્ગમાં લાગશો. એની એવી દૃઢ પ્રતીતિ થવાપછી જ તમારા હૃદયમાં અલિપ્તત્વની અને નિરાસંગની કલ્પના પ્રબળ વેગે નિશ્ચિત થઈ જશે; ઐહિક ઉપભોગોમાટેની તૃષ્ણા અને જીવિત તથા સંસાર ઇત્યાદિ વિશેની અનિવાર્ય આસક્તિનો એકાએક નાશ થઈ જશે; અને તમારા અનેક જન્મો થઈ ગયેલા હોવાથી માતા, પિતા, બંધુ, ભગિની, ભાર્યા, પુત્ર, સંતતિ અને સંપત્તિ ઇત્યાદિ અસંખ્ય બંધનાત્મક સંસારદશા કેટલીએ વાર આવી ગયેલી હશે, એનું તમને યથાર્થ જ્ઞાન થઈ જશે. તે આપણે, આ સંસારચક્રના ફેરામાંના અનેક અસ્થિર બિન્દુઓ જ છે. તમે પણ તેમાંના જ એક છો. તે ચક્ર પ્રમાણે તમે કેટલીએવાર ઉપર ચડ્યા હશો અને કેટલીએવાર પાછા નીચે પડ્યા હશો, એની સંખ્યા ગણી શકાય તેમ છે જ નહિ. એનો જ્યારે પૂર્વ સ્મરણ, તમને પ્રત્યક્ષ અનુભવ કરાવી દેશે, તે સમયે જ તમારા અંગમાં અલૌકિક અને દૈવિક ધૈર્યનો સંચાર થશે અને ત્યાર પછી ગમે તેવી પ્રતિકૂલતા છતાં પણ તમને તેની ભીતિ રહેશે નહિ. મૃત્યુને પણ છાતી ઠોકીને પાછું હડસેલી દેવાની શક્તિનો તમારા અંગમાં આવિર્ભાવ થશે. મૃત્યુ તમારું કશું પણ બગાડી શકશે નહિ, એટલે કે, મૃત્યુથી મને કશી પણ હાનિ કરી શકાવાની નથી, એવો એકવાર તમારો નિઃસીમ નિશ્ચય થઈ ગયો કે, તમે મૃત્યુપર વિજય મેળવી ચૂક્યા, એમ ધારી લેવું. એ સ્થિતિ આપણામાંના પ્રત્યેકને કોઈને કોઈ વેળાએ અવશ્ય પ્રાપ્ત થવાની જ, એમાં લેશ માત્ર પણ શંકા જેવું નથી.

અહીં સૂધી પ્રતિપક્ષીના મતનું ખંડન થયું, તે ઠીક જ થયું. હવે એ પુનર્જન્મના મતની તરફેણ બતાવી શકે, એવાં કોઈ સયુક્તિક અને બળવાન્ પ્રમાણો પણ તમારી પાસે છે ખરાં કે? એવો કદાચિત્ કોઈ પ્રશ્ન કરશે તો તેનું ઉત્તર એ છે કે, હા, એવાં પ્રમાણો અમારીપાસે પુષ્કળ છે, અને તે મુદ્દાવાળા તથા તર્કશાસ્ત્રની પરીક્ષામાંથી પણ પસાર થઈ શકે તેવાં છે. તેમાંનું પ્રથમ એ કે, પુનર્જન્મવિના જ્ઞાન કોઈ કાળે હોઈ શકે જ નહિ. તે કેવી રીતે, તે હું તમને સંભળાવું છું. ધારો કે, રસ્તામાં ચાલતાં મેં એક કૂતરું જોયું. પણ તે કૂતરું જ છે, એમ હું શા આધારે સમજી શકું છું?

મારામાં જૂદા જૂદા પદાર્થ અને પ્રાણી ઇત્યાદિ વિશેના પૂર્વ સંસ્કારોની પૃથક્ પૃથક્ પડીકીઓ જ ભરેલી છે, અને તે તેમના ભેદ પ્રમાણે જૂદી જૂદી ગોઠવી રાખેલી છે. તેમાંના 'કૂતરા'ના ખાનામાંના સંસ્કાર સાથે મારાં નેત્રો સામેથી પસાર થતું પ્રાણી મળતું આવે છે, એમ મને ભાસ્યું અને તેથી જ હું તેને 'કૂતરા'ના નામથી ઓળખું છું.

એ જ પ્રમાણે મારાં નેત્રોસમક્ષ કોઈ પણ નવો સંસ્કાર થયો કે, તત્કાળ હું મારા મનમાંના જૂદા જૂદા સંસ્કારોના ખાનામાં તેની સરખામણી કરી જોઉં છું; અને મારામાંના ખાનાસાથે જો તેનો કાંઈ પણ મેળાપ થતો હોય, તો હું તેને તે ખાનામાં ધકેલી દઉં છું અને ત્યારપછી જ મારા મનનું સમાધાન થાય છે. પરંતુ કોઈ એક નવીન સંસ્કાર, મારા મનમાંના સસ્કારોમાંના એક પણ સંસ્કારસાથે મળતો નથી દેખાતો, તે વેળાએ મનને ઠીક નથી લાગતું અને તેથી મનમાં એક પ્રકારનું જિજ્ઞાસાયુક્ત અસમાધાન ઉત્પન્ન થાય છે. એ જે અસમાધાનની સ્થિતિ છે, તેને જ આપણે વ્યવહારમાં 'અજ્ઞાન' ના નામથી ઓળખીએ છીએ; અને પૂર્વ સંગ્રહમાંના એક પણ સંસ્કારસાથે નવીન સંસ્કારનું મળતાપણું થયેલું જોઇને જે સમાધાન થાય છે, તેનો જ આપણે વ્યવહારમાં 'જ્ઞાન'ની સંજ્ઞાથી પ્રયોગ કરીએ છીએ.

એ સમાધાનવૃત્તિ–જિજ્ઞાસા–સર્વ જ્ઞાનના મૂળમાં રહેલી છે. એક ફળને પૃથ્વીપર પડેલું જોયું, એટલે વસ્તુસ્થિતિના અજ્ઞાનને લીધે ન્યૂટનના મનમાં પ્રથમ અસમાધાન ઉત્પન્ન થયું; અને એવાં અનેક ફળો પડેલાં જોતાં જોતાં ગુરુત્વાકર્ષણનો નિયમ નીકળ્યો–એટલે કે, પૂર્વે કશો પણ અનુભવસંગ્રહ હોવાવિના નવીન સંસ્કાર કિંવા અનુભવ–જે પૂર્વેના સંસ્કારોની તુલનાથી જ નવીન ઠરવાનો હોય છે તે–હોવો અશક્ય જ છે. કારણ કે, એક સંસ્કારને સર્વથા નવીન સિદ્ધ કરવો હોય, તો તેની સરખામણી કરવામાટે પૂર્વના કાંઈ પણ સંસ્કારો અવસ્ય હોવા જ જોઇએ. એનો જ બીજો અર્થ એવો થાય છે કે, પૂર્વ અનુભવોના સંગ્રહ વિના જ્ઞાનનું અસ્તિત્વ સર્વથા અશક્ય જ છે. પરંતુ આપણામાંના પ્રત્યેકને થોડું ઘણું જ્ઞાન હોય છે જ. ત્યારે આપણામાં પણ એવો કાંઈ પણ પૂર્વ અનુભવનો સંગ્રહ હોવો જ જોઇએ, એ ખુલ્લું છે. કારણ કે, માત્ર એક અનુભવ જ જ્ઞાનનો સરળ માર્ગ છે. તાત્પર્ય કે, જો કોઈ વિશિષ્ટ અનુભવ આપણને આ જન્મમાં મળે, તો પૂર્વના બીજા કોઈ પણ જન્મમાં તે મળેલો હોવો જ જોઇએ, એમ આપણે કબૂલ કરવું જ પડે છે.

ઉદાહરણાર્થ, મૃત્યુની ભીતિ જે સર્વત્ર એકસરખી જ પ્રસરેલી જોવામાં આવે છે, તે શાથી ઉત્પન્ન થયેલી હશે વારુ? એ પ્રશ્નનું શું ઉત્તર આપશો? ઇંડામાંથી

તરતનું જ બહાર નીકળેલું મરઘીનું બચ્ચું હોય, અને ઉપર સમળી ફેરા મારતી હોય તો તે બચ્ચું તત્કાળ જઈને પોતાની માતા–મરઘી–ની પાંખતળે છૂપાઈ જાય છે, એ તો આપે કોઈ વાર જોયું હશે જ. એમ કેમ વારુ? સમળી મરઘીનાં ઈંડાં ખાઈ જાય છે, એનું જ્ઞાન તે બચ્ચાને ક્યારે અને કોની પાસેથી મળ્યું વારુ? હવે એનું હંમેશ એક જૂનું પુરાણું એવું ઉત્તર આપવામાં આવે છે કે, એ તેનામાં ઈશ્વરે જન્મથી જ મૂકેલી એક પ્રકારની ઉપજતબુદ્ધિ છે. પણ એ ઉત્તરને 'ઉત્તર' એવું નામ શોભી શકતું નથી. એ ઉત્તર બાહ્ય દૃષ્ટિથી ખાતરી કરનારું ભાસે છે ખરું, પણ તેથી જે મૂળ રહસ્યનું સ્પષ્ટીકરણ થવું જોઈએ, તે થઈ શકતું નથી. માત્ર એક નવીન શબ્દ એથી શીખી શકાય છે, એટલો જ લાભ થાય છે. તથાપિ, એ ઉપજતબુદ્ધિ વસ્તુતઃ શું છે, એ આપણે સંક્ષેપમાં જોઈએ.

જેને ઘણી જ સરળતાથી ઉપજતબુદ્ધિનું નામ આપી શકાય, એવી અનેક બાબતો આપણા પોતામાં પણ ભરેલી છે. ઉદાહરણાર્થ, કોઈ મનુષ્ય વાજાની પેટી (હાર્મોનીયમ્) વગાડતાં શીખવાની ઇચ્છા રાખતો હોય, તો પ્રથમ પ્રથમ તેને પોતાની આંગળીઓ તે પેટીની ચાવીપર કેવીક પડે છે અને કેવીક ઊપડે છે, ઇત્યાદિ વાતોમાં ઘણી જ બારીકાઈથી લક્ષ રાખવું પડે છે. એવી રીતે છ માસ કે વર્ષ પર્યન્ત કાર્ય ચાલ્યા પછી તે કળા તેનામાં ઉપજતબુદ્ધિરૂપ જ થઈ જાય છે. તેની આંગળીઓ નિયમિતરીતે અને પોતાની મેળે જ યોગ્ય સ્થાને પડવા માંડે છે. એટલે કે, પ્રથમ પ્રથમ જે ઇચ્છાનું બળ દેખાતું હોય છે, તે બળ ધીમે ધીમે પોતાની મેળે જ અંગમાં ઊતરી જતાં સ્વભાવ જ બની જાય છે. તે બળ, જેવે તેવે તો લક્ષમાં આવતું જ નથી. એ જે ઇચ્છાની નૈસર્ગિક અને સહજોત્થિત સ્થિતિ છે, તેને જ 'ઉપજતબુદ્ધિ'નું નામ આપવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. એટલે કે, જે વસ્તુ ઇચ્છાપર અવલંબેલી હતી, તે હવે ઇચ્છાવિરહિત અને તેનાથી ભિન્ન–પૃથક્–બની ગઈ છે. આ, એ 'ઉપજતબુદ્ધિ'ના સ્પષ્ટીકરણનો એક ભાગ છે. એનું એક બીજું પણ અંગ છે. તે એ કે, જે પ્રમાણે કેટલીક ક્રિયાઓ પ્રથમ સહેતુક અને ઇચ્છાવલંબી હોય છે, પરંતુ વિશેષ સંસ્કારવડે તેને 'ઉપજતબુદ્ધિ'નું સ્વરૂપ આપી શકાય છે, તે પ્રમાણે જ જે ક્રિયાઓ પ્રથમ 'ઉપજતબુદ્ધિ' જેવી અહેતુક અને સહજોત્થિત થતી હોય છે, તેમને પણ પુનઃ ઇચ્છાના અધિકારમાં લાવીને રાખી શકાય છે. ઉદાહરણાર્થ, કેટલાક વિશેષ પરિશ્રમવડે શરીરમાંના પ્રત્યેક સ્નાયુને (તેની નૈસર્ગિક રચના અને યોજનાથી સર્વથા ભિન્ન કાર્યમાં લગાડીને) મનુષ્ય પોતાના અધિકારમાં લાવીને રાખી શકે છે, એ વાત તો સર્વપ્રસિદ્ધ અને અનુભવસિદ્ધ જ છે.

ત્યારે એ 'અંતઃસ્ફૂર્ત્તિ' નું બે રીતે સ્પષ્ટીકરણ કરી બતાવ્યું. પ્રથમ તો આપણી જે સહેતુક અને ઉદ્દેશસ્વીકૃત ક્રિયાઓ હોય છે, તેમનાથી તેનું કેવું સાદસ્ય છે, એ દેખાડીને પછી તેમનાથી તે કયા વિષયમાં ભિન્ન છે, એનું પણ દિગ્દર્શન કર્યું. એ બધી બાબત ઉપરથી જોતાં, જેને આપણે ઉપજતબુદ્ધિ અને અંતઃસ્ફૂર્તિ ઇત્યાદિ નામો આપીએ છીએ, તે શક્તિ ભિન્ન અને ગૂઢ નથી. કિંતુ વસ્તુતઃ તે આપણી સહેતુક અને બુદ્ધિપૂર્વક કરાતી ક્રિયાઓનું જ એક પ્રકારનું ભ્રષ્ટ અને ગૌણ સ્વરૂપ છે, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. એ જ સ્પષ્ટીકરણ સાદસ્ય ન્યાયે સૃષ્ટિમાંનાં ઇતર પ્રાણીઓને પણ લાગૂ કરવામાં આવે, તો તેથી એ નિષ્પન્ન થાય છે કે, જેને આપણે અધમ યોનિમાંના પ્રાણીઓમાં રહેલી ઉપજતબુદ્ધિ કહીએ છીએ, તે કોઈ ભિન્ન વસ્તુ નથી, કિન્તુ સકળ પ્રાણી માત્રમાં મળી આવતી ઇચ્છાનું તે એક અસ્પષ્ટ અને નિકૃષ્ટાવસ્થાનું જ સ્વરૂપ છે.

હવે જો એ નિયમ આપણે સૂક્ષ્મ સૃષ્ટિને લગાડીએ, તો આપણને એમ જોવામાં આવે છે કે, પ્રત્યેક ઉપસંહાર અથવા સંકોચન (Involution) ને લીધું કે, તેના પૂર્વે એક ઉત્ક્રમણ (Evolution) થયેલું જ હોવું જોઇએ; અને એક ઉત્ક્રમણ દૃષ્ટિગોચર થયું કે, તેની પૂર્વે એક સંકોચન થઈ ગયેલું હોવું જ જોઇએ. ત્યારે એમાંની કઈ વસ્તુને આપણે ઉપજતબુદ્ધિ અથવા અંતઃસ્ફૂર્ત્તિનું નામ આપવું? અર્થાત્ સંકોચનમાં લુપ્તપ્રાય અને ગૂઢ રહેલી વિચારશક્તિ તે એ જ છે. એપરથી મનુષ્ય પ્રાણીમાં કિંવા ઇતર પ્રાણીમાં રહેલી ઉપજતબુદ્ધિના નામથી આપણે જેને ઓળખીએ છીએ, તે આપણી ઐહિક અને સહેતુક ક્રિયાનું જ નિકૃષ્ટ અને સંકુચિત સ્વરૂપ હોવું જોઇએ, એ સ્પષ્ટ અને વ્યક્ત થઈ જાય છે; અને સહેતુક અને ઇચ્છાપૂર્વક ક્રિયા એ પૂર્વના અનુભવ વિના અશક્ય છે, એ તો આપણે જાણીએ છીએ જ. અમુક એક ઘટના બની હતી, ત્યારે આમ કર્યું હતું, એવો જ્યારે તમારા ભંડારમાં પૂર્વનો અનુભવ તૈયાર હોય છે, ત્યારે જ તેવો પ્રસંગ આવતાં તમારા હાથે યોગ્ય ક્રિયા બની શકે છે. સારાંશ કે, સૂક્ષ્મ અથવા માનસિક સૃષ્ટિમાં બધું અનુભવથી જ ઉત્પન્ન થાય છે. જ્ઞાનનો ઉદ્ગમ પણ પૂર્વના અનુભવમાંથી જ થયેલો હોય છે, અને તેના અસ્તિત્વનો આધાર પણ પૂર્વના અનુભવપર જ રહેલો હોય છે. સર્વ પ્રાણીઓમાં નિઃસર્ગતઃ મળી આવતી મૃત્યુની ભીતિ, અગાધ સાગરમાં ડૂબી જવાનો ડર કિંવા મનુષ્યની બીજી અહેતુક અને સહજોત્થિત ક્રિયા ઇત્યાદિ સર્વ પૂર્વસંસ્કારજન્ય છે, અને પ્રસ્તુત જન્મમાં તેમને 'અંતઃસ્ફૂર્તિ' આદિનું સ્વરૂપ પ્રાપ્ત થયેલું છે.

અહી સુધી તો ઘણી જ સભાળથી અને સારી રીતે આપણો માર્ગ આપણે ઓળખી આવ્યા; અને અહી સુધી તો આપણા મતને અર્વાચીન શાસ્ત્રીય શોધોનુ પૂર્ણ પુષ્ટી કરણુ છે, એ જોયુ પણ હવે પછીના આપણા માર્ગમા એક નવીન અડચણ આવીને ઊભી રહે છે તે આ પ્રમાણે,–મનુષ્ય અથવા પશુ પક્ષી આદિ પ્રત્નેક પ્રાણી પૂર્વ સસ્કારજન્ય જ્ઞાનસગ્રહનુ ગ્રહણ કરીને પછી જ જન્મ પામે છે, એ મત પ્રાચીન તત્ત્વજ્ઞો પ્રમાણે જ અર્વાચીન શાસ્ત્રીય શોધકોને પણ માન્ય અને સમત છે પણ તેમનો પ્રશ્ન એ છે કે, એ પૂર્વ સસ્કારોનો સંગ્રહ આત્મામા જ ગૂઢરૂપે રહેલો હોય છે, એમ દુરાગ્રહથી પ્રતિપાદન કરવાનો ઉદ્દેશ અને હેતુ શો છે? આત્માને બદલે, જડ શરીરમા જ તે સસ્કારોનો સગ્રહ હોય છે, કિંવા તે આનુવશિક પ્રેષણ ( Hereditary trans mission ) થી એટલે કે, એક પેઢી પાસેથી બીજી પેઢીને–પ્રાપ્ત થનારો છે, એમ કહીએ, તો તેમા શો વાંધો આવે એમ છે? એ તેમનો એક મોટામા મોટો સવાલ છે પૂર્વસસ્કાર મારા પૂર્વશરીરપાસેથી મારા પ્રસ્તુત શરીરને, અને મારા પૂર્વજો પાસેથી મને પરપરા અને આનુવશિકત્વના નિયમથી પ્રાપ્ત થાય છે, એમ કહેવામા શી અડચણ આવે એમ છે?

એ પ્રશ્ન તો બહુ જ સુન્દર અને સૂચક છે, અને તેમનુ આનુવશિકત્વ વિશેનું કથન પણ કેટલેક અશે અમને માન્ય છે પણ તે કેટલે અશે? આનુવશિકત્વના નિયમથી, આપણુને પૂર્વ સસ્કારોની સામગ્રી મળે છે–એટલે કે, તેને ગ્રહણ કરવાની પાત્રતાનો આપણા અગમા આવિર્ભાવ થાય છે, પણ તેની પોતાની પ્રાપ્તિ તો નથી જ થતી–એટલુ જ અમને માન્ય છે આપણે આપણા પૂર્વ જન્મનાં કર્મોવડે, આપણા ભાવી જન્મની અને ભાવી શરીરની સઘળી તૈયારી કરી રાખીએ છીએ–અને આપણા તે ભાવી આત્માના પિતૃત્વનો સ્વીકાર કરવામા અને આપણુને તે આપણુ ભાવી શરીર આપવામા આપણા માતા પિતા પણ ઓછા કે વધતા અશે પૂર્વજો પણ–ઉપકારક અને કારણીભૂત થાય છે, એ અમારા પ્રતિપક્ષીઓ પ્રમાણે અમને પણ કબૂલ છે પરતુ આપણા પૂર્વ સસ્કારો સર્વસ્વે જ આપણા માતા પિતા પાસેથી અને પૂર્વજો પાસેથી આપણુને પ્રાપ્ત થાય છે, એ વાત માત્ર અમને માન્ય નથી અને આનુવશિકત્વની કલ્પના એ જ દૃષ્ટિએ અયથાર્થ અને ભૂલભરેલી છે તે કેવી રીતે, તે હુ આપને સક્ષેપમા જ સપ્રમાણ સિદ્ધ કરી બતાવુ છુ

એ કેવળ આનુવશિકત્વના મતમા એક વિધાન બહુ જ વિલક્ષણ છે, અને તેની સત્યતામાટે કશા પણ પ્રમાણો મળતા ન હોવા છતા પણ તેનું ગ્રહણ કરવામા આવેલુ

છે. માનસિક સંસ્કારો જડ દ્રવ્યપર બાઝી રહી શકે છે અથવા તો જડ દ્રવ્યમાં સંકોચન પામી શકે છે, એમ જે માનવું, તે જ એ વિલક્ષણ વિધાન છે. ઉદાહરણાર્થ, હું તમારા તરફ જોઉં છું, તે વેળાએ તત્કાળ મારા મનમાં એક તરંગ ઊઠે છે; અને કેટલાક સમયપછી તેનો લોપ થઈ જાય છે. તથાપિ, બાહ્યતઃ તેનો લોપ થવા છતાં પણ સંસ્કારરૂપે તો તે મારા હૃત્પટલમાં હમેશને માટે કોતરાઈ રહે છે. એ વાત બહુધા થોડા ઘણા પ્રમાણમાં સર્વના અનુભવમાં આવ્યા કરે છે જ. ત્યારે એવિશે કશો પણ ખાસ ખુલાસો કરવાની અગત્ય તો નથી જ. એટલે કે, આપણા જડ શરીરના નેત્ર આદિ ભાગોમાં ભિન્ન ભિન્ન વ્યક્તિવિશે ભિન્ન ભિન્ન સંસ્કારો ઊઠે છે, એ તો નિર્વિવાદ સિદ્ધ થઈ જ ચૂકયું. પણ એથી તે સંસ્કારો આપણા આ સ્થૂલ અને ભૌતિક શરીરમાં જ કાયમને માટે રહે છે, એમ માનવાને શો આધાર છે? કારણ કે, આ બાહ્ય જડાત્મક શરીરનો નાશ થતો તો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ જ. ત્યારે તેનીસાથે માનસિક સંસ્કારોને પણ કોણ લેતું જાય છે, એ પ્રશ્ન આવીને ઊભો રહ્યો. કિંવા શરીરમાં તે માનસિક સંસ્કારો બીજરૂપે રહી શકે છે, એમ પણ જો ક્ષણવાર કબૂલ કરીએ, તોપણ પિતાનું સર્વ શરીર પુત્રને પ્રાપ્ત ન થતું હોવાથી તેમાંના સર્વ સંસ્કારો પુત્રમાં યથાસ્થિત ઉતરે, એ સર્વથા અશક્ય અને અસંભવિત જ છે. વળી એક જ બાપ અને માનાં અનેક બાળકો થયેલાં હોય છે; એટલે તેમનામાંના પ્રત્યેકમાં પોતાના શરીરમાંના સંસ્કાર નાખવામાટે તેમને ( માતાપિતાને ) પોતાના શારીરિક પરમાણુનો થોડો થોડો અંશ આપવો પડે છે, એમ પણ જો માનીએ, તોપણ કાળે કરીને તેમના શરીરમાંના સર્વ માનસિક પૂર્વ સંસ્કારો પોતાનાં બાળકોમાં ઊતરવાથી કિંવા પ્રસંગ વિશેષે એક જ બાળક અવતરેલું હોય, તો તેના એક જ શરીરમાં માતાપિતાના સર્વ પૂર્વ સંસ્કારો ઊતરવાથી તેનું મન કેવળ રિક્તાવકાશમય થઈ જવાની જ સ્થિતિ આવી પહોંચવાની. પણ એમ તો થતું જ નથી. એથી, એ આનુવંશિક પૂર્વ સંસ્કારપ્રેરણા સર્વાંશે યોગ્ય તો નથી જ, એ સ્પષ્ટતાથી સિદ્ધ થઈ શકે છે.

વળી શરીરના પિંડાંશમાં જન્મો જન્મના અનંત પૂર્વ સંસ્કારો ઉતરતા જાય છે, એમ જે આનુવંશિક સંસ્કારવાદીઓ માને છે, તે શક્ય કેમ કરીને થઈ શકે વારુ! મર્યાદિત અને સંકુચિત-નશ્વરત્વના પ્રશ્નને તો અત્યારે એક બાજૂએ જ રહેવા દો-પિંડાંશમાં અનંત જન્મોના માનસિક સંસ્કારો રહી જ કેવી રીતે શકે? એ કલ્પના જ અવાસ્તવિક અને અપ્રયોજક છે. એટલા માટે તે પિંડાંશમાં એ સંસ્કારો 'શયન કરે છે' અને નિદ્રિતાવસ્થામાં રહે છે, એનો અર્થ શો અને એ કેમ બનવા પામે છે,

એનો અર્વાચીન શાસ્ત્રીય શોધકો સમાધાનકારક અને સયુક્તિક ખુલાસો કરે, ત્યાંસુધી તેમના એ સિદ્ધાંતને સર્વથા અગ્રાહ્ય જ માનવો જોઇએ, એમાં લેશ માત્ર પણ શંકા નથી. ત્યારે એકંદર રીતે એટલું તો સ્પષ્ટ થઈજ ગયું કે, એ જે સંસ્કારો છે, તે શરીરને વળગી ન રહેતાં મન સાથે જ સંલગ્ન થયેલા હોય છે; મન જ જન્મ અને પુનર્જન્મ લે છે, અને પોતાના સંસ્કારોનો ઉપયોગ કરવામાટેની જે યોગ્ય સામગ્રી હોય છે, તેની ચૂંટણી કરે છે. તેવી જ રીતે જે મન એક અમુક વિશિષ્ટ શરીરને યોગ્ય જ તૈયાર થયેલું હોય છે, તેને તેવું શરીર મળતાં સુધી તેની ભાવરૂપે વાટ જોતાં બેસી રહેવું પડે છે. એટલામાટે માત્ર એટલા પ્રમાણમાં જ આનુવંશિક સંસ્કારપ્રેરણાનું મત ગ્રાહ્ય છે. એ સર્વ વાતો હવે તો સારી રીતે આપના ધ્યાનમાં આવી હશે જ, એવી મને આશા છે. પૂર્વ શરીર–માતાપિતાનું (સંયુક્ત) શરીર—નવીન આત્માને યોગ્ય થાય તેવું પ્રત્યક્ષ શરીર બનાવી આપવા જેટલું જ ઉપયોગી થઈ શકે છે. પરંતુ આત્માનું તો આ જન્મમાંથી પેલા જન્મમાં અને તેમાંથી વળી ત્રીજા જ જન્મમાં જવાનું સંક્રમણ ચાલૂ જ હોય છે; અને પ્રત્યેક વેળાએ પોતાને યોગ્ય અને અનુકૂળ થાય તેવું નવીન નવીન શરીર (સસ્કારરૂપે) તૈયાર કરવાનું તેનું કારખાનું ચાલતું જ હોય છે. આપણો પ્રત્યેક વિચાર, આપણી પ્રત્યેક ક્રિયા અને આપણું પ્રત્યેક કૃત્ય સંસ્કારરૂપ બનીને પૂર્વજન્ય સંસ્કારસંગ્રહમાં જઈ પડતાં હોય છે; અને ત્યાં તે જ્યારે ગમે ત્યારે ઉદ્ભૂત થઇને આત્માને ઇષ્ટ હોય તેવું રૂપ ધારણ કરવાને તૈયાર થઈ બેઠેલાં હોય છે.

હવે આપણે આપણા એક આગળના જ ઉદાહરણની અહીં પુનરાવૃત્તિ કરીએ. હું તમને જોઉં છું. અત્યારે મારી અંતર્દષ્ટિ સમક્ષ એક પ્રકારનો સંવેદ નાતરંગ ઊઠેલો છે. એ થોડા વખત પછી અંદર અંદર ડૂબતો જશે અને સૂક્ષ્મ તથા વિરલ થતો થતો અંતે અદશ્ય પણ થઈ જશે. પરંતુ તેનો વાસ્તવિક નાશ તો નહિ જ થાય. કારણ કે, તે તરંગ સંસ્કારરૂપે મારા મનમાં કાયમ થઈ જશે, અને તેને મારી ઇચ્છા થશે, તે વેળાએ તત્કાળ હું તરંગના રૂપે પુનઃ મારા મન સમક્ષ લાવીને ઊભો કરી શકીશ. એને જ આપણે 'સ્મૃતિ' અને 'સ્મરણ' ઇત્યાદિ નામો આપતા હોઇએ છીએ. એવી રીતે એ સંસ્કારસંગ્રહ મારા મનમાં જામતો જાય છે, અને મારા મરણ પછી પૂર્વ સંસ્કારના સ્વરૂપે તે મારા મનમાં જ રહે છે. ઉદાહરણાર્થ, આપણે એક લાકડાનો બનાવેલો ગોળો લઇએ, અને આપણે બધા તેનાપર ચારે તરફથી એકસરખા આઘાત કરવા માંડીએ, તો ધીમે ધીમે તે દીવાનખાનામાંથી બહાર નીકળી જશે. એ શાથી વારુ? એ સર્વ આઘાતોની સંયુક્ત ક્રિયાની જે ફલિત પ્રેરણા—Resultant–ઉત્પન્ન થાય

છે, તેથી; અને તે પ્રેરણાની દિશા પણ તે આઘાતની દિશામાં જ હોવાની. એ પ્રમાણે આ શરીરનો નાશ થયા પછી આત્માને માર્ગનો નિર્દેશ કોણ કરે છે? એવો જો કોઈ પ્રશ્ન કરે, તો તેનું ઉત્તર એ છે કે, તેણે પૂર્વ જન્મમાં જે જે વિચારો મનમાં આણેલા હશે, અને જે જે કૃત્યો કરેલાં હશે, તે સર્વની સંસ્કારરૂપ સંયુક્ત પ્રેરણા જ આત્માને તેના ભાવી માર્ગનું દર્શન કરાવે છે. તે પ્રેરણા એવી હોય કે, જેના યોગે આત્માને, વિશેષ અનુભવ મેળવવામાટે નવીન શરીર ધારણ કરવું જ જોઇએ. તો તેવું શરીર બનાવી આપવામાટેની સામગ્રી જેમની પાસે તૈયાર હોય, એવાં માતા પિતા પાસે તેને તે પ્રેરણા લઈ જાય છે, અને ત્યાં તે નવીન શરીર ધારણ કરે છે. એવી રીતે આ જન્મથી તે જન્મમાં, પૃથ્વીપરથી સ્વર્ગમાં અને સ્વર્ગમાંથી પૃથ્વીમાં ઇત્યાદિ ઉચ્ચ નીચ કોટિમાંથી આત્મા નિત્ય પરિભ્રમણ કરતો હોય છે; અને યોનિચક્રનું એક ભ્રમણ પૂરું થવાથી તે ઠેઠ તેના અનુભવજન્ય જ્ઞાનની સમાપ્તિ થતાં સુધી તેનો એ ક્રમ અવ્યાહત ચાલતો જ રહે છે. ત્યાર પછી તેને પોતાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય છે, અને 'હું કોણ છું?' એનો વાસ્તવિક સાક્ષાત્કાર થાય છે; તેને વળગેલા અજ્ઞાનનો નાશ થતાં તેનામાં એટલા સમય સુધી લુપ્તપ્રાય રહેલી દિવ્ય શક્તિ ઉદ્‌ભૂત અને પ્રકટ થાય છે. એમ થઈ ગયા પછી તેને એક પછી એક જડ કિંવા સૂક્ષ્મ શરીર ધારણ કરવાની આવશ્યકતા રહેતી નથી. મુક્ત થઇને તે પોતાના સ્વયંજ્યોતિસ્વરૂપે પ્રકાશવા માંડે છે; અને મુક્ત, અજ, તથા અમર બની જાય છે. એ આત્માની ઉચ્ચતમ અને મૂળ અવસ્થા છે. એવી રીતે પુનર્જન્મના સિદ્ધાંતનું સંક્ષેપમાં આપણે દિગ્દર્શન કર્યું.

એના કરતાં વિશેષ વિસ્તૃત વિવેચનમાં અત્યારે હું પ્રવેશ કરવા નથી ઇચ્છતો. તથાપિ, એના વિશે એક બીજો પણ મહત્ત્વનો મુદ્દો છે, તે હું આપ સમક્ષ રજૂ કરું છું. તે એ છે કે, મનુષ્યના આત્મિક મુક્તતામાટેના પ્રયત્નને પ્રત્યક્ષ રીતે ચેતના અને ઉત્તેજન આપનારું એ પુનર્જન્મમત જ છે. પોતાના સર્વ દોષોનો અને દુર્બળતાનો આરોપ એકદમ બીજાના શિરે ચઢાવી દેવાની જે એક સર્વસાધારણ માનવીપ્રકૃતિ દેખાઈ આવે છે, તે પ્રવૃત્તિમાંથી અલિપ્ત રહેનારો માત્ર એ પુનર્જન્મનો જ સિદ્ધાંત છે. આપણા દોષો તત્કાળ આપણા જોવામાં આવતા નથી; આપણાં નેત્રો બીજું બધું જોઈ શકે છે; પરંતુ પોતાનું રૂપ તે પોતે દેખી નથી શકતાં. મનુષ્યો સાધારણતઃ પોતાના આયુષ્યમાંની દુઃખયાતનાઓનો દોષ પોતાના સજાતીયોપર કિંવા તેમ કરવું અનુકૂળ ન થયું, તો ઈશ્વરપર અથવા તો દૈવ અને ભાગ્યપર લાદીને સંતોષ માનતા

હોય છે. પણ વાસ્તવિક રીતે જોતાં ભાગ્ય કે દૈવ જેવી કોઈ ભિન્ન વસ્તુ જ નથી. જે હોય, તે, તે પોતે જ છે. આપણાં સારાં કે નઠારાં કૃત્યોના જવાબદાર આપણે પોતે જ છીએ. 'જેવું કરવું તેવું ભરવું' એ કર્મ વિશેનો ન્યાય પ્રત્યેક વ્યક્તિને એક સરખી રીતે લાગૂ પડે છે. સારાં નઠારાં કૃત્યોનો આશીર્વાદ કે શાપ આપણને પોતાને જ ભોગવવાનો હોય છે. જેનાં સઢ પ્રથમથી જ ચઢાવેલાં હોય છે, અને જે વાયુના ધોરણ અનુસાર સઢનાં,સુખો અને કર્ણ (સુકાણ)નો અનુરોધ ફેરવ્યા કરે છે, તેમની નૌકાઓ ઝપાટાથી પણ યોગ્યરીતે આગળ અને આગળ જયા કરે છે અને જેનાં સઢ પ્રસારેલાં નથી હોતાં, તેમને વાયુની સહાયતા ન મળવાથી ત્યાંની ત્યાં જ તે નૌકાઓ અટવાઈ રહે છે. એમાં વાયુનો શો દોષ વારુ? તે જ પ્રમાણે તે સર્વપ્રભુ કૃપાવત્સલ પરમેશ્વરનો દયારૂપ વાયુ રાતદિવસ અખંડ વહેતો જ હોય છે; કોઈ કાળે પણ તેનો નાશ થતો નથી જ. જેઓ તેનો ઉપયોગ કરી લે છે, તેઓ સુખી હોય છે; અને જેઓ ઉપયોગ નથી કરતા, તેઓ દુઃખી હોય છે. એમાં પરમેશ્વરનો કશો પણ દોષ નથી. આપણે આપણું ભાગ્ય પોતે જ બનાવીએ છીએ. પરમેશ્વરના પ્રાસાદમાં ઉચ્ચ અને નીચનો ભેદ જ નથી. તેનો નિર્મિત—નીમેલો—સૂર્ય સર્વને—જેવી રીતે ભગવાનને તેવી જ રીતે દુર્બળને—એક સરખો જ પ્રકાશ આપે છે; તેની આજ્ઞાથી વાતો વાયુ પુનિત અને પતિત ઉભયનેમાટે એક સરખો જ ઉપકારક હોય છે. એટલામાટે જ પરમેશ્વરને સર્વપ્રભુ, સર્વકર્ત્તા, કૃપાવત્સલ, સમબુદ્ધિ અને ન્યાયી કહેવામાં આવે છે.

ત્યારે આપણને જે વિષયમાં વધારે આસ્થા થયેલી ભાસનાથી તેની સિદ્ધિમાટે આપણે એક સરખા મથતા હોઇએ છીએ, એવી ક્ષુદ્ર વાતોમાં અને ક્ષુદ્ર વિષયોમાં તે પણ પોતાનું મન પરોવતો હશે, એમ માનવામાં ઈશ્વરવિશે આપણે કેટલીબધી હીન અને ક્ષુદ્રથી પણ ક્ષુદ્ર કલ્પના કરીએ છીએ, એનો વિચાર કરવો જોઇએ. જેવી રીતે કૂતરાનાં ગલૂડિયાં પોતપોતામાં લડતાં ઝગડતાં હોય છે, અને તેમાં જ ખરું સુખ માનીને બીજાઓને પણ પોતા પ્રમાણે જ તેમાં આનંદ અને વિનોદનો ભાસ થતો હશે, એવી મૂર્ખતા ભરેલી કલ્પના કરે છે, (આપણે એવી કલ્પના કરવાની છે?) તેના જેવો જ આપેહૂબ આપણો એ વિચાર કહી શકાય. તમારી આ એહિક [illegible] પદીઓ અને વ્યાપાર વ્યવસાયને બાલ્યખેલ માનીને ઈશ્વર એનો ક્ષણ માત્ર [illegible] કરતો નથી, એ આપણે સતત મનમાં સમજવું જોઇએ. એમ કરવાને [illegible] દાતા પરમેશ્વર' ઇત્યાદિ ઉદાત્ત વાક્યોનો પોતાની ક્ષુદ્ર બુદ્ધિવડે વિપર્[illegible] સર્વ કર્મોનો જવાબદાર ઠેરવવો અને ઐહિક વર્તમાન પ્રમાણે, [illegible]

ઇનામ આપનાર ઇત્યાદિ વિશેષણોની તેના નામસાથે યોજના કરવી, એ સર્વથ અપ્રયોજક અને મૂર્ખતા ભરેલું જ કૃત્ય કહી શકાય વસ્તુત તે શાસનકર્તા પણ નથી અને અનુગ્રહકર્ત્તા પણ નથી તેની દયા, સર્વને, સર્વ સ્થિતિમાં અને સર્વ સ્થને એક સરખી રીતે જ ઉપલબ્ધ થનારી છે, અને તેનો ઉપયોગ કરવો કે ન કરવો એનો આધાર સર્વ પ્રકારે આપણા પોતાનાપર જ રહેલો છે માટે, પોતાથી વ્યતિરિક્ત ઈશ્વર અથવા બીજા કોઈને પણ તમારા પોતાના કર્મોમાટે જવાબદાર ગણશો નહિ, કિંવા તેને કોઈ પણ પ્રકારનો દોષ દેશો નહિ. 'એ આપણી જ ભૂલ છે એવો તમને ભાસ થવા માટે કે, તત્કાળ બીજા ત્રીજાને જરા પણ દોષ ન દે પોતાની તે ભૂલને શોધી કાઢો અને એમ કરીને દિવસે દિવસે પોતાની વધારે અને વધારે ઉન્નતિ કરતા રહો એટલે અંતે પોતાની મેળે જ તમને આત્મસ્વરૂપની પ્રતીતિ થશે—તમે પોતાના મૂળ શુદ્ધ બુદ્ધ મુક્ત, પરિપૂર્ણ વિજ્ઞાનમય અને સ્વય પ્રકાશ રૂપમાં મળી જઈને ધન્ય થશો

જગતમાના સુખદુ ખાત્મક ગૂઢ રહસ્યનો એ એક જ માત્ર ખરો ખુલાસો છે જે પોતાના કૃત્યોની જવાબદારી બીજાના શિરે નાખવા ચાહે છે, તેવા દુર્બળ બુદ્ધિના લોકો પોતાના હાથે જ પોતાના પગમા કુહાડો મારવા જેવુ કરે છે, અને તેઓ અદુખ દુ ખી અને અસતુષ્ટ જ રહે છે ! એવા લોકોની સખ્યા આજકાલ દિવસે દિવસે વધારે અને વધારે જ વધતી જાય છે, એ બહુ જ શોચનીય અને અત્યત દુ ખકારક ઘટના છે ! ઠીક, ચૂક—ભૂલ—કરીને વળી તેનું ઠીકરુ બીજાના માથે ફોડવાથી પણ તેની દુ ખ સ્થિતિમા થોડો ઘણો ફેરફાર થતો હોય, તેમ પણ નથી ઉલટી, એવી રીતે બીજાના શિરે પોતાના દોષોનો ભાર ચઢાવવાની ટેવ પડતા તેનો તે સ્થિતિને સુધારવામાટેને પોતાનિજનો વિશ્વાસ દિવસાનુદિવસ ઓછો અને ઓછો જ થતો જાય છે, અને તેથી તેની માનસિક દુર્બળતા જ માત્ર બળવતી થતી જાય છે ! એટલામાટે માત્ર તમને આગ્રહપૂર્વક પુન પુન એ જ કહેવુ છે કે, પોતાના દોષોમાટે બીજાને બદનામ ન કરો પોતે જ હિમ્મત અને ધૈર્ય રાખીને તે માટેની બધી જવાબદારી પોતાને શિરે જ લઈ લેવા જેટલી માનસિક દૃઢતા પોતાના અગમા લાવવાનો પ્રયત્ન કરો 'આ મારી ભૂલ અને મારા દુ ખમાટે હું જ ખરેખર જવાબદાર છુ માટે ઉત્સાહ રાખીને યોગ્ય પ્રયત્ન કરવાથી તે દુ ખનુ, આ જન્મમા નહિ, તો બીજા જન્મમા પણ હુ અવશ્ય નિવારણ કરી શકીશ, એ પ્રત્યક્ષ સિદ્ધ થાય છે,' એવો પોતાના કર્તવ્યમાટે યોગ્ય અને પુરુષાર્થ ભરેલો વિશ્વાસ પોતાના હૃદયમા ઉત્પન્ન કરો જે

વસ્તુને મેં નિર્માણ કરેલી છે, તેનો નાશ મારા જ હાથે થશે, પણ બીજાએ કરેલાં કર્મોનો મારા હાથે કોઈ કાળે પણ નાશ થવાનો નથી, એવો મનમાં નિત્ય દૃઢ નિશ્ચય રાખો. પોતાના મનની મહાબલવત્તા અને મનમાં અચલ વિશ્વાસપર આધાર રાખતાં શીખો. આપણું ભાગ્ય આપણે પોતે જ બનાવીએ છીએ, એવી તમારા મનની પૂરી ખાત્રી થવા દો. સર્વ સહાયતા, ધૈર્ય અને ઉત્તેજન તમારા પોતામાં જ ભરેલાં છે, એવો દૃઢ સાક્ષાત્કાર લ્યો; અને પોતાના ભાવી માર્ગને કાપવાનો એકદમ પ્રયત્ન કરો. જે વાત વીતી ગઈ હોય, તેમાંથી યોગ્ય બોધ લેવા ઉપરાંત વ્યર્થ શોક અને ખલ કરતા બેસશો નહિ જ. તમારા મુખ આગળ કેટલો બધો વિશાળ અને અનંત ભવિષ્ય કાળ પ્રસરેલો છે, તેનામાં જ તમારી દૃષ્ટિને લાગેલી રહેવા દો; અને તમારો પ્રત્યેક વિચાર, તથા તમારું પ્રત્યેક કર્મ તમારું ભાવિ જીવિત બનાવવામાં સંસ્કારરૂપે કારણીભૂત થતું હોય છે; એ વાત સદાસર્વદા ધ્યાનમાં રાખતા રહો. જેવી રીતે તમારાં નઠારાં કૃત્યો અને અધમ વિચારો મોડા વહેલા પણ એક વાઘ પ્રમાણે છલંગ મારીને તમારાપર જ ઉલટીને તમને અધોગતિએ પહોંચાડે છે, તે જ પ્રમાણે તમારું એક એક સત્કૃત્ય અને પ્રત્યેક સદ્‌વિચાર પણ પ્રસંગ વિશેષે સહસ્રાવધિ શુભચિંતક દેવતાઓની એકત્રિત શક્તિથી તમારું રક્ષણ કરવાને સમર્થ છે, એવો તમારા મનમા દૃઢતમ નિશ્ચય–વિશ્વાસ–રાખો. એટલે તમને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થશે, અને તમે લક્ષ ચોર્યાસી યોનિના કિંવા 'पुनरपि जननं पुनरपि मरणम्' ના ચક્રમાંથી સત્વર જ મુક્ત થઇને પોતાની મેળે જ પોતાના સચ્ચિદાનંદાત્મક મૂળ સ્વરૂપમાં વિલીન થઇને અક્ષય્ય શાંતિપ્રતિ જઈ પહોંચશો, એમાં તિલમાત્ર પણ સંશય નથી.



## વ્યાખ્યાન દશમું

# પુનર્જન્મવાદ*

"बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन !
तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप !" ॥

શ્રી. ભ. ગી. અ० ૪; શ્લો. ૫.

"હે શત્રુસંતાપક અર્જુન! મારા અને તારા (અતઃપૂર્વે) અનેક જન્મો થઈ ગએલ છે; પણ તે સર્વ હુ જાણું છું (મને તેમનું સ્મરણ છે) અને તને તેમની સ્મૃતિ નથી."

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. અ. ૪ થો. શ્લો. ૫ મો.

જગતના આરંભથી જે ન્હાનાં મોટાં અનેક ગૂઢ રહસ્યો મનુષ્યની બુદ્ધિ ગુંચવાડામાં નાખતાં આવ્યાં છે, અને જે રહસ્યોના ભેદને જાણવામાટે મનુષ્ય પોતાની બુદ્ધિની પરાકાષ્ટા કરતો હોય છે, તે સર્વમાં જો કોઈ પણ અત્યંત ગહન અને મુંઝવણ ભરેલું રહસ્ય હોય, તો તે, તે પોતે જ (તેનું ખરું સ્વરૂપ) છે. સર્વ પ્રમેયોમાં વિશેષ વિકટ અને મનુષ્યના અત્યંત જીવસટોસટનું એ એક જ—તેના ખરા સ્વરૂપ વિશેનું—ગૂઢ રહસ્ય છે. આપણું સર્વ જ્ઞાન અને આપણા બધા વિકાર વિચારો એ ગૂઢતામાંથી જ શરુ થતા હોવાથી અને સર્વનો પાછો તેમાં જ સમાવેશ થતો હોવાથી મનુષ્યનો સ્વભાવ કોઈ વેળાએ પણ તેના અત્યંત લક્ષપૂર્વક નિરીક્ષણનો વિષય હોવાનો જ. તેના વિશેની તેની જિજ્ઞાસા કોઈ કાળે અટકી શકે એમ નથી જ.

મનુષ્યને એ અત્યંત જીવ સટોસટના અને નિકટ મહત્ત્વના તત્ત્વને શોધી કાઢવા માટેની અનિવાર્ય તૃષ્ણાથી; બાહ્ય વિશ્વનું જેવડે યોગ્ય માપન કરી શકાય, એવા કોઈ પણ અંતઃસ્થ પરિમાણને શોધી કાઢવાની સમર્યાદ જિજ્ઞાસાથી અને આ વિકાર્ય વિશ્વમાં કોઈ પણ સ્થિર બિન્દુને ખોળી કાઢવામાટેની અપરિહાર્ય અને નૈસર્ગિક આવશ્યકતાર્થે મનુષ્યે, પોતાને સત્યરૂપ સુવર્ણનો ભાસ થતાં અનેકવાર ધૂલિકણો હાથમાં લીધેલા છે અને વિચારશક્તિ કિંવા બુદ્ધિ કરતાં પણ ઉચ્ચતર એક અંતઃપ્રેરણા તેના જ હૃદયમાં અસ્પષ્ટ અને સૂક્ષ્મ વાણીવડે તેને વારંવાર પ્રસારો કરતી હોવા છતાં પણ તે દૈવિક

* "Metaphysical Magazine" March 1895.

સ્ફૂર્તિનો અર્થ અનેકવાર સારી રીતે તેનાથી સમજી નથી શકાયો. એમ છતાં પણ એ સત્યાન્વેષણના કૃત્યનો આરંભ થયો ત્યારથી તે આજ સુધીમાં કોઈ પણ રાષ્ટ્રે અથવા વ્યક્તિએ પ્રત્યેક વેળાએ સત્ય પ્રદીપને ઉજ્જ્વલ કરીને લોકો સમક્ષ નહિ ધર્યો હોય, એમ કોઈ વેળાએ પણ બન્યું નથી જ.

પરંતુ પુષ્કળ વેળાએ એવા લોકો પણ નિર્માણ થયેલા છે કે,–અને વિશેષતઃ પરિપક્વ બુદ્ધિના અને સુશિક્ષિત કહેવડાવનારા લોકોમાં જ કે–જેમણે આસપાસની પરિસ્થિતિનો અને અપ્રમુખ વિષયોનો એક તરફી અને પૂર્વદુરાગ્રહદૂષિત વિચાર કરવાથી, અથવા તો, જૂદા જૂદા તત્ત્વજ્ઞોની શાખાઓ અને પંથોની ગૌણતા અને ગોટાળાનું નિરીક્ષણ કરીને પોતાને કંટાળો અને તિરસ્કાર આવવાથી કે પછી વિશેષતઃ સ્વાર્થી અને સરજોર આચાર્યવર્ગના ધર્મના વિષયમાં થતા જુલમોથી ત્રાસી જઈને સર્વથા પાખંડ મતના વિરુદ્ધ શિખરે પહોંચી જવાથી–કોઈ પણ રીતે કહો, સર્વથા હતાશ થઈને એ સત્યાન્વેષણનો પ્રયત્ન સર્વથા છોડી દીધો છે. પરંતુ એક વાત–નિયમ–માત્ર ત્રિકાલાબાધિત અને સત્ય છે; ને તે એ કે, તત્ત્વજ્ઞો ગમે એટલું ત્રાગું કરતા હોય, કિંવા દ્વેષ દેખાડે; અથવા આચાર્યવર્ગ ભલે પ્રસંગ વિશેષે તલવારની ધારવડે પોતાનો સ્વાર્થમય અને એકલપેટો ધંધો ચલાવે, તથાપિ તેમનું કશું પણ ન ચાલતાં જેઓ સત્યની મનોભાવે, નિરપેક્ષતાથી, દંભ ન દેખાડતાં અને નિર્ભયતાથી ઉપાસના કરે છે, તેમની આગળ સત્ય પોતાની મેળે જ દોડતું ચાલ્યું આવે છે. વ્યક્તિ વ્યક્તિના અંતઃકરણમાં જ્ઞાનનો જે પ્રકાશ પડે છે, તે તેની બુદ્ધિના જે મનઃપૂર્વક અને સહેતુક પ્રયત્નો ચાલતા હોય છે, તેમના યોગે જ. અર્થાત્ તે પ્રકાશ એકદમ અને પ્રકટ રીતે ન આવતાં, ધીમે ધીમે અને અંતઃસ્થ અજ્ઞાત રીતે પ્રત્યેક પેઢીમાં ઉત્પન્ન થાય છે. તત્ત્વજ્ઞોના વિચારો, એ મોટા મોટા મહાત્માઓની જ્ઞાનસંપાદનમાટે ચાલતી સ્વયંપ્રવર્તિત ખટપટને દેખાડે–દર્શાવે–છે. પણ ઇતિહાસ, કોઈ પણ જાતનો પોકાર કર્યા વિના સત્યનો અંતસ્થઃ રીતે સમાજમાં કેવી રીતે પ્રસાર થતો જાય છે અને પછી તેની પચનક્રિયા પણ કેવી રીતે થતી જાય છે, એ જ આપણને પ્રત્યક્ષ દેખાડી દે છે.

મનુષ્યે પોતાના સ્વભાવ (સત્ય સ્વરૂપ) માટેની જે અનેક ઉપપત્તિઓ શોધી કાઢેલી છે, તે સર્વમાં, આત્મા સ્વયંપૂર્ણ છે, તે શરીરથી સર્વથા ભિન્ન અને પૃથક્ છે, તેમ'જ તે અમર છે; એ કલ્પના વિશેષ સર્વસાધારણ અને વધારે લોકસમૂહને સંમત થયેલી દેખાય છે. તેમ જ જે વિચારશીલ લોકોનો એ ઉપપત્તિમાં વિશ્વાસ છે, તેમનો તેની સાથે જ આત્માના પુનર્જન્મ વિશેનો વિશ્વાસ હોએલો પણ મળી આવે

છે, એ ખાસ કરીને વધારે લક્ષમાં રાખવા જેવી બાબત છે. હવે એ વિશે અત્યારે જૂદાં જૂદાં રાષ્ટ્રોની અને ભિન્ન ભિન્ન દેશોની કેવીક અને કેટલીક પ્રવૃત્તિ છે, તે આપણે જોઇએ.

અત્યારની સ્થિતિ જોતાં, જેમનો ધર્મ કાંઈ પણ સંગતવાર છે, એવા માનવી જાતિમાંના ઘણાખરાઓનો ઉપર્યુક્ત—આત્માના પૂર્વ અસ્તિત્વ વિશેના—મતમાં પૂરેપૂરો વિશ્વાસ છે. એટલું જ નહિ, પણ અત્યારે દૈવનાં વિશેષતર અનુગૃહિત અને સુધારણાના માર્ગમાં આગળ વધેલાં જે રાષ્ટ્રો છે—અને જ્યાં એ પૂર્વ અસ્તિત્વની કલ્પનાથી ખુલ્લે ખુલ્લી વિરુદ્ધ અને પ્રતિકૂળ ધર્મપદ્ધતિ રૂઢ છે—ત્યાંના વાતાવરણમાં વધેલા કેટલાક વિચારશીલ અને કુશાગ્રબુદ્ધિ તત્ત્વજ્ઞોએ પણ એ કલ્પનાનો અંગીકાર કરેલો છે. હિંદુ-ધર્મ અને બૌદ્ધ ધર્મની તો ઇમારત જ એના પાયાપર ચણાયલી છે. પ્રાચીન કાળમાંના મિસર દેશમાંના સુશિક્ષિત અને વિચારશીલ લોકોને પણ એ કલ્પના સંમત જ હતી. પ્રાચીન પારસી લોકોને પણ, એનો સ્વતંત્ર વિચાર કરવા પછી, એ જ કલ્પના સમાધાનકારક અને સ્વીકાર્ય ભાસી હતી; ગ્રીક લોકોએ પણ એ જ તત્ત્વને પોતાના તત્ત્વજ્ઞાનનો આધારસ્તંભ બનાવ્યો હતો. હિબ્રૂલોકોમાંના આચાર્ય વર્ગે પણ એ મતનો જ અંગીકાર કર્યો હતો; અને મહમ્મદીય ધર્મમાંના સૂફી મતવાળાઓમાંના બહુધા બધાએ જ એ ઉપપત્તિની સત્યતાનો નિર્વિવાદ સ્વીકાર કર્યો હતો. સારાંશ કે, એથી અત્યંત પ્રાચીન અને પરિપક્વ દશાને પહોંચેલા ધર્મોને પણ એ આત્માના પૂર્વ અસ્તિત્વવિશેની કલ્પના યથાર્થ સયુક્તિક અને સર્વથા ગ્રાહ્ય ભાસતી હતી, એ આપણને નિઃશંક અને નિર્વિવાદ દેખાઈ આવે છે.

કોઈ પણ રાષ્ટ્રમાં અમુક એક પ્રકારની ધાર્મિક કલ્પનાનો ઉદય થતાં તેનો પૂર્ણ વિકાસ થવામાટે તે રાષ્ટ્રમાં તે કલ્પનાને અનુકૂલ થાય, એવી વિશિષ્ટ પરિસ્થિતિ હોવી જોઇએ છે. ઉદાહરણાર્થ, મૃત્યુ પછી પણ શરીરનો એકાદ ભાગ અવશિષ્ટ રહી શકે છે, એ કલ્પના મનમાં આવતાં સુધી પ્રાચીન લોકોને કેટલાં બધાં શતકો વીતી ગયાં હતાં; અને ત્યારપછી તે એકાદ ભાગ શરીરના નાશ પછી પણ શાશ્વત રહેનાર અને શરીરથી સર્વથા ભિન્ન અને પૃથક્ છે—હોવો જોઇએ—એની થોડીઘણી સયુક્તિક કલ્પના સૂચવવામાં વળી બીજાં પણ કેટલાંક શતકો વહી ગયાં. એમ થતાં થતાં અંતે શરીરથી સર્વથા પૃથક્ અને સ્વતંત્ર અને શરીર સાથે અલ્પકાળ પર્યન્ત સંબદ્ધ થનારા આત્માની કલ્પના જે વેળાએ કેટલાંક રાષ્ટ્રોને સ્પષ્ટરૂપે સૂઝી આવી, તે વેળાએ તે જ રાષ્ટ્રમાં આત્માના સંબંધમાં 'તે ક્યાંથી આવ્યો?' અને 'ક્યાં જવાનો?' એ પ્રશ્નો પ્રથમ ઉદ્ભવ્યા.

પ્રાચીન હિબ્રૂલોકો આત્માવિશે વિશેષ ચિકિત્સા કરીને પોતાની માનસિક શાંતિનો ભંગ કરવાની ખટપટમાં પડ્યા નહોતા. મૃત્યુનું આગમન થયું કે, સર્વની સમાપ્તિ થઈ ચૂકી, એટલામાં જ તેમણે પોતાના આધ્યાત્મિક વિચાર અને શોધની પૂર્ણાહુતિ કરી નાંખી હતી. આત્મા, તે ઇશ્વરમાંથી નીકળતો એક પ્રાણવાયુ છે, અને શરીરનો નાશ થયા પછી તે પૂર્વ પ્રમાણે જ શ્રેષ્ઠ 'રુઆખ' 'નિફેશ' અથવા 'નિશામ' (ઇશ્વરમાં) મધ્યે જઇને મળી જાય છે, એ જ તેમની આત્માવિશેની કલ્પના હતી.

પ્રાચીન મિસર અને ચૅલ્ડિયામાંના લોકોની પણ આત્માના સંબંધમાં એવી જ વિલક્ષણ અને ભિન્ન ભિન્ન કલ્પનાઓ હતી. પરંતુ, શરીરના બહુધા સર્વ અવયવોના નાશ પછી પણ કાયમ રહેનારો એક ચેતનાત્મક અંશ છે, એવી જે તેમની આત્માવિશેની કલ્પના હતી, તે હિન્દુ, ગ્રીક, અને પારસી ઇત્યાદિ આર્યવર્ણના લોકોની જે આત્મા વિષયક કલ્પનાઓ છે, તેમનાથી સર્વથા વિરુદ્ધ, ભિન્ન અને પૃથક્ જ હતી, એ વિશેષ રીતે ધ્યાનમાં રાખવું જોઇએ. અત્યંત પ્રાચીન કાળથી જ આર્યજનોની આત્માવિશેની કલ્પનામાં અને મ્લેચ્છોની (સંસ્કૃત ભાષા ન બોલનારા સર્વ વર્ણના લોકો) આત્માવિષયક કલ્પનામાં મહાભારત ભેદ પડેલો જોવામાં આવે છે. એનું ઉત્તમ બાહ્યદ્યોતક લક્ષણ, એ બે વર્ણોનાં મૃત શરીરોની અંત્યવ્યવસ્થાના જે પરસ્પર વિરુદ્ધ પ્રકારો રૂઢ હતા,—કિંબહુના અત્યારે પણ છે—એ છે. મ્લેચ્છો બહુધા મૃત શરીરને દાટવાનો અથવા તો તેમાં મીઠું મસાલો ભરીને તેને રાખી મૂકવાનો પ્રયત્ન કરતા હોય છે; અને આર્ય લોકો પૂર્વે પણ મૃત શરીરની દહનવિધિવડે વ્યવસ્થા કરતા હતા, અને તે વ્યવસ્થા કરવાનો તેમનો પ્રકાર અત્યારે પણ તેવોને તેવો જ ચાલતો જોવામાં આવે છે.

એથી, એક મહા મહત્ત્વની વાતનો ખુલાસો થઈ જાય છે. તે એ કે, મ્લેચ્છ લોકોની પ્રવૃત્તિ સામાન્યતઃ મૃત શરીરનું રક્ષણ કરવામાં જ રહેલી હોવાથી આત્મા શરીરથી ભિન્ન અને પૃથક્ રહી શકે છે, એ કલ્પના મ્લેચ્છ વર્ણમાંની કોઈ પણ જાતિમાં સ્વતંત્ર રીતે ઉદ્ભવેલી છે જ નહિ. કેવળ આર્યોની—વિશેષતઃ હિન્દુઓની—સહાયતાથી જ અને સહવાસથી જ એ કલ્પના પાછળથી તેમનામાં પણ રૂઢ થઈ હતી.

પ્રખ્યાત ગ્રીક ઇતિહાસકાર હીરોડૉટસ્ જેવાએ પણ આત્માના અમરત્વની અને જન્મપરંપરાયોગિત્વની કલ્પના મૂળ મિસરના લોકોમાંથી જ નિર્માણ થયેલી છે, એમ જ કહેલું છે. પરંતુ હાલના કાળમાં, મિસર દેશવિશે અને તેના ધર્મવિશે જે અનેક શોધ કરવામાં આવેલા છે, તેપરથી તો એ મિસરના લોકોના ધર્મમાં એવી જન્મપરંપરાની કોઈ પણ કલ્પનાનું નામનિશાન પણ મળી નથી શકતું. વિરુદ્ધપક્ષે,

મેસ્પેરો અને અર્મન્ ઇત્યાદિ અર્વાચીન વિદ્વાનોના શોધોના આધારે તો મિસરના લોકોને પુનર્જન્મની ઉપપત્તિની માહિતી સુદ્ધાં પણ હતી નહિ, એ જ મત વધારે અને વધારે બળવાન્ થતું જાય છે.

હવે મિસરના લોકોની આત્માના સંબંધમાં શી કલ્પના હતી, તે હું સંક્ષેપમાં જ આપને કહીશ. તેમની મુખ્ય કલ્પના દ્વિધા આવરણવિશેની હતી. એટલે કે, આત્મા, બાહ્ય શરીરના અંતર્ભાગમાં તેના જેવું જ એક કવચ હોય છે, તેમાં રહે છે, એમ તેઓ માનતા હતા. તે પોતાને શરીરથી પૃથક્ અને ભિન્ન કરી શકતો નથી, અને શરીર હોય છે ત્યાં સુધી જ તે જીવતો હોય છે, એવી તેમની માન્યતા હતી. એવામાં જો શરીરને કશો પણ અકસ્માત્ થયો કે, આત્માને પણ બીજું અપમરણ ભોગવવું પડે છે, એવી તેમની કલ્પના હતી. મૃત્યુ પછી આત્માને દિવસે જગતમાં અહીં તહીં પરિભ્રમણ કરવામાટેની સ્વતંત્રતા છે; પણ, રાત્રે માત્ર તેને પોતાના ત્યક્ત શરીરમાં આવીને રહેવું પડે છે. તે નિત્ય ક્ષુધિત અને તૃષાકુલ રહે છે, અને જીવિતનો ઉપભોગ લેવામાટેની તેની ઉત્કટ ઇચ્છા કદાપિ પૂર્ણ ન થનારી હોવાથી તે સદા દુઃખી હોય છે; શરીરને લેશમાત્ર પણ અપાય થયો કે, અંતસ્થ આત્માને પણ તેથી અપાય થતાં તેનો ભંગ થાય છે, ઇત્યાદિ આત્માવિશેની તેમની અનેક કલ્પનાઓ હતી. એટલામાટે જ મૃત શરીરને સુરક્ષિત અવસ્થામાં રાખવાના કાર્યમાં, તે લોકો બહુ જ દક્ષ રહેતા હતા; અને તેમને યત્કિંચિત્ પણ ઉપસર્ગ ન પહોંચે અને તેમાંનાં જીવિતો દીર્ઘકાલ પર્યન્ત કાયમ રહી શકે; એટલામાટે મોટાં મોટાં નિર્જન અરણ્યોમાં તેમણે પોતાન પ્રેતોને દાટવામાટેનાં સ્થાનો કરી રાખ્યાં હતાં. કાળગતિએ, તેમણે મૃતશરીરને તેમ મીઠું મસાલો ભરીને રાખી મૂકવાની કળા શોધી કાઢી, અને તેને સર્વથા શાસ્ત્રીય અને પદ્ધતિયુક્ત સ્વરૂપ આપ્યું. એવી રીતે પોતાના પૂર્વજોનાં શરીરો અનંતકાળ પર્યન્ત ટકી શકે, એવી વ્યવસ્થા કરીને—તેમના આત્માઓ ગમે તેટલા દુઃખી હોય તોપણ-તેમને ચિરકાલિક અસ્તિત્વ આપી શકાય છે, એવી ભાવિક મિસરવાસીઓની માન્યતા અને દૃઢ શ્રદ્ધા હતી.

સારાંશ કે, જે જગતનો આપણને ત્યાગ કરવો પડ્યો છે, અને જે જગતમાં પુનઃ આપણાથી પ્રવેશ કરી શકાતો નથી, એવા જગતમાટે મૃત મનુષ્યના આત્માને એક સરખી ચિન્તા અને આતુરતા લાગી રહેલી હોય છે, એવી એ કલ્પના મિસરવાસી લોકોમાં વિશેષ પ્રમુખ હોય, એમ દેખાઈ આવે છે; અને એવા પ્રકારના મૃતના આત્માના વિલાપયુક્ત ઉદ્‌ગારો તેમના ધર્મગ્રંથોમાં અનેક સ્થાને જોવામાં આવી શકે છે.

મિસરના લોકો પ્રમાણે જ ચૅલ્ડિયન્ લોકોએ, પણ આત્માની મરણ પછીની સ્થિતિ વિશેના વિચાર કરવામાં તાદશ લક્ષ આપેલું જોવામાં આવતું નથી. માત્ર, આત્મા શરીરદ્વયાત્મક છે, અને મૃત્યુ પછી તે આપણા કબ્રસ્તાનમાં શરીરથી વિયુક્ત ન થતાં તેવોને તેવો જ કાયમ રહે છે, અને એક વેળા એવી આવશે કે, જે વેળાએ કબ્રસ્તાનમાંથી મૃતશરીરોનું પુનરુત્થાન થતાં તેઓ પાછાં સજીવ થશે, એટલી જ માત્ર તેમની કલ્પના હતી.

એ ઉપરથી પ્રાચીન મિસરનિવાસી લોકો અને ચૅલ્ડિયન્ લોકોને મૃત શરીર-વિરહિત અથવા કબ્રસ્તાનથી ભિન્ન રહેનારા પૃથક્ અને સ્વતંત્ર આત્માની કલ્પના કોઈ કાળે પણ સૂચેલી નથી, એ તો આપના ધ્યાનમાં આવી ચૂકયું હશે જ. એવી રીતે શરીર સાથે સંયુક્ત કિંવા કબ્રસ્તાનમાં બંધાયલા આત્માવિશેની તેમની જે કલ્પના હતી, તેના આધારે આપણને તેમની એક બીજી મહત્ત્વની કલ્પનાનું સૂચન થઈ શકે છે. તે એ કે, આ ઐહિક જીવિત સર્વથી શ્રેષ્ઠ અને અત્યંત સુખકારક છે; એટલામાટે શરીર મૃત થવા પછી પણ દેહત્યાગથી દુઃખી થયેલા (કવચદ્વયયુક્ત) આત્માને મોડે વહેલે જીવિતનો પુનરુપભોગ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થઈ શકે, એવી મનઃપૂર્વક અને ભાવી ઇચ્છાથી તે શરીરનો જે ઉપાયે સારીરીતે બચાવ થઈ શકે, અને જે પ્રકારે તે મૃત આત્માને, આ ઐહિકજીવિતનો પુનરુપભોગ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થવામાં આપણા તરફથી શકય હોય તેટલી સહાયતા તેને મળે, એવા પ્રકારના—તેમની મુગ્ધ માન્યતા અનુસાર—સર્વ પ્રયત્નો તેઓ બહુ જ મનોભાવથી અને નિઃસીમ વિશ્વાસયુક્ત આસ્થાથી કરતા હતા.

ત્યારે, આત્માવિશે એવી ગૌણ અને અસંસ્કૃત કલ્પનાઓ ધરાવતા લોકોને કોઈ કાળે પણ આત્મા વિશે ઉચ્ચતમ જ્ઞાન પ્રાપ્ત થયું હશે, એ શકય જ નથી. કારણ કે, એક તો ઉપર્યુક્ત કલ્પના કેવળ જડાત્મક અને આધિભૌતિક છે; અને બીજું તે કલેશદાયક અને ભીત્યુત્પાદક છે. અનેક પ્રકારની પાપવૃત્તિઓવડે અને દુઃખસ્થલોના દર્શનવડે ભયથી ગભરાઈ જઇને, અને તેનો પ્રતિકાર કરવામાટે કરેલા અનેક કલેશાત્મક પ્રયત્નો નિષ્ફળ થવાથી હતાશ થઇને, જીવમાન લોકોના આત્મા પ્રમાણે જ, મૃત આત્માથી પણ (બીજા સમયે જો કે તેમને પૃથ્વીપટપર ઇતસ્તતઃ પરિભ્રમણ કરવા-માટેની પૂર્ણ સ્વતંત્રતા હતી, તોપણ એતે) પોતાની કબરથી બહાર અથવા જીર્ણ થતા જતા દ્રવ્યાત્મક શરીરથી બહાર જઈ—નીકળી—શકાતું નહિ. એટલે કે, તેમના જડપ્રિય અને સંકુચિત મનને, શરીરથી સર્વથા પૃથક્ અને સ્વતંત્ર આત્માની કલ્પના સૂઝી નહિ, અને તે સૂઝી શકય પણ નહોતી.

ત્યારે, આત્માવિશેની ઉચ્ચતમ કલ્પનાને સમજી લેવામાટે આપણે બીજા એક વર્ણના-એટલે કે પ્રાચીન આર્યોના-ઇતિહાસ તરફ વળવું જોઇએ. કારણ કે, તે લોકોની-આર્યોની-ઇશ્વિરવિષયક કલ્પના અત્યંત પરિપક્વતાને પહોંચેલી છે, અને તેથી આર્યો જીવિતના મોક્ષમાટે કોઈ કાળે પણ હતાશ થયા ન હોતા, અને કોઈ કાળે પણ અવસ્ય આપણે જીવન્મુક્ત થવાના જ, એવી તેમની દૃઢ વિશ્વાસપૂર્વક આશા હતી. તેમનો ધર્મ, તે વ્યર્થ ભભકી ગયેલા અને પિશાચસંચારવાળા મસ્તિષ્કની સ્થિતિમાંથી નીકળેલા માનવી ઉદ્ગાર નહોતા, કિંતુ નિર્જન એકાંતવાસ, આલ્હાદદાયક નિઃસર્ગ શોભા અને મનનશીલ તથા સાત્વિક વૃત્તિથી પ્રેરિત થયેલાં અતીન્દ્રિયવિષયક ગૂઢત્વનાં સ્પષ્ટીકરણો અને તે સર્વપ્રભુ, કૃપાવત્સલ જગન્નિયંતા પરમેશ્વરની અંતઃકરણપૂર્વક ભક્તિથી ઓતપ્રોત ભરેલાં સાદાં પણ ઉદાત્ત અને મનોહર સૂક્તસ્તોત્રોવડે તે ધર્મ પૂર્ણ ભરેલો છે. એટલામાટે જ, જે વેળાએ જ્ઞાનનાં કિરણોએ પ્રથમ જ મનુષ્યના અંતઃકરણમાં પ્રવેશ કરવા માંડ્યો, તે વેળાના તેમના તે દૈવિક ઉદ્ગારો આજે અઢાર શતકો વીતી ગયા છતાં પણ આપણને પૂર્વ પ્રમાણે જ સ્પષ્ટ અને કર્ણમનોહર વાણીવડે સ્વર્ગપ્રતિ બોલાવે છે. તેમનાં તે સાદાં પણ ઉદાત્ત અને ઉજ્જવલ કલ્પનાપ્રેરિત સૂક્તોની આપના મનમાં થોડે ઘણે અંશે પણ કાંઇક કલ્પના આવી શકે, એટલામાટે હું તેમાંનાં કેટલાંક ચૂંટી કાઢેલાં સૂક્તો અહીં રજૂ કરીશ, તો તે અસ્થાનીય અને અનુચિત તો નહિ જ ગણાય;–

"હે દેવ ! મને તે અમર અને અવિનાશી લોકમાં લઈ જઇને રાખ; કે જ્યાં સ્વર્ગનો પ્રકાશ છે, અને જ્યાં સદા સર્વદા અક્ષય્ય તેજ પ્રકાશ્યા કરે છે."

"મને તે પ્રદેશમાં અમર કરી રાખ, કે જ્યાં રાજા વિવસ્વતનો પુત્ર (યમ અથવા ધર્મરાજ) વાસ કરે છે, અને જ્યાં સ્વર્ગમાંનું અત્યંત ગૂઢ અને ઉજ્જવલ મંદિર છે."

"જે પ્રદેશમાં મનુષ્યને ગમે ત્યારે અને ગમે ત્યાં સ્વેચ્છ વિહાર કરવાનો પ્રસંગ મળી શકે છે, તે પ્રદેશમાં મને લઈ જઇને અમર કરી રાખ. અંતરસ્થ સ્વર્ગના ત્રીજા લોકમાં મને લઈ જા. જ્યાં સર્વ પ્રકાશમય છે, તેવા તે સુખપૂર્ણ સ્થળે મને લઈ જા."

એવી અનેક પ્રાર્થનાઓ આર્યોના અત્યંત પ્રાચીન ગ્રંથોમાં–ઋક્સંહિતામાં–આપણને મળી આવે છે.

મિસરના લોકોની કલ્પનાની અને આર્યોની–(ઇશ્વિર વિષયક તથા આત્મા વિષયક) કલ્પનાની તુલના કરવાથી તેમનામાં અવની અને આકાશ જેટલો અંતર દૃષ્ટિગોચર

થાય છે. મ્લેચ્છ લોકોને, આ લોક અને આ જડાત્મક શરીર જ સારસર્વસ્વ અને સત્યરૂપ ભાસે છે. એટલામાટે જ શરીરમાંના પ્રાણધારક તત્ત્વનો નાશ થવા પછી પણ કેવળ ઇહલોકના સુખનો પુનઃ ઉપભોગ મેળવવામાટે મૃત આત્માને, પ્રેત-રક્ષણ આદિ ઉપાયોવડે મોડા વહેલા સજીવ કરવામાટેના તેમના પ્રયત્નો સતત ચાલુ હોય છે. એટલે, તેમને જીવતા મનુષ્ય કરતાં મૃત શરીરની જ યોગ્યતા વધારે દેખાતી હોય છે, એમ તેઓ પોતાની કૃતિથી જ આપણને સિદ્ધ કરી બતાવે છે. પરંતુ બીજી તરફ આર્યોને તો ખરું તત્ત્વ કયારનુંય જાણવામાં આવી ગયું છે. જે જીવે આ ભૌતિક જડ દેહનો ત્યાગ કર્યો, તે જ ખરો પુરુષ છે; અને મરણ પછી જીવનકાળમાં શરીરને જે નશ્વર અને બંધનકારક વિષયસૌખ્ય મળે છે, તેના કરતાં ત્યાર પછી આત્મા કેટલા બધા વધારે શ્રેષ્ટ અને અક્ષય્ય સુખની સ્થિતિમાં જઈ પડે છે, એ તેમના સ્પષ્ટ રીતે જાણવામાં આવી ગયું હતું. એટલામાટે જ મ્લેચ્છો પ્રમાણે મૃત શરીરનું રક્ષણ કરવાના પ્રમાદપૂર્ણ અને અજ્ઞાનદ્યોતક માર્ગનો ત્યાગ કરીને, વિરુદ્ધ પક્ષે મૃત શરીરની બને તેટલી ત્વરાથી દહન આદિ ક્રિયાવડે અંતિમ વ્યવસ્થા કરી નાંખીને આટલા દિવસ ગોંધાઈ રહેલા આત્માને તેની પોતાની ઉચ્ચતમ અને અવિનાશી સુખમય સ્થિતિ પર્યન્ત જવાનો માર્ગ ખુલ્લો કરી આપવામાટે જ તેઓ સદા સર્વદા તત્પર હોય છે.

એમાં જ આત્માવિશેની ખરી કલ્પનાનું બીજ રહેલું પ્રત્યક્ષ આપના જોવામાં આવી શકશે. ખરો પુરુષ, તે ( આત્મા ) જડ અથવા ભૌતિક શરીર નહિ, કિંતુ તેમાંનો આત્મા છે, એમ જાણવામાં આવી જવું, એ જ આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવાનું પ્રથમ સોપાન છે, અને તેના યોગે જ આત્માના સ્વયંસિદ્ધત્વની અને પૂર્ણ સ્વાતંત્ર્યની કલ્પના તેમના મનમાં ઉદ્ભવી. એવી રીતે મૃત આત્માની આસ-પાસ રહેલું દિવ્ય અને ઉજ્જ્વલ તેજનું આવરણ દૂર કરી નાખવા પછી જ આત્માનું નિરાકાર, એકાકિ અને સ્વતંત્ર સ્વરૂપ તેમના જોવામાં આવી શકયું. અર્થાત્, એ જ્ઞાન થવા પછી 'એ આવે છે કયાંથી?' એવી સાહજિક જ તેમના મનમાં જિજ્ઞાસા ઉદ્ભવી; અને તેનું સમાધાન કરવામાટે જ લક્ષપૂર્વક અનેક પ્રકારનાં અવલોકનો કરવાપછી જ તેમણે પૂર્વજન્મની ઉપપત્તિ શોધી કાઢી, તથા તેના યોગે જ તેમના વિચારશીલ અને કુશાગ્ર મનની શાંતિ થઈ-અર્થાત્ મનનો વિક્ષોભ શાંત થયો. અમારા ભરતખંડવાસી આર્ય લોકોએ જ આત્માનું પૂર્વ અસ્તિત્વ, અમરત્વ અને એકત્વ પ્રથમ શોધી કાઢયું અને તેના આધારે એક અત્યંત ઉદાત્ત ઉપપત્તિની ઇમારત ઊભી કરી. પ્રાચીન લોકો

વિશે હાલના ચાલતા જમાનામાં જે અનેક શોધો કરવામાં આવ્યા છે, તેમાં એવા પ્રકારનું મત આર્યોથી પૂર્વે બીજા કોઈને પણ અવગત હોવાનો ઉલ્લેખ ક્યાંય મળી શકતો નથી. આર્યોથી બીજી પંક્તિએ પ્રાચીનતમ અને સુધારણાઓના શિખરે જઈ પહોંચેલો જો કોઈ દેશ હોય, તો તે મિસર દેશ છે. પણ તે લોકોના ધર્મના સંબંધમાં હાલમાં જે શોધો કરવામાં આવેલા છે, તેમાં એ કલ્પનાનું નામ નિશાન પણ મળી નથી શકતું, એ મેં પ્રથમ પણ કહેલું જ છે. તથાપિ, તેના વિશેષ પુષ્ટિકરણ કરવામાટે, અહીં પ્રાચીન મિસર ધર્મના પ્રખ્યાત શોધક કાર્લ હેકેલનો અભિપ્રાય હું આપ સમક્ષ રજૂ કરીશ. તે કહે છે કે;—"મિસરના ધર્મ વિશે જેમ જેમ ઊંડો વિચાર કરીએ છીએ, તેમ તેમ તેના અનુયાયીઓને પુનર્જન્મના મતની ખબર સુદ્ધાં પણ ન હોતી, એમ જ આપણને દેખાઈ આવે છે; અને તેમાંની કેટલીક વાતો, કે જે તેમને અવગત હોય એમ દેખાય છે, તે પણ તેમના ધર્મસંસ્થાપકોપાસેથી તેમને મળેલી નથી, કિન્તુ હિન્દુ ઇત્યાદિ વર્ણોસાથે તેમનો નિકટ સંબંધ જોડાયાથી જ તે તત્ત્વો તેમનામાં રૂઢ થયેલાં હોવાં જોઇએ, એવી ઘણે ખરે અંશે આપણા મનની ખાત્રી થઈ શકે છે."

ત્યારપછી એલેક્ઝાંડ્રીયન્ યહૂદી લોકોએ આત્માની શરીરથી ભિન્નતા, માન્ય કરી, એટલું જ નહિ, પણ તેથી પણ પછી, એટલે કે ખ્રીસ્તના સમયમાં આત્માની જન્મપરંપરા વિશેની ઉપપત્તિ ઘણેક અંશે પ્રચલિત હોવાનું આપણને દેખાઈ આવે છે. કારણ કે, તેમાંના પુષ્કળ લોકોને, ખ્રીસ્ત, તે પ્રાચીન કાળમાં થઈ ગયેલા કોઈ (યહૂદી) પયગંબરનો જ અવતાર હોવો જોઇએ, એમ ભાસ થવા વિશેના ઉદ્ગારો મળી આવે છે. એટલું જ નહિ, પણ ખ્રીસ્તે પોતે પણ એક પ્રસંગે, તેનો પટ્ટ શિષ્ય અને પુરોધર જે જાનૂધિ બૅપ્ટિસ્ટ્ તે ઈલિયમ્ નામક યહૂદીઓનો જે એક પયગંબર થઈ ગયો છે, તેનો જ અવતાર છે, એમ લોકોને ખુલ્લી રીતે કહેવા વિશેનો બાઈબલમાં જ ઉલ્લેખ કરેલો છે. (મૅથ્યૂ-૧૧:૧૪.)

તે સમય પછી હિબ્રૂ લોકોમાં આત્મા અને તેના પૃથક્ત્વની જે કલ્પના પ્રથમ રૂઢ થઈ, તે મિસરના લોકોની આધ્યાત્મિક કલ્પનાના આધારે જ તેમનામાં પ્રવિષ્ટ થયેલી હોવી જોઇએ, એ સર્વથા ખુલ્લું જ છે: અને મિસરના લોકોએ પણ તે કલ્પના ભરતખંડમાંના આર્યો પાસેથી લીધી હતી. તેમજ તે કલ્પનાનો એલેક્ઝાંડ્રીયામાંથી હિબ્રૂ લોકોમાં પ્રવેશ થયો, એ ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવી બીના છે. કારણ કે, બૌદ્ધ લોકોના જે શિલાલેખો ઇત્યાદિ મળી આવ્યા છે, તેમના આધારે, બુદ્ધધર્મના ઉપદેશકો તેમના પણ પૂર્વે અૅશિયામાઇનર અને એલેક્ઝાંડ્રીયામાં ગયા હતા, એવો નિશ્ચ

થઈ શકે છે. એટલે કે, એ બૌદ્ધ ઉપદેશકોએ જ મુખ્યત્વે કરીને ત્યાંના યહૂદી અને હિબ્રૂ વગેરે લોકોમાં પોતાની (આર્યોની) ઉદાત્ત અને પરિપક્વ, આત્માના સ્વરૂપ વિશેની અને પુનર્જન્મ વિશેની ઉપપત્તિનો ત્યાં પ્રથમ પ્રસાર કરેલો હોવો જોઇએ, એમ આપણને અત્યંત સ્પષ્ટતાથી દેખાઈ આવે છે.

ગ્રીક લોકો વિશે જોતાં, તેમનામાં અનેક જન્મપરંપરાના મતનું પ્રથમ સ્થાપન કરનાર પ્રસિદ્ધ તત્ત્વવેત્તા પૈથેગોરસ હતો, એવો સાધારણતઃ સર્વ વિદ્વાનોનો અભિપ્રાય છે. વળી ગ્રીક લોકો આર્યવર્ણમાંની જ એક જાતિ હોવાથી તેમનામાં પણ બીજા આર્ય લોકો પ્રમાણે પ્રેતોને બાળવાનો જ રિવાજ હતો; અને તેમનામાં આત્માના પૃથક્ત્વની કલ્પના પણ રૂઢ હતી. એટલામાટે જ પૈથેગોરસે પ્રચલિત કરેલી પુનર્જન્મની ઉપપત્તિ તેમને વિશેષ ચમત્કારિક અને વિલક્ષણ ભાસી નહિ. એટલે, ગ્રીક લોકોમાં એ ઉપપત્તિનો પ્રસાર ઘણી જ સુલભતાથી અને કાંઇપણ વિઘ્ન વિના થઈ ગયો. પૈથેગોરસે પણ એ મત આર્યાવર્ત્તમાંના બ્રાહ્મણો પાસેથી જ લીધું હતું, એવો અર્વાચીન વિદ્વાનોનો બહુધા નિશ્ચયપૂર્વક અભિપ્રાય થઈ ગયો છે. કારણ કે, ઍંજૂપેલસ ગ્રીક (ઇતિહાસકાર અને પૈથેગોરસના એક શિષ્યે) પોતાના રચેલા પૈથેગોરસના ચરિત્રમાં, તે આર્યાવર્ત્તમાં આવીને રહ્યો હતો, અને બહુધા કાશીના બ્રાહ્મણો પાસેથી જ તેણે શિક્ષણનો લાભ મેળવ્યો હતો, એવો એક સ્થાને ઉલ્લેખ કરેલો છે. અસ્તુ.

ત્યારે, અહીં સુધી જે પ્રસ્તુત ઉપપત્તિ વિશેનો પ્રાચીન ઇતિહાસ આપણે જોયો, તે ઉપરથી એક વાત તો સ્પષ્ટ રીતે આપના સમજવામાં આવી ચૂકી હશે, અને તે એ કે, જ્યાં જ્યાં માત્ર આત્માના [શરીરથી] પૃથક્ત્વની જ કલ્પના પ્રથમ અસ્તિત્વમાં હતી, એટલે કે, આત્મા, શરીરમાંનો એક વિશિષ્ટ ચેતનાત્મક અને અમર અંશ નથી, કિન્તુ તે એક ભિન્ન અને સ્વતંત્ર અસ્તિત્વધારી પણ શરીરમાં જ રહેનારો એક પુરુષ છે, એવા મતનો જ્યાં જ્યાં પ્રચાર હતો, ત્યાં ત્યાં કાળગતિથી આત્માના પૂર્વ અસ્તિત્વની કલ્પના પણ પોતાની મેળે જ રૂઢ થઈ ગઈ; અને આત્માની પૃથક્તા માન્ય હોવાનું કે ન હોવાનું બાહ્ય ચિન્હ, તે મૃત શરીરની અંત્ય વ્યવસ્થાના પ્રકારની ભિન્નતા છે. હવે એમાં પણ પારસીકો મૂળ આર્યાવર્ત્તમાંના હોવા છતાં પણ તેમની મૃત શરીરની વ્યવસ્થા કરવાની પદ્ધતિ ઇતર આર્યવર્ણના લોકો કરતાં સર્વથા ભિન્ન પ્રકારની જ પડી ગયેલી છે, એ જો કે ખરું છે; (પારસીઓ મૃત શરીરોને પોતાના ખાસ એક પ્રકારની વિશિષ્ટ રચનાથી તૈયાર કરેલા કુવા-દખમા-માં મૂકીને તેમને ગૃધ્ર-ગીધ-આદિ ભયંકર પક્ષીઓના ભક્ષ્ય બનાવે છે, એ સર્વના જાણવામાં

છે જ ) તથાપિ, તેમનામાં એ કુવાને જે દખમાનું નામ આપવામાં આવેલું છે, તે તો વસ્તુતઃ 'दह्' (બાળવું) ધાતુમાંથી જ નીકળીને સિદ્ધ થયેલું છે, એ ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવું છે.

સારાંશ કે, જે વર્ણોએ પોતાના અંતઃસ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણ અને પૃથક્કરણ કરવામાં તાદશ લક્ષ નથી આપ્યું, તેમની વિચારદૃષ્ટિ આ જડાત્મક શરીરને જ સારસર્વસ્વ માનવાથી લેશ માત્ર પણ આગળ વધી શકી નથી. અને યદાકદાચિત્ તેમના વિચારનો પ્રવાહ કેટલાક પ્રસંગે આ ભૌતિક સૃષ્ટિ કરતાં ઉચ્ચતર પ્રદેશમાં વળ્યો પણ હોય, તો ત્યાં પણ આ ભૌતિક જડ શરીર ભવિષ્યમાં કોઈ કાળે અવિનાશી થશે, એમ સિદ્ધ કરવામાં જ તેમના મનની વિશેષ પ્રવૃત્તિ હોય, એમ જ દેખાઈ આવે છે.

એથી સર્વથા વિરુદ્ધ રીતે જે વર્ણોએ–ભારતવર્ષીય આર્યોએ–વિચારશીલ પ્રાણી તરીકે મનુષ્યના અંતઃસ્વભાવનું સૂક્ષ્મ નિરીક્ષણ અને પૃથક્કરણ કરવામાં પોતાની બુદ્ધિની પરાકાષ્ઠા કરેલી છે, તેમને થોડા જ કાળમાં દેખાઈ આવ્યું હતું કે, આ બાહ્ય જડાત્મક શરીરના નાશપછી એટલે કે, મરણ પછી આપણા પૂર્વજો જે દેદીપ્યમાન અને ઉજ્જ્વલ દેહપ્રાપ્તિની ઇચ્છા કરતા હતા, તે ઉજ્જ્વલ દેહથી પણ પેલી તરફ માનવી પ્રાણીનો સારભૂત એક બીજો જ વસ્તુપુરુષ છે. મનુષ્યનું સત્ય સ્વરૂપ ત્યાં જ વિહરતું હોય છે. મનમાં આવે તે દેહ ધારણ કરનારો અને તે દેહ જીર્ણ થતાં તેનો ત્યાગ કરીને બીજા નવીન દેહનો સ્વીકાર કરનારો ખરો, સ્વયંસિદ્ધ અને સ્વતંત્ર પુરુષ, આ બાહ્ય શરીર અને દિવ્ય શરીરથી પણ પર છે. પણ એવો પુરુષ કોઈ કાળે નિર્માણ થયો હશે ખરો કે? એવો પ્રશ્ન કોઇના મનમાં પણ ઉદ્ભવવાનો સંભવ છે. હવે નિર્માણ થવું, એનો અર્થ જો, પૂર્વે કાંઈ પણ ન છતાં પોતાની મેળે જ ઉત્પન્ન થવું, એવો જ તમે લ્યો, તો એમાટે પ્રાચીન આર્યોનું સ્પષ્ટ નકારાત્મક ઉત્તર છે. એવી દૃષ્ટિથી જોતાં તેનો આત્મા ( અર્થાત્ તદ્વિષયક કલ્પના) જન્મમરણરહિત અને સદા સ્થિર છે. (શ્રી. ભ. ગી. ૨: ૨૦–૨૧.) તે કોઈ પણ વસ્તુઓના મિશ્રણમાંથી કે સંયોગથી ઉત્પન્ન થયેલો નથી. એટલામાટે, તે સ્વયંસિદ્ધ, સનાતન, અને અમર છે. અર્થાત્, તેના સંબંધમાં બહારથી જે જન્મમરણ ઇત્યાદિ દેખાય છે, તે વસ્તુતઃ તેનું જૂદાં જૂદાં શરીરોની પરંપરામાંથી સતત ચાલ્યા કરતું કેવળ ઐચ્છિક પરિભ્રમણ જ છે.

એના વિશે પણ એવો એક સાહજિક પ્રશ્ન ઉદ્ભવે છે કે, પ્રસ્તુત જન્મ પ્રાપ્ત થવા પૂર્વે એ આત્મા હતો કયાં? હિન્દુ તત્ત્વજ્ઞોએ એનું સંક્ષેપમાં જ એક ઉત્તર આપેલું છે, તે એ કે, 'તે બાહ્ય દૃષ્ટિએ તો જડ અને ભૌતિક શરીરપરંપરામાં પરિભ્રમણ

કરતો હતો; પણ વસ્તુતઃ અને તાત્ત્વિક દૃષ્ટિથી કહીએ, તો તેનું એક પછી એક ભિન્ન ભિન્ન માનસિક અવસ્થાઓમાંથી નિર્ગમન થતું હતું.' એ જ પુનર્જન્મવિશેની કલ્પનાનો સંક્ષેપમાં સાર છે; અને એ જ પુનર્જન્મવાદનો પ્રસ્તુત પ્રસંગે સવિસ્તર વિચાર કરવાનો છે.

એ પુનર્જન્મના સિદ્ધાંતને સ્થાપવામાટે વેદો ઉપરાંત બીજાં પણ કેટલાંક પ્રમાણો હિન્દુ તત્ત્વજ્ઞોને ઉપલબ્ધ થયેલાં છે કે કેમ? એવો પણ કદાચિત્ કોઈ પ્રશ્ન કરશે, તો તેને 'હા-અનેક પ્રમાણો છે.' એટલું જ અમારું ઉત્તર છે. એટલું જ નહિ, પણ બીજા કોઈ પણ સર્વમાન્ય મત પ્રમાણે જ એ મતને પુષ્ટિ આપનારાં પ્રમાણો પણ સર્વથા સબળ, સશાસ્ત્ર અને સયુક્તિક છે, એ પણ હું આપને સંક્ષેપમાં જ બતાવી આપનાર છું. પરંતુ એ મતને ટેકો આપનારાં ભારતીય તત્ત્વજ્ઞોનાં પ્રમાણોનું કથનકરવા પૂર્વે મોટા મોટા સુપ્રસિદ્ધ અર્વાચીન યુરોપીય તત્ત્વજ્ઞોનો એવિશે શો અભિપ્રાય છે, એનું જ હું પ્રથમ સંક્ષિપ્ત દિગ્દર્શન કરાવીશ.

પ્રસિદ્ધ અર્વાચીન યુરોપીય વિદ્વાન્ આય્. એચ્. ફિચે આત્માના અમરત્વવિશે પોતાનો નિમ્ન લિખિત આશયનો અભિપ્રાય પ્રકટ કરેલો છેઃ—"આત્માની જન્મ પરંપરાના મતને બાહ્ય સૃષ્ટિમાંની એક વાર્તા પ્રતિકૂલ છે, એ ખરું છે. તે એ કે, જેનો આરંભ હોય, તેનો નાશ હોવો જ જોઇએ, એ સુપ્રસિદ્ધ સિદ્ધાંત, એ મતને અનુકૂલ નથી. પરંતુ એ સિદ્ધાંત આત્માના-પુનર્જન્મવાદાત્મક મતને તાદૃશ બાધક ન થતાં સામું તેના યોગે તો આત્માના પૂર્વ અસ્તિત્વવિશેના વિશ્વાસને એક પ્રકારનું બળ જ પ્રાપ્ત થાય છે. કારણ કે, આત્મા જો અત્યારે અસ્તિત્વ ધરાવતો પદાર્થ હોય, તો ઉપર્યુક્ત નિયમ પ્રમાણે તેનો પૂર્વે કોઈ કાળમાં પણ આરંભ થયેલો હોવો જ જોઇએ, એ સ્પષ્ટ અને પ્રકટ રીતે સિદ્ધ થઈ શકે છે. એટલે કે, આત્માનું પૂર્વ અસ્તિત્વ તો અવશ્યમેવ છે જ; અને તે પૂર્વ અસ્તિત્વ ઘણાક કાળથી ચાલતું આવેલું છે; એટલામાટે તેનો નાશ આ જન્મના અંતે જ ન થતાં, હજી પણ કેટલાક વધારે કાળપર્યન્ત તેનું તે અસ્તિત્વ ચાલૂ રહેવું જ જોઇએ, એ એ જ નિયમથી નિષ્પન્ન થઈ શકે છે. સારાંશ કે, આરંભમાં જેને વિરોધાત્મક સિદ્ધાંત તરીકે ઓળખાવેલો છે, તે આત્માના પૂર્વ અસ્તિત્વને અને પરંપરાક્રમને તાદૃશ બાધક ન થતાં સામો અમારા મતનો ઉપકારક થઇને તેને બળવાન્ જ બનાવે છે. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, આધ્યાત્મિક શાસ્ત્ર અને સૃષ્ટપદાર્થવિજ્ઞાનમાંનો જે એક પ્રસિદ્ધ નિયમ છે કે, સૃષ્ટિમાં નવીન કશું પણ નિર્માણ થઈ શકતું જ નથી, કિંવા જે છે તેમાંથી—

કશાનો પણ વાસ્તવિક નાશ થતો નથી, એ નિયમને સારીરીતે સમજી લઇને પોતાના મનમાં કોતરી રાખવામાં આવે, અને જડાત્મક ભૌતિક શરીરમાં દૃશ્ય થવા પૂર્વે આત્મા કોઈ પણ પ્રકારે અસ્તિત્વમાં રહેતો હોવો જ જોઇએ, એની સારી પેઠે પ્રતીતિ કરી લેવામાં આવે, તો આત્મકલ્યાણના સંબંધમાં સર્વ પ્રકારો સાધ્ય થઈ શકે એમ છે."

પ્રસિદ્ધ જર્મન તત્ત્વવેત્તા શોપેનહારે પોતાના સર્વમાન્ય તત્ત્વજ્ઞાન વિષયક ગ્રંથમાં, પુનર્જન્મવિશે નીચે લખેલા વિચારો પ્રદર્શિત કરેલા છે;—"મનુષ્યને જીવમાન સ્થિતિમાં નિદ્રાનો ઉપયોગ છે, તે જ ઉપયોગ 'ઇચ્છા' (Will)ના સંબંધમાં મૃત્યુનો છે. વાસ્તવિક લાભ હોવાવિના આપણી ઇચ્છા—જો કે તેને સ્મૃતિ અને અહંભાવ વળગી રહ્યાં હોય તોપણ—તેની તે જ ક્રિયાઓ કરવામાટે અને તેનાં તે જ દુઃખો ભોગવવામાટે સર્વકાળ તૈયાર થાય જ નહિ. કેટલાક કાળ પછી તે (ઇચ્છા) તેમનો ત્યાગ કરીને ચિરકાલિક વિસ્મૃતિરૂપ અને મૃત્યુરૂપ મહાનિદ્રાનો અંગીકાર કરવાની જ, કિંવા કરે છે જ; અને એ મહાનિદ્રામાં કેટલોક કાળ વિશ્રાંતિ લીધાપછી નવીન પ્રકારની બુદ્ધિનું ગ્રહણ કરીને તે જાગૃત થાય છે, અને નવા જ જીવનરૂપે તે પુનઃ દગ્ગોચર થાય છે. એવી રીતે જે જન્મ પછી જન્મો—એવા અનેક જન્મો—આત્માને લેવા પડે છે, તે, એ ઇચ્છાની મહાનિદ્રામાંની સ્વપ્નપરંપરાસમાન જ છે. તે સ્વપ્ન જો એક પછી એક ભગ્ન થતાં જાય, તોપણ ઇચ્છા પોતે તો ચિરંતન અને અવિનાશિની જ છે; અને પ્રત્યેક વેળાએ પૂર્વજન્મપ્રાપ્ત સંસ્કારોના સંગ્રહવડે તેને નવાં નવાં અને અધિકાધિક સુધરેલાં રૂપો પ્રાપ્ત થતાં જવાથી ધીમે ધીમે તે પોતે જ પોતાને નષ્ટ કરી નાંખીને લુપ્ત થઈ જાય છે. (પૂર્વ સંસ્કાર અને વાસનાનો આત્યંતિક ક્ષય થવા પછી આત્મા પૂર્વવત્ શુદ્ધ, બુદ્ધ, મુક્ત અને પરિપૂર્ણસ્વરૂપ થાય છે.)"

સાધારણ અનુભવસિદ્ધ (Empirical) પ્રમાણોથી પણ ઉપરના જેવી જન્મપરંપરાની ઉપપત્તિને પુષ્ટીકરણ મળે છે, એ વાતને મનમાંથી—વિચારમાંથી—કાઢી નાખવી ન જોઇએ. ઉલટી રીતે, નવીન અસ્તિત્વમાં આવનારાં પ્રાણીઓનો જન્મ અને જીર્ણ થઇને નષ્ટ થયેલાં પ્રાણીઓનું મરણ, એમનો વસ્તુતઃ પરસ્પર ઘણો જ નિકટનો સંબંધ છે. એનું એક પ્રત્યક્ષ પ્રમાણ, અનેક વ્યાધિ, રોગ અને પ્રલય આદિથી પ્રતિ દિવસ અસંખ્ય માનવી પ્રાણીઓનો સંહાર થતો હોવા છતાં પણ માનવી જાતિનો વિસ્તાર એકસરખો અને ઝપાટાબંધ વધતો જતો જ દેખાય છે, એ છે; એટલું જ નહિ, પણ સામું, એ સંહારથી જ માનવી જાતિમાં પ્રજોત્પાદક શક્તિ વિશેષ ઉદ્ભૂત અને સફળ થતી જવાનું કાર્ય આપણા જોવામાં આવી શકે છે, તે છે. એનાં પ્રાચીન અને

અર્વાચીન કાળના ઇતિહાસમાં અનેક ઉદાહરણો મળી શકે એમ છે. કોઇ એકવાર અસામાન્ય સંહાર થયો કે, તત્કાળ તેની પછી પ્રજાવૃદ્ધિનું પ્રમાણ પણ તે સંહારના પ્રમાણમાં વધતુ જતું જ જોવામાં આવે છે. એટલે કે, એકંદર સૃષ્ટિમાંના કોઈ પણ પ્રાણીના સંબંધમાં જોતાં તેમાં પ્રજાવૃદ્ધિ અને પ્રજાસંહારનું પ્રમાણ સરાસરી એક સરખું જ હોય છે, એમ તદ્વિષયક ઇતિહાસના વિચારપૂર્વક નિરીક્ષણથી આપણા જાણવામાં આવી શકે છે. બાહ્યસૃષ્ટિમાં પણ એ અખંડ સતતપણાનું અને જીવ-પરંપરાનું મોટું પ્રમાણ સ્પષ્ટ દેખાઈ આવે છે. એકાદ નવીન પ્રાણી જન્મ પામતાં જ તેના માટે સર્વત્ર આનંદ અને જયજયકાર થાય છે, અને ત્યારપછી તે પોતાના જીવિતનો સુખ અને ઉત્કંઠાપૂર્વક ઉપભોગ લેવા માંડે છે. પણ તેનું એ નવીન અને ઉત્સાહપ્રેરિત જીવિત, તે પૂર્વે અસ્તિત્વ ધરાવતા કોઈ પણ ક્ષીણ અને જરાગ્રસ્ત થયેલા–પણ જેમાં ભાવિ જીવિતને અસ્તિત્વ આપનારી શક્તિ બીજરૂપે રહેલી છે તેવા–જીવિતના નાશવડે ઉત્પન્ન થયેલું હોય છે. આ બધું ધ્યાનમાં રાખવામાં આવે, તો એ બે જીવિતો એક જ આત્માના પૂર્વાપર સ્થિત્યન્તરો છે, અને તેઓ વસ્તુતઃ એક જ છે, એમ તત્કાળ આપણા જાણવામાં આવી શકે એમ છે.

ઇંગ્લૅંડમાં ગતશતકમાં હ્યુમ્ નામનો એક પ્રસિદ્ધ શૂન્યવાદી* તત્ત્વવેત્તા થઈ ગયો છે. તે પોતે શૂન્યવાદી હોવા છતાં પણ આત્માના અમરત્વ વિશે લખતાં તેણે આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢેલા છે;–"આત્માના અમરત્વની કલ્પના (તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી) ખરી છે, એમ જો સિદ્ધ કરી બતાવવું હોય, તો તેમાં માત્ર એક પુનર્જન્મ–મતની જ સહાયતા મળે તો મળે. એના સંબંધમાં પ્રસિદ્ધ જર્મન્ તત્ત્વવેત્તા લેસિંગે અત્યંત માર્મિક અને કવિસહૃદયતાથી પરિપૂર્ણ વિચારો પ્રદર્શિત કરેલા છે. તે કહે છે કે, 'એ મત (પુનર્જન્મવાદ) અત્યંત પ્રાચીન કાળનું છે, એટલા માટે જ શું તે ઉપહાસાસ્પદ થવું જોઇએ? માનવી પ્રાણીની બુદ્ધિમાં જૂદાં જૂદાં તર્કો અને વિચિત્ર યુક્તિવાદોવડે વિક્ષોભ થવા પૂર્વે જ તેની બુદ્ધિને એ તત્ત્વ એકાએક વિદ્યુત્પ્રકારા પ્રમાણે તાત્કાળિક સૂઝી આવ્યું, એટલા માટે જ શું તેની આપણે અવહેલના કરવી જોઇએ કે? જ્યાંસુધી મને નવીન નવીન જ્ઞાન અને નવીન નવીન અનુભવ મેળવવાં શક્ય છે, ત્યાં સુધી હું તે માટે એકબીજા પછી લાગલાગટ-જન્મ લઇને અવતર્યો, એમ જો માનવામાં આવે, તો તેમાં ઉપહાસાસ્પદ હોય એવું શું છે વા[illegible]એ, સર્વથા

* Nihilist. જગત્ કાંઈ પણ નથી, આપણે પોતે પણ કાંઈ નથી, અને આપણી કલ્પના, વિચાર તથા જ્ઞાન આદિ પણ કાંઈ નથી; અર્થાત્ સર્વ કાંઈ જ નથી, એમ માનનાર શૂન્યવાદી.

અશક્ય છે? અથવા એમ કરવામાં મને કાંઈ વાંધો નડે એમ છે વારુ? કિંવા મને આ એક જ જન્મમાં એટલું અનેકવિધ અને અગણિત જ્ઞાન મળવું શકય છે કે, જેને લીધે મને વિશેષ જન્મ ધારણ કરવાની આવશ્યકતા જ ન રહે?' એ ઉદ્‌ગારો શું વિચાર કરવા યોગ્ય નથી કે? અને એથી પુનર્જન્મવાદી મત સર્વથા ત્યાજ્ય નથી, કિન્તુ તેમાં થોડો ઘણો પણ સત્યાંશ રહેલો છે–રહેલો હોવો જ જોઇએ, એવું અનુમાન નીકળી નથી શકતું કે શું?' અસ્તુ.

એ પ્રમાણે આત્માના પૂર્વ અસ્તિત્વ વિશેનાં અને જન્મપરંપરાભ્રમણ વિશેનાં અનેક સાધક બાધક પ્રમાણો બતાવી શકાય એમ છે. તેમ જ સર્વ કાળમાંના અને દેશમાંના કેટલાક વિચારશીલ તત્ત્વજ્ઞોએ એ મતનું સમર્થન કરવાનું બીડું ઝડપીને પોતપોતાની રીતિ પ્રમાણે એ કાર્યની સિદ્ધિ પણ કરેલી છે; અને આપણી અલ્પ મતિને પણ એમ જ ભાસ્યા કરે છે કે, આત્મા યદિ પૃથક્ અને સ્વતંત્ર હોય, તો તે આ શરીરમાં દૃશ્ય થવા પૂર્વે ક્યાંક પણ અસ્તિત્વમાં હોવો જ જોઇએ, એ સર્વથા સાહજિક, આવશ્યક અને અપરિહાર્ય છે. એટલું જ નહિ, પણ 'માધ્યમિક' નામક એક બૌદ્ધોનો પંથ છે, તેમના મત પ્રમાણે આત્મા સ્વયંસિદ્ધ અને પૃથક્ નથી, કિંતુ તે જૂદા જૂદા 'સ્કન્દો' (કારણાત્મક તત્ત્વો)ના સંયોગથી બનેલો છે. તોપણ તેમને પોતાનું એ મત સિદ્ધ કરવામાટે આત્માના પૂર્વાસ્તિત્વને સ્વીકારવાની આવશ્યકતા આવી જ પડે છે. એ પ્રમાણે ઘણી ખરી તત્ત્વજ્ઞાનવિષયક ઉપપત્તિઓને આત્માના પૂર્વાસ્તિત્વનો આધાર લેવો જ પડે છે; એ પરથી તે ખરું હોવું જોઇએ, એ અનુમાન સર્વથા સાહજિક અને સયુક્તિક જ દેખાય છે.

હવે તેની વિરુદ્ધ જે એક આક્ષેપ કરવામાં આવ્યો હતો કે, કાળ સાન્ત અને મર્યાદિત હોવાથી તેના કોઈ પણ ભાગમાં અવિનાશી અને અનન્ત અસ્તિત્વ ઉત્પન્ન થવું અશક્ય છે, તેનો હવે આપણે વિચાર કરીએ. પ્રથમ દૃષ્ટિએ તો એ આક્ષેપ આપણને નિરુત્તર બનાવી નાખનારો જ દેખાય છે. તથાપિ, ઇશ્વર સર્વશક્તિમાન હોવાથી જેને આપણે આપણી સાન્ત અને સંકુચિત બુદ્ધિથી વિચારવિરુદ્ધ અને અશક્ય કહીએ છીએ, તે કાર્ય પણ તે કરી શકે છે; એ યુક્તિવાદથી કોઈ કોઈ વાર એ આક્ષેપનું નિરસન કરવામાં આવતું હોય છે. પણ મને લાગે છે કે, એ સમર્થન પણ તાદૃશ બલવાન્ નથી. એ જો એક બાજૂએ રહેવા દઇએ અને મૂળ આક્ષેપનો જ જો સૂક્ષ્મ વિચાર કરીએ, તો એ આક્ષેપ જ કેટલો બધો અપ્રયોજક અને અજ્ઞાનમૂલક છે, એ તત્કાળ આપણા ધ્યાનમાં આવી શકે એમ છે. એમાં વધારે શોચનીય વાત

તો એ છે કે; પોતાને મહા વિચારશીલ કહેવડાવનારા સુજ્ઞ મનુષ્યોના મુખમાંથી જ એ આક્ષેપ નીકળતો હોય છે. એટલામાટે, એ આક્ષેપ કેટલોક વિચારણીય અને સયુક્તિક છે, એ આપણે જોઇએ અને તેનું યથામતિ ખંડન પણ કરીએ.

પ્રથમ નામરૂપ આદિ ગુણોવડે વ્યાકૃત (આકાર અને ભેદને પામેલા) આ સકળ વિશ્વનો ઈશ્વર જ સર્વ સાધારણ અને અવ્યભિચારી (જેના સંબંધમાં કોઈ પ્રતિકૂળ અપવાદ મળી નથી આવતો, એવો સાર્વત્રિક અને સાર્વકાલિક) કર્તા છે, એ તો નિર્વિવાદ જ છે. એટલામાટે મનુષ્યના આત્મામાં જે અનેક વિચારણીય ચમત્કારો મળી આવે છે, તેમનું સૂક્ષ્મ નિરીક્ષણ અને પૃથક્કરણ કરીને તેમનાં વિશિષ્ટ કારણો શાં છે, તે શોધી કાઢવાં, એ પહેલો મુદ્દો છે. એટલે તેમના સંબંધમાં ઉભયપક્ષ-માન્ય અને સ્વતઃસિદ્ધ કારણ જે ઈશ્વર, તે જ અહીં પણ છે, એમ કહેવું તે સિદ્ધ સતનો જ અનુવાદ કરીને પોતાના તાર્કિક વાદવિવાદમાંના શોચનીય અજ્ઞાન અને દૌર્બલ્યને વ્યક્ત કરવા જેવું જ છે. કારણ કે,. જો આપણે વાસ્તવિક રીતે જોઇએ, તો એ વસ્તુ, માનવી જ્ઞાનમાંની કોઈ પણ બાબતને લાગૂ કરી શકાશે. એટલે કે નિરીક્ષણ વિવેચન આદિ વ્યાપારને બંધ પાડીને જ્ઞાનની પોતાની ગતિને પણ એ જ ઉત્તરથી કુંઠિત કરી શકાય એમ છે. એ એક વાત થઈ.

બીજી વાત એમ છે કે, હાલમાં ગમે તે પ્રશ્ન અથવા વાતમાં ઈશ્વરના સર્વ-શક્તિત્વનું પ્રમાણ આપવામાં આવે છે, તે એક પ્રકારનું શાબ્દિક ગૌડબંગાલ (ભૂલ-ભૂલામણી) જ છે. પ્રત્યેક વેળાએ, આપણે જ્યારે ઈશ્વર સર્વશક્તિમાન્ છે, એમ કહીએ છીએ, ત્યારે સર્વશક્તિત્વનું સત્ય સ્વરૂપ શું છે, અને તેની સીમા ક્યાં સુધીની છે, એની સ્પષ્ટ કલ્પના ભાગ્યે જ આપણા મનમાં આવેલી હોય છે. જેની રીતે સૃષ્ટિમાંના અમુક એક અમર્યાદ અને અપાર કાર્યનું આપણને જ્ઞાન થવું અશક્ય છે, તેવી જ રીતે માત્ર સર્વશક્તિત્વના નામથી ઓળખાતા અગાધ અને અનંત આદ્ય કારણનું આકલન થવું પણ અશક્ય છે. ઉપરાંત, આપણી ઈશ્વરના સ્વરૂપ વિશેની કલ્પનાઓ પણ સત્ય અને યથાર્થ હોઈ શકવાની નથી. કારણ કે, તે આપણી બુદ્ધિમાં મર્યાદિત અને સંકુચિત હોવાથી અવશ્ય સાન્ત જ હોવાની. ઈશ્વરને 'આદ્ય કારણ' કહીએ, તોપણ તેને મર્યાદિતત્વ અને સાન્તત્વ આપવા જેવું જ થાય છે. તૃતીય એ કે;–જો કે પરમેશ્વરના સર્વ શક્તિત્વનું પણ ગ્રહણ કરવામાં આવે, તોપણ તેથી જ્યાં કાંઈ પણ નથી, એવામાંથી એકાદ વાસ્તવિક અસ્તિત્વયુક્ત વસ્તુ ઉત્પન્ન થઈ કિંવા 'આનન્ત્યનો મર્યાદિત કાળથી આરંભ થાય છે,' ઇત્યાદિ અપ્રયોજક અને પ્રસિદ્ધ મૂર્ખતા-યુક્ત કલ્પનાઓ આપણે કબૂલ કરવી જ જોઇએ, એમ કાંઈ નિષ્પન્ન થઈ નથી શકતું.

પુનર્જન્મમતવિરુદ્ધ અને આત્માના પૂર્વ અસ્તિત્વ વિરુદ્ધ બીજું એક જે સબળ પ્રમાણ લાવવામાં આવે છે. તે એ છે કે, બહુધા મનુષ્યને તે વિશેની સ્મૃતિ કે પ્રત્યક્ષ હોતો નથી. પરંતુ, એ પ્રમાણ જે લોકો રજૂ કરે છે, તેમણે જ મનુષ્યનો આત્મા સર્વાંશે સ્મૃતિપર જ અવલંબેલો છે, એ પ્રથમ સિદ્ધ કરી બતાવવું જોઇએ, તો જ તેમનું પ્રમાણ સયુક્તિક અને સબળ છે, એમ માની શકાશે. પણ, આત્મા સર્વસ્વે સ્મૃતિપર જ અવલંબેલો છે, એમ તેમનાથી કોઈ કાળે પણ સિદ્ધ કરી શકાય તેમ નથી જ. કારણ કે, જેની સ્મૃતિ હોય, તે જ પૂર્વે અસ્તિત્વમાં હોય છે અથવા હોવું જોઇએ, એવો જ જો સિદ્ધાંત કરવામાં આવે, તો આપણા જીવિતનો સર્વ ગતાંશ-કે જેના વિશે આપણને તાદશ સ્મૃતિ નથી-અત્યારે અસ્તિત્વમાં નથી, એમ જ આપણે માનવું પડશે; અને જે મનુષ્યની કેટલાંક આકસ્મિક કારણોને લીધે સ્મૃતિ જતી રહે છે, એવા સ્મૃતિભ્રષ્ટ મનુષ્ય તે વેળાથી અસ્તિત્વમાં જ નથી, એવા પ્રમાદપૂર્ણ અને અનુભવવિરુદ્ધ અનુમાનનો સ્વીકાર કરવો પડશે.

ત્યારે, એ સર્વ વિવેચનથી આત્માના પૂર્વઅસ્તિત્વ વિરુદ્ધ અને જન્મપરંપરા વિરુદ્ધ જે જે આક્ષેપ લાવવામાં આવે છે, તે તાદશ મહત્ત્વવાળા ન હોઇને અજ્ઞાનવડે કિંવા ભ્રાન્તિકારક યુક્તિવાદથી જ ઉત્પન્ન થયેલા હોય છે, એ આપના જાણવામાં આવશે જ.

હવે, અંતે અમારા આર્ય તત્ત્વજ્ઞ, આત્માના પૂર્વાસ્તિત્વ-અને તે પણ બુદ્ધિપૂર્વક અને સહેતુક ક્રિયાજન્ય અસ્તિત્વ-ને જે પ્રમાણોના આધારે સિદ્ધ કરે છે, તેમાંનાં મુખ્ય મુખ્ય પ્રમાણો આપની જાણમાટે હું અહીં ટાંકી બતાવું છું:—

૧ જો એ મતનો સ્વીકાર કરવામાં ન આવે, તો જગતમાં જે વિષમતા અને ઉચ્ચ નીચ અવસ્થા આદિ અસમતા દેખાઈ આવે છે, તેનો અન્ય કોઈ પણ રીતે નિર્ણય કરી શકાતો નથી. સર્વથા ન્યાયી અને દયાળુ મનાયલા ઈશ્વરની આજ્ઞાથી એક બાળક જન્મ પામે છે, પછી તે મોટો અને સદ્ગુણી થતાં તેનામાં માનવી જાતિનું કલ્યાણ કરવાની પાત્રતા આવવામાટે પ્રત્યેક વિષયની અનુકૂલતા હોવી જોઇએ છે. પણ, કદાચિત્ તે જ નગરમાં તે જ ક્ષણે બીજા ગૃહમાં એક બિચારું એવું બાળક અવતરે છે, કે તેના સારા થવામાં આસપાસની પ્રત્યેક પરિસ્થિતિ સર્વથા પ્રતિકૂળ જ આવી મળે છે. પરમેશ્વર ન્યાયી અને દયાળુ હોવા છતાં તે જ એ બે અર્ભકોને એક સમયાવચ્છેદે જન્મ આપે છે, ત્યારે એ મુગ્ધ બાળકોની પરિસ્થિતિમાં જન્મકાળથી જ એટલો બધો અંતર અને વિરોધ શામાટે હોવો જોઇએ વારુ? એમ શાથી

ાય છે? એ કોના અજ્ઞાન અને અપરાધનું ફળ છે વારુ? જો એમાં બાળકનો કશો
ાણ અપરાધ ન હોય, તો માતા પિતાની દુષ્કૃતિનું પ્રાયશ્ચિત્ત બાળકે શા માટે ભોગવવું
નેઇએ? એ શંકાઓનો બીજી રીતે નિર્ણય થઈ શકે છે ખરો કે?

કેટલાક લોકો પોતાના અજ્ઞાનને ઢાંકી દેવામાટે એ પ્રશ્ન વિશે સર્વથા ઉદાસીન
ૃત્ત્તિ જ ધારણ કરી લે છે; કિંવા કેટલાકો 'એ સર્વથા અજ્ઞેય અને ગુહ્ય છે' એમ
ંભીરતાથી કહીને ભાવી સુખની તુલનામાં આ ઐહિક દુઃખ બહુ જ ન્યૂન અને અલ્પ-
ાલિક છે, માટે તે મૂગે મોઢે સહન કરવું જોઇએ, એવો ઉપદેશ આપતા હોય છે.
ાન્તુ એ કાંઈ શંકાનિરસનનો ખરો માર્ગ નથી. કારણ કે, એવી રીતે, અપરાધ ન
ાાવા છતાં પણ દુઃખ ભોગવવામાં કોઇને પ્રવૃત્ત કરવો (અથવા તો, એમ જ છે,
એમ કહેવું) એ કોઈ પણ કર્તાના બલાત્કાર અને અન્યાયનું જ દર્શન કરાવે છે. ત્યારે
એક તરફ પરમેશ્વરને દયાળુ અને સમબુદ્ધિના નામથી ઓળખીને બીજા પક્ષમાં તેના
શિરે આવા ઘોર અન્યાયયુક્ત કૃત્યનો આરોપ ચઢાવવો, એ સર્વથા વિસંગત અને
અવિચારયુક્ત જ છે. સારાંશ કે, એવી દૃષ્ટિથી એ પ્રશ્નનો વાસ્તવિક નિર્ણય કોઈ
ાળે થવાનો જ નથી.

જગતમાં અનેક દુર્દૈવી પણ સાત્વિક પ્રકૃતિનાં પ્રાણીઓ પોતાની હીન પરિસ્થિતિ-
માંથી પોતાને ઉચ્ચ પરિસ્થિતિમાં ચઢાવવામાટે અવિશ્રાંત પ્રયત્નો કરતા હોય છે! અને
તેવી જ રીતે બીજા કેટલાક બિચારાઓનો ઉગ્ર અને હીન પરિસ્થિતિના ચક્રમાં એકદમ
ચૂરેચૂરો થઈ જાય છે! ત્યારે જે કેવળ પ્રતિકૂલ અને હીન પરિસ્થિતિમાં દુર્દૈવને લીધે
જન્મ પામવાથી અધિક નીચ અને દુરાચારી નીકળે છે, તેમને હવે પછીના જન્મમાં
અધિક સુખ મળશે, એમ કહેવું, તે દુરાચારીને બક્ષીસ આપવા જેવું નથી કે શું? જો
એમ જ હોય, તો તો પછી મનુષ્ય જેટલા પ્રમાણમાં અધિક દુરાચારી હોય, તેટલા
પ્રમાણમાં મરણ પછી તેને અધિકાધિક સુખ મળશે, એમ કહેવા બરાબર જ છે.
એટલે કે, એ દૃષ્ટિથી પણ તે પ્રશ્નનો નિર્ણય થવો સર્વથા અશક્ય જ છે.

ત્યારે, જગતમાં દેખાતી બાલાત્કારી યાતનાઓનો અને ઉચ્ચનીચતાનો યોગ્ય
નિર્ણય કરીને તેના યોગે માનવી આત્માના સ્વતઃસિદ્ધ સ્વાતંત્ર્ય અને શ્રેષ્ઠત્વને સિદ્ધ
કરવાનો માત્ર એક જ માર્ગ છે. અને તે, એ સર્વ વિષયોનો ભાર તેના વાસ્તવિક
કારણ કર્મ—એટલે કે, મનુષ્યે નિસર્ગતઃ પ્રાપ્ત થયેલી સ્વતંત્રતા પ્રમાણે જાણી જોઇને
અને પોતાની ઇચ્છાથી કરેલાં કૃત્યોના સંચય—પર નાખી દેવો, એ છે. એટલામાટે જ
પુનર્જન્મવિષયક મત સર્વથા સત્ય અને સયુક્તિક છે.

એટલું જ નહિ, પણ 'અસત્' (કાંઈ નહિ) માંથી આત્માની ઉત્પત્તિ દર્શાવનારી જે જે ઉપપત્તિઓ છે, તે સર્વનું અંતે તો 'પૂર્વ યોજના' વાદ (Pre-ordination) કિંવા 'દૈવવાદ' (Fatalism) માં જ પર્યવસાન થાય છે; અને ત્યાંજ કૃપાસાગર પરમેશ્વરને બદલે કોઈ એક વિકટ, ઉગ્ર અને સદા ક્રુદ્ધ ઈશ્વરની કલ્પનાને ગ્રહિત કરવાનો પ્રસંગ આવી પહોંચે છે.

વળી, કોઈ પણ ધર્મનો, તેના પાળનારા લોકોપર અને બીજા ધર્મવાળાઓ સાથેના તેમના વર્તનપર કેટલું સારું નઠારું પરિણામ થાય છે, એ બાબતનો વિચાર કરવામાં આવે, તો આપણને એમ જ દેખાઈ આવે છે કે, આત્મા ઈશ્વરનિર્મિત છે, એ ઉપપત્તિ અને તદનુષંગિક 'પૂર્વ યોજનાવાદ' અને 'દૈવવાદ' ઈત્યાદિ મતોને માનનારા ખ્રિસ્તી અને મહંમદીય ઈત્યાદિ લોકોમાં જ, વિધર્મી—અન્યધર્માવલંબી—લોકો સર્વથા તલવારની ધારના ભોગ થવાને અથવા તો અધોગતિને પ્રાપ્ત થવા યોગ્ય છે, એવો ઘોર સિદ્ધાંત અદ્યાપિ પ્રચલિત છે. એના યોગે જગતને અત્યાર પહેલાં અનેક વાર ઉગ્ર અને ભયંકર પરિણામો ભોગવવાં પડ્યાં છે, અને હજુસુધી પણ ભોગવવાં પડે છે.

પરંતુ એ સર્વ કરતાં પણ નૈયાયિક લોકો પુનર્જન્મના સંબંધમાં જે એક પ્રત્યક્ષ હરહમેશ મુખ સમક્ષ લાવીને રજૂ કરે છે, તે અમારા મતે પૂર્ણ સમાધાનકારક અને નિરુત્તર બનાવનારું છે. તે એ છે કે, આપણા પૂર્વ સંસ્કારોનો અને અનુભવોનો કદાપિ નાશ થતો જ નથી. આપણાં કર્મોનો બાહ્યતઃ (મરણ સમયે) લોપ થયો જેવું દેખાય છે ખરું, પરંતુ વસ્તુતઃ અદૃષ્ટના રૂપે તે ત્યાર પછી પણ અસ્તિત્વ ધરાવતાં હોય છે, અને કેટલાક કાળ પછી પુનઃ પ્રવૃત્તિના રૂપે પોતાના કાર્યમાં દૃગ્ગોચર થાય છે. ન્હાનાં બાળકોમાં પણ મૃત્યુની ભીતિ ઈત્યાદિ જે નૈસર્ગિક પ્રવૃત્તિ જન્મથી જ ઉત્પન્ન થયેલી હોય છે, તે ઉપર્યુક્ત વિષયનું જ પ્રત્યંતર છે.

હવે, પ્રવૃત્તિ જ્યારે પુનઃ પુનઃ કરેલી કર્મક્રિયાઓનું ફળ છે, ત્યારે જન્મથી જ જે પ્રવૃત્તિઓ આપણામાં ઉત્પન્ન થયેલી હોય છે, તેમના કારણરૂપ પણ અમુક પૂર્વ કર્મો હોવાં જ જોઈએ, એ સર્વથા સ્પષ્ટ જ છે. પરન્તુ એ પૂર્વ કર્મો આપણને વર્તમાન જન્મમાં તો ક્યાંય જોવામાં નથી જ આવી શકતાં. ત્યારે, અર્થાત્ તેમનો ઉદ્ભવ ગતજન્મમાં જ હોવો જોઈએ, એ કબૂલ કરવું સર્વથા સાહજિક, સયુક્તિક અને અપરિહાર્ય જ છે. તેમ જ આપણી (એટલે કે વિશેષતઃ મનુષ્યની જ; કારણ કે, ઈતર પ્રાણિઓથી તેમ કરી શકાતું જ નથી) કેટલીક પ્રવૃત્તિઓ ઇચ્છાપૂર્વક અને સહેતુક પ્રયત્નથી જ ઉત્પન્ન થાય છે, એ પણ આપ સર્વના જાણવામાં છે જ અને જ્યારે,

આપણે એવી પ્રવૃત્તિ સહિત જ જન્મ પામીએ છીએ, એ વાત ખરી છે, ત્યારે તેવા પ્રકારના ઇચ્છાપૂર્વક પ્રયત્નો આપણા હાથે પૂર્વ જન્મમાં બનેલા હોવા જ જોઇએ, એ પણ તેની સાથે જ નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે. એટલે કે, અત્યારે આપણે જેને 'માનવી જીવિત'ના નામથી ઓળખીએ છીએ, તેવા જ પ્રકારની બીજી એક માનસિક અવસ્થા આપણા જન્મની પૂર્વે પણ હોવી જોઇએ. એવું જ જો બીજી રીતે પ્રતિપાદન કરીએ, તો એમ કહી શકાય કે, અવશ્ય આપણો પૂર્વજન્મ હોવો જોઇએ.

એવી રીતે મનુષ્યની સર્વ પ્રવૃત્તિ તેના આ જન્મના કિંવા પૂર્વ જન્મના ઇચ્છાપૂર્વક અને સહેતુક ગત પ્રયત્નોથી જ ઉત્પન્ન થાય છે, એટલા તત્ત્વ વિશે તો આર્યાવર્ત્તના પુનર્જન્મવાદી અને યૂરોપીય 'ઉત્ક્રાંતિમત' વાદી લોકોના મત (અભિપ્રાય) ની એકતા છે. એમનામાં ભેદ માત્ર એટલો જ છે કે, ઉત્ક્રાંતિમતાભિમાની આધિભૌતિકશાસ્ત્રજ્ઞો-ગત પ્રયત્નો એટલે તે આધિભૌતિક સૃષ્ટિમાં એક પછી એક થતા સ્થિત્યતરો-નૈસર્ગિક સ્થિત્યતરો છે, એમ પ્રતિપાદન કરે છે અને આર્યતત્ત્વજ્ઞો, અધ્યાત્મ અથવા માનસ, શાસ્ત્રના નિયમ અનુસાર એ ગતપ્રયત્નો સ્વતંત્ર અને પૃથક્ આત્માનાં જ ઇચ્છાપૂર્વક અને સહેતુક કૃત્યો છે, એવું સમર્થન કરે છે. હવે 'અસત્'માંથી સકળ વિશ્વની ઉત્પત્તિ થવાના મતનું જેઓ પ્રતિપાદન કરે છે, તેમના મતને લેશ માત્ર પણ ધ્યાનમાં લેવાનું કાંઈ પણ કારણ નથી. જે ઝટાપટી છે, તે મુખ્યતઃ જડવાદી શાસ્ત્રજ્ઞ (Materialists) અને પુનર્જન્મમતાભિમાની તત્ત્વજ્ઞોમાં જ છે. એક (પુનર્જન્મવાદી) નું કહેવું એમ છે કે, આપણા સર્વ અનુભવો અને સંસ્કારોનો ગ્રાહક જે સ્વતંત્ર અને પૃથક્ આત્મા છે તેનામાં જ તે અનુભવો અને 'સંસ્કારો' પ્રવૃત્તિના રૂપે સંકુચિત થઈ રહે છે, અને તે, અભંગ આત્માની જન્મપરંપરાના રૂપમાં પુનઃ પુનઃ દગ્ગોચર થાય છે. આધિભૌતિક ('ઉત્ક્રાંતિ' મતાનુયાયી) શાસ્ત્રજ્ઞોના અભિપ્રાય પ્રમાણે માત્ર મસ્તિષ્ક જ સર્વ ક્રિયાકર્મોનું ગ્રાહક છે, અને પૂર્વ સંસ્કારો આનુવંશિક પ્રેરણાથી એટલે કે, પિતાના શરીરમાંના સસ્કારો બીજરૂપે પુત્રના શરીરમાં ઉતરે છે.

એ પ્રમાણે બન્ને પક્ષવાળાઓના પક્ષ પોતપોતાની દિશામાં વિશિષ્ટ યોગ્યતાવાળા છે, અને પ્રત્યેક પોતાના મતનું બની શકે તેટલા શુદ્ધ અને સપ્રમાણ યુક્તિવાદવડે બલપૂર્વક પ્રતિપાદન કરતો હોય છે. એટલે કે, એ મત, જગતમાં પોત પોતાના વિશિષ્ટ ભાગમાં કેટલાક કાળથી પૂર્ણ સામ્રાજ્ય કરનારી બે મોટી તત્ત્વજ્ઞાન પદ્ધતિઓનું જાણે એક વિસ્તૃત રણાંગણ જ બની રહેલું છે. એમાં વિજય મેળવવામાટે આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન (Spiritualism) અને આધિભૌતિક જડવાદ (Materialism) નું પરસ્પર

## વ્યાખ્યાન અગિયારમું

# (૨) પુનર્જન્મવાદ*

આ કાએક પુનર્જન્મનો જ વિચાર કરવા પૂર્વે તેના સંબંધમાં જે બીજા કેટલાક વધારે મહત્ત્વના મુદ્દાઓ છે, તે આપણે સારી રીતે સમજી લેવા જોઇએ. તેમાંનો પ્રથમ મુદ્દો એ છે કે, પુનર્જન્મવાદ એક વિશિષ્ટ ઉપપત્તિ છે. માનવી પ્રાણીની અંતઃસૃષ્ટિમાંના ગૂઢનો નિર્ણય કરનારું તે એક સ્પષ્ટીકરણ છે. એટલામાટે જ, વેદાન્તતત્ત્વજ્ઞાનના અત્યન્ત મહત્ત્વના ભાગનું યથાર્થ જ્ઞાન મેળવવામાટે એ મતનું અધ્યયન તાદૃશ આવશ્યકીય જ એમ નથી, પરંતુ આજ અનાદિકાળથી સર્વ દેશોમાં અને સર્વ ધર્મોમાં એવિશે એકસરખી ચર્ચા કરેલી આપણને મળી આવે છે, એટલામાટે જ ખાસ એનું અધ્યયન અને નિરીક્ષણ કરવું, તે મનોરંજક અને બોધપ્રદ છે, એટલું જ.

બીજો મુદ્દો એવો છે કે, મોક્ષ મેળવવો હોય, તો એ મતમાં વિશ્વાસ રાખવો જ જોઇએ—એના વિના મુક્તિ મળવાની જ નથી—એમ પણ નથી. કારણ કે, જો મનુષ્ય ખરો ભાવિક અને નિઃસીમ મુમુક્ષુ હોય, તો પુનર્જન્મમતનું નામ પણ સાંભળવામાં ન આવ્યું હોય, તોય મોક્ષ સાધનના જે અનેકવિધ માર્ગો—શાસ્ત્રીય ભાષામાં એ માર્ગોને 'યોગ' ના નામથી ઓળખવામાં આવે છે—છે, તેમાંથી જે માર્ગ તેના અધિકારને યોગ્ય હોય, તેનું તે ઉત્તમ રીતે અનુસરણ કરી શકે છે. એટલું જ નહિ, પણ અદ્વૈત નામક જે વેદાન્તનો કેવળ તત્ત્વજ્ઞાનવિષયક ભાગ છે, તેમાં એ ઉપપત્તિને લેશ માત્ર પણ પ્રાધાન્ય આપવામાં આવેલું નથી. એ ઉપપત્તિવડે બહુ બહુ તો દૃશ્ય અને બાહ્ય વિશ્વનું જ સ્પષ્ટીકરણ થાય છે, અને એટલામાટે જ ખરા અસ્તિત્વ સંબંધી વિચારમાં એને સ્થાન અપાયલું નથી. એમ જ એ ઉપપત્તિ કાંઈ એક જ નથી, કિંતુ એના જેવી જ બીજી પણ અનેક ઉપપત્તિઓ ઉપલબ્ધ છે. એટલે, એની પણ ઇતર કલ્પનાઓમાં જ ગણના કરીને તેમણે એના તરફ દુર્લક્ષ જ કરેલું હોવું જોઇએ, એમ જ સ્પષ્ટ દેખાઈ આવે છે. જગતમાં અનેકવિધ ભિન્નતાને

* By Miss S. E. Waldo. મિસ્ એસ્. ઈ. વાલ્ડો કૃત.

જોઈને બહુધા મનુષ્યોનાં મન ગુંચવાઈ જાય છે અને તે સર્વ બાહ્ય ભિન્નતા ભાસમય છે, તેનું વાસ્તવિક અસ્તિત્વ તો નથી જ અને કેવળ આપણા અજ્ઞાનને લીધે જ આપણને તેવો ભાસ થાય છે, ઇત્યાદિ વાતોનું આકલન કરવું તેને કઠિન થઈ પડે છે. એ જે વસ્તુસ્થિતિનું અજ્ઞાન છે, તેને જ અદ્વૈતવાદી 'અવિદ્યા'–ખરા જ્ઞાનનો અભાવ–ના નામથી ઓળખે છે. અને એટલામાટે જ તેઓ એ દશ્ય અને અવાસ્તવિક અનેકવિધતાના ગૂઢ–તેમનામાટે તો એ ગૂઢ નથી જ–નો ખુલાસો કરવાની ખટપટમાં નથી પડતા. પણ આપણે એ બાહ્ય અને દશ્ય વિવિધતાને સત્ય માનતા હોવાથી તેનો ખુલાસો કરી લેવામાટે સાહજિક જ પ્રયત્ન કરતા હોઇએ છીએ. એવી રીતે એ બાહ્ય વિશ્વના ગૂઢનું સ્પષ્ટીકરણ કરનારી ત્રણ પ્રમુખ ઉપપત્તિઓ જગતની દૃષ્ટિસમક્ષ ઉપસ્થિત છે. પાશ્ચાત્ય દેશમાં એનો જે અનુક્રમ રચવામાં આવે છે, તે જ અનુક્રમથી હું અહીં એ ત્રણે ઉપપત્તિઓનું સંક્ષેપમાં જ દિગ્દર્શન કરવાનો છું.

પાશ્ચાત્ય દેશમાં અત્યારે 'વિશિષ્ટ સૃષ્ટિ' ("Special creation")ની જે ઉપપત્તિ સર્વત્ર પ્રસિદ્ધ છે, એવી કોઈ પણ પ્રકારની કોઈ પણ ઉપપત્તિ હિન્દુ લોકોમાં પ્રચલિત નહોતી, એમ તેમના પ્રાચીન ધર્મવિષયક ઇતિહાસના વાચનથી સ્પષ્ટ ભાસ થાય છે. અથવા યદાકદાચિત્ એવી કોઈ ઉપપત્તિ હોય, તો તે અત્યંત પ્રાચીન કાળમાં–કે જેની અત્યારે લેશ માત્ર પણ સ્મૃતિ રહી નથી, જે કાળ સંશયરૂપ ઘોર અંધકારથી આવૃત થયેલો હતો એવા કાળમાં જ–થઈ ગયેલી હોવી જોઇએ. કારણ કે, હિન્દુઓની કુશાગ્ર બુદ્ધિને 'અસત્'માંથી જ આ સર્વ નિર્માણ થયેલું છે, એમ માનવું કોઈ કાળે પણ સયુક્તિક અને પ્રશસ્ત ભાસ્યું નથી જ. પરન્તુ, પાશ્ચાત્ય દેશમાં એ 'વિશિષ્ટ સૃષ્ટ્યાત્મક' ઉપપત્તિનું સામ્રાજ્ય કેટલાંક શતકો પર્યન્ત અબાધિત અને અપ્રતિહત ચાલતું રહ્યું હતું; અને હજી સૂધી પણ તેનો સર્વથા ઉચ્છેદ થયેલો છે કે નહિ, એની મને શંકા જ છે.

ત્યારપછી 'ઉત્ક્રાંતિમત'નો ઉદય થયો. એ મત જે વેળાએ પ્રથમ જ પાશ્ચાત્ય દેશમાં પ્રસિદ્ધ થયું, તે વેળાએ તે મત બાયબલમાંની ઉપપત્તિના ઇતિહાસવિરુદ્ધ હોવાથી તેના યોગે ખ્રીસ્તી ધર્મનો ઉચ્છેદ થઈ જવાનો સંભવ છે, એવી ગેરસમજુતીને લીધે ચારે તરફ પ્રબળ આવેશપૂર્વક અત્યંત કોલાહલ કરવામાં આવ્યો હતો. ઈંગ્લંડમાંના 'પ્રસ્થાપિત ધર્મ,' (Establisc▯d church)ના અભિમાનીઓએ, તે પાખંડી અને અધર્મપ્રસારક મત છે, એમ કહીને અત્યંત બળપૂર્વક તેનો નિષેધ કરીને પોતાથી બની શકે ત્યાં સૂધી તેને તોડી પાડવાના પ્રયત્નોનો પરમાવધિ કર્યો હતો. એટલું જ નહિ, પણ પૂર્વે

માત્ર, એ ઉપપત્તિ, બીજી ઉપપત્તિઓ કરતા–અધિક ન હોય, તોપણ તેમના જેટલી જ–સમર્પક અને સમાધાનકારક છે, એટલુ જ ધ્વનિત કરવાનો મારો હેતુ છે એટને કે, 'વિશિષ્ટ સૃષ્ટિવાદક' મત અથવા 'ઉત્ક્રાંતિવાદ' કરતા, એના યોગે જ્ઞાત વિષયોનો અધિક, સવિસ્તર અને વધારે સારી રીતે નિર્ણય થઈ શકે છે, એમ જ મારુ કહેવુ છે હવે તે કેવા પ્રકારે, તે હુ સક્ષેપમા જ સ્પષ્ટ કરીને કહેવાનો પ્રયત્ન કરુ છુ

'ઉત્ક્રાંતિવાદ'મા મુખ્ય ન્યૂનતા એ છે કે, તેમા અખડ સાતત્યની–કર્મના અક્ષય પ્રવાહની–કલ્પના છે જ નહિ. કર્ત્તામા કૃતકર્મો સસ્કારરૂપે આવી રહે છે, એ સિદ્ધાંત તેમને માન્ય નથી કેવળ પૂર્વજોએ જે કૃત્યો કર્યાં હોય, તેના ફળોનો જ આપણે અનુભવ કરીએ છીએ, આનુવશિક સસ્કારોથી તે આપણને ભોગવવા પડે છે, આપણ ક્રિયાકર્મના ફળો આપણા ભાવી વશજોને ભોગવવા પડશે, એવી તેમની મુખ્ય કલ્પના છે. એટને કે, કર્ત્તાને તેના સારા નઠારા કર્મોનુ સારુ ફળ કે પ્રાયશ્ચિત્ત ભોગવવાની જવાબદારીમાથી તેમણે મુક્ત કરેલો છે એથી, સત્કર્મ આચરવામા કિંવા દુષ્કર્મોથી પરાવૃત્તિ રહેવામા ઉત્તેજક અથવા નિયામક હોય, એવુ કાઈપણ રહી શકતું જ નથી એટલામાટે જ એવા 'ઉત્ક્રાંતિ' તત્ત્વના નિર્બળ અને ડગમગતા પાયાપર ઊભી કરવામા આવેલી નીતિ અને સદાચારની ઇમારત કોઈ કાળે પણ મજબૂત અને બળવાન્ હોઈ શકે જ નહિ, એમ મને તો ભાસે છે આપણા પૂર્વજોને આપણા વિશે અથવા આપણામાટે લેશ માત્ર પણ કાળજી કે ચિંતા હતી, (કે, જેથી કરીને તેમણે સત્કર્મો જ કર્યાં હશે ) એ માટે આપણા પાસે પૂરાવો શો છે? સારે, જેનું મુખ પણ આપણા જોવામા આવનાર નથી, એવા આપણા સર્વથા દૂરના ભાવી વશજોમાટે આપણે પણ એની બધી ચિંતા શામાટે રાખવી જોઇએ વારુ? એવા વિચારો ઉપર્યુક્ત મતનું આકલન કરનારા મનુષ્યના મનમા કોઈવાર પણ નહિ જ આવતા હોય, એમ તે બની શકે જ નહિ એટનામાટે જ નીતિશાસ્ત્રનો પાયો, એ 'ઉત્ક્રાંતિ' તત્ત્વપર કોઈ કાળે પણ મજબૂતાઇથી ટકી શકે, એ સર્વથા અશક્ય અને અસભનીય જ છે.

હવે, જો 'બહૂપયોગિત્વ' ( Utilitarianism ) નુ તત્ત્વ એમા સામેલ કરવામા આવે, તો એ મતથી લોકોની નીતિમા પ્રવૃત્તિ થવાનો સભવ છે, એમ તત્પક્ષાભિમાની જનો કદાચિત્ કહેવાને તૈયાર થઈ જશે તોપણ 'બહૂપયોગિત્વ'નુ તત્ત્વ સારી રીતે સમજી લેવામાટે પ્રથમ પરાર્થબુદ્ધિ કિંવા લોકહિતપરાયણતા ( Altruism ) નું તત્ત્વ લોકોના મનમા ઠસાવી દેવું જોઇએ એટલે, એ સર્વ એકદર દ્રાવિડી પ્રાણાયામ જેવુ જ થયુ ' ઉપરાત, 'બહૂપયોગિત્વ,' અને 'સમાજહિતપરાયણતા' ઇત્યાદિ તત્ત્વે નું

સુપરિણામ બહુ બહુ તો કેટલાક ઉદાત્ત મનોવૃત્તિવાળા થોડાક લોકોના મનમાં જ થવાનો સંભવ છે. પરંતુ સાધારણ જનસમૂહના મનમાં એ તત્ત્વનું લેશ માત્ર પણ તાદશ પરિણામ થવાનું નથી જ. કારણ કે, સાધારણ જનસમૂહની જો કોઈ અમુક તત્ત્વમાં પ્રવૃત્તિ કરવી હોય, તો તેમના તત્કાળ સમજવામાં આવી શકે, એવા પ્રકારનાં વ્યાવહારિક ઉપયુક્તતાનાં પ્રમાણો આપવાં પડે છે. કોઈ વ્યાવહારિક મનુષ્યને 'બહૂપયોગિત્વ'નું તત્ત્વ કહેવા માંડશો, તો તે એકદમ તમને 'જ્યારે આપણાં સત્કૃત્યનું ફળ બીજાને મળવાનું છે, ત્યારે તે સત્કૃત્ય આચરવામાં સ્વાર્થ તે શો?' એવો સવાલ પૂછશે. જ્યારથી મારો આ પૃથ્વીમાં જન્મ થયો, ત્યારથી જ મારા અસ્તિત્વનો આરંભ થયો હશે અને જે વેળાએ અહીંથી હું અદૃશ્ય થઇશ, તે વેળાએ જ જો તે જીવિતનો અંત થવાનો હોય, તો કેવળ એ બે કાળના મધ્યના અસ્તિત્વ જેટલો જ મારે મારો વિચાર કરવો જોઇએ, એ મારું મુખ્ય કર્તવ્ય છે, એ સ્પષ્ટ જ જણાઈ આવે છે. મને જે કાંઈ પણ સુખ જેવું ભાસતું હોય, તે પ્રાપ્ત કરી લેવાના સર્વ પ્રયત્નો મારે આ આયુષ્યમાં જ કરવા જોઇએ, એમ માનવાની સાધારણ મનુષ્યની પ્રવૃત્તિ હોય, એ સાહજિક જ છે. એટલે કે, વ્યાવહારિક દૃષ્ટિથી વિચાર કરીએ, તો ઐહિક સુખ વિશેની મારી જેવી કલ્પના હોય, તેવા જ ધોરણનો મારા આયુષ્યનો અનુક્રમ બંધાય છે, એમાં કાંઈ પણ શંકાનું સ્થાન છે જ નહિ. અર્થાત્ મને અધિક સુખ શાથી મળી શકશે, એ ચિંતામાં અને તેને પ્રાપ્ત કરવામાટેના જૂદા જૂદા અનેક વ્યવસાયોમાં હું નિમગ્ન થઈ જાઉં, એ સ્વાભાવિક જ છે. 'ત્યારે, પરોપકાર કરવામાં પણ મને જ ખરું સુખ પ્રાપ્ત થવાનું છે, એવો મારો પ્રથમ વ્યાવહારિક અને ખુલ્લે ખુલ્લા યુક્તિવાદથી નિશ્ચય કરી આપવો જોઇએ. એમ કરવાથી જ મારી પરોપકારમાં–'બહૂપયોગિત્વ' તત્ત્વનું અવલંબન કરવામાં–પ્રવૃત્તિ થવાનો સંભવ છે.

એવા પ્રકારનો નિશ્ચય આપણને વેદાંત કરાવી આપે છે. કારણ કે, તે મને એમ જ કહે છે કે, 'તું' અને બીજા લોકો કાંઈ પૃથક્ કિંવા ભિન્ન નથી. વસ્તુતઃ તમે સર્વ એક જ છો. ત્યારે બીજાને જે સહાયતા આપવી, તે બીજા રૂપમાં પોતાના સ્વાર્થની સિદ્ધિ કરવા જેવું જ છે. પણ જે છીએ, તે આપણે પોતે જ છીએ, એમ માનીને સ્વાર્થ સાધવાના માર્ગ કરતાં, આવી રીતે, આપણે જ સર્વમય છીએ અને ઇતર જનો પણ આપણામાં જ રહેલા છે–આપણા અંગભૂત જ છે–એવી વ્યાપક અને વાસ્તવિક બુદ્ધિ રાખીને સ્વાર્થ સાધવો, તે વિશેષ ઉદાત્ત અને વિશેષ શ્રેયસ્કર છે." એટલે, એમાં પણ 'ઉત્ક્રાંતિ' મત તો છે જ. એ ઉપપત્તિ પૌરસ્ત્યોને આજે કેટલાબધા

પ્રાચીન કાળથી અવગત છે; અને હિન્દુઓમાં તે સામાન્યતઃ સર્વસંમત છે. પણ એ 'ઉપપત્તિમાં અધિકતા એ છે કે, એ કેવળ 'ઉત્ક્રાંતિ'મય જ નથી, કિન્તુ એનામાં કર્મ અને પુનર્જન્મની ઉપપત્તિઓનો પણ સમાવેશ થયેલો છે, અથવા કરેલો છે.

એ બે ઉપપત્તિઓ' એક બીજા સાથે નિકટ સંબંધથી જોડાયલી છે. જો એકને બીજીથી ભિન્ન કરી નાખીએ તો ભાગ્યે જ ચાલી શકે. પ્રત્યેકને પોતાની પૂર્ણતા કરવા-માટે બીજીની સહાયતા લેવી જ પડે છે. ઉદાહરણાર્થ, જેને આપણે પોતે ચિરંતન અને શાશ્વત જ છીએ, એમ ભાસે છે–આજે જનમ્યા અને કાલે મરવાના, એવી કલ્પના જેમને સંમત નથી,–તેમને અર્થાત્ હવે પછી પણ આપણું જીવિત અક્ષય્ય ચાલુ રહેશે જ, એટલે કે, આ ક્ષણે ક્ષણે બદલતો વર્તમાન કાળ વીતી ગયો કે, તત્કાળ શાશ્વત ભવિષ્યકાળ આવવાનો જ, એમ ભાસવું સર્વથા સાહજિક જ છે. 'વર્તમાન કાળ' છે એ વાતનો સ્વીકાર કરવામાં આવે, તો 'ભૂત' અને 'ભવિષ્ય' એ બે કાળો પણ છે, એનો પણ સ્વીકાર કરવો જ જોઇએ. કારણ કે, 'વર્તમાનકાળ'થી વાસ્તવિક શી કલ્પના ધ્વનિત થાય છે વારુ? 'ભૂત' અને 'ભવિષ્ય' મધ્યે ક્ષણે ક્ષણે બદલતી તે કાલ્પનિક સીમા જ નથી કે શું? કોઈ પણ વિષયને ચાલતો જોઇને, તેનો આરંભ ક્યારથી થયો હશે, એવી મનુષ્યના મનમાં સાહજિક જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે; કિંવા અમુક એક વસ્તુનો નાશ થતો જોતાં જ તેનું ત્યાર પછી શું થયું હશે, એ વિશે મનુષ્યના મનમ સાહજિક પૃચ્છા ઉત્પન્ન થાય છે. પરંતુ એવી જિજ્ઞાસા કોના મનમાં ઉત્પન્ન થાય છે? જેની પૂર્વ અસ્તિત્વ અને આગામિ (ભવિષ્યકાળસ્થ) અસ્તિત્વમાં શ્રદ્ધા હોય છે, તે જ મનુષ્યના મનમાં. પરંતુ, મનુષ્યનું વર્તમાન જીવન જ તેના સર્વ અસ્તિત્વનું પર્યવસાન છે, એવી જેની માન્યતા થઈ ગયેલી હોય છે, તેના મનમાં, મનુષ્યના આત્માની પૂર્વ સ્થિતિ શી હતી, અથવા તેનું આ જન્મ પછી શું થવાનું છે, એ વિશે વિચાર કરવાની આવશ્યકતા જ હોતી નથી. અર્થાત્ તેમને પુનર્જન્મના સિદ્ધાંત–મતની પણ કાંઇયે પરવા હોતી જ નથી.

તથાપિ જ્યાં આપણો અંત થાય છે, ત્યાં જ સમસ્ત જગતનો અન્ત થવાનો નથી, એટલું તો તેમણે સમજવું જ જોઇએ; અને આપણો આ જીવનપ્રવાહ કયા અગાધ સમુદ્રમાં જઈ મળવાનો છે, કિંવા આપણી આસપાસમાં દેખાતી અખિલ જીવસૃષ્ટિનો ઉદ્ગમ ક્યાં હશે, એના વિચારમાં તેનું મન એક બે ક્ષણ તો અવશ્ય સાશ્ચર્ય કૌતુકથી સ્તબ્ધ થઈ જવું જ જોઇએ, એવો મારો અભિપ્રાય છે.

અનન્ત કાળના પ્રમાણમાં કેવળ ક્ષણ માત્ર ટકનારું મનુષ્યનું આ લોકમાંનું આયુષ્ય તેને પૂર્ણતા પ્રાપ્ત થવાના કાર્યમાં કેટલું બધું અપૂર્ણ અને તોટક છે, એની

કલ્પના પૌરસ્ત્ય લોકોના મનમાં ઘણા જ પ્રાચીન કાળથી આવી ચૂકેલી છે. એકંદર સૃષ્ટિનો મુખ્ય હેતુ મનુષ્યને પૂર્ણત્વ આપવાનો છે, એ વેદકર્તા મહાન્ મહર્ષિઓના જાણવામાં ક્યારનુંય આવી ચૂકયું હતું; અને એ હેતુના પૂર્ણ થવામાટે સીતેર કે એંશી વર્ષનો અવધિ બહુ જ સંકુચિત અને અલ્પ છે, એમ પણ તેમના જાણવામાં આવી ચૂકયું હતું. ત્યારે મનુષ્ય, શાશ્વત અને ચિરંતન પ્રાણી હોવો જોઇએ, એવો તેમનો નિઃસંશય નિશ્ચય થયેલો હતો. એ મનુષ્યના અમરત્વની કલ્પના વેદના અત્યંત પ્રાચીન ભાગોમાં સુદ્ધાં પણ મળી આવે છે. તે જ પ્રમાણે આ લોકમાંની જીવનસૃષ્ટિમાં તેમને અનેક આશ્ચર્યકારક ભેદો દેખાઈ આવ્યા હતા; માત્ર મનુષ્યમાં જ તેમને કેટલાક પ્રકારની અવસ્થાની ભિન્નતા જોવામાં આવેલી છે. તથાપિ, મનુષ્યની દુઃખમય સ્થિતિનો દોષ ઈશ્વર કિંવા શયતાન આદિ ખલ દૈવતોને શિરે ચઢાવવાથી તેમના મનનું સમાધાન થઈ શકયું નહિ. ત્યારે, આ લોકમાં દેખાતા (મનુષ્યમાંના) અવસ્થાભિન્નત્વમાટે મનુષ્ય પોતે જ જવાબદાર હોવો જોઇએ, એવો તેમનો નિશ્ચય થયો. એટલું જ નહિ, પણ એ મહાર્ષિઓએ પોતાપરની જવાબદારીનો ભાર પણ બીજાના શિરે લાદવાનો યત્ન ન કરતાં, તે જવાબદારી તેમણે પોતાના શિરે જ લઈ લીધી; અને એમાં તેમની વિલક્ષણ નિઃસ્પૃહતા અને અદ્વિતીય માનસિક દઢતા દેખાઈ આવે છે, એમાં લેશ માત્ર પણ શંકા જેવું નથી જ.

પરંતુ, એવો પ્રકાર ખ્રીસ્તી ધર્મમાં મળી નથી આવતો. તેમનો આદ્ય પુરુષ જે 'ઍડમ્' તેણે પોતાપર થયેલા પ્રભુકોપનો અને પોતાના પતનનો સઘળો દોષ આદ્ય સ્ત્રી ઈવ્હિના શિરે જ ચઢાવી દીધો છે; અને તે ઈવ્હિ વળી પોતાના દોષનો ભાર જ્ઞાનવૃક્ષનું ફળ ચાખી જોવાની બુદ્ધિ આપનારા સર્પરૂપ શયતાનના શિરે લાદવાનો પ્રયત્ન કરેલો છે. એટલે કે, ખ્રીસ્તી ધર્મમાં મનુષ્યે પોતાની દુર્બળતાને વ્યક્ત કરીને ઈશ્વરને સ્વતઃવ્યતિરિક્ત કલ્પેલો છે. અર્થાત્ તે ઈશ્વરની પુનઃ પોતાનાપર દયાદૃષ્ટિ ખેંચવામાટે ત્રીજા એક મહાત્મા (ખ્રીસ્ત)ની મધ્યસ્થતાની વળી તેમણે આવશ્યકતા દેખાડેલી છે. પરંતુ, એવી રીતે, મનુષ્યની દુર્બલતા અને પરાવલંબિતાને દેખાડનારા ધર્મ કરતાં જે તત્ત્વજ્ઞાનપદ્ધતિ સર્વથા ધીટતાથી 'મનુષ્યે જ એ સર્વ દુઃખો પોતાના અંગપર ખેંચી લેવાં જોઇએ,' એમ એકદમ કબૂલ કરીને, તે જો પોતાની ભૂલ સુધારશે, તો તે દુઃખોમાંથી તે પોતાને મુક્ત કરી શકશે, એવી રીતે મનુષ્યની સ્વતંત્ર કર્તૃત્વશક્તિને ઉત્તેજન અને ઉત્સાહ આપે છે, તે ધર્મપદ્ધતિ કેટલી બધી ઉદાત્ત અને શ્રેષ્ઠ પ્રકારની હોવી જોઇએ, એનો આપે જ વિચાર કરી લેવો. અને તો એ ધર્મપદ્ધતિ અત્યંત ઉદાત્ત દેખાય છે.

જ આપણા જીવનનો આરંભ થયો, કિંવા અહીંથી આપણું પ્રયાણ થતાં જ આપણા અવતારની સમાપ્તિ થવાની, એમ આપણે કોઈ કાળે પણ માનીશું નહિ જ, એ સર્વથા સ્પષ્ટ જ છે. હવે બીજી એક વાત એ છે કે;–આપણે જો આપણી આસપાસમાં લક્ષપૂર્વક જોઇએ, તો આ જીવસૃષ્ટિમાં અનેક પ્રકારની ભિન્નતા, વિવિધતા, ભેદ અને અંતર આપણા જોવામાં આવે છે. એ સર્વ જોઇને 'સૃષ્ટિમાં આવા બધા ભેદો શામાટે હોવા જોઇએ વારુ?' એવો પ્રશ્ન આપણાં મનમાં સાહજિક જ આવીને ઉભો રહે છે. અર્થાત્ એનું કાંઈ પણ કારણ તો અવશ્ય હોવું જ જોઇએ, એવિશે તો આપણને શંકા હોતી જ નથી. 'આ છે, એટલે છે!' એવી અંધશ્રદ્ધાથી કિંવા દૈવ અને વિધિયોજના ઇત્યાદિક અનાસ્તવિક શાબ્દિક કારણોથી પણ આપણા મનનું સમાધાન થતું નથી. કારણ કે, આ સૃષ્ટિની ઉથલપાથલોમાં સર્વત્ર એકસરખી નિયમબદ્ધતા દેખાઈ આવતી છતાં પણ મૂળ કારણના સંબંધમાં જ વિધિ અને દૈવ ઇત્યાદિની કલ્પના કરવી, એ બુદ્ધિનું કાર્ય તો નથી જ. કિંબહુના કારણવિના કાર્યની ઉત્પત્તિ થવી, એ કલ્પના જ મનુષ્યના મનને–નૈસર્ગિક સ્ફૂર્તિથી કહો કિંવા બીજા કોઈ કારણને લીધે કહો–કદાપિ ગ્રાહ્ય–માન્ય–કરવા જેવી ભાસતી નથી. કોઈ એક કાર્યના કારણવિશે ગમે તેટલો પણ મતભેદ–વિરોધ સુદ્ધાં પણ–હોય, તથાપિ, તે કાર્યના અંતર્ભાગમાં કોઇને કોઈ કારણ તો અવશ્ય હોવું જ જોઇએ, એવિશે તો કોઇના પણ મનમાં લેશ માત્ર પણ સંશય હોતો નથી જ. એવી રીતે પ્રત્યેક કાર્યનું મૂળ કારણ શોધી કાઢવામાટે મનુષ્યે જે અનેક પ્રયત્નો કરેલા છે, તેનું જ દૃષ્ટ ફળ અધ્યાત્મશાસ્ત્ર (Metaphysics) છે. વધારે શા માટે, સ્થૂલ સૃષ્ટિમાં પણ કોઇપણ આદિ કારણને શોધતાં શોધતાં અંતે અધ્યાત્મશાસ્ત્ર પાસે જ આવીને આપણને ઊભું રહેવું પડે છે. જેને સૃષ્ટપદાર્થવિજ્ઞાનમાં પરમાણુના નામથી ઓળખવામાં આવે છે, તેનું આદ્યસ્વરૂપ પણ આત્મા જેટલું જ–કિંબહુના તેના કરતાં પણ અધિક–આધ્યાત્મિક તત્ત્વોનું બનેલુ હોય છે. સારાંશ કે, કેવળ સૃષ્ટપદાર્થવિજ્ઞાનની સહાયતાથી જ જો પ્રત્યેક વિષયનો ખુલાસો કરવાનો મનુષ્ય પ્રયત્ન કરે, તો તેને કદાપિ તેમાં પૂર્ણ યશ મળવાનો સંભવ નથી, કિન્તુ અંતે તેને 'અજ્ઞેય ગૂઢ' પાસે આવીને અટકવું જ પડવાનું. સૃષ્ટિમાંના પ્રત્યેક વિષયનું સમાધાનકારક સ્પષ્ટીકરણ કરવામાટે તેને અવશ્ય આધ્યાત્મિક શાસ્ત્રની સહાયતા લેવી જ જોઇએ. એ વિના ચાલી શકે એમ નથી જ.

એવી રીતે બાહ્ય ક્રિયા અને તેનું ફળ, એ દૃષ્ટિથી પણ મનુષ્યનાં કર્મો અધ્યાત્મશાસ્ત્રમાં કેવી રીતે સમાઈ જાય છે, તે મેં બતાવ્યું. હવે, આપણે 'પુનર્જન્મ'ની ઉપપત્તિનો વિચાર કરીએ.

હું ધારું છું કે, એકવાર જો પોતાની શાશ્વતતા અને અમરતાની કલ્પના મનુષ્ય માન્ય કરી લે, તો તે દ્વારા એ 'પુનર્જન્મ'ની ઉપપત્તિ પણ તે મનુષ્યમાં પોતાની મેળે જ વિકાસ પામે છે. કારણ કે, મનુષ્ય અત્યારે છે, એવો નિર્માણ કેમ થયો, એનું કારણ શોધવાનું સાહજિક અને ઉત્તમ સાધન, તેના ગત–પૂર્વ–અસ્તિત્વનો–તે પૂર્વે કેવો હતો, એનો–વિચાર કરવો, એ જ છે. મનુષ્ય અહીં અને અત્યારે જે રૂપમાં આપણને દેખાય છે, તેવા પ્રકારના સ્વરૂપનું (સંસ્કારરૂપ) બીજ, તેણે ગત જન્મમાં વાવ્યું હશે જ, તેથી જ (તેના ફળરૂપે) આ જન્મમાં તે આપણને તેવો દેખાય છે. એ નિયમ, માત્ર આપણા સ્થૂલ અને જડાત્મક શરીરના સંબંધમાં જ લાગૂ પડે છે, એમ નથી; કિન્તુ જેના યોગે મનુષ્યો પરસ્પરથી ભિન્ન અને પૃથક્ થાય છે, દેખાય છે, અને જેને આપણે 'વ્યક્તિત્વ' કહીએ છીએ, (કિંવા શાસ્ત્રીય 'પ્રત્યગાત્મા'ના નામથી ઓળખીએ છીએ) તે અનિર્દેશ્ય સૂક્ષ્મ તત્ત્વના સંબંધમાં પણ એ નિયમ સર્વથા ખરો અને લાગૂ પડતો જ છે. મનુષ્ય મનુષ્યમાં જે અનેક પ્રકારની ભિન્નતા અને વિવિધતા આપણા જોવામાં આવે છે, તેનો, કેવળ આનુવંશિક સંસ્કાર અને પરિસ્થિતિના સંયોગથી બનેલા 'ઉત્ક્રાંતિ' મતવડે પૂર્ણ અને સમાધાનકારક ખુલાસો થઈ શકતો નથી; કિંવા એ અમર્યાદ વિવિધતાનું ઉત્ક્રાંતિમતાભિમાનીઓ જે સ્પષ્ટીકરણ આપે છે, તે પ્રત્યેક મનુષ્યમાં રહેલી નૈસર્ગિક ન્યાયબુદ્ધિને ગ્રાહ્ય અને સયુક્તિક ભાસતું નથી. અત્યારે મને જે દુઃખો ભોગવવાં પડે છે, તે સર્વ તે એક, સર્વજ્ઞ અને સર્વસાક્ષી ઈશ્વરની આજ્ઞા અનુસાર જ છે, એમ કહેવાથી મને જેટલો બોધ અને મારા મનનું જેટલું સમાધાન થવાનો સંભવ છે; તેના કરતાં, 'મને અત્યારે જે દુઃખ ભોગવવું પડે છે, તે મારાં પૂર્વજો આવા આવા પ્રકારનાં હતાં, તેથી જ (આનુવંશિક સંસ્કારોને લીધે જ) છે, એમ કહેવાથી કાંઈ મને અધિક બોધ થવાનો કિંવા મારા મનનું વિશેષ સમાધાન થવાનો સંભવ તો નથી જ. વિરુદ્ધ પક્ષે, એ દ્વિતીય સ્પષ્ટીકરણ મને અરુચિકારક અને અજ્ઞેય હોવાથી સામો તેથી ઓછું સમાધાન થવાનો કિંબહુના લેશ માત્ર પણ સમાધાન ન થવાનો જ સંભવ વિશેષ છે.

વળી બીજા ઉત્તર વિશે હું એવો પણ પ્રશ્ન કરી શકીશ કે, 'અમુક અમુક પૂર્વજો–માતા પિતાના–ના પેટે અવતરવાથી જો મને આવાં દુઃખો ભોગવવાં પડે છે, તો મારો જન્મ એ માબાપના પેટે જ શામાટે થયો? બીજાના ઘરમાં મારો જન્મ કેમ ન થયો?' એ સ્થાને આનુવંશિક સંસ્કારનું મત સર્વથા નિરુત્તર જ થઈ જાય છે. પણ એનું કર્મવાદમાં સમર્પક ઉત્તર આપેલું છે. કર્મવાદ તો મને એમ જ કહેશે કે,

"બહેન ! તારો જન્મ એ જ માબાપના ઘરમાં શાને થયો, એનું ઉત્તર એ છે કે, તું પોતાનાં પૂર્વ કર્મોના સંસ્કારથી એ જ માતાપિતાના ગૃહમાં અવતરવાને યોગ્ય હતી. તેં તારા ગત જન્મમાં જે કાંઈ પણ કર્મો કર્યાં હશે, તેના યોગે તારે એવાં જ માતાપિતાની પુત્રી થવું જોઈએ, એવો તેં જ નિશ્ચય કરી નાખેલો હતો; અને તે પ્રમાણે પોતે જ વાવેલા બીજનું ફળ અત્યારે તું ભોગવે છે." અર્થાત્ મેં કરેલાં કૃત્યોની જવાબદારી મારાપર છે અને તેનાં સારાં નઠારાં ફળો મારે જ ભોગવવાં જોઈએ, એવો મારામાં રહેલી નૈસર્ગિક બુદ્ધિનો નિશ્ચય થઈ જવાથી એ ઉત્તરથી મારું પૂર્ણ સમાધાન થઈ જાય છે; અને મારી વર્તમાન સ્થિતિ વિશે જો હું ખરેખર અસંતુષ્ટ હોઉં, તો હવે પછી જેના યોગે મને અત્યાર કરતાં અધિક સુખકારક સ્થિતિ પ્રાપ્ત થાય, એવા પ્રકારનાં કર્મો કરવા વિશે મારા મનમાં એ ઉત્તર વિશ્વાસપૂર્વક દૃઢ નિશ્ચય ઉત્પન્ન કરે છે.

પરંતુ, એ વાત સાધારણ માણસોના ધ્યાનમાં એકદમ આવી નથી શકતી. એટલામાટે જ ઘણાખરા લોકો, આપણે જ આપણી સારી કે નઠારી સ્થિતિ માટે જવાબદાર છીએ, એવી કલ્પનાને મનમાં લાવતાં પણ થરથર કંપી જાય છે; અને ભયભીત થઈ જાય છે. આપણને કોઈ વિશેષ પ્રતિકૂલ અને અપ્રિય હોય, એવો બનાવ બની આવે, તો તેનો દોષ આપણા જ ભૂલભરેલા વર્તનપર પડી શકે છે કે નહિ, એ જોવાને બદલે તેનું ઠીકરું બીજાના શિરે જ કિંવા આસપાસની પરિસ્થિતિપર જ ફોડવાની આપણા મનની કેટલી બધી તાત્કાલિક અને સ્વાભાવિક પ્રવૃત્તિ થઈ જાય છે, એનો તો સર્વને સારી રીતે પરિચય છે. પણ એથી વિરુદ્ધ, જો કોઈ અનુકૂલ અને પ્રિય બનાવ અનપેક્ષિત બની આવે છે, તો તેવો બનાવ બનવાની પરિસ્થિતિ આપણે જ નિર્માણ કરી, એવું શ્રેય લઈ લેવામાટે આપણે કેટલી બધી ઉતાવળ અને ઉત્સુકતા બતાવીએ છીએ, એ ક્યાં કોઈથી અજાણ્યું છે? સારાંશ કે, પોતાનું સુખ માત્ર આપણે સંપાદન કરીએ છીએ અને તેનું શ્રેય આપણને જ છે, એમ કબૂલ કરવાને સતત આપણે તૈયાર રહીએ છીએ.–તે માટે બીજા કોઈનો ઉપકાર માનવાની ભાવના પણ આપણા મનમાં આવતી નથી. પણ ન કરે નારાયણ ને જો કોઈ દુઃખ આવી પડ્યું, તો તે માટે પ્રથમ પરિસ્થિતિને, અને ત્યાર પછી દૈવ ઇત્યાદિને શિરે દોષારોપણ કરવાના માર્ગમાં આપણું પ્રમાદી મન એકદમ દોડી જાય છે. પરંતુ કર્મવાદમાં એવા પ્રકારનો પક્ષપાતીભાવ બિલકુલ છે જ નહિ; તે પૂર્ણ ન્યાયવાદી છે. એકવાર મનુષ્યે એ ઉપપત્તિનું યથાર્થ જ્ઞાન મેળવી લીધું કે, પોતાનાં સુખદુઃખ માટે–વિશેષતઃ દુઃખમાટે–સ્વતઃ વ્યતિરિક્ત બીજા કોઈના શિરે દોષ લાદવાની તેના મનમાં ઇચ્છા

માત્ર પણ થતી નથી. વળી એ મત, કેવળ 'પિતૃવાક્યં પ્રમાણમ્' સમાન અંધશ્રદ્ધાયુક્ત અથવા દૈવવાદપ્રતિપાદક નથી, કિંતુ તે ત્રિકાલાબાધિત સત્ય સ્વરૂપ છે, અને જો ઇચ્છા કરવામાં આવે, તો તે કોઈ પણ મનુષ્યના અનુભવમાં આવી શકે એમ છે. કારણ કે, એ મતને હૃદયમાં જો સારી રીતે ઠસાવી દેવામાં આવે, તો કોઈ પણ પરિસ્થિતિમાં તે પરિસ્થિતિને અનુરૂપ હોય, એવું પોતાના વર્તનનું ધોરણ રાખીને તેમાંજ સુખ સમાધાનથી રહેવાનું સામર્થ્ય તેના અંગમાં આવી શકે છે; પણ તે પ્રકટ રીતે આપણા એકદમ જાણવામાં આવી નથી શકતું, એટલી જ માત્ર કઠિનતા છે. એ સામર્થ્યની અનુભવથી પ્રતીતિ થઈ શકે છે. જગતમાં એવી પણ કેટલીક વાતો છે કે, જે આપણી ઉપર ઉપરની દૃષ્ટિને એકદમ દેખાઈ શકતી નથી. એટલામાટે, તેમનું મૂળ અસ્તિત્વ જ નથી, એમ કહેવું, તે યોગ્ય અને સયુક્તિક તો ન જ કહેવાય. ઉદાહરણાર્થ, કાળ-ચક્રનો નિયમ સૃષ્ટિમાં અબાધિત ચાલેલો છે; અને તેની કલ્પના આપણા મનમાં વસતી હોય છે જ; પણ તે એક બે દિવસમાં કિંવા વર્ષ છ માસમાં આપણા અનુભવમાં ન આવી, તો તેથી તે અસ્તિત્વમાં જ નથી કિંવા તે નિયમનું કાર્ય સૃષ્ટિમા થતું જ નથી, એમ કદાપિ કહી શકાશે નહિ જ. અસ્તુ.

આ જન્મમાંનાં કર્મોના યોગે ભાવી જીવિતનું સ્વરૂપ નિશ્ચિત થાય છે, એ કલ્પના ખ્રીસ્તી ધર્મે પણ માન્ય કરેલી છે; પણ તે ઘણા જ વિશિષ્ટ અને મર્યાદિત સ્વરૂપે માન્ય કરેલી છે. એટલે કે, આપણને ભવિષ્યમાં મળનારી ગતિનો આધાર આપણાં અત્યારનાં કર્મોપર જ રહેલો છે, એટલું તેણે માન્ય કરેલું છે. પણ અત્યારના આપણા મનુષ્યાવતારનાં કારણરૂપ પૂર્વનાં કાંઈ પણ કર્મો હોવાં જોઇએ, (અર્થાત પૂર્વાસ્તિત્વ હોવું જોઇએ,) એ પોતાની મેળે જ નિષ્પન્ન થતા સિદ્ધાન્તને માત્ર તેમના ધર્મમાં ક્યાંયપણ સ્થાન આપવામાં આવેલું નથી. બાહ્ય વિશ્વમાં દેખાતા ઉચ્ચ અને નીચ આદિ ભેદોનું સ્પષ્ટીકરણ, તેમણે 'તે સર્વજ્ઞ સર્વપ્રભુ ઈશ્વરની ઇચ્છા!' એવું જ આપેલું છે. પરંતુ એ વાત જો તેમને માન્ય હોય, તો તેમને એ સ્પષ્ટીકરણ આપવાનું પણ કશું પ્રયોજન નહોતું જ. કારણ કે, એકવાર ઈશ્વરની ઇચ્છાનો ઉલ્લેખ કર્યો કે, તે દૃષ્ટિથી ઉચ્ચ અને નીચ આદિ ભિન્નતા રહી શકતી જ નથી. આપણાથી તેનું દૂરદર્શિત્વ-અગાધ દૂરદર્શિત્વ-જાણી નથી શકાતું, એટલામાટે જ આપણને એ ભિન્નતાનો ભાસ થાય છે, એટલું ઉત્તર પણ સંપૂર્ણ થયું હોત.

ખ્રીસ્તી ધર્મમાં બીજી એક વિસંગતતા એવી છે કે, આ જન્મ પછી મનુષ્ય અનંત અને અગાધ સાતત્યમાં જાય છે, એમ તેઓ માને છે. પણ એવા પ્રકારની

અનંત અને અગાધ શાશ્વતતાની કલ્પના કરવામાં આવે, તો તેટલા જ પ્રમાણમાં વર્તમાન કાળની પૂર્વે પણ અનાદિ અને અગાધ પૂર્વ અસ્તિત્વ હોવું જ જોઇએ, એ તેમના ધ્યાનમાં આવ્યું હોય, એમ દેખાતું જ નથી. એટલે કે, એ જે અનન્ત કાળ-પરંપરા છે, તેમાંની એક કડીને પૃથક્ કાઢીને પુનઃ આખી શૃંખલાને કાયમ રાખવાની ઇચ્છા કરવા જેવો જ એ પ્રયત્ન છે. અથવા, લાકડીનો એક જ છેડો હોય છે, એમ સિદ્ધ કરીને જાણે તેઓ પોતાની મૂર્ખતા જ સિદ્ધ કરવા માગતા હોયની! એના જેવો જ એ બધો ખેલ દેખાય છે. કારણ કે અનંત સાથે અનાદિ પણ હોય, એવું એક વર્તુલ માત્ર જ હોઈ શકે એમ છે. વર્તુલની એકન્દર આકૃતિનો વિચાર કરવામાં આવે, તો તેનો આરંભ ક્યાંથી થયો, એ કોઇથી પણ કહી શકાય તેમ નથી જ. માત્ર વિશિષ્ટ બિન્દુથી જ વિચાર કરીએ, તો માત્ર વર્તુલનો 'આરંભ' અને તેનો 'અંત' ઇત્યાદિ પ્રયોગો આપણે કરી શકીએ એમ છે. કાળની પણ એવી જ વાત છે. સમસ્તતાથી વિચાર કરવામાં આવે, તો કાળ અનંત અને શાશ્વત છે, એવું વિધાન કરી શકાય એમ છે. પણ કાળનો એક છેડો (ભવિષ્ય) માત્ર અગાધ અને અનંત છે, અને બાકીનું (ભૂતકાળ) મૂળ અસ્તિત્વમાં જ નથી, એવું વિધાન કરવામાં આવે, તો તે અપ્રયોજક અને નિરર્થક જ થવાનું.

ત્યારે એકંદર રીતે જે કહેવાનું તે માત્ર એટલું જ કે, સૃષ્ટિમાંના અનેક ગૂઢોનો અને વિવિધ પ્રકારની ભિન્નતાઓનો સમર્પક અને સમાધાનકારક ખુલાસો કરનારી માત્ર એક જ ઉપપત્તિ છે; અને તે 'કર્મ' તથા 'પુનર્જન્મ'ની ઉપપત્તિ છે. એના સમર્થનમાટે હું જૂદાં જૂદાં શાસ્ત્રીય પ્રમાણો આપીને વેળા વીતાડવાનું ઉચિત નથી ધારતી. કારણ કે, એ શાસ્ત્રીય અધિકારમાંનો પ્રશ્ન નથી, કિન્તુ સારાસાર વિચાર અને પ્રત્યક્ષ અનુભવથી જ એવું જ્ઞાન કરી લેવાનું છે. માત્ર, એકાદ ઉપપત્તિ જગતમાં વધારે લોકોને માન્ય હોય, એ કાંઈ તેની ઉત્તમતાનું સબળ પ્રમાણ નથી; એટલામાટે જ તેવી વસ્તુસ્થિતિ હોવા છતાં પણ હું તે પ્રમાણ આપતી નથી. કારણ કે, સત્ય, તે પોત-પોતાના અનુભવનો જ વિષય છે. જો હું એનો સ્વીકાર કરું, તો તેનો અનુભવ માત્ર મારા પૂરતો જ મને આવે એમ છે. પરંતુ એ ઉપપત્તિનું એમ નથી. એ સૃષ્ટિનો ત્રિકાલાબાધિત અને સર્વત્ર સમાન એક નિયમ છે. જો મારો તેમાં વિશ્વાસ ન પણ હોય, તો પણ મારાપર તે પોતાનો અધિકાર તો ચલાવવાનો જ. કિંવા, તેનામાં જો મારો નિઃસીમ વિશ્વાસ હોય, તો તે મને પોતાના પ્રભાવમાંથી મુક્ત કરશે, એમ પણ નથી. એટલામાટે જ હું એકવાર ફરી કહું છું કે, બાહ્ય વિશ્વમાંનાં એકન્દર ગૂઢોનો

અને ક્રિયાવ્યાપારનો ખુલાસો એ ઉપપત્તિથી જ પૂર્ણ અને સમર્પક રીતે થતો હોવાથી એ ઉપપત્તિ સર્વથૈવ આદરણીય અને ગ્રાહ્ય છે. બાકી, એનો આદરસ્વીકાર કરવો કે ન કરવો, એ વાત તાદશ મહત્ત્વની છે, એમ તો નથી જ. કારણ કે, તમે એને માન્ય કરો કે ન કરો, પણ એનો તો આપણા બધાપર એક સરખો પ્રભાવ ચાલુ રહેવાનો જ, એ તો મેં આપને કહેલું જ છે.

વળી, મનુષ્યની ખરી ઉન્નતિ—મોક્ષપ્રાપ્તિ—માટે એ ઉપપત્તિ અતિ આવશ્યકીય છે, એમ પણ નથી. એનાવિના પણ મનુષ્ય પોતાના આત્મિક કલ્યાણને સાધ્ય કરી શકે એમ છે. વેદાન્તમાંનો અત્યન્ત ઉદાત્ત અને તત્ત્વજ્ઞાનવિષયક ભાગ પણ એનાથી સર્વથા અલિપ્ત જ છે. તેમાં એ નિયમનું નામ નિશાન પણ મળતું નથી; અને તે સાહજિક જ છે. કારણ કે, મનુષ્યને એકવાર પોતાના યથાર્થ સ્વરૂપનો પ્રત્યય થઈ ગયો, અને તે પોતે જ 'હું એકમેવાદ્વિતીયં બ્રહ્મથી એકરૂપ છું,' એવી દઢતમ બુદ્ધિવાળો થઈ ગયો, એટલે તે વિશ્વમાંની ભિન્નતાની કલ્પનામાંથી આપોઆપ જ મુક્ત થઈ ગયો, એમ સમજી લેવાનું છે. ત્યારપછી ઐક્યવિના બીજું કાંઈ પણ દેખાતું નથી. આપણે અજર છીએ; અમર છીએ. આપણે વસ્તુતઃ ક્યાંયથી પણ આવતા નથી, ક્યાંય જતા નથી અને આપણે વાસ્તવિક રીતે શુદ્ધ બુદ્ધ મુક્ત પરિપૂર્ણ અને અવિનાશી પરબ્રહ્મરૂપ છીએ અને તેથી આટલો સમય આપણને જે સર્વ ભાસ થયો હતો, તે સર્વ ભ્રમ હતો; એવું જ્ઞાન તેને પોતાની મેળે જ પ્રાપ્ત થઈ જાય છે. આટલીવાર સુધી આપણને જે દેખાયું, તે સર્વ સ્વપ્ન હતું; તે સ્વપ્નમાં કાંઈક નિયમ વ્યવસ્થા ઇત્યાદિ હતાં. તે સ્વપ્ન દૂર થતાં તેમાના નિયમ વ્યવસ્થા આદિનો પણ લોપ થયો; અને હવે પૂર્ણ જ્ઞાન વ્યતિરિક્ત કાંઈ જ રહેલું ન હોવાથી શંકા પ્રશ્નોત્તરોનો પણ સદાનેમાટે લય થયો, એવી અંતે જે પ્રતીતિ થવી, તે જ આત્મસાધન છે. સારાંશ કે, ઐહિક નિયમબંધનનું અતિક્રમણ કરીને પોતાને કેવી રીતે મુક્ત કરી લેવા, એ દેખાડવાનો જ વેદાંતનો મુખ્ય હેતુ છે. ત્યારે, તે નિયમ શાં શાં કાર્યો કરે છે, કિંવા જગતમાં તેમનાં શાં શાં પરિણામો થાય છે, એ વિશેના સૂક્ષ્મ વિચારો કરવાના કાર્યમાં તેમણે તાદશ ધ્યાન આપેલું નથી, અને એમ થવું સર્વથા સાહજિક જ છે. કારણ કે, એવા પ્રકારનું જે જ્ઞાન થાય છે, તે ઉપર્યુક્ત માર્ગનો જ ખુલાસો કરવામાં સાહાય્યભૂત થઈ પડે છે, એટલું જ. એટલામાટે, જો એ જ્ઞાન વિના જ ઐહિક—સાંસારિક—નિયમોનું અતિક્રમણ કરવાની આપણા અંગમાં પાત્રતા હોય, તો એ ઉપર્યુક્ત જ્ઞાન વિના કાંઈ અડી રહે, એમ તો નથી જ. પરંતુ એવા પ્રકારની પાત્રતા જેમનામાં હોય, એવા સદ્ભાગી પુરુષો બહુ જ વિરલ હોય છે. એટલામાટે જ ઉપર્યુક્ત વિષયનું પ્રાસ્તાવિક જ્ઞાન આપણને મેળવી લેવું પડે છે.

આપણે વ્યવહારમાં જોઇએ જ છીએ કે, બહુધા બાળકોને દોડતાં આવડે, તે પહેલાં ઊભા રહેવાનું શીખવું જ જોઇએ છે. એટલે, એવી રીતે દોડવામાટે જે પ્રથમ ઊભા રહેતાં શીખવું અને તે શીખતાં પડવું આખડવું ઇત્યાદિ તેના સંબધના જે અનુભવો આપણને મળે છે, તે આપણને આપણી ભાવી ધાવનક્રિયામાં બહુ જ ઉપયોગી થઈ પડે છે, અને તેમનું કાર્ય થઈ રહ્યું કે, (એટલે સારી રીતે દોડતાં આવડવા લાગ્યું કે). ઇતર સાહજિક વિષયો સાથે તે વાતો પણ આપણા સ્મરણમાંથી પોતાની મેળે જ જતી રહે છે.

એ જ વાત આપણી આધ્યાત્મિક ઉન્નતિના પ્રયત્નોને પણ લાગૂ પડે છે. જ્યાં સુધી આપણને તે ખરા જ્ઞાનનો માર્ગ મળેલો નથી હોતો, ત્યાં સુધી એ વ્યાવહારિક જ્ઞાનની સહાયતાથી તે માર્ગમાં જતાં શીખવું, એ આપણામાટે ઘણું જ અગત્યનું છે. પણ, એકવાર, આપણે વસ્તુતઃ સ્વતંત્ર અને મુક્ત જ છીએ, એવો આત્મપ્રત્યય થયો કે, તત્કાળ તમારા તે વ્યાવહારિક જ્ઞાનની, તે અનેક પરસ્પરવિરોધિની ઉપપત્તિઓની કિંવા વ્યર્થ આડંબરોની આવશ્યકતા પોતાની મેળે જ જતી રહે છે; કારણ કે, એ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં જ આપણું સાધ્ય આપણને મળી જવા જેવું જ થાય છે. પણ પ્રાચીન ગ્રીક લોકોમાં એક કહેવત હતી, તેને નિત્ય પોતાના સ્મરણમાં રાખીને એ આત્મજ્ઞાન અને એ પૂર્ણતાને પ્રાપ્ત કરવાનો સર્વેએ મન.પૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. તે કહેવત આ છે;–'પૂર્ણતાને પામેલાઓનો મુકુટ અપરિપક્વ અને અનધિકારી લોકોને પ્રાપ્ત થતો નથી, અને તે તેમના શિરે શોભે એમ પણ નથી.' * એટલે કે, પોતાની ઉન્નતિ કરવામાટે રાત દિવસ પ્રયત્ન કરીને તે પૂર્ણતા અને પાત્રતા પોતાના અંગમાં પ્રથમ આણવી જોઇએ. પણ વ્યવહારમાં જોતા, કોઈ યત્કિંચિત્ વસ્તુ આપણે માગીએ છીએ, ત્યારે તે વેળાએ વસ્તુતઃ આપણે 'સર્વમય' જ છીએ–કોઈ પણ વસ્તુ આપણી પોતાની જ છે–એ યથાર્થ જ્ઞાન આપણને હોતુ નથી. એ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી લેવાના કાર્યમાં અને તેવી વ્યાપક દૃષ્ટિ આપણને પ્રાપ્ત કરાવી આપવામાં એ 'પુનર્જન્મ' વાદની આપણને ઘણી જ સહાયતા મળી શકે છે.

એવિશે એક ગ્રન્થકર્ત્તાએ ઘણા જ મહત્ત્વના ઉદ્ગારો કાઢેલા છે, તે અક્ષરશઃ અને લાગૂ પડે છે. તે કહે છે કે:–"પુનર્જન્મમતથી આપણને જે સારામાં સારો અને અત્યંત ઉત્કૃષ્ટ પાઠ મળે છે, તે, પોતાનું આત્મિક કલ્યાણ સાધવાની આપણી

* "The crown of perfection belongs not to the imperfect"
Greek Proverb.

શક્તિ (જો મનમાં લાવીએ તો) અપાર છે, તે સાધ્ય કરી લેવામાટે આપણી પાસે અનેક કિંબહુના શાશ્વત અને સાર્વકાલિક સંધિ છે; અને આપણું આશાલક્ષ્ય અત્યંત ઉદાત્ત અને ઉચ્ચતમ છે, એવો આપણા હૃદયમાં એ મત નિઃસીમ વિશ્વાસ ઉત્પન્ન કરે છે, એમ છે. 'તેવી જ રીતે, આપણા માર્ગક્રમણની મર્યાદા જ નથી. મૃત્યુ, આપણા દીર્ઘમાર્ગમાંનું એક થોડીવારનું વિશ્રાંતિસ્થાન છે. માટે, એની લેશ માત્ર પણ ભીતિ ન રાખતાં, તેના યોગે પ્રાપ્ત થતી અલ્પકાલીન વિશ્રાંતિનો ઉપભોગ લઇને અને તાજા-તવાના થઇને આપણે નિત્ય ઉત્સાહ અને આનંદથી આપણો પંથ કાપતાં આગળ અને આગળ વધવું જોઇએ. એટલે અંતે આપણે તે પૂર્ણ શાંતિમય અને શાશ્વત સુખદાયક નિજધામમાં અવસ્ય જઈ પહોંચીશું. એવો ઉત્સાહ આપણા હૃદયમાં ઉત્પન્ન કરીને, તેના યોગે આપણું જીવન ઉત્સાહ અને સદાચરણથી વીતાડવામાટેનું એ મત આપણને ધૈર્ય આપે છે." એ સર્વથા સત્ય છે.

એવી રીતે એ કર્મ અને પુનર્જન્માત્મક નિયમ ત્રિકાલાબાધિત, સત્યરૂપ અને પરસ્પર સંબદ્ધ છે. એનું જો પૂર્ણ અને યથાર્થ જ્ઞાન મનુષ્ય મેળવી લે, તો પોતાની દુઃખયાતનાનો દોષ અદૃષ્ટ આદિ સ્વયંવ્યતિરિક્ત કાલ્પનિક વસ્તુઓપર લાદવાની તેની નૈસર્ગિક પ્રવૃત્તિનો અવશ્ય નાશ થઈ જાય. આપણી સ્થિતિના કર્ત્તા આપણે જ છીએ અને તેના દોષ ઇત્યાદિની જવાબદારી પણ સર્વથા આપણાપર જ રહેલી છે, એમ તેના જાણવામાં આવી જાય, એમ છે. વિશિષ્ટ ધર્મના કિંવા પંથના વૃથા અભિમાન અને દુરાગ્રહને વળગી ન રહેતાં, બની શકે તેટલી પોતામાં જ જાગૃતિ ઉત્પન્ન કરીને આપણે આપણી ગત કાળની ભૂલોને સુધારી આપણા મૂળના આત્મસ્વરૂપની ઓળ-ખાણ કરી લેવાના પ્રયત્નો કરતા રહેવું જોઇએ, એવી દૃઢ બુદ્ધિ તેનામાં ઉત્પન્ન થવાનો સંભવ છે; અને કાળે કરીને તેને આત્મસ્વરૂપની પ્રતીતિ થવાનો પણ સંભવ સોળે સોળ આના છે. સારાંશ કે, પોતાના જ પ્રયત્નવડે તેની ધીમે ધીમે એક એક પગથિયું કરીને ઉન્નતિ થતી જાય છે. આપણે માનવી અંશ કરતાં કાંઈ પણ ઉચ્ચતર સત્ત્વના અંશ છીએ, એવો તેના મનમાં અધિકાધિક દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થતો જાય છે; અને ધીમે ધીમે 'આપણે જ બ્રહ્મરૂપ છીએ,' એવા આત્મજ્ઞાનની તેને પ્રાપ્તિ થતાં મનુષ્ય ઉજ્જ્વલ, સ્વતંત્ર, સચ્ચિદાનંદ અને પરિપૂર્ણ પરમાત્મસ્વરૂપમાં વિલીન થઈ જાય છે, અને કર્મબંધનમાંથી તથા જન્મપરિભ્રમણમાંથી તેની સદાને માટે મુક્તિ થઈ જાય છે.

---

## વ્યાખ્યાન બારમું

# આત્માનું અમરત્વ*

સર્વત્ર જે પ્રશ્ન અનેકવાર પૂછવામાં આવે છે; જેનું ઉત્તર શોધી કાઢવામાટે સમસ્ત વિશ્વનું નિરીક્ષણ કરવામાં મનુષ્યની પ્રવૃત્તિ થયેલી છે; અને જે પ્રશ્ન પ્રત્યેક મનુષ્યને માટે અત્યંત પ્રિય અને મહત્ત્વનો હોઇને એક પ્રકારે આપણા જીવિતસાથે પૂર્ણરીતે જડાઈ ગયેલો છે, એવો જે કોઈ પણ પ્રશ્ન હોય, તો તે આત્માના અમરત્વ વિશેનો જ છે. કવિ, તત્ત્વવેત્તા, મહર્ષિ અને આચાર્ય ઇત્યાદિ મનુષ્ય જાતિમાંના બુદ્ધિમાન્ લોકો અને બીજા પણ પ્રત્યેક વર્ગના મનુષ્યોના વિચારનો એ એક પ્રધાન વિષય જ થઈ બેઠેલો છે. જનક જેવા સિંહાસનાધિરૂઢ રાજાઓને પણ એ પ્રશ્ન ચર્ચા કરવા જેવો જણાયાથી તેણે પણ એની ચર્ચા કરેલી છે; અને અનાર્થી યાચકોને પણ કોઇવાર જિજ્ઞાસા ઉત્પન્ન થઈ આવતાં તેમને પણ અનેકવાર એ વિશેનાં સ્વપ્ન લાધેલાં છે. સારાંશ કે, એ પ્રશ્ન વિશે મનુષ્યની જિજ્ઞાસા જગતના આરંભથી જેવી છે તેવી ને તેવી અદ્યાપિ કાયમ છે; તેનો અદ્યાપિ અન્ત થયેલો નથી અને જ્યાં સુધી માનવી સ્વભાવ અસ્તિત્વમાં છે, ત્યાં સુધી તેનો અંત કોઈ કાળે થવાનો પણ નથી.

એ પ્રશ્નના, જગતમાંના અનેક મહાત્માઓએ અનેક પ્રકારના ઉત્તરો જગતને વિદિત કરેલાં છે. તેમ જ, એકંદર જગતના ઇતિહાસનું અવલોકન કરતાં, કેટલાક વિશિષ્ટ કાળમાં સહસ્રાવધિ લોકોએ એ પ્રશ્નની ચર્ચા કરવાનું જ છોડી દીધું છે, એમ પણ જોવામાં આવે છે. તોપણ એ પ્રશ્નની જે નવીનતા અને ગૂઢતા છે, તે તો જેમની તેમ જ કાયમ છે. અનેક વેળાએ અને પુષ્કળ પ્રસંગે સંસારની તાણાતાણમાં અને અનેક વિધ વ્યાપારોમાં ગુંચવાઈ જવાથી મનુષ્યને એની વિસ્મૃતિ થઈ ગયા જેવું દેખાય છે; પણ વચમાં જ એકાએક આપણો કોઈ અત્યંત પ્રિય અને નિકટના સંબંધમાંનો મનુષ્ય દુર્દૈવયોગે મૃત્યુનો ભોગ થાય છે, તો એ શોકકારક ઘટના જોતાં જ આપણા મનમાંનો સાંસારિક વિક્ષોભ ક્ષણ, બે ક્ષણનેમાટે બંધ પડ્યા જેવો થઈ જાય છે; અને 'હવે, આગળ એનું શું થયું હશે વારુ?' એવો અનાદિકાળથી સૂચવતો આવેલો પ્રશ્ન

* "Immortality. America." (અમેરિકા)

આપણા મનમાં સાહજિક આવીને ઊભો રહે છે. મનુષ્યનું સમસ્ત જ્ઞાન અનુભવજન્ય છે, એ તો આપણે જાણીએ છીએ જ. આપણું જ્ઞાન, સંગતવાર રચી રાખેલી ગતકાલીન અનુભવોની પરંપરા જ છે. ત્યારે, ઉપર્યુક્ત પ્રશ્નનો ખુલાસો મેળવવામાટે આપણે આપણી આસપાસ જોવા લાગીએ, તો આપણને શું દેખાય છે વારુ? એ જ કે, જગતમાં જ્યાં ત્યાં એક સરખી ઉથલપાથલ અને ઘડભાંજ ચાલૂ જ છે. બીજમાંથી રોપો નીકળીને તેનું થોડા જ કાળમાં વૃક્ષ બનેલું આપણે જોઇએ છીએ; અને કેટલાક કાળ પછી તે વૃક્ષ ક્ષીણ થતું થતું પૂર્વવત્ પાછું જઇને બીજમાં મળી જાય છે. પ્રાણી પણ જન્મ પામે છે, વધે છે, કેટલાક કાળપર્યન્ત પરિપક્વદશામાં રહે છે અને ત્યાર પછી મૃત્યુ પામે છે. મનુષ્યનો આયુષ્યક્રમ પણ એ જ હોય છે. પર્વત અને નદી આદિમાં પણ એ જ પ્રકાર ચાલતો દૃષ્ટિગોચર થાય છે. સારાંશ કે, જન્મવિકાસ, પરિપક્વતા, ક્ષીણતા અને નાશ, એ અવસ્થાચક્ર અખંડ ચાલૂ હોય છે. એ નિત્ય આપણી નજરે પડતો અનુભવ છે.

બીજી પણ એક વાત આપણા અનુભવમાં આવે છે, અને તે એ છે કે, સર્વથા સૂક્ષ્મ પરમાણુથી તે મોટાં મોટાં સ્થૂલ જડ દ્રવ્યો પર્યન્ત જૂદા જૂદા રૂપની અને આકારની જેટલી પણ લક્ષાવધિ જીવકોટિ છે, તે સર્વમાં બાહ્યતઃ ગમે તેટલી ભિન્નતા, વિવિધતા અને વિરુદ્ધતા દેખાતી હોય, તોપણ તેમના અંતર્ભાગમાં તો એક પ્રકારનું વ્યાપક ઐક્ય જ વસેલું હોય છે. એક પદાર્થ બીજા પદાર્થથી સર્વથા ભિન્ન છે, એવી જે આપણી કલ્પના છે, તે દિવસે દિવસે અર્વાચીન શાસ્ત્રીય શોધોના પ્રભાવે અસત્ય જ સિદ્ધ થતી ચાલી છે; અને સર્વ પદાર્થો એક જ તત્ત્વમાંથી નિર્માણ થયેલા હોવાથી તેમનામાં પરસ્પર સજાતીયત્વ અને ઐક્ય રહેલું છે, એમ વધારે અને વધારે આપણા અનુભવમાં આવતું જાય છે. આ સૃષ્ટિમાંના જૂદા જૂદા જીવો, એક જ તત્ત્વનાં જૂદાં જૂદાં રૂપો છે, અને તે સર્વમાં સર્વવ્યાપક જીવિતસૂત્રના યોગે પરસ્પર બહુ જ નિકટનો સંબંધ રહેલો છે, તે એક પ્રકારની અનંત શૃંખલા છે અને તેની એ માત્ર જૂદી જૂદી કડીઓ છે, એમ અર્વાચીન શાસ્ત્રીય શોધોથી સ્પષ્ટ રીતે આપણા જાણવામાં આવે છે. એ સર્વ સ્પષ્ટીકરણ 'ઉત્ક્રાંતિવાદ'ના નામથી વર્તમાનકાલીન વિચારસમૂહમાં પ્રસિદ્ધ છે. એ તત્ત્વ અત્યંત પ્રાચીન કાળથી—જ્યારથી માનવી સ્વભાવસંઘટનાનો આરંભ થયો, ત્યારથી—અસ્તિત્વમાં છે.' માત્ર તે મધ્યકાળમાં થોડોક વખત લુપ્તપ્રાય થયેલું હોવાથી, અર્વાચીન શોધોવડે અધિકાધિક ઉજ્જ્વલ થઇને આપણને નવું નવું ભાસે છે, એટલી જ માત્ર વિશેષતા છે. 'ઉત્ક્રાંતિ' વિના, બીજી પણ એક ઉપપત્તિ પ્રાચીન

તત્ત્વવેત્તાઓએ શોધી કાઢી હતી. એ ઉપપત્તિ, 'સંકોચન' કિંવા 'ઉપસંહરણ'ની છે. અર્વાચીન કાળમાં એ ઉપપત્તિનું સ્વરૂપ અને મહત્ત્વ જેટલી સ્પષ્ટતાથી આપણા શાસ્ત્રીય શોધકોના ધ્યાનમાં આવવું જોઈએ, તેટલી સ્પષ્ટતાથી તે ધ્યાનમાં આવતું નથી, એ ઘણી જ સખેદ આશ્ચર્યની વાત છે! એ 'સંકોચન'ની ક્રિયા શી છે, તે પૂર્વે મેં જે એક વ્યાખ્યાનમાં કહેલું છે, તેનો જ અહીં હું સંક્ષેપમાં પાછો અનુવાદ કરું છું.

ઝાડનો જે રોપ થાય છે, તે બીજમાંથી જ થાય છે; રેતી (વાલુકા) ના કણમાંથી તે કોઈ કાળે પણ થયેલો દેખાતો નથી. પિતા જ બાળકના સ્વરૂપમાં જન્મ પામે છે. કેવળ માટીના ગોળામાંથી જ બાળકની ઉત્પત્તિ થતી જણાતી નથી. ત્યારે એ 'રોપા' અથવા 'બાળક'ના રૂપે જે ઉત્ક્રમણ થાય છે, તે શાનું, એવો એક સાહજિક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. બીજ પણ શું હોય છે? તે પણ વૃક્ષના જેવું જ–વૃક્ષમય જ–હોય છે. કારણ કે, વૃક્ષ બનવામાં જે કાંઈ પણ સહાયતા કરનારી વસ્તુઓ હોય છે, તે સર્વ બીજરૂપે બીજમાં જ રહેલી હોય છે; અને ભાવી પુત્રનો પિંડાંશ સૂક્ષ્મરૂપે પિતામાં ગૂઢ હોય છે જ. સારાંશ કે, કોઈપણ ભાવી જીવનના ઘટકો તેના કારણાત્મક પૂર્વ જીવનમાં બીજરૂપે અસ્તિત્વમાં હોય છે જ.

એ જે આપણે જોઈએ છીએ, તેને જ પ્રાચીન આર્યતત્ત્વજ્ઞાનીઓએ, 'ઉપસંહાર' કિંવા 'સંકોચન' ક્રિયાનું નામ આપેલું છે. એટલે કે, જે પૂર્વે કોઈ પણ કારણને લીધે પ્રથમ સંકુચિત અથવા ઉપસંહૃત થયેલું નહિ હોય, તે કોઈ કાળે પણ 'ઉત્ક્રાંત થવાનું નથી જ, એ સૃષ્ટિનો એક નિયમ જ છે. 'ઉત્ક્રમણ' નું નામ લેવામાં આવ્યું કે, તેની પૂર્વે એકાદ 'ઉપસંહરણ' હોવું જ જોઇએ, એમ સમજી લેવું. એ તત્ત્વ અર્વાચીન શાસ્ત્રીયશોધોવડે પણ દિનસે દિવસે વધારે અને વધારે જ દૃઢ થતું જાય છે. જગત મધ્યે આરંભકાળમાં જ જે કાંઈ પ્રેરણા અથવા ચેતના ઉત્પન્ન થયેલી છે, તે જ અંતપર્યન્ત કોઈ પણ સમયમાં કાયમ હોય છે જ–તેમાં કોઈ પણ પ્રકારનો વિશેષ ઉમેરો કરી શકાતો નથી; કિંવા તેમાંના થોડા ઘણા અંશનો વાસ્તવિક નાશ પણ કરી શકાતો નથી, એ સ્પષ્ટ પદાર્થવિજ્ઞાનમાંના 'પ્રેરણાસંચય'ના નિયમથી આપણા જાણવામાં છે જ. એટલામાટે જ, પૂર્વે અસ્તિત્વમાં ન હોય, એવી વસ્તુનું 'ઉત્ક્રમણ' થતું નથી. એ વસ્તુ પૂર્વે ક્યાંક પણ ઉપસંહૃતરૂપે રહેલી હોય છે જ, એટલે જ તેનું ઉત્ક્રમણ થાય છે. બાળક તે મનુષ્યનું 'ઉપસંહૃત' સ્વરૂપ છે; અને મનુષ્ય તે બાળકનું 'ઉદ્ભૂત' અને 'વ્યાકૃત' સ્વરૂપ છે. સારાંશ કે, કોઈ પણ જીવિતના ઘટકો બીજરૂપે પોતપોતાના કારણમાં ગૂઢ રહેલા હોય છે જ, એ વાત તો જાણે સિદ્ધ થઈ ચૂકી જ.

હવે, એ કલ્પનાની સાથે અક્ષય્ય અને અખંડ ચાલતી એક જીવિતની કલ્પના કરો. એટલે અત્યંત ક્ષુદ્ર પિંડથી તે પૂર્ણ અવસ્થાને પામેલા મનુષ્ય પર્યન્ત ગર્ભ, બાળક, તરુણ, પ્રૌઢ મનુષ્ય ઇત્યાદિ રૂપે અને અવસ્થાયુક્ત દેખાતું જીવિત એક જ છે, એ સારી રીતે સમજી લ્યો; એ જે, તે એક જ અક્ષય્ય અને અવિનાશી જીવનાં સ્થિત્યંતરો અને રૂપાંતરો છે, તે સર્વનું 'ઉત્ક્રમણ' અથવા 'વિકાસન' એવું વ્યાપક નામ છે, અને એ જે પૂર્ણ અવસ્થાને પ્રાપ્ત થયેલા મનુષ્ય પર્યન્તનું ઉત્ક્રમણ છે, તે પણ ઈશ્વરનું આ પૃથ્વીપરનું ઉદ્‌ભૂત અવતારસ્વરૂપ છે. એ જે કાંઈ પણ અખંડ પરંપરારૂપ એક જીવિત છે,—જે આપણને આટલાબધા વિસ્તૃત અને વિવિધરૂપે વ્યાકૃત અને આવિષ્કૃત થયેલું દેખાય છે—તે પણ 'ઉપસંહરણ'ના નિયમથી આરંભના વિરલ પિંડાંશમાં સંકુચિત થયેલું હોવું જોઈએ; અને ત્યારપછી ધીમે ધીમે તેનો વિકાસ અને વિસ્તાર થતો ગયેલો હોવો જોઈએ, એ સ્પષ્ટ જ છે. તે જ પ્રમાણે મનુષ્યમાં સર્વથ બાલ્યાવસ્થાથી જ જે ચૈતન્યનો આવિર્ભાવ દેખાઈ આવે છે, તે ચૈતન્ય પણ તેવા જ સંકુચિત રૂપે તે વિરલ દ્રવ્યપુંજમાં રહેલું હોવું જ જોઈએ. એ ચૈતન્ય શું છે, એમ જો પૂછવામાં આવે, તો સર્વ વિશ્વવ્યાપી જે આદ્યચૈતન્ય–પરબ્રહ્મ–છે, તેનું જ એ ચૈતન્ય અંશભૂત છે. અર્થાત્ તે આદ્ય દ્રવ્યપુંજમાં તે સંકુચિત રૂપે પ્રથમથી જ રહેલું હોવાથી તે જ્યારે ધીમે ધીમે આપણા જોવામાં આવતું જાય છે, ત્યારે તે 'વધતું જાય છે' એમ તો નથી જ. કારણ કે, 'વૃદ્ધિ'–વધવા–ની કલ્પના બાહ્ય કારણપર જ અવલંબેલી હોય છે. પૂર્વે જે ગૂઢ અને ઉપસંહૃત હતું, તે જ ત્યારપછી અનુક્રમે ઉદ્‌ભૂત અને દૃશ્ય થવા માંડે છે, એટલી જ વિશેષતા છે. એટલે કે, વાસ્તવિક રીતે એની વૃદ્ધિ કોઈ કાળે પણ થતી નથી.

એ જ નિયમ વસ્તુના નાશના સંબંધમાં પણ લાગૂ પડે છે. જગતમાં કોઈ પણ વસ્તુનો આત્યન્તિક અને વાસ્તવિક નાશ કોઈ કાળે પણ થતો નથી. આપણે જેને એકાદ કાર્ય–વસ્તુ–નો નાશ થયેલો કહીએ છીએ, તે વેળાએ જે કાંઈ પણ થાય છે, તે એટલું જ કે, જે કાર્ય આપણને ઉદ્‌ભૂત અને વ્યક્ત રૂપે દેખાતું હોય છે, તે સૂક્ષ્મ અને અવ્યક્ત થઈને મૂળ કારણમાં મળી જાય છે અને આપણી દૃષ્ટિથી અદૃશ્ય થઈ જાય છે. એટલે કે, કાર્યનું કારણમાં જે પુનઃ પર્યવસાન થાય છે, તેને જ વ્યવહારમાં આપણે 'નાશ'ના નામથી ઓળખીએ છીએ. એ જ કલ્પના જો આપણે આપણા જીવિતને લાગૂ કરીએ, તો ત્યાં પણ એ જ વસ્તુસ્થિતિ હોવાનું આપણને દેખાઈ આવે છે. પરંતુ, એવી રીતે જીવિતનો ઉત્પત્તિલયક્રમ છે, તેનું માત્ર વર્ણન

કરવાથી જ આત્માના અમરત્વનો અને અવિનાશિત્વનો જે પ્રશ્ન છે, તેનો નિર્ણય તો થઈ નથી જ શકતો. જગતમાં કોઈ પણ વસ્તુનો આત્યંતિક અને વાસ્તવિક નાશ થતો જ નથી. જગતમાં (આરંભમાં ઉત્પન્ન થયેલું છે, તેથી અધિક) નવીન કશું પણ ઉત્પન્ન થતું નથી; અને તેની તે જ જીવિતપરંપરા ચક્રગતિન્યાયથી ઉપર નીચે થયા કરે છે, એટલું તો અત્યાર સુધીમાં સ્પષ્ટ' રીતે આપણા જાણવામાં આવી ચૂક્યું છે.

એવી જ રીતે વિશ્વમાંની ગતિ પણ આવિર્ભાવતિરોભાવરૂપ (સમુદ્રની લહરીના ઉંચે ચઢવા અને પુનઃ નીચે પડવા પછી સમુદ્રમાં અંદરને અંદર જ અદસ્ય થઈ જવા જેવી જ) છે; અને તેથી 'ઉપસંહરણ' અને 'ઉદ્ભેદન'ની ક્રિયા પ્રમાણે તે ચાલ્યા કરે છે, એ પણ આપણે જોયું જ. પ્રત્યેક જીવિત અસ્તિત્વમાં આવે છે, કેટલાક કાળ પર્યન્ત તેમ જ રહે છે અને પુનઃ પોતાના સ્વરૂપમાં જ લીન થઈ જાય છે. ત્યારે એમાં નાશ કોનો થાય છે વારુ? કેવળ બાહ્ય અને દસ્ય આકારનો જ. તે આકારનો તે વેળાએ સમૂળ ઉચ્છેદ થાય છે, પણ તે જ કેટલાક કાળ પછી પુનઃ ઉદ્ભૂત થાય છે. એવી દૃષ્ટિથી જો વિચાર કરવામાં આવે, તો આત્મા પ્રમાણે જ આપણું શરીર અને આકાર રૂપ આદિ પણ અનશ્વર અને અવિનાશી છે, એમ કહી શકાય એમ છે. એના માટે રમવાના પાસાનું દૃષ્ટાંત ઘણું જ ઉત્તમ છે. ધારો કે, પાસા હાથમાં લઇને જમીનપર ઢાળ્યા, અને તેના ૬, ૫, ૩, ૪—એવા નિયમિત પ્રમાણથી દાણા પડ્યા. એવી રીતે આપણે કેટલીકવાર સુધી દાણા નાખતા રહીએ, તો એ પ્રમાણેના જ દાણા તેના તે જ વારંવાર અને પુનઃ પુનઃ પડવાના, એ સ્પષ્ટ જ છે. એટલે કે, અનેક વેળા જૂદા જૂદા દાણાનું અને પાસાનું વિવક્ષિત સંમેલન પુનઃ પુનઃ થાય, એ સર્વથા સાહજિક જ છે. એ જ નિયમ સૃષ્ટિમાંના પદાર્થ માત્રને લાગૂ પડે છે. સૃષ્ટિમાંનો પ્રત્યેક સૂક્ષ્મ પરમાણુ પણ ઉપર્યુક્ત દૃષ્ટાંતમાંના પૃથક્ પાસા જેવો જ છે; અને તેના ભિન્ન ભિન્ન અનેક સંયોગો થતાં તે તેટલાં ભિન્ન ભિન્ન રૂપે અને પુનઃ પુનઃ તમારી દૃષ્ટિએ પડે છે.

અત્યારે, આ ટેબલ, કુરસી અને ગ્લાસ ઇત્યાદિ એક પ્રકારનો સંયોગસમૂહ તમારા જોવામાં આવે છે. કેટલાક કાળ પછી એ સંયોગસમૂહ અદસ્ય થશે, પણ ત્યાર પછી મોડે વહેલે અવશ્ય એક એવો સમય આવશે કે, જે સમયે એ જ સંયોગ-સમૂહ પુનઃ અસ્તિત્વમાં આવશે; અને તમારું પણ પુનરાગમન થતાં તે તમને દૃષ્ટિગોચર થશે. એ જ પ્રકાર જગતમાંના પદાર્થ માત્રના સંબંધમાં જગતના આરંભથી જ થતો આવેલો છે અને હવે પછી પણ અનંત વેળા થતો રહેશે. એટલે કે, સ્થૂલ સૃષ્ટિમાંના પદાર્થ અને આકાર નામ રૂપ આદિ વિષયોમાં પણ એક પ્રકારની

પુનઃ પુનરાવૃત્તિ–અર્થાત્ સાતત્ય અને અવિનાશિત્વ–મળી આવે છે. એ જ સ્પષ્ટીકરણ આત્મા આદિ આધ્યાત્મિક પદાર્થોને પણ લાગૂ પડે છે.

એની બરાબરીનો જ બીજો એક મહત્ત્વનો અને મનોરંજક પ્રશ્ન ઉપસ્થિત થતો જોવામાં આવે છે; તેથી પણ ઉપરના જેવા પ્રશ્નોનો નિર્ણય થઈ શકે છે. તે પ્રશ્ન શો છે, તે હું સંક્ષેપમાં કહી સંભળાવું છું. બીજાના આયુષ્યમાંની ગત ઘટનાઓને એક પણ ભૂલ વિના કહી દેનારા અને ભાવી ઘટનાઓવિશે પણ અનુમાન કરનારા લોકો પુષ્કળ આપણા જોવામાં આવે છે. હવે, ભવિષ્ય, જો કોઈ પણ નિશ્ચિત અને નિયમબદ્ધ વસ્તુ ન હોય, તો તેઓ ભવિષ્ય કાળમાં થનારી ઘટનાઓનાં અનુમાનો આટલી બધી બરાબર રીતે કાઢી જ કેવી રીતે શકે, એવો પ્રશ્ન આપણા મનમાં આવીને ઊભો નથી રહેતો કે શું? એનું ઉત્તર હમણાં આપણે અનુભવસિદ્ધ જોયું જ કે, ગત કાળમાંની કેટલીક ઘટનાઓ કેટલાક કાળ પછી સર્વથા પૂર્વ પ્રમાણે જ આબેહૂબ બની આવે છે. પરંતુ, તેનો આત્માના સાતત્ય અથવા નિત્યત્વપર કશો પણ પ્રભાવ–પરિણામ–થતો નથી. ઉદાહરણાર્થ, ચકડોળ અથવા ફજેતફાળકા તો બધાએ જોયા જ હશે એમાંનાં પાળણાં એક સરખાં એક પછી એક ફરતાં હોય છે. તેમાં પ્રથમ કેટલાક લોકો બેસે છે. તેઓ પાળણાંમાં બેઠા પછી ઠરેવેલા ફેરા ફરાઈ રહ્યા કે, તેમાંથી ઊતરી જાય છે અને પાછું તેમાં બીજું નવીન માનવીમંડળ જઇને ભરાય છે; તેના ફેરાઓની સમાપ્તિ થતાં વળી તેમનું સ્થાન આવીને ત્રીજું ટોળું લે છે. એવો અનુક્રમ આખો દિવસ ચાલ્યા કરે છે. પાળણાંમાં બેસનારાં પૃથક્ પૃથક્ મંડળો પ્રમાણે જ. સૃષ્ટિગત તિર્યગ્યોનિથી તે અત્યુચ્ચ મનુષ્યકોટિ પર્યન્તની જીવકોટિ, તે એવાં મંડળો જ છે; અને તેમના ભ્રમણની ગતિ અપાર, પ્રચંડ અને અનંત હોય છે; ફજેતફાળકામાં જેવી રીતે જૂદાં જૂદાં પાળણાં હોય છે, તેવી જ રીતે આપણા પ્રત્યેકનાં શરીર–કિંવા ઇતર પદાર્થોનાં બાહ્ય સ્વરૂપ–તે, જીવિતપરંપરામાંનાં પૃથક્ પૃથક્ પાળણાં જ છે; અને તેમાં કાળે કાળે નવીન નવીન આત્માઓનાં મંડળો આરૂઢ થયા કરે છે. ઉપર ચઢી ઉચ્ચતમ શિખરે–પૂર્ણતાને–પહોંચ્યા કે, ત્યાં ક્ષણ બે ક્ષણ થોભીને વિરુદ્ધ ક્રમથી તેઓ પાછા નીચે ઊતરવા માંડે છે અને તેમની જગ્યાએ બીજા જીવો આવી ભરાય છે. પરંતુ ફજેતફાળકાનું ભ્રમણ માત્ર કોઈ કાળે પણ બંધ રહેતું નથી; તે તો સદા ચાલતું જ હોય છે. એટલે જ્યાં સૂધી એક શરીર એ ચક્રમાં ભ્રમણ કરતું હોય છે, ત્યાં સૂધી, તે અમુક બિંદુમાં હોય, તો હવે પછી તેની ગતિ કેવી થશે અને તે ક્યાં જઈ વિરામશે, એ કોઈ પણ પ્રકારની એક પણ ભૂલ વિના કહી શકાય.

એ સર્વથા સાહજિક અને સ્વાભાવિક જ છે. એકવાર ભ્રમણની ગતિ સારી રીતે જાણવામાં આવી ગઈ કે, પછી એમાં કોઈ પણ જાતની અડચણ રહેતી નથી. પરંતુ એ, જેવી રીતે બાહ્ય શરીરની ભવિષ્યકાલીન સ્થિતિવિશે અગાઉથી જ ભૂલ વિના અટકળ કરી શકાય છે, તેવી અટકળ આત્માવિશે કરી શકાતી નથી. છતાં પણ નિદાન સ્થૂલ સૃષ્ટિમાંની ભવિષ્યકથા તત્કાળ અને નિઃસંશય કહેવી સર્વથા શક્ય અને સાહજિક જ છે, એ તો હવે આપના જાણવામાં આવી ચૂક્યું હશે જ.

એવી રીતે સ્થૂલ સૃષ્ટિવિશેનો નિયમ જાણવામાં આવ્યા છતાં પણ આત્માના અમરત્વવિશેનો પ્રશ્ન તો જે રહ્યો તે રહ્યો જ. એ પ્રશ્નનો હવે પછી હું જે નિર્ણય–સ્પષ્ટીકરણ–કરવાનો છું, તે સારી રીતે સમજી શકાય, એટલામાટે ઉપર કહેલી વાત પ્રથમ સ્પષ્ટ રીતે સમજી લેવી, એ બહુ જ આવશ્યકીય છે; અને એટલામાટે જ મેં એનો આટલો બધો વિસ્તાર કર્યો. હવે આપણે આપણા મુખ્ય પ્રશ્નના વિચારમાં તદાકાર થઈએ.

જગતમાંની સર્વ પ્રેરણા–ચૈતન્ય–ની ગતિ ચક્રાકાર છે. એટલે કે, તે એક સરખી ફર્યા કરતી હોય છે. તેનાથી સરળ રેષામાં જઈ શકાતું જ નથી. તે વર્તુલના પરિઘમાં જ આગળ પાછળ–કિંવા ચક્રના પરિઘમાં ઉપરતળે થયા કરે છે, એ આગળ કહેલું જ છે. એ જો ખરું હોય, તો કોઈ પણ આત્માની આત્યન્તિક–નિત્યની–અધોગતિ હોઈ શકે જ નહિ: કોઈ વાર પણ તેની ઉન્નત અવસ્થા થવી જ જોઈએ, એ સ્પષ્ટ જ છે. કારણ કે, ચક્રમાંનો પ્રત્યેક બિન્દુ નિત્ય એક જ સ્થાને સ્થિર રહી શકતો જ નથી. પરિઘમાંના એકદમ અધોભાગમાં રહેલા બિન્દુને પોતાનો ફેરો પૂરો કરવામાટે પરિઘના ઉચ્ચતમ શિખરે કોઈ વાર પણ આવવું તો પડે છે જ; અને ત્યાર પછી પુનઃ નીચે જવું પડે છે. એ પ્રમાણે તેનો અખંડ ક્રમ ચાલ્યા કરે છે. હવે તમે અને હું ઇત્યાદિ જે આત્મા છીએ, તે શું છીએ ? આપણે પણ એવી જ રીતે જન્મપરંપરામાં ભ્રમણ કરનારા જ છીએ. કારણ કે, 'ઉપસંહરણ' અને 'ઉદ્‌ભેદના'વિશે ચર્ચા કરતી વેળાએ આપણે જોયું જ કે, આપણે તે વિશ્વવ્યાપક ચૈતન્યના અને એકજીવિતના અંશભૂત જ છીએ; અને આપણે આરંભમાં તેમાં જ સૂક્ષ્મ અને ઉપસંહૃતરૂપે ગૂઢ અને લીન હતા; અને ત્યારપછી જન્મપરંપરાના ભ્રમણમાં સપડાઇને આપણે ઉદ્‌ભૂત, સ્થૂલ અને દશ્યસ્વરૂપે વ્યક્ત થયા. એટલે 'ઉપસંહરણ' અને 'ઉદ્‌ભેદના'ના નિયમ પ્રમાણે કોઇને કોઈ વાર પણ આપણે આ જીવિતપરિભ્રમણ પૂરું કરીને તે આદ્યચૈતન્ય–એટલે કે, ઈશ્વરમાં–જઇને લીન થઈશું જ, એ નિઃસંશય છે. એ જે વિશ્વવ્યાપક આદ્યચૈતન્ય છે, તેને જ જૂદા જૂદા આસ્તિકવાદી લોકો બુદ્ધ, ખ્રીસ્ત, અને બ્રહ્મ ઇત્યાદિ નામોથી

ઓળખે છે, અને એને જ જડવાદી લોકો સર્વાતીત, અગાધ અને અનિર્વાચ્ય આદ્ય-પ્રેરણા ઇત્યાદિ નામોવડે પિછાને છે. ત્યારે આપણે ( આપણા આત્મા ) એ જ વિશ્વ-વ્યાપક ચૈતન્યના અંશભૂત છીએ, અર્થાત્ આપણે અમર અને અવિનાશી છીએ, એ એક કલ્પના તો જાણે નિર્વિવાદ સિદ્ધ થઈ.

તથાપિ, એટલાથી જ પૂર્ણ સમાધાન થઈ શકતું નથી. એવિશે બીજી કેટલીક નવીન શંકાઓ પણ ઉદ્ભવે છે. કારણ કે, ચૈતન્ય અવિનાશી છે, એ કહેવામાં ઘણું જ મીઠું લાગે છે; પણ એ વિશે એક એવી શંકા આવે છે કે, આપણને જે આ બાહ્ય સૃષ્ટિમાં પ્રેરણા અથવા ચૈતન્ય દેખાય છે, તે શુદ્ધ અને એકાએક હોય, એમ જેવામાં નથી આવી શકતું. કિંતુ તે આકાર અને રૂપ આદિ સાથે સંયુક્ત થયેલું દેખાય છે. ત્યારે એનો શો ખુલાસો? સૃષ્ટિમાંની પ્રત્યેક પ્રેરણા અનેક અંશો સાથે મળીને સઘટિત થયેલી હોય છે. ત્યારે એ પ્રત્યેકનો રસ્તો કેવી રીતે અને શો થશે, એવો પ્રશ્ન સાહજિક મનમાં આવીને ઊભો રહે છે. ચૈતન્યની 'સૃષ્ટમાંની એકત્રિત પ્રેરણા' એવી સૃષ્ટપદાર્થવિજ્ઞાનમાંની વ્યાખ્યા કબૂલ રાખીએ, અને તે ચૈતન્ય 'પ્રેરણા સંચય'ના નિયમ અનુસાર અવિનાશી છે, એમ વ્યાપક રીતે માન્ય કરીએ, તો પછી તમારા આત્માની પૃથક્તા ક્યાં રહી? એનામાટે શો જવાબ છે? કારણ કે, તે, તે વિશ્વવ્યાપકનો જ અંશભૂત હોવાથી, તેમાં જ લીન થઈ જાય છે, એટલે તેની પૃથક્તા કે ભિન્નતા ક્યાંથી જ રહી શકે? ઠીક, પણ ચૈતન્ય પણ સંયુક્ત છે, એમ તો નથી જ. કારણ કે, જે સંયોગાત્મક દ્રવ્ય છે, તે કોઈ વાર પણ પોતાના આદ્ય ઘટકમાં જઈને મળવું જ જોઇએ. જગતમાંની પ્રત્યેક વસ્તુ જડ દ્રવ્ય અને ચૈતન્યના સંયોગથી જ બનેલી છે. ત્યારે તેનું પણ પૃથક્કરણ થઇને જડ દ્રવ્યમાં જડ દ્રવ્ય અને ચૈતન્યમાં ચૈતન્ય જઈને મળવું જ જોઇએ. પરંતુ આત્મા એમના જેવો સંયુક્ત અને પ્રેરણાત્મક નથી, તેમ જ તે વિચારરૂપ પણ નથી. કારણ કે, વિચારનો તે ઉત્પાદક છે; વિચાર પોતે જ નથી. વિચાર પ્રમાણે જ શરીરનો પણ નિર્માણ કર્તા તે જ છે; પરંતુ તે પોતે કાંઈ શરીર નથી. પણ, શરીર, તે આત્મા નથી, એનું પ્રમાણ શું? પ્રમાણ એ જ કે, શરીર જડ અને અચેતન છે; અને આત્મા સચેતન છે. કારણ કે, જો શરીર જ આત્મા હોત, તો મૃત મનુષ્યનું શબ કિંવા ખાટકીની દુકાનમાંના માંસના લોચાઓમાં ચેતનાનું સર્વને દર્શન થયું હોત.

ત્યારે એવું એ ચૈતન્ય તે છે શું? તે એક પ્રકારની પ્રતિક્રિયાત્મક શક્તિ (Reactive power) છે. તે શક્તિ કેવી છે, તે હું અહીં સક્ષેપમાં જ કહી સંભળાવું છુ.

આ અહીં એક સુરાહી (કુંભ) છે, અને તે મને દેખાય છે. એટલે શું થાય છે? એ સુરાહીમાંથી નીકળતાં પ્રકાશ કિરણો મારાં નેત્રોમાં પ્રવેશ કરે છે, અને અંદર જઇને મારી આંખની કીકીમાં એ સુરાહીનું ચિત્ર પાડે છે અને તે ચિત્રનું સંસ્કારરૂપ જ્ઞાન મારા મસ્તિષ્કમાં જઈ પહોંચે છે. તથાપિ, એટલાથી જ સુરાહીનું પ્રયક્ષ જ્ઞાન મને થતું નથી. કિંતુ શારીરિક શાસ્ત્રવેત્તાઓ જેને 'સંવેદનાવાહક' મજ્જાતંતુ (Sensory nerves)ના નામથી ઓળખે છે, તેની મારફતે તે સંસ્કાર અંતઃપ્રવેશ કરે છે. અહીં સુધી કોઈ પણ બીજી પ્રેરણાનું વિરુદ્ધ કાર્ય થયેલું આપણા જોવામાં નથી આવતું; પરંતુ મસ્તિષ્કમાંના સંવેદનાકેન્દ્ર (Nerve centre) માં જ્યારે એ સુરાહીની સંવેદના જઈ પહોંચે છે, ત્યારે જ તે કેન્દ્ર પોતાના સંસ્કારને મનના પ્રદેશમાં મોકલે છે; અને ત્યારપછી મનની તે સંસ્કારપર ગ્રહણરૂપ પ્રતિક્રિયા થતાં તે 'સુરાહી'ના રૂપે આપણને દેખાવા માડે છે. પણ તે જ મન જો બીજા કોઈ વિચારમાં લીન થઈ ગયેલું હોય, તો તે સંસ્કારની ગ્રહણરૂપ પ્રતિક્રિયા મનમાંથી નીકળતી નથી; એટલે કે, તેટલા પ્રમાણમાં એક પ્રકારે આપણું શરીર અચેતન હોય છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી જ. એ પ્રતિક્રિયા થવા પછી મનુષ્યમાં સાંખ્યયોગમાં જેને પ્રજ્ઞા–Illumination–કહે છે, તે ઉત્પન્ન થાય છે. એટલે કે, કેવળ શરીરના યોગે જ કાંઈ પ્રજ્ઞા ઉત્પન્ન થતી નથી. કારણ કે, જો તેમ થતું હોત, તો મારું મન બીજા કોઈ વિષયમાં લીન હોવા છતાં પણ પ્રત્યેક સંસ્કારની સંવેદના મને થઈ શકી હોત. પણ એમ કદાપિ થતું નથી. જે વેળાએ મારું મન બીજા કોઈ સ્થાનમાં વ્યગ્ર થયેલું ન હોય, તે વેળાએ જ તત્સમક્ષ આવનારા સર્વ સંસ્કારોનું હું ગ્રહણ કરી શકું છું. કેટલીક વાર માત્ર એક જ વેળા જો કોઈ વિષયનો સંસ્કાર મનમાં થઈ ગયેલો હોય છે, તો તે મોડો વહેલો પણ પાછો કોઈ વાર પણ સ્પષ્ટ બહાર આવે છે. જે ભાષા અમુક એકને લેશ માત્ર પણ અવગત હોતી નથી, તે ભાષામાં તે વ્યક્તિના બોલવાનાં અનેક ઉદાહરણો આપે સાંભળ્યાં હશે. પણ એ વિશે જો વધારે ચોકસી કરવામાં આવે, તો તે મનુષ્યનો પોતાની બહુ જ બાલ્યાવસ્થામાં તે ભાષા બોલનારા લોકો સાથે–પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ, પણ કેટલાક સમય પર્યન્ત–નિકટનો સંબંધ થયેલો હોવો જોઇએ. એ અથવા એવું જ બીજું કોઈ કારણ આપણને મળી આવશે. એનું તાત્પર્ય શું? તેની બાલ્યાવસ્થામાં તેનાં કર્ણમાં જે તે ભાષાના શબ્દોનો આઘાત થયો હતો, તેના સંસ્કારો તેના મનમાં એટલાબધા દૃઢ થઈ ગયા કે,–વચ્ચે તેની કેટલાક કાળપર્યન્ત સર્વથા વિસ્મૃતિ થઈ જવા

છતાં પણ—તે સંસ્કારોને ઉદ્દીપક અને ઉજ્જ્વલ કરનારું કારણ મળતાં જ પૂર્વની લુપ્ત-પ્રાય પ્રજ્ઞા તેનામાં પુનઃ ઉદ્દભૂત થઇને તેણે તે સંસ્કારપર પોતાનું પ્રતિક્રિયાત્મક કાર્ય કર્યું, અને તેથી તે મનુષ્યને એકદમ તે ભાષા બોલતાં આવડવા માંડયું. એ સર્વ વાતોનો સાર માત્ર એટલો જ લેવાનો છે કે, કોઈ પણ વસ્તુનું યથાર્થ જ્ઞાન થવામાટે માત્ર મન જ પોતાને સ્થાને હોવાથી કામ ચાલી શકતું નથી, કિંતુ તે મન, જે પ્રજ્ઞા રૂપ પ્રતિક્રિયાત્મક શક્તિનું સંવેદનાવાહક યંત્ર છે, તે પ્રજ્ઞા પોતે પણ ત્યાં ઉપસ્થિત—હાજર—હોવી જોઇએ છે. પણ એ 'પ્રજ્ઞા' 'પ્રજ્ઞા' તે વળી શી વસ્તુ છે?

ઉપર્યુક્ત દૃષ્ટાંતનો જ આપણે વિશેષ વિચાર કરીએ. ઉપર જે કહેવામાં આવ્યું છે, તેથી આપના ધ્યાનમાં તો આવ્યું જ હશે કે, તે ભાષા જ્યારે તે મનુષ્યના વારંવાર સાંભળવામાં આવતી હતી, તે વેળાએ તેનું મન હાજર હતું અને તે, તે ભાષાના શબ્દોથી ભરાઈ પણ ગયું હતું. તથાપિ, તે વેળાએ તે મનુષ્યના જાણવામાં કશું પણ આવ્યું નહિ. ત્યારપછી પ્રૌઢ થતાં એ વાતનું તેને ભાન થયું. એથી સ્પષ્ટ એવું અનુમાન થઈ શકે છે કે, મનથી વ્યતિરિક્ત અને તેના અંતર્ભાગમાં એવો કોઈ પણ બીજો ચેતનાત્મક પુરુષ હોવો જોઇએ. તે મનુષ્ય જે વેળાએ બાલ્યાવસ્થામાં હતો, તે વેળાએ તેના મનમાં જે તે વિદેશીય ભાષાનો સંસ્કાર થયો હતો, તેનું જ્ઞાન કરી લેવાની તેનામાં જ રહેલી શક્તિનો એ જ ચેતનાત્મક પુરુષે ઉપયોગ કર્યો નહિ. પરંતુ મનુષ્ય જ્યારે મોટો થયો, ત્યારે તે ચેતનાત્મક પુરુષે તે પ્રૌઢ દશાનો યોગ્ય અને લાભ-દાયક કાળ જોઇને પોતાની શક્તિ—પ્રજ્ઞા—નો ઉપયોગ કર્યો. એ પ્રજ્ઞાવાન્ પુરુષ કોણ? મનુષ્યનો આત્મા જ.

પ્રથમ આપણું આ બાહ્ય શરીર, ત્યારપછી વિચારનું સાધન તથા વાહક મન અને તે મનથી પણ પર—અંતર્યામી—આત્મા, એવી માનવીના દેહમાંની પરંપરા છે. આત્માને આર્યતત્ત્વજ્ઞોએ મનથી સર્વથા પૃથક્ અને સ્વતંત્ર માનેલો છે. પણ અર્વાચીન તત્ત્વજ્ઞોએ વિચારને મસ્તિષ્કમાંના પરમાણુઓમાં થતું પરિવર્ત્તન માનેલું હોવાથી, જો ઉપરના જેવી પ્રાથમિક દૃષ્ટિએ વિલક્ષણ ભાસતી વાત તેમના જોવા કે સાંભળવામાં આવે છે, તો તેનું સ્પષ્ટીકરણ તેમનાથી કરી નથી શકાતું. એટલામાટે, એ વાતને તેઓ ખરી માનતા જ નથી. પરંતુ વસ્તુસ્થિતિ એવી છે કે, મન, શરીર અને મસ્તિષ્ક સાથે અત્યંત નિકટ સંબદ્ધ થયેલું હોય છે; અને શરીરનો ત્યાગ કર્યો કે, તે પણ નાશ પામે છે. આત્મા સ્વયંપ્રજ્ઞ અને અવિનાશી છે, અને મન તેનું કેવળ સંવેદનાવાહક સાધન છે. એ સાધનદ્વારા તે બાહ્ય ઇંદ્રિયો સાથે સંબદ્ધ થાય છે,

અને તેના યોગે જૂદા જૂદા બાહ્ય વિષયોની 'પ્રજ્ઞા' ઉત્પન્ન થાય છે. એ કેમ થાય છે, એ મેં મારા એક આગળના વ્યાખ્યાનમાં વિસ્તારપૂર્વક કહેલું જ છે. બાહ્ય ઇંદ્રિયોદ્વારા કેવળ સંવેદનાઓ જ ઉત્પન્ન થાય છે. પણ તેમનું વાસ્તવિક ગ્રહણ તો તે તે ઇંદ્રિયોમાં અંતસ્થ રહેલી સૂક્ષ્મ ઇંદ્રિયોદ્વારા મસ્તિષ્કસંસ્કારરૂપે જ થાય છે. એ જે સૂક્ષ્મ ઇંદ્રિયો છે, તેમને જ વસ્તુતઃ 'ઇંદ્રિય'નું નામ આપવામાં આવેલું છે. બહાર દેખાતી ઇંદ્રિયો તે એમની કેવળ જડાકારરૂપ અને વાહક ઇંદ્રિયો જ છે. એ સૂક્ષ્મ ઇંદ્રિયો આપણી સંવેદનાને મનપ્રતિ પહોંચાડે છે અને મન, જે ચિત્ત નામક તેનાથી પણ પર એક સૂક્ષ્મ અવસ્થા છે, તેના પ્રતિ તે સંવેદનાને પહોંચાડે છે; અને એ ચિત્ત તે સંસ્કારને ' ઇચ્છા 'નું રૂપ આપીને, હૃદયાધિષ્ઠિત રાજાધિરાજ જે મનુષ્યનો આત્મા, તેના સમક્ષ રજૂ કરે છે. અને ત્યાર પછી તે, 'અમુક કરો, અથવા અમુક કરશો નહિ' એવી વિધિનિષેધાત્મક આજ્ઞા કરે છે. એ પ્રમાણે જ સર્વ અમલમાં આવતુ જાય છે. સારાંશ કે, મનુષ્યનો જે આત્મા, તે જ સર્વ શરીરનો ખરો અધિષ્ઠાતા, ખરો દ્રષ્ટા અથવા ગ્રાહક, નિર્માણકર્ત્તા અને નિયામક છે, અને તે બાહ્ય શરીર, વિચાર અને મન ઇત્યાદિથી સર્વથા ભિન્ન–પૃથક્ અને સ્વતંત્ર છે, એ તો હવે આપના જાણવામાં આવી ગયું હશે જ. આત્મા, તે શરીર પણ નથી, તેમ જ વિચાર કિંવા મન પણ નથી. હવે જો કોઈ એમ કહે કે, તે, એ બન્નેના સંયોગથી કદાચિત્ બનેલો હશે; તો તેમ પણ નથી. કારણ કે, જે જે સંયોગનિર્મિત વસ્તુઓ છે, તે પ્રત્યક્ષ આપણા જોવામાં આવી શકે એવી કિંવા જે વિશે પ્રત્યક્ષ આપણે કલ્પના કરી શકીએ એવી જ હોવી જોઇએ. માટે તે જો તેવી વસ્તુ ન હોય તો પછી તે સંયોગનિર્મિત હોઈ શકે જ નહિ. ઉપરાંત સંયોગનિર્મિત દ્રવ્યનું અસ્તિત્વ કેવળ આ આપણા આસપાસના કિંવા કલ્પનાગમ્ય મર્યાદિત વિશ્વમાં જ હોય છે. તેથી પર, તેનું અસ્તિત્વ જોવામાં કે અનુભવવામાં આવતું જ નથી. કારણ કે, તેને કેટલાક નિયત નિઃસર્ગ નિયમો લાગૂ છે અને તેનાપર તેનું અસ્તિત્વ અવલંબેલું હોય છે. તેથી આગળ તેનાથી વધી શકાવું જ નથી; અને જો તે નિયમ અનુસાર ન વર્ત્તે તેથી પર જઈ પણ શકે, તો તે સંયુક્ત દ્રવ્ય નથી જ, એમ જ કહેવું અને સમજવું જોઇએ.

મારા કથનનું તાત્પર્ય આપના ધ્યાનમાં તો આવ્યું હશે જ. તથાપિ દૃષ્ટાંતથી તેને હું વધારે સ્પષ્ટ કરું છું. સંયુક્ત દ્રવ્ય એટલે શું, એ તો આપ સારી રીતે જાણો છો જ. ઉદાહરણાર્થ, આ ગ્લાસ છે. એ સંયોગનિર્મિત છે. કારણ કે, એનાં જૂદાં જૂદાં કારણાત્મક દ્રવ્યોનો સંયોગ થઇને કાર્ય–ગ્લાસ–ના વ્યાપકરૂપે એ દૃષ્ટિગોચર થઇ

છે. એટલે એવા પદાર્થોની સીમા બહુ બહુ તો કાર્યકારણભાવની સત્તામાંની જ હોય, એ સ્પષ્ટ જ છે. કારણ કે, જ્યાં કારણકાર્યભાવની સીમાની સમાપ્તિ થઈ, ત્યાં 'સંયુક્ત દ્રવ્યો' 'મિશ્રણો' ઈત્યાદિ વિશે બોલી શકાતું જ નથી. અર્થાત્ કાર્યકારણભાવના અધિકારમાંનો જે પ્રદેશ કહેવાય છે, તે આપણને મન અને ઇન્દ્રિયદ્વારા દગ્ગોચર થતું આસપાસમાં વિસ્તરેલું દસ્ય વિશ્વ અને તેમાંના વિવિધ વિષયો જ છે. તેથી પર, નિસર્ગના નિયમની કલ્પના લાગૂ પડી શકતી નથી. એ એક વાત થઈ.

બીજું:—એ તો આપના જાણવામાં હશે જ કે, આપણને જે આ વિશ્વ દેખાય છે, તે આપણી ઇંદ્રિયોને તેનું જેવું આકલન થાય છે, તે પ્રમાણે જ દેખાય છે; અને તત્સંબંધી આપણને જે કલ્પના થાય છે, તે પણ આપણા મનમાં તેના વિશે પૂર્વે જે નિગ્રહ બંધાયલા હોય છે, તેના ધોરણ પ્રમાણે જ થાય છે. એને પર્યાયે કરીને લાગૂ પડતી એક કહેવત પણ આપણામાં પ્રચલિત છે. 'મનમાં વસે તે સ્વપ્નમાં દિસે' અથવા તો 'હૈયે તેવું હોઠે!' અસ્તુ. ત્યારે હવે જે ઇંદ્રિયાતીત છે અને ચિત્તગોચર છે, તે આ બાહ્ય વિશ્વથી પણ પરનો અને સર્વાતીત હોવો જ જોઇએ, એ તો પ્રકટ જ છે. એવો, કાર્યકારણભાવાતીત, સ્વયંપ્રવર્ત્તી અને સ્વતંત્ર આત્મા જ છે. અર્થાત્ આ બાહ્ય વિશ્વમાંની કાર્યકારણભાવનિયંત્રિત પ્રત્યેક વસ્તુનો તે અધિષ્ઠાતા અને શાસ્તા છે. એટલામાટે જ તે આત્મા કદાપિ સંયોગનિર્મિત હોઈ શકે જ નહિ. એનો કોઈ કાળે પણ નાશ થવાનો જ નથી. કારણ કે, નાશ, તે મૂળ ઘટકાવયવપ્રતિ જવાનું જ એક બીજું નામ છે. અર્થાત્ જે પદાર્થ સંયોગનિર્મિત નથી, તેનો નાશ પણ નથી. તેની પરિસમાપ્તિ કેવળ આ લોકમાં જ થતી નથી.

હવે, આપણે એના કરતાં પણ સૂક્ષ્મ, ગહન અને બહુ જ કોમળ પ્રદેશ પાસે આવી પહોંચ્યા છીએ. પણ તેથી કાંઈ ગભરાઈ જવાનું કારણ નથી. આત્મા, આ જડ દેહ, ચેતના અને કલ્પનાવડે નિર્માણ થયેલા આ સંયુક્ત અને સંકુચિત બાહ્ય વિશ્વથી પર છે, અને તે એકૈક અને સર્વશુદ્ધ–તેમાં બીજા કોઈનું પણ સંમેલન નથી–છે; એટલામાટે જ તે અવિનાશી અને નિત્ય છે, એ સિદ્ધ કરેલું જ છે. હવે આગળનો જરાક વિચાર કરીએ. જેનું મરણ કિંવા વિનાશ નથી, તેનો જન્મ કે ઉત્પત્તિ, પણ હોઈ શકે જ નહિ. કારણ કે, ઉત્પત્તિ નાશ અને જન્મ મરણ, એ બે કલ્પનાઓ પરસ્પરાવલંબી અને સાપેક્ષ છે. એકનો અભાવ થયો કે, બીજીનો પણ લોપ થવો જ જોઇએ. ત્યારે મૃત્યુ મૃત્યુ તે શો પદાર્થ છે વારુ? મૃત્યુ કાંઈ કોઈ ભિન્ન પદાર્થ નથી, કિંતુ જન્મનું જ તે એક બીજું નામ છે. કારણ કે, જેવી રીતે આપણે

વાત એ કે, જે કાર્યકારણભાવાદિ નિયમાતીત છે, તે સર્વવ્યાપક હોવું જ જોઇએ. એની મર્યાદા બાંધી શકાય એમ છે જ નહિ. તે કેવી રીતે તે જુઓ. ઉદાહરણાર્થ, આ ગ્લાસ મર્યાદિત છે, એટલે કે, એની આસપાસનું–અને ગ્લાસપણું આપનારું–જે જડ દ્રવ્ય છે, તે અને આ વિશિષ્ટ આકારમાં બદ્ધ કરી નાખે છે; અર્થાત્ અધિક વિસ્તૃત થવા દેતું જ નથી. એથી, જ્યારે કોઈ વસ્તુપર, તેને મર્યાદિતત્વ આપનારો કોઈ પ્રેરણાત્મક પુરુષ કાર્ય કરતો હોય છે, ત્યારે જ તેને મર્યાદિતત્વ પ્રાપ્ત થાય છે, એમ સિદ્ધ થઈ શકે છે. અર્થાત્ જેનો એવો કાર્યકર્તા કોઈ અન્ય પ્રેરણાત્મક અને નિયામક પુરુષ નથી જ, અને જે નિયમાતીત છે, તે સર્વવ્યાપક હોવો જ જોઇએ, એમાં તો હવે લેશ માત્ર પણ સંશય રહ્યો નહિ. એટલામાટે, તમે, હું–તમારો આત્મા અને મારો આત્મા સર્વવ્યાપક છીએ. ત્યારે આપણે જન્મ પામીએ છીએ અને મરીએ છીએ, એ બધું શું? એ સર્વ અજ્ઞાનજન્ય ભ્રાન્તિ છે; યથાર્થ જ્ઞાનને પ્રાપ્ત થયેલા મસ્તિષ્કનું ભ્રમણ છે. તમે વસ્તુતઃ કોઈવાર જન્મ્યા પણ નથી અને હવે પછી મરવાના પણ નથી. તમારો જન્મ નથી, પુનર્જન્મ નથી અને જન્મપરંપરા આદિ કાંઈ પણ નથી. આપણે જન્મ્યા અને હવે પછી મરવાના ઇત્યાદિ બડબડાટ તે પ્રમાદમાં કરેલા ગડબડાટ જેવો જ કહી શકાય. તમે જ્યારે સર્વવ્યાપક, સાર્વકાલિક–શાશ્વત અને નિત્ય–જ છો, ત્યારે જન્મવાનો અને નાશ પામવાનો સવાલ જ ક્યાં રહ્યો? તથાપિ, એ ભ્રાન્તિચમત્કાર શાથી ઉત્પન્ન થાય છે અને આપણને કેમ ભમાવી નાખે છે? એવો જો પ્રશ્ન પૂછવામાં આવે, તો તેનું ઉત્તર એ છે કે, આપણા શરીરના અન્તર્ભાગમાં જે એક 'મન' નામક સૂક્ષ્મ શરીર છે, તેમાં થતા સ્થિત્યંતરોને લીધે આપણે એવા પ્રમાદમાં પડી જઇએ છીએ. જેવી રીતે અપાર સુનીલ નભઃપટલમાં એક નાનો મેઘખંડ એકસરખો ફરતો હોય છે, તે પ્રમાણે જ આ આત્માના પટલમાં એ ક્ષુદ્ર માનસિક સ્થિત્યંતરો સતત ચાલતાં જ હોય છે. પણ જેવી રીતે ચંદ્રના ઉપરથી મેઘસમૂહ પસાર થતી વેળાએ તમને ચંદ્રના ફરવાનો જ ભાસ થાય છે, અથવા ચાલતી આગગાડીમાં, વૃક્ષ, પાષાણ અને પૃથ્વી ઇત્યાદિ જેવી રીતે તમને દોડતાં જ દેખાય છે, તેવો જ તમારા આત્માને માનસિક સ્થિત્યંતરોને લીધે ભ્રાન્તિજનક ચમત્કાર ભાસતો હોય છે. વસ્તુતઃ તમારો આત્મા સદા સ્થિર, શાશ્વત અને નિત્ય છે. પણ માનસિક સ્થિત્યંતરોને લીધે તે જન્મ મરણ આદિ ઉપાધિઓમાંથી પસાર થાય છે, એવો મોહ તમારામાં ઉત્પન્ન થઈ જાય છે. એટલે કે, ખરી રીતે જોતાં એવું કાંઈ છે જ નહિ. વસ્તુતઃ આપણે સર્વ અજ, અમર, કાર્યકારણભાવાતીત, અગાધ અને સદા મુક્ત જ છીએ. આત્માવિશે જન્મમરણનો પ્રશ્ન

પૂછવો, એ સર્વથા શોચનીય, અજ્ઞાનદર્શક, અપ્રયોજક અને ભ્રમમૂલક જ છે. કારણ કે, આત્મા જ્યારે, અજ, નિત્ય, શાશ્વત અને પુરાણ જ છે, (શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. અ. ૨. શ્લોક-૨૦) ત્યારે તેના સંબંધમાં નાશ ઇત્યાદિની કલ્પના ઉપસ્થિત થઈ જ નથી શકતી. તમે જ સર્વ વિશ્વને વ્યાપીને રહેનારા પરમાત્મસ્વરૂપો છો, એવો ભાવ મનમાં નિત્ય રાખતા રહો, એટલે ઉપરના જેવી નિરાધાર અને વિઘાતક મોહભ્રમણામાં તમે કદાપિ અટવાશો નહિ.

આપણા પ્રશ્નનો સમર્પક નિર્ણય કરવામાટે, આપણે હજી પણ એક પગલું આગળ વધવું જોઇએ. તમે જો આધ્યાત્મિક શાસ્ત્રના ખરા ભોક્તા અને ઇચ્છક હો, તો વચમાં જ થોભી જવાથી કામ ચાલી શકશે નહિ. પ્રશ્નનો નિર્ણય તો કરવો જ જોઇએ. અસ્તુ. ગત વિવેચન સાંભળી લીધા પછી કદાચિત્ તમે પૂછશો કે, 'જ્યારે અમે આ સાંસારિક નિયમોથી અતીત થયા, ત્યારે તો અમને સર્વ સાધ્ય થયું જ. પછી તો, અમે પૂર્ણ વિજ્ઞાનમય, સર્વસાક્ષી, શાશ્વત, નિત્ય અને સચ્ચિદાનંદરૂપ જ થઈ જવાના, એમ જ ને?' જી હા-એમ જ. એમાં વળી શંકા તે શાની? તમે તેવા થશો જ. પણ પાછો તમે સવાલ કરશો કે, 'કેમ ભાઈ! એવા પ્રકારના લોકો એકદમ એક સમયાવચ્છેદે પુષ્કળ હોઈ શકે ખરા કે? એક જ વેળાએ લક્ષાવધિ લોકો સર્વવ્યાપક અને સર્વસાક્ષી હોય, એ શક્ય છે ખરું કે?' એનું ઉત્તર એટલું જ છે કે, આટલી-વાર સુધી કરેલું સર્વ વિવેચન સાંભળવા પછી જો આવા પ્રકારનો પ્રશ્ન પૂછવામાં આવે, તો પ્રશ્નકર્ત્તા કાંઈ પણ સમજી શક્યો નથી, એમ જ કહી શકાય. વસ્તુતઃ તમે અનેક નથી, કિન્તુ એક જ છો, એ પુનઃ પુનઃ હું કેટલીક વાર કહુ વારુ? કારણ કે, 'સર્વ-વ્યાપક સર્વ ભૂતાન્તરાત્મા' કહેવાય છે; તે આત્મા એક જ છે; તદ્વ્યતિરિક્ત બીજું કોઈ પણ નથી; અને તે આત્મા તમે પોતે જ છો. તમારી આ બાહ્ય મર્યાદિત અને આકુંચિત (જડ દેહવિશેની) અહંબુદ્ધિથી પર-તમારા અંતર્ભાગમાં-તે આત્મા રહેલો છે. એવો, અજ, અવ્યય, નિત્ય, શાશ્વત, સર્વવ્યાપક, અક્ષય્ય સુખશાંતિપૂર્ણ અને વિજ્ઞાનસ્વરૂપ આત્મા એક જ છે; સર્વ પદાર્થ માત્રનું નિયમન કરનારો તે જ છે; અને તેની માર્ફતે જ સૃષ્ટિમાંના અનંત પ્રાણી માત્ર જીવમાન રહે છે. આ સૃષ્ટિનું અન્તર્યામ અને ખરું અન્તિમ સ્વરૂપ તે જ છે. એટલું જ નહિ; પણ વેદાન્ત, પ્રાણિ માત્રને એ જ ઉપદેશ આપતો હોય છે કે, 'બંધો! તત્ત્વમસિ, (તે પણ તું જ છે.) તું તેનાથી અભિન્ન અને ઐક્યરૂપ જ છે. તમારા બેમાં દ્વૈત-બેપણા-ની કલ્પના સંભવતી જ નથી. એ દ્વૈતની વ્યર્થ કલ્પના તમારામાં ઉત્પન્ન થાય છે, અને તેથી જ

સર્વ અનર્થ, સર્વ ભીતિ અને આટલો બધો કલહ તમારામાં ઉત્પન્ન થાય છે. કારણ કે, આપણે પોતે જ સર્વરૂપ અને પરમાત્મૈકરૂપ છીએ, એવી એકવાર વાસ્તવિક પ્રતીતિ થઈ ગઈ કે, પછી દ્વેષ કોની સાથે કરવાનો અને લડવાનો સંભવ કોનાથી? એમ પોતાની મેળે જ પોતાના જાણવામાં આવી જાય છે. એ જ પ્રતીતિવડે જીવિતના ખરા સ્વરૂપ અને આયુષ્યદશાના પરિભ્રમણનો નિર્ણય–ખુલાસો–થાય છે. એ જ્ઞાન જ **વિજ્ઞાન** (વિશેષ જ્ઞાન) છે, અને પૂર્ણાવસ્થા પણ એ જ છે. પરમેશ્વરરૂપ પણ એ જ છે. "આ બાહ્ય વિવિધાત્મક અને પ્રતિક્ષણે બદલ્યા કરતા અસ્થિર વિશ્વમાં જે, તે અવિકાર્ય પરમાત્માને આત્મરૂપ જ જુએ છે, અને તે જ પોતાનું વસ્તુજીવિત છે, એમ પ્રત્યક્ષ અનુભવે છે; આપણે સ્વતઃસિદ્ધ જ મુક્ત છીએ, એવી જેને પ્રતીતિ થાય છે, તે જ ખરેખર ધન્ય છે. તેણે જ સર્વ સાધ્ય કર્યું છે." એટલામાટે જ વેદાન્તનો ઉચ્ચ સ્વરે એ જ ઘોષનાદ હોય છે કે, બંધો! તું આ વિશ્વનો શાસ્તા, અને અધિષ્ઠાતા છે. હું પોતે જ તદ્રૂપ છું, એવી પ્રતીતિ કરી લે; અને 'હું મનુષ્ય–સ્ત્રી કે પુરુષ–છું, મને અમુક થાય છે, હું માંદો પડું છું, હું બલવાન્ થાઉં છું, હું પ્રેમ કરું છું અને મારા મનમાં દ્વેષ ઉત્પન્ન થાય છે, ઇત્યાદિ અનેક ક્ષુદ્ર કલ્પનાઓ કેવળ ભડકેલા માથાની ભ્રાન્તિ જ છે, એમ સમજી લે; તેમને એકદમ દેશનિકાલ કરી દે અને સત્ય સ્વરૂપને ઓળખી લે.' તને અશક્ત અને નિર્બળ કોણે કર્યો? તને ભીતિ અને ધાસ્તી શાની અને શામાટે ભાસે છે? તું તો સમસ્ત વિશ્વનો અધિષ્ઠાતા છે. તું પોતાના ખરા સ્વરૂપને ભૂલીને ઉપરના જેવી ખોટી, ભ્રામક અને મનને નિર્બળ કરનારી કલ્પનાઓને મનમાં રાખી બેસે છે; એ જ માત્ર જગત્માંનું ખરું પાપ અને મહા અનર્થ છે. માટે જેટલો અને જેવી રીતે બની શકે તેટલો અને તેવી રીતે એનો સંપર્ક ટાળી દેવો જોઇએ. તને ભીતિ શામાટે ભાસવી જોઇએ છે? અનેક સૂર્યમાલા અને ખગોલ-નક્ષત્રોનો કાલચક્રના ફેરામાં સપડાઇને ચૂરો થઈ જાય છે, એથી કે? પણ તેની સાથે તારો શો સંબંધ છે? તું તો, ખડક પ્રમાણે અભંગ છે. તું અવિનાશી છે. કારણ કે, તુ જ સર્વ વિશ્વનો અધિષ્ઠાતા પરમાત્મા છે. માટે નિર્ભય ચિત્તથી અને પૂર્ણ ધૈર્યવડે 'હું જ સચ્ચિદાનંદ પરિપૂર્ણ પરમાત્મસ્વરૂપ છું.' એવી બલપૂર્વક ઉચ્ચ સ્વરે ગર્જના કર અને જેવી રીતે એક સિંહ, તેને સામયિક અડચણ કરનારી ઝાંખરા અને કાંટાની વાડને એકદમ દૂર ખસેડી નાખીને પોતાના સુંદર સ્વરૂપમાં સ્વેચ્છ વિહાર કરવાને બહાર નીકળે છે, તેવી જ રીતે આ બાહ્ય સંસાર આદિ મોહબંધનને એકદમ તોડી નાખીને મૂળ મુક્ત સ્વરૂપપ્રતિ ગમન કર.. તને જેનો અટકાવ થવાનો ભાસ થાય

છે–જેની તને ભીતિ થયા કરે છે–તે કેવળ તારી અવિદ્યા અને ભ્રાન્તિ જ તને બાધક થઈ પડે છે. માટે એ અવિદ્યાનો ત્યાગ કર, એટલે તારા મૂળ શુદ્ધબુદ્ધમુક્ત, પરિપૂર્ણ, અક્ષય્ય અને સુખ શાંતિમય રૂપને તું પ્રાપ્ત થયો જ, એમ તારે ધારી લેવું."

"કેટલાક વિચારશૂન્ય મૂર્ખ લોકો, 'તું પાપી છે, પતિત છે, એટલામાટે એક ખૂણામાં જઈને પોતાના દુર્દૈવમાટે વિલાપ કરતો બેસી રહે' એમ તને કહેતા હોય છે, પણ તુ પાપી અને પતિત છે, એમ માનવું એ મૂર્ખતા, નીચતા અને ઉદ્ધત અજ્ઞાનતાની પરિસીમા જ કહી શકાય! કારણ કે, બાંધવો! તમે સર્વ વસ્તુતઃ પરમેશ્વરરૂપ જ છો. એટલે કે, સાક્ષાત્ પરમેશ્વર તમારા સમક્ષ ઊભેલો છે, અને તમે તેને મનુષ્ય માનો છો, એ તમારી કેટલી બધી શોચનીય ભ્રાન્તિ છે–કેટલું બધું ગાઢ અજ્ઞાન છે? માટે એનો ત્યાગ કરો. પોતાના ખરા સ્વરૂપને ઓળખો, અને ધૈર્ય ધરીને તે પ્રમાણે પોતાના જીવિતને મનઃપૂર્વક સુધારવાનો પ્રયત્ન કરો. સર્વમાં આપણે છીએ અને આપણામાં સર્વજન છે, એવી તમારા મનની દૃઢ પ્રતીતિ થવા દો. જો કોઈ માણસ તમારું ગળું કાપવાને પણ તૈયાર થઈ જાય, તો તેનો પણ અટકાવ ન કરો: કારણ કે, તે તમારું ગળું તમે પોતે જ કાપવા જેવું થાય છે. અથવા કોઈ એક દીન અને દરિદ્રી મજૂરને જો તમે મદદ કરો, તો તે માટે મનમાં લેશ માત્ર પણ અભિમાન કે અહંકાર ધરાવશો નહિ; કારણ કે, વાસ્તવિક રીતે જોતાં તે ગરીબને કરેલી મદદ તે પોતાને જ મદદ કરવા બરાબર છે–તે મદદ તમે પોતે પોતાને જ કરો છો. કારણ કે, જ્યારે તમે પોતે જ સર્વ વિશ્વરૂપ છો, ત્યારે તમારા પોતાવિના જગતમાં બીજું છે જ કોણ? તમે જ આ વિશ્વના આત્મરૂપ છો. સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, તારક કિંવા સૃષ્ટિમાંની ઇતર પ્રત્યેક ઉજ્જ્વલ વસ્તુ તમે પોતે જ છો–સારાંશ કે, 'तत्त्वमसि' એ મહાવાક્યનો અર્થ મનમાં સારી રીતે ઠસાવીને તે પ્રમાણે પોતાના જીવિતને બનાવવાનો ઉદ્યોગ મનઃપૂર્વક અને અવિશ્રાંત શ્રમથી કરવા માંડો, એટલે તમારામાંના અજ્ઞાન અને મોહરૂપ ગાઢ અંધકારનો પોતાની મેળે જ પ્રતિકાર થઈ જશે અને તમે પોતાના ઉજ્જ્વલ અને દેદીપ્યમાન પરમાત્મતેજવડે ઝળકવા માંડશો તથા પોતાના આયુષ્યની સાર્થકતા કરીને અક્ષય્ય ધન્ય થશો."

# આત્મા અમર છે કે?*

"विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति"

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. અ. ૨. શ્લોક. ૧૭.

"न जायते म्रियते वा कदाचिन्।
नायं भूत्वा भविता वा न भूयः॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो।
न हन्यते हन्यमाने शरीरे"॥

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. અ. ૨: શ્લોક. ૨.

(આ આત્મા કોઈ કાળે જન્મતો પણ નથી, અને મરણ પણ પામતો નથી. એ આગળ કોઇવાર થઈ ગયો છે, એમ પણ નથી, અથવા હવે પછી કોઇવાર થવાનો છે, એમ પણ નથી. એ અજ, (જન્મરહિત) સદૈવ અસ્તિત્વવાન, સાર્વકાલિક; સ્થિર અને અત્યંત પ્રાચીનતમ છે. બાહ્ય શરીરનો નાશ કરવામાં આવે, તોપણ તેના યોગે ઉપર્યુક્ત પ્રકારના આત્માનો ઘાત થતો નથી.)

મહાભારતમાં,{રાજા યુધિષ્ઠિરને પૂછાયલા પ્રશ્નો–યક્ષપ્રશ્નો–તો સર્વવિશ્રુત જ છે. તેમાં 'સર્વથી વિશેષ આશ્ચર્યકારક શું છે?' એવો એક પ્રશ્ન પૂછેલો છે. એનું ઉત્તર 'મનુષ્યના આયુષ્યમાં તેની આસપાસમાં ક્ષણે ક્ષણે મૃત્યુનો પ્રભાવ પ્રત્યક્ષ દેખાતો હોવા છતાં પણ પોતાની અમરતા વિશે એકંદર મનુષ્યમાત્રનો જે એક દૃઢ નિશ્ચય થઈ ગયેલો દેખાય છે, તે છે.'† એવું આપવામાં આવેલું છે.

અને એનો સૂક્ષ્મ વિચાર કરવામાં આવે, તો માનવી પ્રાણીના સંબંધમાં ખરેખર એ એક આશ્ચર્યકારક વાત છે, એમ આપણને પણ દેખાઈ આવે છે. જૂદા જૂદા કાળમાં ભિન્ન ભિન્ન ધર્મપંથોએ આત્માના અમરત્વવિરુદ્ધ પ્રમાણો આણેલાં છે,

---

* આ વ્યાખ્યાન નથી, કિન્તુ 'ન્યૂયૉર્ક્ મૉર્નિંગ્ અડ્‌વટાઇઝર્' નામક વર્તમાનપત્રમાં પ્રસ્તુત વિષયની ચર્ચા ચાલી હતી, તે વેળાએ સ્વામીશ્રીએ તે પત્રમાં મોકલેલો એ એક લેખ છે, અને ગત વ્યાખ્યાનમાંના મુદ્દાઓનું જ એમાં સંકલિત અને સુલભ વિવેચન કરેલું હોવાથી, એ લેખ અહીં વધારા તરીકે લેવામાં આવ્યો છે.

†"अहन्यहनि भूतानि गच्छन्तीह यमालयम्।
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम्?"॥—महाभारतम्.

અને ઇંદ્રિયમગ્ન તથા ધર્મભોળા (પ્રેમલા) મનુષ્યોને એ આત્માના અમરત્વ વિશેની કલ્પના યુક્તિવાદથી સમજમાં ન આવી શકે, એવી હોવા છતાં પણ આપણુને કાંઈ મરણ આવવાનું નથી, એમ તેને એક પ્રકારની નૈસર્ગિક અંતઃસ્ફુર્તિથી કહો કે પછી બીજા કોઈ કારણથી કહો, દઢતાથી ભાસ્યા કરે છે, એ ખરેખર જ એક પ્રકારનું મહાન્ આશ્ચર્ય નહિ તો બીજું શું વારુ?

પણ એ પ્રશ્ન જ કાંઈ એવો ચમત્કારિક છે કે, આપણે આખા જન્મારા સૂધી પણ એનું અધ્યયન કરતા રહીએ તો પણ યુક્તિવાદની સહાયતાથી એનો–અનુકૂલ કે પ્રતિકૂલ–કોઈ પણ પ્રકારનો નિર્ણય કોઈ કાળે પણ કરી શકાય એમ નથી જ. એ વિશે આપણે ગમેતેટલી સાધક બાધક ચર્ચા કરીએ, કિંવા ગમે તે પક્ષની વતીએ ગમે તેટલા બળપૂર્વક બોલીએ, એક કરતાં એક ચઢે એવી શતાવધિ ગોટાળાવાળી અને તેથી જ ગહન ભાસતી ઉપપત્તિઓ કાઢીએ અને તેના યોગે ઉપર્યુક્ત પ્રશ્નનો નિર્ણય કરવાનું અવાસ્તવિક સમાધાન માની લઇએ–કિંવા એવા જ બીજા કોઈ માર્ગથી–જૂની ભોળાઈભરેલી માન્યતાવડે અથવા તો અર્વાચીન શાસ્ત્રીય શોધોની સહાયતાથી પોતાના મનનું સમાધાન કરી લેવાનો પ્રયત્ન કરીએ, તોપણ એ સઘળી ખટપટ તે કેવળ યુક્તિ-વાદનો જ ગુચવડાભરેલો પ્રકાર હોવાથી એક શંકાનું નિવારણ કરીએ ન કરીએ, એટ-લામાં તો બીજી એક ભયંકર શંકા રાક્ષસી આવીને મૂર્તિમતી થઈ નેત્રોસમક્ષ ઊભી રહે છે, એમ પોતાની મેળે જ આપના જોવા અને જાણવામાં આવી જશે.

પરંતુ, એ જે કાંઈ પણ આપણા મનમાં એક સરખો ખળભળાટ અને વિરોધ ચાલૂ જ હોય છે, તેમાંથી કોઈ કોઈ વાર ધર્મવિગ્રહ જેવા મહા ભયંકર અનર્થો પણ ઉત્પન્ન થાય છે. તથાપિ, એ તાણાતાણ છતાં પણ, મહાભારતમાંના યથાર્થ કથન અનુસાર એ મહદ્ આશ્ચર્ય તો આરંભકાળથી જેવું ગૂઢ છે, તેવું ને તેવું જ ગૂઢ રહે છે. એટલે કે, આપણો આત્યંતિક નાશ થવાનો જ છે, એવી કલ્પનાનું ગ્રહણ કર-વાની મનુષ્યના અંગમાં પાત્રતા નથી આવતી કે નથી જ આવતી. ઉદાહરણ કે મારે મારા આત્યંતિક લયવિશે વિચાર કરવાનો હોય, તો મારે મને પોતાને એક પ્રેક્ષક તરીકે કલ્પીને તે જ દૃષ્ટિથી એ વિષેનો વિચાર કરવો જોઈએ અને તો જે વાતો જાણવામાં આવે, તે પ્રમાણે જ [illegible] કરવો જોઈએ.

હવે, માનવી જીવિતના અવિનાશિત્વનો એ [illegible] શો છે, એ [illegible] પૂર્વે આપણે પ્રથમ એ ધ્યાનમાં લેવું જોઈએ કે, એ જ મહા [illegible] જ સમસ્ત જગતનું અસ્તિત્વ અવલંબેલું છે. [illegible]

અને વ્યવસાયો ચાલતા આપણા જોવામાં આવે છે. એ ઉપરાંત, અંતઃસૃષ્ટિનું કિંવા સૂક્ષ્મ સૃષ્ટિનું અવિનાશિત્વ કલ્પ્યું કે, તેની સાથે જ બાહ્ય સૃષ્ટિનું અવિનાશિત્વ પણ સ્વીકારવું જ પડે છે. કારણ કે, તે બન્નેનો એવો જ નિકટનો સંબંધ છે. એટલા-માટે જ, અંતઃસૃષ્ટિના અવિનાશિત્વનો સ્વીકાર કરીને બાહ્ય વિશ્વના અવિનાશિત્વનો અસ્વીકાર કરનારી ઉપપત્તિ બાહ્યતઃ અને પ્રથમ દૃષ્ટિએ જોતાં ગમે તેટલી પણ સયુક્તિક દેખાતી હોય, તો પણ તે વસ્તુતઃ અયથાર્થ અને ભ્રાન્તિમૂલક જ હોવી જોઇએ. એટલું જ નહિ, પણ જો તે ઉપપત્તિના અભિમાનીઓ તેનાવિશે નિષ્પક્ષપાત બુદ્ધિથી અને સૂક્ષ્મ વિચાર કરી જુએ, તો તેમને પોતાને પણ જણાઈ આવે એમ છે કે, પોતાના શરીરમાં જ અંતઃસૃષ્ટિ, (મન, વિચાર આદિ) અને બાહ્ય સૃષ્ટિ (ઇન્દ્રિય આદિ)નું અવિનાશિત્વ કોઈ પણ પ્રયોજક કારણ (Motive cause)માં પ્રમુખ હોવાવિના તેના હાથે એક પણ સૈચ્છિક અને સહેતુક કર્મ બનવાનું કે થવાનું નથી જ. હવે, મનુષ્યનું મન જ્યારે પોતાની નિઃસર્ગનિર્મિત મર્યાદાનું અતિક્રમણ કરે છે, ત્યારે તેનામાં રહેલો બાહ્ય વિશ્વમાંનો દ્વૈતભાવ લોપાઈ જાય છે અને તેને સર્વત્ર અભિન્ન ઐક્યનો જ પ્રત્યય થાય છે, એ જો કે સર્વથા ખરું જ છે; તથાપિ, એ તો ધ્યાનમાં રાખવું જ જોઇએ કે, એ સ્થિતિ સર્વથા અત્યંત ઉચ્ચસ્થાનીય અને લાંબા કાળપછી અંતમાં પ્રાપ્ત થનારી છે. એટલે, જ્યાં સુધી એ અવસ્થાની પ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી તો આ બાહ્ય વિશ્વમાં દ્વૈત ભાસવાનું જ; એટલે કે, આ બાહ્ય વિશ્વ તે **વિષય**–ઉપભોગ્ય વસ્તુ–છે, અને આપણે પોતે **વિષયી**–જેમના ઉપભોગમાટે ઉપભોગ્ય વસ્તુ નિર્માણ કરવામાં આવેલી છે, તે–છીએ; એવી દ્વૈતાત્મક કલ્પના સાધારણ મનુષ્યના મનમાં તો નિત્ય રહેવાની જ. ત્યારે, તે **વિષયી**ના નાશ–પોતાના નાશ–ની કલ્પના કરવાનો આપણો પ્રયત્ન ચાલૂ જ છે. પણ **વિષયી**ના વિષયિત્વનો નાશ કલ્પવા પહેલાં, જેના યોગે તેને **વિષયિત્વ** પ્રાપ્ત થયેલું છે, તે **વિષય**–બાહ્ય વિશ્વનો નાશ આપણે પ્રથમ કલ્પવો જોઇએ. એ તો સર્વથા સ્પષ્ટ જ છે.

અહીં સુધી જે કહેવામાં આવ્યું તે સમજવું ઘણું જ સુલભ છે. પણ હવે પછી જરાક અડચણ જેવું છે, ખરું. હું પોતે મારા વિશે વિચાર કરવા લાગો કે, સાધારણતઃ 'હું' શબ્દથી મારા મનમાં મારા બાહ્ય જડાત્મક શરીર વિના બીજા કશાની પણ કલ્પના આવી શકતી નથી. ત્યારે, હું અવિનાશી અને શાશ્વત છું, એવું જે વેળાએ હું કહું છું, તે વેળાએ તે કલ્પનામાં મારા શરીરનો પણ સમાવેશ થાય છે. પરંતુ શરીર (આ અસ્થિર વિશ્વમાંની પ્રત્યેક વસ્તુ પ્રમાણે) નશ્વર અને મર્ત્ય છે, એ તો આપણે પ્રત્યક્ષ અનુભવથી જોઇએ છીએ જ.

તો પછી, મનુષ્યનુ અવિનાશિત્વ અથવા અમરત્વ છે શામાં ? એ પ્રશ્ન તો અવશિષ્ટ રહ્યો તે રહી જ ગયો.

પણ, એ પ્રશ્ન સાથે બીજો પણ એક ચમત્કારિક અને ગૂઢ પ્રકાર આપણા જોવામાં આવ્યા કરે છે. તે વિશે જ પ્રથમ જો આપણે થોડોક વિચાર કરીશુ તો તેના યોગે આપણા મુખ્ય પ્રશ્નનો નિર્ણય કરવામાં આપણને ઘણી જ સહાયતા મળવાનો સભવ છે. તે ચમત્કાર, જેના વિના મનુષ્યને જગતમા એક ક્ષણ માત્ર પણ સૌખ્ય ભાસવાનો સભવ નથી, એવી પોતાના સ્વાતંત્ર્યની કલ્પના છે.

આપણા સર્વ વ્યવસાયોને દિશા દેખાડનારી કિંબહુના જેની અદશ્ય પ્રેરણાથી જ આપણા પ્રત્યેક ચલનવલન થતા હોય છે, એવી એ જ કલ્પના છે. બીજાઓ સાથે આપણો જે વિવિધ પ્રકારનો સબધ થાય છે, તેમાં એ જ કલ્પના પરસ્પર આદર અને પ્રેમબુદ્ધિને જાગૃત રાખે છે સારાશ કે, આપણુ સમસ્ત આયુષ્યજાળ એના જ તતુથી ગુથાયલુ છે—એ કલ્પનાથી 'ઓતપ્રોત' ભરેલું છે. આપણી જ્ઞાનની દિશામા દિવસે દિવસે થતી જતી પ્રગતિ, એ કલ્પનાને ધીમે ધીમે પોતાના પ્રદેશથી બહાર ધકેલી દેવાનો પ્રયત્ન કરતી હોય છે, પરન્તુ એવા પ્રત્યેક પ્રયત્નથી કાર્યકારણ ભાવરૂપ શૃખલામા મનુષ્ય વધારે અને વધારે જ જકડાતો જાય છે પણ એ કલ્પનાને તો લેશ માત્ર પણ આઘાત—અપાય—થતો નથી જ. વિરુદ્ધ પક્ષે, તે તો આપણા એ નિરર્થક અને ક્ષુદ્ર પ્રયત્નોને જોઇને મનમા ને મનમા આપણને હસતી જ રહે છે. અને જે કાર્યકારણભાવની શખલામા આપણે તેને બદ્ધ કરવા ઇચ્છીએ છીએ, તે શૃખલાની સીમાથી તે સદા બહાર જ હોય છે અને એ સાહજિક જ છે. કારણ કે, જો સાન્તને આનન્ત્યનું આકલન કરી લેવુ હોય, તો સાન્તે પ્રથમ બહુધા આનન્ત્યની પાસે પાસે જ પોતાની ઉન્નતિ કરી લેવી જોઇએ, તો જ તે આનન્ત્યનું આકલન કરી શકે છે. કારણ કે, સાન્ત અથવા બદ્ધ મનુષ્યની સ્થિતિ, મુક્ત અને સ્વત સિદ્ધ મનુષ્યની સ્થિતિનો અનુભવ કર્યા પછી જ જાણવામા આવી શકે છે. કાર્ય શુ છે, તે, એ જે કારણરહિત એટલે કે, આદ્યકારણરૂપ વાત છે, તેનુ જ્ઞાન મેળવ્યા પછી જ જાણવામાં આવી શકે છે.

પરતુ, અહીં પણ પાછો એ પ્રશ્ન તો આવ્યો જ. કે, મુક્ત અને સ્વતન્ત્ર કોણ ? માત્ર શરીર જ કે મન પણ ખરુ ? એ બન્નેમાંથી એક પણ નહિ. કારણ કે, સૃષ્ટિમાના ઇતર પદાર્થો પ્રમાણે જ એ પણ કાર્યકારણભાવ અને ઉત્પત્તિ વિનાશ આદિ નિ સર્ગ નિયમોથી બદ્ધ થએલા છે, એ તો સર્વને સ્પષ્ટ રીતે જ સદાસર્વદા દેખાયા કરે છે.

એટલે કે, એ પ્રશ્નનો નિર્ણય કરવામાટે અહીં બે અપરિહાર્ય અનુમાનો વિના ત્રીજી ગતિ જ નથી. એક તો, આ સર્વ વિશ્વ સદા સ્થિર, નશ્વર અને જડ દ્રવ્યાત્મક છે અને તેમાંના જૂદા જૂદા પદાર્થો પરસ્પર કાર્યકારણભાવ આદિ સંબંધથી અત્યંત નિકટ ગુંથાયલા છે, તોપણ—ગમે તે કારણને લીધે—આપણને તો તેમાં શાશ્વતતાની અને સ્વતંત્રતાની પ્રબળ ભ્રાન્તિ થયા જ કરે છે, એમ માનવું જોઇએ. કિંવા આ બાહ્ય વિશ્વના અને આપણા અંતર્ભાગમાં ખરેખર જ કાંઈ પણ શાશ્વત અને સદા નિર્મુક્ત મૂલ તત્ત્વ હોવું જ જોઇએ, અને મનુષ્યમાંપોતાની શાશ્વતતાની અને સ્વયંસિદ્ધતાની નિઃસર્ગજાત દૃઢ રહેલી, એ કલ્પના કોઈ કાળે પણ શુષ્ક ભ્રાન્તિ હોઈ શકે જ નહિ, એમ કબૂલ કરવું જોઇએ. એમાંના કોઈ પણ એક સિદ્ધાંતને નિશ્ચિત ઠરાવવામાટે અર્વાચીન શાસ્ત્રીય શોધે સહાયતા કરવી જ જોઇએ. વધારે અને વધારે શોધ કરીને વિશ્વની ખરી સ્થિતિવિશેના પ્રમાણસિદ્ધ અને વ્યાપક જેટલા સિદ્ધાંત મેળવી શકાય તેટલા મેળવવા, એ અર્વાચીન શાસ્ત્રનું પ્રમુખ કર્તવ્ય છે. પરંતુ જે શાસ્ત્ર, સ્પષ્ટીકરણ કરવામાટે આપેલી વસ્તુઓમાંની જે વસ્તુઓ તેને પ્રતિકૂલ અથવા તેની સ્પષ્ટીકરણશક્તિથી બહારની હોય, તેમનો સર્વથા ઉચ્છેદ કરીને બાકીની અનુકૂલ વસ્તુનું જ સ્પષ્ટીકરણ કરવાની ચેષ્ટા કરે છે, તે શાસ્ત્ર જ નથી—શાસ્ત્ર નામને યોગ્ય જ નથી. તેને બીજું તમને ગમે તે નામ આપો; પરંતુ ખરા શાસ્ત્રની પદવી તેને કોઈ કાળે પણ પ્રાપ્ત થવાની નથી જ; એ સર્વથા નિઃસંશય અને નિર્વિવાદ જ છે.

એ પ્રમાણે જોતાં સર્વ મનુષ્યોમાં નિઃસર્ગતઃ જ, પોતાના નિર્મુક્તત્વ અને શાશ્વતત્વની દૃઢ કલ્પના રહેલી અનુભવવામાં આવે છે, એ વાત સર્વથા સત્ય છે; તે કેમ અને કેવી રીતે ઉત્પન્ન થઈ, એ પ્રશ્ન તો છે જ. ત્યારે, એ મુદ્દાની વાતને ધ્યાનમાં જ ન લેતાં જે લોકો અર્વાચીન શાસ્ત્રીય શોધોની સહાયતાથી એ પ્રશ્નમાંની બાકીની ગૌણ વાતોનો નિર્ણય કરવાની આશા રાખે છે, તેઓ ઉપરના જેવી જ ભૂલ કરે છે, એમ પણ આપના જાણવામાં આવી શકશે જ; એટલે કે, તેમનું સ્પષ્ટીકરણ પણ ભૂલ ભરેલું જ હોવું જોઇએ, એ ખુલ્લું જ છે.

ત્યારે અંતે નિર્ણયનો માર્ગ તો એક જ રહ્યો; અને તે જ વસ્તુસ્થિતિથી સુસંગત અને સયુક્તિક દેખાય છે. તે એ કે, આપણામાં જ સ્વતઃસિદ્ધ, સ્વતંત્ર અને શાશ્વત કોઈ પણ મૂલતત્ત્વ છે જ, અને તેને લીધે જ આપણામાં ઉપર કહેલી કલ્પના દગ્ગોચર થાય છે, એમ માન્ય કરવું.

એ મૂલતત્ત્વ શરીરમાં પણ નથી અને મનમાં પણ નથી. કારણ કે, શરીરમાંના પરમાણુઓ પ્રતિક્ષણે બદલાતા હોવાથી તેમનો પ્રતિક્ષણે એક પ્રકારે નાશ

જ થતો હોય છે. મનમાં ક્ષણે ક્ષણે થતાં પરિવર્તનોનો તો નિત્ય પ્રત્યેકને અનુભવ મળ્યા જ કરે છે. શિવાય, શરીર અને મન સંયોગનિર્મિત હોવાથી વિકાર્ય અને નશ્વર છે. તેમને અવિકાર્ય અને શાશ્વત સ્થિતિ કોઈ કાળે પણ પ્રાપ્ત થવાની જ નથી. અર્થાત્ એમાંના કોઇમાં–એકમાં–પણ તે શાશ્વત અને સદા સ્થિર તત્ત્વ હોવાની શકયતા જ નથી.

પરંતુ, તે તત્ત્વ આપણા આ બાહ્ય જડ શરીરરૂપ ક્ષણભંગુર કવચ અથવા લિંગદેહરૂપ સૂક્ષ્મ અને વિરલ આવરણથી પણ પર છે. એ મનુષ્યનું વસ્તુરૂપ અને એ જ શાશ્વત, નિત્ય અને વિનિર્મુક્ત આત્મા.

એ મનુષ્યનું નૈસર્ગિક સ્વાતંત્ર્ય જ, અચેતન, જડદ્રવ્ય અને વિચારના એકપર એક ગોઠવાયલા અનેક થરોમાંથી પસાર થઇને, તેને પોતાને નામ, રૂપ અને આકાર આદિ બાહ્ય ઉપાધિઓ સંલગ્ન થવા પછી પણ પોતાના અપ્રસિદ્ધ અને સ્વતંત્ર અસ્તિત્વને વ્યક્ત કરવાનો સતત પ્રયત્ન કરતું જ હોય છે. એ પ્રયત્ન, તે મનુષ્યમાં જન્મકાળથી જ દૃષ્ટિગોચર થતી પોતાના નિર્મુક્તત્વ વિશેની કલ્પના જ છે. મનુષ્યના મનમાં બાહ્ય અજ્ઞાનનાં ભલે ગમે તેટલાં પડ–થર–ચઢી ગયાં હોય, છતાં તેમની લેશ માત્ર પણ દરકાર ન કરતાં એ આત્મા પોતાના સચ્ચિદાનંદમય શુદ્ધ, બુદ્ધ, મુક્ત અને પરિપૂર્ણ સ્વરૂપને મનુષ્યના મનમાં પ્રકાશિત કરવામાટેનો એક સરખો પ્રયત્ન કરતો જ હોય છે. એવા પ્રકારનું આત્માનું ચિરંતન, શુદ્ધ, સાફલ્યપૂર્ણ અને વિનિર્મુક્ત સ્વરૂપ જ મનુષ્યનું વસ્તુસ્વરૂપ છે; કિંવા આત્મા જ (ખરો) વસ્તુ પુરુષ છે; અને એ આત્માનુ જ્ઞાન મેળવવું, એને જ વેદાન્તમાં 'વિજ્ઞાન (વિશેષ અથવા ઉચ્ચ પ્રકારના જ્ઞાન)ના નામથી ઓળખેલું છે અથવા ઓળખાવેલું છે.

હવે ઉપર કહેલું આત્માનું સ્વાતંત્ર્ય અને શાશ્વતત્વ કયારે પૂર્ણતાથી વ્યક્ત થઇને સ્થાપિત થશે, એ એક પ્રશ્ન જ છે. એનું ઉત્તર એ છે કે, જ્યારે કોઈ પણ બાહ્ય પ્રેરણાનું તેનાપર પરિણામ થવા નહિ પામે, અથવા તેનામાં કોઇપણ પ્રકારનું પરિવર્તન નહિ થાય, એટલે કે, મનુષ્ય જ્યારે કાર્યકારણભાવ આદિ ઉપાધિબંધનોથી પણ પર પ્રદેશમાં જશે, ત્યારે જ આત્માના સ્વાતંત્ર્ય અને નિર્મુક્તત્વની સ્થાપના થશે. એ જ જો આપણે બીજી રીતે કહીએ, તો જે અવિકાર્ય અને કૂટસ્થ છે, તે જ માત્ર 'અજ, નિત્ય, શાશ્વત અને સ્વતઃસિદ્ધ' હોઈ શકે. એવા પ્રકારનો માત્ર આત્મા–એક જ–છે. અર્થાત્, તે જ અવતરણમાંના શ્લોકમાં કહ્યા પ્રમાણે 'અજ' અમર, નિત્ય, શાશ્વત અને પુરાણ પુરુષ છે.'

---

## વ્યાખ્યાન તેરમું

# ભિન્નત્વમાં ઐક્યનો પ્રત્યય*

"સ્વયંભૂ પરમાત્માએ મનુષ્યના શરીરમાં ઇંદ્રિયો બહારના ભાગમાં લગાડેલી છે, એથી મનુષ્ય સાધારણતઃ પોતાથી બહારના વિષયોમાં વિશેષ લક્ષ આપે છે. પોતાના અંતરમાં શું છે, એ જોવાની કે તપાસવાની ઇચ્છા સહસા તેના મનમાં એકાએક ઉત્પન્ન થતી નથી. પરંતુ, જે પ્રાજ્ઞ મુમુક્ષુ હોય છે, તેના મનમાં જ પોતાની ઇંદ્રિયોનું ઉપસંહરણ કરીને (તેમનું દમન કરીને) પોતાના અંતઃસ્વરૂપને જોવા તેમ જ જાણવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે." એમ ગત એક વ્યાખ્યાનમાં અને પ્રસંગોપાત અન્યત્ર પણ મેં વારવાર કહેલું જ છે. સંહિતા ઇત્યાદિ પ્રાચીન કાળના ગ્રંથોના અવલોકનથી પણ મનુષ્યની જિજ્ઞાસા પ્રથમ બહારના વિષયોમાં જ લીન થવાનું પ્રત્યક્ષ જણાઈ આવે છે. બાહ્ય વિશ્વમાંથી ખરું જ્ઞાન મળવું અશક્ય છે, એવી કલ્પના કેટલાક કાળ કેડે બહુ જ અનુભવ મળ્યા પછી તેમને સૂઝી હતી. જો ખરા સ્વરૂપને શોધવું હોય, તો તે બાહ્ય વિશ્વના અવલોકનથી તો મળવાનું નથી જ; કિન્તુ જેને શબ્દશઃ 'અંતર્દષ્ટિ'ના નામથી ઓળખવામાં આવે છે, તેની સહાયતાથી જ તે સ્વરૂપનું જ્ઞાન થવાનો સંભવ છે, એમ ધીમે ધીમે તેમના જાણવામાં આવી શક્યું હતું. એટલે કે, આપણી આસપાસમાં વિસ્તરેલા આ જડ વિશ્વનું જ્ઞાન, તે કાંઈ ખરું જ્ઞાન નથી, કિન્તુ આત્મસ્વરૂપને ઓળખવું, તે જ ખરું જ્ઞાન છે, એવો સિદ્ધાંત અધિકાધિક વિચાર અને મનનથી તેમના અનુભવમાં આવી શક્યો હતો. એટલામાટે જ તેમણે આત્માને 'અંતઃસાક્ષી' (અંતર્દ્રષ્ટા)નું યથાર્થ નામ આપેલું છે; અને તેને જ 'સર્વવ્યાપક સર્વભૂતાન્તરાત્મા' કહેલો છે. તે સર્વસ્વે સત્ય જ છે. આપણું મન, આપણું શરીર અને આપણી ઇંદ્રિયો—સારાંશ કે, આપણામાંની પ્રત્યેક વસ્તુ, તે એ જ હૃદયસ્થ, સ્વયંપ્રભ અને ઉજ્જ્વલ સૂર્યમાંથી નીકળેલાં પ્રકાશકિરણો જ છે. પણ એ રહસ્યને ન ઓળખીને બાલિશ બુદ્ધિના અજ્ઞાન લોકો કેવળ બાહ્ય વિષયોની તૃષ્ણાથી વ્યાકુળ થઇને અનેકવિધ ઉપદ્વ્યાપ અને વ્યવસાય કરવામાં ગુંથાયલા હોય છે, અને અંતે બિચારા અજાણપણામાં જ તે સર્વભક્ષક મૃત્યુરાજના ભયંકર જડબામાં અચાનક જઈ પડે છે!

* Unity in Diversity. લંડન તા. ૩ જી નવેમ્બર ૧૮૯૬.

પણ જેઓ ખરા પ્રાજ્ઞ છે, તેઓ પોતાના શાશ્વત, નિત્ય અને સ્વયંસિદ્ધ સ્વરૂપને ઓળખીને આ બાહ્ય જડ વિશ્વની વસ્તુઓમાં–સાન્ત વસ્તુઓમાં–તે આનન્ત્યનો શોધ કરવાના ભ્રમમાં પડતા નથી. એ જ કલ્પનાનું પ્રાચીન તત્ત્વજ્ઞાનવિષયક ગ્રંથોમાં અનેક પ્રકારે વિસ્તૃત અને સ્પષ્ટ વિવેચન કરેલું છે. જો તમારે આનન્ત્યનો જ શોધ કરવો હોય, તો જે વસ્તુ અનંત, નિત્ય અને શાશ્વત હોય, તેમાં જ તેનો શોધ કરવો જોઇએ; અને આ સકળ જગતમાં અનંત માત્ર એક જ વસ્તુ છે, અને તે આપણા અંતઃકરણમાં જ રહેલી છે. (શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. અ. ૧૮: શ્લોક. ૬૧.) તે વસ્તુ, તે આપણો આત્મા જ છે. એ આત્માથી ભિન્ન જે પણ વસ્તુઓ છે, તે સર્વ સાન્ત અને નશ્વર જ છે. કારણ કે, તેમને કાળનિયત ઉત્પત્તિ અને લય આદિ વિકારો લાગેલા હોય છે. પરંતુ એ સર્વ બાબતો જેનામાં અંતર્ભૂત થાય છે, જે એમનો ખરો દ્રષ્ટા અને જે મનુષ્યના અંતઃકરણમાં સ્વયંજ્યોતિત્વથી સદૈવ જાગૃત હોય છે, તે જ આત્મા, સત્ય, નિત્ય, શાશ્વત અને અનંત વસ્તુપુરુષ છે. એટલે જો એ અખિલ વિશ્વના આદ્યતમ અર્થાત્ અવ્યક્ત અને અવિનાશી કારણનું નિરીક્ષણ કરવું હોય તો આપણને એ આપણા હૃદયસ્થ આત્મા પ્રતિ જ જવું જોઇએ. ત્યાં જ તે મળી શકે એમ છે, અન્યત્ર મળવો અશક્ય છે. કારણ કે, બાહ્ય વિશ્વનું જે આદ્ય કારણ છે, તે અહીં જ છે. કિંવા વસ્તુતઃ એ આત્મા જ આદ્ય કારણ છે. એટલે કે, એ દૃષ્ટિથી જોતાં વિશ્વમાં સર્વત્ર ઐક્ય જ ભરેલું છે. જગતમાં દ્વૈત–એટલે કે, ભિન્નતા, વિવિધતા કિંવા વિરોધ જેવું કાંઈ છે જ નહિ. પણ એ ન સમજતાં, જેમને આ વિશ્વમાં અનેકત્વની ભ્રાન્તિ થાય છે, અને નશ્વર ઇષ્ટ વિષયની પ્રાપ્તિમાટે જેઓ અનેક પ્રકારનાં કર્મોમાં ગાઢ આસક્તિથી મગ્ન થયેલા હોય છે, તેમની બૃહદારણ્યક ઉપનિષદ્‌માં વર્ણવ્યા પ્રમાણે, કર્મસંગરૂપી મૃત્યુમાંથી કોઈ કાળે પણ મુક્તિ થતી નથી. ઉદાહરણાર્થ, સ્વર્ગપ્રાપ્તિની કલ્પના પ્રથમ કેવી રીતે ઉત્પન્ન થઈ, એ તો આપણે આગળ એક ઠેકાણે જોયેલું જ છે. ઐહિક દુઃખો અને સાંસારિક વિપત્તિઓનો કટુતમ અનુભવ આવતાં–મળતાં–ત્રસ્ત થયેલા પ્રાચીન આર્યોને, મરણ પછી તો આપણને સુખપૂર્ણ સ્થિતિની પ્રાપ્તિ થશે જ, એવો ભાસ થવો સર્વથા સાહજિક અને સ્વાભાવિક જ હતો. કિંબહુના અર્વાચીન કાળમાં પણ તે કલ્પના કેટલાકોને પોતાના યાતનામય જીવિતને સહનશીલતાથી વીતાડવામાટેનું ધૈર્ય આપ્યા કરે છે. કેટલાક કાળ પછી, ઉપર્યુક્ત સુખપૂર્ણ સ્થિતિને જ નામ, રૂપ અને આકાર આદિ કલ્પનાથી વિવિધત્વ આપીને તેમણે તેનાં અનેક જૂદાં જૂદાં સ્વર્ગો બનાવ્યાં. જ્યાં સદા આનંદ હોય છે.

દિવ્ય શરીર અને મન (લિંગદેહ) પ્રાપ્ત થાય છે અને જ્યાં આપણને આપણાં પૂર્વજોનો સહવાસ થાય છે, એવી જે નિરુપમ સુખકારક સ્થિતિ, એ જ તેમનું સ્વર્ગ.

પરંતુ મનુષ્યની બુદ્ધિ જેમ જેમ પ્રગલ્ભ થતી ગઈ અને તત્ત્વજ્ઞાનવિષયક વિચારોનો જેમ જેમ તેમના મનમાં ઉદય થતો ગયો, તેમ તેમ ઉપર્યુક્ત કલ્પના તેમને અસંભવનીય અને અપ્રયોજક ભાસવા લાગી. અમુક એક (અર્થાત્ એથી મર્યાદિતત્વનો નિર્દેશ થાય છે) સ્થલ અને ત્યાં 'નિરવધિ સુખ' એ કલ્પનાઓ જ પરસ્પર વિરુદ્ધ છે, એમ તેમના જાણવામાં આવવા લાગ્યું. તે જ પ્રમાણે સ્વર્ગમાં કલ્પેલા દેવો પણ કાંઈ ભિન્ન કોટિના પ્રાણી નહોતા, કિંતુ પોતાનાં સત્કર્મોના યોગે અથવા બીજા કોઈ પણ શ્રેષ્ઠ ગુણોના પ્રભાવથી તે ઉચ્ચ પદને પામેલા. તેઓ પણ પ્રથમ આપણા જેવા જ મનુષ્યો હતા, અને ત્યારપછી તેમનાં સત્કર્મોની ન્યૂન કે અધિક યોગ્યતા પ્રમાણે તેમને દેવત્વની (મનુષ્યની કલ્પનાથી જ) ઉચ્ચ નીચ પદવીઓ પ્રાપ્ત થયેલી હતી, એ તેમના ધ્યાનમાં આવવા લાગ્યું. એનું પ્રત્યન્તર જોવું હોય તો વેદમાં જે દેવતાઓનો સમાવેશ થયેલો છે, તેમનું જો વાસ્તવિક સ્વરૂપથી પરીક્ષણ કરવામાં આવે, તો તેમાંથી જ મળી શકે એમ છે. વેદમાંનો કોઈ પણ દેવતા સ્વતંત્ર અને પૃથક્ વ્યક્તિ નથી, કિન્તુ કેવળ કાંઈ પણ નૈસર્ગિક વસ્તુની અથવા કુતૂહલજનક સૃષ્ટિચમત્કારની કિંવા તત્સંબંધી કલ્પેલી અધિષ્ઠાત્રી કે અધિષ્ઠાતાઓની મૂર્ત્ત કલ્પના જ છે, એમ જ આપણને દેખાઈ આવે છે.

ઉદાહરણાર્થ, ઈન્દ્ર અને વરુણ, એ બે દેવતાઓને જ લ્યો. એ બે નામે વિશિષ્ટ અને સ્વતંત્ર વ્યક્તિનાં નથી, કિન્તુ કાંઈ વિશિષ્ટ સ્થળોના અધિષ્ઠાતા-ઈંદ્ર, આકાશસ્થ મેઘ અને વિદ્યુતનો, અને વરુણ નદી, સાગર અને મહાસાગર આદિનો-નાં દર્શક છે. એ દૃષ્ટિથી જોતાં વર્તમાન કાળના ઈન્દ્ર અને વરુણ (અર્થાત્ તદ્વિષયક કલ્પના) વૈદિક ગ્રંથમાંના ઈન્દ્ર અને વરુણથી બહુ જ ભિન્ન છે, એમ આપણને દેખાઈ આવે છે. એ જ નિયમ બીજા દેવતાઓના વિષયમાં પણ લાગૂ પડે છે. એટલે કે, મનુષ્યની ઉચ્ચત્વ વિશેની કલ્પના જેમ જેમ વિકાસ પામતી ગઈ, તેમ તેમ તેમને વધારે અને વધારે ઉચ્ચ દેવતાઓ વિશેની કલ્પના પણ સૂઝતી ગઈ. પણ તે, તેમના જે દેવતાઓ છે, તે ઉચ્ચતમ અવસ્થાને પ્રાપ્ત થયેલા મનુષ્યો જ સમજવા. ત્યારે, એવા દેવતાઓને એટલે કે, ઉચ્ચતમ અવસ્થાને પામેલા મનુષ્યોને પણ અંતે મૃત્યુનો વિકાર તો છે જ, એવી જે તેમની કલ્પના હતી, એમાં આશ્ચર્ય પામવા જેવું કશું પણ નથી. તથાપિ, ઋગ્વેદમાંના અતિપ્રાચીન અને આરંભના ભાગમાં એ દેવતાઓના અમ-

રત્વનો ઉલ્લેખ કરેલો મળી આવે છે, એ ખરું છે. પણ ત્યારપછી આગળ વધતાં તે કલ્પનાનો સર્વથા જ લોપ થયેલો દેખાઈ આવે છે. કારણ કે, દેવતાની સાકાર કલ્પના કરેલી હોવાથી બાહ્ય વિશ્વાતીત અને દિક્કાલકાર્યકારણભાવાતિક્રાંત જે અમરત્વની કલ્પના, તેની તેમના સંબંધમાં યોજના કરવાનું તેમને અપ્રશસ્ત અને અયોગ્ય જ ભાસવા લાગ્યું. બીજું એમ કે, જો એમ પણ કલ્પવામાં આવે કે, દેવતાઓ પણ સૂક્ષ્મતમ અને ઉજ્જ્વલ લિંગદેહ ધરાવે છે, તોપણ 'દેહ'નું નામ ઉચ્ચારતાં જ તેના અનુષંગે મર્યાદિતત્વની અને નશ્વરત્વની કલ્પના પોતાની મેળે જ આવીને ઊભી રહે છે. કારણ કે, સાકારત્વ–પછી તે ગમે તેટલું સૂક્ષ્મ હોય–કલ્પ્યું કે, મર્યાદિતત્વ અને નશ્વરત્વનું આગમન થવું જ જોઇએ, એ અતઃપૂર્વ એક સ્થળે સવિસ્તર રીતે દર્શાવવામાં આવ્યું છે જ. સારાંશ કે, તમારું સ્વર્ગ હો કિંવા ત્યાંના દેવતા હો, પણ જો તેમા સાકારતા અને મૂર્ત્તતાની કલ્પના કરી કે, **મર્યાદિતત્વ અને સાન્તત્વ** તેની સાથે જ પાછળ પાછળ આવેલાં જ સમજવાં. અર્થાત્ જેટલું સાન્ત તેટલું સર્વ નશ્વર હોવાથી દેવતાઓનો પણ કોઈ કાળે તો અવશ્ય નાશ થવાનો જ, એ કલ્પના પોતાની મેળે જ આવી જાય છે. એમ કબૂલ કર્યા વિના છૂટકો જ નથી.

હવે બીજી એક વાતનો આપણે વિચાર કરીએ. એ વાત એ છે કે, સંસારની સુખદુઃખાત્મક સ્થિતિનું કારણ શું? આ જગતમાં સર્વત્ર આપણને એમ જ દેખાઈ આવે છે કે, કોઈ પણ સુખની પાછળ કોઈ પણ એક દુઃખ છાયા પ્રમાણે જ આવી પહોંચે છે. ઉદાહરણાર્થ, જીવિત સાથે મરણનું દુઃખ જોડાયલું જ છે. એ બે અવસ્થાઓનો કોઈ કાળે પણ વિયોગ થવાનો નથી. જો તાર્કિક ભાષામાં કહીએ, તો એ બે અવસ્થાઓ **અયુત સિદ્ધ** છે. કારણ કે, જીવિત મૃત્યુ, સુખ દુઃખ અને ઉત્તમ અધમ, ઇત્યાદિ પરસ્પર વિરુદ્ધ બે અવસ્થાઓ ભિન્ન અને પૃથક્ નહિ, કિંતુ એક જ મૂળ ઘટકનાં માત્ર વિશિષ્ટ રૂપાન્તરો જ છે. એટલે કે, એક જ કારણનાં એ બે ભિન્ન કાર્યો છે, અને તેથી એમનામાં નિકટ સંબંધ રહેલો છે; અને તે સર્વ પોતાના મૂળ કારણમાં એકરૂપ જ છે, એ આગળ એક સ્થાને સ્પષ્ટ કરેલું જ છે. એ પ્રમાણે જ પાપ અને પુણ્ય, સારું અને નઠારું, એ બે પૃથક્ અને ભિન્ન વસ્તુઓ છે; અને તે અંતપર્યન્ત ભિન્ન જ રહેવાની, એવી જે કેટલાકોની દ્વૈતાત્મક કલ્પના છે, તે સર્વથા અયથાર્થ અને અપ્રયોજક જ છે, એ પણ આગળ એક સ્થળે સિદ્ધ કરી બતાવેલું જ છે. સુખ અને દુઃખમાં વાસ્તવિક ગુણવિરોધ છે જ નહિ, કિન્તુ માત્ર અંશ અંશનો જ ફરક છે. શિરાય, સ્નાયુ અને ત્વગિંદ્રિય ઇત્યાદિ, જેમના દ્વારા

સુખસવેદના થાય છે, તેમના જ દ્વારા દુ ખસવેદના પણ થાય છે, અને સુખસવેદનાનો અટકાવ થતા દુ ખસવેદનાનું જ્ઞાન થતુ પણ અટકી જાય છે. એનું ઉદાહરણ, શરીરમાનો બધિર થયેલો ભાગ છે. તે બધિર ભાગદ્વારા જેમ સુખ મળવાનુ બધ થાય છે, તે જ પ્રમાણે તે ભાગને દુ ખકારક વેદનાઓનું જ્ઞાન પણ થઈ નથી શકતુ, એ તો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ જ. તેવી જ રીતે અમુક એક સવેદના સુખમય જ અને બીજી દુ ખદાયક જ હોવી જોઇએ, એવો કાંઈ નિર્બન્ધ–નિયમ–નથી જ, કિન્તુ એક જ સમયાવચ્છેદે એક જ સવેદના ઉપાધિભિન્નત્વથી જૂદા જૂદા મનુષ્યોને અથવા જૂદા જૂદા પ્રાણીઓને સુખકારક અથવા દુ ખદાયક થઇ પડે છે સારાંશ કે, સર્વને એક સરખી રીતે પ્રિય થઈ પડે, એવુ કેવળ સુખ અથવા તો સર્વને સમાન તાપદાયક થઈ પડનારુ કેવળ દુ ખ આ જગતમા મળવુ અશક્ય છે એવી એ સુખદુ ખા મક સ્થિતિ જગતના અતપર્યન્ત ચાલૂ જ રહેવાની ત્યારે એથી એ દ્વૈતકલ્પના સર્વથા નિરાધાર અને ભ્રામક જ છે, એ તો હવે આપના ધ્યાનમા આવી જ ગયુ હશે

હવે કેટલાક લોકોનુ જે એમ કહેવુ છે કે, 'ઉત્ક્રાંતિ' ક્રિયાથી દિવસે દિવસે જગતમાથી નઠારાપણા–અધમતા–નો લોપ જ થતો જાય છે, અને તેથી અન્તે નિરુપમ અને વિશુદ્ધ સુખપૂર્ણ સ્થિતિ આવવાની જ, એ પણ કેટલુ બધુ અસંભવનીય છે, એ આગળના એક વ્યાખ્યાનમાંસવિસ્તર દર્શાવેલુ છે જ. એટલુ જ નહિ, પણ જેટલા પ્રમાણમા આધિભૌતિક સુધારણાની પ્રગતિ થતા મનુષ્યના સુખો–ઐહિક સુખો–એક દિશામા વધતા જશે, તેટલા જ પ્રમાણમા મનુષ્યના દુ ખો પણ બીજી દિશાઓમાં વધતા જ જશે. કિંબહુના, દુઃખોની વૃદ્ધિનું પ્રમાણ સુખાભિવૃદ્ધિના પ્રમાણ કરતાં પણ વધારે જ આવવાનું, એ પણ ત્યા સ્પષ્ટતાથી બતાવેલુ જ છે. એના પ્રત્યન્તરનો અનુભવ કરવો હોય, તો યુરોપના સુધરેલાં અને સપન્ન કહેવતા રાષ્ટ્રો જ જુઓ. ઇંગ્લડ આજે સર્વથા સુધારાના શિખરે પહોંચેલુ અને અત્યત ધનાઢ્ય રાષ્ટ્ર ગણાય છે. તોપણ ત્યા–એકલા લંડન્ નગરમા જ–શ્રીમતોની સખ્યા જેટલી જ લગભગ દરિદ્ર અને ભિક્ષુક જનોની સખ્યા છે, તેમ જ ત્યા ગાંડાઓની હૉસ્પિટલો( Mad houses ) ની પણ કાંઈ ન્યૂનતા નથી જ. એથી કાંઈ આધિભૌતિક સુધારણાને ન ારી જ ઠરાવવાનો મારો ઉદ્દેશ નથી પણ એ સુધારણાથી જ જગતના દારિદ્ર્યનો સર્વથા નાશ કરીને એકદમ ઉચ્ચતમ અને ઉન્નત અવસ્થા લાવી મૂકવામાટેની જે અર્વાચીન શાસ્ત્રોની, એક ક્ષણેક ભલે સુખ તથાપિ એકદર રીતે દભયુક્ત આશા છે. તે કેટલી બધી નિરાધાર અને અસાધ્ય છે, તે ધ્વનિત કરવામાટે જ ખાસ કરીને મેં ઉપર્યુક્ત વિધાન કરેલું છે. સારાંશ કે,

પરિસ્થિતિનું ચક્ર સદા સર્વદા અખંડ રીતે ચાલ્યા જ કરે છે. એટલામાટે, મનુષ્યે પોતાનાં નેત્રો સમક્ષ કોઈ પણ ઉચ્ચતમ આશાલક્ષ્યને રાખીને પોતાની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરવો જ જોઇએ. પરંતુ 'આપણને અવશ્ય એમાં યશ મળશે જ, અથવા વિજયની પ્રાપ્તિ થશે જ;' એવો વિશ્વાસપૂર્વક વ્યર્થ નિશ્ચય તેણે કરી નાંખવો ન જોઇએ. એ જે જગતની સ્થિતિ દેખાય છે, તેને જ વેદાન્ત 'માયા'ના નામથી ઓળખે છે, અને જગતને પણ ઓળખાવે છે.

તેમ જ વેદાન્તમત પૂર્ણ આશાવાદી પણ નથી; એટલે કે, જગત સુખમય અને ઉત્તમ જ છે, તેમાં અત્યારે જો કે પાપ દેખાતાં હોય, તો પણ ધીમે ધીમે તેમનો લોપ થતાં અન્તે નિરુપમ અને ઉચ્ચતમ સુખની અવસ્થા જગતને પ્રાપ્ત થનારી છે, એમ તે માનતું નથી; કિંવા વેદાન્તમત નૈરાશ્યવાદી પણ નથી; એ પણ આગળ એક સ્થળે નિર્વિવાદ સિદ્ધ કરેલું જ છે. વેદાન્તમત એ ઉભયની મધ્ય સ્થિતિમાંનું સાંધણ-જોડ કરનાર–છે. કારણ કે, જગત્ કેવળ દુઃખમય છે કિંવા સુખપૂર્ણ જ છે, એમ જે દુરાગ્રહપૂર્વક કથન કરવું, તે વસ્તુસ્થિતિથી સર્વથા વિરુદ્ધ જ છે; તથાપિ, એ સુખ-દુઃખનો પણ આપણને કેવળ સ્વપ્ન પ્રમાણે ભાસ થાય છે, તે કેવળ 'માયા' જ છે, એમ વેદાન્ત કહે છે. એટલે સુખદુઃખ અને સારા નઠારાના પૃથક્તત્વની જે કલ્પના છે, તે જ વ્યવહારમાંનું દ્વૈત છે. એ પ્રમાણે વેદાન્તે વસ્તુસ્થિતિનું સ્પષ્ટીકરણ કરેલું છે, અને એનાથી પણ તે એક પગથીયું ઉપર ચઢેલો છે. જગતમાંનું સારું અને નઠારું, એ બે વસ્તુઓ પૃથક્ અને ભિન્ન છે, એમ માનશો નહિ. તે એક જ વસ્તુની જૂદી જૂદી અંશાત્મક અવસ્થાઓ છે, એટલું જ કહીને વેદાન્તનો સિદ્ધાન્ત અટકી જતો નથી; કિન્તુ જે આ બાહ્ય જગતમાં વિવિધત્વ અને અનેકત્વ દૃષ્ટિગોચર થાય છે, તેનો નિરાસ કરીને તે સર્વ વિશેનો ઐક્યપ્રત્યય કરાવી આપવાનો મહાન્ (મહત્ત્વનો) ઉદ્યોગ પણ તેણે સ્વીકારેલો છે અને તે ઉદ્યોગમાં તે સંપૂર્ણ વિજય પણ મેળવી ચૂક્યો છે. સુખ અને દુઃખ, એ ઉભયને ભિન્ન વસ્તુઓ કલ્પીને તેમના જૂદા જૂદા અધિષ્ઠાતા કલ્પવાની કલ્પના કેટલાક પ્રાચીન ધર્મોમાં–વિશેષતઃ પારસીક ધર્મમાં અને ખ્રીસ્તી તથા મુસલ્માની ધર્મમાં પણ–મળી આવે છે. પરંતુ એ કલ્પના કેટલી બધી અપ્રયોજક અને ભોળાપણાની છે, એ થોડોક વિચાર કરતાં કોઈ પણ બુદ્ધિમાન્ મનુષ્યના જાણવામાં આવી શકે એમ છે. કારણ કે, એ કલ્પનામાં, આ સૃષ્ટિ બે ઈશ્વરોએ નિર્માણ કરેલી છે, અને સૃષ્ટિના નિત્ય નિયમિત રીતે બે વિભાગ હોવા જ જોઇએ, એવો નિર્ધાર કરવામાં આવેલો છે. અર્થાત્ એમાં પ્રત્યેક નિઃસર્ગનિયમનાં પણ બે અંગો હોય છે,

અને તેમના બે અધિષ્ઠાતાઓ એક બીજાના અંગનો ઉચ્છેદ કરવાનો પ્રયત્ન કરતા હોય છે, એવી કલ્પના સહજ પ્રવાહે આવી જાય છે. તેમ જ તેમાંનું એક ખલ દૈવત હોય છે, અને તે બીજા સાત્ત્વિક ઈશ્વર અને તેના કાર્યને નષ્ટ કરવાના વ્યવસાયમા હોવા છતાં પણ એ બન્નેમાં અંતે તો ઐક્ય જ છે, એવું અપ્રયોજક અનુમાન સ્વીકારવું પડે છે. એટલે કે, એ બે દેવતાઓના ઐક્યથી આપણને આપણું અન્ન મળે છે; અને એ જ ઐક્યના નિયમથી સહસ્રાવધિ મનુષ્યોનો આકસ્મિક કિંવા અકસ્માતના કારણને લીધે સંહાર થાય છે, એમ કહેવા જેવું જ થઈ પડે છે. ત્યારે હવે, એવી રીતે એક બીજામાં વિરોધ છતાં અને તેમનાં કાર્યો પણ સર્વથા એક બીજાથી ભિન્ન અને અન્યોન્ય વિઘાતક છતા પણ તેમનામાં અંતે ઐક્ય છે, એવી કલ્પના કરવી, એ કેટલું બધુ અપ્રયોજક, ક્લિષ્ટ અને અસંભવનીય છે, એ આપના જાણવામાં આવી શકશે જ. પણ, એથી એટલું જ સમજવાનું છે કે, એ કલ્પના, તે જગતમાં દેખાતા દ્વૈતને વ્યક્ત કરવાનો બહુ જ પ્રાથમિક અને અસંસ્કૃત માર્ગ જ છે. પરંતુ એના કરતાં વધારે સુધરેલા સમાજના તત્ત્વજ્ઞાનનું જો આપણે અવલોકન કરીએ, તો એ જ કલ્પના–જગત્ અંશતઃ સુખમય છે અને અંશતઃ દુઃખમય છે–એવી કલ્પના વધારે સ્પષ્ટ કરેલી આપણા જોવામાં આવે છે. હવે, એ કલ્પનાને પણ ઉપરના યુક્તિવાદની દૃષ્ટિથી જોવામાં આવે, એ પણ પ્રથમ કલ્પના પ્રમાણે જ અપ્રયોજક અને યુક્તિ-વિરુદ્ધ જ છે, એ પણ આપના ધ્યાનમાં આવી શકે એમ છે.

સારાંશ એ જ કે, અત્યાર પહેલાં પણ અનેકવાર કહેવા પ્રમાણે જગત કેવળ સુખમય અને સૌખ્યાવસાની પણ નથી; કિંવા દુઃખમય અને દુઃખપર્યવસાયી પણ નથી. એમાં ઉભયનું મિશ્રણ છે. એનો જ વધારે સૂક્ષ્મ વિચાર કરવાથી આપના જાણવામાં આવી શકશે કે, બાહ્ય સૃષ્ટિ જગતમાંનાં સુખ દુઃખની કારણીભૂત અને જવાબદાર નથી; કિન્તુ તેનો સર્વ દોષ આપણા પોતાના જ શિરે રહેલો છે. એ જ તત્ત્વનુ વેદાન્તે બળપૂર્વક પ્રતિપાદન કરેલું છે. તથાપિ, તે સાથે જ ઉપર્યુક્ત દોષ-માથી અને જવાબદારીમાથી મુક્ત થવાની આશા પણ તેણે પ્રદર્શિત કરેલી છે, ને તેની સિદ્ધિનો માર્ગ પણ બતાવી મૂકેલો છે. એમ કરતી વેળાએ તેણે પોતાથી વિરુદ્ધ હોય, એવા કેટલાક સિદ્ધાંતોને મહા ધૈર્યથી કબૂલ કરીને તેમનો–તે સર્વનો–તેણે સારી રીતે નિર્ણય કરી નાખ્યો છે. આપણને ભાવી સુખ મળવાની કશી પણ આશા નથી કિંવા સત્ય કોઈ કાળે પણ આપણા જાણવામાં આવવાનું નથી, એની વેદાન્તની નિરાશા થયેલી નથી. એટલે કે, વેદાન્તે **અજ્ઞેયવાદી** પણ નથી. કિન્તુ વિરુદ્ધ પક્ષે

ઉપર કહ્યા પ્રમાણે તેણે એ સત્યપ્રાપ્તિનો એક માર્ગ શોધી કાઢ્યો છે. તે માર્ગ એને રડતા નાના બાળકને ભપકાદાર વસ્તુ બતાવીને તેનું મુખ બંધ કરવાના પ્રયત્ન જેવો જરા પણ ભ્રાન્તિજનક નથી. કારણ કે, એથી તે વેળાએ તો જો કે બાળકનું મુખ બંધ થઈ જાય છે, તો પણ પછી આગળ જતાં તો કોઈવાર તે વસ્તુ સર્વથા ક્ષુલ્લક અને ભ્રામક છે, એમ તે બાળકના જાણવામાં આવી જ જાય છે. તે પ્રમાણે જ એક ખોટો માર્ગ જો કે પ્રથમ દર્શને મોહક અને સમાધાનકારક ભાસે છે, તોપણ કાલાંતરે તેનું શુષ્કત્વ અને ભાસકત્વ લોકોના જાણવામાં આવ્યાવિના નથી જ રહેતું. સામી તેનાયોગે તે માર્ગ બતાવનારની દુર્બલતા અને અજ્ઞાન માત્ર વ્યક્ત થાય છે. પરંતુ વેદાન્તે બતાવેલા માર્ગનું એમ નથી જ. તેનો માર્ગ વજ્રસમાન અભેદ્ય અને સત્ય સ્વરૂપ પાયાપર ચલાવેલો છે. મનનાં ખોટાં ખોટાં અને મીઠાં લાગતાં સમાધાન કરી લેવાની ટેવ ઘણી જ વિઘાતક અને હાનિકારક છે. એના સંબંધમાં મારા પોતાના અનુભવની એક વાત બહુ જ બોધદાયક થઈ પડે એમ છે, તેથી હું તે અહીં કહી સંભળાવું છું. હું બહુ જ નાનો–બાલ્યાવસ્થામાં–હતો, તે વેળાએ એક કુટુમ્બવત્સલ ગૃહસ્થ એકાએક મરણ પામ્યો અને તેવી સઘળા કુટુમ્બનો ભાર તે ગૃહસ્થના તરુણ પુત્રના શિરપર આવી પડ્યો. તે વેળાએ તેના પિતાના જેટલા મિત્ર કહેવાતા હતા, તે વાસ્તવિક રીતે તેના અત્યંત વિઘાતક–વૈરી જ હતા, એવો તેના પુત્રનો અનુભવ થયો અને તેથી તે બિચારો ઘણો જ હતાશ અને નિરાશ થઈ ગયો! ત્યાર પછી એક ભિક્ષુક સાથે તેનો મેળાપ થયો. એટલે ભિક્ષુકે તેના મનનું સાંત્વન કરવાના હેતુથી કહ્યું કે, "વત્સ! ઈશ્વર જે આપણને દુઃખ અને વિપત્તિ આપે છે, તે પણ આપણા સારામાટે જ હોય છે. માટે એમાં ખેદ માનવાનું કશું પણ કારણ નથી!" એ વાતને લગભગ ૭ મહિના વીતી જવા પછી તે ભિક્ષુકને ઘેર એક પુત્રનો જન્મ થયો; અને તેણે પુત્રજન્મોત્સવની મેજબાનીમાં તે તરુણ ગૃહસ્થને પણ બોલાવ્યો. તે વેળાએ તે ભિક્ષુકે, ઈશ્વરનો પોતાપર એ મોટો પ્રસાદ થયો, એમ ધારીને કૃતજ્ઞતાપૂર્વક ઈશ્વરની પ્રાર્થના કરવાનો પ્રારંભ કર્યો. એટલે તે તરુણે તેને વચમાં જ અટકાવીને કહ્યું કે, "અરે, એમાં ઈશ્વરનો ઉપકાર શાનો માનો છો? આ સર્વ દુઃખમય છે. કારણ કે, જ્યારે મારા પિતાનો પરલોકવાસ થયો, ત્યારે આપે કહ્યું હતું કે, 'આઘાતઃ જે દુઃખ હોય છે, તે પણ સારામાટે જ હોય છે.' ત્યારે હવે હું કહું છું કે, ભાઈરે! આ બધું બાહ્યત જો કે, સુખમય પણ હોય–ભાસતું હોય, તો પણ વસ્તુતઃ દુઃખમય જ છે." એટલે, એનો ભાવાર્થ એ થયો કે, જગતમાં સુખનો

માર્ગ-ખરો માર્ગ, જગતનાં દુઃખોમાં દુર્લક્ષ્ય કરીને કિંવા તે આપણા ભલામાટે જ છે, એમ ખોટું જ માનીને બેસી રહેવું, એ નથી. કિન્તુ સદાચરણ અને પરોપકારમાં રત-પ્રવૃત્ત-રહીને જે જનો સંકટ અને વિપત્તિમાં આવી પડેલા હોય, તેમના વિશે સાનુકંપા ધરાવવી અને તેમને બની શકતી સહાયતા કરવી, એ જ સુખનો ખરો માર્ગ છે. અસ્તુ.

હવે આ જગત્ બાહ્યતઃ જો કે સુખ અને દુઃખ; સારું અને નઠારું તથા પાપ અને પુણ્ય એ પરસ્પર વિરુદ્ધ અને ભિન્ન ભિન્ન વસ્તુયુગ્મથી ભરેલું છે-ભરેલું દેખાય છે, તોપણ એ સર્વ બાહ્ય સુખદુઃખાત્મક અને પરસ્પર વિરોધાત્મક પ્રસારના અંતર્ભાગમાં પણ વેદાન્તે ઐક્યનું અસ્તિત્વ નિર્વિવાદ સિદ્ધ કરેલું છે; અને તે કેવી રીતે, તે જ હું અત્યારે આપને સ્પષ્ટ કરીને કહી સંભળાવવાનો છું. વેદાન્ત કહે છે કે, "બંધો! આ જગતમાંના સારાનો (સુખનો) પણ ત્યાગ કરો અને નઠારાનો (દુઃખ)નો પણ પરિત્યાગ કરો." ત્યારે બાકી શું રહ્યું? એવો પ્રશ્ન સાહજિક જ તમારા મનમાં ઉદ્ભવવાનો સંભવ છે. એ પ્રશ્નનું વેદાન્તે એવું ઉત્તર આપેલું છે કે, "કેવળ સુખ અને દુઃખ જ આપણા ભોગવવા યોગ્ય વસ્તુઓ છે, એમ નથી; કિન્તુ એ બન્નેથી પર બીજી એક વસ્તુ છે; અને તે તમારું પોતાનું આત્મસ્વરૂપ છે. તે સર્વથા તમારી સત્તામાંનું જ હોઇને તમારા એ સારાનઠારાથી પર છે. કિંબહુના, તે જ આ બાહ્ય સુખદુઃખાત્મક ભિન્ન ભિન્ન સ્વરૂપે વ્યક્ત થતું હોય છે. એટલામાટે, પ્રથમ એ આત્મસ્વરૂપનો પ્રત્યય કરી લ્યો. જો એમ કરશો, તો જ તમારા મનમાં, આપણે સર્વથા પતિત નથી, અને મોડા વહેલા પણ આપણું મૂળ સ્વરૂપ મેળવવું આપણા જ હાથમાં છે, એવી વિશ્વાસયુક્ત આશા ઉત્પન્ન થશે. એવા આત્મપ્રત્યયથી સર્વ વસ્તુઓ તમને હસ્તગત થઈ જશે. એટલામાટે પ્રથમ આ બાહ્ય સુખદુઃખાત્મક પ્રસાર (પસારા) પર જય મેળવો, એટલે તમારું વસ્તુસ્વરૂપ તમારી જેવી ઇચ્છા હશે, તે પ્રમાણે જ તમને દૃષ્ટિગોચર થશે. જગતને કેવળ સુખમય કિંવા સર્વથા દુઃખમય જાણવાનું તમારા હાથમાં જ રહેશે. સારાંશ કે, પોતાનું દમન કરતાં શીખો, આપણે સ્વયંપ્રવર્ત્તી અને નિર્મુક્ત છીએ, એવો દૃઢ વિશ્વાસ પોતાના મનમાં ઉત્પન્ન કરો; એટલે તમને સર્વ સાધ્ય થઈ પડશે. આ બાહ્ય વિશ્વનું કિંવા તદન્તર્ગત નિઃસર્ગ નિયમનું તમારાપર વર્ચસ્વ ચાલે, એ કદાપિ શક્ય નથી. કારણ કે, નિઃસર્ગ કિંવા વિશ્વ પણ તમારા ખરા સ્વરૂપનો કેવળ એક અંશ જ છે. વળી, તમારું આ વિશ્વ, તે અનેક સૂર્યમાલા અને નક્ષત્રપુંજ આદિના અનન્ત અને અપાર સૃષ્ટિસાગરમાંનો એક યઃક-

ક્ષિદ્ સૂક્ષ્મ બિન્દુ જ છે. તમારા અક્ષય્ય અને ચિરંતન જીવિત સાથે તેની સરખામણી કરી જોતાં કેવળ તે ક્ષણભંગુર અને પાણીના પરપોટા જેવું જ ભાસશે. એ જ ખરું આત્મજ્ઞાન છે. એકવાર એની પ્રાપ્તિ કરી લ્યો, એટલે તમે તત્કાળ સુખદુઃખથી અતિક્રાન્ત થયા જ, એમ સમજો. એ જ્ઞાન થતાં જ તમારી દષ્ટિપરનું મોહાવરણ તત્કાળ પોતાની મેળે જ દૂર થઈ જશે; અને તમને જગતમાંનાં સુખો (સારા)ની રમણીયતા અને દુઃખની ભયંકરતાનું પણ સકૌતુક આશ્ચર્ય લાગવા માંડશે; અને એ જ વસ્તુને સાધ્ય કરી લેવામાટેનો વેદાન્ત તમને આગ્રહપૂર્વક ઉપદેશ કર્યો કરે છે.

સારાંશ કે, આપણું આ જીવિત તે એક વિકટ કોયડો (ભૂલ-ભૂલામણી) છે, તો પણ તેના તરફ સર્વથા દુર્લક્ષ કરીને અથવા તેનામાટે ગમે તેવું અપૂર્ણ ઉત્તર આપીને સમાધાન માની બેસી રહેવાથી કાંઈ ચાલી શકે તેમ નથી જ. એ ભૂલભૂલામણી વિકટ છે, એમ જોઈને ગભરાઈ જવાનું કશું પણ કારણ નથી. પ્રયત્ન કરો, હિમ્મત ધરો અને એ ભૂલભૂલામણીનો માર્ગ શોધી કાઢવાની કોશીશ કરો. જો તે વજ્રસમાન અભેદ્ય હોય, તો પણ તેને ભેદી નાખવામાટે તમારો આત્મા અનંતધા સમર્થ છે, એ વાતને સારી રીતે ધ્યાનમાં રાખો. પોતાના જીવિતની અને તેમાંનાં સુખદુઃખોની જવાબદારીનો ભાર કેવળ માની લીધેલા અથવા કલ્પેલા દેવતાઓના શિરે ન લાદો. તમે જ પોતાનાં કર્મફળોના કર્તા છો, એની વિસ્મૃતિ ન કરો. સુખદુઃખનો ભાસ તમે પોતે જ કરી લ્યો છો, અને તેના યોગે હર્ષ અને વિષાદ આદિ વિકારોનો અનુભવ કરો છો! તમે પોતે જ પોતાનાં નેત્રોને મીચીને, સર્વત્ર અંધકાર પ્રસરી ગયેલો છે, એવા ભ્રમમાં પડી ગયેલા છો. માટે નેત્રોપર છવાયલા હસ્તાવરણ-અજ્ઞાનપટલને દૂર કરો, અને અક્ષય્ય પ્રકાશનું અવલોકન કરો! અથવા બીજી જગ્યાએ જોવા કે જવાની અગત્ય પણ શી છે? તમે પોતે સ્વયંપ્રભ અને અક્ષય્ય જ્યોતિરૂપ છો! તમે પ્રારંભથી જ પૂર્ણસ્વરૂપ છો. એ જ્ઞાન જેને પ્રાપ્ત થાય છે, તે જ ખરો મુક્ત થયેલો કહેવાય છે. તે જ માત્ર જન્મ અને મૃત્યુની પરંપરામાંથી છૂટેલો છે. (શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. અ. ૧૪: શ્લોક ૧૯-૨૦). એટલા માટે એવી રીતે સકલ વિશ્વમાં અભિન્નત્વ અને ઐક્યનો પ્રત્યય કરીને સર્વથા મુક્ત થાઓ, એ જ કેવળ વેદાન્તનો સર્વને પુનઃ પુનઃ પ્રેમપૂર્વક અને આગ્રહપૂર્વક ઉપદેશ છે.

પણ, એ વિશે એક એવો પ્રશ્ન સાહજિક જ મનમાં ઉત્પન્ન થાય છે કે, એ ઐક્યનો-તે એકમેવાદ્વિતીય પરબ્રહ્મનો-પ્રત્યય થઈ કેવી રીતે શકે? એનું ઉત્તર એમ છે કે, આપણું મન સામાન્યતઃ જો કે દુર્બલ અને ચંચલ છે, તો પણ તે ઐક્યનો પ્રત્યય કરી લેવાની જો

મનઃપૂર્વક દૃઢ ઇચ્છા હોય, તો મનમાં અવશ્ય દૃઢતા લાવી શકાય છે, અને તેદ્વારા તે આત્મસ્વરૂપને પ્રત્યય કરી શકાય છે.* કારણ કે, જે પ્રમાણે ઉચ્ચ પર્વતના શિખરપરથી નીચે પડતા ધોધની અનેક પ્રવાહધારાઓ દેખાય છે, પણ વસ્તુતઃ તે સર્વ પ્રવાહધારાઓ એક જ–કેવળ એક જ પ્રબળ ધોધની અંશભૂત હોય છે; તે પ્રમાણે જ બાહ્ય ભિન્નતા છે, એમ સમજવાનું છે. આપણા આસપાસમાં જ જે આ અનેકવિધ પસારો જેવામા આવે છે, તે વસ્તુતઃ તે એક આદ્ય ચૈતન્યને જ વિવિધરૂપ વિસ્તાર છે. એ ચૈતન્યને માયાનો સંસર્ગ થવાથી તેને એ વિવિધરૂપત્વ પ્રાપ્ત થયેલું છે. એટલામાટે કેવળ એ વિવિધ રૂપમાં એટલે કે, જગતમાંના અનેકવિધ બાહ્ય વિષયોમાં મોહાઈ જઇને તેમની પાછળ જ લાગશો નહિ! તે આદ્ય અને એકરૂપ પરબ્રહ્મમાં જ જઈ મળવાનો પ્રયત્ન કરો! "તે જ સર્વમય છે. તેના વિસ્તારનો અંત નથી."† તે જ 'સર્વવ્યાપી સર્વભૂતાન્તરાત્મા' છે, યજ્ઞ અને યજમાન તે જ છે. સારાંશ કે, પ્રત્યેક વસ્તુનું જે કાંઈ પણ અત્યુદાત્ત અને ઉજ્જ્વલ સ્વરૂપ–અંતસ્તત્ત્વ અને સત્ત્વ–છે, તે તે જ છે. અથવા જે કાંઈ પણ વિભૂતિમત્ અને શ્રીમત્ છે, તે સર્વ તેનામાંથી જ નીકળેલું છે. અગ્નિ પણ તેનું જ સ્વરૂપ છે. તે જ અનેકવિધરૂપે વ્યક્ત થયેલો છે. સર્વ વિશ્વમાં ભિન્ન ભિન્ન રૂપે સંચાર કરનાર વાયુ પ્રમાણે, તે એક સર્વશ્રેષ્ઠ પરમાત્મા જૂદા જૂદા જીવોમાં વ્યક્ત થયેલો છે.‡ સારાંશ કે, સર્વ કાંઈ તે જ છે." પણ એ સઘળું જાણવામાં ક્યારે આવશે? જ્યારે તમને આ જગતમાંની બાહ્ય ભાસાત્મક ભિન્નતામાં અને વિવિધતામાં પણ ઐક્યને પ્રત્યય થશે, ત્યારે જ! એવી રીતે પરમેશ્વરનું—પરમાત્માનું–અસ્તિત્વ સર્વ સ્થાને અનુભવી શકવું, એ આશાવાદનો પરમાવધિ જ કહેવાય. વેદાન્ત એનું જ દર્શન કરાવે છે.

---

* "चचल हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम्।
तस्याह निग्रह मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४॥
असशयं महाबाहो मनो दुर्निग्रह चलम्।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥
असयतात्मना योगो दुष्प्राप इति मे मतिः।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः" ॥ ३६ ॥ भ. गी. अ. ६:

† ઉપર્યુક્ત ભાવાર્થ શ્રીમદ્ભગવદ્ગીતામાંના અ. ૧૮: શ્લોક–૧૯, ૨૦. અ. ૯: શ્લોક ૧૬ ૧૯; અ. ૧૫: શ્લોક ૧૨–૧૫; અને અ. ૧૦ શ્લોક ૪૧, ૪૨ માં આવી ગયેલો છે.

‡ શ્રીમદ્ભગવદ્ગીતા, અ. ૯: શ્લોક, ૬ હો.

એ વિશે મનમાં એક એવી સાહજિક શંકા ઉત્પન્ન થાય છે કે, તમે કહો છો, તેવો એ પરમાત્મા જો સર્વવ્યાપી અને શુદ્ધ, બુદ્ધ, મુક્ત, નિત્ય, પરિપૂર્ણ તથા સચ્ચિદાનંદ હોય, તો તે આ જગતમાંના જીવો સાથે સંલગ્ન થઈને વ્યર્થ દુઃખો શામાટે ભોગવે છે અને પોતાને મલિન અને અશુદ્ધ શામાટે કરી લે છે વારુ? એનું ઉપનિષદો એવું ઉત્તર આપે છે કે, એવું કાંઈ છે જ નહિ. તે દુઃખ ભોગવતો કિંવા મલિન અને અશુદ્ધ પણ થતો નથી. તે પોતે કમલપત્ર પ્રમાણે નિર્લેપ અને અલિપ્ત જ હોય છે. તમને, માત્ર તેના વિશે સુખદુઃખનો ભાસ થાય છે. એક ઉપનિષદમાં એમ કહેલું છે કે, 'જેની રીતે સર્વ લોકોની દૃષ્ટિનો જનક અને આદ્યકારણ જો કે સૂર્ય જ છે, તથાપિ, તેથી ભિન્નભિન્ન વ્યક્તિનાં નેત્રોમાં રહેલા ન્યૂનાધિક વૈગુણ્યને લીધે તેના સ્વરૂપમાં ન્યૂનતા કે બાધનો આવિર્ભાવ થઈ નથી શકતો; તે જ પ્રમાણે પરમાત્મા સર્વ શરીરોનો અને જીવોનો અધિષ્ઠાતા તથા ચાલક હોવા છતાં પણ *તેના યોગે શરીર આદિથી સંલગ્ન દુઃખ અને યાતના ઇત્યાદિથી તે લિપ્ત થતો નથી."* એનામાટે બીજું યોગ્ય ઉદાહરણ કમળાના રોગથી પીડાતા મનુષ્યનું છે. કમળા (પાંડુ) ના રોગથી પીડાતા મનુષ્યને બધું પીળું જ દેખાય છે; પણ તે વેળાએ અથવા તે કારણથી સૂર્યના સ્વરૂપમાં લેશ માત્ર પણ પરિવર્તન થયેલું હોતું નથી. એ સર્વ જોનારાની દૃષ્ટિમાંના રોગનું જ પરિણામ છે. અસ્તુ. ત્યારે, એવી રીતે તે પરમાત્મા સર્વાધિષ્ઠાતા, સર્વનિર્માતા, સર્વાન્તરાત્મા અને એકરૂપ છે. તે જ પોતાના એકરૂપત્વને વિવિધત્વ આપીને ભિન્ન ભિન્ન વિકારોવડે વ્યક્ત થાય છે.* એવા એ હૃદયસ્થ પરમાત્માનું જેમને ખરું જ્ઞાન પ્રાપ્ત થઈ જાય છે, તે મહાવંદ્ય સત્પુરુષ અક્ષય્ય અને શાશ્વત શાંતિપદના અધિકારી થઈ જાય છે; અને જે કોઈને પણ આ આસપાસમાં વિસ્તરેલા સદા ચંચળ અને નશ્વર વિશ્વમાં પણ તે એક અવિકાર્ય, કૂટસ્થ, સર્વવ્યાપી અને અચલ પરમાત્માનો પ્રત્યય થાય છે, તેને જ માત્ર ચિરતન સૌખ્યધામની પ્રાપ્તિ થવાનો સંભવ હોય છે. તે પ્રત્યય જ્યાં સુધી થયેલો હોતો નથી, ત્યાં સુધી મનુષ્યને ખરા મોક્ષની પ્રાપ્તિ થઈ શકતી નથી, એવું વેદાંતે ત્રિવાર ઉચ્ચારેલું છે. કિંબહુના એક વાર એવા પ્રકારનો પ્રત્યય થઈ ગયો, કે પછી જેને શોધવા કે મેળવવાની આવશ્યકતા હોય એવું રહ્યું જ શું? કારણ કે, તે અનંતકોટિસૂર્યપ્રભ, પરમ દેદીપ્યમાન અને ઉજ્જ્વલ સ્વયંજ્યોતિસમક્ષ તમારી આ સૂર્યગ્રહમાલિકા, ખગોલ, નક્ષત્રો અને તારકપુંજ ઇત્યાદિનો પ્રકાશ તે કેવળ અણુમાત્ર ભૂમિમાં પ્રકાશ પાડનારા રાત્રિકીટ

*"प्रत्यक्षाभिः प्रपन्नस्तनुभिरवतु वस्ताभिरष्टाभिरीशः"॥

અભિજ્ઞાન શાકુન્તલ, નાન્દી.

સમાન જ છે. એના સમક્ષ બીજા કોઈ પણ પ્રકાશની મહત્તા નથી. ત્યારે એવો તે સ્વયંપ્રભ અને શાશ્વતજ્યોતિરૂપ પરમાત્મા તમને આ બાહ્ય વિશ્વ અને તેના ક્ષુદ્ર પ્રકાશસંચયમાં તે કેમ કરીને મળી શકે વારુ?* અર્થાત્ એમ થવું સર્વથા અશક્ય જ છે. તમારો સૂર્ય હોય કે ચંદ્ર હોય, પણ તે સર્વ તેના જ તેજના અંશનું ગ્રહણ કરીને પ્રકાશયુત થયેલા છે."

પરમાત્માના સ્વરૂપના સંબંધમાં બીજું પણ એક બહુ જ માર્મિક અને સુંદર રૂપક છે.† તેમાં પરમાત્માને અશ્વત્થવૃક્ષ‡ (વડના ઝાડ)ની ઉપમા આપેલી છે. જેવી રીતે વડનું ઝાડ એક જ મૂળમાંથી ઉત્પન્ન થાય છે; પણ પછીથી તેનું વિસ્તૃત વૃક્ષ બનતાં બનતાં તેની શાખાઓ પણ ભૂમિના ગર્ભમાં ઊતરે છે અને તેમાંથી વળી અનંત વૃક્ષોની ઉત્પત્તિ થાય છે; અને સત્વર જ તે સ્થાને એક વિશાળ અશ્વત્થ-મંડપ બની જાય છે. હવે એ મંડપ જો કે અનેક અશ્વત્થવૃક્ષોનો બનેલો હોય છે, તો પણ તેનું આદ્યબીજ તો તે પ્રથમ અશ્વત્થનું જ મૂળ હોય છે, તેવી જ પરમાત્મા વિશેની પણ સ્થિતિ છે. તેનું રૂપ જો કે, અનેકશઃ અપાર અને વિસ્તૃત પ્રમાણમાં પ્રસરેલું છે, તોપણ તે સર્વ રૂપો પોતાના મૂળ કારણના યોગે એક બીજા સાથે જોડાયલાં–પરસ્પર સંબદ્ધ–જ છે. પરમાત્મા પોતે મૂળ પ્રમાણે ઉપરના ભાગમાં હોઇને બાકીના આ ભિન્ન ભિન્ન વિવિધ સ્વરૂપો તેની શાખા સમાન નીચે પ્રસરેલાં છે. એના સંબંધમાં બીજાં પણ એવાં અનેક રૂપકો છે. તે સર્વનું પર્યવસાન પરમાત્માના સ્વરૂપમાં વિલીન થઈ જવા વિશેના ઉપદેશમાં જ થાય છે. એ, તે રૂપકોનું યોગ્ય પૃથક્કરણ કરી જોતાં સારી રીતે ધ્યાનમાં આવી શકે એમ છે.

ઉદાહરણાર્થ, વેદોનો જે ભાગ બ્રાહ્મણ નામથી પ્રસિદ્ધ છે, તેમાં અનેક સ્વર્ગ અથવા લોક કહેલા છે. પણ, ઉપનિષદોમાંના ધોરણને જોતાં ઉપયુક્ત સ્વર્ગની કલ્પનાને છોડી દેવા તરફ જ તેમનું વલણ દેખાઈ આવે છે; અને એ જ ખરું છે.

---

* "न तद्भासयते सूर्यो न शशांको न पावकः"

શ્રીમદ્ભગવદ્ગીતા. અ. ૧૫. શ્લોક. ૬ ઠો.

† શ્રીમદ્ભગવદ્ગીતા. અ. ૧૫ શ્લોક. ૧–૩.

‡ અશ્વત્થ શબ્દનો એ કેવળ લૌકિક અર્થ જ છે. પરંતુ મૂળમાં તે એવી રીતે યોજાયલો નથી; કિન્તુ, અ–શ્વત્થ, એટલે કે, ક્ષણભંગુર, (જો એનો શબ્દશઃ અર્થ કરવામાં આવે તો, 'આવતી કાલ સુધી પણ ન ટકી શકે એવું) એવા અર્થમાં, સંસારના સંબંધમાં એ શબ્દની યોજના કરવામાં આવેલી છે.

કારણુ કે, મનુષ્યને જે વસ્તુ સાધ્ય કરવાની છે, એટલે કે, પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવાની છે, તે વસ્તુતઃ અમુક એક સ્વર્ગમાં કિંવા તમુક એક સ્વર્ગમાં મળી શકે, એ સર્વથા અશક્ય અને અસંભવનીય જ છે. તે સાધ્યની પ્રાપ્તિ વિશેના સર્વ પ્રયત્નો આપણા આ આત્મામાં જ થવા જોઇએ. તેના સંબંધમાં અમુક કે તમુક સ્થાનનું તાદૃસ્ય મહત્ત્વ છે જ નહિ. એ જે જૂદાં જૂદાં સ્વર્ગો કહેવામાં આવેલાં છે, તેમનું સવિસ્તર વર્ણન નીચે આપેલા ઉપનિષદોમાંના ઊતારામાં સારી રીતે આપેલું છે. પ્રથમ લોક એટલે કે પિતૃલોક-વિશે તેઓ કહે છે કે;-

"મનુષ્ય પિતૃલોકમાં જાય, તોપણ, આપણને આ લોકમાં સ્વપ્રમાં જેવું ભિન્ન ભિન્ન વસ્તુઓનું ભાસાત્મક (અવાસ્તવિક) જ્ઞાન થાય છે, તે જ પ્રમાણે ત્યાં તેને તે વસ્તુસ્વરૂપનું કેવળ 'સ્વપ્રવત્ ભાસમય જ્ઞાન જ થાય છે." એટલે કે, પિતૃલોકમાં ગયેલા મનુષ્યને પણ વસ્તુસ્વરૂપનું જ્ઞાન પૂર્ણ અને યથાર્થ રીતે થઈ શકતુ નથી. જેવી રીતે સ્વપ્રમાં આપણને સર્વ વસ્તુઓ ઝાંખી ઝાંખી અને અસ્પષ્ટ દેખાય છે, તેવી જ રીતે આપણને ભિન્ન ભિન્ન સ્વર્ગમાં પણ સત્ય તત્ત્વ-વસ્તુસ્વરૂપ-ઝાંખા અને અપૂર્ણ સ્વરૂપમાં જ દૃષ્ટિગોચર થાય છે. ત્યારપછીનો જે બીજો લોક તે ગંધર્વલોક છે. એ લોકમાં સર્વ વસ્તુઓ પિતૃલોક કરતાં પણ વધારે ઝાંખી અને અસ્પષ્ટ દેખાવા માંડે છે. જેવી રીતે મનુષ્યને પાણીમાં પોતાનો પ્રતિબિંબ ચંચલ અને અસ્થિર જ દેખાય છે, તેવી જ રીતે ગંધર્વલોકમાં પણ વસ્તુસ્વરૂપ ચંચલ અને અસ્થિર જ દૃષ્ટિગોચર થાય છે. હિન્દુઓના મત પ્રમાણે સર્વથી શ્રેષ્ઠતમ લોક તે બ્રહ્મલોક કહેવાય છે, અને માત્ર એ બ્રહ્મલોકમાં જ વસ્તુસ્વરૂપ-પરમાત્મસ્વરૂપ-પૂર્વના સર્વ લોકો કરતાં અધિક સ્વચ્છ દેખાય છે. તથાપિ, તે સર્વથા સ્પષ્ટ તો નથી જ દેખાતું. જેવી રીતે, પ્રકાશ અને છાયા એક બીજામાં મળી ગયેલાં હોય છે,-મળી ગયેલાં દેખાય છે-અને તેમને એક બીજાથી ભિન્ન કરી બતાવવાનું કાર્ય કઠિન થઈ પડે છે, તે પ્રમાણે જ બ્રહ્મલોકમાં વસ્તુસ્વરૂપ મિશ્ર અને સંકીર્ણ થયેલું જોવામાં આવે છે. પરંતુ, પરમાત્મસ્વરૂપ પૂર્ણ અને ઉજ્જ્વલ સ્વરૂપે માત્ર મનુષ્યના આત્મામાં જ દૃષ્ટિગોચર થાય છે. દર્પણમાં અવલોકન કરતાં જેવી રીતે મનુષ્યને પોતાનું સ્વરૂપ પૂર્ણ, સ્વચ્છ અને સ્પષ્ટ દેખાય છે; તેવી જ રીતે એ સત્ય, સ્વરૂપ મનુષ્યના આત્મામાં જ પોતાના પૂર્ણ અને દેદીપ્યમાન તેજવડે પ્રકાશતું હોય છે. ત્યારે એથી એમ જ સિદ્ધ થયુ કે, અત્યંત શ્રેષ્ઠ સ્વર્ગ આપણા પોતામાં જ રહેલું છે. પરમેશ્વરની ઉપાસનાનું અત્યંત ઉજ્જ્વલ મંદિર તે, આપણું પોતાનું શરીર જ છે. વેદાન્તના મત

એ મંદિર બીજાં સર્વ સ્વર્ગો કરતાં પણ અધિક શ્રેષ્ઠ છે–શ્રેષ્ઠતમ છે. કારણ કે, આપણા આ આત્મામાં આપણને તે પરમાત્મસ્વરૂપનું યથાર્થ, સ્પષ્ટ અને સમગ્ર જ્ઞાન થવાનો જેટલો સંભવ હોય છે, તેટલો સંભવ બીજા કોઈ પણ લોક કે સ્વર્ગમાં હોતો નથી. એટલામાટે પોતાનાં બાહ્ય સ્થાનોને ગમે તેટલી વાર બદલવા છતાં પણ જો આત્માની ઉન્નતિ ન કરવામાં આવી હોય, તો તમને તે આત્મજ્ઞાન કોઈ કાળે પણ પ્રાપ્ત થવાનું નથી જ. એ વિશે હું મારા પોતાના જ અનુભવની એક વાત કહી સંભળાવું છું. હું હિન્દુસ્તાનમાં હતો, ત્યારે એક વાર મને એમ ભાસ્યા કરતું હતું કે, ગિરિકંદરામાં જવાથી મને વિશેષ જ્ઞાનની પ્રાપ્તિ થશે. પણ પાછળથી મારા જાણવામાં આવી ગયું કે, એ ધારણામાં કશી પણ યથાર્થતા નથી જ. ત્યારપછી કોઈ ઘોર અરણ્યમાં જવાના અને કાશી ઇત્યાદિ ધર્મક્ષેત્રમાં જઈ વસવામાટેના વિચાર મારા મનમાં આવવા લાગ્યા. પણ અન્તે ખરો વિચાર કરતાં, એ ભ્રમણામાં કશો પણ અર્થ–સાર–નથી, એમ મારા અનુભવમાં આવી ચૂક્યું. કારણ કે, જ્યાં સુધી આપણા ચિત્તની શુદ્ધિ થએલી નથી હોતી, ત્યાં સુધી અરણ્યમાં જાઓ, ગુહામાં જઈ વસો કે પછી તીર્થક્ષેત્રોમાં ભટકતા ફરો, પણ તેના યોગે સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થવાની કદાપિ આશા હોતી નથી. જો હું પોતે જ નઠારો અથવા કુત્સિત હોઉં, તો હું ગમે ત્યાં જવા છતાં પણ મને તો સર્વ જગત્ પાપમય અને દુઃખદાયક જ ભાસવાનું. એ જ ઉપનિષદોનું કહેવું છે અને તે સર્વત્ર એક સરખું લાગૂ પડી શકે છે. હું મરીને જો સ્વર્ગમાં પણ જાઉં–અને મારું મન જો શુદ્ધ થયેલું ન હોય–તો મને તે સ્વર્ગ પણ નરક સમાન જ ભાસવાનું. સારાંશ કે, ચિત્તની શુદ્ધિ હોવા કિંવા થવા વિના સર્વ પરિશ્રમ અને સઘળા યત્નો સર્વથા વ્યર્થ જેવા જ છે. જો તમારું મન શુદ્ધ થયેલું હશે, તો ગૃહમાં બેઠાં બેઠાં પણ તમને તે વસ્તુસ્વરૂપનો આનંદકારક પ્રતિબિમ્બ પોતામાં જ પૂર્ણ અને સ્પષ્ટ જોવાનો અવસર પોતાની મેળે જ આવી પ્રાપ્ત થશે. એટલામાટે, અહીં તહીં ભટકી વ્યર્થ પરિશ્રમ વેઠવાને બદલે, આ આપણા પોતાના જ આત્મદર્પણ–ચિત્તરૂપ દર્પણ–ને ઉજ્જ્વલ અને સ્વચ્છ કરવાના કાર્યમાં પોતાથી બનતા સર્વ શ્રમ મુખ્ય કર્તવ્ય છે. આપણા ઇષ્ટ હેતુને સાધ્ય કરી લેવાનો એ જ એક ખરો માર્ગ છે. એ જ કલ્પના એક ઉપનિષદ્માંના નીચે આપેલા અવતરણમાં સુંદર રીતિથી સ્પષ્ટ કરી દેખાડેલી છે;—

"કેવળ બાહ્ય ઇન્દ્રિયોની સહાયતાથી કિંવા માત્ર ચર્મચક્ષુવડે કોઈ પણ તેને જોઈ શકતું નથી. તેનું જ્ઞાન થાય છે, તે મન–શુદ્ધ ચિત્ત–માં જ થાય છે." જેમને રાજ-

યોગની સામાન્ય માહિતી છે,' તેમને એ વાક્યથી રાજયોગ અને જ્ઞાનયોગ વચ્ચે શો ભેદ રહેલો છે, તે સારી રીતે ધ્યાનમાં આવી શકે એમ છે. અત્યારે વિવેચનનો વિષય થઈ પડેલી તત્ત્વજ્ઞાનપદ્ધતિને પણ રાજયોગ પ્રમાણે જ 'યોગની સંજ્ઞાથી જ ઓળખવામાં આવે છે. પણ અહીં કેવળ યોગ જ નથી, કિન્તુ તત્ત્વજ્ઞાનનાં પેટામાં યોગનો સમાવેશ થયેલો છે. અહીં યોગનો અર્થ એવો છે કે, મનુષ્યની ઇંદ્રિયો જો તેની આજ્ઞાને આધીન હોય, તો જીવાત્માની કેવળ દાસભૂત જ થઈ રહે છે. એવી રીતે જે સ્થિતિમાં ઇંદ્રિયોથી આપણને કોઈ પણ પ્રકારનો ઉપસર્ગ ન થતો હોય, એવી સ્થિતિને જઈ પહોંચવું, એ જ (જ્ઞાન) યોગનું અંતિમ સાધ્ય છે.* "જ્યારે મનની અનેકવિધ બંધનકારક વાસનાઓનો મનુષ્ય ત્યાગ કરે છે, ત્યારે આ મર્ત્ય મનુષ્યપ્રાણી જ અમર અને નિત્ય થઇને પરમાત્મામાં એકરૂપ થઈ જાય છે. હૃદયને બદ્ધ કરનારી અનેકવિધ મોહગ્રંથિઓનો એક વાર ઉચ્છેદ થઈ ગયો કે, એ જ મર્ત્ય, શાશ્વત અને નિત્ય બનીને બ્રહ્મસુખનો અનુભવ લેવા માંડે છે. એ સર્વ અહીં જ–મનુષ્યના આત્મામાં જ–સાધ્ય થઈ શકે છે. એની સિદ્ધિનું બીજું કોઈ ભિન્ન સ્થાન છે જ નહિ"†

એ વિશે અહીં જતાં જતાં એક વાતનો ઉલ્લેખ કરવો અત્યંત આવશ્યકીય છે. તે એ કે;–તમારા (યુરોપીયન) લોકોની સાધારણતઃ એ પ્રમાણેની સમજૂત થઈ ગયેલી દેખાય છે કે, વેદાન્ત આદિ જે પ્રાચીન પૌરસ્ત્ય આધ્યાત્મિક જ્ઞાનપદ્ધતિઓ છે, તેમનો મુખ્ય કટાક્ષ, આ લોકમાંનાં સુખદુઃખના ઉપભોગો પ્રતિ દુર્લક્ષ કરીને એથી પેલી તરફની–પર–કાંઈ પણ વસ્તુ શોધી કાઢવામાં વધારે રહેલો છે. પણ એ ભાવના સર્વથા ભૂલભરેલી અને અજ્ઞાનથી જ ઉત્પન્ન થયેલી છે. જેમને પૌરસ્ત્યજ્ઞાનસરણીની લેશ માત્ર પણ માહિતી નથી, અને એ તત્ત્વજ્ઞાનના ખરા મર્મને ઉપર ઉપરથી સમજી લેવા જેટલી પણ જેમનામાં બુદ્ધિ નથી, એવા લોકોએ જ એ કલ્પનાનો

*"यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसन्यासी योगारूढस्तदोच्यते" ॥

શ્રીમદ્ભગવદ્ગીતા, અ. ૬. શ્લોક

† "भिद्यते हृदयग्रंथि छिद्यन्ते सर्वसंशयाः । ,
क्षीयन्ते चास्य कर्माणि दृष्ट एवात्मनीश्वरे" ॥

શ્રીમદ્ભાગવત સ્કંધ ૧. અ ૨ શ્લોક ૨

તમારા દેશમાં પ્રસાર અને વિસ્તાર કરેલો છે. પણ મારું તમને એમ કહેવું છે કે, વેદાન્ત આદિ પૌરસ્ત્ય તત્ત્વજ્ઞાનપદ્ધતિઓનો કટાક્ષ, આ જગતનો બિલકુલ વિચાર ન જ કરવો, એવો નથી. એટલું જ નહિ, પણ વિરુદ્ધપક્ષે આ જગતથી ભિન્ન હોય, એવા બીજા કોઈ પણ સ્થાને જવાની ભાવના માત્ર પણ તેના મનમાં નથી, એ વિશેનાં અનાદિ કાળથી વ્યક્ત થતાં આવેલાં જેટલાં જોઇએ તેટલાં પ્રમાણો બતાવી શકાય એમ છે. ઇતર ઉચ્ચ પ્રકારના (પિતૃલોક અને ગંધર્વ આદિ) લોક હોય, તો પણ ત્યાં મનુષ્ય ક્ષણ માત્ર સુખદુઃખોના ઉપભોગોથી હર્ષિત અને દુઃખી થઇને અંતે તો મૃત્યુના શિકાર થાય છે જ, એમ જાણીને પૌરસ્ત્ય તત્ત્વજ્ઞાનપદ્ધતિઓએ એ માની લીધેલા લોકો પ્રતિ પોતાનો ધિક્કાર જ વ્યક્ત કરેલો છે. એનું કારણ સ્પષ્ટ જ છે. ઉપર એ કહેલુંજ છે કે, જ્યાંસુધી આપણું મન દુર્બળ અને દૂષિત હોય છે, ત્યાં સુધી અહીં જે આપણા હાથે થાય છે અથવા બને છે, તે જ બીજા કોઈ સ્થાને જતાં પણ બનવાનું જ. હવે, એથી આત્મહત્યા કરીને એ બધી જ ભાંજઘડનો અત્યારે જ અંત કરી નાખીએ, એવો વિચાર જો કોઈ મનમાં લાવે, તો એવી ભાવનાનો પૌરસ્ત્ય શાસ્ત્રકારોએ બળપૂર્વક નિષેધ કરેલો છે. જે કાંઈ પણ બનવાનું છે, તે આત્મહત્યા કરવાથી કાંઈ ટળવાનું તો નથી જ; કિન્તુ સામું આત્મવધનું ઘોરતમ પાતક એ પ્રમાણે કરવાથી આવીને કપાળે ચોંટે છે, એવો જ તેમણે સ્પષ્ટ ઉલ્લેખ કરી રાખેલો છે. એટલે કે, જે કાંઈપણ સત્ય છે, અને જેનાથી મનુષ્યને પરમાત્મસ્વરૂપનો ખરો પ્રત્યય થવાનો સંભવ છે, તે સર્વ આ લોકમાં જ—મનુષ્યના આત્મામાં જ—રહેલું છે, એવો પૌરસ્ત્યોનો સ્પષ્ટ અભિપ્રાય છે.

હવે એ પ્રત્યય કરી લેવાના માર્ગમાં અનેક વિઘ્નો—અડચણો—છે, એ ખરું છે. એ વાત પાશ્ચાત્ય લોકો પ્રમાણે જ હિન્દુ લોકોના જાણવામાં પણ આવેલી જ છે. હિન્દુઓની દૃષ્ટિ વસ્તુસ્થિતિનું ગ્રહણ કરવામાં યુરોપીયનોની દૃષ્ટિ જેવી જ અને જેટલી જ તીવ્ર છે. તેમનામાં રહેલો ભેદ માત્ર વસ્તુસ્થિતિની કલ્પના વિશેનો અને તેના નિવારણમાટે યોજવાના ઉપાયો વિશેનો જ છે. એકનું—પાશ્ચાત્ય જનોનું—કહેવું એમ છે કે, સારું ઘર બાંધવું, સારાં સારાં વસ્ત્રો પહેરવાં, સારાં સારાં ભોજન જમવાં અને બુદ્ધિ વિષયક (Intellectual knowledge) અને વિવિધ શાસ્ત્રોનું જ્ઞાન સંપાદન કરવું, એ જ મનુષ્યના આયુષ્યનું ઇતિકર્તવ્ય છે. એટલું સાધ્ય થયું કે, માનવી જીવિતની સાર્થકતા થઈ ચૂકી! અને એ ઇતિકર્તવ્યને સાધ્ય કરવામાં તે બહુ જ કુશળ અને દક્ષ હોય છે. બીજી તરફ હિન્દુઓનો અભિપ્રાય એવો છે કે, આ જગતમાંનું ખરું

જ્ઞાન, તે શાસ્ત્રીય શોધોનું જ નથી, કિન્તુ આત્મા અને માનસ શાસ્ત્રનું પરિશીલન અને મનન કરવું, તે જ ખરું જ્ઞાન છે; અને એવી રીતે જ આ જગતમાંના જીવિતનો ઉપભોગ ભોગવવાની તેમની ઇચ્છા હોય છે.

અમેરિકામાં એક ગૃહસ્થ મોટા પ્રભાવશાળી વક્તા છે; તેમ જ તે કટ્ટા અજ્ઞેયવાદી પણ છે. છતાં પણ સ્વભાવે તે અત્યંત સુશીલ અને ઉદાર છે. તેમણે એક વાર ધર્મ વિશે બોલતાં એમ કહ્યું હતું કે, "ધર્મ ઇત્યાદિ સર્વ આડંબર અસત્ય જ છે. પરલોક આદિની કલ્પનાઓ અને વિચારો કરીને વ્યર્થ પોતાના લોહીનું પાણી કરવામાં કશો પણ અર્થ–સારાંશ–સમાયલો નથી જ." એના સમર્થનમાં નારંગીનું ઉદાહરણ રજૂ કરતાં તેમણે જણાવ્યું કે, "મનુષ્યનું ઐહિક આયુષ્ય નારંગી જેવું છે, માટે તેમાંથી જેટલો રસ આપણાથી ચૂસી શકાય, તેટલો ચૂસી લેવો જોઇએ." એવો તેમના કથનનો ભાવાર્થ હતો. એટલામાં તેમનો અને મારો મેળાપ થયો. એટલે મેં તેમને કહ્યું કે, "આપણા બધાનો (ફળના) રસને ચૂસી લેવાનો એક સરખો પ્રયત્ન ચાલેલો છે, એ આપનું કથન મને સર્વથા માન્ય છે–એમાં હું રંચ માત્ર પણ વિરોધ ધરાવતો નથી જ. હવે તમારા અને અમારા વચ્ચે જે વાદનો વિષય રહ્યો, તે માત્ર રસ ચૂસવામાટે હસ્તમાં લીધેલા ફળ વિશેનો જ છે. તમે જે ફળ કહો છો અથવા બતાવો છો, તે ફળનું નામ **નારંગી** છે, અને હું જે ફળને ચૂસવાયોગ્ય ધારું છુ, તે ફળનું અભિધાન આમ્રફળ છે. અર્થાત્ આમ્રરસ સર્વોત્કૃષ્ટ છે. એટલો જ આપણામાંનો પરસ્પર મતભેદ છે. બીજું કાંઈ જ નહિ."

તમારા મત પ્રમાણે ખાવાપીવાનું સારું સારું મળ્યું અને શાસ્ત્રીય શોધોવિશેનું થોડું ઘણું જ્ઞાન થયું એટલે ઐહિક આયુષ્યમાંનું સાધ્ય કર્ત્તવ્ય સમાપ્ત થયું; બીજું કશું પણ મેળવવાનું અવશિષ્ટ હોતું નથી જ. પરંતુ મને તો એ આયુષ્યની ઇતિકર્ત્તવ્યતાની કલ્પના સર્વથા ક્ષુદ્ર અને શુષ્ક જ ભાસે છે. કારણ કે, એવા શાસ્ત્રીય શોધોથી બુદ્ધિનું રંજન થાય છે; અને મનને આહ્લાદ પણ મળે છે, એ હું કબૂલ કરું છું; તથાપિ, તેના યોગે આત્મિક કલ્યાણનો માર્ગ તો સાધ્ય થતો નથી જ. કેવળ ગુરુત્વાકર્ષણ કિંવા વિદ્યુત્તરંગનો નિયમ જાણી લેવો, એટલું જ મારું કર્ત્તવ્ય હોય, તો દ્વિતીય ક્ષણે જ હું આત્મહત્યાથી મારો પોતાનો નાશ કરી નાખવાનો. કારણ કે, માત્ર બાહ્ય વિષયોથી મારા મનનું સમાધાન ન થતાં વસ્તુના અંતઃસ્વરૂપમાં જવામાટેની મારી પ્રવૃત્તિ થાય છે. એટલામાટે કેવળ વસ્તુના ગુણ ધર્મને જાણવાથી જ ખરું જ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. કિન્તુ, આપણે એના અંતર્ભાગનું–અંતઃસ્થ સત્ત્વનું–

જ્ઞાન મેળવી લેવું જોઇએ. ચૈતન્યનાં જગતમાં વ્યક્ત થયેલાં સ્વરૂપો, તે તમારા અધ્યયનનો વિષય થઈ પડેલો છે, પણ મારા અધ્યયનનો વિષય ચૈતન્ય પોતે જ છે. ઉપરના દૃષ્ટાન્તમાં કહ્યા પ્રમાણે પ્રત્યેક વસ્તુના અંતર્ભાગના નિષ્કર્ષ-રસ-ને ચૂસી લેવો જોઇએ છે. વધારે તો શું, પણ મારા પોતાના જીવિતનો જ રસ ચૂસી લેવા માટેની મારી મહતી જિજ્ઞાસા છે. મારું તત્ત્વજ્ઞાન મને કહે છે કે, આત્મજ્ઞાનનું પૂર્ણ રીતે અને યથાર્થરૂપે સંપાદન કર; અને આપણે જેવી રીતે વ્યાવહારિક દૃષ્ટિથી આ જગત્ છે, એમ કહીએ છીએ, (પણ, વસ્તુતઃ તે માયામય છે) તે જ પ્રમાણે, અવાસ્તવિક અસ્તિત્વ ધરાવતા, એટલે કે, કેવળ મનની કલ્પનાથી જ ઉત્પન્ન થયેલા સ્વર્ગ અને નરક ઇત્યાદિની કલ્પનાઓનો ત્યાગ કર. માનવી સ્વભાવનાં-આત્માનાં કાર્યો અને તેમનાં વ્યક્ત સ્વરૂપોનું જ માત્ર જ્ઞાન થવાથી મારા મનનું સમાધાન થઈ શકતુ નથી. કિન્તુ, એ માનવી સ્વભાવ પોતે જ શું છે અને એનું અંત સ્થાન તથા સત્ત્વ કેવાં છે, એ જાણી લેવાની જ મારી ઉત્કટ ઇચ્છા છે. પ્રત્યેક વસ્તુના સંબધમા 'તે આવી કેમ છે?' એ પ્રશ્નનું જ પ્રથમ મને જ્ઞાન થવું જોઇએ. તે એવી છે, એટલું જ સમજી લેવાની મને વધારે આવશ્યકતા અને મહત્તા દેખાતી નથી. કારણ કે, અમુક વસ્તુ કેવી છે અને તેનાં કાર્યો શાં શાં છે, એ ઉપર ટપકેથી જોનારાં બાળકોના પણ સહજ સમજમાં આવી શકે છે. એથી, શાસ્ત્રીય શોધો અને તે કરનારા વિદ્વાનોની યોગ્યતા હું ઓછી સમજું છું, એવો કોઇએ ખોટો વિચાર બાંધી લેવાનો નથી જ. શાસ્ત્રોનો અભ્યાસ કરવો અને તે વિશેના અનેક શોધો કરવા, એ અત્યંત સ્તુત્ય કૃત્ય છે, અને તે પ્રત્યેકે પોતાથી બને તેટલા પ્રમાણમાં કરવાં જ જોઇએ, એવો મારો નિશ્ચિત અભિપ્રાય છે. ઈશ્વર તેમના પ્રયત્નમાં તેમને વિજય આપો, એવી નિરંતર તે પરમાત્માનાં ચરણોમાં મારી અનન્યભાવયુક્ત નમ્ર પ્રાર્થના છે. પણ, માત્ર શાસ્ત્રીય શોધ અને આધિભૌતિક સુધારણા જ જીવિતસર્વસ્વ છે. એ પ્રમાણે જો કોઈ દુરાગ્રહથી કહેવા માગતું હોય, તો તેની માત્ર મહામૂર્ખમાં જ ગણના કરવામાં મને લેશ માત્ર પણ શંકા આવવાની નથી. આપણું આ અસ્તિત્વ-જીવિત-શું છે, અને આપણી હવે પછી શી સ્થિતિ થવાની છે, એનો બહુધા પ્રત્યેક સુજ્ઞ મનુષ્યે વિચાર કરવો જ જોઇએ. કિંબહુના, એ વિચારવ્યતિરિક્ત બાકીનું તમારું સર્વ જ્ઞાન નિરાધાર અને વ્યર્થ (ભ્રામક) જ છે, એમ પણ સિદ્ધ કરી બતાવી શકાય એમ છે કારણ કે, તમે જેમનું અધ્યયન કરો છો, અને જેમની શોધ કરો છો, તે કેવળ તે આદ્યચૈતન્યનાં જ વ્યક્ત અને દૃશ્ય સ્વરૂપો છે. પણ તે ચૈતન્ય પોતે શું છે? એવો

જો તમને પ્રશ્ન પૂછવામાં આવે, તો તમારાથી એનું ઉત્તર કોઈ કાળે પણ આપી શકાય તેમ નથી જ. ત્યારે, તમારા એ શાસ્ત્રીય શોધોનો અને બુદ્ધિવિષયક જ્ઞાનનો તાદશ લાભ શો? એના નિર્ણયનો માત્ર એક જ ઉપાય છે, અને તે એ છે કે, તમારે પોતાનું અધ્યયન જેમનું તેમ ચાલૂ જ રાખવું; અને મારો માર્ગ મને જોઈ લેવા દેવો. કોઇએ પણ કોઇની નિન્દા કરવાની કશી પણ આવશ્યકતા નથી.

એથી, હું ઐહિક સ્થિતિવિશે સર્વથા નિશ્ચિન્ત અને બેપરવા બની ગયો છું અથવા આ જગતમાંથી ઊડી ગયોછું, એમ કોઇએ પણ ધારવાનું નથી જ. હું પણ, મારી રીતિ પ્રમાણે વ્યવહારમાં જ વર્ત્યા કરું છું; અને મને પણ મારી બુદ્ધિ પ્રમાણે લૌકિક વ્યવહાર જાણવામાં આવતો હોય છે. ત્યારે વેદાન્તી તો વ્યવહારવિશે ઉદાસીન જ હોવો જોઇએ, એ પ્રમાણેનો વાદ કરવામાં કશો પણ અર્થ સમાયલો નથી જ. ભેદ માત્ર એટલો જ કે, વ્યાવહારિક સ્થિતિવિશે પ્રત્યેકની કલ્પનાઓ ભિન્ન ભિન્ન જ હોય છે. મોટા મોટા મનુષ્યો-ખરા સંસારી-એ કલ્પનાને કહી બતાવે છે; અને સ્તબ્ધ વૃત્તિનો મનુષ્ય-પછી તેને વેદાન્તી કહો કે બીજું કોઈ એવું નામ આપો-તે કલ્પનાને પોતાના મનમાં જ રાખી મૂકે છે; તથા પોતે જ સામર્થ્ય અનુસાર જગતનું પોતાથી બની શકે તેટલું કલ્યાણ કરવામાટે તે શાંતિથી પ્રયત્ન કર્યાં કરે છે. તેનો સ્વભાવ શ્રદ્ધાળુ ને ભાવિક હોય છે. અમુક રીતે સત્યની પ્રાપ્તિ થઈ શકશે, એમ અથવા આપના હાથે આવી રીતે જગતનું અંશતઃ કલ્યાણ થઈ શકશે, એમ જો તેને કોઈ કહે, તો તે પ્રમાણે કરવામાટે તે એક પગે તૈયાર હોય છે. પ્રસંગ વિશેષે પરોપકારમાટે જોઇએ તેવાં કષ્ટો સહન કરવાને અને પોતાના પ્રાણ સુદ્ધાં પણ અર્પણ કરવાને તે તૈયાર હોય છે. 'વ્યાવહારિક' ના નામથી ઓળખાતા મનુષ્યોનો પ્રકાર એથી સર્વથા ઉલટો જ હોય છે. જો કોઈ તેને અમુક કાર્યમાં તેનો પોતાનો લાભ બતાવે, તો જ તે કાર્ય કરવામાટે તે હામી ભરે છે. માત્ર પોતાના લાભની તેને આશા પણ દેખાડવામાં આવે, તોપણ તેમાટે પોતાના જીવને જોખમમાં નાખવાને તે એક પગે તૈયાર થઈ જાય છે. પણ તેને જો આત્મિક હિતની વાત કહેવામા આવે, તો તે તેના ધ્યાનમાં ઊતરતી નથી. મનુષ્યનો આત્મા હોય છે, એમ જો તેને સંભળાવવામાં આવે, તો સુપકાદીથી સાંભળીને બીજા કાને તેને તે બહાર કાઢી નાખે છે. પરંતુ ખરા વેદાન્તીની સ્થિતિ એવી નથી. તેને જો એમ કહેવામાં આવે કે, હિમાલયના અત્યંત ઉચ્ચ શિખરે આત્મજ્ઞાન શીખવનારો એક ગુરુ છે, તો તે વસ્ત્ર પ્રાવરણ કિંવા અન્ન જળની લેશ માત્ર પણ ચિંતા ન કરતાં ત્યાં જવામાટે નીકળી

પડશે. આત્મજ્ઞાનપ્રાપ્તિના પ્રયત્નમાં તૈયાર રહેનારા એવા સાત્ત્વિક મનુષ્યો, હજાર, દશહજાર કે કદાચિત્ ચાળીસ હજાર પણ મરી જશે; પરંતુ અંતે તેમનામાંના એકને તો સત્ય વસ્તુ અવશ્ય પ્રાપ્ત થવાની જ. ત્યારે, આપણું સાધ્ય ગમે તેટલું પણ દુર્ઘટ હોય, તો પણ ગમે તેવાં કષ્ટો સહન કરીને પણ તેને પ્રાપ્ત કરી લેનારા એ લોકો પણ એક પ્રકારે 'વ્યાવહારિક' જ છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય આવી શકે તેમ નથી જ. એનું તાત્પર્ય એ જ કે, આ આયુષ્યમાંની વિષયપ્રાપ્તિ–આધિભૌતિક સુધારણા–ને જ ઇતિકર્તવ્યતા માનનારા જેટલા હોય, તેટલા 'વ્યાવહારિક' અને બાકીના 'તટસ્થ' અથવા 'ઉદાસીન' એમ માનવું અત્યંત ભૂલભરેલું છે. પોતાનું એક સાધ્ય કલ્પીને, ગમે તેટલા પ્રયાસ પડે, તોપણ તેને સાધ્ય કરવું જ, એ પણ વ્યાવહારિક ચતુરતા–દક્ષતા–જ છે. આધિભૌતિક સુધારણાના વિષયો કેવળ ઇંદ્રિયોપભોગ્ય છે. અર્થાત્ તે નશ્વર હોવાથી તેમનામાં શાશ્વતત્વ કે નિત્યત્વ જેવું કશું પણ નથી. વિરુદ્ધ પક્ષે, આગળ પણ અનેક વાર કહેલા પ્રમાણે તેના યોગે, ઉપદ્રવ્યાપ, હવ્યાસ અને સંતાપની જ માત્ર વધારે અને વધારે વૃદ્ધિ થતી જાય છે. પરંતુ, મેં જે 'આત્મજ્ઞાન'નો ઉલ્લેખ કરેલો છે, તેના યોગે મનને અક્ષય્ય શાંતિ અને શાશ્વત સમાધાન પ્રાપ્ત થાય છે.

એથી, તમારી વ્યાવહારિકતાની કલ્પના કિંવા આધિભૌતિક સુધારણાની સિદ્ધિ કેટલી બધી ભૂલાવાની છે, તે જ હું બતાવવા ઇચ્છું છું, એવો કોઇએ પણ મારા કથનનો ભાવાર્થ સમજવાનો નથી. તમારો પણ એક માર્ગ છે, તેના યોગે માનવી જાતિનાં મહત્ કલ્યાણો થયેલાં છે અને મનુષ્યોનાં ઐહિક સુખોની અનંતગણી વૃદ્ધિ થયેલી છે, એ સર્વેએ કબૂલ કરવું જ જોઇએ. એટલામાટે, એ દિશામાં તમે પોતાના પ્રયત્નો ઉત્સાહપૂર્વક ભલે ચાલુ જ રાખો. એની વિરુદ્ધ મારે કશું પણ કહેવાનું નથી. પણ હું જે માર્ગનો નિર્દેશ કરું છું, તેનો માત્ર કૃપા કરીને તમે નિષેધ કરશો નહિ. તમે, જેવી રીતે પોતાના આધિભૌતિક જ્ઞાનને વ્યવહારોપયોગી તરીકે જાહેર કરો છો, તેવી જ રીતે મારું આત્મજ્ઞાન પણ એક દૃષ્ટિથી અત્યંત મહત્ત્વનું અને આવશ્યકીય છે, એમ હું નિશ્ચયપૂર્વક કહું છું. કારણ કે, પ્રત્યેકની ઉચિતવિગેની કલ્પના ભલેને ભિન્ન ભિન્ન હોય, પણ કોઈ પણ ઉચ્ચતમ આશાલક્ષ્યને નિત્ય નેત્રો સમક્ષ રાખીને તેને સાધ્ય કરવામાટે આપણામાંના પ્રત્યેકે મનઃપૂર્વક પ્રયત્ન કરતા રહેવું જોઇએ. આધિભૌતિક તેમ જ આધ્યાત્મિક–ઉભય–દિશાથી જો સર્વ લોકો પોતાની ઉન્નતિ કરી લેવાના પ્રયત્નો કરવા માંડશે, તો પરમેશ્વરનો આપણાપર કેટલો બધો ઉપકાર થવાનો સંભવ છે વારુ! હવે, આધિભૌતિક સુધારણામાં આગળ વધેલા કિંવા અનોતિ

શાસ્ત્રીય શોધ કરનારા લોકો, સર્વથા ઐહિક વિષયમગ્ન અને નાસ્તિક તથા અશ્રદ્ધાળુ જ હોય છે, એવો કાંઈ નિયમ નથી. કિન્તુ વિરુદ્ધ પક્ષે, જગતમાંના મોટા મોટા શાસ્ત્રીય શોધકો નિ:સીમ શ્રદ્ધાળુ અને આધ્યાત્મિક પ્રગતિમાં પૂર્ણતાને પહોંચેલા છે, એમ પણ જોવામાં આવે છે. એટલું જ નહિ, પણ મારી એવી દૃઢ આશા છે કે, કાળગતિથી સર્વ લોકો પોતાની મેળે જ આધિભૌતિક સુધારણા પ્રમાણે જ આધ્યાત્મિક ઉન્નતિમાં પણ ધ્યાન આપતા થશે જ. ચૂલાપર એકાદ પાણીથી ભરેલું વાસણ તપતું પડેલું હોય છે, તો પ્રથમ એક ખૂણામાં એક પરપોટો ઊઠતો દેખાય છે. થોડા જ વખતમાં પાણી એકદમ તપી જવાની વેળા થતાં સર્વત્ર એવા પરપોટા ઉભરાઈ જવા માંડે છે; અને ત્યારપછી ઉકળવાની ક્રિયા બળપૂર્વક શરુ થાય છે. જગતની સ્થિતિ પણ સર્વથા એના જેવી જ છે. આ વિશ્વસ્થ પ્રત્યેક વ્યક્તિ, તે ઉદાહરણમાંના પરપોટા સમાન જ છે; અને રાષ્ટ્રો તે એવા અનેક પરપોટાઓનો બનેલો એક સમૂહ છે. જે પ્રમાણે દૃષ્ટાંતમાં બબ્બે ત્રણ ત્રણ પરપોટાઓ એકત્ર થતા જઇને અંતે જેવી રીતે આખું વાસણ પરપોટાથી ભરાઈ જાય છે, એમ કહેવામાં આવ્યું છે; તે પ્રમાણે જ, અર્વાચીન કાળમાં જગતમાંનાં જૂદાં જૂદાં રાષ્ટ્રો આધિભૌતિક વિષયના સંબંધમાં અને આધ્યાત્મિક વિચારના વિષયમાં ધીમે ધીમે એકત્ર જ થતાં જાય છે. અને મારી એવી પાકી ખાતરી છે કે, એવો પણ એક કાળ આવી લાગશે કે, જે સમયે 'રાષ્ટ્ર' શબ્દ અને તદંતર્ગત પૃથક્ત્વની કલ્પના સમૂળી નષ્ટ થશે, અને જે ઐક્યપ્રતિ આપણે સર્વ કાલપ્રવાહ સાથે-ઇચ્છા હોય કે ન હોય, તોપણ-એક સરખા ખેંચાતા જઈયે છીએ, તે પરમાત્મસ્વરૂપ ઐક્ય જગતમાં પૂર્ણતાથી અને ઉજ્જ્વલરૂપે વ્યક્ત થશે. આપણે બધા વસ્તુતઃ નિ:સર્ગજાત બંધુ જ છીએ, પણ બાહ્ય ઉપાધિના આવરણથી આપણામાં પરસ્પર ભિન્નભાવ ઉત્પન્ન થયેલો છે. પરંતુ એવો એક શ્રેષ્ઠતમ દિવસ અવશ્ય આવશે અને આવશે જ કે, જે દિવસે-જે વેળાએ-પ્રત્યેક જન પછી તે સ્ત્રી હો કિંવા પુરુષ હો, આધિભૌતિક પ્રગતિમાં તેમ જ આધ્યાત્મિક ઉન્નતિમાં સમાન અંશથી આગળ વધશે, અને સમસ્ત જગતમાં તે શાશ્વત સુખાત્મક ઐક્યનું સર્વત્ર સામ્રાજ્ય વ્યાપી જશે; કિંબહુના, સકળ જગત્ જીવનમુક્ત-એટલે કે, લૌકિક દૃષ્ટિથી જીવતું છતાં પણ સંસારબંધનમાંથી સર્વથા મુક્ત થયેલું જ બની જશે. ધાર્મિક અને આધ્યાત્મિક વિષયમાંના આપણા સર્વ દ્વેષ મત્સરોનું, અન્યોન્ય સંમેલનનું કિંવા પરસ્પર વિરોધનું-સર્વનું-પર્યવસાન એ ઐક્યમાં જ થવાનું, એ એક પ્રકારનો પ્રબળ પ્રવાહ તે અગાધ ઐક્ય-ઉદધિમાં મળવામાટે ચાલેલો છે. અર્થાત્ જૂદા જૂદા ધર્મપંથ અને

મતવિરોધ આદિ અનેક ક્ષુદ્ર તણખલાં અને તૃણાંકુરો એ પ્રવાહની ધારામાં જવાનો પ્રયત્ન કરતાં અથવા તો તેથી વિરુદ્ધ ગમનની કોશીશ કરતાં, પણ અંતે તો તે પ્રવાહના પ્રબળ વેગમાં જ વહેવાનાં અને અંતે તેમણે એ ઐક્ય–ઉદધિમાં જઈ મળવું જ જોઇએ. એમ કર્યા વિના તેમનો છૂટકો જ નથી. તમે, હું, કિંવા બાહ્ય વિશ્વ–આ સર્વ–ઉપર કહેલાં તણખલાં અને તૃણાંકુરો સમાન જ છીએ. આપણે પોતપોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે દિશાથી એ **જીવિતસમુદ્રમાં** એટલે કે, પૂર્ણત્વને પામવા અથવા **ઈશ્વરમાં** જઈ મળવામાટે મથતા હોઇયે છીએ. પણ એટલું તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે, કેટલીક વેળા સુધી પ્રવાહ સાથે ગમન કર્યું; અને વળી પછી તેથી વિરુદ્ધ દિશા પકડી, એવી આપણે ગમે તેટલી ક્ષુદ્ર લીલાઓ કરીએ, તોપણ અંતે તો આપણે તે અક્ષય્ય સુખાત્મક અને શાશ્વત જીવિતમય **ઐક્ય–ઉદધિમાં–પરમાત્મસ્વરૂપમાં**–જઈ વિલીન થઈ જવું જોઇએ જ; એટલું જ નહિ, પણ આપણે તેમાં અવશ્ય વિલીન થઇશું જ, એમાં લેશમાત્ર પણ શંકા નથી જ.



## વ્યાખ્યાન ચૌદમું

# સર્વત્ર વિભુદર્શન*

આપણે એ તો જોઈ જ ચૂક્યા છીએ કે, દોષોથી અલિપ્ત રહેવાના અને દોષોને નિવારવાના આપણે ગમે તેટલા અને ગમે તેવા પ્રયત્નો કરીએ, તોપણ આપણા જીવનનો વિશેષ ભાગ એ દોષોથી જ ભરાયલો હોય છે—અર્થાત્ વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં આપણામાટેના દોષોનો કિંવા પાપોનો એ સમૂહ સર્વથા અનિવાર્ય અને અનંત જ છે. કાળના આરંભ સમયથી જ એ દોષોને કાઢી નાખવામાટેના અનેક પ્રયત્નો યદ્યપિ આપણે અબાધિત કરતા આવ્યા છીએ, તથાપિ આશ્ચર્ય કે, અત્યારે પણ આપણી એ દોષોના સંબંધમાં તેની તે જ અવસ્થા જોવામાં આવે છે. જેમ જેમ આપણે એ દોષનિવારણના વધારે વધારે ઉપાયો શોધી કાઢીએ છીએ, તેમ તેમ આ જગતમાં વધારે અને વધારે સૂક્ષ્મ દોષો અસ્તિત્વ ધરાવતા આપણા જોવામાં આવ્યા કરે છે. એ પણ આપણે જાણી આવ્યા છીએ કે, સર્વ ધર્મો એક ઈશ્વરને જ એ કાઠિન્યોમાંથી નિવૃત્ત થવાના માર્ગ તરીકે નિર્દિષ્ટ કરે છે. સર્વ ધર્મો આપણને એવો જ ઉપદેશ આપે છે કે, જો તમે વિશ્વને તે અત્યારે છે તેવા જ સ્વરૂપમાં સ્વીકારશો—વર્તમાન કાળમાં બહુધા સર્વ વ્યાવહારિક મનુષ્યો આપણને એવો જ ઉપદેશ આપવાના—તો તમારામાટે દોષ કિંવા પાપ વિના બીજું કાંઈ પણ અવશિષ્ટ રહેવાનું નથી. ધર્મ ઉપદેશે છે કે, આ જગતથી પર બીજું કાંઇક છે. આ પચેન્દ્રિયાત્મક જીવન—જડ જગજ્જીવન—જ આપણું સર્વસ્વ નથી; એ તો માત્ર એક અલ્પ વિભાગ છે અને તે પણ વળી મિથ્યા. એની પાછળ અથવા પેલી બાજૂએ અનંત જીવનનો વિસ્તાર છે કે, જ્યાં દોષોનો નિવાસ નથી. એ અનંતને જ કેટલાક લોકો ઈશ્વરના નામથી ઓળખે છે, કેટલાકો તેને અલ્લાહ કરીને જાણે છે, કેટલાકો તેને જેહોવાની અભિધા આપે છે અને કેટલાકો જૉવ્ કહીને તેને પિછાને છે. એ જ પ્રમાણે તેને બીજાં પણ અનેક નામો આપવામાં આવે છે. વેદાંત એને 'બ્રહ્મન્'ના નામથી ઓળખે છે. અર્થાત્ આ જગત પાપમય છતાં આપણે જીવન ધારણ તો કરવાનું જ છે—ગમે તેમ કરીને જીવવું તો જોઇએ જ.

---

* God in Everything લંડન તા. ૨૭ મી ઑક્ટોબર ૧૮૯૬.

ધર્મો આપણને જે ઉપદેશ આપે છે, તે ઉપદેશનો પ્રથમ આશય એ જ હોય છે કે, આપણે આપણા અસ્તિત્વનો અંત લાવી દઈએ તો વધારે સારું. પ્રશ્ન એ છે કે, "જીવનને દોષમુક્ત કેવી રીતે કરવું?" અને એનું એ જ સ્પષ્ટ ઉત્તર આપવામાં આવે છે કે, "જીવનનો ત્યાગ કરો." આ ઉત્તરથી એક પુરાતન દંતકથાનું અચાનક સ્મરણ થઈ આવે છે. તે દંતકથા એવી છે કે, એક મનુષ્યના માથાપર મચ્છરે આવીને પોતાનો અડ્ડો જમાવ્યો. એ પ્રકાર તે મનુષ્યના એક મિત્રના જોવામાં આવ્યો અને તેની તે મચ્છરને મારી નાખવાની ઇચ્છા થઈ આવી. પરંતુ તે મચ્છરને મારી નાખવાના ઉદ્દેશથી તેણે પોતાના શસ્ત્રનો એવો તો વિચિત્ર પ્રહાર કર્યો કે, મચ્છરની સાથે પોતાના તે મિત્રનું માથું પણ ધડથી વેગળું કરી નાખ્યું. સારાંશ કે, ઉપર્યુક્ત ધર્મનો ઉપદેશ પણ આવા જ પ્રકારનો છે. જે આ જગતને થોડે ઘણે અંશે જાણવાની શક્તિ ધરાવતો હશે, તે તો એ સત્યનો કોઈ કાળે પણ અસ્વીકાર કરવાનો નથી કે, આ જીવન દોષોથી પરિપૂર્ણ છે અને વિશ્વ પાપભરિત છે, પરંતુ ભેદ માત્ર એટલો જ કે, તે પાપ કિંવા દોષની નિવૃત્તિનો યોગ્ય માર્ગ આ નથી કે, જીવનનો જ ત્યાગ કરી દેવો.

પણ સર્વ ધર્મો જે એ પાપનિવૃત્તિનો ઉપાય બતાવે છે તે શો છે વારુ? એ જ કે, આ જગત્ મિથ્યા છે અને આ વિશ્વથી પર કાંઇક છે કે જે સર્વથા સત્ય છે. ખરેખરો વાદ અહીંથી જ ઉપસ્થિત થાય છે. સાધારણતઃ પાપનિવૃત્તિમાટેનો સર્વ ધર્મો જે ઉપાય બતાવે છે, તેનો મૂળ આશય એવો જ છે કે, સર્વ વસ્તુઓનો સંહાર કરવો. જે ઉપાય સર્વસંહારક હોય, તે રોગનિવૃત્તિનો ઉપચાર કેવી રીતે હોઈ શકે વારુ? ત્યારે શું પાપનિવારણનો એના વિના બીજો કોઈ પણ માર્ગ નથી જ કે! નથી શા માટે? છે—એક બીજો સર્વોત્કૃષ્ટ માર્ગ દર્શાવવામાં આવ્યો છે. વેદાન્ત એમ જ કહે છે કે, સર્વ ધર્મો જે ઉપદેશ આપે છે તે સર્વથા સત્ય છે, પરંતુ તે ઉપદેશના મર્મને યથાર્થતયા સમજી લેવો જોઈએ. વારંવાર અર્થનો અનર્થ કરવામાં આવે છે અથવા એક અર્થના સ્થાનમાં બીજા જ અર્થનો સ્વીકાર કરાય છે અને તેનું મૂળ કારણ એ જ છે કે, ધર્મોનું સ્વરૂપ જોઈએ તેવું સ્પષ્ટ અને ત્વરિત ઓળખી શકાય તેવું નથી હોતું. આપણને જે વસ્તુની આવશ્યકતા છે, તે મસ્તિષ્ક અને હૃદયની એકવાક્યતા છે—અર્થાત્ બુદ્ધિ સાથે સારાસાર વિચાર પણ હોવો જ જોઈએ. અંતઃકરણ અત્યંત મહાન્ છે અને જીવનનો મહાન્ ઉત્સાહ એ અંતઃકરણદ્વારા જ આવે છે; એટલા માટે જો મને લેશ માત્ર પણ બુદ્ધિ પ્રાપ્ત ન થાય અને માત્ર આ

સહૃદયતા જ પ્રાપ્ત થાય તો, તો અલ્પ સહૃદયતાનો હું આનન્દથી સહસ્રવાર સ્વીકાર કરીશ; પરંતુ એ સહૃદયતા વિનાની બુદ્ધિનો સ્વીકાર કરવાને હું કદાપિ ઇચ્છાવાન્ નથી તે નથી જ. જે સહૃદય છે, તેને જીવન પણ શક્ય છે અને ઉન્નતિ પણ શક્ય છે; પરન્તુ જે સહૃદય નથી, કિન્તુ માત્ર બુદ્ધિબળથી જ વિભૂષિત છે, તેના અંત સર્વથા નિરાશા અને નિરાશામાં જ આવે છે, એમાં જરા પણ સંશય નથી.

એની સાથે જ આપણે એ પણ જાણીએ છીએ કે, જે માત્ર હૃદયની પ્રેરણા પ્રમાણે જ ગમન કરે છે, તેને અનેક આપત્તિઓમાંથી પસાર થવું પડે છે; કારણ કે, તેને જ્યારે અને ત્યારે અંધ કૂપમાં ગબડી જવાની ભીતિ રહ્યા કરે છે. એટલામાટે આપણને જે વસ્તુની આવશ્યકતા છે તે એ જ કે, હૃદય અને મસ્તિષ્કની–બુદ્ધિ અને સારાસારવિવેકની–એકવાક્યતા–સંગમનતા–હોવી જોઇએ. મારા કહેવાનો એવો આશય નથી કે, મનુષ્યમાં બુદ્ધિનું કિંવા સહૃદયતાનું પ્રમાણ ઓછું હોવું જોઇએ અને તેણે ત્રિશંકુ સમાન સ્થિતિનું અવલંબન કરવું જોઇએ; કિન્તુ મારા બોધનો એ જ ભાવાર્થ છે કે, પ્રત્યેક મનુષ્યમાં સહૃદયતા અને લાગણીનું પણ અનંત પ્રમાણ હોવું જોઇએ અને તેની સાથે જ બુદ્ધિનું પણ તેટલું જ અનંત પ્રમાણ હોવું જોઇએ. અર્થાત્ ઉભયની સમાન અવસ્થા હોવી જોઇએ.

આપણે આ જગતમાંની જે જે વસ્તુઓ મેળવવાની ઇચ્છા ધરાવીએ છીએ, તે વસ્તુઓની અને આપણી ઇચ્છાઓની સીમા છે ખરી કે? નથી જ. ત્યારે આ જગતને અનંત કિંવા અસીમ કહી શકાય ખરું કે નહિ? કહી શકાય જ. અને એટલામાટે જ જેમ લાગણી અથવા સહૃદયતાના અસીમ પ્રમાણમાટેનું સ્થાન ખાલી છે, તેવી જ રીતે બુદ્ધિ અને પ્રબુદ્ધતાના અસીમ પ્રમાણમાટે પણ જોઇએ તેટલો અવકાશ પડેલો છે. અર્થાત્ બુદ્ધિ અને સહૃદયતા; ઉભયને કોઈ પણ પ્રકારની સીમા વિના જ આવવા દ્યો અને તે ઉભયને એક બીજાની સાથે જ સમાન રેખામાં દોડવા દ્યો અને પછી એનું પરિણામ શું થાય છે તે જુઓ.

એ પ્રમાણે સર્વ ધર્મો બહુધા મૂળ તત્ત્વને સારીરીતે સમજે છે અને તે તત્ત્વનું સ્પષ્ટ અને અતિશય યોગ્ય ભાષામાં પ્રતિપાદન પણ કરે છે; પરંતુ વારંવાર તેઓ જે પ્રમાદના કૂપમાં પડતા જોવામાં આવે છે, તે પ્રમાદ એક જ છે અને તે એ કે, તેઓ હૃદય અને લાગણીની પ્રેરણાને વશવર્તી એક વિવક્ષિત દિશામાં જ દોરવાઈ જાય છે. જગત્ પાપમય છે અને તેટલામાટે જગતનો ત્યાગ કરો; એ જ નિઃશંક સર્વ ધર્મોનું મહાન્ અને એક માત્ર શિક્ષણ કિંવા પ્રબળ બોધન છે. જગતનો ત્યાગ કરો, એ

વાક્યનો અર્થ કરતાં આપણામાંના પ્રત્યેક મનુષ્યે પ્રમાદનો પરિહાર કરવો જોઇએ, એવો જો અર્થ લેવામાં આવે તો તે વિશે બે અભિપ્રાય આવવાના જ નથી–અર્થાત્ એ અર્થ સર્વમાન્ય છે તેમ જ આપણામાંના પ્રત્યેક પુરુષે ગુણનો સ્વીકાર કરવામાટે દોષનો ત્યાગ કરવો જ જોઇએ, એ વિશે પણ બે મત આવવાના નથી અને તેવી જ રીતે આપણામાંના પ્રત્યેકે જીવન ધારણ કરવામાટે મરણનો પરિત્યાગ કરવો જોઇએ, એ સિદ્ધાંત પણ સર્વથા સર્વમાન્ય જ છે. એટલે એ વિશે પણ વિરુદ્ધ અભિપ્રાય ઉત્પન્ન થવાનો સંભવ નથી. પરન્તુ જો એ સિદ્ધાંતમાં એવો આશય સમાયલો હોય કે, જેને આપણે જીવન તરીકે જાણીએ છીએ અને જેને આપણે જીવન સમજીએ છીએ, તે પંચેન્દ્રિયાત્મક કિંવા દશેન્દ્રિયાત્મક જીવનનો તો ત્યાગ જ કરવો, તો પછી અવશિષ્ટ શું રહે વારુ? જો આપણે આ જીવન અને વિશ્વનો સર્વથા ત્યાગ જ કરીએ, તો પછી અવશિષ્ટ કાંઈ પણ રહેતું નથી.

આગળ જતાં જ્યારે આપણે વધારે તાત્ત્વિક વિભાગ અને વેદાંતવિષયક વાદવિવાદના પ્રદેશમાં ગમન કરીશું, તે વેળાએ આના રહસ્યને આપણે વધારે સારીરીતે સમજી શકીશું. અત્યારે હું માત્ર એટલું જ કહું છું કે, એ સંદિગ્ધ પ્રશ્નનું યુક્તિપુરઃસર અને સંતોષકારક ઉત્તર આપણે માત્ર વેદાંતમાંથી જ મેળવી શકીએ છીએ. અહીં તમને હું માત્ર એટલું જ કહું છું કે, વિશેષતઃ વેદાંત જે વિષયનું પ્રતિપાદન કરે છે, તે માત્ર વિશ્વનો બ્રહ્મમાં લય થવાનો જ વિષય છે–એને કદાચિત્ બ્રહ્મસાયુજ્ય પણ કહી શકાય.

વાસ્તવિકરીત્યા વેદાંત વિશ્વની ગર્હણા કરનાર નથી. વેદાંતના શિક્ષણમાં 'ત્યાગ'ની ભાવના, એ અર્થની અતિભૂમિમાં પ્રવેશ કરતી જ નથી–અર્થાત્ વેદાંતમાં 'ત્યાગ'નો જેવો આશય કહેલો છે, તેવો આશય અન્યત્ર ક્યાંય પણ મળી શકે તેમ નથી જ; પરંતુ તે સાથે વેદાંતના ત્યાગમાં આત્મવિઘાતક ઉપદેશનો સર્વથા અભાવ છે–વેદાંતમાં ત્યાગનો માત્ર એટલો જ આશય છે કે, જગતને બ્રહ્મમાં લીન કરવું–જગતનો ત્યાગ કરો, એટલે એમકે, આપણને જગતનું જે સ્વરૂપ દેખાય છે અને આપણે તેને જે સ્વરૂપમાં જોઇએ છીએ, તે જગતના દેખાતા રૂપને ભૂલી જાઓ અને તેનું સત્ય સ્વરૂપ શું છે તે જાણતા થાઓ; એનો પરમાત્મામાં લય કરો અને સર્વત્ર પરમાત્મા જ વિસ્તરેલો છે, એમ ભાળો. ઉપનિષદોમાંના એક અત્યંત પુરાતન ઉપનિષદના આરંભમાં (વેદાંતવિષયનો જો કોઈ પ્રથમ–સર્વથી પ્રથમ ગ્રંથ લખાયો હોય તો તે એ જ છે, તેમાં) આપણે વાંચીએ છીએ કે;–"આ જગતમાં જે જે વસ્તુ અસ્તિત્વ ધરાવે છે અને જે વસ્તુની સ્થિતિ છે, તે સર્વનો પરમાત્મામાં જ સમાવેશ થવાનો છે!"

આપણે એવી રીતે સર્વ વસ્તુઓને ઈશ્વરવડે આચ્છાદિત કરી દેવાની છે, પરંતુ આ વસ્તુ ઉત્તમ છે અને આ વસ્તુ અધમ છે એવી ભાવનાથી નહિ, કિન્તુ સર્વ વસ્તુમાં એક સરખી રીતે ઈશ્વરનું દર્શન કરીને જ એ કાર્ય કરવાનું છે. આપણે જગતનો એવી રીતે ત્યાગ કરવાનો છે અને જ્યાં એ પ્રમાણે જગતનો ત્યાગ થયો કે પછી અવશિષ્ટ શું રહે છે વારુ? માત્ર ઈશ્વર. પણ એનો સ્પષ્ટ અર્થ શો? એવો કદાચિત્ કોઈ સંશયાત્મક પ્રશ્ન કરશે, એટલામાટે મારે સ્પષ્ટતાથી જણાવવું જોઇએ કે, તમે પત્ની સાથેનો સંબંધ જેવોને તેવો જ કાયમ રાખી શકો એમ છે–એ ત્યાગનો એવો અર્થ નથી થતો કે, તમારે તમારા ગૃહપરિવારનો ત્યાગ જ કરવો જોઇએ અને તમારે તેમને માર્ગમાં રખડતાં છોડી દેવાં જોઈએ; કિન્તુ એમાં જે વિશેષતા છે તે એ જ કે, તમારે તમારી પત્નીમાં પણ ઈશ્વરનું દર્શન કરવું જોઇએ. જો એમ કહેવામાં આવે કે, તમારાં બાળકોનો ત્યાગ કરો, તો એનો એવો અર્થ સમજવાનો નથી કે, તે બાળકોને ગૃહથી બહાર ધકેલીને માર્ગમાં રઝળતાં છોડી દ્યો, કે જેમ પ્રત્યેક દેશમાં કેટલાક પશુસ્વભાવના મનુષ્યો કરે છે; ખરે ખર વેદાંતના 'ત્યાગ'ના ઉપદેશનો એવો આશય જ નથી–જો ત્યાગનો એવો જ આશય હોય તો તો તેને ધર્મ નહિ, કિન્તુ અતિ નિંદ્ય પિશાચવૃત્તિ કિંવા મહાઘોર પાપ જ કહી શકાય. એ ત્યાગનો એવો જ અર્થ છે કે, તમારાં બાળકોમાં પણ પરમેશ્વરનો સાક્ષાત્કાર કરો. અર્થાત્ પ્રત્યેક વસ્તુમાં એ જ પ્રમાણે વિભુદર્શન થવું જોઈએ–જીવનમાં અને મરણમાં; આનંદમાં અને શોકમાં; સુખમાં અને દુ:ખમાં વિભુનો જ વિસ્તાર થયેલો છે–સારાંશ કે, સમસ્ત વિશ્વ પરમાત્મમય જ છે, એવો નિશ્ચય કરો. તમારાં નેત્રો ઉઘાડો અને તે પરમાત્માને નિહાળો. વેદાંત જે ઉપદેશ આપે છે તે એ જ છે. તમે જગત્ વિશે જે કલ્પના કરેલી છે, તે કલ્પનાનો ત્યાગ કરો; કારણ કે, તમારી એ કલ્પના સર્વથા એકપક્ષીય અનુભવના અને અત્યંત કંગાલ યુક્તિના તથા તમારી પોતાની અત્યન્ત નિર્બળતાના આધારપર જ બંધાયલી છે. વિશ્વના જે સ્વરૂપ વિશે આપણે આટલા લાંબા સમયથી વિચાર કરતા આવ્યા છીએ અને જે વિશ્વને આપણે આટલા દીર્ઘ કાળથી વળગી રહ્યા છીએ, તે આપણે પોતે જ પ્રાદુર્ભૂત કરેલું સર્વથા મિથ્યા જગત્ છે. એટલામાટે એનો ત્યાગ કરો, તમારાં નયનો ઉઘાડો અને જુઓ કે, આવું જગત્ કોઈ કાળમાં અસ્તિત્વ ધરાવતું જ ન હોતું. તે એક સ્વપ્ન હતું કિંવા માયા હતી. જે અસ્તિત્વ ધરાવતો હતો તે ઈશ્વર–પરમાત્મા પોતે જ હતો. જે બાળકોમાં છે તે પણ તે જ છે, પત્નીમાં પણ તે જ વસેલો છે, અને પતિમાં પણ તેનો જ નિવાસ

છે; ઉત્તમ અને કનિષ્ઠમાં પણ તે જ રહેલો છે; ખૂનીમાં, પાપીમાં અને પાપમાં પણ તે જ છે. તેમ જ જીવન તથા મરણમાં પણ તે જ વ્યાપેલો છે. જો કે પ્રથમ દૃષ્ટિએ જોતાં ઘણાકોને આ કલ્પના મહા ભયંકર ભાસવાનો જ સંભવ છે; તથાપિ વેદાંત જે વિષયનું પ્રતિપાદન, સમર્થન, શિક્ષણ અને ઉદ્‌બોધન આપવાની ઇચ્છા ધારાવે છે, તે વિષય એ જ છે. એ જ વેદાંતનું પ્રાથમિક તત્ત્વ છે.

એ સર્વત્ર વિભુદર્શનની ભાવનાથી આપણે જીવન અને તેનાં પાપોથી મુક્ત થઇએ છીએ. કોઈ પણ વસ્તુની ઇચ્છા ન રાખો—અર્થાત્ કોઈ પણ પદાર્થમાં આસક્તિ ન ધરાવો. આપણે દુઃખી શાથી થઇએ છીએ વારુ? જે દુઃખોનાં પરિણામોને આપણે નિત્ય સહન કરીએ છીએ, તે સર્વ દુઃખોનું મૂળ કારણ ઇચ્છા કિંવા આકાંક્ષા જ છે. તમને કોઈ વસ્તુની ઇચ્છા થાય છે અને જો તે ઇચ્છા સફળ કિંવા પરિપૂર્ણ ન થઈ તો તેનું પરિણામ નિરાશાજન્ય દુઃખમાં જ આવે છે. એટલામાટે જ્યાં ઇચ્છાનો જ અભાવ હોય ત્યાં એ દુઃખ કિંવા નિરાશાનો પણ સંભવ હોતો નથી. અહીં કોઈ કદાચિત્ એવો પ્રશ્ન ઊઠાવશે કે, આપણે એવી રીતે આપણી ઇચ્છાઓને ત્યાગી દઇએ, તો તેથી શું વધારે સારું પરિણામ થવાનું હતું વારુ? કારણ કે, ભીંતોને સ્વાભાવિક રીતે જ ઇચ્છા હોતી નથી અને તેથી તેમને નિરાશાનું દુઃખ પણ વેઠવું પડતું નથી. પણ નહિ, એવા જડ પદાર્થો કદાપિ પરિણામને પ્રાપ્ત થતા નથી, અને એ ઉદાહરણ એટલામાટે સચેતન મનુષ્યને કદાપિ લાગૂ પડી શકતું નથી. આ કુરસીને ઇચ્છા નથી અને તેથી એને વેદના પણ નથી, તોપણ સર્વ સમયમાં એ કુરસી પોતાના તેના તે જ સ્વરૂપમાં કાયમ છે. જેવી રીતે સુખમાં એક પ્રકારની પ્રભા સમાયલી છે, તેવી જ રીતે એક પ્રકારની વિશેષ પ્રભા દુઃખમાં પણ સમાયલી છે. જો હું ખરેખરું જ કહેવાની હિમ્મત બતાવું તો એમ જ કહેવું જોઇએ કે, પાપ કિંવા દોષમાં પણ અમુક ઉપયોગિતા સમાયલી છે. વિપત્તિમાં જગતનો ઘણો જ સારો અને યોગ્ય અનુભવ મળે છે, એ તો આપણે બધા જાણીએ જ છીએ. આપણા જીવનમાં આપણે એવાં અનેક કૃત્યો કર્યાં હશે કે, જે વિશે અત્યારે આપણે એમ ધારીએ છીએ કે, જો એ કૃત્યો ન કર્યાં હોત તો વધારે સારું હતું; પરંતુ એ સાથે આપણે એ વિચાર પણ કરવો જ જોઇએ કે, એ આપણાં અપકૃત્યોએ પણ કેટલેક અંશે આપણા અમુક પ્રકારના શિક્ષકની ગરજ સારી છે. મારા પોતાના સંબંધમાં બોલતાં હું સંતુષ્ટ છું કે, મેં કેટલાંક સારાં કૃત્યો કરેલાં છે અને તેવી જ રીતે મેં કેટલાંક નઠારાં કૃત્યો પણ કરેલાં છે, એમાટે પણ મને સંતોષ જ છે; જેમ મને અત્યારે મારાં કરેલાં કેટલાંક સત્ કૃત્યો-

માટે આનંદ થાય છે, તેમ જ મારા હાથે થયેલા કેટલાક પ્રમાદોમાટે પણ મારા મનમાં તેટલા જ આનંદનો નિવાસ થયા કરે છે; કારણ કે, એમાંનાં સારાં અને નઠારાં પ્રત્યેક કૃત્યો મને કાંઇને કાંઇ પણ પાઠ ભણાવી ગયાં છે—અનુભવ આપી ગયાં છે.'

અત્યારે હું જે સ્વરૂપમાં છું, તે મારું સ્વરૂપ મેં આ ક્ષણ પર્યન્ત જે જે વિચારો કર્યાં છે અને જે જે કર્મો કરેલાં છે, તે સર્વના પરિણામરૂપ જ છે. પ્રત્યેક વિચાર અને પ્રત્યેક કર્મનું અમુક પરિણામ થવું જ જોઇએ એવો નિયમ જ છે અને તે નિયમ અનુસાર મારું આ સ્વરૂપ મારી ઉન્નતિનો કિંવા અગ્રગતિનો એકન્દર સરવાળો છે, એમ જ કહી શકાય. હું આનંદથી આગળ અને આગળ વધતો જાઉં છું. એ પ્રમાણે આ વિષમ પ્રશ્ન વધારે અને વધારે અગમ્ય થતો જાય છે. એ તો આપણે બધા જાણીએ જ છીએ કે, સર્વ ઇચ્છાઓ તો સર્વથા મિથ્યા જ છે, પરંતુ એ ઇચ્છાઓનો ત્યાગ કરવો એનો ભાવાર્થ શો? એવો પ્રશ્ન પાછો આવીને ઊભો રહે છે. ઇચ્છાઓ વિના જીવનનું શકટ આગળ ચાલી જ કેવી રીતે શકે વારુ? અર્થાત્ ઇચ્છાઓને સંહારતાં મનુષ્યનો પણ સાથે જ સંહાર થવાનો, એટલે એ પણ પ્રથમ જેવો આત્મવિઘાતક ઉપદેશ જ કહી શકાય. આવી આવી શકાઓ મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય, એ સર્વથા સ્વાભાવિક જ છે અને તેટલામાટે એનું સંતોષદાયક ઉત્તર તેમને મળવું જ જોઇએ. તે ઉત્તર એવું છે કે, ઇચ્છાનો ત્યાગ કરો, એનો એવો ભાવાર્થ નથી કે, તમારે સંપત્તિ ન રાખવી, તમને આવશ્યકીય વસ્તુ હોય તેમનો ઉપયોગ ન જ કરવો અને વૈભવનો ઉપભોગ ન લેવો; કિન્તુ તમારી ઇચ્છા અનુસાર એ સર્વનો ઉપભોગ ભોગવો અને ક્વચિત્ જે પદાર્થમાટે તમારી ઇચ્છા ન હોય, તે પદાર્થનો પણ સ્વીકાર કરો, પણ વિવેક એટલો જ રાખો કે, સત્યને જાણો અને સત્યનો સાક્ષાત્કાર કરો. એ સંપત્તિનો કોઇને પણ ખાસ અધિકાર તો છે જ નહિ—ધન સાર્વજનિક છે, એટલામાટે તેનાપર પોતાના સ્વામિત્વનો અધિકાર વ્યક્ત ન કરો; એટલે કે, આ તો મારું જ છે, એમ ધારવાનું પણ નથી અને કહેવાનું પણ નથી. તમારો મારો, કે અન્ય કોઇનો એનાપર કશો પણ અધિકાર નથી. એનો સ્વામી ઇશ્વર જ છે; કારણ કે, પુરાતન ઉપનિષદના પ્રારંભિક શ્લોકથી આપણે એ જ જાણ્યું છે કે, પ્રત્યેક પદાર્થમાં પરમાત્માનો આરોપ—સાક્ષાત્કાર—કરવો. જે લક્ષ્મી—ધન—નો તમે ઉપભોગ લ્યો છો, તેમાં ઇશ્વર છે જ અને તમારા મનમાં ઉત્પન્ન થનારી ઇચ્છામાં પણ તે વસેલો છે. જે વસ્તુઓ તમે ખરીદો છો, તે વસ્તુઓમાં પણ તેનો નિવાસ છે. કારણ કે, તદ્યુક્ત ઇચ્છાથી જ તમે તે વસ્તુઓ ખરીદો છો. તમારાં સુંદર વસ્ત્રોમાં પણ તે વિભુનો વિકાસ છે

અને મનોહર અલંકારોમાં પણ તેનો આભાસ છે. વિચારની સરળ રેખા એ છે. જેવો તમે સર્વ વસ્તુઓને એ દૃષ્ટિથી નિહાળવાનો આરંભ કરશો કે, તત્કાળ સર્વ વસ્તુઓ તમને ભિન્ન સ્વરૂપમાં જ દૃગ્ગોચર થવા માંડશે. જો તમે તમારી પ્રત્યેક પ્રવૃત્તિમાં, તમારાં વસ્ત્રોમાં, તમારા બોલવા ચાલવામાં, તમારા શરીરમાં અને તમારા સ્વરૂપ આદિ સર્વસ્વમાં વિભુનો સમાવેશ કરશો, તો તત્કાળ સર્વ દૃશ્યનું રૂપાંતર થઇ જશે અને આ વિશ્વ તમને દુઃખપૂર્ણ તથા ભયંકર દેખાવાને બદલે સ્વર્ગસમાન સુન્દર અને સુખદાયક દૃષ્ટિગોચર થવા માંડશે.

"સ્વર્ગનું સામ્રાજ્ય તમારા પોતામાં જ છે;" તેનું ત્યાં પ્રથમથી જ અસ્તિત્વ છે, એમ વેદાન્તનું કથન છે; અન્ય શાસ્ત્ર પણ એમ જ કહે છે અને પ્રત્યેક મહાન્ ધર્મશિક્ષકનો પણ એ જ અભિપ્રાય છે. "તે કે જેને જોવામાટે નેત્રો છે, તેને જોવા દો" અને "જેને શ્રવણેન્દ્રિય છે, તેને સાંભળવા દો" કારણ કે, તેનો પ્રથમથી જ ત્યાં નિવાસ છે. એ અનેક વિષયોમાંનો એક મુખ્ય વિષય છે કે, જેને સિદ્ધ કરી દેખાડવાની જવાબદારી વેદાન્ત પોતાના માથાપર લે છે. વેદાંત વળી એ પણ સિદ્ધ કરી બતાવશે કે, જે સત્યને આપણે આટલા દીર્ઘ કાળથી શોધવામાં પ્રવૃત્ત અને નિમગ્ન થયા છીએ, તે સત્ય પ્રથમથી આપણા પોતામાં જ ઉપસ્થિત છે—અત્યાર સૂધી બધા સમયમાં તે આપણી સાથે જ હતું. આપણા અજ્ઞાનથી આપણને એવો ભ્રમ થયો હતો કે, જાણે આપણે તે સત્યને કયાંક ખોઈ નાખ્યું છે અને તેથી સમસ્ત સૃષ્ટિમાં રોતા, કકળતા, પોકાર કરતા અને પીડા પામતા તે સત્યને શોધી કાઢવામાટે આપણે અટવાતા હતા. પરંતુ વાસ્તવિક રીતે તે સત્ય તો સમસ્ત સમયમાં આપણા પોતાના હૃદયમાં જ વિરાજમાન હતું. આવી તમારી પ્રવૃત્તિ છે, પણ તે ભ્રમમૂલક હોવાથી તેને અન્ય દિશામાં લઈ જવી જોઇએ અને તે દિશા વેદાંત બતાવે છે.

જો જગતનો ત્યાગ કરવો એ સત્ય જ હોય અને જો એ ત્યાગનો જૂદી પદ્ધતિ પ્રમાણે જ અર્થ કરવામાં આવે, તો તો એનો આશય એવો જ સિદ્ધ થવાનો કે, આપણે કાંઈ પણ કર્મ કરવું નહિ, આલસ્યને આધીન થઇને બેસી રહેવું, માટીના ઢગલા પ્રમાણે એક ખૂણામાં પડી રહેવું અને મનમાં કાંઈ વિચાર પણ કરવો નહિ; તેમ જ શરીરથી કાંઈ કર્મ પણ કરવું નહિ; કિન્તુ મૃતક સમાન થઈ જવું. પ્રત્યેક હીલચાલને આધીન થઈ ઘસડાયા કરવું, નિઃસર્ગના નિયમને વશવર્તી થવું અને આ સ્થાનમાંથી તે સ્થાનમાં અને તે સ્થાનમાંથી આ સ્થાનમાં હડસેલાં ખાયા કરવાં. એ જ તે અર્થના સ્વીકારનું પરિણામ થવાનું. પણ નહિ, વાસ્તવિક ત્યાગનો આશય એ નથી.

આપણે કોઈ પણ પ્રકારે કર્મમાં તો પ્રવૃત્ત રહેવું જ જોઇએ. મિથ્યા ઇચ્છાવિકારને વશ થઈ પ્રત્યેક દિશામાં ઘસડાતી સાધારણ માનવજાતિ એ કર્મસિદ્ધાંતને ક્યાંથી જાણી શકે વારુ? જે મનુષ્ય માત્ર પોતાની લાગણીઓ અને પોતાની ઇન્દ્રિયોને જ સર્વથા આધીન થયેલો હોય, તે એ કર્મના તત્ત્વને કેમ કરીને સમજી શકે? જે સ્વાર્થપરાયણતા અને પોતાની ઇચ્છા આદિ વિકારોને વશ થયેલો નથી હોતો, તે જ માત્ર નિષ્કામ કર્મ કરી શકે છે. જેના મનમાં ફળનો આંતરિક હેતુ નથી હોતો અને કર્મના બદલામાં જેને કાંઈ પણ મેળવવાની ઇચ્છા કિંવા આકાંક્ષા નથી હોતી, તે જ મનુષ્ય નિર્હેતુક કર્મ કરવાને પૂર્ણ શક્તિમાન્ થાય છે.

એક ચિત્રનો સત્ય ઉપભોગ કોણ લે છે વારુ? ચિત્રવિક્રેતા, ચિત્ર કે ચિત્રદ્રષ્ટા? ચિત્રનો વેચનાર તો પોતાના હિસાબમાં જ લચી પચી રહેલો હોય છે એટલે કે, ચિત્ર વેચવાથી વકરો કેટલો આવશે અને મૂડી બાદ કરતાં બાકી નફો કેટલો થશે, એ વિચારમાં જ તેનું માથું ઘેરાયલું હોય છે. તે તો ઘરાકોની માગણી અને તેમના કીમતમાં એક બીજાથી વધવાની માર્ગપ્રતીક્ષા કરતો જ બેસી રહેલો હોય છે અને સર્વથી વધારે મૂલ્ય આપવાની ઇચ્છા કોણ દર્શાવે છે, એ સાંભળવામાં જ તેનું સમસ્ત ધ્યાન પરોવાયલું હોય છે. એટલે એથી એ તો જાણે સિદ્ધ થઈ ચૂક્યું કે, ચિત્રવિક્રેતા પોતે તો ચિત્રનિરીક્ષણના આનંદને ભોગવી શકતો નથી જ અને ચિત્રની પોતાની તો એ આનંદને ભોગવવાની શક્તિ જ નથી, એટલે અવશિષ્ટ રહ્યો એક માત્ર ચિત્રનિરીક્ષક એટલે કે, જે મનુષ્ય એ ચિત્રને વેચવાના કે ખરીદવાના કોઈ પણ પ્રકારના હેતુ વિના જ ત્યાં આવીને સ્વાભાવિકરીતે જ તે તે ચિત્રનું નિરીક્ષણ કરે છે, તે જ તે ચિત્રની સુંદરતાનો ખરો આસ્વાદ લઈ શકે છે. એ પ્રમાણે અખિલ વિશ્વ એક ચિત્ર જ છે, એટલે આ મિથ્યા ઇચ્છાઓનો જ્યારે લોપ થાય છે, ત્યારે જ મનુષ્યો આ વિશ્વનો સત્ય ઉપભોગ ભોગવી શકે છે અને તે વેળાએ એ વેચવાના, ખરીદવાના અને પોતાનું સ્વામિત્વ સ્થાપવાના સર્વ મૂર્ખતામય ભાવોનો તરત જ અંત આવી જાય છે. ઋણદાતાનો લોપ થાય છે, ગ્રાહકનો લોપ થાય છે, વિક્રેતાનો લોપ થાય છે અને આ વિશ્વ-આ ચિત્ર-સૌન્દર્યમય આલેખન અવશિષ્ટ રહે છે. નીચે આપવામાં આવી છે, તેવી ઈશ્વરવિષયક સુંદર કલ્પના અન્યત્ર ક્યાંય મારા વાંચવા કે સાંભળવામાં આવી નથી. તે આ પ્રમાણે:–"તે મહા કવિ છે અને અત્યંત પ્રાચીન કવિ છે. આ વિશ્વ તેની કવિતા છે કે જે પ્રાસવિભૂષિત પદ્યસ્વરૂપિણી છે અને એ પ્રાસમાં અનંત આનંદની છટા આલેખાયલી છે!" સારાંશ કે, જ્યારે આપણી સમસ્ત ઇચ્છાઓ અને વાંચ્છના-

એનો આપણે પરિત્યાગ કરીશું, ત્યારે જ ઇશ્વરની આ સૃષ્ટિ–કવિતા–ને વાંચવાને અને તેનો આનંદ ભોગવવાને પાત્ર થઇશું. તે સમયે પ્રત્યેક વસ્તુનો બ્રહ્મમાં સમાવેશ થશે. ખૂણા અને અવાવરૂ જગ્યા, તેમ જ આડી અવળી સાંકડી ગલીઓ અને અંધકારાવૃત સ્થાનો કે જેમને અત્યાર લગી આપણે અપવિત્ર ગણતા હતા અને તેમના ઉપરના ભાગમાં આપણુને જે કાળા કાળા ડાઘો દેખાયા કરતા હતા તે સર્વ સ્થિતિ ફેરવાઈ જશે અને ત્યાં જ આપણુને નંદનવનનું દર્શન થવા માંડશે. તે સર્વ પોતાની સત્ય પ્રકૃતિનો પ્રકાશ કરશે અને તેથી આપણા મનમાં આપણે અત્યાર લગી જે રુદન અને પોકાર કરતા હતા, તે માત્ર બાલ્યખેલ જ હતો અને માતા સ્વરૂપ જે આપણે, તે ત્યાં તેનું અવલોકન કરતા ઊભા હતા, એવો વિચાર આવવાથી આપણે આપણુને પોતાને જ જોઇને હસવા માંડીશું–અર્થાત્ આપણા ભ્રમમારે આપણુને પોતાને જ હાસ્ય કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

વેદાંત કહે છે કે, તમારે આ પ્રમાણે કરવાનું છે. પ્રથમ તે આપણુને જગતનો ત્યાગ કરીને કેવી રીતે કર્મમાં પ્રવૃત્ત થવું, એનો ઉપદેશ આપે છે–અર્થાત્ આ દૃશ્ય અને ભ્રાન્તિમય વિશ્વમાંના કર્મનો ઉચિત માર્ગ તે આપણુને બતાવે છે. વેદાંતનો વારંવાર એ જ બોધ છે કે, જેવી રીતે પૂર્વે કહેવામાં આવ્યું છે, તેવી રીતે પ્રત્યેક વસ્તુમાં–સર્વત્ર–વિભુદર્શન કરો, એ જ તમારૂં કર્તવ્ય છે. શતવર્ષ જીવવાની ઇચ્છા રાખો, પોતાની સર્વ ઐહિક ઇચ્છાઓને પરિપૂર્ણ કરો અને જો તમારી ઇચ્છા હોય તો સર્વ પ્રકારના વૈભવો ભોગવો; પણ સાવધાનતા એટલી જ રાખો કે, તે સર્વને ઇશ્વરાર્પણ કરી દો, તેમને ઇશ્વરના રૂપમાં ફેરવી નાખો અને પછી ભલે સો વર્ષનું આયુષ્ય ભોગવો. આ અવનીમાં કર્તવ્યપરાયણતા, આનંદ અને વૈભવના દીર્ઘ જીવનને ભોગવવાની ઇચ્છા રાખો, પરંતુ ઇશ્વરમય ભાવથી; એ પ્રમાણે વર્તવાથી તમે સત્ય માર્ગ મેળવશો. એના વિના એના જેવો બીજો એક પણ માર્ગ અસ્તિત્વ ધરાવતો જ નથી. જો કોઈ એક મનુષ્ય સત્યને જાણ્યાવિના જ આ વિશ્વના મૂર્ખતામૂલક વૈભવસમુદ્રમાં પગથી તે માથા સૂધી ડૂબી ગયો હોય, તો તે પોતાના નિર્ધારિત સ્થાન–અંતિમ સાધ્ય–ને પહોંચ્યો નથી અને ખરો માર્ગ ભૂલી ગયો છે, એમ જ સમજી લેવું. તેમ જ એક મનુષ્ય આ જગતને ધિક્કારતો હોય, પોતાના માંસને શુષ્ક બનાવી નાખતો હોય, અરણ્યમાં જઇને વસેલો હોય, ઉપોષણ કરીને પોતાના શરીરને ધીમે ધીમે હણતો જતો હોય, પોતાના હૃદયને રણ સમાન બનાવતો હોય, પોતાની લાગણીઓને બળાત્કારથી મારી નાખવાનો પ્રયત્ન કરતો હોય અને તેથી તે નિર્દય, ભયંકર

અને રૂક્ષ થવાની ઇચ્છા ધરાવતો હોય, તો તે મનુષ્ય પણ સત્ય માર્ગને ભૂલી અસત્ય માર્ગમાં જ વિચરે છે; એમ નિશ્ચયપૂર્વક માની લેવું. એ બન્ને અંતિમ સીમાઓ છે-ભિન્ન ભિન્ન માર્ગના અંતનું અવલંબન કરતા બે ભયંકર પ્રમાદો છે. એ ઉભય માર્ગનું અવલંબન કરનારા પોતપોતાના માર્ગને અને પોતપોતાના અંતિમ સાધ્યને સર્વથા ભૂલી જ ગયા છે અને અન્ય માર્ગમાં જ ચાલવા લાગ્યા છે, એમ માનવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવે તેમ નથી જ.

વેદાંતનો એ જ ઉપદેશ છે કે, એ પ્રમાણે જ કર્મ કરો-ઈશ્વરનો જ પ્રત્યેક વસ્તુમાં આરોપ કરીને અને ઈશ્વરને પ્રત્યેક વસ્તુમાં જાણીને જ કર્મ કરવામાં આગળ વધો. એવી રીતે અવિરત કર્મ કરીને અને જીવનને આત્મમય-ઈશ્વરમય અથવા સાક્ષાત્ ઈશ્વરરૂપ જાણીને એમ જ માનવું કે, આપણને જે કાંઈ પણ કરવાનું છે તે આ જ છે અને આપણે જેની ઇચ્છા કરવાની છે તે એ જ છે; કારણ કે, ઈશ્વર સર્વ વસ્તુઓમાં વ્યાપેલો છે, એટલે પછી તેને શોધવામાટે મારે અન્યત્ર શાને જવું જોઇએ ? કારણ કે, મારામાં પણ તે વ્યાપેલો જ છે. પ્રત્યેક કાર્ય, પ્રત્યેક વિચાર અને પ્રત્યેક લાગણીમાં તે પ્રથમથી જ ઉપસ્થિત છે. એ પ્રમાણે જાણીને જ આપણે કર્મમાં પ્રવૃત્ત થવું જોઇએ. એ જ એક સત્ય માર્ગ છે અને એનાવિના બીજો કોઈ સત્ય માગ છે જ નહિ. એમ કરવાથી કર્મનું પરિણામ આપણામાટે બંધનકારક થઈ શકશે નહિ. આપણે જે દુઃખો અને પાપોને સહન કરીએ છીએ, તે સર્વના મૂળ કારણરૂપ આપણી મિથ્યા ઇચ્છાઓ જ છે, એ તો આપણે જોઈ આવ્યા જ છીએ. પરંતુ એ જ ઇચ્છાઓ જ્યારે ઈશ્વરભાવયુક્ત, વિશુદ્ધ અને ઈશ્વરદ્વારા જ આવે છે, ત્યારે તે પોતાના પાપ અને દુઃખરૂપ પરિણામને સાથે લાવતી નથી. એટલામાટે જેઓ આ રહસ્યને જાણી શક્યા નથી, તેઓ સદા સર્વદા રાક્ષસીય-આસુરી-જગતમાં જ રહેવાના અને જ્યારે તેઓ એ રહસ્યને જાણશે, ત્યારે જ તેમને સત્ય પ્રકાશ દૃષ્ટિગોચર થવાનો. જે મનુષ્યો અહીં, પોતામાં અને પોતાની આસપાસ વિસ્તરેલાં સુખ, આનંદ અને પરમાનંદના નિધિને ઓળખી શકતા નથી, તેઓ સર્વત્ર વિસ્તરેલા એ અનંત આનંદનિધિને શોધી કાઢી શકતા નથી. આસુરી જગત્ તે શું વારુ ? વેદાંત કહે છે કે, અજ્ઞાન કિંવા અવિદ્યા એ જ આસુરી કિંવા રાક્ષસીય જગત્ છે.

વેદાંત એમ જણાવે છે કે, આપણે એક વિશાળ અને જળપૂર્ણ નદીના તીરપ્રાંતપર બેઠેલા હોવા છતાં તૃષાથી મરણની અણીપર આવી લાગ્યા છીએ. અન્નના રાશિની નિકટમાં બેઠેલા હોવા છતાં ક્ષુધાથી આપણા પ્રાણ પ્રયાણ કરવાની તૈયારીમાં

છે. આનંદમય જગત્ અહીં જ છે, પણ આપણે તેને જોઈ કે જાણી શકતા નથી. આપણે પોતે આનંદમાં જ છીએ અને સદા સર્વ કાળ તે આનંદમય વિશ્વ આપણી આસપાસમાં જ વિસ્તરેલું છે, પરન્તુ નિરંતર પ્રમાદવશતાથી તેને જોવા અને ઓળખવામાં આપણે ભૂલથાપ ખાઈ જઇએ છીએ. ધર્મો એ આનંદમય વિશ્વને આપણી દૃષ્ટિએ પાડી આપવાનું કાર્ય બજાવે છે. એ આનંદમય વિશ્વ તે સર્વ હૃદયોના શોધનનો પ્રધાન વિષય છે. સર્વ કાળમાં સર્વ દેશો એનો જ શોધ કરતા આવ્યા છે, ધર્મનું અંતિમ સાધ્ય એ જ છે અને એ કલ્પનાનો ભિન્ન ભિન્ન ભાષાઓમાં ભિન્ન ભિન્ન પ્રકારે સર્વત્ર ઉલ્લેખ થયેલો છે. એટલામાટે પૃથક્ પૃથક્ ધર્મોમાં પરસ્પર જે કેટલાક અલ્પસ્વલ્પ ભેદો જોવામાં આવે છે, તે માત્ર શાબ્દિક યુદ્ધ છે–મિથ્યાવાદ છે. એ કેવળ ભાષાનો જ ભેદ છે કે, જે આ બધા ભેદોને ઉત્પન્ન કરે છે; એક પોતાના વિચારને અમુક રીતિથી પ્રકાશિત કરે છે અને બીજો મનુષ્ય તે જ વિચારને કિંચિત્ ભિન્ન પદ્ધતિથી દર્શાવે છે; છતાં પણ તાત્પર્ય એ છે કે, હું પણ તે જ વિચાર દર્શાવું છું કે, જે વિચાર તમે એક બીજી ભાષામાં દર્શાવો છો. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં હું એમ કહેવાનું સાહસ કરું છું કે;–"આ તો મારી પોતાની (Original) જ કલ્પના છે." કારણ કે, એથી મારે કાંઈ પણ પ્રશંસા અથવા તો પારિતોષિક મેળવવું હોય છે. એ જ મૂળ કારણ છે કે, આપણા આ ઐહિક જીવનમાં નાના પ્રકારના ભેદો અને વાદવિવાદો ઉત્પન્ન થયા કરે છે.

અર્થાત્ એથી આના સંબંધમાં વિશેષ પ્રશ્નો સ્વભાવિકરીત્યા જ ઉત્પન્ન થાય છે. મુખથી બોલવું બહુ જ સરળ છે, પરંતુ તે પ્રમાણેનું વર્તન રાખવું અત્યંત કઠિન છે. મારી બાલ્યાવસ્થાથી જ મેં એ કલ્પના સાંભળેલી છે કે, પ્રત્યેક વસ્તુમાં ઈશ્વરનું દર્શન કરવાથી પ્રત્યેક વસ્તુ ઈશ્વરસ્વરૂપ બની જાય છે અને એમ થતાં જ હું તેનો સ્વર્ગીય આસ્વાદ લઈ શકુ છું; પરંતુ જેવો હું આ વિશ્વમાં પ્રવેશ કરું છું અને આ વિશ્વના માત્ર થોડાક આઘાતો જ સહન કરું છું કે, મારી એ બધી ભાવનાઓનો કોણ જાણે ક્યાંય લોપ થઈ જાય છે. હું રાજમાર્ગમાં જાઉં છું અને એમ ધારું છું કે, ઈશ્વરનો પ્રત્યેક મનુષ્યમાં નિવાસ છે, પણ એટલામાં એક બળવાન્ મનુષ્ય આવીને મને ધક્કો મારે છે અને તેથી હું જમીનપર ચત્તોપાટ થઇને પડી જાઉં છું. પછી પછી હું પાછો ઊઠીને ઊભો થાઉં છું, મારા મસ્તિષ્કમાં રક્તનું સવેગ વહન થવા માંડે છે, હું મુઠ્ઠીઓ વાળું છું અને કોપની મારા હૃદયમાં વૃદ્ધિ થાય છે, તે એટલે સુધી કે લગભગ હું ઉન્મત્ત બની જાઉં છું. પૂર્વની પ્રત્યેક ભાવનાનો લોપ થાય છે અને સર્વત્ર ઈશ્વરને જોવાને બદલે

રાક્ષસ જ મને દષ્ટિગોચર થયા કરે છે. જ્યારથી આપણો જન્મ થયો છે, ત્યારથી જ આપણને સર્વત્ર વિશુદ્દર્શનનો ઉપદેશ આપવામાં આવ્યો છે અને પ્રત્યેક ધર્મે અત્યારલગી એ જ શિક્ષણ આપેલું છે કે, 'પ્રત્યેક સ્થાનમાં અને પ્રત્યેક વસ્તુમાં ઈશ્વરને જ નિહાળો. નવા કરાર (New Testament)માં જેજસ્ ક્રાઈસ્ટે કેટલીબધી દૃઢતાથી એ ઉપદેશ આપેલો છે, એ તમને યાદ નથી કે શું? આપણુ બધાને એ જ શિક્ષણુ મળેલું છે અને મળતું જાય છે; છતાં જ્યારે આપણે એના વ્યાવહારિક પક્ષમાં આવી પ્હોંચીએ છીએ કે, તરત કઠિનતા કિંવા અશક્યતાનો આરંભ થતો આપણે અનુભવીએ છીએ. ઇસપનીતિ (Æsop's Fables) માંની એ એક વાર્તા તો તમને યાદ હોવી જ જોઇએ કે, એક સુંદર હૃષ્ટપુષ્ટ કુરંગ (હરણી) તડાગજળમાંના પોતાના પ્રતિબિંબને નિહાળીને પોતાના બાળકને કહે છે કે;-"હું કેવો અને કેટલો બધો બળવાન્ છું? મારા આ મહા તેજસ્વી અને સુશોભિત મસ્તકને જો અને મારા અવયવોનું નિરીક્ષણુ કર કે તે કેટલા બધા બળવાન્ અને સુદૃઢ છે. તેમજ હું કેવી અને કેટલી બધી સરળતા તથા મૃદુતાથી દોડી શકું છું." તે એ પ્રમાણે આત્મશ્લાઘામાં લીન થયેલો છે, એટલામાં અચાનક કૂતરાંના ભસવાનો અવાજ તેના સાંભળવામાં આવે છે એટલે તત્કાળ તે જીવ લઇને ત્યાંથી ન્હાસવા માંડે છે અને એવી રીતે કેટલાક માઇલના અંતરે દોડી આવ્યા પછી તે કંપતો અને ધ્રૂજતો ધ્રૂજતો પાછો ફરે છે. તેના આવ્યા પછી તેનો બાળક તેને પૂછે છે કે;-"તમે તો હમણાં જ કહેતા હતા કે, તમે કેટલાબધા બળવાન્ છો અને કૂતરાંના ભસવાનો અવાજ સાંભળીને તમે જીવ લઇને ન્હાસી કેમ ગયા વારુ?" એના જવાબમાં કુરંગે જણાવ્યું કે;-"ખરી ખૂબી માત્ર ત્યાં જ છે તો! હું ગમે તેવો બળવાન્ છું, પણ જ્યાં કૂતરનો અવાજ સંભળાયો કે, મારી બધી શક્તિનો એકાએક કોણુ જાણે ક્યાંય લોપ થઈ જાય છે." સારાંશ એ જ કે, આપણા સમસ્ત જીવનમાં આપણા બધાની પણ એ જ અવસ્થા છે. આપણે દીન માનવજાતિમાટે મોટા મોટા વિચારો કરીએ છીએ, પણ જ્યાં કૂતરાંનું ભસવું સંભળાયું કે આપણે બધા દુમ દબાવીને ન્હાસી જઇએ છીએ અને તે આપણું દોડવું બરાબર પેલા ઉન્મત્ત અને ભયભીત હરિણુ જેવું જ હોય છે. જ્યાં વસ્તુસ્થિતિ આવી હોય, ત્યાં પછી આ બધાં શિક્ષણોનો ઉપયોગ શો? ઉપયોગ ઘણો મોટો છે,-પ્રથમ તો એનો એ જ ઉપયોગ છે કે, કોઈ પણ કાર્ય એક દિવસમાં જ સિદ્ધ થઈ શકતું નથી. એ તત્ત્વને જાણી રાખવું.

"આ આત્માનું પ્રથમ શ્રવણુ કરવું જોઇએ. ત્યાર પછી તેનો મનનપૂર્વક વિચાર કરવો જોઇએ અને એ સર્વ થઈ રહ્યા પછી તેમાં એકાગ્રતા કરવી." પ્રત્યેક પ્રાણી

આકાશને તો જોઈ શકે છે જ—એક ક્ષુદ્ર કીટક પૃથ્વીપર ચાલતું છતાં જ્યારે ઉંચી નજર કરે છે કે, તરત આકાશને તે નિહાળે છે, પરંતુ તે અત્યંત દૂર હોય છે, એ વાત તો ખરી જ. અર્થાત્ દૃષ્ટિથી જોવા છતાં પણ કોઇનાથી તરત આકાશને સ્પર્શ કરી શકાતો નથી. એ નિયમાનુસાર મન ગમે ત્યાં દોડી જાય છે, પરંતુ આ દીન શરીરને પૃથ્વીનું પર્યટન કરતાં ઘણા લાંબા સમયનો ભોગ આપવો પડે છે. એ જ નિયમ આપણા સર્વ ઇષ્ટોના સંબંધમાં લાગૂ પડે છે. આપણી સાધ્ય વસ્તુ અત્યંત દૂર છે અને આપણે પોતે અહીં તેનાથી ઘણા જ લાંબા અંતરપર પડ્યા છીએ. છતાં પણ એ તો આપણે નિશ્ચયપૂર્વક જાણીએ જ છીએ કે, અમુક આપણી સાધ્ય કિંવા ઇષ્ટ વસ્તુ છે તો ખરી જ, અને તે હોવી જ જોઇએ. આપણે અત્યંત ઉચ્ચતમ ઇષ્ટની કલ્પના રાખવી જ જોઇએ. આપણે જાણીએ છીએ કે, દુર્ભાગ્યવશાત્ આ જીવનમાં મનુષ્યોની વિશેષ સંખ્યા કોઈ પણ પ્રકારની ઇષ્ટ કલ્પના વિના આપણા આ અંધકારમય જીવનમાં ફાંફાં માર્યા કરે છે, પરંતુ તેમને પ્રકાશમય માર્ગ જડતો નથી. જો એક ઇષ્ટ કલ્પનાયુક્ત મનુષ્ય એક હજાર ભૂલ કરતો હોય, તો મારો એ દૃઢ નિશ્ચય છે કે, ઇષ્ટ કલ્પના વિનાનો મનુષ્ય પચાસ હજાર ભૂલો કરતો હોવો જોઇએ. એટલામાટે એક કોઈ પણ આદર્શ ઇષ્ટની કલ્પના કરી રાખવી, એ પરિણામે બહુ જ લાભકારક છે. એ ઇષ્ટનું આપણાથી જ્યાં સૂધી બની શકે ત્યાં સૂધી શ્રવણ કર્યા કરવું-તે આપણા હૃદયમાં, આપણા મસ્તિષ્કમાં, આપણા રક્તાભિસરણમાં, આપણા રક્તના એક એક બિન્દુમાં પ્રવેશ કરી જાય અને જ્યાં સૂધી આપણા શરીરનો પ્રત્યેક અવયવ તે ઇષ્ટમય બની જાય ત્યાં સૂધી તે ઇષ્ટનું શ્રવણ કરતા રહેવું. "આપણે તેનું શ્રવણ કરવું જ જોઇએ." એમ હૃદયની પરિપૂર્ણતાથી જ મુખદ્વારા બોલી શકાય છે, અને તેવી જ રીતે હૃદયની પરિપૂર્ણતા હોય, તો જ હસ્ત પોતાની કોઈ પણ પ્રકારની ક્રિયા યોગ્ય પ્રકારે કરી શકે છે.

વિચાર જ આપણામાં શક્તિની પ્રેરણા કરે છે. એટલામાટે ઉચ્ચતમ વિચારોને જ તમારા મનમાં સ્થાન આપો, દિવસોના દિવસ પર્યન્ત તેમને સાંભળ્યા કરો અને માસોના માસ પર્યન્ત તેમનું મનન કરતા રહો. એમાં કદાચિત્ નિષ્ફળતા થાય, તો પણ તેની પરવા રાખવી નહિ; કારણ કે, નિષ્ફળતા મળવી સ્વાભાવિક છે અને એ નિષ્ફળતા જ જીવનનું ખરું સૌન્દર્ય છે. જો એ નિષ્ફળતા ન હોય, તો પછી જીવન પણ શી વસ્તુ છે વારુ? જો એ નિષ્ફળતા સાથે લડવાનો વ્યવસાય ન હોય, તો પછી જીવન ધારણ કરવા યોગ્ય હોઈ શકે જ નહિ. જો એ નિષ્ફળતા અને

સફળતારૂપ દ્વંદ્વ ન હોય, તો પછી જીવનની કવિતાનો સંભવ જ ક્યાંથી હોઈ શકે વારુ ? માટે એ કલહ અને પ્રમાદથી તમારે જરા પણ ગભરાટમાં પડવું નહિ. એ નિષ્ફળતા અને થોડાં ઘણાં વિઘ્નો હોય, તેમનો અતિક્રમ કરીને એકવાર નહિ, પણ એક સહસ્રવાર ઇષ્ટ કલ્પનાને ધારણ કરો અને જો હજારે હજારવાર પણ તમને નિષ્ફળતા ને નિષ્ફળતા જ મળતી રહે, તોપણ એકવાર પુનઃ ઉદ્યોગ કરો. પ્રત્યેક વસ્તુમાં વિભુનું દર્શન કરવું, એ જ મનુષ્યનું ઇષ્ટ કર્તવ્ય છે. જો તમે ઈશ્વરને પ્રત્યેક વસ્તુમાં ન નિહાળી શકો, તો અંતે તેને એક જ વિશિષ્ટ વસ્તુમાં નિહાળો—એટલે કે, પ્રથમ જે વસ્તુ તમને ઘણી જ ગમતી હોય અને જે વસ્તુમાં તમારો અનિવાર્ય અનુરાગ હોય, તે વસ્તુમાં જ ઈશ્વરનો આરોપ કરીને તેને જોતા થાઓ અને એમાં સફળતા પ્રાપ્ત થવા પછી અન્ય વસ્તુમાં તેની વ્યાપકતાનો અનુભવ કરો. એ પ્રમાણે તમે નિત્ય આગળ અને આગળ વધી શકો એમ છે. આત્માસમક્ષ અનન્ત જીવન વિસ્તરેલું છે, માટે સમયનો સદુપયોગ કરો એટલે તમારી ઇચ્છા પોતાની મેળે જ ફળીભૂત થશે.

"તે એક કે જે મન કરતાં પણ વિશેષતર શીઘ્ર ગતિમાન્ છે, મન જે વેગને કદાપિ ધારણ કરી શકતું નથી, તેના અદ્વિતીય વેગને જે ધારણ કરી શકે છે; જેને દેવ પણ પામી શકતા નથી અને વિચારો જેને પકડી શકતા નથી; જેના ગતિમાન્ થવાથી પ્રત્યેક વસ્તુમાં ગતિનો સંચાર થાય છે; અને જે અદ્યાપિ અચલ દૃઢતાથી ઊભેલો છે; તેમાં જ આ સર્વ અસ્તિત્વ ધરાવે છે. તે ગતિમાન્ હોવા છતાં અચલ છે; તે જેમ નિકટ છે તેમ જ દૂર છે; તે જેમ સર્વ વસ્તુઓના અંતર્ભાગમાં વસેલો છે, તેમ જ સર્વ વસ્તુઓના બાહ્ય વિભાગમાં પણ તેનો જ પ્રસાર છે—અર્થાત્ પ્રત્યેક વસ્તુઓને તે ભેદીને આરપાર નીકળી ગયેલો છે. જે પ્રત્યેક વસ્તુમાં એ આત્માનું દર્શન કરે છે અને તેવી જ રીતે એ આત્મામાં પ્રત્યેક વસ્તુનું દર્શન કરે છે, તે કદાપિ એ આત્માથી દૂર હોઈ શકતો નથી. જ્યારે સમસ્ત જીવન અને સમસ્ત સૃષ્ટિનું આત્મામાં દર્શન થવા માંડે છે ત્યારે તે વ્યક્તિએ ગુપ્ત રહસ્યને જાણી લીધું છે, એમ જાણવું. તેના માટે ગુપ્તતા કે માયા–ભ્રમ–જેવું કાંઈ પણ અવશિષ્ટ રહેતું નથી. જે આ વિશ્વમાં એકતા અથવા સમાનતાનું જ દર્શન કરે છે, તેના માટે દુઃખનો સંભવ હોઈ જ ક્યાંથી શકે વારુ?"

જીવનની એ એકતા–પ્રત્યેક વસ્તુની એકતા, એ વળી વેદાંતનો એક બીજો મહાન્ સિદ્ધાન્ત છે. આ સર્વ દુઃખો માત્ર અજ્ઞાન કિંવા અવિદ્યાદ્વારા જ ઉપસ્થિત થાય છે. એ વિષયને વેદાંત કેવી રીતે પ્રમાણસિદ્ધ કરી બતાવે છે, એ આપણે

હવે પછી જોઈશું. ભિન્નતા અથવા બહુતા જ એ અજ્ઞાન કિંવા અવિદ્યાનું મૂળ ઉત્પાદક કારણ છે; અર્થાત્ ભિન્નતાનું દર્શન કરવું, એ જ અવિદ્યા છે. મનુષ્ય મનુષ્ય વચ્ચેની ભિન્નતા, સ્ત્રી પુરુષની ભિન્નતા, વયોગત પુરુષ અને બાળક મધ્યેની ભિન્નતા, દેશ દેશ વચ્ચેની ભિન્નતા, ચંદ્રથી પૃથ્વીની ભિન્નતા, સૂર્યથી ચંદ્રની ભિન્નતા અને સારાંશ કે, એ અણુથી અણુની ભિન્નતા એ જ ખરી રીતે જોતાં સર્વ દુઃખોનું મૂળ કારણ છે; અને વેદાંત કહે છે કે, વાસ્તવિક રીતે એ ભિન્નતા કિંવા પૃથક્તા અસ્તિત્વ ધરાવતી જ નથી–એ ભિન્નતા ખરી નથી, કિંતુ માયામૂલક જ છે. એ ભિન્નતાનો આપણને માત્ર બહારથી જ ભાસ થાય છે. પ્રત્યેક વસ્તુના અંતર્ભાગમાં તો એકતા જ સમાયલી છે. જો તમે એના અંતર્ભાગમાં પ્રવેશ કરશો, તો મનુષ્ય અને મનુષ્ય વચ્ચેની એકતા સ્ત્રીઓ અને બાળકોની એકતા, જાતિ અને જાતિની એકતા, નીચ અને ઉચ્ચની એકતા, દ્રવ્યવાન્ અને દરદ્રીની એકતા અને દેવો તથા મનુષ્યોની એકતાનું તમને પ્રત્યક્ષ દર્શન થશે. એ સર્વ એક જ છે; અને વળી જો વિચારમાં તમે વધારે ઊંડા ઉતરશો તો એ પણ તમને જણાઈ આવશે કે, પશુ આદિ અન્ય પ્રાણીઓ પણ એક જ છે–અર્થાત્ મનુષ્ય અને તેમની કોઈ પણ પ્રકારની ભિન્નતા છે જ નહિ. આવો જેને એક વાર અનુભવ થયો કે પછી તેના માટે માયાનો ભ્રમ લેશ માત્ર પણ અવશિષ્ટ રહેતો નથી. એવા અનુભવી પુરુષ કે જેને આપણે અધ્યાત્મ શાસ્ત્રમાં ઈશ્વરના નામથી ઓળખીએ છીએ, તે એકતાને પહોંચી ચૂકયો છે, એમ નિશ્ચયપૂર્વક જાણી લેવાનું છે. એવા એકતાના જોનાર માટે કોઈ પણ પ્રકારનો ભ્રમ હોઈ જ કયાંથી શકે વારુ? તેને ભ્રમમાં કિંવા માયાપાશમાં ફસાવવાને કોણ સમર્થ થઈ શકે એમ છે? તે પ્રત્યેક વસ્તુની સત્યતાને અને પ્રત્યેક પદાર્થના રહસ્યને સારી રીતે જાણતો હોય છે, એટલે તેનામાટે હવે પછી વિશેષ વેદના હોઈ જ ક્યાં શકે વારુ? એવી અવસ્થામાં તેને કોઈ વસ્તુની ઇચ્છા પણ કયાંથી થાય? તે પ્રત્યેક વસ્તુની સત્યતાને પહોંચી ચૂકયો છે અને સર્વત્ર વિભુદર્શન કરે છે–પ્રત્યેક વસ્તુના એકત્વકેન્દ્રસ્થાનમાં તે સ્થિત થયો છે કે, જે એકતા શાશ્વત આનંદ, શાશ્વત જ્ઞાન અને શાશ્વત અસ્તિત્વ છે! ત્યાં મરણ, રોગ, શોક, દુઃખ અને અસંતોષનું તો નામ માત્ર પણ નથી. ત્યાં સંપૂર્ણ એકતા અને સંપૂર્ણ આનંદનું જ સામ્રાજ્ય પ્રવર્તે છે. એટલે ત્યાં તે શોક પણ કોનામાટે કરે? વાસ્તવિક દૃષ્ટિથી જોતાં ત્યાં મરણનો સંચાર નથી, તેમ જ દુઃખનો વિકાર નથી, એટલે તે સત્ય આનંદમય કેન્દ્રસ્થાનમાં કોઇના માટે રોદન કરવાનો કે કોઇનામાટે શોકાતુર થવાનો સંભવ જ નથી. તે વિશુદ્ધ, નિરાકાર, અશરીર, નિષ્કલંક, સર્વજ્ઞાતા, મહાકવિ અને સ્વયંભૂ પરમાત્મા કે

જે સર્વને–પ્રત્યેકને–તેની યોગ્યતા પ્રમાણે આપ્યા કરે છે, તે સર્વવ્યાપક પરમાત્માનો સર્વમાં સંચાર થયેલો છે. જેઓ આ અવિદ્યા–માંથી ઉદ્‌ભવેલા અજ્ઞાન–જડ વિશ્વની જ ઉપાસના અને પૂજા કર્યાં કરે છે, તેઓ અંધકારમાં જ અટવાયા કરે છે, એમ જ કહી શકાય. જેઓ વિશ્વમાં તે શાશ્વત આસ્તિત્વની ભાવના રાખીને અંધતાથી આ વિશ્વની ઉપાસનામાં નિમગ્ન રહ્યા કરે છે, તેઓ ખરેખર અંધકારાવૃત કૂપમાં જ ગબડી પડેલા છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો અપવાદ નથી જ. તેમ જ જેઓ પોતાના સમસ્ત જીવનનો આ બાહ્ય આભાસરૂપ વિશ્વમાં જ વ્યય કરી નાખે છે અને કદાપિ કોઈ પણ શ્રેષ્ઠતર અને ઉચ્ચતર વસ્તુ કિંવા કલ્પનાની પ્રાપ્તિ કરતા નથી, તેઓ તો વળી મહા વિશેષ અંધકારાવૃત નિર્જળ અરણ્યમાં જ ભટકતા રહ્યા છે, એ નિશ્ચયપૂર્વક જાણી લેવું.

પણ તે કે જે સૌન્દર્યયુક્ત નિઃસર્ગના રહસ્યને સારી રીતે જાણે છે અને નિઃસર્ગની સહાયતાથી જ વિશુદ્ધ નિઃસર્ગનો વિચાર કરે છે, તે મરણનો અતિક્રમ કરી જાય છે અને તે વિશુદ્ધ નિઃસર્ગની સહાયતાથી શાશ્વત આનંદનો ઉપભોગ લેવાને શક્તિમાન્ થાય છે. "હે સૂર્ય! તેં પોતાના સુવર્ણતેજોવલયવડે સત્યને આચ્છાદિત કરી નાખ્યું છે. તું તારા આવરણને ખસેડી લે કે, જેથી તારામાં જે સત્યતા વસેલી છે તે સત્યનું હું સ્પષ્ટતાથી દર્શન કરી શકું. તારી પ્રભા અને તારાં કિરણોનો સત્ય અર્થ શો છે, તે હું સારી રીતે જાણી ચૂકયો છું અને તારામાં કોણ પ્રકાશે છે, તે પણ હું જોઈ ચૂકયો છું. તારામાં હું સત્યનો સાક્ષાત્કાર કરું છું (અર્થાત્ તારામાં જે સત્ય છે, તેને હું નિહાળી શકું છું.) જે તારામાં છે, તે મારામાં પણ છે અને હું પોતે પણ તારામાં જ સમાયલો છું!"*



* આ છેલ્લા ઉદ્‌ગારોમાં સૂર્ય સાથે મનુષ્યની એકતા કિંવા એકવાક્યતાનું પ્રતિપાદન કરેલું છે અને તેથી આપણે ખાસ કરીને સમજવાનું એ જ છે કે, સર્વત્ર સર્વ વ્યક્તિમાં એ પ્રમાણે જ એકતાનો અનુભવ કરવો, એ જ આધ્યાત્મિકતાનો મુખ્ય અને પ્રશસ્ત રાજમાર્ગ છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ એમ જ કહેલું છે કે,–

"यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति" ॥

ભાવાર્થ:—"જે મને સર્વત્ર જુએ છે અને સર્વને મારામાં જુએ છે, તેને હું દેખાતો બંધ થતો નથી અને તેમ તે પણ મને દેખાતો બંધ થતો નથી." સારાંશ કે, આત્માપરમાત્માની એકતા થઈ જાય છે.

## વ્યાખ્યાન પંદરમું

# સાક્ષાત્કાર*

આજે હું તમને ઉપનિષદોમાંના બીજા એક ઉપનિષદ્‌માંનો કેટલોક ભાગ વાંચી સંભળાવીશ. જો કે એ એક સરળથી પણ સરળ ઉપનિષદ્ છે, છતાં મારો એવો અભિપ્રાય છે કે, એ સરળ છતાં પણ ઉચ્ચ કલ્પનાથી ઉભરાઈ જતું ઉપનિષદ્ છે, એમાં કોઈ પણ પ્રકારનો સંશય નથી. એ ઉપનિષદ્ કઠોપનિષદ્‌ના નામથી ઓળખાય છે. કદાચિત્ તમારામાંથી કેટલાકોએ સર એડ્‌વિન્ આર્નોલ્ડે એ ઉપનિષદ્‌નું કરેલું અંગ્રેજી ભાષાન્તર તો વાંચ્યું હશે જ. આપણા અંતિમ વ્યાખ્યાનમાં એ તો આપણે જોઈ આવ્યા છીએ કે, આ જગતની મૂળ પીઠિકા અને સૃષ્ટિની ઉત્પત્તિ વિશેની જે પૃચ્છાનો આરંભ થયો હતો, તેનું બાહ્ય જગતમાંથી સંતોષકારક પ્રત્યુત્તર ન મળી શકવાથી અંતે તેને અંતર્ભાગમાં પ્રવેશ કરવો પડ્યો હતો. આ ઉપનિષદ્ મનુષ્યના અંતર્ભાગમાં કિંવા બીજી રીતિથી કહીએ તો આંતરિક મનુષ્યમાં પ્રવેશ કરીને એના નિર્ણયના કાર્યનો ભાર પોતાના શિરપર ઊપાડી લે છે. લોકોની પ્રશ્નશૃંખલા એવી હતી કે, આ બાહ્ય સૃષ્ટિની ઉત્પત્તિ કોણે કરી? અને આ જગત અસ્તિત્વમાં કેમ આવ્યું? ઇત્યાદિ. અત્યારે પાછો એ પ્રશ્ન આગળ આવીને ઊભો રહ્યો છે કે, મનુષ્યમાં એવી શી વસ્તુ છે કે, જે મનુષ્યને જીવાડે છે અને ગતિમાન્ કરે છે અને જ્યારે મનુષ્ય મરી જાય છે ત્યારે મૃત્યુ પછી તેની શી અવસ્થા થાય છે? એ પ્રશ્ન કરનારાઓએ મૂળથી જ જડ આધારનો સ્વીકાર કર્યો હતો. બાહ્ય જગતમાં તેને અનુસરવાનો પોતાની શક્તિ અનુસાર સજ્જડ પ્રયત્ન કર્યો હતો અને એ પરિશ્રમના પરિણામે અંતે તેમણે એક પૌરુષેય જગદધિકારી–માનવશરીરધારી જગત્સ્વામી–ને શોધી કાઢ્યો. તે જગત્પતિ ગમે તેટલો ગૌરવશાળી અને પ્રભાવશાળી હોય, તો પણ તે સર્વ ગુણો અને ઉદ્દેશોથી તો એક મનુષ્ય પ્રાણી જ હતો; એટલે એ સર્વથા સત્ય તો હોઈ શકે જ નહિ–બહુમાં બહુ તો એને કદાચિત્ અમુક પક્ષે જ સત્ય માની શકાય. આપણે આ સૃષ્ટિને મનુષ્ય પ્રાણી સમાન નિહાળીએ છીએ અને તેથી આપણા જગતસ્વામી–ઈશ્વર–માં પણ સર્વ માનવધર્મો જ ભરેલા છે.

* Realization. લંડન—તા૦ ૨૯ મી ઑક્ટોબર ૧૮૯૬.

ધારો કે, એક ધેનુ (ગાય) તત્ત્વજ્ઞાનશાલિની છે અને તેનો એક ધર્મ પણ છે; તો અવશ્ય તે ધેનુસૃષ્ટિનો વિસ્તાર જ જોવાની અને ધેનુની સિદ્ધિથી જ જગતના ભેદનો નિર્ણય કરવાની. એટલે કે, તેની ઈશ્વિર વિષયક કલ્પના ધેનુસ્વરૂપિણી જ હોવાની. અને ખરી રીતે જોતાં એમ થાય, એ સ્વાભાવિક જ છે–આપણી ઈશ્વરવિષયક કલ્પનાનો સ્વીકાર કરવાની તેને એટલી બધી અગત્ય પણ નથી. ધારો કે, માર્જાર (બિલાડાં) તત્ત્વજ્ઞાની થયેલાં હોય, તો તેઓ માર્જારસૃષ્ટિનો વિસ્તાર જ જોવાના અને એક માર્જારને જ જગતનો ઉત્પાદક અને ચાલક રાજા કિંવા ઈશ્વિર કલ્પીને તરત જ એ જગદ્‌વિષયક પ્રશ્નનો નિર્ણય કરી નાખવાના. એ ઉદાહરણોથી સ્પષ્ટ આપણા જાણવામાં આવી શકે છે. આપણું જે સૃષ્ટિવિષયક વિધાન છે, તેને સર્વથા સત્ય અને સર્વમાન્ય નિર્ણયનું નામ તો કોઈ પણ રીતે ન જ આપી શકાય. મનુષ્ય સદા સર્વદા જે ભયંકરતાભરિત સ્વાર્થમય ઉચ્ચતા કિંવા મહત્તામય સ્થિતિનો સ્વીકાર કરવાને તત્પર હોય છે, તે સ્વાર્થમય મહત્તાનો જો આપણે ઈશ્વિરતા તરીકે સ્વીકાર કરીએ, તો એ આપણી અક્ષમ્ય અને એક મોટામાં મોટી ભૂલ જ કહી શકાય. આ કઠિનતાયુક્ત બાહ્ય પરિશ્રમોથી આપણે એ વિશ્વવિષયક પ્રશ્નનો જે નિર્ણય મેળવી શકીએ છીએ, તે એ જ કે, પ્રથમ તો જે જગતને આપણે જોઈએ છીએ, તે આપણું પોતાનું જ એક વિશિષ્ટ જગત છે–સત્ય વિશેની એ આપણી પોતાની જ એક ભાવના કિંવા કલ્પના છે. સત્યનો આ ઇન્દ્રિયોદ્વારા આપણે કદાપિ અનુભવ મેળવી શકવાના જ નથી. એનો સત્યતરીકે આપણે સ્વીકાર કરી શકવાના જ નથી અને એમ કોઈ કાળે પણ બનવાનું જ નથી. આપણી દૃષ્ટિની મર્યાદા એટલી જ છે કે, જેથી આપણે માત્ર વિશ્વને પંચેન્દ્રિયયુક્ત પ્રાણીઓથી ભરેલું જ જોઈ શકીએ છીએ. એટલે કે, જેમાં પંચેન્દ્રિયયુક્ત પ્રાણીઓ ઊભરાઈ જાય છે, તેને જ આપણે વિશ્વ માનીએ છીએ. ધારો કે, આપણને એક બીજી નવીન ઇન્દ્રિયની પ્રાપ્તિ થાય, તો તેમ થવાથી સમસ્ત સૃષ્ટિનું પણ સાથે જ પરિવર્તન થવું જ જોઈએ. ધારો કે, આપણને એક લોહચુંબક સમાન આકર્ષક ઇન્દ્રિયની પ્રાપ્તિ થઈ, અને તેમ થવું કાંઈ અશકય નથી; કારણ કે, આ જગતમાં લક્ષાવધિ એવી શક્તિઓ અસ્તિત્વ ધરાવે છે કે, જેમનાવિશે આપણે વધારે કાંઈ જાણતા નથી. કારણ કે, તેમના ગુણને જાણનારી ઇન્દ્રિયનો આપણામાં અભાવ છે અથવા તો તે વિશેની આપણને લાગણી નથી. આપણી ઇન્દ્રિયો સીમાબદ્ધ–ખરેખર અત્યંત મર્યાદાબદ્ધ–છે અને જેને આપણે સૃષ્ટિ કહીએ છીએ, તે પણ એ મર્યાદાના મધ્યમાં જ રહેલી છે અને આપણી સૃષ્ટિના નિર્ણયરૂપ ઈશ્વિર છે (અહીં સ્મરણમાં રાખવું

કે, પૌરુષેય ઇશ્વર ); પરંતુ સમસ્ત ભેદના નિર્ણય તરીકે એનો સ્વીકાર કરી શકાય જ નહિ. એમ બની શકે જ નહિ; કારણ કે, ખરી રીતે જોતાં એ બધું કાંઈ પણ નથી. વસ્તુ સ્થિતિ આવી હોવા છતાં મનુષ્ય થોભી શકતો નથી. તે પોતે વિચારશીલ વ્યક્તિ હોવાથી આ વિશ્વભેદના વિસ્તારપૂર્વક નિરાકરણ કરનાર ઉત્તરને શોધી કાઢવાની નિરન્તર ઇચ્છા ધરાવે છે. જે એક સમયાવચ્છેદે મનુષ્ય અને દેવતાઓનું જગત હોય અને જે શક્ય તથા અશક્ય સર્વ વ્યક્તિઓનું વિશ્વ હોય, એવા એક વિશ્વને જોવામાટે તે સદૈવ ઇચ્છાવાન્ રહ્યા કરે છે. તે એક એવી ઉપપત્તિને શોધી કાઢવાને આતુર રહ્યા કરે છે, કે જે આ સૃષ્ટિ-દગ્ગોચર વિસ્તાર-નું સંપૂર્ણતાથી નિરાકરણાત્મક વિવેચન કરતી હોય.

હવે જો એવી એક સૃષ્ટિને શોધી કાઢવામાં આવે કે જ્યાં સર્વ સૃષ્ટિઓની એકતાનો જ વિકાસ થયેલો હોય અને કાલ્પનિક આવશ્યકતાને અનુસરીને એક એવી વસ્તુનું શોધન કરાય કે, જે સર્વના મૂલ આધારસ્વરૂપ હોય-જેને અન્ય વસ્તુના આધારની આવશ્યકતા ન હોય અને જેનો નાનાવિધ સર્વ સૃષ્ટિઓમાં એક સરખો સંચાર થયેલો હોય; પછી આપણે તેને ઇંદ્રિયોદ્વારા જાણી શકીએ કે ન જાણી શકીએ, તે એક જૂદી વાત છે; તો જ કાંઇક એવા નિર્ણયની શક્યતા ધારી શકાય. ભાગ્યયોગે જો આપણને કોઈ એવી વસ્તુ મળી જાય કે, જેને આપણે નીચ તેમ જ ઉચ્ચ લોકની એક સર્વસાધારણ સંપત્તિરૂપ જાણી શકીએ. આપણે તેને કદાચિત્ જોઈ ન પણ શકીએ, પરંતુ તર્કશાસ્ત્રના બળથી એટલું જાણી શકીએ કે, સમસ્ત અસ્તિત્વના મૂળ આધારસ્વરૂપ આ વસ્તુ જ હોવી જોઇએ, તો પછી સૃષ્ટિવિષયક ઉપર્યુક્ત પ્રશ્નનો કેટલેક અંશે નિર્ણય થઈ શકે એમ છે. સારાંશ કે, એ સર્વ કારણોને જોતાં જે જગતને આપણે જોઇએ છીએ અને જાણીએ છીએ, તે જગત્‌ના આધારે તો એ પ્રશ્નનો કોઈ કાળે પણ નિર્ણય થઈ શકવાનો નથી જ; કારણ કે, આ જગત તે સમસ્તનો એક વિભાગ માત્ર જ છે, એટલે એક અમુક વિભાગના દર્શનથી સમસ્તની કલ્પના ન કરી શકાય, એ સર્વથા સ્વાભાવિક અને નૈસર્ગિક જ છે.

એટલા માટે જો અંતર્વિભાગમાં ગહન પ્રવેશ કરીએ, તો જ એ નિર્ણયની કાંઇક આશા રાખી શકાય છે. પૂર્વકાલીન વિચારશીલ પુરુષોએ એ શોધ તો કરી જ લીધી હતી કે, કેન્દ્રસ્થાનથી તેઓ જેટલા દૂર હોય, તેટલી નાનાવિધતા અને ભિન્નતા વિશેષ પ્રમાણમાં જોવામાં આવતી હતી અને જેમ જેમ તેઓ તે કેન્દ્રની વધારે અને વધારે નિકટમાં પહોંચતા, તેમ તેમ તેમને એકતાનો જ વિશેષ અનુભવ થતો હતો. અર્થાત્

આપણે જો વર્તુલચક્રના મધ્યબિન્દુની વધારે નિકટમાં હોઇએ, તો જ્યાં સર્વ કિરણો આવીને એકત્ર થાય છે, તે સાધારણ ભૂમિકાની નિકટમાં જ આપણે છીએ એમ જાણવું. અને જો આપણે એ કેન્દ્રસ્થાનથી દૂર હોઇએ, તો આપણી કિરણરેખા બીજાં કિરણોથી અત્યંત ભિન્નતાને પ્રાપ્ત થયેલી છે, એમ માનવું. બાહ્ય સૃષ્ટિ એ કેન્દ્ર-મધ્યબિન્દુ-થી બહુ જ દૂર અને દૂર આવેલી હોવાથી ત્યાં એવી કોઈ પણ સાધારણ ભૂમિકા નથી કે, જ્યાં અસ્તિત્વ ધરાવતી સર્વ સૃષ્ટિઓનું એકીકરણ થઈ શકે. જો આપણે આ બાહ્ય જગતને વધારેમાં વધારે મહત્ત્વ આપીએ, તો એને સમસ્ત સૃષ્ટિવિસ્તારનો એક ભાગમાત્ર જ કહી શકાય. કારણ કે, એવા જ બીજા ભાગો પણ અસ્તિત્વ ધરાવે છે અને તે માનસિક સૃષ્ટિ, નૈતિક સૃષ્ટિ અને બુદ્ધિસૃષ્ટિ આદિના નામથી ઓળખાય છે. એવી નાનાવિધ સૃષ્ટિઓ અસ્તિત્વ ધરાવતી હોવા છતાં આપણે માત્ર એક જ વિભાગને લઇને તેના આધારે સર્વ સૃષ્ટિઓના ભેદનું રહસ્ય કાઢી લેવાની ઇચ્છા રાખીએ, તો તે આપણી ઇચ્છા ફળીભૂત થવી સર્વથા માત્ર અશક્ય જ નહિ, કિન્તુ અસંભવનીય પણ છે. એટલામાટે સર્વથી પ્રથમ આપણે એક એવા કેન્દ્રસ્થાનનો શોધ કરવો જોઇએ કે, જેમાંથી અન્ય સર્વ સૃષ્ટિઓનો ઉદ્ભવ થતો હોય અને ત્યારપછી ત્યાં સ્થિત થઇને જ આપણે એ રહસ્યને જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ. રહસ્યને જાણવાની સત્ય પદ્ધતિ એ જ છે. ત્યારે એ કેન્દ્રસ્થાન ક્યાં છે વારુ? તે કેન્દ્રસ્થાન મનુષ્યના અંતરમાં જ છે. અંતર્વિભાગમાં ઊંડા અને ઊંડા ઊતરી જવા પછી તેઓ તરત જાણી શકે છે કે, સમસ્ત સૃષ્ટિનું મધ્યબિન્દુ મનુષ્ય-આત્મા-ના અત્યંત આંતરિક ભાગમાં જ રહેલું છે. સર્વ વિશ્વો ત્યાં જ આવે છે અને એ એક જ બિન્દુ પ્રતિ સર્વ આકર્ષાય છે-ત્યાં જ સર્વસાધારણ ભૂમિકા છે અને કેવળ તે ભૂમિકામાં જઇને ઊભા રહેવાથી જ સૃષ્ટિના સાધારણ રહસ્યને આપણે પૂરેપૂરું જાણી શકીએ છીએ. એટલામાટે આ સૃષ્ટિનો ઉત્પાદક કોણ છે? એ પ્રશ્ન જેમ વધારે તાત્ત્વિક નથી તેમ જ એનું નિરાકરણ કરવાથી પણ કશા લાભનો સંભવ નથી. કઠોપનિષદ્ અતિશય આલંકારિક ભાષામાં વર્ણન કરીને આપણને એ આ વિષયનો સારો સાક્ષાત્કાર કરાવે છે. તે નીચે પ્રમાણે;—

પ્રાચીન કાળમાં એક અત્યંત ધનાઢ્ય *પુરુષ હતો અને તેણે એક એવા વિશેષ પ્રકારના યજ્ઞનો† આરંભ કર્યો હતો કે, જે કોઈ પણ એ યજ્ઞ કરે, તેણે પોતાપાસે

---

* એ યજ્ઞકર્તા ધનાઢ્ય પુરુષનું નામ વાજશ્રવા હતું અને તે આરુણિ ઔદ્દાલિક ગૌતમના નામથી પણ ઓળખાતો હતો. † રાજાઓ જ દિગ્વિજય કરીને આવ્યા પછી બહુધા એ 'વિશ્વજિત્' નામનો યજ્ઞ કરતા હતા, પરંતુ પ્રસ્તુત કથાથી એ અનુમાન કરી શકાય છે કે, બ્રાહ્મણો પણ એ યજ્ઞ કરતા હોવા જોઇએ. રઘુવંશ ના પંચમ સર્ગમાં એ યજ્ઞનો ઉલ્લેખ કરેલો છે.

જે કાંઈ પણ હોય, તે સર્વસ્વ દાનમાં આપી દેવું જોઇએ, એવો એ યજ્ઞ કરનારને માટે નિયમ હતો. પરંતુ એ ધનાઢ્ય ગૃહસ્થ એટલો બધો સત્યાવલંબી નહોતો. તેનો એ યજ્ઞ કરીને કેવળ કીર્ત્તિ અને નામના મેળવવાનો જ આશય હતો. પરંતુ યજ્ઞના નિયમને અનુસરીને તેણે સર્વસ્વ દાનમાં આપવું તો જોઇએ જ, એટલે તેણે જે વસ્તુઓ હવે પછી પોતાના ઉપયોગમાં આવી શકે એવી નહોતી, તે વસ્તુઓ પ્રદાન કરવાનો આરંભ કર્યો; એટલે કે, વૃદ્ધ ગૌ,–અર્ધમૃત વંધ્યા, એકાક્ષિ અને લંગડી ગાય–આદિ વસ્તુઓ દાનમાં આપવા માંડી. એ યજ્ઞકાર ધનવાનનો એક નચિકેત નામનો પુત્ર હતો. તે પુત્રે જોયું કે, તેનો પિતા યજ્ઞના નિયમ પ્રમાણે કરવું જોઇએ તે યોગ્યતાથી કરતો નથી અને એમ કરીને તે પોતાની પવિત્ર પ્રતિજ્ઞાનો ભંગ કરે છે. પિતાને શું કહેવું, તેની તે બાળક કલ્પના કરી શકયો નહિ. અમારા ભારતવર્ષમાં માતા અને પિતાને જીવિત પરમેશ્વર તરીકે માનવામાં આવે છે, એટલે પુત્ર તેમના સમક્ષ કાંઈ પણ સાહસ કરી શકતો નથી અને વધારે બોલી પણ શકતો નથી–મૌન ધારી હસ્તદ્વય જોડીને માતાપિતા સમક્ષ ઊભા રહેવું, એટલો જ માત્ર પુત્રનો અધિકાર હોય છે. તોપણુ બાળક નચિકેત સાહસ કરીને પિતાપાસે ગયો અને સીધી રીતે પિતાને કાંઈ કહી શકાય એમ ન હોવાથી તે પ્રાર્થના કરીને પૂછવા લાગ્યો કે, "તીર્થસ્વરૂપ પિતા! મારું દાન આપ કોને આપવા ઇચ્છો છો? કારણ કે, આ યજ્ઞનો એવો નિયમ જ છે કે, યજ્ઞકર્ત્તાએ પોતાની એક એક વસ્તુ દાનમાં આપી દેવી જ જોઇએ!" પુત્રની એ પ્રાર્થના સાંભળીને પિતાના મનમાં બહુ જ કોપ વ્યાપી ગયો અને કોપથી તે કહેવા લાગ્યો કે;–"છોકરા! આમ કહેવામાં તારો આશય શો છે? પિતા પોતાના પુત્રને પણ દાન તરીકે બીજા કોઇને આપી દે, એ બની જ કેમ શકે વારુ?" છતાં બાળકે બીજીવાર પણ એ જ પ્રાર્થના કરી અને ત્રીજીવાર પણ એ જ શબ્દો ઉચ્ચાર્યા. એટલે એથી અત્યન્ત કોપમાં આવી જઇને પિતાએ ઉત્તર આપ્યું કે;–"હું તને યમ (મૃત્યુ)ના હાથમાં સોંપવાનો છું!" એ પછી નચિકેતના મૃત્યુગત થવાનો કથાભાગ આગળ ચાલે છે. યમ નામનો એક દેવ છે અને સર્વથી પ્રથમ મૃત્યુને પ્રાપ્ત થનાર મનુષ્ય એ જ હતો. તે મરીને સ્વર્ગમાં ગયો અને ત્યાં સર્વ પિતૃઓનો અધિકારી થયો. જે સદાચારી મનુષ્યો હોય છે, તે સર્વ મરણ પછી સ્વર્ગમાં જ જાય છે અને દીર્ઘકાળ પર્યન્ત એ યમના સહવાસમાં રહે છે. યમ, એવી રીતે અત્યંત પવિત્ર અને પૂજ્ય પુરુષ છે. તેમજ યમ એકનિષ્ઠ સદાચારી અને વિશુદ્ધાત્મા છે. તે બાળકે યમલોકમાં પ્રવાસ કર્યો. કેટલીકવાર એમ પણ બને છે કે, દેવો પણ અમુક સમયે પોતાના નિવાસ-

સ્થાનમાં ઉપસ્થિત હોતા નથી, એ નિયમાનુસાર યમ ત્યાં ઉપસ્થિત નહોતો અને તેથી નચિકેતને ત્યાં ત્રણ દિવસ પર્યન્ત તેની માર્ગપ્રતીક્ષા કરીને બેસી રહેવું પડયું. ત્રીજે દિવસ વીતી જવાપછી યમનું ત્યાં આગમન થયું.

આવતાંની સાથે જ યમે તે બાળકને સંબોધીને કહ્યું કે;—"હે વિદ્વજ્જન! તમે અત્યંત આદરસત્કારને યોગ્ય અતિથિ છતાં આજે ત્રણ ત્રણ દિવસથી તમને અન્ન વિના ક્ષુધાતુર અવસ્થામાં બેસી રહેવું પડયું છે, એનો મને ઘણો જ ખેદ થાય છે. હે બ્રાહ્મણ! હું તમને નમસ્કાર કરું છું અને તમારા અહીં પધારવાથી મારાં અહોભાગ્ય માનું છું. તમારા સત્કારમાટે હું ગૃહમાં ઉપસ્થિત નહોતો, એ બહુ જ અયોગ્ય થયું છે અને તેથી મારા હૃદયમાં અનિવાર્ય શોક થયા કરે છે. પરન્તુ મારા એ પ્રમાદને હું સુધારીશ. એ ત્રણ દિવસના પરિશ્રમના બદલામાં તમારી ઇચ્છામાં આવે, તેવાં ત્રણ વરદાન મારી પાસેથી માગી લ્યો." યમની આવી વિનયપૂર્ણ વાણી સાંભળીને તે બાળક નચિકેતે વર માગવાનો આરંભ કરીને કહ્યું કે;—"હું પ્રથમ વર તો એ માગું છું કે, મારા પિતાનો મારાપર જે કોપ થયેલો છે, તેનું નિવારણ થવું જોઇએ—મારા પિતાની મારાપર પૂર્વવત્ મમતા થાય અને તમારા લોકમાંથી હું ગમન કરું અને પાછો પૃથ્વીપર જાઉં ત્યારે મારા પિતાએ મને ઓળખવો જોઇએ." તથાસ્તુ કહીને યમે એ વર આપ્યો. અને બીજો વર માગતી વેળાએ નચિકેતે સ્વર્ગપ્રાપ્તિ કરાવનાર વિશેષ યજ્ઞ વિશેનું પોતાને જ્ઞાન થવાની ઇચ્છા દર્શાવી. એ તો આપણે જોઈ ચૂકયા છીએ કે, વેદોના સંહિતાવિભાગમાં સર્વથી પુરાતન કલ્પના એ સ્વર્ગ વિશેની જ છે—સ્વર્ગમાં માનવી દિવ્ય શરીરો ધારણ કરે છે અને પિતૃઓના સહવાસમાં રહી શકે છે, એવો એ કલ્પનાનો વિસ્તૃતાર્થ છે. ત્યારપછી ધીમે ધીમે અન્ય કલ્પનાઓનું પણ આગમન થયું, પરંતુ તે સંપૂર્ણ રીતે સંતોષકારક નહોતી. એમના કરતાં અવશ્ય કાંઈ પણ ઉચ્ચતર કલ્પના આવવી જ જોઇએ, તો જ કાર્યભાગ ચાલી શકે એમ હતું. સ્વર્ગનું જીવન આ વિશ્વના જીવન કરતાં કાંઈ વિશેષ ભિન્ન નથી—વધારેમાં વધારે તો સ્વર્ગના જીવનને આપણે એક અત્યંત ધનાઢ્ય મનુષ્યના જીવન—વૈભવ પૂર્ણ જીવન—ની ઉપમા જ આપી શકીએ. એના કરતાં તેમાં બીજી કાંઈ વિશેષતા નથી. ત્યાં ઇન્દ્રિયભોગ, અને નાના પ્રકારના વૈભવવિલાસની વિપુલતા છે અને રોગહીન અત્યંત સુદૃઢ શરીર પ્રાપ્ત થાય છે, એટલું જ વિશેષ. એને કદાચિત્ આ જડ જગતનું વધારે સુધારેલું સ્વરૂપ જ કહી શકાય અને એ તો આપણે જોઈ જ આવ્યા છીએ કે, મૂળ કઠિનતા તો એ જ છે કે, આ બાહ્ય જડ જગત સૃષ્ટિવિષયક ભેદ-

અસ્તિ પ્રશ્નનો કોઈ કાળે પણ યથાર્થ નિર્ણય કરી શકે એમ નથી જ. એટલે તાત્પર્ય એ જ કે, એવા કોઈ સ્વર્ગથી પણ એ પ્રશ્નનો નિર્ણય કરી શકાય તેમ નથી જ. જ્યારે આ જગત્ એ પ્રશ્નનો નિર્ણય કરવાને અસમર્થ છે, તો પછી એ જગતનો ગુણાકાર પણ એના નિર્ણયમાટે સમર્થ નથી જ; કારણ કે, એ તો આપણે સદા સર્વદા સ્મરણમાં રાખવું જ જોઇએ કે, પ્રકૃતિ કિંવા માયા નિઃસર્ગવિસ્તારનો એક અત્યંત સૂક્ષ્મ વિભાગ છે. આપણે ખરેખરી રીતે જે આ વિસ્તારને જોઈ શકીએ છીએ, તે સર્વ કાંઈ ભૌતિક વિશ્વ નથી.

ઉદાહરણ તરીકે, આપણા પોતાના જીવનના પ્રત્યેક ક્ષણમાં તમારી પોતાની કેટલી લાગણી થાય છે, વિશ્વનો કેટલો વિચાર કરાય છે અને બાહ્ય વિશ્વ વાસ્તવિક દૃષ્ટ્યા કેટલું છે? તમને નિત્ય શાની લાગણી થાય છે, શાને સ્પર્શ કરી શકો છો અને શું જોઈ શકો છો? એનો વિસ્તાર કેટલો બધો વિશાળ છે અને એ કેટલા બધા ભયંકર વેગથી ગમન કર્યાં કરે છે, એનો આપને કાંઇક ભાસ તો થતો જ હશે. અર્થાત્ એ માનસિક સૃષ્ટિની આગળ તે ઇન્દ્રિયસૃષ્ટિ કાંઈ પણ ગણનામાં નથી. સ્વર્ગના વિવરણમાં જે એક મોટો પ્રમાદ રહેલો છે તે એ જ કે, તે એવો દૃઢ નિશ્ચય કરાવે છે કે, દૃષ્ટિ, સ્વાદ અને સ્પર્શ એ સર્વ સૃષ્ટિઓનો સાધારણ ધર્મ છે—અર્થાત્ એ ત્રણની ઉત્તમતા અને ઉચ્ચતામાં જ સૃષ્ટિની ઉપપત્તિની ઉચ્ચતાનો સમાવેશ થઈ જાય છે. પરંતુ જ્યાં આપણે દિવ્ય દેહ ધારણ કરીને દીર્ઘકાળ પર્યન્ત પિતૃઓના સહવાસમાં માત્ર રહી શકીએ છીએ, એવા સ્વર્ગની કલ્પના જોઇએ તેટલો સંપૂર્ણ સંતોષ આપી શકી નહિ. એમ હોવા છતાં પણ નચિકેત, જેના યોગે સ્વર્ગની પ્રાપ્તિ કરી શકાય છે, એવા ગુણવાળા અમુક યજ્ઞનું પોતાને જ્ઞાન થવામાટેનો વર માગતો આપણા જોવામાં આવે છે. વેદોમાં એક એવી ભાવના કિંવા કલ્પના છે કે, એ યજ્ઞોથી દેવો પ્રસન્ન થાય છે અને પ્રસન્ન થઇને તેઓ મનુષ્ય પ્રાણીને સ્વર્ગમાં લઈ જાય છે, ઇત્યાદિ હવે સર્વ ધર્મોના અભ્યાસમાં જો તમે ચિત્ત પરોવશો તો પરિણામે અવશ્ય તમે એ જાણી શકશો કે, જે કાંઈ પણ પુરાતન—પ્રાચીન—હોય છે, તે પાછળથી અત્યંત પવિત્ર મનાય છે. ઉદાહરણ તરીકે ભારતવર્ષમાં અમારા પૂર્વજો પ્રાચીન કાળમાં ભૂર્જપત્રોનો કાગળને બદલે લખવામાટે ઉપયોગ કરતા હતા. તો જો કે પાછળથી થોડા વખતમાં કાગળ બનાવવાની કળા પણ તેમણે જાણી લીધી હતી; છતાં અત્યારે ભૂર્જપત્રને એક અત્યંત પવિત્ર વસ્તુ તરીકે માનવામાં આવે છે. પ્રાચીન કાળમાં જે વાસણોનો તેઓ રાંધવાના કામનાં ઉપયોગ કરતા હતા, તે વાસણોની બનાવટમાં

પાછળથી જ્યારે સુધારો અને ફેરફાર થયા, ત્યારે પુરાતન પાત્રોને પવિત્રતાની પ્રાપ્તિ થઈ. પુરાતન વસ્તુને પવિત્ર માનવાની જે ભાવના ભારતવર્ષમાં અદ્યાપિ સચવાઈ રહી છે, તે બીજા કોઈ પણ દેશમાં તેટલા પ્રમાણમાં સચવાયલી નથી. ગંધકવાળી બે સળીઓને ઘસીને અગ્નિ-ઉત્પન્ન કરવાની જે પદ્ધતિ નવ કે દશ હજાર વર્ષ પૂર્વે પ્રચારમાં હતી, તે પદ્ધતિ પણ આર્યાવર્ત્તમાં આ જ દિન સુધી જળવાઈ રહેલી આપણા જોવામાં આવી શકે છે. યજ્ઞના સમયમાં એ પદ્ધતિથી જ અગ્નિને ઉત્પન્ન કરવામાં આવે છે,—બીજી કોઈ પણ પદ્ધતિથી કામ ચાલી શકતું નથી. આર્યોની અન્ય એશિયાટિક શાખાઓનો પણ બહુધા એવો જ પ્રકાર છે. તેમના વત્તમાન વંશજો અદ્યાપિ વિદ્યુત્‌માંથી ઉત્પન્ન થતા અગ્નિને (વૈદ્યુત્ અગ્નિને) જાળવી રાખવાનું વધારે પસન્દ કરે છે અને તેમના પૂર્વજો આવી રીતે અગ્નિ ઉત્પન્ન કરતા હતા, એ તેઓ જગતને બતાવે છે. બે સળીઓના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન કરવાનું શીખ્યા પછી જ્યારે અગ્નિ ઉત્પન્ન કરવાના બીજા ઉપાયો તેમના જાણવામાં આવ્યા, ત્યારે તે નવીન ઉપાયોની યોજના કરવા છતાં પણ પુરાતન પદ્ધતિને તેમણે અમુક પ્રસંગોને માટે જાળવી રાખી અને તે પદ્ધતિ પવિત્ર મનાવા લાગી.

હિન્દુઓમાં પણ એવો જ પ્રકાર દૃષ્ટિગોચર થાય છે. તેઓ પૂર્વે લખવાના કાર્યમાટે કાગળને બદલે ચર્મપત્રનો ઉપયોગ કરતા હતા. અત્યારે જો કે એ કાર્યમાટે તેઓ સાધારણતઃ કાગળોનો જ ઉપયોગ કરે છે, છતાં ચર્મપત્ર અદ્યાપિ તેમનામાં અત્યન્ત પવિત્ર મનાય છે. એજ પ્રકાર ન્યૂન કે અધિક અંશથી બહુધા સર્વ દેશોમાં જોવામાં આવે છે. અત્યારે જેને તમે પવિત્ર વિધિ ગણીને માન આપો છો, તે પ્રાચીન કાળમાં માત્ર એક સાધારણ રૂઢિ જ હતી. એ જ પ્રમાણે ઉપર કહેલા યજ્ઞો પણ એવા પ્રકારના તે સમયના પ્રચારરૂપ જ હતા. સમયના ગમન સાથે જેમ જેમ તેમને જીવનનાં વધારે સારાં સાધનો મળતા ગયાં, તેમ તેમ તેમની ભાવનાઓમાં ઘણો જ સુધારો થતો ગયો; તોપણ પુરાતન સાધનસ્વરૂપો તો જેમનાં તેમ જ કાયમ રહ્યાં અને વખતો વખત તેમની યોજના પણ ચાલૂ રહી અને તેમને પવિત્રતાની પ્રાપ્તિ થઈ. ત્યાર પછી મનુષ્યોના એક સમુદાયે એ યજ્ઞો કરવાના વિધિને પોતાનો એક ખાસ વ્યવસાય બનાવી દીધો. એ મનુષ્યો બીજા કોઈ નહિ, પણ અમારા ધર્મોપદેશકો જ હતા. તેઓ એ યજ્ઞોથી ઘણો જ લાભ મેળવવા લાગ્યા અને તેથી યજ્ઞો જ તેમનું દૈવતસર્વસ્વ થઈ પડયું. તેમના કથન અનુસાર દેવો યજ્ઞોની વાસનાનો ઉપભોગ લેવામાટે આવતા હતા અને આ વિશ્વમાં એ યજ્ઞોના પ્રતાપથી જે જોઇએ તે મેળવી શકાતું હતું. જે

અમુક બલિ આપવામાં આવે, અમુક ઋચાનો ઘોષ કરવામાં આવે અને અમુક પ્રકારના વિશેષ આકારની વેદિકાઓની યોજના કરવામાં આવે તો તે વિધિના કર્ત્તાના લાભમાટે દેવો ગમે તે કરવાને તયાર રહેતા હતા. એટલામાટે જ નચિકેત યમને પૂછે છે કે;—"યજ્ઞના કયા સ્વરૂપવડે મનુષ્ય સ્વર્ગમાં સંચાર કરી શકે છે?"

એ પછી તૃતીય વર માગવાનો વારો આવે છે અને ત્યાંથી જ વાસ્તવિક રીતે ઉપનિષદ્ના સત્ય રહસ્યનો આરંભ થાય છે.

"મનુષ્યના મૃત્યુ પામવા પછી કેટલાકો કહે છે કે, તે અસ્તિત્વમાં છે;* અને કેટલાકો કહે છે કે, તે નથી; એ પ્રમાણે એ વિશે જનોના મનમાં અત્યંત શંકા રહ્યા કરે છે, એટલામાટે તમારા મુખથી મને એ વિશેનો બોધ મળે તો સારું, એવી મારી ઇચ્છા છે. તમારી પાસેથી એ તૃતીય વરની જ હું યાચના કરું છું." નચિકેતે તે તૃતીય વર માગતાં કહ્યું.

પ્રથમના બે વર આપવામાં યમને કોઈ પણ પ્રકારનો અપવાદ ન હતો, પણ નચિકેતની આ તૃતીય વરમાટેની પ્રાર્થના સાંભળીને તે ભયભીત થઈ ગયો. તે એના ઉત્તરમાં કહેવા લાગ્યો કે;—"પૂર્વે દેવોના મનમાં પણ એ વિશે સંશય ઉત્પન્ન થયો હતો. એ ધર્મ અણુમાત્ર પણ સમજી શકાય તેવો નથી. એ પરમ ગૂઢ છે, માટે હે નચિકેત! તું બીજો કોઈ યથેચ્છ વર માગ. આ પ્રશ્ન વિશે આગ્રહ ન કર અને તારા તૃતીય વરના ઋણમાંથી મને સત્વર મુક્ત કર."

પરંતુ નચિકેતનો તો એ પ્રશ્નને જાણવાનો જ દૃઢ નિશ્ચય થયેલો હતો, એટલે તે પુનઃ આગ્રહપૂર્વક કહેવા લાગ્યો કે;—"હે યમ! તારું કથન સત્ય છે. એ પ્રશ્નના સંબંધમાં દેવોના મનમાં પણ સંશય ઉત્પન્ન થયો હતો એ ખરું છે. તેમ જ એ વિષય ખરેખર સરળતાથી સમજી શકાય તેવો પણ નથી. પરંતુ એ રહસ્યને સમજાવીને કહેનારો તારા જેવો મને બીજો કોઈ પણ મળવાનો નથી અને તેટલામાટે આ વર જેવો બીજો કોઈ પણ વર નથી, એવી મારી ધારણા છે."

યમ પુનઃ તેની એ ઇચ્છાનું નિવારણ કરવાના હેતુથી કહેવા લાગ્યો કે;—સો સો વર્ષપર્યન્ત જીવી શકે એવા પુત્ર પૌત્રાદિકની માગણી કર; અપરિમિત ધેનુધન માગી લે; હાથી ઘોડાની યાચના કર અને સુવર્ણ રત્નાદિક જે જોઇએ તે માગી લે. તારા નિવાસમાટે વિસ્તીર્ણ ભૂમિભાગ અને તે ભૂમિનો સમ્રાટ્ થઇને પોતાને ગમે તેટલા

---

* શ્રી શંકરાચાર્યના કથન પ્રમાણે દેહ, ઇન્દ્રિય, મન અને બુદ્ધિથી ભિન્ન જ હોય છે.

વર્ષપર્યન્ત તું ત્યાં આનંદથી નિવાસ કર. જો દ્રવ્ય અને દીર્ઘ આયુષ્ય તને તારા એ વરની બરાબર ભાસતાં હોય તો તે માગી લે. હે નચિકેત! જો તારી ઇચ્છા હોય તો આ વિસ્તીર્ણ ભૂમિનો રાજા થા. તારી જે કાંઈ પણ ઇચ્છિત કામના હોય તે સર્વ હું પૂરી કરવાને આ ક્ષણે જ તૈયાર છું. આ મર્ત્યલોકમાં જે કામનાઓ સર્વથા દુર્લભ છે, તે પણ જો તારી ઇચ્છા હોય તો માગ. આ રૂપવતી સ્વર્ગીય સુંદરીઓને જો, રથમાં આરૂઢ થઇને એ કેવાં મનોહર વાદ્યો વગાડે છે! એ સુંદરીઓ ખરેખર મનુષ્યને સ્વપ્નમાં પણ પ્રાપ્ત થવી અશક્ય છે. પરંતુ હું તને એ સુંદરીઓ આપવાને પણ તૈયાર છું, તું તેમની પાસેથી ગમે તેવી સેવા કરાવી શકે-એમ છે. પણ હે નચિકેત! માત્ર એ મરણના સંબંધમાં મને તું કોઈ પણ પ્રકારનો પ્રશ્ન ન પૂછ."

એના પ્રત્યુત્તરમાં નચિકેત વિશેષ આગ્રહથી કહેવા લાગ્યો કે;-"એ સર્વ ભોગો માત્ર એક દિવસ જ ટકનારા છે. આવતી કાલે તો અવશ્ય એમનો અંત થવાનો જ. કારણ કે, એ સર્વ ઇન્દ્રિયોના તેજને ક્ષીણ કરી નાંખે છે. વધારે તો શું, પણ દીર્ઘમાં દીર્ઘ જીવન પણ સ્વલ્પ જ છે. એટલામાટે હે યમ! તારા હાથી, ઘોડા અને તારાં નૃત્ય ગાયન આદિ તારી પાસે જ રાખી મૂક. વિત્તપ્રાપ્તિથી સંતુષ્ટ થનાર મનુષ્ય તો મળવાનો જ નથી, પરંતુ તારું દર્શન થયા પછી તે વિત્ત અમારી કને રહી શકશે ખરું કે? જ્યાં સુધી તારી ઇચ્છા હોય ત્યાં સુધી જ અમે જીવતા રહી શકીએ છીએ. માટે મેં તો જે વર પ્રથમ માગ્યો છે, તે જ વર મને મળવો જોઇએ."

નચિકેતના એ દૃઢતાયુક્ત સંભાષણથી યમ અત્યન્ત પ્રસન્ન થયો અને તેથી, તે પ્રસન્ન મુદ્રાથી તેને ઇચ્છિત વર આપતો કહેવા લાગ્યો કે;-

"શ્રેય અને પ્રેય એ બે ભિન્ન વસ્તુઓ છે અને તેમના અર્થો પણ જુદા જુદા છે. એ ઉભય મનુષ્યને બદ્ધ કરે છે. જે કોઈ શ્રેયસ્કર વસ્તુને ધારણ કરી રહે છે, તેનું કલ્યાણ થાય છે; પરન્તુ જે પ્રિય વસ્તુને વળગે છે, તે સત્યાર્થથી વિહીન થઈ જાય છે. શ્રેય અને પ્રેય એ ઉભય વસ્તુઓ મનુષ્ય સમક્ષ આવીને ઊભી રહે છે. જે જ્ઞાતા પુરુષ હોય છે તે એ ઉભયનું પરીક્ષણ કરીને તેમના વાસ્તવિક સ્વરૂપને ઓળખી લે છે અને પૂર્ણ વિચારાંતે જે વસ્તુ શ્રેયસ્કર હોય છે તેનો જ તે સ્વીકાર કરે છે. પરંતુ જે મંદબુદ્ધિ પુરુષ હોય છે, તે લોભ અને તૃષ્ણાને વશ થઈને શારીરિક સુખની આશાથી કેવળ પ્રેય વસ્તુનો જ અંગીકાર કરે છે. હે નચિકેત! જે વસ્તુઓ પ્રિય છે અથવા તો જે પ્રિયસમાન ભાસે છે, તે સર્વનો પૂર્ણ સારાસાર વિચાર કરીને તેં ત્યાગ કરેલો છે." એમ કહીને યમ નચિકેતને બોધ આપતો આગળ વધે છે.

હવે આપણે ત્યાગ અને વૈદિકનીતિતત્ત્વની એક અતિશય ઉન્નત કલ્પના કિંવા ભાવના જોઈ શકીએ છીએ અને તે એ કે, મનુષ્ય જ્યાં સૂધી મિથ્યા (પ્રેય) વસ્તુઓના ઉપભોગમાટેની ઇચ્છાઓપર વિજય નથી મેળવતો ત્યાં સૂધી સત્ય-શ્રેય-વસ્તુનો તેનામાં પ્રકાશ થઈ શકતો નથી. જ્યાં સૂધી આપણી ઇન્દ્રિયોની મિથ્યા ઇચ્છાઓ કિંવા વાસનાઓ મહાઘોષ કરતી રહે છે, ત્યાં સૂધી પ્રતિક્ષણ તે આપણને બાહ્ય પ્રદેશમાં આકર્ષ્યા કરે છે-આપણે ગમે તેટલો દંભ બતાવતા હોઇએ, પરંતુ રંગ, સ્વાદ અને સ્પર્શનો કિંચિદંશ પણ મનુષ્યના આત્માને બાહ્ય પ્રદેશમાં ખેંચી લાવે છે અને જ્યાં વસ્તુસ્થિતિ એવી હોય ત્યાં પછી આપણા હૃદયમાં સત્ય કિંવા શ્રેયસ્કર વસ્તુનો સંચાર કેવી રીતે થઈ શકે વારુ? એટલામાટે જ એક સ્થળે યમ પુનઃ નચિકેતને કહે છે કે;-

"વિત્તપ્રાપ્તિની લાલસાથી મૂઢ બનેલા અવિચારી બાળકોના મનમાં પરલોક વિશેના વિચારનું આગમન થતું નથી. તેમને તો એમ જ ભાસ્યા કરે છે કે, જે છે તે આ લોક જ છે, અન્ય કોઈ લોકોનું અસ્તિત્વ છે જ નહિ. એમ માની બેસવાથી તેઓ પુનઃ પુનઃ આવીને મારી સત્તાને આધીન થાય છે."

પુનઃ, એ સત્યને યથાર્થતયા સમજવાનું કાર્ય બહુ જ કઠિન છે. ઘણાકો એનું નિત્ય નિયમિત રીતે શ્રવણ કરતા હોવા છતાં પણ એના રહસ્યને સમજી શકતા નથી. કારણ કે, એ સત્યનો વક્તા જેમ અદ્‌ભુત-અલૌકિક હોવો જોઇએ, તેવી જ રીતે તેનો શ્રોતા પણ અલૌકિક જ હોવો જોઇએ. અર્થાત્ શિક્ષક પણ અદ્‌ભુત જોઇએ અને તેના શિષ્યમાં પણ તેવી જ અદ્‌ભુતતાનો સમાવેશ થયેલો હોવો જોઇએ. જો એમ હોય તો જ એ સત્ય સમજવામાં આવી શકે છે. એ પ્રશ્નની ચર્ચા ચલાવતી વેળાએ અર્થવાદની ઉપસ્થિતિથી મનને પરિશ્રમ આપવાની કશી પણ અગત્ય નથી. કારણ કે, એ કાંઈ વાદનો વિષય નથી, કિન્તુ સર્વથા એક સત્ય પ્રતિપાદક પ્રશ્ન છે. સદા સર્વદા આપણે એ તો સાંભળતા જ આવ્યા છીએ કે, પ્રત્યેક ધર્મમાં એક એવો માર્ગ રહેલો છે કે, જે આપણી શ્રદ્ધાને અમુક પ્રકારના આગ્રહને વશ રાખ્યા કરે છે. આપણને અંધશ્રદ્ધા રાખવાનું શિક્ષણ આપવામાં આવ્યું છે. હવે અંધશ્રદ્ધાની એ ભાવના કિંવા કલ્પના નિષેધાર્હ-સર્વ પ્રકારે નિષેધાર્હ છે, એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય નથી જ; છતાં પણ એનું સૂક્ષ્મ પૃથક્કરણ કરવાથી આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ કે, એ અંધશ્રદ્ધાની પાછળ પણ એક મહત્ સત્ય રહેલું છે. આપણે અત્યારે જે વાંચીએ છીએ, તે જ તેમનો ખરેખરો આશય કિંવા ઉદ્દેશ હતો. જ્યા

વિવાદોથી મનને ભ્રમિષ્ટ બનાવી દેવાની જરા પણ આવશ્યકતા નથી; કારણ કે, એવા વિવાદોથી આપણે કાંઈ ઈશ્વરવિષયક જ્ઞાનની પ્રાપ્તિ કરી શકતા નથી-ઈશ્વરને જાણી શકતા નથી. એ સત્યપ્રતિપાદક પ્રશ્ન છે, કાંઈ વિવાદનો વિષય નથી. સર્વ વિવાદો અને યુક્તિઓનો અમુક નિશ્ચિત સિદ્ધાંતોપર જ મુખ્ય આધાર હોવો જ જોઇએ. એ સિદ્ધાંતોવિના કોઈ પણ પ્રકારનો વાદ આગળ ચાલી શકે તેમ નથી. અમુક સત્યોની પરસ્પર સમાનતા કિંવા વિશેષ યોગ્યાયોગ્યતાને પ્રદર્શિત કરનારી જે પદ્ધતિ તે યુક્તિ. આ યુક્તિએ છે કે જે સત્યોનો આપણે સર્વ રીતે પૂર્વે જ અનુભવ લઈ લીધો હોય છે. જો એ પ્રથમ પૂર્ણ દષ્ટ સત્યોનો ત્યાં અભાવ હોય, તો પછી ત્યાં યુક્તિ કે બુદ્ધિનો પણ તેવી જરીતે અભાવ જ રહેવાનો. પ્રથમ વિના દ્વિતીયની શક્યતા જ નથી. જેમકે, એક વસ્તુ બાહ્યતઃ સર્વથા સત્ય છે, તો પછી તે એકસમયાવચ્છેદે આંતરિકતાથી પણ શામાટે સત્ય ન હોવી જોઇએ વારુ? જે એક મોટામાં મોટા પ્રમાદના ખાડામાં આપણે વારંવાર ગબડી પડીએ છીએ, તે એ જ છે કે, સર્વ બાહ્ય વિકારોનો યથાર્થ અનુભવોપર જ સર્વ આધાર રહેલો હોય છે. તમને કાંઈ અમુક વચનોને જ માન્ય કરવાનું કહેવામાં નથી આવતું, કિન્તુ અમુક યથાર્થ સિદ્ધાન્ત અનુસાર નિયમો બાંધવામાં આવે છે અને તે નિયમો વાદના સ્વરૂપમાં હોતા નથી; પણ તે નિયમો સત્ય અનુભવના પરિણામે જ બાંધવામાં આવેલા હોવાથી નિત્ય વિવાદ અને આશંકારહિત સત્યના સ્વરૂપમાં જ સ્થિત હોય છે.

સર્વ યુક્તિઓ કિંવા ઉપપત્તિઓનો અમુક વિશેષ અનુભવોપર જ આધાર રહેલો હોય છે. એક રસાયનશાસ્ત્રી અમુક વસ્તુઓ લે છે અને તેમાંથી અમુક બીજી વસ્તુઓ ઉત્પન્ન કરવામાં આવે છે; એ એક સત્ય છે, તમે તેને જુઓ છો, અનુભવો છો અને તેથી એ રાસાયનિક યુક્તિઓની ઇમારત કયા સ્તંભપર ઊભી કરવી જોઇએ, એની કલ્પના પણ કરી શકો છો. નિઃસર્ગવાદીઓનો પણ એવો જ પ્રકાર ચાલતો હોય છે, અને એ જ પ્રકાર બીજી વિદ્યાઓ (Sciences)નો પણ જાણી લેવો. સર્વ જ્ઞાન અમુક વિશેષ સત્યના અનુભવના આધારે જ ઉભું રહી શકે છે, અને તેના આધારે આપણે અનેક યુક્તિઓ અને ઉપપત્તિઓની ઇમારત ચણીએ છીએ. પરન્તુ એ એક અત્યંત આશ્ચર્યકારક અને વિચિત્ર ઘટના છે કે, મનુષ્યજાતિની વિશેષ સંખ્યા–ખાસ કરીને વર્ત્તમાન કાળના મનુષ્યો–નો એવો જ વિચાર બંધાયલો જોવામાં આવે છે કે, ધર્મમાંથી તો શીખવા જેવું કાંઈ મળી શકતું જ નથી અને માત્ર મિથ્યા બાહ્ય યુક્તિઓ અને વાદોવડે જ ધર્મનો કાંઇક ભાસ થઈ શકે છે. એટલામાટે જ

આપણે વાંચી આવ્યા કે, વ્યર્થ વિવાદ કિંવા યુક્તિઓથી મનને વિનાકારણ પરિશ્રમમાં નાખવાની કશી પણ આવશ્યકતા નથી. કારણ કે, ધર્મ, સત્યતત્ત્વપ્રતિપાદક વિષય છે, કાંઈ વૃથા વિવાદનો વિષય નથી. આપણે આપણા પોતાના આત્માઓનું પૃથક્કરણ કરવું જોઈએ; અને ત્યાં શું રહેલું છે, તે યથાર્થતયા જોવું અને જાણવું જોઈએ. આપણે સત્ય તત્ત્વને સમજી લેવાનું છે અને જે કાંઈ સમજાયું હોય, તેનો સાક્ષાત્કાર કરવાનો છે. સત્ય ધર્મ એ જ છે. વધારે લાંબા અને પહોળા ધાંટા કાઢવાથી અને વિવાદ કરવાથી કાંઈ ધર્મ બની શકતો નથી. એટલામાટે 'ઈશ્વર છે કે નથી?' એ ગૂઢતમ પ્રશ્નનો મિથ્યા યુક્તિઓ કિંવા વાદવિવાદોથી કોઈ કાળે પણ યથાર્થ નિર્ણય થઈ શકવાનો નથી; અને ઈશ્વર છે કે નથી, એ વાર્તા સિદ્ધ થઈ શકવાની નથી. કારણ કે, યુક્તિનું બળ જેવું એક પક્ષમાં હોય છે, તેવું જ તે બીજા પક્ષમાં પણ હોય છે. પરંતુ જો કોઈ ઈશ્વર છે, તો તે આપણા પોતાના હૃદયમાં જ છે. તમે કોઈવાર તેને જોયો છે કે? જેવી રીતે આ જગત્ અસ્તિત્વ ધરાવે છે કિંવા નહિ? એ પ્રશ્નનો અદ્યાપિ નિર્ણય થયો નથી; તેવી જ રીતે જડવાદી અને ચૈતન્યવાદીઓ વચ્ચેનું એ વાગ્યુદ્ધ પણ અદ્યાપિ ચાલ્યા જ કરે છે. એ જો કે, સત્ય છે, તોપણ આપણે માત્ર એટલુ જ જાણીએ છીએ કે, આ વિશ્વ અસ્તિત્વ ધરાવે છે અને આગળ અને આગળ ચાલ્યા કરે છે. આપણે શબ્દના અર્થને જ માત્ર બદલી નાખીએ છીએ. એવી જ જીવનના સર્વ પ્રશ્નોની અવસ્થા છે, એટલે આપણે મૂળ સત્યના પ્રદેશમાં પાછા આવવું જ જોઈએ. કેટલાંક એવાં વિશિષ્ટ વાસ્તવિક સત્યો છે કે, જેમનો ખાસ અનુભવ કરવો જોઈએ અને જેવી રીતે બાહ્ય વિજ્ઞાનમાં હોય છે તેવી રીતે કેટલાંક એવાં ધાર્મિક સત્યો છે, તેમનો પણ અનુભવ કરવો જોઈએ અને ત્યાર પછી એ ઉભય સત્યોના આધાર૫ર ધર્મની ઇમારત ઊભી કરવી જોઈએ. ધર્મના કોઈ પણ સિદ્ધાન્ત કિંવા કથનમાં તમારે વિશ્વાસ રાખવો જ જોઈએ, એમ જે સત્તાથી કહેવું, તે સર્વથા મૂર્ખતાદર્શક અને માનવી મનને અવનત બનાવનારું જ છે, એમાં જરા પણ સંશય નથી જ. જે મનુષ્ય તમને કોઈ પણ સિદ્ધાન્તમાં શ્રદ્ધા રાખવાનો આગ્રહ કરતો હોય, તે પોતાને અવનતિના ખાડામાં નાખે છે અને તે પ્રમાણે ગમે તે સિદ્ધાંતમાં શ્રદ્ધા રાખવા માંડો તો તે તમને પણ પોતાની સાથે જ અવનતિની ઊંડી ખીણમાં ઊતારી દે છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું. જગતના અલૌકિક મહાત્માઓ આપણને જે કહે છે, તે કેવળ સત્ય એજ છે કે, તેમણે પોતાના મનોનું પૃથક્કરણ કરીને એ સત્યોને શોધી કાઢ્યાં છે અને આપણે પણ જો તેમના પ્રમાણે કરીએ તો આપણે પણ તે સત્યોમાં શ્રદ્ધા

અને માનીનતા રાખવાના જ; તે પૂર્વે તો નહિ જ. ધર્મમાં જે કાંઈ પણ આદ્ય તત્ત્વ મળી આવે છે તે એ જ છે. પરંતુ એ સાથે તમારે એ પણ ખરેખરા સત્ય તરીકે જાણી રાખવું કે, જે લોકો હમેશાં ધર્મસાથે યુદ્ધ કરવા જ તૈયાર હોય છે, તેમાંના ૯૯ ટકા જેટલા મનુષ્યોએ પોતાનાં મનોનું પૃથક્કરણ કરેલું હોતું નથી અને તેમણે કદાપિ સત્યને શોધીને તેનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન પણ કરેલો હોતો નથી. એટલામાટે તેઓ ધર્મવિરુદ્ધ જે કાંઈ પણ યુક્તિઓ કિંવા વિવાદો રજૂ કરે, તેમનો કશો પણ પ્રભાવ પડતો નથી. એક અંધ મનુષ્ય જેવી રીતે સૂર્યની વિરુદ્ધ એમ પોકાર કરીને કહ્યા કરે છે કે;–"સૂર્યનું અસ્તિત્વ માનનારા તમે બધા મૂર્ખ જ છો–સૂર્ય જેવો કોઈ પદાર્થ અસ્તિત્વ ધરાવતો જ નથી!" તેવી જ રીતે એ ધર્મવિરોધીઓનાં ધર્મવિરુદ્ધ કથનો ચાલ્યાં કરે છે અને તેથી જેટલો તે અંધ જનના પોકારનો આપણા મનમાં પ્રભાવ પડી શકે છે, તેટલો જ એ ધર્મવિરોધીઓના કથનનો પ્રભાવ પણ સમજી લેવો. સારાંશ કે, એમના કથનનું આપણા મનમાં કાંઈ પણ પરિણામ થઈ શકતું નથી. જે મનુષ્યોએ પોતાના મનનું પૃથક્કરણ કરેલું નથી અને સત્યને જાણવાનો પ્રયત્ન કર્યો નથી, છતાં જેઓ ધર્મના સ્તંભને તોડી પાડવાનો પ્રયાસ કરતા જોવામાં આવે છે, તેમના કથનનું આપણા મનમાં કાંઈ પણ પરિણામ ન થાય, એ સ્વાભાવિક જ છે.

સાક્ષાત્કારની ભાવના અત્યંત ઉચ્ચ ભાવના છે અને તેને ધારણ કરવાનું અવશ્ય શીખવું જ જોઈએ. પરંતુ જ્યારે એ તત્ત્વ સારી રીતે આપણા સમજવામાં આવી જશે કે, ધર્મ, પુસ્તકોમાં, દેવમંદિરોમાં કે ઇન્દ્રિયોમાં રહેલો નથી, ત્યારે ધર્મોમાંના એ ભિન્નભાવો, વિવાદો અને સંગ્રામોનો પોતાની મેળે જ અંત આવી જશે. એ વિવાદના અવરોધનો એના જેવો બીજો એક પણ માર્ગ નથી. યથાર્થ અનુભવ જ ખરો ધર્મ છે અને જે મનુષ્યે ખરેખરી રીતે ઈશ્વરનો અનુભવ કરેલો હોય છે, અને આત્મદર્શન કરેલું હોય છે, તે જ મનુષ્ય ધર્મને ધારણ કરે છે અથવા કરી શકે છે અને જેમણે એવો સાક્ષાત્કાર કરેલો નથી હોતો, તે ભલે મોટાં મોટાં ભાષણો આપનાર મહા આસ્તિક વક્તા–રાક્ષસીય વક્તા–હોય કે જોઈએ તો અજ્ઞાન જડવાદી હોય તો તેમાં જરા પણ અંતર નથી. આપણે સર્વ અનીશ્વરવાદી છીએ, એમ આપણને કબૂલ કરવા દો. માત્ર બૌદ્ધિક ઉન્નતિ આપણને ધાર્મિક બનાવી શકે તેમ નથી અને ખરેખર તેમ થતું નથી જ. એક ક્રિશ્ચિયન, મુસલમાન અથવા વિશ્વમાંના બીજા કોઈ પણ ધર્મના અનુયાયીને લ્યો. પર્વતપરના ધર્મસંવાદને જુઓ. તેનો ખરેખરી રીતે સાક્ષાત્કાર કરનાર મનુષ્ય

દેવત્વને પ્રાપ્ત થયો હતો-સંપૂર્ણ થયો હતો; છતાં અત્યારે એમ કહેવામાં આવે છે કે, આ જગતમાં લક્ષાવધિ ક્રિશ્ચિયનો અસ્તિત્વ ધરાવે છે. એથી શું તમે એમ કહેવા માગો છો કે તે બધા ખરા ક્રિશ્ચિયન્સ્ છે? કદાપિ નહિ. એનો આશય માત્ર એટલો જ છે કે, મનુષ્યજાતિ કદાચિત્ કોઈ સમયે એ ધર્મતત્ત્વનો સાક્ષાત્કાર કરશે, એમ ધારીને જ તેમને ક્રિશ્ચિયન્સ્‌ના નામથી ઓળખવામાં આવે છે. બાકી ખરી રીતે જોતાં તો વીસ લાખ મનુષ્યોમાં એક ક્રિશ્ચિયન્-ખરો ક્રિશ્ચિયન્-મળવો અશક્ય છે.

એ જ પ્રમાણે ભારતવર્ષમાં ત્રીસ કરોડ વેદાંતીઓ છે, એમ કહેવામાં આવે છે. પરંતુ જો એક હજારમાં માત્ર એક જ ધર્મના તત્ત્વને ખરી રીતે સમજનાર, આત્મદ્રષ્ટા પુરુષ ત્યાં અસ્તિત્વ ધરાવતો હોત, તો આ સમસ્ત વિશ્વનું માત્ર પાંચ મિનિટમાં જ પરિવર્તન-રૂપાન્તર થઈ ગયું હોત. આપણે બધા અનીશ્વરવાદી અથવા નાસ્તિક જ છીએ, છતાં પોતાની નાસ્તિકતાનો ખુલ્લી રીતે જે સ્વીકાર કરે છે, તેની સાથે યુદ્ધ કરવાને આપણે દિનરાત તૈયારના તૈયાર જ રહીએ છીએ. આપણે બધા અંધકારમાં જ અટવાયા કરીએ છીએ. ધર્મ જેવું તો આપણે કાંઈ ધારતા જ નથી-માત્ર બૌદ્ધિક ઉન્નતિમાં અને ભાષણની કુશળતામાં-આ મનુષ્ય સારું બોલે છે અને આના બોલવામાં બળ નથી-એટલામાં જ આપણો ધર્મ આવીને સમાઈ રહેલો છે. શબ્દોને એકત્ર કરવાની આશ્ચર્યકારક પદ્ધતિ, આલંકારિક પ્રભાવ અને મૂળ ગ્રંથના અનેક પ્રકારના અર્થ કરી બતાવવા, એ જ આજકાલ વિદ્વાનોના ઉપભોગનાં સાધન થઈ પડ્યાં છે અને ધર્મ તો બિચારો ભયનો માર્યો એક ખૂણામાં જ જઈને છૂપાઈ બેઠો છે. અર્થાત્ આજકાલ આપણે એ વાક્પટુતાને જ ધર્મ માની બેઠા છીએ. જ્યારે આપણા પોતાના આત્માઓમાં તે સત્ય સાક્ષાત્કાર-સત્ય અનુભવ-નો આરંભ થશે, ત્યારે જ ધર્મનો પણ પ્રારંભ થશે. તે જ ધર્મનો પ્રભાત કહેવાશે, તે સમયે જ તમે ધાર્મિક થશો અને માત્ર તે વેળાએ જ સત્ય નૈતિકતાનું પણ મંગળાચરણ થશે. અત્યારે તો આપણે માર્ગમાં ભટકતા પશુઓ કરતાં જ, કાંઈક વધારે નીતિમાન્ છીએ, એમાં સંશય નથી અને એટલી નીતિ પણ આપણે માત્ર સમાજના ભયથી જ જાળવી રહ્યા છીએ. જો આજે જ ઉઠીને સમાજ એમ કહે કે, જો તમે ચોરી કરશો અથવા એવાં જ બીજાં કૃત્યો કરશો, તો તે માટે અમે તમને શિક્ષા કરવાના નથી; તો આપણે એકદમ આ ક્ષણે જ કૂદીને બહાર નીકળી પડીએ અને પ્રત્યેક મનુષ્યની સંપત્તિને આપણા બાપની ધારીને તેનાપર હાથ ચલાવવા મંડી જઈએ, એમાં લેશ માત્ર પણ શંકા માનવી નહિ. આપણને જે નીતિમાન્ બનાવે છે, તે માત્ર પોલીસમેનનો જ પ્રતાપ

છે. એ માત્ર સમાજની જ વિચારશીલતા છે કે, જે નીતિસિદ્ધાંતનાં કેટલાંક તત્ત્વોને જાગૃત રાખે છે અને તેથી જ અત્યારે સાધારણ પશુઓ કરતાં આપણે કિંચિદંશે વધારે નીતિમાન્ છીએ. પરંતુ આપણા ગૃહમાંના એકાંત ભાગમાં આપણે જ્યારે વિચાર કરતા બેસીએ છીએ, ત્યારે આપણે પોતે કેટલાક નીતિમાન્ છીએ, એ મનમાં આપણે સારીપેઠે જાણી લઇએ છીએ. પણ ખરી રીતે જોતાં આપણે એવો દંભ ધારણ કરીને દાંભિક થવું ન જોઇએ. આપણને એ ખુલ્લી રીતે કબૂલ કરવા દો કે, અમે ધાર્મિક નથી અને તેટલામાટે બીજાઓને તિરસ્કારની દૃષ્ટિથી જોવાનો અમને કશો પણ અધિકાર નથી. આપણે સર્વ બાંધવો છીએ અને આપણને આશા છે કે, જ્યારે આપણે ધર્મનો સાક્ષાત્કાર કરીશું-ધર્મનો ખરો અનુભવ લઇશું, ત્યારે જ આપણે ખરા નીતિમાન્ થઇશું.

જો તમે એક અમુક દેશ જોયો હોય, તો કોઈ મનુષ્ય તમારા કાપીને કટકે કટકા કરી નાખે, તોપણ હૃદયના અંતર્ભાગમાં તો તમે એમ નથી જ કહેવાના કે, 'મેં તે દેશ નથી જોયો !' અસાધારણ બાહ્ય શારીરિક બળ તમને કદાચિત્ એમ કહેવાની ફરજ પાડશે કે, તમે તે દેશ નથી જોયો, પરંતુ તે સમયે તમે પોતાના મનમાં તો સારી રીતે જાણતા રહેવાના જ કે, તે દેશ તમે જોયો છે-અવશ્ય જોયો છે. એ જ પ્રમાણે જો આ બાહ્ય વિશ્વને તમે જુઓ છો, તેના કરતાં ધર્મ અને ઇશ્વરનો વિશેષ દૃઢ ભાવથી સાક્ષાત્કાર કરશો, તો પછી ધર્મ અને ઇશ્વરમાંની તમારી શ્રદ્ધાને કોઈ પણ કંપાયમાન કરી શકશે નહિ. એમ થવા પછી જ સત્ય શ્રદ્ધાનો આરંભ થશે. તમારા ગોસ્પલ (Gospel) માંના શબ્દોનો મૂળ આશય પણ એ જ છે. "ને કે જેને એક રાઇના દાણા જેટલી પણ શ્રદ્ધા હોય!" એ પછી જ તમે સત્યને જાણતા થશો. કારણ કે, તમે પોતે જ તે સમયે સત્ય સ્વરૂપ બની ગયા છો, એમ તમને જણાશે. એટલામાટે કહેવાનું તાત્પર્ય એટલું જ કે, માત્ર બૌદ્ધિક ઉન્નતિ કશી પણ વસ્તુ નથી.

હવે અહીં એ પ્રશ્ન આવીને ઊભો રહે છે કે, એ સાક્ષાત્કાર અસ્તિત્વ ધરાવે છે ખરો કે? વેદાંતનો મુખ્ય મંત્ર એ જ છે કે, ધર્મનો સાક્ષાત્કાર કરો-માત્ર બોલવાથી કાંઈ પણ વળવાનું નથી; પરંતુ એ સાક્ષાત્કાર ઘણા જ પરિશ્રમ અને પ્રયાસ પછી જ થઈ શકે છે. અણુના અંતર્ભાગમાં તે પોતે છૂપાઈ રહેલો છે-તે અત્યંત પ્રાચીન આત્મા, પ્રત્યેક માનવીહૃદયના અત્યંત અંતર્ભાગમાં વસેલો હોય છે. યોગીઓએ અંતર્દૃષ્ટિના પ્રભાવથી તેનો સાક્ષાત્કાર કરેલો છે અને એ સાક્ષાત્કાર થવા પછી તેઓ આનંદ અને અવસાદ ઉભયનો અતિક્રમ કરી ગયા છે-આપણે જેમને 'ગુણ અને દોષ' 'સત્કર્મ અને અસત્કર્મ' તેમ જ 'ઉત્પત્તિ અને વિનાશ' આદિ દ્વંદ્વના નામથી ઓળખીએ

છીએ, તે સર્વનું તેઓ ઉલ્લંઘન કરી ગયા છે—તેમની દષ્ટિમાં એ દ્વૈતભાવનું અસ્તિત્વ જ નથી. અર્થાત્ જેણે **તેને** જોયો છે, તેણે સત્ય તત્ત્વનો જ સાક્ષાત્કાર કર્યો છે, એમ નિશ્ચયપૂર્વક માનવાનું છે. પરંતુ જો એમ જ હોય તો પછી સ્વર્ગની કલ્પના અથવા ભાવનાવિશે શું ધારવું વારુ! એ જ કે, તે માત્ર દુઃખ સાથે સરખાવતાં સુખોની એક વિશેષ કલ્પના હતી. એટલે કે, આપણે બધા શોક સાથે સરખાવતાં આપણા આ જીવનના આનંદને જ ઇચ્છીએ છીએ. એ એક ઘણી જ સારી ભાવના છે, એમાં તો જરા પણ સંશય નથી અને એ ભાવના સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે; પરંતુ ખરી રીતે જોતાં તો સર્વાંશે એ એક પ્રમાદ જ છે; કારણ કે, એવી કોઈ પણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ નથી કે, જે સર્વાંગે આનંદમય હોય. તેમ જ એવી પણ કોઈ વસ્તુનું અસ્તિત્વ નથી કે, જે સર્વાંશે શોકમય અને સર્વથા દુઃખમય જ હોય. અર્થાત્ જ્યાં દષ્ટિ દોડાવશો, ત્યાં તમને એ ઉભયનું સંમિશ્રણ જ જોવામાં આવ્યા કરશે.

રોમમાંના પેલા અતિશય ધનાઢ્ય પુરુષ વિશે તો તમો બધાએ બહુધા સાંભળ્યું હશે જ. તે ધનાઢ્ય પુરુષના એક દિવસ અચાનક એમ જાણવામાં આવ્યું કે, તેની સમસ્ત સંપત્તિમાંથી માત્ર હવે એક લાખ પાઉંડની રકમ જ બાકી રહી હતી. એ વાત જાણતાંની સાથે જ તે પોતાના મન સાથે કહેવા લાગ્યો કે;—"હવે આવતી કાલે હું શું કરીશ?" અને એ પછી તે આત્મહત્યા કરીને મરી ગયો. એક લાખ પાઉંડની રકમ તો તેના મનથી જાણે દરિદ્રતા જ હતી, પરંતુ મારા માટે તે અત્યંત ધનાઢ્યતા છે; મારા જીવનકાળમાં મને જેટલી જોઇએ તેના કરતાં પણ એ ઘણી જ વધારે મોટી રકમ છે. આનંદ શો છે અને શોક શો છે? એ લય પામતો—સતત લય પામતો—એક પ્રકારનો ધર્મ છે—સ્વભાવ છે. જ્યારે હું બાળક હતો ત્યારે મારા મનમાં એવો વિચાર આવતો કે, જો હું ભાડાની ગાડી હાંકનાર થાઉં તો હું સુખના શિખરે ચઢેલો જ ગણાઉં; કારણ કે, એમ થવાથી જ્યાં ઇચ્છામાં આવે ત્યાં ગાડીમાં બેસીને ફરવા જઈ શકાય એમ હતું. પરન્તુ અત્યારે હવે એ ઇચ્છા મારા મનમાં ઉદ્ભવતી નથી. તમે કયા આનંદને વળગી રહેશો વારુ? એ એક એવો વિષય છે કે, જેને સારી રીતે જાણી લેવામાટેનો આપણ સર્વેએ એક સરખો પ્રયત્ન કરવો જોઇએ. તેમ જ એ એક એવો સંદેહ છે કે, જેને આપણે જેમ બને તેમ સત્વર ત્યાગી દેવો જોઇએ. પ્રત્યેક મનુષ્યના આનંદનો વિષય ભિન્ન હોય છે. અમે એક એવા મનુષ્યને જોયેલો છે કે, જેને નિત્ય જ્યાં સુધી અફીણનો એક ગોળો અથવા પિંડો ખાવાને ન મળે, ત્યાં સુધી તેને આનંદ થતો જ નથી. એને સ્વપ્ન પણ જ્યાં અફીણના

પાકવાળી ભૂમિનો વિસ્તાર થયેલો છે, એવા સ્વર્ગનું જ આવ્યા કરતું હશે. પરંતુ તેનું એ જ સ્વર્ગ મારા માટે તો રૈરવ નરક જ થઈ પડવાનું. વારંવાર અરબી કવિતામાં આપણે સ્વર્ગ વિશે એ જ વાંચીએ છીએ કે, સ્વર્ગમાં અનંત વન અને ઉપવન તેમ જ ઉદ્યાનભૂમિકાઓનો વિસ્તાર થયેલો છે, નિમ્ન ભાગમાં કલકલનિનાદિની નદીઓ વહન કરતી જાય છે અને નિરંતર જ્યાં અપ્સરાઓનો વિહાર દૃષ્ટિગોચર થયા કરે છે. પરંતુ હું જે દેશમાં ઉત્પન્ન થયો છું અને વસ્યો છું, ત્યાં પાણીની એટલી બધી વિપુલતા છે કે, પ્રતિવર્ષ એ પાણી કેટલાંક ગ્રામો અને હજારો જીવોનો ભોગ લઈ જાય છે. એટલામાટે જે સ્વર્ગમાં ઉદ્યાનના નિમ્ન ભાગમાં નદીઓનું વહન થતું હોય, એવા સ્વર્ગની મને આવશ્યકતા નથી. મને તો જ્યાં અત્યંત શુષ્ક ભૂમિનો વિસ્તાર હોય અને વર્ષાદની વૃષ્ટિ જ્યાં બહુ જ અલ્પ પ્રમાણમાં થતી હોય, એવા જ સ્વર્ગની આવશ્યકતા છે. સારાંશ કે, જીવનના પરિવર્તન સાથે આપણાં સુખોની કલ્પના પણ નિરંતર બદલાયા કરે છે. જ્યારે કોઈ એક તરુણ પુરુષને સ્વર્ગનું સ્વપ્ન લાધે છે, ત્યારે જ્યાં તેને એક લાવણ્યવતી લલના (પત્ની) પ્રાપ્ત થઈ શકવાની હોય, એવા જ સ્વર્ગને તે સ્વપ્નમાં નિહાળે છે. એ જ તરુણ પુરુષ જ્યારે વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે, ત્યારે તેના મનમાં એવી પત્નીની ઇચ્છા રહેતી નથી—અર્થાત્ તેની એ પૂર્વ ઇચ્છાનો તે તારુણ્યના લોપ સાથે જ લોપ થઈ જાય છે. આપણી આવશ્યકતાઓ જ આપણાં સ્વર્ગોને નિર્માણ કરે છે અને તેથી આપણી એ આવશ્યકતાઓના પરિવર્તન સાથે સ્વર્ગનું પણ પરિવર્તન થઈ જાય છે. જો આપણને એક એવા સ્વર્ગની પ્રાપ્તિ થાય કે, જેમાં એ સર્વ વસ્તુઓનો વિપુલતાથી જમાવ થયેલો હોય, તો હું નિશ્ચયપૂર્વક કહું છું કે, આપણે આપણી ગતિને આગળ વધારી શકવાના જ નથી. અર્થાત્ ઇન્દ્રિયવિષય-લાલસાની તૃપ્તિમાં જ જેમના આરંભ અને અંતનો સમાવેશ થઈ ગયેલો હોય છે, તેવા મનુષ્યોવડે ઇચ્છાયલા સ્વર્ગની પ્રાપ્તિથી કોઈ કાળે પણ આપણે આપણી ઉન્નતિ કરી શકવાના નથી જ. એ સ્વર્ગપ્રાપ્તિ તો આપણા આત્માને માટે એક ભયંકર અભિશાપરૂપ જ થવાની! જ્યાં આવીને આપણે અટકવાનું છે, તે અંતિમ વિરામ-સ્થાન શું એ જ છે કે? પ્રથમ કિંચિદ્ રોદન અને નૃત્ય અને ત્યાર પછી શ્વાનવત્ મરી જવું, એમાં જ અંતિમ સાધ્યનો અંત આવી જાય છે કે શું? આવી ક્ષણિક વસ્તુઓની ઇચ્છા રાખીને તમે મનુષ્યજાતિના શિરપર ભયંકર અભિશાપની કેવી તીવ્ર વૃષ્ટિ વર્ષાવો છો, એનું તમને લેશ માત્ર પણ ભાન છે ખરું કે? નથી જ. કારણ કે, તમે આ જગતના આનંદમાટે પોકાર કર્યાં કરો છો અને આનંદને પ્રાપ્ત

કરવામાટે ફાંફાં માર્યા કરો છો, પરંતુ આનંદ—સત્ય આનંદ શો પદાર્થ છે, એ તમે ખરી રીતે જાણતા નથી જ. તત્ત્વજ્ઞાન જે તત્ત્વનું દૃઢતાપૂર્વક પ્રતિપાદન કરે છે, તે તત્ત્વ એ નથી કે, આનંદનો પરિત્યાગ કરો. કિંતુ તે તત્ત્વનો આશય એવો છે કે, સત્ય આનંદ શી વસ્તુ છે, તે યથાર્થતયા જાણી લ્યો. નૉરવિયન્ સ્વર્ગ તે એક ભયંકર યુદ્ધભૂમિ છે કે જ્યાં તે સર્વ વાડિન્ સમક્ષ બેસે છે. ત્યાર પછી એક વનવરાહ (જંગલી ડુક્કર) શિકારના શોધમાં ત્યાં આવી લાગે છે અને તે પછી તેઓ યુદ્ધમાં પ્રવૃત્ત થઈને એક બીજાના કાપીને કટકે કટકા કરી નાખે છે. પરંતુ એક કે બીજા પ્રકારે થોડા કલાકના એ યુદ્ધની સમાપ્તિ પછી તેમના જખમ ભરાઈ જાય છે અને તેઓ એક મોટા ઓરડામાં પ્રવેશ કરે છે. ત્યાં તે ડુક્કરનું ભૂંજાયલું માંસ તૈયાર હોય છે અને તેથી ત્યાં તેઓ મસ્તી તોફાન ભરેલી મેજબાનીનો સમારંભ સાજરો કરવા માંડે છે. એ સર્વ થઈ રહ્યા પછી તે વરાહને બીજા દિવસના શિકારમાટે પાછો સજીવન કરવામાં આવે છે. સ્વર્ગવિશેની એ કલ્પના પણ તેની તે જ છે. આપણી સ્વર્ગવિષયક કલ્પના કરતાં કિંચિદંશે પણ એ કલ્પના નઠારી તો નથી જ; માત્ર આપણી કલ્પના કાંઈક વધારે સુધરેલા રૂપમાં અને ચળકતી છે, એટલું જ. આપણે આ બધા વનવરાહોનો શિકાર કરવાની ઇચ્છા ધરાવીએ છીએ અને તેમને એક એવા સ્થાનમાં એકત્ર કરવા માગીએ છીએ કે, જ્યાં સર્વ વિલાસ અને ઉપભોગો સદા સર્વદા ચાલતા જ રહેવાના છે; એ જ પ્રમાણે નૉરવિયનોની એવી કલ્પના છે કે, વનવરાહનો ત્યાં નિત્ય શિકાર કરાય છે અને તેની મેજબાનીનો વિલાસ સેવાય છે અને પુનઃ બીજા દિવસના ઉપભોગમાટે તે વરાહ સજીવન થાય છે. સારાંશ કે, સ્વર્ગવિષયક આપણી અને તેમની કલ્પનામાં જાણવા જેવો વધારે ભેદ કશો પણ નથી.

અર્થમાં ઉપયોગ કરીએ છીએ અને એકનું બીજું જ ધારી બેસીએ છીએ. જ્યાં પણ કોઈ પ્રકારનો ઉલ્લાસ, આનંદ અથવા આનંદમયતા જોવામાં આવે-બીજાના ગૃહમાંથી ચોરી કરનાર ચોરનો આનંદ પણ એમાં સમાઈ જાય છે-તો તે તેના પોતાનામાંથી બહાર આવતો તે અનંત આનદ છે, એમ જ જાણવું; માત્ર તે આનંદ અજ્ઞાનથી આવૃત થયેલો, મલિન અને ઓળખી ન શકાય તેવો થયેલો હોવાથી આપણે તેના સત્ય સ્વરૂપને ન જાણતાં તેને ચોરીના નામથી ઓળખીએ છીએ. પરંતુ અહીં એ સમજી રાખવાનું છે કે, પ્રથમ આપણે અપરિપક્વ અવસ્થામાંથી પસાર થવા પછી જ પરિપક્વ પરિસ્થિતિને પ્રાપ્ત કરી શકીએ છીએ. એટલે કે, પ્રથમ આપણે જે અજ્ઞાન અને અસત્ય હોય, તેનો પૂર્ણ પરિત્યાગ કરી દેવો જોઇએ, એટલે પછી આપણામાં સત્યનો પોતાની મેળે જ ત્વરિત આરંભ થશે. જ્યારે આપણે એવી રીતે સત્યને આપણા કબ્જામાં લઈ લઈશું, ત્યારે આપણે પ્રથમ ત્યાગી દીધેલી વસ્તુઓ નવીન આકાર અને નવીન સ્વરૂપ ધારણ કરશે, આપણને તે નવીન પ્રકાશમાં દેખાવા માંડશે અને તે સર્વ-આ સૃષ્ટિ સુદ્ધાં પણ-બ્રહ્મમય-ઈશ્વરમય થયેલી હશે. તે ઉન્નત અવસ્થાને પ્રાપ્ત થયેલી દેખાશે અને તે વેળાએ જ આપણે તેમને તેમના સત્ય પ્રકાશમાં ઓળખી અને જાણી શકીશું. પરંતુ તેમને ખરી રીતે જાણવામાટે આપણે પ્રથમ સત્યના પ્રકાશને પ્રાપ્ત કરવો જોઇએ અને ત્યાર પછી તેમનો પાછો સ્વીકાર કરીને તેમને ઈશ્વરમય બનાવી દેવી. એ અર્થની સિદ્ધિમાટે આપણે આપણાં સર્વ દુઃખ અને શોકો તેમ જ ક્ષણભંગુર અલ્પ આનંદનો ત્યાગ કરી દેવો જોઇએ. આપણે જેમને સુખ અને દુઃખના નામથી ઓળખીએ છીએ, તે માત્ર એક જ વસ્તુની ભિન્ન ભિન્ન અવસ્થાઓ છે. "*સર્વ વેદો જેનો એક મતથી વિસ્તાર કરે છે, સર્વ તપશ્ચર્યાઓ જેના ગૌરવનો પ્રકાશ કરે છે અને જેની પ્રાપ્તિથી મનુષ્યો જિતેન્દ્રિયતાના જીવનને યોગ્ય થાય છે, તે માત્ર હું તને એક જ શબ્દમાં કહીશ-તે 'ૐ' છે." એ ૐ ની વેદોમાં અત્યંત સ્તુતિ કરાયલી તમે જોઈ શકશો અને એ શબ્દને વેદોમાં અત્યંત પવિત્ર માનવામાં આવ્યો છે.

હવે યમ નચિકેતના 'દેહના મરણ શરણ થવા પછી મનુષ્યની શી ગતિ થાય છે?' એ પ્રશ્નનો ઉત્તર આપે છે. યમ કહે છે કે;-"આ જ્ઞાનમય આત્મા જન્મ કિંવા મરણને પ્રાપ્ત થતો જ નથી. તે કોઈમાંથી ઉદ્‌ભવેલો નથી અને તેમાંથી પણ કાંઈ ઉદ્‌ભવેલું નથી. આ પુરાણ, અજ, નિત્ય અને શાશ્વત આત્મા શરીરનું હનન

* આ પણ કઠોપનિષદ્‌માંનું યમનું જ વાક્ય છે. કઠોપનિષદ્-વલ્લી ૧લી, મંત્ર ૧૫ મો.

કરવા છતાં પણ હનનને પ્રાપ્ત થતો નથી.* વધ કર્ત્તાને જો એમ ભાસતું હોય કે હું વધ કરું છું અને જેનો વધ કરવામાં આવ્યો હોય તે જો એમ ધારતો હોય કે, મારો વધ થયો, તો તે બન્ને સત્યને જાણતા નથી, એમ જ જાણવું; કારણ કે, આત્મા વધ કરતો પણ નથી અને આત્માનો વધ થતો પણ નથી." અહીં પુનઃ એક પ્રકારની ભયંકર સ્થિતિ આવીને ઊભી રહે છે. યમના ઉપર્યુક્ત ઉપદેશમાંની પ્રથમ પંક્તિમાં એક વિશેષણ 'જ્ઞાનમય' છે. જેમ જેમ તમે આગળ વધતા જશો, તેમ તેમ એ તમારા જાણવામાં આવશે કે, વેદાંતની મુખ્ય કલ્પના કિંવા આદર્શતા એ જ છે કે, સર્વ જ્ઞાન અને સર્વ વિશુદ્ધતાનો આત્મામાં પ્રથમથી જ અંતર્ભાવ થએલો છે–તે તત્ત્વો મંદતાથી વ્યક્ત થતાં હોય કે પૂર્ણ પ્રકાશમાં વ્યક્ત થતાં હોય એટલી જ માત્ર ભિન્નતા છે. સમસ્ત સૃષ્ટિમાં મનુષ્ય મનુષ્ય વચ્ચે અને અન્ય સર્વ વસ્તુઓમાં જે ભિન્નતા જોવામાં આવે છે, તે જાતીય ભિન્નતા નથી, કિન્તુ પ્રમાણની જ ભિન્નતા છે. એ સર્વના મૂળમાં–સર્વના સત્ય સ્વરૂપ તો તે જ શાશ્વત, અખંડ આનંદમય વિશુદ્ધ અને પરિપૂર્ણ એક આત્માજ રહેલો છે. એ આત્મા પાપીમાં અને ધર્માત્મામાં સુખીમાં અને દુઃખીમાં, સ્વરૂપવાનમાં અને કુરૂપમાં તેમજ મનુષ્યમાં અને પશુમાં સર્વત્ર એક સરખી રીતે જ વ્યાપેલો છે. તે પ્રકાશમાન્ છે. વ્યક્તતાના ન્યૂનાધિક પ્રમાણથી જ ભેદ કિંવા ભિન્નતાનો ભાસ થાય છે. કેટલાકમાં તે વિશેષતાથી વ્યક્ત થયેલો હોય છે અને કેટલાકોમાં તેની વ્યકતતા ન્યૂન હોય છે. પરંતુ એ ન્યૂનાધિક

---

* આ મંત્રોમાંનો આશય શ્રીમદ્ભગવદ્ગીતાના ૨ જા અધ્યાયના ૧૯ મા અને ૨૦ મા શ્લોકમાં પણ પ્રકટ કરેલો છે, તે નીચે પ્રમાણે;—

"य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतौ नायं हंति न हन्यते ॥ १९ ॥
न जायते म्रियते वा कदाचिन् नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे" ॥ २० ॥

એ બન્ને શ્લોકોનો ભાવાર્થ નીચે પ્રમાણે છે;–

"જે એને મારનાર ધારે છે તથા જે એને મરાયલો ધારે છે, તે બન્ને યથાર્થતાને સમજતા નથી. એ મારતો પણ નથી અને મરાતો પણ નથી." ૧૯ "એ કદાપિ જન્મતો પણ નથી તેમ જ મરતો પણ નથી. થયો નથી અને ભવિષ્યમાં થવાનો પણ નથી–સારાંશ કે, એ આત્મા જન્મમરણના વિકારથી રહિત છે. એ જન્મરહિત, નિત્ય, શાશ્વત અને પુરાણ છે. એટલા માટે શરીરનો નાશ થવા છતાં એનો (આત્માનો) તો કદાપિ નાશ થતો જ નથી. અર્થાત્ જડ શરીરનો સંહાર થવાથી ચૈતન્ય આત્માનો સંહાર થઈ શકતો નથી અને તે ન થાય,'એ સર્વથા સ્વાભાવિક જ છે.

વ્યક્તતાના ભેદનું તે આત્મામાં તો કાંઈ પણ પરિણામ થતું નથી. જો પોતાનાં વસ્ત્રોની ભિન્નતાના પ્રભાવે એક મનુષ્ય પોતાના શરીરને ન્યૂન પ્રમાણમાં જોઈ શકતો હોય અને બીજો પોતાના શરીરને અધિક પ્રમાણમાં જોતો હોય, તો તેથી કાંઈ મૂળ શરીરોને ન્યૂનાધિકતાનો વિકાર સ્પર્શ કરી શકતો નથી. એ ભિન્નતા માત્ર વસ્ત્રોમાં જ રહેલી છે કે, જે શરીરને વધારે ઢાંકી દે છે અથવા તો ઓછા પ્રમાણમાં ઢાંકે છે. એટલામાટે તે આવરણ-વસ્ત્ર-ને અનુસરીને જ શરીર, મનુષ્ય, તેની શક્તિઓ અને વિશુદ્ધતાનો તેટલા પ્રમાણમાં જ પ્રકાશ થવા માંડે છે. એથી આપણે અહીં એ પણ સારી રીતે સ્મરણમાં રાખી લેવું જોઈએ કે, સમસ્ત વેદાંત-તત્ત્વજ્ઞાનમાં ઉત્તમ અને કનિષ્ઠ જેવું કાંઈ અસ્તિત્વ ધરાવતું જ નથી-એ દ્વૈતનો ત્યાં સંપૂર્ણતયા અભાવ છે, સારી વસ્તુ પણ તે જ છે અને નઠારી વસ્તુ પણ તે જ છે, જે ભેદ છે તે માત્ર અવસ્થામાં જ છે અને એ તત્ત્વ સર્વથા સત્ય છે, એમ પ્રત્યક્ષ આપણા જોવામાં આવી શકે છે. જેમકે, તે એક જ વસ્તુ કે જેને આજે હું અત્યંત સુખદાયક અને આનંદદાયક માનું છું, તેને જ આવતી કાલે કોઈ વધારે સારી વસ્તુની પ્રાપ્તિ થતાં હું ધિક્કારવા માંડું છું અને મને તે અત્યંત દુઃખદાયક ભાસવા માંડે છે. અર્થાત્ એથી એ જ સિદ્ધ થાય છે કે, ભેદ માત્ર અવસ્થામાં અને તેના બાહ્ય સ્વરૂપમાં જ રહેલો છે-વસ્તુમાં પોતામાં તેવી કશી પણ ભિન્નતા રહેલી નથી. જેને આપણે સારી અને નઠારી કહીએ છીએ, એવી કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી. જે અગ્નિ આપણને ઉષ્ણતા આપે છે, તે જ અગ્નિ કોઈ બાળકને બાળી પણ મૂકે છે. પરંતુ એ કાંઈ અગ્નિનો દોષ નથી. એ જ પ્રમાણે આત્મા વિશુદ્ધ અને સંપૂર્ણ હોવા છતાં જે મનુષ્યની પાપ કરવાની ઇચ્છા કિંવા વાસના થાય છે, તે પોતાના હાથે જ પોતાનું તેવા પ્રકારનું જીવન ઉત્પન્ન કરી લે છે-તે પોતે પોતાના-આત્માના-સત્ય સ્વભાવથી અજ્ઞાત હોય છે. એક ખૂનીમાં ખૂની મનુષ્યમાં પણ એ પવિત્ર આત્માનો અવિચલ નિવાસ છે; તે આત્માનો ત્યાં પણ અભાવ નથી જ; કારણ કે, તે મરતો નથી. તેણે પોતાના આત્માને વધારે આવૃત કરી દીધો અને તે આત્માને વ્યક્ત ન કરી શક્યો, એ તેનો પ્રમાદ હતો. જે મનુષ્ય પોતાને હણાયલો ધારે છે, તેનામાં પણ આત્મા હણાયલો હોતો નથી, કારણ કે, આત્મા શાશ્વત હોવાથી તે કદાપિ હણાતો નથી અને તેનો કોઈ કાળે પણ નાશ થતો નથી. તે સૂક્ષ્મથી પણ અત્યંત સૂક્ષ્મ છે અને સ્થૂલથી અત્યંત સ્થૂલ છે. છતાં એ સર્વ શક્તિમાન્ આત્મા પ્રત્યેક માનવી હૃદયના અંતર્વિભાગમાં અચલતાથી ઉપસ્થિત છે-વસેલો-

છે. તે નિષ્પાપ અને દુ:ખરહિત છે. તેનું પરમાત્માની કૃપાદ્વારા દર્શન કરો; તે વિદેહ હોવા છતાં દેહમાં વસે છે, અનવકાશ હોવા છતાં અમુક અવકાશમાં વસેલો દેખાય છે; તે અનંત્ છે અને સર્વ વ્યાપક છે; એવા આત્માને ઓળખવાથી સંત, મહાત્માઓ અને યોગીઓ કોઈ કાળે પણ દુ:ખના વિકારથી બદ્ધ થતા નથી. વક્તૃત્વશક્તિ, અદ્વિતીય બુદ્ધિબળ કિંવા વેદના અધ્યયનથી એ આત્માનો સાક્ષાત્કાર થઈ શકતો નથી.

આ એક અત્યંત ગંભીર વિષય છે. મેં તમને આગળ પણ કહેલું છે, તે પ્રમાણે ઋષિઓ અત્યંત ગંભીર વિચાર કરનારા હતા અને વિચાર કરવામાં તેઓ ક્યાંય પણ વચ્ચે અટકતા ન હોતા. તમારે અહીં એ વાતનું સારી રીતે સ્મરણ રાખવું કે, અમારા ભારતવર્ષમાં વેદોને જેટલી પવિત્ર દૃષ્ટિથી જોવામાં આવે છે અને વેદોમાં જેટલો ભાવ રાખવામાં આવે છે, તેની પવિત્ર દૃષ્ટિથી ક્રિશ્ચિયનો બાઇબલને કદાપિ જોતા નથી અને બાઇબલમાં તેમનો તેટલો દૃઢ વિશ્વાસયુક્ત ભાવ પણ નથી. તમારી બાઇબલ વિશે જે કલ્પના છે તે એ જ કે, એક મનુષ્યને ઈશ્વરની પ્રેરણા થઈ હતી; પરન્તુ ભારતવાસિ જનોની ભાવના એવી છે કે, આ સર્વ વસ્તુઓ અસ્તિત્વ ધરાવે છે, તેનું કારણ એ જ છે કે, એમનું વેદમાં કથન કરેલું છે—અર્થાત્ એ વેદોક્ત હોવાથી જ અસ્તિત્વ ધરાવે છે. વેદોમાં આદિથી અંત પર્યન્ત સમસ્ત સૃષ્ટિ આવી ગયેલી છે. જે કાંઈ પણ જ્ઞાનના નામથી ઓળખાય છે તે સર્વ વેદોમાં છે. વેદનો પ્રત્યેક શબ્દ શાશ્વત અને પવિત્ર મનાય છે—સ્રષ્ટ મનુષ્ય સમાન જ તે શબ્દ પણ અનાદિ–અનંત શાશ્વત મનાય છે. જેવી રીતે માનવામાં આવે છે, તેવી રીતે સૃષ્ટિના ઉત્પાદકનું સમસ્ત સ્વરૂપ એ પવિત્ર ગ્રંથોમાં જ આવી રહેલું છે. એવી પ્રકાશમયી ભાવનાથી તેઓ વેદોને માન આપે છે અને તેમાં શ્રદ્ધા રાખે છે. અમુક વસ્તુ અથવા કાર્યને નીતિ શામાટે માનવામાં આવે છે? એવો જો કોઈ પ્રશ્ન કરે તો તેનું ઉત્તર એ જ મળવાનું કે, વેદોમાં એમ કહેલું છે એટલામાટે. તેમ જ કોઈ એમ પૂછે કે, અમુક અનીતિ છે, એમ શાના આધારે કહો છો? તો એનો પણ એ જ જવાબ મળવાનો કે, વેદોની આજ્ઞાને આધારે. વેદોમાં આવી પવિત્રતમ અદ્વિતીય ભાવનાત્મક શ્રદ્ધા હોવા છતાં પણ તે પૂર્ણ ગંભીર ઋષિઓ શું કહે છે તે સાંભળો—તેઓ કહે છે કે, 'નહિ, માત્ર વેદોના વિશેષ અભ્યાસથી જ જે સત્ય છે, તેનો સાક્ષાત્કાર થઈ શકતો નથી; અર્થાત્ જેનાપર ઈશ્વરનો અનુગ્રહ થાય છે, તે મનુષ્યને જ તેનો સાક્ષાત્કાર થઈ શકે છે. પરંતુ એમાં પાછો એક એવો પ્રશ્ન ઊભો થાય છે કે, એ તો એક પ્રકારનો પક્ષપાત જ કહી શકાય, અને તે શંકાના નિવારણમાટે પુનઃ આવું વિવેચન કરવામાં આવ્યું છે કે, જેઓ

પાપકર્મો છે અને જેમનું મન શાંત તથા એકાગ્ર નથી, તેઓ એ પ્રકાશને કદાપિ જાણી કે ઓળખી શકતા નથી; જેઓ પોતાના અંતઃકરણમાં સત્યને ધારણ કરનારા છે, જેઓ પોતાનાં કર્મોમાં વિશુદ્ધ છે અને જેમણે ઇન્દ્રિયોપર પૂરેપૂરો અધિકાર મેળવેલો છે, તેમને–માત્ર તેમને–જ આત્મા પોતાની મેળે જ પોતાનો સાક્ષાત્કાર કરાવે છે.

હવે અહીં એક અત્યંત મનોહર આલેખિત આકૃતિનું દર્શન થાય છે. એક એવું ચિત્ર છે કે, આત્મા આરોહી છે અને શરીર રથ છે; બુદ્ધિ સારથિ છે, મન લગામ છે અને ઇન્દ્રિયો અશ્વ છે. એટલે હવે એ શરીરરૂપ રથમાં જોડાયલા ઇન્દ્રિયરૂપ અશ્વો સારી રીતે કેળવાયલા હોય અને તેમની મનરૂપ લગામને બુદ્ધિરૂપ સારથિએ દૃઢતાથી પોતાના હાથમાં પકડી રાખી હોય, તો પછી તે રથ નિર્વિઘ્ન પોતાના ધારેલા સ્થાને પહોંચી જાય છે કે, જે અન્ય શબ્દોમાં કહીએ તો તે સર્વવ્યાપક આત્માનું જ સામ્રાજ્યનગર છે. પરતુ જ્યાં અશ્વો (ઇન્દ્રિયો) પર જોઈએ તેવો કશો પણ કાબૂ નથી, લગામ (મન) પણ અસ્તવ્યસ્ત છે, તો પછી ત્યાં સારથિ (બુદ્ધિ) નો વિનાશ થાય, એ સ્વાભાવિક જ છે. સર્વ ભૂતોમાં વ્યાપેલો આત્મા પોતાને મનુષ્યનાં ચર્મચક્ષુ કિંવા ઇન્દ્રિયો સમક્ષ વ્યક્ત કરતો નથી, કિન્તુ જેમનાં મન પવિત્ર અને વિશુદ્ધ થયેલાં હોય છે, તેઓ તેને પોતાની મેળે જ જોઈ શકે છે, એવા એ સર્વ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધથી પર, નિઃસર્ગ વિકારથી રહિત, અપરિવર્તનીય, અનાદ્યનંત અને શાશ્વત આત્માનો જે સાક્ષાત્કાર કરે છે, તે મનુષ્ય મૃત્યુના ભયંકર પંજામાંથી સદાને માટે મુક્ત થાય છે. પરંતુ પ્રથમ એ સાક્ષાત્કાર થવો અત્યન્ત દુર્લભ છે. જેમ કહેવામાં આવે છે, તેમ એ સાક્ષાત્કારનો પ્રયત્ન કરવો તે તલવારની તીખી ધારપર ચાલવા બરાબર છે. માર્ગ દીર્ઘ છે અને વળી સંકટમય છે. છતાં પણ પ્રયત્ન કરીને આગળ વધો, સંકટો સાથે સંગ્રામ કરો અને નિરાશ ન થાઓ. "જાગો, ઊઠો અને ચાલવા મંડો–જ્યાં સુધી તે આત્મધામમાં ન પહોંચો ત્યાં સુધી માર્ગમાં ક્યાંય અટકીને ઊભા ન રહો." આ ઉપદેશને સૂક્ષ્મતાથી સ્મરણમાં રાખી લેવો, એટલે અર્થસિદ્ધિ થવાનો પૂરેપૂરો સંભવ રાખી શકાશે.

હવે તો તમે એ સ્પષ્ટતાથી જોઈ શક્યા હશો જ કે, સર્વ ઉપનિષદોમાં આદિથી અંતપર્યન્ત સર્વથી શ્રેષ્ઠ અને સર્વના મુખ્ય આધારરૂપ જે કલ્પના છે, તે માત્ર સાક્ષાત્કારની જ કલ્પના છે. હવે આના સંબંધમાં અનેક પ્રશ્નો અને સંશયો ઉત્પન્ન થવાનો સંભવ છે અને તેમાં પણ ખાસ કરીને વર્તમાન કાળના મનુષ્યોના મનમાં તો એવા સંશયો અવશ્ય આવવાના જ. પ્રથમ તો એની ઉપયોગિતાનો પ્રશ્ન આવીને

ઉભો રહેવાનો અને ત્યારપછી એવા બીજા પણ અનેક પ્રશ્નો આવવાના. પરંતુ અંતે આપણે જોઈ અને જાણી શકીશું કે, આપણે આપણા ભૂતકાલીન સંસર્ગોથી જ પ્રેરાયલા છીએ. એ માત્ર કલ્પના કિંવા ભાવનાઓનો જ સંસર્ગ છે કે, જેની આપણા મનમાં આટલી બધી સત્તા વ્યાપી રહી છે. જેઓ પોતાની બાલ્યાવસ્થાથી જ સાકાર ઈશ્વર અને મનોવિશેષત્વની ભાવનાનું જ સદા સર્વદા શ્રવણ કરતા આવ્યા છે, તેમને તો આ ભાવના ખરેખર અત્યંત કુરૂપ અને કઠિન જ ભાસવાની; પરંતુ જો આપણે એ જ ભાવનાનું દીર્ઘ કાલપર્યન્ત શ્રવણ અને મનન કરવા જ રહીએ, તો પછી એ ભાવનાઓ આપણા જીવનના અંશ કિંવા વિભાગરૂપ બની જવાની, એમાં લેશ માત્ર પણ સંશય નથી જ અને એવી રીતે એ કલ્પના આપણા જીવનના અંશરૂપ બનવા પછી તે આપણને કદાપિ બ્હીવડાવી શકવાની નથી. જે મહાન્ પ્રશ્ન સાધારણતઃ નિત્ય અને વારંવાર ઉત્પન્ન થાય છે, તે તત્ત્વવિદ્યાની ઉપયોગિતા વિશેનો છે. એ પ્રશ્નનું એક એ જ ઉચિત ઉત્તર છે કે, જો બહૂપયોગિત્વવાદની પદ્ધતિ પ્રમાણે માત્ર સુખોનો શોધ જ બહુ મનુષ્યોને માટે લાભકારક મનાતો હોય, તો પછી જેઓ માત્ર ધર્મના વ્યવસાયમાં જ આનંદ અને સુખ માનતા હોય, તેઓ ધર્મનો શોધ શામાટે ન કરે વારુ? કારણ કે, ઇન્દ્રિયવિષયોપભોગ ઘણાકોને આનંદ આપે છે, અને તેથી તેઓ તે આનંદનો જ શોધ કર્યા કરે છે; પરન્તુ બીજા કેટલાક એવા પુરુષો પણ છે કે, જેમને ઇન્દ્રિયવિષયોપભોગો સુખ કિંવા આનંદ આપી શકતા નથી અને તેથી તેઓ એના કરતાં વિશેષ ઉચ્ચતર અને ઉદાત્ત સુખના શોધમાં નિમગ્ન રહે છે. શ્વાનનો આનંદ માત્ર ખાન અને પાનમાં જ સમાયલો હોય છે; પરંતુ સર્વ વસ્તુઓનો પરિત્યાગ કરીને આકાશમાંના કેટલાક નક્ષત્રોની ગતિ અને સ્થિતિનું અવલોકન કરવામાટે પર્વતના શિખર પર જઈ વસેલા એક ખગોલશાસ્ત્રવેત્તાના ખરા આનંદને તે શ્વાન જાણી શકતો નથી—અર્થાત્ તેનો આનંદ શામાં સમાયલો છે, એની તે શ્વાનને સ્વપ્નમાં પણ કલ્પના હોતી નથી. શ્વાન તો તેના એ વ્યવસાયને જોઈને ઉપહાસ્ય જ કર્યા કરે છે અને મનમાં તેને એક પ્રમાદી મનુષ્ય જ ધારી લે છે. તે બિચારા ખગોલવેત્તા પાસે નિર્વાહ કરવાનાં સાધનોનો અભાવ હોવાથી તે કુટુંબ વિનાનો છે અને તેને ગરમાગરમ ખાવાનું લાવી આપે, એવું આપ્ત મનુષ્ય કોઈ પણ નથી. એટલે તે રોટલીના કકડા ખાઈને અને પાણી પીને પોતાનો વખત વીતાવ્યા કરે છે અને પર્વતના શિખરપર દિનરાત બેસી રહે છે. શ્વાન તેની એ અવસ્થાને જોઈને હસે છે એટલે ખગોલવેત્તા શાંતિથી તેને

ઉદ્દેશીને કહે છે કે;–"મારા પ્રિય શ્વાન! તારો આનંદ માત્ર ઇન્દ્રિયોની તૃપ્તિમાં જ સમાયલો છે, માટે તું તેનો આનંદથી ઉપભોગ લીધા કર; કારણ કે, એથી વિશેષ ઉદાત્ત કલ્પનાનો તારા મનમાં નિવાસ જ નથી; પરન્તુ મારી સ્થિતિ તેવી નથી, મારા માટે તો આ કૃતિ જ અત્યંત આનંદદાયિની છે; એટલામાટે જો તારી ઇચ્છા પ્રમાણેના સુખને શોધી લેવાનો તને અધિકાર છે, તો તેવી રીતે જ મારી ઇચ્છા પ્રમાણેના મારા આનંદને શોધી લેવાનો મને પણ અધિકાર છે!" જે મોટામાં મોટો પ્રમાદ થાય છે તે એ જ કે, સમસ્ત વિશ્વને આપણે આપણા પોતાના સ્થાનમાં જ બાંધી દેવાની ઇચ્છા ધરાવીએ છીએ, અને આપણા મનને જ આપણે સૃષ્ટિની મર્યાદા બનાવી દઇએ છીએ. જીર્ણ ઇન્દ્રિયવિષયો કદાચિત્ તમારામાટે મહત્તમ આનંદ અને અદ્વિતીય સુખરૂપ હશે, પરતુ તેથી કાંઈ એવો નિયમ સિદ્ધ થઈ શકતો નથી કે, મારા આનંદની કલ્પના પણ એની એ જ હોવી જોઇએ; અને એ જ કારણથી જ્યારે તમે એ મતનું દૃઢતાથી પ્રતિપાદન કરો છો, ત્યારે હું તમારા એ મતથી વિભક્ત થાઉં છું. વૈશ્વિક ઉપયોગિતાવાદી અને ધર્મવાદીઓ વચ્ચે જે અતરાય રહેલો છે, તે એ જ છે. વિશ્વની ઉપયોગિતાનો પ્રતિપાદક અભિમાનપૂર્વક કહે છે કે, "જુઓ હું કેવો સુખી છું! હું અલ્પ ધન ઉપાર્જન કરુ છું, પરંતુ વધારે કમાણીમાટે હું મારા હૃદયને અને મસ્તિષ્કને પરિશ્રમ આપતો નથી અને વધારે લોભ ધરાવતો નથી. એ લોભ રાખવો વ્યર્થ છે, એવી મારી ભાવના છે અને તેથી જ હું સુખી છું." જો તમે એટલી સામા સુધી જ પહોંચ્યા હો, તો તો ઠીક જ છે–તમારા સર્વ ઉપયોગિતાવાદીઓને માટે એ સારું જ છે. આ જગત્ અતિશય ભયંકર છે. જો કોઈ પણ મનુષ્ય પોતાના મનુષ્ય બાંધવોની કોઈ પણ પ્રકારે હાનિ ન કરતાં પોતાનાં આનંદ કિંવા સુખનાં સાધનો મેળવી લેતો હોય, તો તેને ઈશ્વર ક્ષેમકુશળતામાં રાખો, એવો જ મારો આશીર્વાદ છે. પરંતુ જ્યારે એ જ મનુષ્ય મારી પાસે આવે અને મને આગ્રહપૂર્વક એમ જ કહેવા માંડે કે, "તમારે પણ હું જેવી રીતે વર્તું છું, તેવી જ રીતે વર્તવું જોઇએ અને જો તમે મારા કહેવા પ્રમાણે નહિ કરો, તો તમે મૂર્ખ જ છો, એમ જ હું માનીશ." તો પછી તેને હું એવો જ જવાબ આપવાનો કે, "તમે જૂઠા છો–આ તમે મોટી ભૂલ કરો છો. કારણ કે, જે વસ્તુઓ તમારામાટે આનંદ સ્વરૂપિણી છે, તે જ વસ્તુઓનો જો હું સ્વીકાર કરીશ, તો કદાચિત્ તેથી મારા મરણનો જ સંભવ થશે. જો હું એક મુઠ્ઠીભર અથવા થોડા વધારે સુવર્ણનિષ્કની લાલસામાં ભમ્યા કરીશ, તો પછી હું જીવનને યોગ્ય રહીશ જ નહિ! હું મરણશરણ થઇશ."

કોઈ પણ ધાર્મિક જનના મુખમાંથી જે ઉત્તર મળવાનો સંભવ છે, તે ઉત્તર એ જ છે, કે જેમણે આ જડ અને ક્ષણિક વસ્તુઓ સાથેના પોતાના સંબંધની સમાપ્તિ કરી દીધી છે, તેમનામાટે જ માત્ર ધર્મને ધારવાની શકયતા છે. આપણે આપણો અનુભવ મેળવવો જોઇએ અને તે પ્રમાણે જ આગળ ગતિ વધારવી જોઇએ. આપણે જ્યારે આપણી એ ગતિને અટકાવી દઇશું, ત્યારે–માત્ર ત્યારે જ પરલોકનાં દ્વાર આપણામાટે ખુલ્લાં થશે; તે પૂર્વે તેમ થવાની કદાપિ શકયતા નથી.

મારા મનમાં એક મહાન્ પ્રશ્ન ઉત્પન્ન થાય છે, અને તે પ્રશ્ન એક એવી કલ્પના વિશેનો છે કે, જેનો ઉચ્ચાર કરવો પણ ભયંકર છે, છતાં તે સત્ય વસ્તુ મનાય છે. કેટલીકવાર આ ઇન્દ્રિયના વિષયોપભોગો એક પ્રકારનો નવીન આકાર અને નવીન વિસ્તાર ધારણ કરે છે, અને તેનો તે આકાર અને વિસ્તાર અત્યંત ભયંકર તથા ભ્રમમાં નાખી દેનારો જ હોય છે. પુરાતન કાળમાં બહુધા પ્રત્યેક ધર્મમાં એક એવી કલ્પનાનો વિસ્તાર હતો કે, એક સમય એવો આવશે કે, જ્યારે જીવનનાં બધાં દુઃખોનો સર્વથા નાશ થઈ જશે અને કેવળ આનંદ તથા વિલાસસુખો જ અવશિષ્ટ રહેશે. તેમ જ આ પૃથ્વી સ્વર્ગના રૂપમાં ફેરવાઈ જશે. પરંતુ એ ભાવનાને હું માનતો નથી. આપણી આ પૃથ્વી તો અત્યારે છે તેના તે વિશ્વના સ્વરૂપમાં જ સદા સર્વદા સ્થિર રહેવાની છે. જો કે આમ કહેવું એ અત્યંત ભયંકર છે, પરંતુ એમ કહેવા વિના મારામાટે બીજો માર્ગ જ નથી. એનો સ્વભાવ સંધિવાયુ સમાન છે, એટલે એને મસ્તિષ્કમાંથી કાઢો તો પગમાં સંચાર કરશે અને ત્યાંથી પણ કાઢશો તો શરીરના બીજા ભાગોમાં પ્રવેશ કરશે. તમે જે કાંઈ પણ કરો છો, તે અહીંનું અહીં જ છે–એટલે દુઃખ પણ એ પ્રમાણે જ છે. જૂના વખતમાં લોકો અરણ્યમાં વસતા હતા અને એક બીજાના માંસનો આહાર કરીને વખત વીતાડતા હતા. અત્યારે જો કે તેઓ એક બીજાના માંસનો આહાર કરતા નથી, તથાપિ તેઓ એક બીજાને ઠગે છે અને પોતાનું ગાડું આગળ ગબડાવતા જાય છે. સમસ્ત દેશોના દેશો અને નગરોનાં નગરોને પોતાની ઠગવિદ્યાના બળથી તેઓ ઉધ્વસ્ત કરી નાખે છે. એ કાંઈ વિશેષ ઉન્નતિ નથી. ઇચ્છાઓની વિપુલતાને તમે વિશ્વની ઉન્નતિના નામથી ઓળખો છો, પરન્તુ હું તો એમાં ઉન્નતિ જેવું કાંઈ પણ જોઈ શકતો નથી. મને તો જે સ્પષ્ટ દેખાય છે તે એ જ છે કે, ઇચ્છાઓ જ દુઃખ અને દારિદ્ર્યને ખેંચી લાવે છે–એક ભિક્ષુક કે જે કાંઈ પણ વસ્તુને માટે ભિક્ષા માગતો જ હોય છે, તે દુકાનમાંની પ્રત્યેક વસ્તુને મેળવવાની ભાવનાથી જ જોયા કરે છે અને પ્રત્યેક વસ્તુ પોતાને મળે

અને મળે તો જ ઠીક થાય, એમ જ ધારતો હોય છે. તેવા એક ભિક્ષુકની અવસ્થાને પ્રાપ્ત કરાવનારી એ ઇચ્છાઓ જ છે. એથી સમસ્ત જીવન તૃષ્ણાતુર ભિક્ષુક અને અનિવાર્ય તૃષ્ણાનું સ્વરૂપ જ બની જાય છે. જો ઇચ્છાઓને તૃપ્ત કરવાની શક્તિ અંકગણિતની ગતિથી વધેલી હોય, તો ઇચ્છાની શક્તિ ભૂમિતિની ગતિથી વધતી જાય છે. એટલે આ વિશ્વમાં સુખ અને દુઃખનો છેલ્લો એકંદર સરવાળો તો બહુધા તેનો તે જ આવી રહે છે. સમુદ્રમાં એક લહરી ઉંચી ચઢે છે, તે વેળાએ સમુદ્રના ગર્ભમાં અન્ય સ્થળે તેટલો જ ખાડો પડી જાય છે. અર્થાત્ જો મનુષ્યને સુખની પ્રાપ્તિ થાય, તો બીજા કોઇને-કોઈ પશુને-અવસ્ય દુઃખની પ્રાપ્તિ થાય છે. મનુષ્યોની સંખ્યામાં વધારે અને વધારે વધારો થતો જાય છે અને તેથી વિરુદ્ધ પશુઓની સંખ્યા દિવસે દિવસે વધારે અને વધારે ઓછી થતી જાય છે. આપણે તેમનો વધ કરીએ છીએ અને તેમની ભૂમિ છીનવી લઇએ છીએ-આપણે તેમના નિર્વાહનાં સર્વ સાધનોનો અપહાર કરીએ છીએ. એટલે પછી સુખની વૃદ્ધિ જ થતી જાય છે, એમ આપણાથી કેમ કહી શકાય વારુ? સબળ જાતિઓ નિર્બળ જાતિઓને ખાઈ જાય છે, પણ તેથી શું તમે એમ ધારો છો કે, તે સબળ જાતિઓ સુખી થવાની છે? નહિ; એક સમય એવો આવશે કે, તેઓ પોતપોતામાં જ એક બીજાને મારી નાખવાના વ્યવસાયનો આરંભ કરશે. આ વિશ્વ સ્વર્ગના સ્વરૂપમાં કેવી રીતે ફેરવાઈ શકશે, એ હું વ્યવહારગમ્ય દૃષ્ટિથી જોઈ શકતો નથી. કારણ કે, મૂળ વસ્તુસ્થિતિ એની વરુદ્ધ છે. તેમ જ કાલ્પનિક દૃષ્ટિથી પણ મારી તો એ જ ધારણા છે કે, એમ બનવું સર્વથા અશક્ય અને અસંભવનીય છે.

સંપૂર્ણતા કિંવા શ્રેય સદા સર્વદા અનંત જ છે. આપણે પોતે પણ પ્રથમથી જ અનંત છીએ અને આપણે એ અનંતતાને વ્યક્ત કરવામાટેના પ્રયત્નો કરી રહ્યા છીએ. તમે અને હું-પ્રત્યેક એ અનંતત્વને વ્યક્ત કરવાના પ્રયત્નમાં જ લાગેલા છીએ અને ત્યાં સુધી સર્વ યથાયોગ્ય છે. પરંતુ એ સત્યમાંથી કોઈ એક જર્મન તત્ત્વજ્ઞે તત્ત્વજ્ઞાનનો એક વિચિત્ર સિદ્ધાંત ઉપજાવી કાઢવાનો યત્ન કર્યો હતો. તે એ કે, એ સ્ફુટીકરણ, જ્યાં સુધી તે સંપૂર્ણ સ્ફુટીકરણને પ્રાપ્ત નહિ કરી લે, ત્યાં સુધી એમને એમ જ આગળ અને આગળ વધ્યા કરશે-આપણે સંપૂર્ણતાગત વ્યક્તિનું સ્વરૂપ ધારણ કરીશું ત્યાં સુધી એ સ્ફુટીકરણનો વ્યવસાય એમનો એમ જ ચાલતો રહેવાનો. પરંતુ એ સંપૂર્ણ સ્ફુટીકરણથી તે કહેવાને શું માગે છે, તે કાંઈ સમજી શકાતું નથી. સંપૂર્ણતા એટલે અનંતતા અને સ્ફુટીકરણ એટલે મર્યાદા. એથી તેના કહેવાનો આશય એવો જ દેખાય છે કે, આપણે અંતે

અમર્યાદિત મર્યાદિત થઈશું; પણ એમ કાંઈ પણ થવાનું નથી. એ બધી ઢંગધડાવગરની મિથ્યા કલ્પના જ કહી શકાય. એવો સિદ્ધાંત કદાચિત્ બાળકોને જ સંતોષ આપી શકે—એ સિદ્ધાંત બાળકોને સંતોષ પમાડવાનું એક સારું સાધન થઈ પડે એમ છે; કારણ કે, તે એક બહુ જ સગવડ ભરેલો ધર્મ તેમના મુખસમક્ષ રજૂ કરે છે; પરન્તુ ખરી રીતે જોતાં એ સિદ્ધાંત તેમના મનમાં અસત્યનું વિષ રેડે છે અને ધર્મને બહુ જ હાનિ પહોંચાડે છે. આપણે એ જાણવું જ જોઇએ કે, એ શબ્દ તે એક પ્રકારનો વિનિપાત છે; એટલે કે, ઇશ્વરનો વિનિપાત મનુષ્ય છે અને તેથી જ સ્વર્ગમાંથી આદમનો નિપાત થયો હતો. અત્યારે એવો એક પણ ધર્મ નથી કે, જે તમને એમ શીખવતો હોય કે, 'મનુષ્ય પતિત નથી.' આપણે અત્યારે પશુતુલ્ય અવસ્થાપર્યન્ત નિપાતને પ્રાપ્ત થઈ ચૂકયા છીએ. પરંતુ હવે પાછા આપણે ઉચ્ચમાર્ગમાં ગમન કરવા લાગ્યા છીએ, અંધકારના કારાગૃહમાંથી બહાર નીકળવા માંડ્યા છીએ અને આ જગદ્બંધનથી મુક્ત થવાનો આરંભ કરી ચૂકયા છીએ; પરંતુ આપણે તે અનંતતાને આ સૃષ્ટિમાં વ્યક્ત કરવાને શકિતમાન્ થવાના નથી જ. આપણે ગમે તેટલા અવિશ્રાંત પરિશ્રમ કરીશું, પરંતુ પરિણામે એ કાર્ય આપણને અશકય અને અસંભવનીય જ દેખાશે. એવો એક સમય આવી લાગશે કે, આ સૃષ્ટિમાં—અહીં—સંપૂર્ણ થવું અશકય છે, એમ આપણે પોતે પોતાની મેળે જ જાણી લઈશું; કારણ કે, આપણે અહીં ઇન્દ્રિયોના બંધનમાં બંધાયલા છીએ, એટલે એવી પરતંત્રતામાં સંપૂર્ણતા પ્રાપ્ત થઈ શકે જ નહિ. એમ થવા પછી તરત જ પાછો પ્રતિગમનનો નિનાદ કર્ણગોચર થવા માંડશે—એટલે કે, આપણે આપણા એ પ્રયત્નના માર્ગમાંથી પાછા ફરીશું.

પરિત્યાગ એ છે કે, આપણે પ્રપંચના જે મોહજાળમાં આવી સપડાયા છીએ, તે જાળના બંધનમાંથી આપણે બહાર નીકળવાનું છે. એમ થવાપછી જ ધર્મવૃત્તિ અને ઉદારતા કિંવા પરોપકારબુદ્ધિનો આરંભ થશે. સર્વ નીતિસિદ્ધાંતશાસ્ત્રોનો મુખ્ય સાંકેતિક શબ્દ કયો છે વારુ? એ જ કે, હું નહિ; કિન્તુ તું અને આ. બહિવિશ્વમાં પોતાની મેળે જ વ્યક્ત થવામાટેનો પ્રયત્ન કરતા અંતર્ભાગમાંના અનંત આત્માનું પ્રથમ પરિણામ "अहं" (હું) છે. કિંચિદ્ મમત્વનો સંચાર થતાં જ તેનું પરિણામ 'अहम्' અને 'त्वम्' માં ઉત્પન્ન થાય છે. એ એક મહાન્ પરિણામ છે કે, જે આપણે મેળવીએ છીએ; કારણ કે, એ મમતાને પોતાના સત્ય સ્વભાવ—અનંત આત્મા સાથે મળી જવામાટે પાછું પ્રયાણ કરવું પડે છે. એવી રીતે તે જ્યારે પુનઃ પ્રયાણ કરશે, તે વેળાએ તેના જાણવામાં આવી જશે કે, અત્યાર સુધીના તેના જે

પ્રયત્નો હતા, તે સર્વથા અસત્ય અને ભ્રમમૂલક જ હતા. તેણે પોતાનો પગ ચક્રમાં ફસાવી દીધેલો હોવાથી તેમાંથી પોતાના પગને કાઢવો તો પડવાનો જ અને એ પરિસ્થિતિ નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે. પ્રતિક્ષણે તમે એમ કહ્યા કરો છો કે, 'હું નહિ' પરંતુ મારા બંધુ! તું—તમે જ પાછા વળવાનો પ્રયત્ન કર્યા કરો છો અને પ્રતિક્ષણે તમે તે અનંતનું અહીં જ દર્શન કર્યા કરો છો—તે વેળાએ તમે 'अहम्' શબ્દનો જ પ્રયોગ કરો છો, 'त्वम्' શબ્દનો પ્રયોગ કરતા નથી. એથી જગતમાં બધા વિવાદો અને ગોટાળા ઉત્પન્ન થયા કરે છે, પરંતુ એમ થવાપછી જ ત્યાગ—શાશ્વત પરિત્યાગનો ખરી રીતે આરંભ થાય છે. મારું મરણ થયા પછી મારા જીવનની કોઈ દરકાર રાખે છે કે નથી રાખતુ? એનો આપણે વિચાર જ શામાટે કરવો જોઇએ? આ વિશ્વમાં જીવવાની અને જીવનના ઉપભોગો ભોગવવાની મિથ્યા ઇચ્છાઓ અને હું પુનઃ બીજા કોઈ લોકમાં જીવન ભોગવીશ, એટલે કે સદા સર્વદા ઇન્દ્રિયયુક્ત હોઇને ઇંદ્રિયવિષયોપભોગોનો આસ્વાદ લેતો રહીશ, એવા જે વિચારો તે જ આપણામાટે મરણને ગમે ત્યાંથી ખેંચી લાવે છે.

જો એમ જ માનવામાં આવે કે, આપણે ઉત્તમ સ્વરૂપને પ્રાપ્ત થયેલા પશુ જ છીએ, તો એ જ બુદ્ધિવાદનો બીજા પક્ષમાં પણ ઉપયોગ કરી શકાય એમ છે—એટલે કે, પશુઓને આપણે અધમ સ્વરૂપને પ્રાપ્ત થયેલા મનુષ્યના નામથી ઓળખી શકીએ એમ છે. એમ ન જ હોવુ જોઇએ, એમ કહેવામાટેનું તમારી પાસે પ્રમાણ શું છે? તમારી ધારણા પ્રમાણે પરિણામવાદ (Evolution) નું એ જ દૃઢ પ્રમાણ છે કે, તમે પશુઓની એક એવી પંક્તિ શોધી કાઢી છે કે, જે પંક્તિમાંની નીચથી અત્યંત ઉચ્ચ જાતિપર્યન્તનાં સર્વ પ્રાણીઓના શરીરાવયવો એક બીજા સાથે કેટલેક અંશે સામ્ય ધરાવે છે. પરંતુ એથી તમે એવા નિશ્ચયપર શાના આધારે આવી શકો છો કે, એ પરિણામ નીચજાતિથી જ આરંભાયો છે અને તેમાંથી ઉચ્ચજાતિ બનતી ગઈ છે? એ પરિણામનો વિરુદ્ધ પ્રકારે વાદ કરીને એ પરિણામ ઉચ્ચજાતિથી આરંભાયો છે અને તેમાંથી અધમ જાતિઓનો ઉદ્ભવ થયો છે, એમ શામાટે ન કહી શકાય વારુ? એ બુદ્ધિવાદ ઉભયપક્ષમાં યોજી શકાય તેવો છે અને એમાં જો કાંઈ પણ સત્યાંશ હોય તો મારો એવો જ વિશ્વાસ છે કે, એ ઉન્નતિ અવનતિનો કિંવા અવનતિ અને ઉન્નતિનો વ્યાપાર એક સરખી રીતે જ ચાલતો હોવો જોઇએ. આપણે મૂળ જે અદૃશ્યતામાંથી બહાર આવ્યા છીએ, તે અદૃશ્યતામાં પુનઃ પ્રવેશ કર્યાવિના તમે એ પ્રકટીકરણનો સ્વીકાર કરો છો, તે શા આધારે? જો કદાચિત્ એ અદૃશ્યકરણ અને

પ્રકટીકરણ—અંતર્ભાવ અને આવિર્ભાવનો વ્યાપાર ચાલતો જ હોય, તોપણ જેને વિશે મેં ઉલ્લેખ કરેલો છે, તે તેનું કેન્દ્રસ્થાન તો ત્યાં જ છે

પણ હા—એક બીજા પ્રકારથી એ વચન કિંવા કલ્પનાનો સ્વીકાર કરવાને હું તૈયાર છું તે એ કે, અનંત આત્મા પોતાને વ્યક્ત કરી શકે છે, પરંતુ આપણે નિરંતર એક જ સરળ રેષામાં ચાલ્યા જઇએ છીએ, એ સિદ્ધાંતનો હું સ્વીકાર કરતો નથી એ સિદ્ધાંત એટલો બધો બાલિશતા ભરેલો છે કે, એનો સ્વીકાર કરી શકાય જ નહિ સરળ રેષામાં કોઈ પણ પ્રકારની ગતિ કિંવા આઘાતનું અસ્તિત્વ જ નથી જો તમે એક પત્થરને આગળ ઉછાળો, તો એવો સમય પણ આવશે કે, તે પોતાના પરિઘને સમાપ્ત કરીને પાછો વળશે તમે શું ગણિતશાસ્ત્રના એ સિદ્ધાન્તને નથી જાણતા કે, જો એક સરળ રેષાને એમને એમ એક સરખી રીતે આગળ આંકતા જાઓ, તો અંતે તે વર્તુલ બની જાય છે? એમ થવું જ જોઈએ માત્ર એના વિસ્તારમાં જ ભેદ રહેવાનો એ જ પ્રમાણે જ્યારે હું ક્રાઇસ્ટને ઉપદેશ આપતો જોઉં છું, બુદ્ધને ધર્મ માર્ગ શીખવતો જોઉં છું, વેદાંતના ઉપદેશનું નિરીક્ષણ કરું છું અને બ્રાહ્મનને એમ પ્રતિપાદન કરતું જોઉં છું કે, 'આપણે સર્વ એક સમયે તે સંપૂર્ણતા—સાક્ષાત્કાર—ને પ્રાપ્ત કરી શકીશું જ, પરંતુ આ અપૂર્ણતાનો ત્યાગ કર્યાવિના એમ બનવાનું નથી' ત્યારે સદા સર્વદા હું પુરાતન ધાર્મિક ભાવનાના પક્ષને વળગી રહું છું આ જગત કાંઈ પણ નથી વધારેમાં વધારે એટલું જ કહી શકાય કે આ જગત્ તે સત્ય જગતનું એક ભયંકર ચિત્ર કિંવા તેની પ્રતિચ્છાયા જ છે અર્થાત્ માત્ર મૂર્ખ જનો જ ઇન્દ્રિય સુખોના વિલાસ પાછળ વિના કારણ દોડ્યા કરે છે—સુજ્ઞ જનો કદાપિ એ ઇન્દ્રિયસુખોની લાલસા રાખતા નથી ઇન્દ્રિયોના વિષયોમાં જ આસક્ત રહેવું અને તેમનામાં જ દોડ્યા કરવું, એ બહુ જ સહેલું છે ખાનપાનના જૂના પ્રસાર (ચીલા) માં દોડ્યા જવું, એ વળી તેથી પણ વધારે સરળ છે પરંતુ વર્તમાનકાળના તત્ત્વજ્ઞાનીઓ તમને જે ઉપદેશ આપે છે તે એ છે કે, આ ક્ષણિક સુખકારિણી અથવા સુખકર ભાસની ભાવનાઓનો સ્વીકાર કરીને તેમનાપર ધર્મની મુદ્રા મારી દ્યો—એટલે કે, તેની ગણના ધર્મમાં જ કરવા માંડો પરંતુ એ સિદ્ધાંત સત્ય નથી ઇન્દ્રિયોમાં અથવા તો ઇન્દ્રિયસુખવિના સમાં મરણનો જ સમાવેશ થયેલો છે અને આપણે તો અવશ્ય એ મરણનો અતિક્રમ જ કરવાનો છે એ ઇન્દ્રિયસુખવિલાસ કાંઈ સત્ય વસ્તુ નથી માત્ર આપણને તો પરિત્યાગ જ સત્ય પ્રદેશમાં લઈ જવાનો છે પરિત્યાગનો સત્યાર્થ ધાર્મિકતા જ થાય છે આપણા જીવનનો પ્રત્યેક વિભાગ તે એ પરિત્યાગ જ છે અને જે વેળાએ

આપણે પોતાવિશેનો જરા પણ વિચાર ન કરતાં જે સત્ય જીવનનો ઉપભોગ લઇએ છીએ, તે સત્ય જીવન અને ભદ્રતાનું પ્રત્યેક ક્ષણ તે એ પરિત્યાગ જ છે—અનાસક્તિ જ છે. હું મૃત છું; વૃદ્ધ મનુષ્ય મૃત છે અને ત્યારપછી આપણે સત્યમાં વિહરીએ છીએ—એટલે કે, 'હું' અને તુંના ભેદનો લોપ થતાં જ આપણે આત્મસ્વરૂપને ઓળખી શકીએ છીએ અને વેદાંત કહે છે કે, એ સત્ય તે જ ઇશ્વર છે, તે જ આપણો પોતાનો સત્ય સ્વભાવ છે અને તે નિરંતર તમારામાં રહેલો છે અને તમારી સાથે રહેલો છે. તેનામાં જ જીવન ધારણ કરો અને તેનામાં જ સ્થિતિને પામો; આ વચન જો કે પ્રથમ દૃષ્ટિથી તો બહુ જ કઠિન અને અશક્યવત્ દેખાય છે, પરતુ ધીમે ધીમે એમાં સુલભતાનો આવિર્ભાવ થતો જશે. તમે પોતાની મેળે જ જાણી શકશો કે, અસ્તિત્વની જો કોઇપણ સત્ય આનંદમય અવસ્થા હોય તો તે એ જ છે અને બીજાં બધાં અસ્તિત્વો તે મરણનાં જ છે. આત્માના ક્ષેત્રમાંનું જે જીવન, તે જ સત્ય જીવન છે અને અન્ય સર્વ ક્ષેત્રોમાંનું જીવન તે જીવન નહિ કિન્તુ મરણ જ છે. એ જીવનની સમસ્તતાનું એક વ્યાયામશાળા તરીકે જ વર્ણન કરી શકાય એમ છે. આપણે એનો અતિક્રમ કરીને સત્ય જીવનનો—સાક્ષાત્કારનો—ઉપભોગ લેવામાટે એનાથી પર—ઉન્નત—પ્રદેશમાં જવું જ જોઇએ.

—\>\>\>\<\<\<—

## વ્યાખ્યાન સોળમું

—:::—

# આત્માની સ્વતન્ત્રતા*



'કઠોપનિષદ્'નુ આપણે અત્યારલગી અવલોકન કર્યું, તે હવે પછી અત્યારે આપણે જેનુ આલોકન કરવાના છીએ, તે 'છાંદોગ્ય' નામક ઉપનિષદ્ કરતાં બહુ જ પાછળથી લખાયલુ હતુ, એટને તેની ભાષા વિશેષ આધુનિક છે અને તેમાની કલ્પનાએ અથવા વિચારો વિશેષ વ્યવસ્થિત છે પરતુ પુરાતન ઉપનિષદોમાની ભાષા વેદોના સૂક્ત જેવી બહુ જ પ્રાચીન અને અવ્યવસ્થિત છે, એટલે ઘણીકવાર તે ઉપનિષદોના વાચનારને અતિમ તાત્ત્વિક સિદ્ધાતના પ્રદેશમા આવી પહોંચતા પહેલા અનેક અનાવશ્યકીય વિષયોના પ્રદેશમા વિના કારણ લાબો પ્રવાસ કરવો પડે છે અને અત્યત પરિશ્રમથી જ તે સિદ્ધાતને પ્રાપ્ત કરી શકે છે વેદોના દ્વિતીય વિભાગમા જેનુ નિરૂપણ કરવામાં આવ્યુ છે અને જેનેવિશે હું આગળ આપને કેટલોક ખુલાસો પણ આપી ગયો છુ, તે કર્મકાણ્ડના સાહિત્યે એ પુરાતન ઉપનિષદોપર અત્યત પ્રભાવ પાડેલો છે અને તે પ્રભાવનુ એટલું બધુ પરિણામ થયુ છે કે, અદ્યાપિ એ ઉપનિષદોનો અર્ધ કરતાં વિશેષ ભાગ કર્મકાણ્ડનુ જ પ્રતિપાદન કરતો આપણા જેવામા આવે છે પરન્તુ એમ હોવાછતા એ પ્રાચીન ઉપનિષદોના અભ્યાસથી એક લાભ ઘણો જ સારો અને અદ્વિતીય મળી શકે છે અને તે એ છે કે, એથી આધ્યાત્મિક કલ્પનાઓના ઐતિહાસિક ઉદ્ભવનો તમને ઘણો જ સારો પત્તો મળી શકે છે ત્યારપછીના કાઈક અધિક અર્વાચીન ઉપનિષદોના સર્વ આધ્યાત્મિક વિચારોનો સગ્રહ કરવામા આવ્યો છે, અને તેમને એક સ્થાનમા એકત્ર કરવામા આવ્યા છે ઉદાહરણ તરીકે જેને આપણે અતિમ ઉપનિષદ્ કહી શકીએ, તે શ્રીમદ્ભગવદ્ગીતા નામક ગ્રથમાની સર્વ પદ્ધતિ એ પ્રમાણેની જ છે, પરતુ એમાથી તમને તે કર્મકાણ્ડ વિષયક વિચારોનો મદ આભાસ માત્ર પણ મળી શકવાનો નથી ગીતાનો પ્રત્યેક શ્લોક ઉપનિષદના કોઇને કોઈ વિભાગમાની કલ્પનાઓના સગ્રહથી જ રચવામા આવ્યો છે અને ગીતાને એક સુદર સુમનગુચ્છનું સ્વરૂપ આપવામા આવ્યુ છે પરતુ ગીતાના વાચનથી

* The Freedom of the soul લડન, તા. ૫ મી નવેમ્બર ૧૮૯૬

એ વિચારોનો વિકાસ અથવા અભ્યુદય કેવી રીતે થતો ગયો, એ તમારા સમજવામાં આવી શકે તેમ નથી, અને તેના મૂળસ્થાનને તમે શોધી કાઢી શકો તેમ નથી. કેટલાકો જેમ કહે છે તેમ વેદોના અભ્યાસથી થતા લાભોમાંનો એ એક મોટામાં મોટો લાભ છે; કારણ કે, એ ગ્રંથોમાં લોકોની એવી તો પવિત્રતાની ભાવના સમાયલી છે કે, જેવી પવિત્ર ભાવના જગતમાંના બીજા કોઈ પણ ગ્રંથવિશે જોવામાં આવતી નથી. એ ભાવનાએ જ વેદોને અત્યાર લગી તેમના મૂળ સ્વરૂપમાં કોઈ પણ પ્રકારના છેદન-ભેદનનો તેમને સ્પર્શ ન થવા દઇને તેમના મૂળ આકારમાં જાળવી રાખ્યા છે. તેમના-માંના સર્વ વિચારો ઉચ્ચતમ તેમ જ નીચતમ ભૂમિકામાં જેમના તેમ જ જળવાઈ રહ્યા છે. તેમ જ વિસ્તારના અત્યંત ગૂઢ, સરળ, તાત્ત્વિક તથા અતાત્ત્વિક વિષયો પણ તેવાને તેવા જ સ્વરૂપમાં અચલ રહેલા આપણા જોવામાં આવી શકે છે. કોઇએ પણ તેમને વિકૃત કરવાના હેતુથી સ્પર્શ કરવાનું અદ્યાપિ સાહસ કર્યું નથી. કેટલાક એવા ટીકાકારો થયા છે કે, જેમણે વેદોમાંના એ અવ્યવસ્થિત વિચારોને વ્યવસ્થિત કરવાનો અને જીર્ણ વસ્તુઓમાંથી આશ્ચર્યકારક નવીન કલ્પનાઓને ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેમ જ અત્યંત સાધારણ વર્ણનોમાંથી પણ આધ્યાત્મિક કલ્પનાઓને શોધી કાઢવાનો યત્ન આદર્યો હતો; તથાપિ વેદોનું મૂળ સ્વરૂપ જેવું ને તેવું જ કાયમ રહ્યું હતું અને તેટલામાટે જ વેદોને અત્યંત આશ્ચર્યકારક ઐતિહાસિક અભ્યાસના સાધન તરીકે માન-વામાં આવે છે તે સર્વથા યોગ્ય જ છે. એતો આપણે બધા જાણીએ જ છીએ કે, પછીના સમયમાં પ્રત્યેક ધર્મમાં વિચારો ઉન્નત થતા ગયા અને તેમનો વિશેષ વિકાસ થતો ગયો, તેમતેમ આત્મિક ઉન્નતિનો આવિર્ભાવ પણ થતો રહ્યો છે. અન્ય સર્વ ધર્મનાં શાસ્ત્રોમાં અમુક એક શબ્દ બદલી નાખવામાં આવ્યો છે, ક્યાંક એક નવો શબ્દ ઉમેરાયો છે અને ક્યાંક અમુક શબ્દને સદંતર કાઢી નાખવામાં આવ્યો છે, એવી વ્યવસ્થા કિંવા અવ્યવસ્થા આપણે જોઈ શકીએ છીએ; પરંતુ એ પદ્ધતિનો વૈદિક સાહિત્યને લેશ માત્ર પણ સ્પર્શ થયેલો નથી. પરન્તુ ધારો કે, કદાચિત્ કોઇએ કવચિત્ એવા બે ચાર શબ્દોનો વધારો ઘટાડો કર્યો પણ હોય, તથાપિ તે સર્વથા અગમ્ય અને અજ્ઞેય જ છે. એટલે કે, એ પરિવર્તન, તેને આપણે જાણી શકીએ તેવા સ્વરૂપમાં કરાયલું ન હોવાથી તે નહિ સમાન જ કહી શકાય. એટલે વેદોની એ વિશુદ્ધતાથી આપણને જે મોટામાં મોટો લાભ થાય છે તે એ જ કે, વેદોના અભ્યાસથી પુરાતન વિચારોનો તેમના મૂળ સ્વરૂ-પમાં અભ્યાસ કરવાને આપણે શક્તિમાન્ થઇએ છીએ અને જડ ભાવનામાંથી સૂક્ષ્મ આત્મિક ભાવનાની કેવી રીતે અભિવૃદ્ધિ થતી જાય છે અને અંતે તે વેદાન્તની અત્યંત

ઉચ્ચતમ ભૂમિકાને કેવી રીતે પ્રાપ્ત થાય છે, એ આપણે બહુ જ સારી રીતે જાણી શકીએ છીએ. વેદોમાં વળી કેટલાક પુરાતન પ્રચારો અને પ્રાચીન રૂઢિઓનું વર્ણન પણ મળી આવે છે, પરન્તુ ઉપનિષદોમાં એની કાંઈ વધારે વિપુલતા નથી. વેદોની ભાષા વિચિત્રતામય, વિશુદ્ધ ચળકતી—અને તેમનાં વાક્યો સ્મરણમાં રહી શકે તેવાં સૂત્ર-રૂપ જ છે.

એ ગ્રંથોના લેખકોએ તેમની ધારણા પ્રમાણે જે સત્યો—સત્ય ઘટનાઓ—પ્રથમથી જ સર્વત્ર સુવિખ્યાત હતાં, તે વિશેષ સત્યોને સ્મૃતિમાં અવિચલ જાળવી રાખવાના સાધન તરીકે જ માત્ર એ પંક્તિઓનું ટાંચણ કરી લીધું હતું. બહુધા એક સ્થળે વર્ણન કરતાં તેઓ એક કથાનો વિસ્તાર કરે છે અને પ્રથમથી જ એમ માની લે છે કે, તેઓ જે કથાનો વિસ્તાર કરવાની ઇચ્છા ધરાવે છે, તે કથા જનસમુદાયમાં પ્રથમથી જ જાણીતી છે. અને આમ હોવાથી આપણામાટે એક મોટી કઠિનતા મુખ વિકાસીને આવી ઉભી રહે છે—આપણે એ કથાઓમાંની કોઈ પણ કથાના મૂળ આશયને ભાગ્યે જ જાણીએ છીએ; કારણ કે, દંતકથાઓનો તો ક્યારનોય સ્વર્ગવાસ થઈ ચૂક્યો છે અને જે તેમના થોડાઘણા અંશો અવશિષ્ટ રહ્યા છે, તેમાં અતિશયોક્તિનો જ વિશેષ ભાગ મળી ગયેલો જોવામાં આવે છે. તેમનામાં એટલા બધા ક્ષેપકોનું સંમિશ્રણ કરી નાખવામાં આવ્યું છે કે, જ્યારે એ જ કથાઓ આપણે પુરાણોમાં વાંચીએ છીએ ત્યારે તે આપણને ગેય (ગાઈ શકાય તેવી) કવિતા થયેલી જ દેખાય છે. હવે જેવી રીતે પશ્ચિમમાંની પાશ્ચાત્ય જાતિઓની રાજકીય ઉન્નતિમાં એક એ તત્ત્વ આપણે જોઇએ છીએ કે, તેઓ કોઇની પણ સર્વસત્તાને સહન કરી શકતા નથી, કોઈ પણ પ્રકારના બંધનને તેઓ સર્વથા એકદમ કાઢીને ફેંકી દેવાનો જ સદા સર્વદા પ્રયત્ન કર્યા કરે છે અને તેઓ ધીમે ધીમે લોકસત્તાક રાજ્યના ઉચ્ચ અને ઉચ્ચ વિચારો તરફ આગળ વધતા જાય છે—અર્થાત્ તેઓ શારીરિક સ્વતંત્રતાની કિંવા આ ઐહિક ઉન્નતિકારિણી સ્વતંત્રતાની ભાવનાને દિવસે દિવસે વધારતા જ જાય છે. તેવી જ રીતે અધ્યાત્મશાસ્ત્રમાંના સિદ્ધાંત પ્રમાણે કેવળ આત્મિક જીવનમાં અંશેઅંશ એ પ્રમાણેની જ ઘટના ઘટતી દૃષ્ટિગોચર થાય છે. એટલે કે, દેવોની અસંખ્યતાએ જગતના એક ઈશ્વરને સ્થાન આપ્યું અને ઉપનિષદોમાં તો એ એક ઈશ્વર વિરુદ્ધ પણ ભયંકર બળવો જગાડવામાં આવ્યો. માત્ર એટલા બધા અસંખ્ય—તેંત્રીસ કરોડ—આ વિશ્વના અધિકારી પ્રતિનિધિઓને પોતાના ભાગોપર અધિકાર ચલાવતા જોઇને તે દેવતાઓનો અધિકાર તેમને અસહ્ય થઈ પડ્યો હતો, એટલું જ નહિ, કિન્તુ આ સમસ્ત સૃષ્ટિની સત્તા એક જ પુરુષના હાથમાં રહેલી હોય અને તે જ સમસ્ત

વિશ્વમાં પોતાનો અધિકાર ચલાવતો હોય, એ પણ તેમનાથી સહન કરી શકાયું નહિ. આપણા હૃદયમાં આઘાત કરનારી જો કોઈ પ્રથમ વસ્તુ હોય તો તે એજ છે. એ ભાવના એટલીબધી ધીમે ધીમે આગળ વધતી ગઈ કે અંતે જ્યારે તે ઉચ્ચ ભાવનાની પરિસીમામાં આવીને પ્રાપ્ત થઈ ત્યારે જ આગળ વધતી બંધ થઈ. બહુધા સર્વ ઉપનિષદોમાં એ જ આપણા જોવામાં આવે છે કે, અંતે એ ઉચ્ચ પરિસીમાનો જ આવિર્ભાવ થયેલો છે–એટલે કે, તેમણે અંતમાં વિશ્વના એ ઈશ્વરને પદભ્રષ્ટ કરી નાખ્યો છે–તે ગમે તેવા મહાસત્તાધારી અને મહત્તમ તરીકે અતિશયોક્તિથી વર્ણવાયલો હોય, તથાપિ ત્યાં તે માનવી વ્યક્તિ કિંવા પૌરુષેય–શરીરધારકને ઈશ્વર તરીકે માન્ય રાખવામાં આવતો નથી, કિન્તુ ઈશ્વર આપણામાંનું એક શરીરધારી તત્ત્વ થાય છે–ને તત્ત્વ પ્રત્યેક વ્યક્તિમાં રહેલું હોય છે, અને તે અમર્યાદ હોવાથી સમસ્ત વિશ્વમાં વિસ્તરેલું હોય છે. અને ખરેખર જો પૌરુષેય ઈશ્વરને છોડીને આપણે અપૌરુષેય ઈશ્વરતરફ દોડી જઈએ અને મનુષ્યને એક વ્યક્તિ તરીકે જ છોડી દઈએ, તો એ એક પ્રકારનો અન્યાય જ કર્યો કહેવાય. એટલામાટે મનુષ્ય–વ્યક્તિ–ભાવનાનો પણ સાથે જ નાશ થવો જોઈએ અને મનુષ્ય પોતે પણ એક તત્ત્વ છે, એવી જ ભાવના થવી જોઈએ. વ્યક્તિત્વ બાહ્ય વિભાગમાં જ રહેલું છે અને તત્ત્વ કિંવા સત્ અંતર્વિભાગમાં વસેલું છે. એવી રીતે ઉભય પક્ષથી એક સમયાવચ્છેદે આપણે એવો જ અનુભવ કરીએ છીએ કે, વ્યક્તિત્વનો વિનાશ થયો છે અને તત્ત્વો પ્રતિ આગળ વધવાનો આરંભ અથવા તત્ત્વોને પ્રાપ્ત કરવાનો સમય થઈ ચૂક્યો છે–એટલે કે, પૌરુષેય ઈશ્વર અપૌરુષેય ઈશ્વર પ્રતિ પ્રયાણ કરતો દેખાય છે; વ્યક્તિત્વયુક્ત મનુષ્ય અવ્યક્તિતાયુક્ત મનુષ્યના રૂપને પ્રાપ્ત કરતો જોવામાં આવે છે અને ત્યારપછી અપૌરુષેય ઈશ્વર અને વ્યક્તિત્વહીન મનુષ્યની બે આગળ વધતી રેષાઓમાંની ભિન્નતાને આલેખતી સાનુક્રમ ભૂમિકાઓનું આગમન થવા માંડે છે. ઉપનિષદો એ ભિન્ન ભિન્ન ભૂમિકાઓને એક સ્થાનમાં એકત્ર કરે છે કે, જેના પરિણામે તે બે રેષાઓ અંતે એક બની જાય છે અને તેથી પ્રત્યેક ઉપનિષદનો અંતિમ ઉપદેશ એ જ છે કે,'તત્ત્વમસિ' 'તું તે છે.' શાશ્વત આનંદમય માત્ર તે એક જ છે અને તે એક તત્ત્વ જ પોતાને નાનાવિધરૂપે વ્યક્ત કરે છે.

એ પછી તત્ત્વજ્ઞોનો આવિર્ભાવ થયો. અહીં ઉપનિષદોના કર્તવ્યની પરિસમાપ્તિ થયેલી જોવામાં આવે છે અને એ પછીના કર્તવ્યનો જે ભાર હતો, તે વિચારશીલ તત્ત્વવેત્તાઓએ પોતાના માથાપર ઊપાડી લીધો હતો. તેમને અસ્થિપિંજર તો ઉપનિષદોપાસેથી મળેલું જ હતું, એટલે હવે તેમને તેમાં બીજા વિસ્તૃત અવયવોનો ભરાવ

કરવાનો હતો. એટલે પ્રથમ અનેક પ્રકારના પ્રશ્નો ઉભા થયા. તેમાંનો એક પ્રશ્ન એવો હતો કે, જો આપણે એમ જ માની લઈએ કે, એવું એક અપૌરુષેય તત્ત્વ અસ્તિત્વ ધરાવે છે કે, જે આ અનેકવિધ સ્વરૂપોમાં પોતાને વ્યક્ત કરે છે, તો પછી એ એક તત્ત્વ જ અનેકત્વને કેવીરીતે પ્રાપ્ત થઈ શકે છે વારુ ? એ, પાપનું અસ્તિત્વ અને તેના વિવેચનના આકારમાં જે જૂનો પ્રશ્ન માનવી હૃદયમાં ઉત્પન્ન થયા કરતો અથવા અદ્યાપિ થયા કરે છે, તેનો તે જ જીર્ણ પ્રશ્ન છે. એટલે કે, પાપનું આ જગતમાં અસ્તિત્વ છે અને એનો આટલો બધો વિસ્તાર થયેલો છે, એનો શો હેતુ હશે વારુ? એવો એ પ્રશ્નનો આશય છે. પરંતુ અત્યારે ભેદ એટલો પડ્યો કે, તત્ત્વજ્ઞાનીઓના ઉદયકાળમાં એ પ્રશ્ન સંશોધિત તત્ત્વરૂપ થયેલો છે. હવે એ પ્રશ્ન ઇન્દ્રિયોની ભૂમિકાપરથી પૂછાતો નથી, કે આપણે દુઃખી શામાટે છીએ; કિંતુ પ્રશ્ન હવે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી પૂછવામાં આવે છે અને તે એવી રીતે કે, તે એક જ તત્ત્વ અનેકતત્વને પ્રાપ્ત થાય છે, એ કેમ કરીને બની શકે છે? અને એનું ઉત્કૃષ્ટ ઉત્તર કે જે ઉત્તર આર્યાવર્તે શોધી કાઢ્યું છે, તે માયાની કલ્પના છે—એટલે કે, તે તત્ત્વ ખરી રીતે જોતાં તો અનેકત્વને પ્રાપ્ત થતું જ નથી અને વાસ્તવિકરીત્યા તેણે પોતાના સત્ય સ્વભાવનો એક અણુ માત્ર અંશ પણ ખોયો નથી. આપણને જે આ અનેકતા, નાનાવિધતા કિંવા ભિન્નતા દેખાય છે, તે માત્ર એક ભાસ જ છે. આપણને જે મનુષ્ય દેખાય છે, તે માત્ર ભ્રાંતિપુરુષ જ છે અને વાસ્તવિકરીતે જોતાં તે અપૌરુષેય વ્યક્તિ–નિરાકાર આત્મા જ છે. ઈશ્વરને પુરુષ માનવામાં આવે છે, તે માત્ર આભાસ કિંવા ભ્રાંતિજ છે, પરન્તુ ખરી રીતે તો તે વિશ્વનો સર્વવ્યાપક પરમાત્મા જ છે.

હવે એ ઉત્તરમાં પણ કેટલીક ભિન્નતાઓ સમાયલી છે. તત્ત્વજ્ઞાનના પણ વિવિધ રૂપો થઈ ગયાં છે અને તે ષડ્દર્શનના નામથી ઓળખાય છે. એટલે સર્વ દર્શનવેત્તાઓએ માયાની એ કલ્પનાનો સ્વીકાર કર્યો નહોતો–બહુધા ઘણાખરાઓએ એ સિદ્ધાંતોનો અસ્વીકાર કર્યો હતો, એમ કહેવું જ વધારે સયુક્તિક થશે. કેટલાક એવા પણ વિચિત્ર દ્વૈત ધર્મને ધારણ કરનાર દ્વૈતમતવાદીઓ છે કે, જેઓ એવા પ્રકારનો પ્રશ્ન પૂછવાની સંમતિ જ આપતા નથી અને યદાકદાચિત્ એવો પ્રશ્ન ઊભો થયો તો તેના ઉત્પન્ન થવા સાથે જ તેને ગુંગળાવીને મારી નાખે છે. તેઓ તો એમ જ કહેતા આવ્યા છે કે, આવો પ્રશ્ન પૂછવાનો કિંવા સંશય દર્શાવવાનો તમને કશો પણ અધિકાર નથી; એનો ખુલાસો જાણી લેવાનો પણ તમને અધિકાર નથી અને તેથી તમારે એ વિષયમાં વધારે પૃચ્છા કરવી જ નહિ. એ માત્ર ઈશ્વરની ઇચ્છા છે અને ઈશ્વરની

એ ઇચ્છાને મૌન્ય ધારીને આધીન થવું, એટલો જ આપણો અધિકાર છે. મનુષ્યના આત્માને માટે સ્વતંત્રતા છે જ નહિ—આપણે ભવિષ્યમાં શું કરવાનું છે, આપણે શી શી વિપત્તિઓ સહન કરવાની છે અને શાં શાં સુખો ભોગવવાનાં છે, એ સર્વ પૂર્વથી જ નિર્માણ થઈ ચૂકેલું હોય છે અને એટલામાટે આપણો ધર્મ એટલો જ છે કે, જે આપણાપર વીતે, તે શાંતિથી સહન કર્યાં કરવું—જો આપણે એથી વિરુદ્ધ ચાલીશું તો તેથી તો આપણને સ્હામી વધારે જ શિક્ષા મળવાની. જો તેમને કોઈ એવો પ્રશ્ન કરે કે, તમારા એ કથનને અમે સત્ય તરીકે કેવી રીતે માની શકીએ વારુ? તો તેના ઉત્તરમાં તેઓ કહે છે કે, 'વેદોની એવી જ આજ્ઞા છે.' અને પોતાના એ ઉત્તરને સિદ્ધ કરી બતાવવા માટે તેમની પાસે મૂળ ગ્રંથ, તેમની ટીકાઓ અને બીજાં સાધનો તૈયાર હોય છે અને તેથી બળાત્કાર કરીને પણ તેઓ પોતાના મતને પ્રસારવાની મહા બળવતી ઇચ્છા ધરાવે છે.

બીજા કેટલાક એવા પણ મતવાદીઓ છે કે, જેઓ જો કે માયાની એ કલ્પનાનો સ્વીકાર કરતા નથી, તથાપિ માર્ગના મધ્યમાં ઊભા રહીને તેઓ આ વિશ્વપ્રમેયનું સાનુક્રમ પ્રકટીકરણ, સાનુક્રમ પ્રાદુર્ભાવ અને સાનુક્રમ નિપાતવડે વિવેચન કરવાનો પ્રયત્ન કરે છે. લાક્ષણિક રીતે સર્વ આત્માઓ અનુક્રમે સંકોચ અને વિકાસને પ્રાપ્ત થયા કરે છે—એટલે કે, આત્માનો એ જ સ્વભાવ છે. આ સમસ્ત સૃષ્ટિ ઈશ્વરની જ કાયા છે. ઈશ્વર નિઃસર્ગનો તેમ જ આત્માઓનો પણ આત્મા છે; અને તે અમુક સમય પર્યન્ત વિકાસને પામ્યા પછી પુનઃ સંકુચિત થવા માંડે છે. મનુષ્યના આત્માના સંબંધમાં એવો નિયમ છે કે, પાપકર્મ કરવાથી જ તેને સંકોચની પ્રાપ્તિ થાય છે. જ્યારે કોઈ એક મનુષ્ય કાંઈ પણ પાપકર્મ આચરે છે, એટલે તે સમયે તેનો આત્મા પોતાના સ્વભાવ પ્રમાણે સંકોચાવા માંડે છે અને જ્યાં સુધી પુણ્યકર્મ કરવાનો પ્રસંગ આવે ત્યાંસુધી તે—એમને એમ સંકોચને પામતો જાય છે; ત્યાર પછી પુણ્યકર્મ કરવાથી પુનઃ તેનો વિકાસ થવા માંડે છે. ભારતવર્ષની એ સર્વ ભિન્ન ભિન્ન ધર્મપદ્ધતિઓમાં—અને વિશેષતઃ મારા ધારવા પ્રમાણે જગતમાંની સર્વ ધર્મપદ્ધતિઓમાં પણ એક વાર્તા સર્વમાન્ય અને સર્વસાધારણ જોવામાં આવે છે અને તે એ છે કે, મનુષ્યની પવિત્રતા કિંવા દેવાંશિતાને એક કે બીજા રૂપમાં સર્વ લોકો અને સર્વ ધર્મો અવશ્ય માન્ય તો રાખે છે જ. વિશ્વમાં ધર્મની એવી એક પણ પદ્ધતિ નથી અને એવો ખાસ એક પણ ધર્મ નથી કે, જે એક કે બીજી રીતે ગમે તો પુરાણની ભાષામાં, ગમે તો અન્યોક્તિમય રૂપકની ભાષામાં કે પછી તત્ત્વજ્ઞાનની સ્પષ્ટ અને સુસંસ્કૃત ભાષામાં, આત્મા ભલે ગમે

તેવા હોય અને ઈશ્વરસાથે એ માનવી આત્માનો ગમે તે સંબંધ હોય, પરંતુ એ મનુષ્ય આત્મા અવશ્ય પવિત્ર અને પરિપૂર્ણ તો છે જ; એ વાતને ન માનતો હોય. પ્રથમથી જ પવિત્રતા અને પરિપૂર્ણતા તો આત્માનો સ્વભાવ જ છે. તેમ જ આનંદ અને પ્રભાવ પણ તેનો સ્વભાવ જ છે. આત્માનો સ્વભાવ દુઃખ અને નિર્બળતા નથી. હવે એટલી વાત ખરી છે કે, એક કે બીજી રીતે-કોઈ પણ પ્રકારે આ ક્લેશનું આગમન તો થયેલું છે જ. જે ધર્મપદ્ધતિઓ અપરિપક્વ દશામાં છે, તે સર્વ એ ક્લેશ કિંવા અસુખનું કેવી રીતે અને શા કારણથી આગમન થાય છે, એના નિર્ણયમાટે શારીરિક દુષ્કર્મ કિંવા પાપ, શયતાન અથવા અહેરેમનનું આવાહન કરે છે. બીજી પદ્ધતિઓવાળા વળી ઈશ્વર અને શયતાનને એક સ્થાનમાં લાવી બેસાડવાનો પ્રયત્ન કરે છે અને તેમના હાથે કોઈ પણ પ્રકારનું કારણ બતાવ્યા વિના કેટલાક લોકોને દુઃખી અને કેટલાક લોકોને સુખી બનાવવાનું કાર્ય કરાવ્યા કરે છે. બીજા એમનાથી વિશેષ વિચારશીલ પુરુષો માયાની કલ્પનાને એ દુઃખના કારણ તરીકે રજૂ કરે છે અને એ પ્રમાણે એ વ્યવસાય આગળ ચાલ્યા કરે છે. પરંતુ એ સર્વમાં એક સર્વસાધારણ સત્ય, સ્પષ્ટતા અને દૃઢતાથી ઊભું રહેલું જોવામાં આવે છે અને આપણે જેનું અત્યારે નિરીક્ષણ કરવાનું છે, તે એ જ સત્ય છે. એ સર્વ દાર્શનિક વિચારો અને ધર્મની વિવિધ પદ્ધતિઓ કેવળ મનની વ્યાયામશાળા જ છે-એટલે કે, બુદ્ધિને વિકસિત કરવાનાં સ્થાનો જ છે, એમ જ કહી શકાય. મને જે એક મહતી ભાવના દૃષ્ટિગોચર થાય છે અને જે પ્રત્યેક દેશમાંના અને પ્રત્યેક ધર્મમાંના અંધશ્રદ્ધાસમુદાયમાંથી એકાએક બહાર નીકળી આવે છે, તે અત્યંત તેજોમયી અને દીપ્તિમતી ભાવના એ જ છે કે, મનુષ્ય પવિત્ર કિંવા દેવાંશી છે અને તે પવિત્રતા જ આપણો મૂળ નૈસર્ગિક સ્વભાવ છે.

એ વિના બીજી કોઈ પણ ભાવના કે જે સાધારણતઃ જોવામાં આવ્યા કરે છે, તે સર્વ ભ્રમ, ભાસ કિંવા પ્રપંચ જ છે, એમ વેદાન્ત પ્રતિપાદન કરે છે. એ અત્યંત ભ્રમ વ્યાપી ગયેલો છે, છતાં પવિત્ર સ્વભાવ-પવિત્ર આત્મા-કદાપિ મરણ પામતો નથી. અત્યંત પાપી તેમ જ અત્યંત ધર્માત્મા ઋષિના હૃદયમાં તે એકસરખી રીતે જ ઉપસ્થિત છે-તેને માત્ર બહાર બોલાવવાનો જ વિલંબ છે, એટલે કે, તેને બોલાવવાની સાથે જ તે પોતાની મેળે જ વ્યક્ત થવા માંડશે. આપણે માત્ર તેને કહેવાનું જ છે, એટલે તેનું પોતાની મેળે જ પ્રકટીકરણ થશે. જૂના લોકોની એવી ધારણા હતી કે, અગ્નિપ્રસ્તર (ચકમક)માં જ અગ્નિ વસેલો છે અને તેને પ્રકટ કરવામાટે લોહના ઘર્ષણની આવશ્યકતા છે. પણ હવે તો એ સર્વના જાણવામાં આવી ગયું છે કે, અગ્નિ

લાકડાના એ સૂકા કટકાઓમાં વસે છે અને તેને વ્યક્ત થવાની પ્રેરણા કરવામાટે જ કેવળ ઘર્ષણની આવસ્યકતા છે. એ પ્રમાણે આ અગ્નિ, સ્વાભાવિક સ્વતંત્રતા અને પવિત્રતા જ પ્રત્યેક આત્માનો સત્ય સ્વભાવ છે; તેના ગુણો એનો સ્વભાવ નથી; કારણ કે, એ ગુણો અથવા તીક્ષ્ણતા કે મંદતા આદિ પાછળથી મેળવવામાં આવે છે અને તેથી તેમનો નાશ પણ ક્ષણ માત્રમાં જ થઈ જાય છે. આત્મા સ્વતંત્ર છે, આત્મા સત્ છે અને આત્મા આનંદમય છે–એટલે કે, તે **સત્, ચિત્, આનંદ–સચ્ચિદાનંદ**–છે. સારાંશ કે, સત્, ચિત્ અને આનંદ જ આત્માનો સ્વભાવ છે, જન્મથી તેનો એ જ અધિકાર છે અને આપણે જે આ અનેક સ્વરૂપો જોઇએ છીએ, તે આત્માના ઉપર્યુક્ત સ્વભાવના મંદતાથી કિંવા ચમકાટથી વ્યક્ત થતાં ભિન્ન ભિન્ન પ્રતિસ્વરૂપો છે. મૃત્યુ પોતે પણ એ સચ્ચિદાનંદ આત્માનું એક પ્રતિરૂપ છે. જન્મ અને મૃત્યુ; જીવન અને ક્ષય; તથા ઉન્નતિ અને અવનતિ એ સર્વ પણ તે એકતાનાં જ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. એટલામાટે જે જ્ઞાન પોતાને અવિદ્યા કિંવા વિદ્યાના રૂપમાં પ્રકટ કરે છે, તે પણ તે **ચિત–જ્ઞાનાર્ક**–નું જ સ્વરૂપ છે; જે ભેદ છે, તે માત્ર તેની અવસ્થામાં જ સમાયલો છે, તેની મૂળ જાતિમાં કિંચિન્માત્ર પણ ભેદ કિંવા ભિન્નતાનો સંભવ નથી. જે આપણા ચરણતળે સંચાર કરે છે, તે કીટકમાંના અને સ્વર્ગીય અલૌકિક બુદ્ધિના પુરુષના જ્ઞાનમાં જે ભિન્નતા જોવામાં આવે છે, તે માત્ર તેની અવસ્થાની જ છે, જ્ઞાનની પોતાની નથી. એ સર્વ કારણને લીધે વેદાન્તવેત્તા ગંભીરતાથી કહે છે કે, આપણે આપણા આ જીવનમાં જે ઉપભોગનો આનંદ ભોગવીએ છીએ, તે ભલે ગમે તેવો પતિત કિંવા ભ્રષ્ટ આનંદ હોય, તો પણ એ તે એક જ દૈવિક કિંવા આધ્યાત્મિક આનંદનો જ એક અંશ છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

આ ભાવના–આ એક જ ભાવના કિંવા કલ્પના એવી છે કે, જે અત્યંત દૃઢ જોવામાં આવે છે અને હું જેમ આગળ કહી ચૂક્યો છું, તેમ મને તો એમ જ દેખાય છે કે, પ્રત્યેક ધર્મનો એક કે બીજી રીતે એ જ સિદ્ધાંત છે; છતાં જો કોઈ એવો ધર્મ હોય કે, જે એ કલ્પનાને પોતાના આધારસ્તંભ તરીકે ન સ્વીકારતો હોય તો તેવા ધર્મને શોધવામાં હું પ્રવૃત્ત થયેલો છું; પરન્તુ અદ્યાપિ એવો ધર્મ મારા જોવામાં આવ્યો નથી. એ એક એવો વિશ્વવ્યાપક અને સર્વસાધારણ સિદ્ધાંત છે કે, જે સર્વ ધર્મોમાં એકસરખી રીતે પોતાનું કાર્ય કર્યાં કરે છે. ઉદાહરણ તરીકે બાઇબલનો જ સ્વીકાર કરો. તેમાં તમને એ આલંકારિક વર્ણન દેખાય છે કે, પ્રથમ આદમની ઉત્પત્તિ થઈ અને

તે અત્યંત વિશુદ્ધ–પવિત્રાત્મા–હતો. તેની તે પવિત્રતા પાછળથી તેનાં અસત્કર્મોવડે વિનષ્ટ થઈ હતી. એ કથાનકથી એટલું તો સ્પષ્ટતાથી જણાઈ આવે છે કે, તેમના વિચાર પ્રમાણે પણ પ્રાથમિક અવસ્થામાં મનુષ્યનો સ્વભાવ–એટલે કે, વસ્તુપુરુષનો સ્વભાવ–તો પ્રથમથી જ સંપૂર્ણતામય હતો. અર્થાત્ તેનામાં કોઈ પણ પ્રકારની ન્યૂનતા હતી જ નહિ. જે અપવિત્રતાઓ આપણા જોવામાં આવે છે અને જે દુર્બળતાનો આપણને ભાસ થાય છે, તે માત્ર એક પ્રકારનો મિથ્યા આભાસ જ છે અને એ પૂર્વ સ્થિતિને પુનઃ પ્રાપ્ત કરી શકવાની શકયતામાં જ નહિ, કિન્તુ તેની નિતશ્ચતામાં તેમનો (બાઈબલવાળાઓનો) પણ દઢ વિશ્વાસ હતો, એમ એ જ ધર્મના ત્યારપછીના ઇતિહાસથી સ્પષ્ટ રીતે આપણા જાણવામાં આવી શકે છે. સમસ્ત બાઇબલનો–જૂના અને નવા કરારનો એકત્ર સંપૂર્ણ ઇતિહાસ એ છે. મુસલમાનોમાં પણ એ જ ભાવનાની દઢતા થયેલી જોઈ શકાય છે. મુસલમાનો આદમને અને આદમની પવિત્રતાને દઢતાથી માનતા હતા અને જ્યારથી મહમ્મદ પેયગંબરનું આગમન થયું ત્યારથી એ પૂર્વાવસ્થાની પુનઃ પ્રાપ્તિનો માર્ગ તેમના માટે ખુલ્લો થયો હતો. બૌદ્ધમતાનુયાયી જનો પણ એ જ સિદ્ધાંતને અનુસરનારા છે; તેમનો પણ એક વિશિષ્ટ સ્થિતિમાં વિશ્વાસ છે કે, જે સ્થિતિ નિર્વાણના નામથી ઓળખાય છે અને તે આપણા વિશ્વથી પર એક બીજા વિશ્વમાં ગયા પછી જ પ્રાપ્ત થઈ શકે છે. વેદાંતીઓ જેને બ્રહ્મના નામથી ઓળખે છે, તેનું તે જ બૌદ્ધોનું એ નિર્વાણ છે અને બૌદ્ધોના સર્વ ઉપદેશનો નિષ્કર્ષ એ જ છે કે, ગમે તેમ કરીને પણ પોતાના ખોઈ દીધેલા નિર્વાણની તો મનુષ્યે પુનઃ પ્રાપ્તિ કરવી જ જોઇએ. એ જ પ્રમાણે પ્રત્યેક ધર્મમાં આપણે જોઇએ છીએ કે, 'તમે એવી એક પણ વસ્તુ મેળવી શકવાના નથી કે, જે પ્રથમથી જ તમારી પોતાની ન હોય.' એ પ્રમાણેનો એક સિદ્ધાંત સદાસર્વદા ધર્મ માત્રમાં વર્તમાન હોય છે. આ જગતમાં તમે કોઇના પણ ઋણી નથી. તમે પોતાના જન્મધિકારને પ્રાપ્ત કરશો જ અથવા તો એક વેદાન્તના મહાન્ વેત્તાએ પોતાના ગ્રંથનું નામ આપતાં જેમ આલંકારિક ભાષામાં દર્શાવ્યું છે. તેવી રીતે, "આપણા પોતાના આનંદસામ્રાજ્યને જ તમે પ્રાપ્ત કરશો." એ સામ્રાજ્ય આપણું પોતાનું જ છે, પણ આપણે તેને ખોઈ દીધેલું હોવાથી પુનઃ પ્રાપ્ત કરવાનું છે. એના સંબંધમાં માયાવાદી એમ કહે છે કે, એ સામ્રાજ્યને ખોઈ દેવાની ભાવના તે માત્ર ભ્રાંતિ જ છે, એટલે કે, તમે સ્વાનંદસામ્રાજ્યને કદાપિ ખોયું જ નથી અને તેથી તેની પુનઃ પ્રાપ્તિ કરવા જેવું કાંઈ છે જ નહિ. એટલો જ માત્ર ભેદ છે.

સર્વ ધર્મો એટલી બાબતમાં તો એકમત થાય છે જ કે, આપણું એક સામ્રાજ્ય હતું અને આપણે તેને અત્યારે ખોઈ બેઠા છીએ. એ ભાવનાને લીધે એ ખોએલા સામ્રાજ્યની પુનઃ પ્રાપ્તિમાટેના તેઓ જૂદા જૂદા માર્ગો બતાવે છે. એક એવો ઉપદેશ આપે છે કે, તમારે અમુક કર્મવિધિ આચરવા જોઇએ, અમુક મૂર્ત્તિના નિમિત્તે ધનની આટલી અમુક રકમ આપવી જોઇએ, અમુક પ્રકારનો જ આહાર કરવો જોઇએ અને તે સામ્રાજ્યની પુનઃ પ્રાપ્તિ કરવામાટે અમુક પ્રકારનું જીવન જ વીતાડવું જોઇએ. અન્ય વળી એવો ઉપદેશ આપે છે કે, જો તમે રોશો કકળશો, પોતાની કાયાને અનેક પ્રકારનાં કષ્ટ આપીને ક્ષીણ કરી નાખશો અને પ્રકૃતિથી પર પરમેશ્વરની એકનિષ્ઠાથી ક્ષમા માગશો, તો અવશ્ય તમે તે સામ્રાજ્યને પુનઃ પ્રાપ્ત કરી શકશો. સામ્રાજ્યપ્રાપ્તિના આ સર્વ નાનાવિધ માર્ગ ઉપનિષદોમાં બતાવેલા છે અને જેમ જેમ હું મારા વ્યાખ્યાનમાં આગળ વધતો જઇશ, તેમ તેમ એ માર્ગો તમારા જાણવામાં આવતા જશે. પરન્તુ સર્વથી અંતિમ અને મહત્તમ ઉપદેશ એ જ છે કે, તમારે રોવા કકળવાનું કે કાયાને ક્ષીણ કરવાનું કાંઈ પણ કારણ નથી. તમારે એ સર્વ કર્મવિધિઓના માર્ગમાંથી પસાર થવાની કશી પણ આવશ્યકતા નથી અને એ ખોએલા સામ્રાજ્યની પુનઃ પ્રાપ્તિ કેવી રીતે કરવી, એનો તમારે વિચાર માત્ર પણ કરવાનો નથી; કારણ કે, તમે પોતાના તે સ્વાનંદસામ્રાજ્યને કદાપિ ખોએલું જ નથી. એટલે પછી જે વસ્તુ તમે ખોઈ નથી, તેને શોધવાનો તમારે શામાટે વ્યર્થ પરિશ્રમ વેઠવો જોઇએ વારુ? તમે પ્રથમથી જ પવિત્ર છો અને પ્રથમથી જ મુક્ત કિંવા સ્વતંત્ર છો. જો તમે પોતાને મુક્ત ધારો, તો તે ક્ષણે જ તમે મુક્ત છો; અને જો તમે પોતાને અમુક્ત કિંવા બદ્ધ ધારો તો અવશ્ય તમે બદ્ધ થવાના જ. આ એક અત્યંત ગંભીર ઉપપત્તિ છે અને જેમ મેં તમને આ વ્યાખ્યાનમાળાના આરંભમાં કહેલું છે, તેમ મારે તમારા સમક્ષ બહુ જ ગંભીરતાથી બોલવાનું છે. અત્યારે તો મારું એ બોલવું તમને ભયભીત કરી નાખશે, પરતુ ધીમે ધીમે તમે અવશ્ય જાણતા થશો કે, એ કથન સત્ય છે. એટલે કે, જ્યારે તમે એનું મનન કરવા માંડશો અને એની સત્યતાનો પોતાના જીવનમાં જ અનુભવ કિંવા સાક્ષાત્કાર કરશો, તે વેળાએ એની સત્યતામાં તમારો પોતાની મેળે જ અચલ વિશ્વાસ બંધાશે. જો તમારી એવી જ ભાવના હોય કે, એ તમારો ધર્મ નથી અને સ્વતંત્રતા તમારો સ્વભાવ નથી તો પછી તમે કોઈ પણ ઉપાયે સ્વતંત્ર કિંવા મુક્ત થઈ શકો તેમ નથી જ. તેમ જ જો તમારી એવી જ શ્રદ્ધા હોય કે, એક કાળમાં તમે મુક્ત હતા અને અત્યારે તમે પોતાની

તે સ્વતંત્રતાને ખોઈ બેઠા છો, તોપણ તમે એ સ્વાતંત્ર્યને પુનઃ પ્રાપ્ત કરી શકો એમ નથી; કારણ કે, એથી તો એમ જ સિદ્ધ થાય છે કે, પ્રારંભથી જ તમે સ્વતંત્ર કિંવા મુક્ત નહોતા—એ તમારો સ્વાભાવિક અધિકાર નથી. જો તમે મૂળથી જ સ્વતંત્ર અને મુક્ત હોત તો તમને બદ્ધ કરવાની કોની શક્તિ હતી વારુ? સ્વતંત્રને કોઈ પણ પરતંત્ર બનાવી શકતું નથી અને જો સ્વતંત્રને પરતંત્ર બનાવી શકાય એમ હોય તો પછી તે સ્વતંત્ર હતો જ નહિ એમ જ માનવું જોઇએ અને તેથી પૂર્વે પોતાના સ્વતંત્ર હોવાની તેની કલ્પના મિથ્યા ભ્રાંતિ જ છે, એમ જ જાણવું જોઇએ.

ત્યારે હવે એ બે પક્ષમાંથી તમે કયા પક્ષનો સ્વીકાર કરશો વારુ? જો એ વાદનો આપણે આગળ સંવાદ ચલાવીએ તો તેનો નિર્ણય આ પ્રમાણે થાય છે—જો તમે એમ જ કહેતા હો કે, આત્મા તો પોતાના સ્વભાવથી જ વિશુદ્ધ અને સ્વતંત્ર હતો, તો પછી એથી સ્વાભાવિક રીતે એમ જ સિદ્ધ થાય છે કે, વિશ્વમાં એવા કોઈ પદાર્થનું અસ્તિત્વ હતું જ નહિ કે, જે આત્માને બદ્ધ અને સમર્યાદ બનાવી શકે. પરંતુ જો તમારી એવી માન્યતા હોય કે, જગતમાં કોઈ એક એવી વસ્તુનું પણ અસ્તિત્વ છે કે, જે આત્માને બદ્ધ અને પરતંત્ર બનાવી શકે છે, તો પછી એથી સ્વાભાવિક રીતે એ જ નિષ્પન્ન થાય છે કે, આત્મા કદાપિ સ્વતંત્ર કિંવા મુક્ત હતો જ નહિ અને તેના સ્વતંત્ર હોવા વિશેનું તમારું કથન તે કેવળ એક ભ્રમ જ હતો-ભ્રાન્તિ જ હતી. સારાંશ કે, તમારે એ નિશ્ચયપર જ આવવું જોઇએ કે, આત્મા પોતાના સ્વભાવથી જ સ્વતંત્ર હતો અને તે કદાપિ બદ્ધ કિંવા સમર્યાદ થઈ શકે જ નહિ. કોઈ પણ બાહ્ય વસ્તુથી અલિપ્તતા તેનું બીજું નામ મુક્તિ કિંવા સ્વતંત્રતા છે, એટલે કોઈ પણ બાહ્ય પદાર્થ કારણ તરીકે એનામાં પોતાનું પરિણામ ન નિપજાવી શકે, એટલો જ એ સ્વતંત્રતાનો અર્થ થાય છે. આત્મા કારણરહિત છે, એ કલ્પનાની સાથે જ સર્વ મહતી ભાવનાઓનું આગમન થાય છે. જ્યાં સુધી તમારો એવો નિશ્ચય ન થાય કે આત્મા પોતાના સ્વભાવથી જ સ્વતંત્ર છે અથવા બીજા શબ્દોમાં કહીએ તો, એ આત્મામાં બીજા કોઈ પણ બાહ્ય પદાર્થથી કોઈ પણ પ્રકારનું પરિણામ નિપજાવી શકાતું નથી; ત્યાં સુધી અમરતા કિંવા અક્ષયતાની કોઈ પણ ભાવનાનો નિશ્ચય કરી શકવાનો જ નથી. મૃત્યુ એક પરિણામ છે અને તે મારાથી બાહ્ય કોઈ પણ પદાર્થમાંથી ઉત્પન્ન થાય છે; એ એમ જ દર્શાવે છે કે, મારા શરીરમાં કોઈ પણ બાહ્ય વસ્તુનું સહજમાં પરિણામ થઈ શકે છે. જો હું કોઈ પણ વિષનું પાન કરી જાઉં છું તો તરત તેથી મારું મરણ ઉદ્ભવે છે. એથી પણ એમ જ સિદ્ધ

થાય છે કે, વિષના નામથી ઓળખાતી કોઈ પણ એક બાહ્ય વસ્તુનું મારી કાયામાં ત્વરિત પરિણામ થઈ શકે છે. જો એ જ આત્માના સંબંધમાં પણ સત્ય હોય અને એ જ નિયમ આત્માને પણ લાગૂ પડતો હોય, તો તો પછી આત્મા બદ્ધ હતો–સ્વતંત્ર કિંવા મુક્ત ન હોતો–એમ જ કહેવું જોઈએ. પરન્તુ જો આત્મા વિમુક્ત અને સ્વતંત્ર હતો, એ જ વાર્તા સત્ય હોય, તો તો તેથી સ્વાભાવિક રીતે એ જ નિષ્પન્ન થાય છે કે, કોઈ પણ બાહ્ય પદાર્થનું તેનામાં પરિણામ થઈ શકતું નથી અને હવે પછી થવાનું પણ નથી; અને એટલામાટે આત્મા કદાપિ મરવાનો નથી–કાર્યકારણભાવના નિયમનો અતિક્રમ કરીને તે તો નિત્ય કારણહીન જ રહેવાનો. સ્વતંત્રતા, અમરતા અને આનંદમયતા એ સર્વનો આધાર એનાપર જ રહેલો છે. એટલે કે, એ સર્વનો એ ભાવનાપર જ આધાર રહેલો છે કે, આત્મા નિર્વિકાર છે અને માયાથી પર છે. વારુ, હવે જો એમ માનવામાં આવે કે, આત્મા પ્રથમ તો સંપૂર્ણ રીતે મુક્ત અને સ્વતંત્ર હતો, પણ અત્યારે આપણે બધા માયાપાશમાં બંધાઈ ગયા છીએ; તો એ તો એમ જ સિદ્ધ કરે છે કે, આપણે ખરી રીતે મુક્ત કિંવા સ્વતંત્ર હતા જ નહિ. પરન્તુ એ અસત્ય છે. કારણ કે, એ સિદ્ધાંત આપણાં નેત્રો સમક્ષ મૂર્તિમાન્ છે કે, આપણે મુક્ત અને સ્વતંત્ર છીએ અને બંધન વિશેની આપણી જે કલ્પના છે, તે સર્વથા મિથ્યા અને એક પ્રકારની ભ્રાંતિ જ છે. હવે એ બે પક્ષોમાંથી તમે ક્યા પક્ષનો સ્વીકાર કરશો વારુ? એમાંની કાં તો પ્રથમ કલ્પનાને ભ્રાંતિ માનો કે પછી દ્વિતીય ભાવનાને ભ્રાંતિ માનો; એકને સત્ય અને એકને મિથ્યા માનવી જ જોઈએ. મારા પોતાના સ્વભાવ અને સાક્ષાત્કારને તો એ જ ભાવના વધારે સંમત અને અનુસારિણી છે કે, આપણે પ્રથમથી જ મુક્ત છીએ. હું સારી રીતે જાણું છું કે, હું પોતે પરાપૂર્વથી મુક્ત અને સ્વતંત્ર જ છું. એટલામાટે હું પોતે તો કોઈ કાળે પણ એમ માનવાનો નથી કે, બંધન સત્ય છે અને સ્વતંત્રતા ભ્રાંતિ છે; કિંતુ વિરુદ્ધ પક્ષે મારો તો એ જ અવિચલ નિશ્ચય છે કે, સ્વતંત્રતા સત્ય છે અને બંધન ભ્રાંતિ છે.

એ તો તમે જોતા જ હશો કે, આ વિવાદ લગભગ સર્વ તાત્ત્વિક વિદ્યાઓમાં ચાલ્યા કરે છે, પરંતુ તે અપરિપક્વ અવસ્થામાં જ છે. અત્યંત અર્વાચીન તત્ત્વવિદ્યાઓમાં તમે એ જ વિવાદનો પ્રવેશ થયેલો જોઈ શકો એમ છે. એક પક્ષ કહે છે કે, આત્મા જેવું કાંઈ છે જ નહિ અને આત્મા એક પ્રકારની ભ્રાન્તિ જ છે–અર્થાત્ એ સત્ય વસ્તુ નથી. એ ભાસ માયાના રજકણોના વારંવારના સંક્રમણ–અવસ્થાંતર–થી જ ઉત્પન્ન થાય છે. જે પ્રાકૃતિક સંયોગને તમે શરીર, બુદ્ધિ અથવા એવાં જ

બીજાં નામોવડે ઓળખો છો; તેના સ્પંદન, તેની ગતિ અને રજકણોનું અત્ર તત્ર સર્વત્ર ચાલતું અખંડ સંક્રમણ, એ જ સ્વતંત્રતા કિંવા મુક્તતાના ખોટા ભ્રમને સ્થાપિત કરી જાય છે. બૌદ્ધધર્મધારકોના કેટલાક એવા પંથો હતા કે, જેઓ એમ કહેતા હતા કે, જો તમે એક બળતી મશાલને હાથમાં લઇને તમારા પોતાની આસપાસ ચક્રાકારે ફેરવ્યા કરશો તો તેથી પ્રકાશનું એક ગોલાકાર વર્તુલ ઉત્પન્ન થશે. પરંતુ ખરી રીતે તે પ્રકાશવર્તુલ કિંવા પ્રકાશચક્ર અસ્તિત્વ ધરાવતું નથી; કારણ કે, તે મશાલ પ્રતિક્ષણે પોતાના સ્થાનનું પરિવર્તન કર્યા કરે છે. આપણે તો માત્ર પરમાણુઓના ભારા જ છીએ અને તે પરમાણુઓના શીઘ્ર ચક્રીભવનથી એ ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે. એથી વિરુદ્ધ વળી બીજો પક્ષ એમ પ્રતિપાદન કરે છે કે, આ શરીર સત્ય છે અને આત્મા અસ્તિત્વ ધરાવતો નથી. કેટલાકોનો વળી એવો અભિપ્રાય છે કે, વિચારોના અત્યંત વેગવાન્ વિનિમયમાં માયા ભ્રાંતિ સમાન દગ્ગોચર થાય છે, પણ તે ભ્રાંતિ જ છે; કારણ કે, માયા જેવી કોઈ વસ્તુ ખરી રીતે અસ્તિત્વ ધરાવતી જ નથી. અર્થાત્ આજે પણ એ જ જોવામાં આવે છે કે, એક પક્ષ આત્માને ભ્રમમૂલક ભાસ (ભ્રાંતિ) ગણે છે અને અન્ય પક્ષ માયાને ભ્રાંતિના નામથી વ્યક્ત કરે છે. ત્યારે હવે એ બે પક્ષમાંથી તમે કયા પક્ષનો સ્વીકાર કરશો વારુ? એ તો સ્પષ્ટ જ છે કે, આપણે આત્માના પક્ષનો જ સ્વીકાર કરીશું અને માયાના પક્ષનો અસ્વીકાર કરીશું. બન્ને પક્ષનાં પોતપોતાના મતને સિદ્ધ કરવામાટેનાં પ્રમાણો એક સરખાં જ છે, પણ માત્ર આત્માના પક્ષનાં પ્રમાણો કાંઇક વધારે બળવાન્ છે, એટલી જ વિશેષતા છે. કારણ કે, માયા શી વસ્તુ છે, એનું અદ્યાપિ કોઇએ પણ દર્શન કર્યું નથી. પરંતુ નિરન્તર આપણને આપણા પોતાના અંતરમાં સંવેદના (લાગણી) તો થયા જ કરે છે. મેં એવો એક પણ મનુષ્ય અદ્યાપિ જોયો નથી કે, જેને બાહ્ય પ્રકૃતિની કાંઈ પણ કોઈ વાર લાગણી થતી હોય. પોતાના આત્મામાંથી બહાર નીકળીને કૂદકો મારવાને અદ્યાપિ કોઈ પણ સમર્થ થયો નથી. એટલામાટે જ આત્મપક્ષને સિદ્ધ કરનારું પ્રમાણ કાંઇક વધારે બળવાન્ છે, એમ કોઈ પણ કબૂલ કરી શકે એમ છે. એ પક્ષની બીજી સબળતા એ છે કે, આત્મવિચાર સૃષ્ટિનો પણ નિર્ણય કરી આપે છે અને માયાવાદથી એ નિર્ણય કરી શકાતો નથી. એટલામાટે માયાવાદીઓનું વિવેચન સર્વથા અયુક્ત છે. આ એ જ વિચારનું એક અપરિપક્વ સ્વરૂપ છે. જો તમે એ સર્વ તત્ત્વવિદ્યાઓ–મત મતાંતરો–ને ઉષ્ણતા આપીને તેમનું પૃથક્કરણ કરો તો ત્યાં તમને એ બન્ને વસ્તુઓ એક બીજા સાથે અથડાતી જોવામાં

આવશે. તે જ પ્રમાણે અહીં પણ વિશેષ કુટિલ અને વિશેષ તાત્ત્વિક સ્વરૂપમાં સ્વાભાવિક પવિત્રતા અને મુક્તતા તથા સ્વાભાવિક બંધનના તે જ પ્રશ્નને આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. એક પક્ષ કહે છે કે, આત્મા ભ્રાન્તિ છે અને અન્ય પક્ષ કહે છે કે, માયા ભ્રાંતિ છે અને અહીં પણ આપણે એ દ્વિતીય પક્ષ સાથે જ સહાનુભૂતિ ધરાવીએ છીએ-એટલે કે, બંધન જ ભ્રાંતિ છે, એમ આપણે માનીએ છીએ.

એ પ્રમાણે વેદાંતનો અંતિમ નિશ્ચય એ જ છે કે, આપણે બદ્ધ-માયાબદ્ધ-નથી, કિન્તુ આપણે પ્રથમથી જ મુક્ત છીએ અને હવે પછી પણ સદા મુક્ત જ રહેવાના. માત્ર એટલું જ નહિ, પણ મુખથી એમ બોલવું કિંવા મનમાં એમ વિચારવું કે, આપણે બદ્ધ છીએ, તો તે પણ મહાભયંકર છે. તે એક મોટામાં મોટો પ્રમાદ છે અને તે સ્વયં વિસ્મૃતિ છે. જો તમે ભૂલે ચૂકે પણ એમ બોલશો કે, 'હું બદ્ધ છું' 'હું નિર્બળ છું' 'હું અસહાય છું' તો તરત તમને તેવી જ ભયંકરતા પ્રાપ્ત થશે-તમે પોતાને હાથે જ પોતાને બદ્ધ કરનારી શૃંખલામાં એક વધારે કડી પરોવવા જેવું કરી બેસશો. માટે એ પ્રમાણે બોલશો પણ નહિ અને એવો વિચાર પણ કરશો નહિ. મેં એક મનુષ્ય વિશે એમ સાંભળ્યું છે કે, તે નિરંતર એક નિર્જન અરણ્યમાં જ વસ્યા કરતો હતો અને દિવસ તથા રાત અવિશ્રાંતતાથી 'શિવોઽહમ્-શિવોઽહમ્' નો જાપ જપ્યા કરતો હતો-અર્થાત્ એ રટનમાં જ તેના દિવસ અને રાત્રિના સમસ્ત સમયનો વ્યય થઈ જતો હતો. એ જપનો અર્થ એવો થાય છે કે, 'હું આનંદમય છું.' એક દિવસ અચાનક એક વ્યાઘ્રે આવીને એ મનુષ્યપર આક્રમણ કર્યું અને તેને મારીને ખાઈ જવામાટે તેના આસનપરથી તેને ઝડપથી ખેંચી લીધો. એ મનુષ્યનું સ્થાન અરણ્યમાંની એક નદીના તીરપર જ આવેલું હતું, એટલે નદીના સ્હામા તીરપરના મનુષ્યોએ એ બનાવ નજરે નજર જોયો અને જ્યાં સુધી તેના પ્રાણ પ્રયાણ કરી ગયા ત્યાં સુધી તેના મુખમાંથી નીકળતા 'શિવોઽહમ્' જપને તેઓ સાંભળતા હતા. અર્થાત્ વ્યાઘ્રના પંજામાં-પ્રત્યક્ષ મૃત્યુની દાઢમાં સપડાયા છતાં પણ તેણે પોતાના એ દૃઢ ભાવાત્મક જપનો ત્યાગ કર્યો નહોતો. એવા બીજા પણ ઘણા મનુષ્યો થઈ ગયા છે. એવાં પણ કેટલાંક ઉદાહરણો જોવામાં આવ્યાં છે કે, કેટલાક મનુષ્યોએ પોતે શત્રુઓના શસ્ત્રથી કપાઈ જતા છતાં શત્રુઓને પણ આશીર્વાદ આપેલા છે. 'હું તે છું અને તું પણ તે જ છે.' હું જેવી રીતે દૃઢ અને સંપૂર્ણ છું તેજ પ્રમાણે મારા સર્વ શત્રુઓ પણ દૃઢ અને પરિપૂર્ણ છે. તમે તે છો અને હું પણ તે જ છું; એવો જે નિશ્ચય, તે જ બળવત્તાની સ્થિતિ છે. એમ હોવાછતાં એટલું તો ખરું જ કે, દ્વૈતવાદીઓના ધર્મમાં પણ કેટ-

લીક આશ્ચર્યકારક વસ્તુઓનો સમાવેશ થયેલો છે; જેની આપણે ઉપાસના કરવાની છે અને જેનામાં આપણે પ્રેમભાવ રાખવાનો છે, તે માયાથી ભિન્ન પૌરુષેય ઈશ્વરની તેમની કલ્પના ખરેખર આશ્ચર્યજનક છે અને કેટલીકવાર એ કલ્પના અત્યંત શાંતિજનક અને પરિતાપહારિણી થઈ પડે છે. પરંતુ વેદાંત કહે છે કે, એ શાંતિજનકતા બહુધા અફીણના અર્કના મદ જેવી જ છે અને એ શાંતિ માદક ઔષધિના પ્રભાવથી પ્રાપ્ત થનારી નિદ્રા સમાન છે—સ્વાભાવિક નથી જ. જો દીર્ઘકાલ પર્યન્ત એ ભાવનાનું જ અવલંબન કરવામાં આવે, તો તેથી અવશ્ય નિર્બળતાનો આવિર્ભાવ થાય છે; એટલામાટે જગતને અત્યારસુધી હતી, તેના કરતાં પણ અત્યારે જે વસ્તુની વિશેષ આવશ્યકતા છે, તે અન્ય કોઈ પણ વસ્તુ નહિ, કિન્તુ એક માત્ર સબળતા કિંવા દઢતા જ છે. વેદાંત કહે છે કે, જગતમાંના સર્વ દુ:ખમય ઉપાધિઓનું મૂળ કારણ એ નિર્બળતા ( માનસિક નિર્બળતા ) જ છે. આપણે જે સંકટો સહન કરીએ છીએ, તેનાં અનેક કારણોમાંનું એક કારણ એ નિર્બળતાજ છે. આપણે કંગાલ અને છિન્નવિચ્છિન્ન થઈ જઈએ છીએ; કારણ કે, આપણે નિર્બળ છીએ. આપણે ચોરી કરીએ છીએ, લૂટમાર કરીએ છીએ, અસત્ય વદીએ છીએ અને એવાં જ બીજાં પાપો પણ કરીએ છીએ. એનું મૂળ કારણ એજ છે કે, આપણે નિર્બળ—બળહીન છીએ. આપણે મરી જઈએ છીએ; કારણ કે, આપણે અબળ છીએ, તેમ જ આપણી દુર્બળતાના કારણથી જ આપણે દુ:ખો સહન કરીએ છીએ. ખરી રીતે જોતાં આપણને નિર્બળ બનાવી શકે, એવી એક પણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ નથી. મરણ પણ નથી અને શોક પણ નથી. આપણે માત્ર માયાના કારણથી જ શોકાતુર અને દુ:ખી થઈએ છીએ. માટે એ ભ્રાંતિનો ત્યાગ કરો એટલે એ બધાં દુ:ખોનો પોતાની મેળે જ લોપ થઈ જશે. આ સરળ અને સીધો માર્ગ છે. આ બધા તાત્ત્વિક વિવાદો અને ભયંકર માનસિક વ્યાયામોમાંથી પસાર થઈને આપણે પાછા આ એક જ ધાર્મિક ભાવનાના પ્રદેશમાં આવી લાગીએ છીએ કે, જે ધાર્મિક ભાવના સમસ્ત વિશ્વમાં અત્યંત સરળ અને સુલભ છે.

અદ્વૈત વેદાંત એક એવો સરળ સિદ્ધાંત છે કે, જેમાં કોઈ પણ પ્રકારના પ્રત્યવાય કિંવા સંશય વિના તમે સત્યનો આરોપ કરી શકો એમ છે. એ સિદ્ધાંત વિશે ભારતવર્ષમાં એક ભયંકર ભૂલ કરવામાં આવી હતી અને બહુધા એવી ભૂલ સર્વત્ર આપણા જોવામાં આવી શકે છે. એનું મૂળ કારણ એ છે કે, તે સમયના લોકો જે મૂળ તત્ત્વોના પ્રદેશમાં આવી લાગ્યા હતા, તે તત્ત્વોનો વિચાર ન કરતાં તેમણે માત્ર

તેના બાહ્ય કર્મ કિંવા બાહ્ય વ્યવહારનો જ વિચાર ચલાવ્યો , કે, જે ખરેખર તેનું ગુંચવાડાભરેલું કુટિલ સ્વરૂપ છે. આ ભયંકર તાત્વિક અને તાર્કિક સિદ્ધાંતો તેમને ગભરાવી નાખતા હતા. એટલે તેમનો એવો જ વિચાર દૃઢ થયો કે, આ વસ્તુઓ અથવા આ સિદ્ધાંત જગન્માન્ય થઈ શકે તેમ નથી. એ સિદ્ધાંત પ્રતિ દિવસના વ્યાવહારિક જીવનના શિક્ષણરૂપ થઈ શકે તેમ નથી તેમ જ આ તત્વજ્ઞાનની છાયામાં અથવા એના નામતળે અતિશય અનાચારો કિંવા અનર્થો ઉત્પન્ન થવાનો સંભવ છે. ''

પરંતુ મારું એવું લેશ માત્ર પણ માનવું નથી કે, એ અદ્વૈત વેદાંતસિદ્ધાંતના શિક્ષણથી અનીતિ, નિર્બળતા કિંવા એવા જ બીજા અનર્થો ઉત્પન્ન થશે—એમ થવાનો સંભવ જ નથી. વિરુદ્ધ પક્ષે મારી પાસે એમ ધારવાનાં કિંવા વિશ્વાસપૂર્વક માનવાનાં એક કરતાં વિશેષ કારણો છે કે, અસાધ્ય માનવી રોગને નિવારનારું જો કોઈ પણ રામબાણ ઔષધ હોય તો તે અદ્વૈત વેદાંતસિદ્ધાંત છે. જો આ સત્ય છે તો, પછી જીવનનો ઝરો આપણી પાસેથી વહેતો હોવા છતાં લોકોને આપણે ગટરનું દુર્ગન્ધવાળું પાણી શામાટે પીવા દેવું જોઇએ ? જો સર્વ મનુષ્યો સ્વાભાવિક રીતે જ પવિત્ર અને શુદ્ધ છે, એ સત્ય હોય, તો પછી એ સત્યનું આ ક્ષણે અને અત્યારે જ સમસ્ત વિશ્વને શામાટે શિક્ષણ ન આપવું ? ધર્માત્મા અને પાપાત્મા; પુરુષ, સ્ત્રીઓ અને બાળકો તેમ જ નીચ અને ઉચ્ચ સર્વને એ સિદ્ધાંતનું ગંભીર કંઠથી શિક્ષણ શા કારણથી ન આપીએ ? જે મનુષ્ય જન્મને પામી ચૂકયો છે, જે હવે પછી જન્મવાનો છે, સિંહાસનારૂઢ ભૂપાલ, માર્ગમાં ઝાડૂ કાઢનાર ચમાર, ધનાઢ્ય અને દરિદ્રી સર્વને એ સિદ્ધાંતામૃતનું પાન શામાટે ન કરાવવું વારુ ? હું રાજાઓનો પણ રાજા છું અને એવો કોઈ પણ રાજા નથી કે જે માંરા કરતાં ઉચ્ચતર હોય, તેમ જ હું દેવોનો પણ દેવ છું અને મારા કરતાં ઉચ્ચતર બીજો કોઈ દેવ છે જ નહિ; એવો સર્વનો નિશ્ચય થવો જ જોઇએ.

પ્રથમ દૃષ્ટિએ તો એ એક મહાભારત અને અશક્ય સાહસ સમાન કર્તવ્ય દેખાય છે અને કેટલાકોને તો એ કલ્પના આડે માર્ગે દોરી જનારી ભાસવાથી તેઓ એનું નામ સાંભળીને જ ભડકી જાય છે; પરન્તુ એ માત્ર તેમના ભ્રમ કિંવા મિથ્યા મતનું જ પરિણામ છે. સર્વ પ્રકારના અપાયકારક અને જેમનું પચન ન થઈ શકે એવા ખાદ્ય પદાર્થોનો આહાર કરીને અને અનેકવાર ક્ષુધાથી પોતાને પીડીને આપણે આપણને પોતાને ઉત્તમ વસ્તુઓના આહાર કરવાથી વંચિત અને અયોગ્ય બનાવી દીધા છે. આપણે આપણી બાલ્યાવસ્થાથી જ નિર્બળતાને ઉત્પન્ન કરનારા શબ્દોનું શ્રવણ કરતા આવ્યા છીએ. આપણી આ અવસ્થાને દર્શાવવામાટે ભૂતનું ઉદાહરણ

બહુ જ યોગ્ય થઈ પડે છે. તમે એ તો નિત્ય સાંભળ્યા કરોછો કે, લોકો હમેશાં એમ જ કહ્યા કરે છે કે, 'અમે ભૂત ભૂતને માનતા નથી અને એવી ખોટી વાતોમાં વિશ્વાસ રાખતા નથી' છતાં પણ એવા ઘણા જ થોડા માણસ મળી આવશે કે, જેમને ભયંકર અંધકારમાં ભૂતનો ભાસ અને શરીરમાં કંપનો આવિર્ભાવ નહિ થતો હોય. પરંતુ ખરી રીતે જોતાં તો એ કેવળ ભ્રાંતિ જ છે. એવો જ ભ્રમ વસ્તુ માત્રના સંબંધમાં વ્યાપેલો જોવામાં આવે છે. વેદાંતના સિદ્ધાંતમાંથી જે એક ઉત્તમ ભાવના ઉત્પન્ન થાય છે તે એ છે અને એ ભાવના જ અવિચલ રહેવા યોગ્ય તેમ જ અવિચલ રાખવા યોગ્ય છે:–આ પુસ્તકો ભલે આવતી કાલે જ જતાં રહે કિંવા મરી જાય; તેમ જ આ કલ્પના પ્રથમ હિન્દુઓના મસ્તિષ્કમાંથી પ્રકાશ પામી હતી કે, ઉત્તર ધ્રુવમાં વસતા લોકોની બુદ્ધિમાંથી બહાર આવી હતી, એની કોઈને કશી પણ દરકાર નથી. જાણવાનું માત્ર એટલું જ છે કે, એ સત્ય છે અને સત્ય સદાસર્વદા શાશ્વત જ હોય છે. સત્ય પોતે જ એમ શીખવે છે કે, સત્ય કોઈ પણ મનુષ્ય–કોઈ પણ વ્યક્તિની સર્વ સાધારણ–સાર્વજનિક સંપત્તિ છે–એનાપર કોઈનો પણ વિશિષ્ટ અધિકાર નથી. દેવ, મનુષ્ય અને પશુ સર્વ એ સત્યના સાર્વજનિક–એકસમાન અધિકારી સ્વામી છે. માટે એ તત્ત્વનું સર્વને શિક્ષણ આપો. મનુષ્યજીવનને કિંવા સર્વના જીવનને આપણે દુ:ખમય શામાટે રહેવા દેવું જોઈએ વારુ? મનુષ્યોને વિનાકારણ ભ્રમના નાનાપ્રકારના ખાડાઓમાં પડી જવા દઈને સબડાવવાનું આપણને શું કારણ છે? જો દશ હજાર માણસોમાંથી માત્ર વીસ માણસ જ પોતાના ભ્રમને ત્યાગી દે એમ હોય, તો તેટલામાટે હું તે દશ હજાર માણસોનો ભોગ આપવાને તૈયાર છું. આ ભ્રમનો પ્રકાર માત્ર આ દેશમાં જ ચાલે છે એમ નથી, કિન્તુ જ્યાં એ વેદાંતનો જન્મ થયેલો છે, તે એની જન્મભૂમિમાંના, મનુષ્યોને પણ જો તમે ખુલ્લી રીતે આમ કહો, તો તેઓ પણ એકાએક ભયભીત થઈ જાય છે. તેઓ એમ જ કહે છે કે, "આ ધર્મ માત્ર સંન્યાસીઓનો જ છે. તેઓ આ જગતનો ત્યાગ કરીને અરણ્યમાં નિવાસ કરતા હોય છે, એટલે તેમના માટે આ ધર્મ યોગ્ય જ છે; પરંતુ અમારા જેવા દીન ગૃહસ્થાશ્રમીમાટે એ ભાવના યોગ્ય નથી–અમારે તો અમુક પ્રકારની ભીતિ રાખવી જ જોઈએ, એટલે અમે તો કર્મવિધિ આદિ સર્વ પ્રકારો કરતા જ રહીશું."

દ્વૈતભાવનાઓ અત્યંત દીર્ઘકાલથી જગતમાં પોતાનો અધિકાર ચલાવતી આવી છે અને તેનું જ આ પરિણામ છે. ત્યારે આપણે એક નવીન પ્રયોગ શામાટે ન કરવો વારુ? ભલે સર્વ અંત:કરણોમાં એનો પ્રસાર થવાને લક્ષાવધિ વર્ષોનો અવધિ

લાગશે, પણ આપણે એનો આરંભ તો અત્યારે જ કરી નાખવો જોઇએ. જો આપણા જીવનકાળમાં માત્ર વીસ મનુષ્યોને જ એ ભ્રાંતિથી મુક્ત કરી શકીએ, તો પણ આપણે એક મહત્ કૃત્ય કર્યું છે, એમ જ જાણવું.

એ પછી ભારતવર્ષમાંની એક બીજી મહા ભાવના આવે છે કે, જે એ ભાવનાની વિરુદ્ધમાં યુદ્ધની ધ્વજા ચઢાવીને ઉભી રહે છે. તે કલ્પના એવી છે કે, 'હું વિશુદ્ધ છું, અને પરમાત્મા છું' એમ મુખથી બોલવું બહુ જ સ્હેલું છે અને આપણે તરત બોલી પણ નાખીએ છીએ. પરંતુ આપણા જીવનમાં સદા સર્વદા આપણે એનો પ્રત્યય આપી શકતા નથી અને ખરેખર એ કથન સત્ય છે. અવશ્ય આપણી આ ભાવના અથવા આપણું ઉદ્દિષ્ટ કઠિન તો છે જ. પરંતુ એથી આપણે એને કઠિન જાણીને છોડી દેવાની નથી. પ્રત્યેક જન્મ પામેલું બાળક પોતાના મસ્તકપર વિસ્તરેલા આકાશને જોયા કરે છે અને તે આકાશ બહુ જ દૂર છે, પરંતુ તેના દૂર હોવાથી શું એમ સિદ્ધ થાય છે કે, આપણે તેના તરફ પ્રયાણ ન જ કરવું? ધારો કે એની પ્રાપ્તિ ન પણ થાય, તોપણ એને બદલે ભ્રાંતિમાં વધારે બદ્ધ થવાથી કાંઈ લાભ થશે ખરો કે?, જો આપણને અમૃતની પ્રાપ્તિ ન થઈ શકતી હોય, તો તેથી કાંઈ એમ ધારી લેવાનું નથી કે, આપણે અમૃતને બદલે વિષપાન જ કરવું જોઇએ. એ જ પ્રમાણે જો આપણે શાશ્વત સત્યનો તત્કાળ સાક્ષાત્કાર ન કરી શકીએ, તો તેને બદલે અસત્યાંધકાર, નિર્બળતા અને ભ્રાંતિને જ વધારે વળગી રહેવાથી કોઈ કાળે આપણો ઉદ્ધાર થઈ શકશે ખરો કે? કદાપિ નહિ. અને એટલામાટે જ એ અદ્વૈત ભાવના કઠિન હોવા છતાં પણ આપણે એને જ વળગી રહેવું જોઇએ.

દ્વૈત ધર્મનાં અનેક એવાં સ્વરૂપો છે કે, જેમને હું વાંધાભરેલાં માનતો નથી—તેમાંનાં ઘણાંખરાં સ્વરૂપોને હું માન આપું છું અને માનું છું; પરંતુ દ્વૈત ધર્મમાંનાં જે નિર્બળતાને મનમાં ઠસાવનારાં શિક્ષણો જોવામાં આવે છે, તે પ્રત્યેક શિક્ષણ મને સર્વથા અમાન્ય છે અને તેવાં શિક્ષણોને હું તિરસ્કારની દૃષ્ટિથી નિહાળું છું. પ્રત્યેકને—પુરુષ, સ્ત્રી અને બાળકને—તેઓ જ્યારે શારીરિક, માનસિક કિંવા આધ્યાત્મિક શિક્ષણ લેવાના કાર્યમાં રોકાયલાં હોય છે, ત્યારે તેમને હું જે એક જ પ્રશ્ન પૂછું છું તે એ જ છે કે;—"તમે સબળ છો કે? તમને પોતામાં બળનો સંચાર થયેલો દેખાય છે કે?" કારણ કે, હું પોતે એ સારી રીતે જાણું છું કે, જો કોઈ પણ જીવનદાયક તત્ત્વ હોય તો તે કેવળ સત્ય જ છે અને જો કોઈ બળદાયક વસ્તુ હોય તો તે પણ સત્ય જ છે. એ સત્યવિના બીજી કોઈ પણ વસ્તુ આપણને બળવાન્ બનાવી શકે

તેમ નથી અને બળવાન્ થયાવિના કોઈ પણ તે સત્યને પ્રાપ્ત કરી શકે તેમ નથી. એટલામાટે ધર્મની તે પ્રત્યેક પદ્ધતિ કે જે મનને નિર્બળ કરતી હોય, મસ્તિષ્કમાં નિર્બળતા નિપજાવનારી, મનુષ્યને ભ્રમિષ્ટ બનાવનારી, અજ્ઞાનાંધકારમાં નિદ્રિત કરનારી અને ક્ષીણ વિકારો, રહસ્યો તથા ભ્રાંતિને ઇચ્છાવનારી હોય, તે સર્વ ધર્મપદ્ધતિઓને હું ધિક્કારું છું. કારણ કે, મનુષ્યના મનમાં એનું અત્યંત ભયંકર પરિણામ થાય છે કે, જે સર્વથા નિરુપયોગી અને નકામું જ છે. એવા ધર્મશિક્ષણથી કદાપિ કાંઈ પણ શ્રેય મેળવી શકાતું નથી. જે થાય છે તે હાનિ જ થાય છે.

જેમણે આ વિષયનો કાંઈ પણ અનુભવ લેવાનો પ્રયત્ન કર્યો હશે, તેઓ તો મારા મતને મળતા જ થશે કે, આવાં શિક્ષણો મનુષ્યના મનને રોગી અને નિર્બળ જ બનાવી નાખે છે-મનુષ્ય એ શિક્ષણથી એટલો બધો નિર્બળ અને નમાલો બની જાય છે કે, કેટલાક સમય પછી તે સત્યને સ્વીકારવાનું અને સત્યને ધારણ કરીને જીવવાનું તેનામાટે સર્વથા અશક્ય જ થઈ પડે છે. એટલામાટે મુખ્યતઃ આપણને જે વસ્તુની આવશ્યકતા છે, તે માત્ર સબળતા જ છે. અર્થાત્ આપણને સબળતા જ જોઈએ છે. વિશ્વના રોગનું નિવારણ કરવામાટે એ સબળતા જ એક મહા ઔષધિ છે. જ્યારે કોઈ દરિદ્રી મનુષ્ય ધનવાનના અત્યાચારથી પીડાતો હોય, ત્યારે તેણે એ બળરૂપ ઔષધનો જ આશ્રય કરવો જોઈએ. સુશિક્ષિતનો જે વેળાએ અશિક્ષિત અજ્ઞાન જનપર અત્યાચાર થતો હોય, તે વેળાએ ને અશિક્ષિતે એ બળનો જ આશ્રય કરવો જોઇએ. તેમ જ જે વેળાએ એક પાપી બીજા પાપીઓવડે પીડાતો હોય, તે વેળાએ તે પાપીએ પણ એ જ ઔષધિનો પ્રયોગ કરવો જોઇએ. સારાંશ કે, અદ્વૈત સિદ્ધાન્ત સમાન બળ આપનાર બીજો એક પણ સિદ્ધાંત આ જગતમાં અસ્તિત્વ ધરાવતો નથી. જ્યાં સુધી કોઈ પણ કામની જવાબદારીનો બધો ભાર આપણા પોતાના માથાપર જ આવી ન પડે, ત્યાં સુધી કદાપિ આપણે ઉત્કૃષ્ટતા અને ઉચ્ચતમતાથી કોઈ પણ કાર્ય કરી શકતા નથી. કારણ કે, જેમ આપણી જવાબદારીનો ભાર વિશેષ હોય છે, તેમ તે કાર્યમાં આપણું મન વધારે પરોવાય છે. હું તમારી સાથે હોડ બકીને કહું છું કે, હું જો એક સુકુમાર અર્ભકને તમારા હાથમાં લાવીને મૂકું, તો તે વેળાએ તમે કેવું વર્તન કરશો વારુ? એ જ કે, એક ક્ષણનેમાટે તમારું સમસ્ત જીવન પરિવર્તિત થઈ જશે-તમારી પ્રકૃતિ ભલે ગમે તેવી હોય, પરન્તુ અમુક સમય પર્યન્ત તો અવશ્ય તમે આત્મવિસ્મૃત અને તલ્લીન થઈ જવાના જ, એમાં લેશ માત્ર પણ સંશય નથી જ. જેવી એ અર્ભકને જાળવવાની જવાબદારી તમારાપર લાવીને નાખી

દેવામાં આવી કે, તરત તે ક્ષણે જ તમારી સર્વ પાપમય વાસનાઓનો ક્ષય થઈ જવાનો અને તમારા સમસ્ત ચારિત્ર્યનું રૂપાન્તર થઈ જવાનું. એટલામાટે જો આપણી ધાર્મિક ઉન્નતિ—આધ્યાત્મિક ઉન્નતિ—ની જવાબદારી આપણા પોતાના માથાપર જ આવી પડેલી હોય, તો આપણે સારી રીતે આપણી ઉન્નતિ કરી શકીએ છીએ. અર્થાત્ આપણી અવનતિમાટે જેને આપણે દૂષિત કરી શકીએ, એવું કોઈ પણ સાધન આપણી પાસે ન હોય—આપણો કોઈ શયતાન પણ ન હોય અને દોષારોપ કરવા માટે કોઈ પૌરુષેય ઈશ્વર પણ ન હોય, તો જ આપણે પોતાની જવાબદારીથી આપણી પોતાની ઉન્નતિના માર્ગમાં આગળ વધી શકીએ છીએ. મારા ભાગ્યને માટે હું પોતે જ જવાબદાર છું—મારા પુણ્યનો ઉત્પાદક પણ હું જ છું અને મારાં પાપોનો નિર્માણકર્ત્તા પણ હું પોતે જ છું. હું પવિત્ર અને આનંદમય આત્મા છું. એ ભાવનાથી વિરુદ્ધ ભાવનાનો જે નિશ્ચય કરાવતા હોય, તેવા સર્વ વિચારોનો આપણે તત્કાળ પરિત્યાગ કરી દેવો જોઇએ. "મને મરણ પણ નથી અને ભય પણ નથી. હું ધર્મ કિંવા જાતિના ભેદને—ભિન્ન ભાવને ધારણ કરનારો નથી. મારી કોઈ માતા પણ નથી અને મારો કોઈ પિતા પણ નથી. મારો ઉદ્‌ભવ પણ નથી અને મારો નાશ પણ નથી. મારો કોઈ મિત્ર પણ નથી, તેમ જ કોઈ શત્રુ પણ નથી. હું સત્, ચિત્ અને આનંદ છું—સચ્ચિદાનન્દ છું. હું આનંદમય છું—આનંદમય! હું પાપ કે પુણ્યના બંધનથી બંધાયલો નથી. હું સુખ અને દુઃખના વિકારોમાં બદ્ધ નથી. યાત્રાઓ, ગ્રંથો અને વેદો ઇત્યાદિ કોઈ પણ વિધિઓ મને બદ્ધ કરી શકે તેમ નથી. હું આહાર કરતો નથી, શરીર મારું નથી, જે વિકારો શરીરમાં ઉત્પન્ન થાય છે તે વિકારો મારા નથી અને શરીરનો જે ક્ષય થાય છે તે ક્ષય પણ મારો નથી; કારણ કે, હું તો સચ્ચિદાનંદ છું—હું આનંદમય છું, હું આનંદમય છું!"

વેદાન્ત કહે છે કે, જો જનસમુદાયને ઉચ્ચારવા યોગ્ય કોઈ પણ ઉત્કૃષ્ટ પ્રાર્થના હોય તો તે એ જ પ્રાર્થના છે. આપણે પોતે પોતાને પણ એમ જ કહેવું અને બીજા સર્વને પણ એમ જ કહેવું કે, 'આપણે બધા તે જ છીએ.' એ જ આપણા અંતિમ સાધ્યને પહોંચવામાટેનો અતિ પ્રશસ્ત અને એક માત્ર સરળ માર્ગ છે. એ વાક્યનો જેમ જેમ તમે વધારે ઉચ્ચાર કરતા જશો, તેમ તેમ તમારામાં બળનો આવિર્ભાવ થતો જશે. એ વાક્યના ઉચ્ચારથી પ્રથમ જે લંગડાતો ચાલતો હશે, તે પણ ધીમે ધીમે વધારે અને વધારે બળવાન્ થતો જશે. તેનો ધ્વનિ અંતે એટલું બધું ગંભીર અને વ્યાપક રૂપ ધારણ કરશે કે, તે હૃદયને પણ પોતાના અધિકારમાં લઈ લેશે.

શિરાઓમાં પણ તેનું જ વહન થવા માંડશે અને આપણા સમસ્ત શરીરમાં પણ તે આરપાર વ્યાપી જશે. જેમ જેમ જ્ઞાનરૂપ સૂર્યનો પ્રકાશ વધારે અને વધારે વિસ્તરતો જશે, તેમ તેમ અંધકારરૂપ ભ્રાંતિ કિંવા માયાનો લય થતો જશે; અને અવિદ્યાનો બધો ભાર માથાપરથી ઉતરી જશે. એમ થતાં એક એવો સમય આવશે કે, સમસ્ત અંધકારનો લોપ થયેલો દેખાશે અને કેવળ સૂર્ય અને સૂર્યનો જ પ્રકાશ સર્વત્ર વ્યાપેલો દૃષ્ટિગોચર થશે. વેદાંતનો સિદ્ધાંત પ્રથમ દૃષ્ટિએ ઘણાકોને અત્યંત ભયંકર ભાસે છે, પરંતુ એ મેં જેમ આગળ કહેલું છે, તેમ માત્ર ભ્રાંતિનું જ પરિણામ છે. આ દેશમાં એવા લોકો પણ વસે છે કે, જો તેમને હું એમ કહું કે, શયતાન જેવી કોઈ વ્યક્તિ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતી જ નથી, તો તેઓ એમ જ ધારવાના કે, 'ત્યારે તો આ વિશ્વમાંથી ધર્મ પણ જતો જ રહેલો હોવો જોઇએ!' ઘણા લોકોએ મને મોઢામોઢ એમ કહેલું છે કે, 'શયતાન વિના ધર્મનું અસ્તિત્વ હોઈ જ કેવી રીતે શકે વારુ?' એટલે કે, તેમના કહેવાનો આશય એવો છે કે, જ્યાંસુધી આપણને કોઈ માર્ગ બતાવનાર ન હોય ત્યાંસુધી તેનાવિનાનો ધર્મ હોઈ જ કેવી રીતે શકે? કોઈ પણ વ્યક્તિના અધિકાર કિંવા રાજ્યવિના આપણાથી જીવી જ કેમ શકાય? આવી ભાવના થવાનું બીજું કાંઈ પણ કારણ નથી, કિન્તુ એવી ને એવી ભાવનાના દીર્ઘ કાળના સંસર્ગથી આપણને બીજાના અધિકારમાં એટલે કે પરતંત્રતાના બંધનમાં રહેવાનું જ વધારે ગમવા માંડયું છે. આપણે એ પરતંત્રતામાં જીવવાના કાર્યમાં ટેવાઈ ગયા છીએ અને તેથી એ પરતંત્રતા આપણી આટલી બધી પ્રિય વસ્તુ થઈ પડી છે. આપણે સુખી નથી અને આપણને એવો જ ભાસ કિંવા એવી જ લાગણી થયા કરે છે કે, પ્રતિ દિવસ આપણે કોઈ પણ એક અમુક મનુષ્યની ધમકી અને તેના દાબથી દબાયા કરીએ છીએ. એ પણ માત્ર તે જ માયાજન્ય ભ્રાન્તિ જ છે! એટલા માટે વેદાન્તનો સિદ્ધાંત અત્યારે ભલે કેટલાક લોકોને ગમે તેટલો ભયંકર ભાસે, તો પણ એક વખત એવો આવશે કે, જ્યારે આપણે પાછળ દૃષ્ટિપાત કરીશું–આપણામાંનો પ્રત્યેક ગતાવલોકન કરશે અને જે ભ્રાંતિઓએ વિશુદ્ધ અને શાશ્વત આત્માને પોતાના આવરણથી આવૃત કરી નાખ્યો હતો, તે ભ્રાંતિયોમાંની પ્રત્યેક ભ્રાંતિને જોઇને તે સ્મિત કરશે, અને અત્યંત આનંદથી એ વાક્યોનો વારંવાર ઉચ્ચાર કરશે–સત્ય અને બળપૂર્વક એ વાક્યનો મુહુર્મુહુ ઉચ્ચાર કરશે કે, 'હું તે જ હતો, હું તે જ છું અને સદા સર્વદા હું તે જ રહેવાનો!'

———

## વ્યાખ્યાન સત્તરમું

# વ્યાવહારિક વેદાન્ત*

### ( પ્રથમ ભાગ )

અહીં ને કેટલાક સદ્‌ગૃહસ્થો તરફથી વેદાન્ત તત્ત્વજ્ઞાનની વ્યાવહારિક સ્થિતિ વિશે કાંઇક વિવેચન કરવામાટેની પ્રાર્થના કરવામાં આવી છે અને તેટલામાટે આજે એ વિષયનું કેટલુંક પ્રતિપાદન કરવાને હું મારું પ્રધાન કર્ત્તવ્ય સમજું છું. વેદાંતની કલ્પના અત્યંત ઉચ્ચ અને સર્વોત્કૃષ્ટ છે, એમાં તો જાણે કોઈ પણ પ્રકારનો સંશય નથી જ; પરતુ પ્રશ્ન આવીને એ ઊભો રહે છે કે, આપણે એનો વ્યવહારમાં કેવી રીતે ઉપયોગ કરવો? જો એનો વ્યવહારમાં સર્વથા ઉપયોગ ન જ કરી શકાતો હોય, તો પછી એવી કોઈ પણ કલ્પનાનું કાંઈ પણ મૂલ્ય આંકી શકાય જ નહિ–અને તેને માત્ર એક પ્રકારના બૌદ્ધિક વ્યાયામ કિંવા બુદ્ધિચાપલ્યનું નામ જ આપી શકાય. એટલામાટે જ્યારે વેદાંતને આપણે સર્વોત્કૃષ્ટ ધર્મ જ માનીએ છીએ, ત્યારે તેનામાં સંપૂર્ણ વ્યાવહારિક પ્રયોજનીયતા હોવી જ જોઇએ. આપણા જીવનના પ્રત્યેક વિભાગ–પ્રત્યેક કાર્ય–માં એ વેદાંતની યોજના કરવાની સમર્થતા આપણને પ્રાપ્ત થવી જ જોઇએ. માત્ર એટલું જ નહિ, પણ આ સૃષ્ટિમાંના જીવન અને ધર્મની વચ્ચે જે ભ્રાંતિમૂલક ભેદ ગ્રહેલો છે અથવા તો જે ભિન્નતા જોવામાં આવે છે, તેનો પણ સર્વથા લોપ થઈ જવો જોઇએ; કારણ કે, વેદાંત એકતાનું–સર્વત્ર એક જીવન હોવાનું–જ શિક્ષણ આપે છે. ધર્મની ભાવનાવડે આપણા જીવનનું સમસ્ત ક્ષેત્ર આચ્છાદિત થઈ જવું જોઇએ, આપણા પ્રત્યેક વિચારમાં એ ધર્મભાવનાનો સચાર થવો જોઇએ અને અંતે આપણા વ્યવહારમાં પણ એનો વિશેષ અને વિશેષ આવિર્ભાવ થતો રહેવો જોઇએ. જેમ જેમ આપણે આપણા વિષયમાં આજે આગળ વધતા જઇશું, તેમ તેમ હું પણ ધીમે ધીમે વેદાંતના એ વ્યાવહારિક પક્ષમાં પ્રવેશ કરીશ. અત્યારે તો આ વ્યાખ્યાનોની શૃંખલાને મૂળ તત્ત્વરૂપ માનવામાં આવેલી હોવાથી પ્રથમ આપણે એના સિદ્ધાંતોને જ વળગી રહેવું જોઇએ અને એ સિદ્ધાંતોની કેવીરીતે સિદ્ધિ થયેલી છે, તે સારીરીતે જાણી લેવું જોઇએ.

---

* Practical Vedanta." લંડન તા૦ ૧૦ મી નવેમ્બર ૧૮૯૬.

એ સિદ્ધાંતો આરણ્યક ગુહાઓમાંથી કોલાહલયુક્ત રાજમાર્ગોમાં અને કર્મમૂર્ત્તિરૂપ નગરોમાં કેવી રીતે પહોંચ્યા હતા, એનો આપણે પૂર્ણતાથી પરિચય કરી લેવો જોઇએ. એ અનુભવથી આપણે જે એક વિલક્ષણતાનું દર્શન કરી શકીએ છીએ, તે વિલક્ષણતા એ છે કે, એમાંના ઘણાખરા વિચારો માત્ર અરણ્યમાંના એકાંતવાસથી ઉત્પન્ન થયેલા નથી–એટલે કે ઋષિમુનિઓના મસ્તિષ્કમાંથી જ એ વિચારો ઉદ્‌ભવ્યા છે એમ નથી; કિન્તુ સિંહાસનમાંથી ઉત્પન્ન થયેલા છે–એટલે કે આપણે જેમને સર્વથી અધિકકાર્ય-નિમગ્ન ધારી શકીએ તેવા સિંહાસનારૂઢ રાજાઓના હૃદયમાંથી જ એ વિચારોનો પ્રવાહ બહાર વહી નીકળ્યો છે.

આરુણી નામક એક ઋષિ–અથવા બહુધા વાનપ્રસ્થ આશ્રમી–નો શ્વેતકેતુ નામક એક પુત્ર હતો. તે બાલ્યાવસ્થાથી અરણ્યમાં જ ઉછરીને મોટો થયો હતો, પરંતુ તે એકવાર અચાનક પાંચાલોના નગરમાં ગયો અને ત્યાં પ્રવાહણ જૈવલી નામક રાજાની સભામાં જઈ લાગ્યો. રાજાએ તેને પ્રશ્ન કર્યો કે;–"મરણ કાળે મનુષ્યો અહીંથી વિભક્ત કેવી રીતે થાય છે, એ તમે જાણો છો કે?" "નહિં, મહારાજાધિરાજ!" શ્વેતકેતુએ ઉત્તર આપ્યું. એટલે રાજાએ પુનઃ પૂછ્યું કે;–" ત્યારે પિતૃઓના માર્ગને અને દેવોના માર્ગને તમે જાણો છો કે?" એનું ઉત્તર પણ નકારમાં જ મળ્યું. રાજાએ તૃતીય પ્રશ્ન પૂછ્યો કે;–"મૃત મનુષ્યોનું અહીં પુનરાગમન કેવી રીતે થાય છે, એનું તમને કાંઈ જ્ઞાન છે કે ?" એ પ્રમાણે રાજાએ બીજા પણ અનેક પ્રશ્નો પૂછ્યા. પરંતુ શ્વેતકેતુથી તેના એક પણ પ્રશ્નનું ઉત્તર આપી શકાયું નહિ. એટલે રાજાએ અંતે તેને એમ જ જણાવ્યું કે;–"તમે અદ્યાપિ કાંઈ પણ જાણતા નથી. જ્ઞાનહીન છો." શ્વેતકેતુ પાછો પોતાના પિતા પાસે ગયો અને ત્યાં તેના પિતાએ પણ એમ જ કહ્યું કે;–"તું કાંઈ પણ જાણતો નથી." એથી કાંઈ એમ સમજવાનું નથી કે, પિતાએ પુત્રને શિક્ષણ આપ્યું જ નહોતું; કિન્તુ આ વસ્તુઓ શી હતી, એ વિશેનું તેને કાંઈ પણ જ્ઞાન ન હોતું. એટલામાટે શ્વેતકેતુ પોતાના પિતાને સાથે લઇને પોતાના નિવાસસ્થાનમાંથી નીકળ્યો અને તે પિતાપુત્ર ઉભય તે રાજા પાસે આવી લાગ્યા અને રાજાને એ રહસ્ય પોતાને શીખવવામાટેની પ્રાર્થના કરવા લાગ્યા. રાજાએ એ રહસ્યનો તેમના આગળ સ્ફોટ કર્યો. એ કાળપર્યન્ત એ તત્ત્વજ્ઞાન જે કે માત્ર રાજાઓના સમુદાયમાં જ જ્ઞાત હતું; અને ધર્મગુરુઓ એ તાત્ત્વિક વિદ્યાને જાણવાને કદાપિ શક્તિમાન્ થયા ન હોતા; છતાં પણ રાજા એ વિશે પોતે જે કાંઈ પણ જાણતો હતો, તેનું તેણે તેમને જ્ઞાન કરાવી દીધું. એ પ્રમાણે ભિન્ન ભિન્ન ઉપનિષદોમાં એની એ જ ભાવના આપણા

જોવામાં આવે છે કે, વેદાંત નામક તત્ત્વવિદ્યા કાંઈ માત્ર અરણ્યના નિવાસી ઋષિ-મુનિઓની એકાગ્રતામાંથી જ ઉત્પન્ન થયેલી નથી, કિંતુ એ તત્ત્વવિદ્યાના અત્યન્ત ઉત્કૃષ્ટ વિભાગનો આપણા જીવનમાં આપણે જેને સર્વથી વિશેષ વ્યવસાયી અને કાર્ય-નિમગ્ન માનીએ છીએ, તેવા પુરુષોના મસ્તિષ્કમાં જ પ્રથમ વિચાર આવ્યો હતો અને ત્યારપછી તેમના મુખમાંથી જ એ વિભાગ બહિર્ગત થયો હતો. સાધારણતઃ એ તો સર્વમાન્ય નિયમ જ છે કે, એક સર્વસત્તાધિકારી સાર્વભૌમ ભૂપાલ કરતાં બીજા કોઈ પણ મનુષ્યને જગતમાં આપણે વિશેષ ચિંતામગ્ન અને વ્યવસાયી ધારી શકીએ જ નહિ; કારણ કે, અન્ય મનુષ્યોને માત્ર પોતાને કે પોતાના વિશાળ કુટુમ્બને પોષવાની જ ચિન્તા હોય છે, પરંતુ સાર્વભૌમ રાજાને તો લક્ષાવધિ મનુષ્યોપર અધિ-કાર ચલાવીને તે સર્વને સંતુષ્ટ રાખવાનો કાર્યભાગ સંભાળવો પડે છે; છતાં પણ તે સમયના એવા વ્યવસાયી સમ્રાટો પણ ગહન વિચારશીલ હતા, એ એક ખાસ ધ્યાનમાં રાખવા જેવી ઘટના છે.

એવી રીતે એ પ્રત્યેક ઉદાહરણ એમ જ સિદ્ધ કરી બતાવે છે કે, આ વેદાંત નામક તત્ત્વવિદ્યા પણ સાધારણ વ્યાવહારિક નહિ, કિન્તુ અત્યંત વ્યાવહારિક હોવી જ જોઈએ. તેમ જ એ પછીથી જ્યારે આપણે ભગવદ્‌ગીતાના સમયમાં આવી પહોંચીએ છીએ-તમારામાંના ઘણાખરાઓએ બહુધા ગીતા તો વાંચી જ હશે; અને વેદાંતની જો કોઈ સારામાં સારી ટીકા હોય તો એ જ છે-ત્યારે આપણને ત્યાં તો વળી એક વિશેષ વિસ્મયકારક દૃશ્ય દેખાય છે. એ દૃશ્ય સમરક્ષેત્રમાંનું છે કે, જ્યાં શ્રીકૃષ્ણ અર્જુનને વેદાંતનો ઉપદેશ આપે છે અને ગીતાના પ્રત્યેક પૃષ્ઠમાં જે દીપ્તિમાન્ સિદ્ધાંત આપણા જોવામાં આવે છે, તેમાં દૃઢ કર્તવ્યપરાયણતા કિંવા કર્મશીલતા જ માત્ર સમાયલી છે; પરંતુ વિશેષતા એ કે, એ કર્મશીલતાના મધ્યમાં શાશ્વત શાંતતાનો નિવાસ થયેલો છે. વેદાંતનું જે મૂળ રહસ્ય છે તે એ જ છે અને એની જે પ્રાપ્તિ, તે જ વેદાંતનો અંતિમ ઉદ્દેશ છે. આલસ્યમાં સુસ્ત થઇને બેસી રહેવાને જ આપણે નિષ્કામતા માનીએ છીએ, તે કાંઈ વેદાંતનો અંતિમ સાધ્ય હેતુ નથી. એ નિષ્કામતા તે નિષ્કામતા છે જ નહિ. જો એને જ આપણે નિષ્કામતા માનીએ, તો તો પછી માટીના પિંડ અને વૃક્ષોનાં ઠુંઠાંને આપણે જગતમાંના મહાન્ ઋષિઓ તરીકે જ માનવાં જોઇએ; કારણ કે, તેઓ જરાપણ હીલચાલ કરતાં નથી અને એક જ સ્થાનમાં દૃઢતાથી પડેલાં હોય છે. તેમ જ આપણી આસપાસની આ ભીંતોને આપણે બહુ જ બુદ્ધિમતી માનવી જોઇએ; કારણ કે, એ પણ સર્વથા ગતિહીન-કર્મહીન જ છે. એ પ્રમાણે વળી વિકાર સાથે

મળીને જે નિષ્કામતાએ કર્મનું સ્વરૂપ ધારણ કર્યું હોય, તે કર્મ પણ કર્મમાં ગણી શકાતું નથી. સત્ય કર્ત્તવ્યશીલતા કે જે વેદાંતનો અંતિમ સાધ્ય હેતુ છે, તે તો શાશ્વત શાંતતા સાથે જ મળેલી હોય છે—એ શાંતતા એવી હોવી જોઇએ કે, જેમાં ચંચળતાનો કદાપિ પ્રવેશ થઈ શકે જ નહિ અને ગમે તેવા પ્રસંગો આસપાસ ચાલતા હોય, તોપણ મનની સમતોલતા જેવી ને તેવી જ જળવાઈ રહેવી જોઇએ. જીવનમાંના આપણા પોતાના અનુભવથી એ તો આપણે જાણીએ જ છીએ કે, કર્મને માટે સર્વથી વિશેષ પ્રશસ્ત માર્ગ એ જ છે.

ઘણાકોએ મને એમ પૂછેલું છે કે, સાધારણતઃ કાર્યનેમાટે આપણા મનમાં વિકારની જે લાગણી થાય છે, તે વિકારની લાગણી જો સર્વથા આપણા મનમાં ન જ ઉદ્ભવે, તો પછી આપણે કોઈ પણ કાર્ય કરી જ કેવી રીતે શકીએ વારુ? કેટલાંક વર્ષ પૂર્વે મારી પોતાની ધારણા પણ એવી જ હતી; પરંતુ જેમ જેમ હું વયમાં આગળ વધતો જાઉં છું અને વિશેષ અનુભવ મેળવતો જાઉં છું, તેમ તેમ હું જાણતો જાઉં છું કે, એ સત્ય નથી. આપણે જેમ વધારે શાંત રહીએ, તેમ આપણામાટે વધારે સારું છે અને એ શાંતિથી આપણે કાર્ય પણ અધિક પ્રમાણમાં કરી શકીએ છીએ. જો જરાપણ આપણે આપણી લાગણીને ઢીલી થવા દઇએ છીએ, તો આપણી ઘણીક શક્તિનો લોપ થઈ જાય છે, શરીરમાં છિન્નવિચ્છિન્નતા પ્રાપ્ત થાય છે, મન અસ્તવ્યસ્ત થાય છે અને આપણે બહુ જ અલ્પ કાર્ય કરી શકીએ છીએ. જે શક્તિ કાર્યના સ્વરૂપમાં બહાર નીકળી શકે એમ હોય છે, તેનો માત્ર લાગણીના રૂપમાં જ વ્યય થઈ જાય છે કે, જેનો ખરી રીતે જોતાં કાંઈ પણ ઉપયોગ નથી. જ્યારે મન અત્યંત શાંત અને એકાગ્ર થયેલું હોય છે ત્યારે જ માત્ર એ સર્વ શક્તિનો શુભ કર્મ કરવામાં વ્યય થઈ શકે છે. જો તમે આ જગતમાંના મહાન્ કર્મવીર મહાત્માઓનાં જીવનચરિત્રો વાંચશો, તો તમે એ જ જાણી શકશો કે, તે સર્વ આપણાથી કલ્પી પણ ન શકાય તેવી આશ્ચર્યકારક શાંતિ ધરાવનારા હતા. તેમને પોતાના દૃઢ માર્ગમાંથી કોઈ પણ વિચલિત કરી શકે એમ નહોતું. એ પણ એ જ નિયમનું પરિણામ છે કે, જ્યારે મનુષ્ય ક્રોધમાં ભરાયલો હોય છે, ત્યારે કદાપિ વિશેષ પ્રમાણમાં કોઈ પણ કાર્ય કરી શકતો નથી અને જે મનુષ્યને કોઈ પણ કારણથી કોપ થતો નથી, તે મનુષ્ય જે ધારે તે કાર્ય કરી શકે છે. જે મનુષ્ય કોપ, ધિક્કાર, દ્વેષ અને એવા બીજા કોઈ પણ વિકારને પોતાના હૃદયમાં સ્થાન આપે છે, તે પોતાના આ જીવનમાં કાંઈ પણ કાર્ય કરી શકતો નથી; તે માત્ર પોતાને જ છિન્નવિચ્છિન્ન કરી નાખે છે અને વ્યાવહારિક કાંઈ પણ કરી શકતો

નથી. માત્ર શાંત, ક્ષમાશીલ, સમતોલ અને સમાનદષ્ટિ મનુષ્ય જ જગતમાં મોટાં મોટાં કાર્યો કરવાને શક્તિમાન્ થાય છે, એ આપણો નિરંતરનો અનુભવ છે.

વેદાંત માત્ર એક વિશિષ્ટ તત્ત્વનો આપણને બોધ આપે છે, અને તે તત્ત્વ જેમ આપણે જાણીએ છીએ, તેમ આપણે જેને વ્યાવહારિકતા કિંવા સત્ય યથાર્થતાના નામથી ઓળખીએ છીએ તેનાથી સદાસર્વદા બહુ જ દૂર હોય છે. આપણા જીવનમાં નિત્ય બે જૂદી જૂદી પ્રવૃત્તિઓ રહેલી છે અને તેમાંની એક પ્રવૃત્તિ તે તત્ત્વને પોતાના જીવન સાથે મેળવી દેવાનો યત્ન કરનારી છે અને અન્ય પ્રવૃત્તિ પોતાના જીવનને તે તત્ત્વસાથે મેળવી દેવાનો યત્ન આદરનારી છે. આ એક ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવો મહાન્ વિષય છે; કારણ કે, આ બે આપણા જીવનના વિકારહેતુ છે. હું ધારું છું કે, હું માત્ર અમુક પ્રકારનાં જ કર્મ કરી શકું છું, કે જે કર્મોનો ઘણો ખરો ભાગ બહુધા નઠારો છે–કદાચિત્ એમાંનાં ઘણાં ખરાં કર્મો વિકારની પ્રબળ સત્તા સ્વરૂપ પણ હોઈ શકે અને તેના અંતઃપટમાં કોપ, દ્વેષ અથવા સ્વાર્થપરાયણતાનો પણ સમાવેશ થયેલો હોય. એવામાં કોઈ મનુષ્ય આવીને મને અમુક તત્ત્વનો બોધ આપવા માંડે અને તે બોધમાં પ્રથમ વસ્તુ એ જ હોય કે, સ્વાર્થપરાયણતા અને આત્મોપભોગોનો તો અવશ્ય ત્યાગ કરવો જ જોઇએ. એટલે હું તો એમ જ ધારવાનો કે, એ બોધ વ્યાવહારિક નથી–વ્યવહારમાં એની યોજના કરી શકાય તેમ નથી. પરંતુ જો કોઈ મનુષ્ય આવીને ધર્મનું કોઈ એવું તત્ત્વ મારા આગળ રજૂ કરે કે, જે મારી સ્વાર્થપરાયણતાનું પણ સમાધાન કરતું હોય અને મારી અધમતા કિંવા દુષ્ટતાને પણ શમાવી દેનારું હોય, તો તે તત્ત્વથી મને અત્યંત આનંદ થાય અને તત્કાળ તે તત્ત્વને પકડી લેવામાટે હું દોડી જાઉં, એ સર્વથા સ્વાભાવિક જ છે. મારી ઇષ્ટ મૂર્તિ એ જ છે. જેવી રીતે 'ધર્મ'શબ્દનું બીજા શબ્દોસાથે સંધાન કરીને અનેકરૂપત્વ કરવામાં આવે છે તેવો જ પ્રકાર એ 'વ્યાવહારિક' શબ્દનો પણ છે. જેમકે "મારો ધર્મ તે સનાતન ધર્મ છે અને તમારો ધર્મ તે શાસ્ત્રવિપરીત ધર્મ–પાખંડ ધર્મ છે!" ઇત્યાદિ વાક્યોનું ઉચ્ચારણ. એ જ નિયમ 'વ્યાવહારિકતા'ને પણ અબાધિત લાગૂ પડે છે. હું જેને વ્યાવહારિકના નામથી ઓળખું છું, તે માત્ર આ જગતમાં જ વ્યાવહારિક છે, એમ સમજી રાખવાનું છે. જો હું દુકાનદાર હોઉં, તો હું જગતમાં માત્ર દુકાનદારી (વ્યાપાર) ને જ વ્યાવહારિક ધર્મ તરીકે ઓળખું છું. આપણે જે કાર્ય કરી શકીએ છીએ, વર્તમાન કાળમાં જે કાર્યો આપણને અનુકૂળ થયેલાં હોય અને જે કાર્યો કરવાનો પ્રસંગ આપણને પ્રાપ્ત થયેલો હોય છે, તે કાર્યોના

સંબંધમાં જ આપણે એ 'વ્યાવહારિક' શબ્દની કેવી રીતે યોજના કરીએ છીએ, એ તમારે જોવાનું છે. એટલામાટે મારે તમને જે કહેવાનું છે ને એ જ કે, વેદાંતસિદ્ધાંત જો કે અત્યંત વ્યાવહારિક છે, તોપણ તમારે તેને પોતાની ઇષ્ટતા અનુરૂપ જ વ્યાવહારિક સમજવો. વેદાંતની કલ્પના ભલે ગમે તેટલી ઉચ્ચ છે–ઇષ્ટ તરીકે ધારણ કરવા માટે સંપૂર્ણ યોગ્ય છે–તોપણ વેદાંત આપણને કોઈ પણ અશક્ય હોય એવી ભાવનાનો બોધ આપતો નથી. એનો એક જ વાક્યમાં એ જ ઉપદેશ છે કે, 'तत्त्वमसि' (તું ઈશ્વર છે.) વેદાંતના સમસ્ત શિક્ષણોનું પરિણામ કેવળ એ એક જ વાક્યમાં આવીને સમાઈ જાય છે. જ્ઞાનની સર્વ શાખાઓ અને બુદ્ધિના સર્વ પ્રયોગોમાં ભ્રમણ કરવા પછી તમે અંતે એ જ નિશ્ચય પર આવો છો કે, મનુષ્યનો આત્મા પવિત્ર અને સર્વજ્ઞ છે; અને એટલામાટે જો આત્માના સંબંધમાં બોલતાં જન્મ અને મરણ આદિનો આરોપ કરવામાં આવે, તો તે સર્વથા મિથ્યાવાદ જ કહી શકાય. આત્મા કોઈ કાળમાં જન્મ્યો પણ ન હોતો અને કદાપિ મરવાનો પણ નથી. તેથી હું જન્મું છું, હું મરું છું અને મરણના નામથી ભયભીત થાઉં છું, એવી જે માન્યતાઓ છે તે સર્વ ભ્રાંતિ જ છે– એમાં સત્યનો લેશ માત્ર પણ નથી. તેમ જ આ કાર્ય હું કરી શકું છું અને આ કાર્ય કરી શકતો નથી, એવી જે કલ્પના તે પણ મિથ્યા જ છે–ભ્રાંતિ જ છે. એમ જ કહેવું જોઇએ કે, 'હું સર્વ કરી શકું છું.' પ્રથમારંભે તો વેદાંત સર્વને આત્મશ્રદ્ધા રાખવાનો જ દૃઢતાથી બોધ આપે છે. જેવી રીતે જગતના કેટલાક ધર્મો એમ કહે છે કે; 'જે કોઈ પોતાથી ભિન્ન એક પૌરુષેય ઈશ્વરમાં શ્રદ્ધા નથી રાખતો, તે નાસ્તિક છે.' તેવી જ રીતે વેદાન્ત એમ કહે છે કે, 'જે મનુષ્ય પોતાના આત્મામાં શ્રદ્ધા નથી રાખતો, તે હડહડતો નાસ્તિક છે!' પોતાના આત્માની પ્રભામાં જે અશ્રદ્ધા, તેને જ વેદાંત નાસ્તિકતાના નામથી ઓળખે છે. ઘણાકોમાટે નિઃસંશય આ ભાવના અતિ ભયંકર છે અને આપણામાંના ઘણાખરાનું એમ જ ધારવું હશે કે, આ ભાવનાની કદાપિ સિદ્ધિ થઈ શકે તેમ નથી જ; પરંતુ વેદાંત દૃઢતાથી વદે છે કે, એ ભાવનાનો સાક્ષાત્કાર પ્રત્યેક વ્યક્તિ કરી શકે એમ છે–એ સાક્ષાત્કાર અશક્ય નથી. પુરુષ, સ્ત્રી, બાળક, જાતિભિન્નતા અને લિંગભિન્નતા આદિ કોઈ પણ એ ભાવનાના સાક્ષાત્કારમાં વિઘ્ન કિંવા પ્રત્યવાયરૂપ થઈ શકે તેમ નથી જ; કારણ કે, વેદાંતનો તો વારંવાર એ જ ઉદ્‌ગાર નીકળ્યા કરે છે કે, "એનો સાક્ષાત્કાર તો પ્રથમથી જ થયેલો છે. તે આત્મા પ્રથમથી જ તમારામાં રહેલો છે!"

જગતમાં જે જે શક્તિઓનો વિસ્તાર જોવામાં આવે છે, તે સર્વ શક્તિઓ પરાપૂર્વથી આપણી પોતાની જ છે, આપણે પોતે આપણાં નેત્રોને આપણા પોતાના

હાથવતી ઢાંકી દીધાં છે અને વિનાકારણ પોકાર કરીએ છીએ કે, સર્વત્ર અંધકારનો જ વિસ્તાર થયેલો છે. માટે એ જાણી લ્યો કે, ' આપણી આસપાસમાં અંધકારનો અધિકાર છે જ 'નહિ. નેત્રોપરના 'હસ્તાવરણને દૂર ખસેડી નાખો અને જુઓ તો જણાશે કે, આરંભથી જ સર્વત્ર પ્રકાશ અને' માત્ર પ્રકાશનો જ વિસ્તાર થયેલો છે. અંધકારનું કોઈ કાળમાં અસ્તિત્વ હતું જ નહિ અને નિર્બળતાનો પણ કદાપિ અધિકાર હતો જ નહિ. આપણે મૂર્ખ હોવાથી જ એવો પોકાર કરીએ છીએ કે, આપણે નિર્બળ છીએ અને આપણે મૂઢ હોવાથી જ એવી બૂમ મારીએ છીએ કે, આપણે અપવિત્ર છીએ. એ પ્રમાણે માત્ર વેદાંત જ દૃઢતાથી એમ કહેતો નથી કે, એ ભાવના વ્યાવહારિક છે, કિન્તુ સર્વ સમયમાં એની સ્થિતિ એવી જ રહેલી છે અને એ વ્યક્ત વસ્તુ-સત્યતા જ પરાપૂર્વથી આપણો સ્વભાવ છે. એ વિના તમારા જોવામાં આવતી પ્રત્યેક વસ્તુ ભ્રમરૂપ અને અસત્ય જ છે. જેવા તમે એમ બોલવા માંડો કે; "હું એક પામર મૃત મનુષ્ય છુ" તો તમે કાંઈક એવું બોલો છો કે, જે સત્ય નથી. એમ બોલવાથી તમે તમારા પોતાના આત્મામાં જ અસત્યનો આરોપ કરો છો અને પોતાને એક એવી અવસ્થામાં નિદ્રિત કરો છો કે, જે અવસ્થા સર્વથા અધમ, અબળ અને અત્યંત તિરસ્કરણીય છે. સારાંશ કે, એ ધારણાથી તમે પોતાને આત્માવિસ્મૃત બનાવી મૂકો છો.

વેદાંત પાપનું તો પ્રતિપાદન કરતો જ નથી; કારણ કે, પાપના અસ્તિત્વને તે સ્વીકારતો નથી. તે માત્ર એક પ્રકારના પ્રમાદ કિંવા ભ્રમને જ સ્વીકારે છે અને વેદાંતના કથન અનુસાર મોટામાં મોટી ભૂલ એ જ છે કે, તમે જ્યા એમ કહેવા માંડ્યું કે;–"હું અત્યત નિર્બળ છુ, પાપી છું, એક મહાદુઃખી પ્રાણી છુ, મારામા કશી પણ શક્તિ નથી અને હું આ કે તે કાંઈ પણ કરી શકતો નથી; કારણ કે, મારામા શક્તિનો સર્વથા અભાવ જ છે" આમ તમે ધારો છો, તે માત્ર તમે તે વિશેનો જ નિરંતર વિચાર કરો છો તેનું જ પરિણામ છે. પરંતુ એ વિચારથી જે શૃંખલાએ તમને બદ્ધ કરેલા છે, તેમાં તમે એક કડીનો વિશેષ વધારો કરો છો અને તમારા આત્માને અધિક મોહનિદ્રામાં નાખી દેવાના એક વિશેષ પાશનો પ્રયોગ કરો છો. એટલે કે, જે કોઈ પણ પોતાને નિર્બળ કિંવા અશક્ત ધારે છે તેની તે ધારણા અસત્ય છે અને જે પોતાને અપવિત્ર ધારે છે તે પણ પોતાની ધારણામાં ઠગાય છે, એ નિશ્ચિત ધારી લેવું. પોતાને અપવિત્ર ધારવાથી વિશ્વમાં તે એક દુષ્ટ વિચારની વૃદ્ધિ કરે છે. સર્વ જનોએ આ વાર્તાને આવશ્ય લક્ષમાં રાખવી

જોઇએ કે, વેદાંતમાં આ વર્તમાન જીવનને સંતુષ્ટ કિંવા તૃપ્ત રાખવાનો કશો પણ પ્રયત્ન કરવામાં આવ્યો નથી, એટલે કે, આપણે આ જે મોહાધીન અને વ્યર્થ કાલ્પનિક જીવન ધારણ કરેલું છે તેને તેવી જ ભાવનાથી સંતોષવાનો વેદાંતમાં પ્રયત્ન કરેલો નથી. કિંતુ વેદાંતનો તો એ જ પ્રયત્ન છે કે, આ મોહમય અસત્ય જીવનનો તો અંત જ થવો જોઇએ અને એના અંતર્ભાગમાં જે સત્ય જીવન રહેલું છે, તેનું પોતાની મેળે જ પ્રકટીકરણ થવું જોઇએ અને તે સત્ય જીવનના પ્રકાશનો વિસ્તાર થવો જોઇએ. કોઈ પણ મનુષ્ય વધારે અને વધારે પવિત્ર થઈ શકતો જ નથી; એ વધારે કે ઓછી પવિત્રતા માત્ર પ્રકટીભવનનો જ વિશેષ ગુણ છે—એટલે કે, જેનામાં આત્મા વિશેષ વ્યાપેલો હોય છે, તે વધારે શુદ્ધ જોવામાં આવે છે અને જેનામાં અલ્પ પ્રમાણમાં વ્યાપેલો હોય છે, તે આપણને ન્યૂન શુદ્ધ દૃષ્ટિગોચર થાય આવરણનો લોપ થાય છે કે, તરત જ આત્માની હૃદયવાસિની વિશુદ્ધતા મેળે જ વ્યક્ત થવા માંડે છે. અગાધ વિશુદ્ધતા, સ્વાતંત્ર્ય, પ્રેમ અને શક્તિ પ્રથમથી જ આપણાં છે અને હવે પછી પણ સદા સર્વદા આપણાં જ રહે

વેદાંત વળી એમ પણ કહે છે કે, પ્રકાશ કાંઈ અત્યંત નિબિડ અરણ્યે ગુહ્ય ગુહાઓમાંના નિવાસીઓને જ પ્રાપ્ત થાય છે, એમ તો નથી જ; કારણ તો આપણે હમણાં જ જોઈ આવ્યા કે, આપણામાટે એ સત્યને પ્રથમ જેમ કાઢ્યું હતું, તે પુરુષો કાંઈ અરણ્યોમાં કે ગુહામાં વસનારા ન હોતા, તેમ થોડા ઘણા વ્યવસાયવાળા સાધારણ પુરુષો પણ ન હોતા, કિંતુ જેમને આ અનેક પ્રકારે અને બુદ્ધિવાદથી પણ અત્યંત વ્યવસાયી મનુષ્ય ધારી શકીએ, તે શય વ્યવસાયી પુરુષો હતા—તે, જેમને અગાધ સૈનાને પોતાના અધિકારમાં પડતી હતી અને સિંહાસનારૂઢ થઇને પોતાની પ્રજાના સુખમાટેની સર્વ વ્ય કરવી પડતી હતી એવા રાજવંશીય પુરુષો હતા. અધૂરામાં પૂરું તે પૂર્ણ રાજ કાળ હતો—જેવી રીતે આજકાલના સમયમાં બહુ અંશે રાજા માત્ર એક પૂતળા મનાય છે અથવા ખરેખર જ તેવો હોય છે તેવો તે સમય ન હોતો; તોપણ તેમને વિચારો કરવાનો કાળ મળી શકતો હતો અને એ સત્યનો સાક્ષાત્કાર કરીને ખી તેનું શિક્ષણ આપવાનો અવસર પણ તેઓ મેળવી શકતા હતા. જ્યારે તેઓ બધા વ્યવસાયી હોવા છતાં પણ એવો વ્યવહાર ચલાવી શકતા હતા, ત્યારે તો વ્યવહારમાં એનો ધારીએ તેટલો વિશેષ ઉપયોગ કરી શકીએ એમ છે; કારણ કે, તેમનાં અત્યંત વ્યવસાયી જીવનો સાથે સરખાવતાં આપણાં જીવન તો અવકાશપૂર્ણ

જીવન જ છે. આમ હોવા છતાં જો એ સત્યનો આપણે સાક્ષાત્કાર ન કરી શકીએ, તો તે આપણામાટે એક અત્યંત લજ્જાનો વિષય જ કહી શકાય; કારણ કે, તે પૂર્વકાલીન પૃથ્વીપતિઓની વ્યવસાયિતા સાથે સરખાવતાં આપણે સર્વથા વ્યવસાયવિનાના જ છીએ અને આપણે ઘણું જ થોડું કાર્ય કરવાનું હોય છે. તે સર્વસત્તાધારી પ્રાચીન સાર્વભૌમ રાજાઓમાંના કોઈ એક સાર્વભૌમની આવશ્યકતાઓ સમક્ષ મારી આવશ્યકતાઓ કાંઈ પણ નથી. જે મહાબાહુ અર્જુન કુરુક્ષેત્રની રણભૂમિમાં અત્યંત વિશાળ સૈન્યના અધિકારી તરીકે ઉપસ્થિત થયો હતો, છતાં યુદ્ધના અત્યંત વ્યવસાયમાંથી પણ તે અતિશય ઉચ્ચતમ તત્ત્વજ્ઞાન વિશે સંવાદ ચલાવવાનો અને તે તત્ત્વજ્ઞાનને પોતાના જીવનના વ્યવહારમાં યોજવાનો સમય મેળવી શક્યો હતો; તેની આવશ્યકતાઓનો વિચાર કરતાં આપણી આવશ્યકતાઓ આપણને જો કાંઈ નહિ જેવી જ ભાસે તો તે સ્વાભાવિક જ છે અને અવશ્ય એમ ભાસવું જ જોઇએ. એટલામાટે તેના જીવનસાથે સરખાવતાં આપણું જીવન ચિન્તામુક્ત તેમ જ વિશ્રામ તથા આરામથી જ ભરેલું હોવાથી આપણે પણ એ સત્યનો વ્યવહારમાં ઉપયોગ કરવો જ જોઇએ. જો આપણને આપણા સમયનો શુભ કાર્યમાં જ વ્યય કરવાની દૃઢ ઇચ્છા હોય, તો આપણે કલ્પી શકીએ અથવા વિચારી શકીએ, તેના કરતાં બહુ જ અધિક સમય આપણને મળ્યા કરે છે. જો આપણી ઇચ્છા હોય તો આપણા જીવનકાળમાં આપણે એવી એક બે નહિ કિંતુ બસેં ભાવનાઓની સિદ્ધિને પ્રાપ્ત કરી શકીએ એમ છે; પરંતુ એવી વ્યર્થ ભાવનાઓને લીધે આપણે આપણી સત્ય ઇષ્ટ ભાવનાને ભ્રષ્ટ કરી નાખવી નથી જોઇતી. એ કેટલીક મનોહારિણી વસ્તુઓમાંની એક એવી મનોહારિણી, પણ રમણીય ભયંકર વસ્તુ છે કે, જે આપણી પાસે એવા પુરુષોના આકારમાં આવીને રજૂ થાય છે, કે જે પુરુષો આપણાં દુષ્કૃત્યોમાટે ઈશ્વરની ક્ષમા યાચે છે અને આપણી મૂર્ખતા ભરેલી આવશ્યકતાઓ તથા બાલિશ ઇચ્છાઓમાટેનાં ખાસ કારણોનું આપણને શિક્ષણ આપે છે, એટલે આપણે એમ જ ધારી લઇએ છીએ કે, ધારણ કરવા યોગ્ય આપણી ઇષ્ટ મૂર્તિ કિંવા ઇષ્ટ ભાવના કેવળ એ જ છે; પરન્તુ વાસ્તવિક એમ છે જ નહિ. વેદાંત એ પ્રમાણેનો શિક્ષણબોધ આપતો જ નથી. વેદાંતના શિક્ષણનું તત્ત્વ એ જ છે કે, તે ભાવના સાથે મૂળ સત્ય—આત્મા—ની એકવાક્યતા થવી જોઇએ. એટલે કે, આપણા વર્તમાન જીવનની તે શાશ્વત જીવન સાથે એકવાક્યતા—એક સ્વરૂપિતા થઈ જવી જોઇએ; તો જ તે ભાવના ઇષ્ટ કહી શકાય છે.

તમારે સદાસર્વદા એ તો સ્મરણમાં રાખવું જ જોઇએ કે, વેદાન્તની જે સર્વપ્રધાન અને મધ્યસ્થાનીય ભાવના છે તે, માત્ર એકતા જ છે. કોઈપણ વસ્તુમાં

દ્વૈતનો સંભવ જ નથી, અને તે એટલે સુધી કે, બે જગતમાટે પણ બે ભિન્ન ભિન્ન જીવન કિંવા જીવનના બે ભિન્ન પ્રકારો માનવામાં આવ્યા નથી. વેદોમાં સ્વર્ગ અને તેવી જ બીજી આ સર્વ વસ્તુઓનું વિવેચન કરેલું પ્રારંભમાં તો તમારા જોવામાં આવી શકશે, પરંતુ જ્યારે વેદો તેમના તત્ત્વજ્ઞાનના ઉચ્ચતમ વિચારમાં પ્રવેશ કરે છે, તે વેળાએ એ સર્વ કલ્પનાઓને તે ત્યાંથી કાઢી નાખીને ભૂમિને સ્વચ્છ બનાવી દે છે. એટલે પછી ત્યાં માત્ર એક જીવન, એક જગત અને એક જ અસ્તિત્વ (સત્ય) જોવામાં આવે છે. સર્વ વસ્તુઓનો તે એકતામાં જ સમાવેશ થઈ જાય છે અને જે ભિન્નતા દેખાય છે, તે માત્ર તેની અવસ્થામાં જ, નહિ કે મૂળ જાતિમાં. આપણા જીવનોમાં જે ભિન્નતાનો ભાસ થાય છે, તે મૂળ જાતીય જીવનની ભિન્નતા નથી, કિંતુ અવસ્થાની જ ભિન્નતા છે. પશુઓ મનુષ્યોથી ભિન્ન છે અને ઈશ્વરે તેમને કેવળ મનુષ્યોના ખાદ્ય તરીકે તેમના ઉપયોગમાં આવવામાટે જ નિર્માણ કરેલાં છે, એવી ભાવનાનો વેદાંત સર્વ પ્રકારે ધસીને અસ્વીકાર કરે છે-ધિક્કાર કરે છે.

કેટલાક લોકોએ વૈદ્યકશાસ્ત્રના કેટલાક પ્રયોગો કરતી વેળાએ પશુઓના શરીરના સર્વ અવયવોને ભિન્ન પાડીને તેમનાપર જે નિર્દયતા વર્ષાવવામાં આવે છે અને તેમને અત્યંત પીડા આપવામાં આવે છે, તે ઘાતકીપણાને અટકાવવામાટેની એક મંડળી સ્થાપીને પોતાની દયાર્દ્રતાનો પરિચય કરાવ્યો છે. એ મંડળીના એક સભાસદને એકવાર મેં પૂછ્યું કે;-"મારા મિત્ર ! પોતાના આહારમાટે અનેક પશુઓનો વધ કરવાના કાર્યને ન્યાયયુક્ત અને યોગ્ય માનો છો અને શાસ્ત્રીય પ્રયોગોમાટે એક કે બે પશુઓના વધને ન્યાય અને દયાથી વિરુદ્ધ ગણો છો, એનું શું કારણ વારુ ?" એના જવાબમાં તેણે જણાવ્યું કે;-"પ્રયોગમાટે પશુઓને રીબાવી રીબાવીને મારવાં, એ અત્યંત ભયંકર છે. પણ આપણા આહારમાટે તેમને તરત મારી ખાવામાં એટલી ભયંકરતા સમાયલી નથી અને એ પશુઓને પરમેશ્વરે મનુષ્યજાતિના આહારમાટે જ નિર્માણ કરેલાં છે." એ કથામાં સર્વ પશુપક્ષી આદિ પ્રાણીઓનો પણ સમાવેશ થઈ જાય છે અને એટલામાટે જો મનુષ્યનું જીવન અમર અને અક્ષય્ય હોય, તો તે પશુ પક્ષી આદિનું જીવન પણ તેવી જ રીતે અમર અને અક્ષય્ય હોવું જ જોઇએ. અર્થાત્ એમાં જે ભિન્નતા છે, તે પણ કેવળ અવસ્થાની જ છે. નહિ કે, મૂળ જાતિની કિંવા તત્ત્વની. જે હું છું તે જ અમીબા પણ છે; માત્ર અવસ્થાનો જ ભેદ છે અને ઉચ્ચ જીવનની ભાવનાથી જોવામાં આવે, તો એ ભિન્નતાનો પણ લોપ થઈ જાય છે. મનુષ્ય એક ન્હાના વૃક્ષ અને તૃણ (ઘાસ) વચ્ચેના મોટા ભેદને પ્રત્યક્ષ જોઈ શકે

છે, પરંતુ જો તમે પર્વતના અત્યંત ઉચ્ચ પ્રદેશમાં ચઢી જાઓ અને ત્યાંથી જોવા માંડો તો ઘાસ અને મોટામાં મોટાં વૃક્ષો તમને એકરૂપ થયેલાં જ દેખાશે. અર્થાત્ ઉચ્ચ ભાવનામાં પ્રવેશ કરીને જોતાં એ સર્વ ભાવનાઓ એકની એક જ દેખાય છે, અને તેથી જો તમે એમ જ માનતા હો કે, જગતમાં કોઈ ઈશ્વર છે, તોપછી તે ઈશ્વર પશુ, પક્ષી અને બીજા ઉચ્ચ જીવોનો પણ હોવો જોઇએ; અન્યથા તે ઈશ્વર ઉપયોગી ગણી શકાય જ નહિ. જો એ ઈશ્વર પોતાના મનુષ્યના નામથી ઓળખાતા બાળકોનો જ પક્ષપાતી હોય અને પોતાના આરણ્યક ક્રૂર પશુઓના નામથી ઓળખાતા અન્ય બાળકો પ્રતિ નિર્દયતા જ વ્યક્ત કરતો હોય, તો પછી તે ઈશ્વર રાક્ષસ કરતાં પણ વધારે નઠારો અને નિંદ્ય હોવો જોઇએ, એ દેખીતુ જ છે. એવા એક પક્ષપાતી ઈશ્વરની ઉપાસના કરવા કરતાં હું એક સો વખત મરવાનું વધારે પસંદ કરીશ. મારી આખી જિન્દગી એવા ઈશ્વરસાથેના યુદ્ધમાં જ વીતી જવાની. પરંતુ સારું છે કે, વસ્તુસ્થિતિ એવી છે જ નહિ. જે એમ કહેવા માગતા હોય અથવા ઈશ્વરની એ એકપક્ષીયતાની સિદ્ધિ કરવા ઇચ્છતા હોય, તેઓ કાંઈ જાણતા જ નથી અને તેઓ અનુત્તરદાતા, હૃદયહીન અને અજ્ઞ જનો છે, એમ જ નિશ્ચયથી જાણી લેવું. અહીં એક બીજું ઉદાહરણ આવે છે અને તે એ 'વ્યાવહારિકતા'નો કેવા અનર્થકારક અર્થમાં ઉપયોગ કરવામાં આવે છે, એનું આપણને સારું ભાન કરાવી આપે છે. હું પોતે કદાચિત્ એટલો બધો કઠિનમતધારી અન્નફલાહારી નહિ પણ હોઉં, પણ અન્નફલાહારની ભાવનાના રહસ્યને હુ સારી રીતે સમજી શકુ છું. જ્યારે પણ હું માંસને આહાર કરું છું, ત્યારે હું જાણું છું કે, એ યોગ્ય નથી—સારું નથી. કેટલાક સંયોગોને લીધે મારાપર માંસ ખાવાની ફરજ પણ આવી પડે, તોપણ એટલું તો મારા ધ્યાનમાં છે જ કે, એ કૃતિ યોગ્ય તો નથી જ. એ માટે મારાપર જો આક્ષેપ કરવામાં આવે, તો તે મારા સ્વાર્થને અથવા તો મારા પોતાના કૃત્યને સત્યમાં સમાવી દઇને ખેંચતાણ કરી મારા અપરાધનો હું ખોટો બચાવ કરીશ નહિ. અર્થાત્ મારી એ કૃતિ સત્યને અનુસરીને જ થાય છે, એમ હું કદાપિ કહેવાનો નથી. મૂળ ઇષ્ટ ભાવના એ જ છે કે, માંસાહાર કરવો નહિ અને કોઈ પણ પ્રાણીને પીડવું નહિ; કારણ કે, પશુ મારા ભ્રાતા છે અને માર્જાર તથા શ્વાનનો પણ મારી જોડે એવો જ નિકટનો સંબંધ છે. જો તમે એ પ્રમાણે સર્વ જીવોને પોતાના બંધુ સમાન ગણીને તેમના પ્રતિ તેવો જ ભાવ ધરાવતા થાઓ, તો તમે સર્વ આત્માઓના બંધુત્વના પ્રદેશના કાંઇક નિકટમાં આવી લાગ્યા છો એમ કહી શકાય—મનુષ્યના બંધુભાવને પ્રાપ્ત થયા છો, એમ કહેવું તો ચોખ્ખી બાલિશતા

જ છે. તમને સર્વ સાધારણતાથી એ જ જોવામાં આવ્યા કરે છે કે, આ સિદ્ધાંત કિંવા આ સુબોધ ઘણુંકોને રુચિકર થતો નથી; કારણ કે, તેમને તો સત્ય તત્ત્વનો ત્યાગ કરીને પોતાની સુખકારક કલ્પનામાં જ આગળ વધતા જવાનું શિક્ષણ મળેલું હોય છે અને તેટલામાટે તમે જો કોઈ એવો સિદ્ધાંત લાવીને રજૂ કરો કે, જે તેમના વર્ત્તમાન વર્તનને સમાધાનકારક થતો હોય, તો તેને તેઓ અવશ્ય 'વ્યાવહારિક' તરીકે કબૂલ રાખવાના જ.

એ પ્રમાણેનો એ સ્વસત્તાસ્થાપકતાનો ભયંકર ગુણ મનુષ્યના સ્વભાવમા દૃષ્ટિગોચર થાય છે. એટલે કે, આપણે એક પણ પગલુ આગળ વધવાની ઇચ્છા ધરાવતા નથી—જે અવસ્થામા છીએ, તેની તે જ અવસ્થામા પડી રહેવાનું આપણે વધારે પસન્દ કરીએ છીએ. જે કેટલાક હિમમા જડ થઈ ગયેલા મનુષ્યો વિશે મારા વાંચવામા આવ્યુ છે, તેવી જ અત્યારે મનુષ્યજાતિની અવસ્થા થઈ હોય, એમ હુ ધારું છુ. હિમમા જડ બની ગયેલાઓ નિદ્રાધીન થવાની જ ઇચ્છા ધરાવ્યા કરે છે અને જો કોઈ તેમને ત્યાંથી ખેંચીને ખસેડવાનો યત્ન કરે તો તેઓ એમ જ કહે છે કે;—"અમને અહીં જ નિદ્રાનો આસ્વાદ લેતા પડ્યા રહેવા દ્યો. આ હિમશય્યામા સૂવુ એટલું તો સુંદર અને આનદકારક છે કે, જેનુ વર્ણન અમે કરી શકતા નથી!" અને એમ કહેવા પછી એ મૃત્યુ સમાન જડ નિદ્રામા જ તેઓ અતકાળને આધીન થઈ જાય છે. એવો જ સ્વભાવ આપણા બધાનો પણ છે. એટલે કે, આપણે સમસ્ત જીવન પર્યન્ત જે કાર્ય કરીએ છીએ, તેમાં જ આપણે જડ બની જઇએ છીએ અને એમ છતાં આપણે વધારે અને વધારે જડતામય નિદ્રાની જ અપેક્ષા કરતા રહીએ છીએ. એટલા માટે એ અસત્‌નો ત્યાગ કરીને તમારે સદ્‌ભાવની સિદ્ધિ કરવાનો યત્ન કરવો જોઇએ, અને તેવામા જો કોઈ આવીને તે ઇષ્ટતાને તમારી સુખવિષયક કલ્પનાની રેષામાં લાવી મૂકવાનો યત્ન કરે અથવા તો જો કોઈ પણ તમને આવીને એમ કહે કે, ધર્મ કાઈ એટલી બધી ઉચ્ચ ભાવના નથી અને તેથી તે ઇષ્ટ પણ નથી, તો તેનું તમારે જરાપણ સાંભળવું નહિ. મારા વિચાર પ્રમાણે અથવા મારા માટે તો એ ધર્મ અવ્યાવહારિક જ છે. પરતુ જો કોઈ આવીને એમ કહેતો હોય કે, જીવનમાંનું જો કોઈ ઉચ્ચતમ કર્તવ્ય હોય, તો તે માત્ર ધર્મ જ છે, તો તેના વચનનો સ્વીકાર કરવાને હુ એક પગે આતુરતાથી તૈયાર છુ. એ જ એક એવી ભ્રમણા છે કે, જેનાથી હમેશા સંભાળ રાખીને ચાલવું જોઇએ અને એની બરાબર તપાસ રાખવી જોઇએ. જે વેળાએ કોઈ પણ આવીને તમને ઇન્દ્રિયવિલાસની કિંવા ઇન્દ્રિયનિર્બળતાની કલ્પનામાં બદ્ધ કરવાનો પ્રયત્ન કરે,

તે વેળાએ તમારે બહુ જ સાવધાન રહેવાનું છે. જે તમને એની જડતામાં બદ્ધ થવાનો કોઈ પણ બોધ આપે, તો તમારે તેનામાં વિશ્વાસ રાખવો જ નહિ. યદાકદાચિત્ તમે તેના વચનને અનુસરશો, તો કોઈ કાળે પણ તમારી ઉન્નતિ થવાની નથી. આમાંના સંખ્યાબંધ બનાવો મેં મારી પોતાની આંખોથી જોયા છે. મેં વિશ્વનો કેટલોક અનુભવ મેળવેલો છે અને મારો દેશ એક એવો દેશ છે કે, જ્યાં ધાર્મિક પંથો ચોમાસામાં ઊગતા બિલાડીના ટોપની માફક વૃદ્ધિને પ્રાપ્ત થયા કરે છે. ત્યાં પ્રત્યેક વર્ષે નવા નવા પંથો ઉત્પન્ન થાય છે. પરંતુ મેં જે એક વિશેષતાનું અવલોકન કર્યું છે તે એ જ કે, જેમની મનુષ્યને માંસના બનેલા મનુષ્ય સાથે મેળવી દેવાની કદાપિ ભાવના હોતી નથી. તે જ માત્ર ઉન્નતિના માર્ગમાં આગળ વધી શકે છે અને તદ્વિરુદ્ધ વર્તન કરનારા પંથો અલ્પજીવી થઇને અંતકાળને પ્રાપ્ત થઈ જાય છે. જ્યાં પણ અહીંના ક્ષણિક શારીરિક વિકારોદ્ભૂત આનંદોની ઉચ્ચતમ ધાર્મિક ભાવના સાથે એકવાક્યતા કરવાની ઇચ્છા વર્તતી હોય છે કિંવા ઈશ્વરને મનુષ્યની રેખામાં ખેંચી લાવવાની વાંચ્છના વિરાજેલી હોય છે, ત્યાં અવશ્ય નાશ અને માત્ર નાશનું જ આગમન થાય છે. મનુષ્યને પુનઃ તેના અત્યારના મનુષ્યત્વના ખાડામાં જ ઊતારી પાડવો નથી જોઈતો, કિંતુ તેને ઈશ્વરત્વ પર્યન્ત ઉંચે ચઢાવવો, એ જ ઉન્નતિનું ખરુ લક્ષણ છે.

હવે એમ કહેવાની સાથે જ એ જ પ્રશ્નનો એક બીજો પક્ષ પણ તૈયાર છે. તે એ કે, આપણે બીજાઓને કદાપિ તિરસ્કાર કિંવા ધિક્કારની દૃષ્ટિથી જોનાના નથી. આપણે બધા એક જ સ્થાનપ્રતિ ચાલ્યા જઇએ છીએ. નિર્બળતા અને સબળતા વચ્ચે જે ભેદ રહેલો છે, તે કેવળ અવસ્થાનો જ ભેદ છે; ગુણ અને દોષ વચ્ચેનો જે ભેદ છે, તે પણ અવસ્થાનો જ છે; સ્વર્ગ અને નરકવચ્ચેનો ભેદભાવ પણ અવસ્થાનો જ છે; જીવન અને મરણ વચ્ચેનો ભેદ પણ અવસ્થાનો જ છે અને એવા પ્રકારના વિશ્વમા જે બીજા પણ અનેક પ્રકારના ભેદો છે, તે પણ અવસ્થાના જ છે; જાતિના નથી; કારણ કે, એકત્વ સર્વ વસ્તુઓનું પરમ રહસ્ય છે. સર્વ એક જ છે. વિચાર કે, જીવન કિંવા આત્મા કિંવા દેહ એ બધા ખરા ભેદ નથી–કેવળ અવસ્થાના જ ભેદ છે. એટલામાટે આપણે જે અવસ્થામા હોઇએ, તે જ અવસ્થામાં જે બીજા કેટલાક ન હોય તેમને ધિક્કારની કિંવા તિરસ્કારની દૃષ્ટિથી જોવાનો આપણને કશો પણ અધિકાર નથી. કોઇને પણ ધિક્કારો નહિ, કિંતુ જો તમારાથી બની શકે તો તેમને સહાયતા કરવાનો યત્ન કરો. જો એ કાર્ય તમારાથી ન કરી શકાય, તો મૌન્ય ધારીને બેસી રહો, તેમને આશીર્વાદ આપો અને તેમને પોતાના માર્ગમાં ચાલ્યા જવા દ્યો. બીજાને આઘાત કરવો કિંવા ધિક્કારવો, એ કર્તવ્ય

કિંવા ધર્મનો પ્રશસ્ત માર્ગ નથી. એ માર્ગનું અવલંબન કરવાથી કોઈ કાળે પણ કર્મની સિદ્ધિ કરી શકાતી જ નથી. બીજાઓની નિંદા કરવામાં કિંવા બીજાઓને ધિક્કારવામાં વ્યર્થ આપણે આપણી શક્તિઓનો વ્યય કરી નાખીએ છીએ. એથી હાનિ વિના બીજો એક પણ લાભ નિષ્પન્ન થતો નથી. બીજાઓની જે ટીકા કરવી અને નિંદા કરવી, એ આપણી પોતાની શક્તિઓને વિનાકારણ ખોઈ નાખવાનો જ એક માર્ગ છે અને લાંબા સમયપછી આપણે એ જ જાણી શકીએ છીએ કે, આપણે જે જે વસ્તુઓને જોઇએ છીએ, તે મંદ કિંવા દ્રુત ગતિથી તે એકજ ઇષ્ટ સ્થાન-પ્રતિ ગમન કર્યા કરે છે અને આપણા જે મતભેદો છે, તેમાંના ઘણાખરા માત્ર ભાષાની ભિન્નતાથી ઉત્પન્ન થયેલા ભેદો જ છે. ખરો ભેદ કાંઈ છે જ નહિ.

પાપની ભાવનાને જ લ્યો; મેં તમને જેવી રીતે હમણાં જ કહેલું છે, તેવી રીતે જ વેદાંતની ભાવના છે અને બીજાઓની પણ ભાવના છે કે, અમુક મનુષ્ય પાપી છે, ઇત્યાદિ. વ્યાવહારિક દૃષ્ટિથી જોતાં બન્નેની ભાવના એક જ છે. એમાંના એકની દિશા માત્ર ખોટી છે. એક નિર્મળતાના પક્ષનો સ્વીકાર કરે છે અને વેદાંત સબળતાના પક્ષનો અંગીકાર કરે છે. પ્રથમ પક્ષવાળો મનુષ્યને તેની નિર્બળતાનું ભાન કરાવે છે અને બીજો (વેદાંત) કહે છે કે, કદાચિત્ નિર્બળતા પણ હશે, પરન્તુ તેની ચિન્તા નહિ, આપણે ગમે તેમ કરીને આગળ તો વધવું જ જોઇએ. મનુષ્યનો જે વેળાએ જન્મ થયો, તે વેળાએ તેની સાથેજ મૃત્યુનો અવતાર થઈ ચૂકયો હતો, એટલે પ્રત્યેક મનુષ્ય પોતાની વેદનાને ઘણી જ સારીરીતે જાણતો હોય છે અને તેથી આપણી વેદનાઓ શી છે, એ આપણને બીજાએ કહી બતાવવાની આવશ્યકતા હોતી નથી. આપણે બહારની પ્રત્યેક વસ્તુને ભૂલી જઇએ અને બાહ્ય જગતને ગમે તેવો દંભ દેખાડીએ, પણ અંતઃકરણમાં તો આપણે આપણી પોતાની નિર્બળતાને સારીરીતે જાણીએ જ છીએ અથવા જાણતા હોઇએ છીએ. પરંતુ વેદાંત કહે છે કે, એ નિર્બળતાનું વારંવાર સ્મરણ થવાથી કાંઈ પણ વધારે સહાયતા મળી શકવાની નથી; રોગીને તો માત્ર ઔષધ જ આપવું જોઇએ અને ઔષધ કાંઈ મનુષ્યને એવા વિચારમાં પ્રવૃત્ત કરતું નથી કે, તે સદા સર્વદા રોગોથી જ ઘેરાયલો છે. જેના યોગે મનુષ્યને તેની નિર્બળતાનું નિત્ય સ્મરણ થયા કરે, એ કાંઈ નિર્બળતા-નિવારક ઔષધ કહી શકાય નહિ. કિન્તુ મનુષ્યને જે ઔષધ તેની સબળતાનું ભાન કરાવે, તે જ રામબાણ રોગનિવારક ઔષધ કહી શકાય છે. એટલામાટે મનુષ્યોને માત્ર સબળતાનું જ શિક્ષણ આપો કે, જે સબળતા તેમનામાં પ્રથમથી જ રહેલી છે.

મનુષ્યોને તેઓ પાપી છે, એમ કહેવાને બદલે વેદાંત એથી વિરુદ્ધ પક્ષનો સ્વીકાર કરે છે અને કહે છે કે;—"તમે પવિત્ર છો અને પરિપૂર્ણ છો અને જેને તમે પાપના નામથી કિંવા અપવિત્રતાના અભિધાનથી ઓળખો છો, તે તમારામાં છે જ નહિ.". પોતાને પાપી કિંવા અપવિત્ર માની લેવો, એ પ્રકટીભવનની બહુ જ નીચ અવસ્થા છે. માટે તમે પોતાને જો તમારાથી બની શકે તો ઉચ્ચ અવસ્થામાં જ વ્યક્ત કિંવા પ્રકટ કરો. માત્ર આ જ એક વાક્ય સ્મરણમાં રાખવાનું છે અને તે સર્વ સ્મરણમાં રાખી શકે એમ છે. તે એ કે, કદાપિ ભૂલે ચૂકે પણ એમ તો કહેશો જ નહિ કે, "મારાથી આ કરી શકાય તેમ નથી." એમ થવું જ ન જોઇએ; કારણ કે, તમે અનંત છો—પૂર્ણ છો. તમારા સ્વભાવ સાથે સરખાવતાં અનંતકાળ અને અનંત આકાશની પણ કશીયે મહત્તા નથી. તમે જે ધારો, તે સર્વ કાર્યો કરી શકો છો; કારણ કે, તમે સર્વશક્તિમાન્ છો.

નીતિશાસ્ત્રનાં તત્ત્વો આ છે. આપણે હજીપણ નીચે આવવું પડશે અને કાંઇક એના વિસ્તારમાં પ્રવેશ કરવો પડશે. આપણા પ્રતિદિવસના જીવનમાં, નાગરિક જીવનમાં, ગ્રામ્ય જીવનમાં, પ્રત્યેક રાષ્ટ્રના જીવનમાં અને પ્રત્યેક રાષ્ટ્રના ગૃહજીવનમાં એ વેદાંતનો વ્યાવહારિક ઉપયોગ કેવી રીતે કરી શકાય છે, એ હજી હવે આપણે જોવાનું છે. મનુષ્ય ગમે ત્યાં હોય અને ગમે તેવી અવસ્થામાં હોય, પણ ત્યાં જો તેને ધર્મ કાંઇપણ સહાયતા ન આપી શકે, તો પછી તે ધર્મ ઉપયોગી હોઈ શકે જ નહિ. થોડા ઘણા વિશિષ્ટ મનુષ્યોનો કદાચિત્ એ એક સિદ્ધાંત કિંવા કલ્પના જ હોઈ શકે. ધર્મે મનુષ્યજાતિ ગમે ત્યાં અને ગમે તેવી સ્થિતિમાં હોય તો ત્યાં પણ તેને સહાયતા આપવામાટે તૈયાર જ રહેવું જોઇએ. તે મનુષ્ય ગુલામી ભોગવતો હોય કે જીવન-સ્વાતંત્ર્યના મિષ્ટ ફળનો પૂર્ણ આસ્વાદ લેતો હોય; અવનતિની ઊંડી ખીણમાં પડેલો હોય કે ઉન્નતિના ઉચ્ચ પર્વતશિખરે પહોંચેલો હોય ત્યાં સર્વત્ર એકસરખી રીતે ધર્મે મનુષ્યને સહાયતા કરવામાટે તત્પર અને તત્પર જ રહેવું જોઇએ. એમ થવાથી જ વેદાંતનાં તત્ત્વો, ધર્મની ભાવના અને એવાં જ બીજાં નામોથી ઓળખાતા એ સિદ્ધાન્તની પરિપૂર્ણતા થશે, અન્યથા તેમ થવાનો સંભવ નથી.

જો મનુષ્યને કોઈ પણ મોટામાં મોટી સહાયતા મળવાનો સંભવ હોય તો તે આત્મશ્રદ્ધાની જ એક માત્ર ભાવના છે. જો આત્મશ્રદ્ધા રાખવાનું વિપુલતા અને વિસ્તારથી શિક્ષણ આપવામાં આવ્યું હોય અને તેની પ્રત્યેક કાર્યમાં યોજના કરાતી હોય, તો મારો એ દૃઢ નિશ્ચય છે કે, આપણને અત્યારે જે દુઃખો અને દોષો આની

વળગેલાં છે, તેમનો ઘણો જ મોટો ભાગ નષ્ટપ્રાય થઈ જશે. મનુષ્યજાતિની ઉન્નતિના સમસ્ત ઇતિહાસમાં, સર્વ મહા પુરુષો અને સાધ્વી સ્ત્રીઓના જીવનમાં તેમના જન્મકાળથી જ જો કોઈ, બીજી કોઈ પણ સત્તા કરતાં મહા પ્રબળ અને સર્વ સત્તાધિકારિણી સત્તા જોવામાં આવી હોય, તો તે એ જ આત્મશ્રદ્ધા છે; એ જ વિષય આપણા જાણવામાં આવી શકે છે. જન્મથી જ તેમનો એવો આત્મવિશ્વાસ હતો કે;–"અમે મહાન્ છીએ." અને તેથી જ તેઓ પરિણામે મહાન્ જ થયાં હતાં. મનુષ્ય અવનતિના માર્ગમાં જેટલો આગળ વધતો જાય, તેટલો તેને ચાલ્યો જવા દો પણ અંતે એક એવો સમય આવશે કે, જ્યારે નિરાશ થઇને તે ઉન્નતિના વક્ર માર્ગમાં વળશે અને પોતાના આત્મામાં વિશ્વાસ રાખવાનું તે પોતાની મેળે જ શીખી લેશે; પરંતુ આપણા પોતાના માટે વધારે ઉત્તમ એ જ છે કે, એ ઉન્નતિના માર્ગને પ્રથમથી જ જાણી લેવો કે, જેથી આપણને વિનાકારણ એ આત્મશ્રદ્ધાની પ્રાપ્તિમાટે એવી અવનતિના કઠિન માર્ગમાં વિચરવાનો અને દુઃખોને અનુભવવાનો પ્રસંગ જ પ્રાપ્ત ન થાય. આપણે એ તો સ્પષ્ટતાથી જ જોઈ શકીએ છીએ કે, મનુષ્ય મનુષ્ય વચ્ચેના જે બધા ભેદો છે, તે સર્વ આત્મશ્રદ્ધાના અસ્તિત્વ કિંવા અનસ્તિત્વ–ભાવ કિંવા અભાવ–ના જ પરિણામરૂપ છે. આત્માશ્રદ્ધાથી સર્વ કાર્યો નિર્વિઘ્ન પાર પડી શકશે. એનો મેં મારા જીવનમાં સ્વયં અનુભવ કરેલો છે. અત્યારે પણ એનો નિત્ય અનુભવ કર્યા કરું છું અને જેમ જેમ આયુષ્યમાં હું આગળ વધતો જાઉં છું, તેમ તેમ મારી એ આત્મશ્રદ્ધા વધારે અને વધારે બળવતી થતી જાય છે. જે પોતામાં શ્રદ્ધા રાખતો નથી, તે ખરેખર નાસ્તિક જ છે. પુરાતન ધર્મનું એવું કથન છે કે, જે ઈશ્વરમાં આસ્થા નથી રાખતો, તે નાસ્તિક છે; પરન્તુ નવીન ધર્મ એમ કહે છે કે, જે પોતાના આત્મામાં શ્રદ્ધા નથી રાખતો, તે જ નાસ્તિક છે. પરતુ એ શ્રદ્ધા સ્વાર્થમય કિંવા એકપક્ષીય હોવી ન જોઇએ; કારણ કે, વેદાંત તે એકતાનો જ સિદ્ધાંત છે. એટલે એ આત્મશ્રદ્ધાનો આશય એવો છે કે, સર્વમાં શ્રદ્ધા રાખો; કારણ કે, તમે વિશુદ્ધ છો. આત્મપ્રેમ રાખો, એનો વિસ્તૃત અર્થ એવો છે કે, સર્વમાં બંધુતા રાખો; કારણ કે, તમો સર્વ એક જ છો–આપણે બધા એક જ છીએ. પશુઓમાં પણ શ્રદ્ધા રાખો અને સર્વમાં શ્રદ્ધા રાખો. એ એક એવી મહાશ્રદ્ધા છે કે, જે જગતને ક્ષણમાત્રમાં વધારે સારું બનાવી દે છે. એ વિશે મારી પૂરેપૂરી ખાત્રી છે. "મારા વિશે હું બધું જાણું છું" એમ કહેવાની જે કોઈ પણ હિંમત બતાવે છે, તે જ ખરેખર શ્રેષ્ઠતમ મનુષ્ય છે, એમ જ કહી શકાય. તમારા આ દેહની પાછળ કેટલી બધી શક્તિઓ અને કેટલી બધી સત્તાઓ સંતાઈ રહેલી

છે, એ તમે જાણો છો ખરા કે? પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓએ જે તત્ત્વોને જાણેલાં છે, તે તત્ત્વોનો મનુષ્યમાં પ્રથમથી જ નિવાસ છે. લક્ષાવધિ વર્ષોથી મનુષ્ય અહીં અસ્તિત્વ ધરાવે છે, છતાં અદ્યાપિ તેની શક્તિનો એક અતિ અલ્પતમ ભાગ જ વ્યક્ત થયેલો છે. એટલા માટે તમે 'હું નિર્બળ છું કિંવા અમે નિર્બળ છીએ,' એમ બોલવાનું સાહસ કરી જ કેમ શકો છો? બાહ્યતઃ જે ભ્રષ્ટતા કિંવા અધમતા દેખાય છે, તેની પાછળ શું રહેલું છે, એ તમે કેવી રીતે જાણી શકયા વારુ? નથી જ જાણી શકયા. તેમ જ તમારા અંતરમાં જે કાંઈ એક વસ્તુ રહેલી છે, તેને તમે જાણો છો કે? નહિ. ત્યારે સાંભળો–તમારી પાછળ–તમારા અંતરમાં અનંત શક્તિ અને અનંત આનંદનો મહાસાગર ગંભીર ગર્જના કરી રહ્યો છે–તેમાં નિમજ્જન કરો–આત્મનિમજ્જન કરો.

"આ આત્માનું પ્રથમ તો શ્રવણ જ કરવું જોઇએ." દિવસ અને રાત એ જ વચન સાંભળતા રહો કે, તમે આત્મા છો. જ્યાં સુધી એનો તમારા રક્તમાં સંચાર થાય, તમારા રક્તના પ્રત્યેક બિન્દુમાં એ મળી જાય અને તમારાં અસ્થિ તથા માંસમાં પણ એનો વિસ્તાર થાય, ત્યાં સુધી દિવસ અને રાત અખંડતાથી એનો જાપ જપ્યા કરો અને વારવાર એનો જ ઉચ્ચાર કર્યા કરો. "હું અજ, અમર, આનંદમય, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ અને અનંત પ્રકાશમય આત્મા છું!" એવી માત્ર એક જ ભાવનાથી તમારા સમસ્ત દેહને ઉભરાઈ જવા દ્યો. રાત દિવસ એનો જ વિચાર કરો. એ ભાવના તમારા શરીરના એક ભાગ અને અવયવરૂપ બની જાય ત્યાં સુધી એનો અને એનો જ નિરન્તર વિચાર કર્યા કરો. એનું જ નિરંતર ચિંતન કર્યા કરો, એટલે એમાંથી જ કર્મનો ઉદ્ભવ થશે. હૃદયની પરિપૂર્ણતાથી જ મુખ બોલી શકે છે અને હસ્ત જે કાંઈ ક્રિયા કરે છે, તે પણ હૃદયની પૂર્ણતાથી જ. એટલામાટે હૃદયને આત્મશ્રદ્ધાથી ભરો કે પછી તરત જ વ્યવહાર પણ આવીને હાજર થશે. પ્રથમ મનમાં ઇષ્ટ ભાવનાને ભરી રાખો અને તમે જે કાંઈ પણ કરો, તેનું સારી રીતે મનન કરતા રહો. એથી તમારાં બધાં કર્મો રૂપાન્તરિત થઈ જશે અને તે કર્મો બ્રહ્માર્પિત થશે અને વિચારની શક્તિથી તમારાં તે કર્મો ઉચ્ચ અને પ્રભાવયુક્ત થશે, એ નિશ્ચયપૂર્વક જાણી લેવું. જો કદાચિત્ માયા મહાશક્તિમતી હોય, તો વિચાર કિંવા એકાગ્રત્વ સર્વશક્તિમાન્ છે. વિચારને વાળો અને પોતાના હૃદયને પોતાની સર્વશક્તિમત્તા, પ્રભાવશીલતા અને વિશાળતાથી ભરી નાંખો. તમારી બુદ્ધિમાં અન્ય ભ્રમણાઓનો સંચાર કરાવવામાં ન આવ્યો, એટલામાટે તમારે ઈશ્વરનો આભાર માનવો જોઇએ અને આ બધી ભ્રમપૂર્ણ સત્તાઓ અને આપણી નિર્બળતા

તથા દુષ્ટતાની શિથિલ કરનારી ભાવનાઓવડે આપણે ઘેરાઈ ગયેલા નથી. એમાટે પણ સર્વેએ ઈશ્વરનો ઉપકાર માનવો જ જોઇએ. મનુષ્યજાતિને યોગ્યતમ અને ઉચ્ચતમ સત્યોના પ્રદેશમા પહોંચવામાટેનો એક અત્યંત સરળ માર્ગ પ્રાપ્ત થયેલો છે, એમાટે પણ માનવજાતિએ ઈશ્વરનો કૃતજ્ઞતાથી આભાર માનવો જ જોઇએ પરંતુ મનુષ્ય માત્રે આ બધા સંકટોમાંથી પસાર થવાનુ જ છે એટલામાટે જેઓ તમારી પાછળ આવવાના હોય, તેમના માટે માર્ગ કઠિન અને દુર્ગમ્ય થઈ ન પડે, એની તમારે પૂરેપૂરી સભાળ રાખવાની છે.

કેટલીકવાર બીજાઓને શીખવવામાટે આ સિદ્ધાતો બહુ જ ભયકર જેવા થઈ પડે છે અને કેટલાક મનુષ્યો આ સિદ્ધાન્તનુ શ્રવણ કરતાંની સાથે જ ભયભીત થઈ જાય છે, તે હુ સારી રીતે જાણુ છુ, પરન્તુ જેઓ ખાસ વ્યાવહારિક વેદાંતી થવાની ઇચ્છા ધરાવે છે, તેમના માટે આ સિદ્ધાત પ્રથમ વ્યવહાર જ છે, એમ જ સમજી લેવુ તમે પોતાને નિર્બળ ધારશો જ નહિં તેમ જ બીજાને પણ એમ કહેશો નહિ કે, ‘તમે નિર્બળ છો અને અશક્ત છો’ જો તમારાથી બને તો જગતનું કાંઈ પણ હિત કરો પરતુ યદાકદાચિત્ તે હિત ન કરી શકાય, તો જગતનું અશુભ તો ન જ કરો અંતઃકરણમા એ તો તમે જાણો જ છો કે, તમારી મર્યાદિત ભાવનાઓમાની ઘણી ખરી ભાવનાઓ—એટલે કે પોતાને દીનહીન માનનાની અને કાલ્પનિક વ્યક્તિઓમાટે રુદન કરવાની ભાવનાઓ સર્વથા અસત્ય છે—માત્ર ભ્રમણાઓ જ છે એવી કોઈ પણ એક પ્રાર્થનાનુ ઉત્તર મળ્યું હોય, તો તેવુ એક પણ ઉદાહરણ મને બતાવશો કે? અર્થાત્ બહારથી ઉત્તર મળતું જ નથી જે સર્વ ઉત્તરો આવે છે, તે આપણા પોતાના અંતઃકરણમાથી જ આવે છે એ તો તમે જાણો જ છો કે, ભૂત કિંવા પિશાચ જેવુ આ જગતમા કાંઈ છે જ નહિ, છતા પણ અંધકારાવૃત કોઈ પણ સ્થાનમા પ્રવેશ કરતાંની સાથે જ તે પિશાચ વિશેનો કાંઇક ભય તમારા મનમા ઉત્પન્ન થાય છે, અને એનું કારણ એ જ છે કે, આપણી બાલ્યાવસ્થામા જ આપણા મનમા એ વિચારોનો સચાર કરાવવામા આવેલો હોય છે ખરો વ્યવહાર અહીં જ ઉપસ્થિત થાય છે તે એ કે, જેવી રીતે તમારા મનમા એ ભયકર વિચારોનો સચાર કરાવવામા આવ્યો છે, તે જ પદ્ધતિને અનુસરીને સમાજના ભયથી, પ્રજામતના ભયથી, પોતાના મિત્રોના તિરસ્કારના ભયથી અથવા તો અંધશ્રદ્ધાના વિનાશના ભયથી એ જ વિચારોને તમે પોતે બીજાઓના મનમા કૃપા કરીને ઠસાવશો નહિ. સર્વના સ્વામી કિંવા શિક્ષક થાઓ, એ જ વેદાંતનું શિક્ષણ છે અને ધર્મમા એના

કરતાં વિશેષ બીજું શું શિક્ષણ હોઈ શકે વારુ? વિશ્વમાં એકતાનું અવલોકન કરો અને પોતામાં અવિચલ શ્રદ્ધા રાખો, એ જ એ સિદ્ધાંતનું મુખ્ય રહસ્ય છે.

જે સર્વ શીખવવાનું છે તે સર્વ એ જ છે. લક્ષાવધિ વર્ષોથી મનુષ્ય જાતિનાં જે કર્મો થતાં આવ્યાં છે, તે કેવળ એ જ અંતિમ ઇષ્ટ સ્થાનમાં પહોંચવામાટે જ અને અદ્યાપિ મનુષ્યજાતિ એના એ જ પ્રયત્નમાં લાગેલી છે. અત્યારે એ કર્મ કરવાનો પ્રસંગ તમને પ્રાપ્ત થયેલો છે અને સર્વતરફથી અત્યારે એ જ એક શિક્ષણ આપવામાં આવે છે. માત્ર તત્ત્વજ્ઞાન કિંવા આધ્યાત્મિક વિદ્યા જ, નહિ કિન્તુ આધુનિક જડપદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર પણ નિત્યપ્રતિ એ જ તત્ત્વને પ્રદર્શિત કરતું જોવામાં આવે છે. અત્યારે એક પણ કોઈ એવો જડપદાર્થવિજ્ઞાનવેત્તા છે કે, જે વિશ્વની એ એકતાના સત્યનો સ્વીકાર ન કરતો હોય? એવો કોઈ પણ મનુષ્ય ક્યાં છે કે, જે બહુ વિશ્વો અને એવી જ બીજી કલ્પનાઓને વ્યક્ત કરવાનું સાહસ કરતો હોય? નથી જ. કારણ કે, એ સર્વ ભ્રમણાઓ જ છે. મૂળ માત્ર એક જ જીવન છે અને એક જ જગત્ છે—એ એક જીવન અને એક જગત્ આપણને અનેક રૂપમાં દૃષ્ટિગોચર થાય છે. જેવી રીતે આપણને એક સ્વપ્ન લાધે છે અને તેનો લોપ થતાં તરત જ અન્ય સ્વપ્નનું આગમન થાય છે તેવો જ એ સૃષ્ટિબાહુલ્યનો પણ પ્રકાર સમજી લેવો. સાર લેવાનો છે તે એ જ કે, ખરી રીતે તમે કાંઈ સ્વપ્નની સૃષ્ટિમાં વસતા નથી. સ્વપ્ન એક પછી એક વારાફરતી આવતાં જાય છે અને એક પછી એક નવા નવા દેખાવો તમારી દૃષ્ટિ સમક્ષ રજૂ થતા જાય છે. એવો જ પ્રકાર આપણા આ નેવૂ ટકા દુઃખ અને માત્ર દશ ટકા જેટલા સુખવાળા જગતનો પણ સમજી લેવો. કેટલાક સમય પછી એમાં એટલું પરિવર્તન થશે કે, સુખ નેવૂ ટકા થશે અને દુઃખનું પ્રમાણ દશટકાનું રહેશે, એટલે આપણે એને સ્વર્ગના નામથી ઓળખીશું; પરંતુ અંતે એવો પણ એક સમય આવી લાગશે કે, જ્યારે એ બધી ભાવનાઓનો લોપ થશે, સમસ્ત સૃષ્ટિ ઇશ્વરરૂપમાં દૃષ્ટિગોચર થશે અને આપણો પોતાનો આત્મા પણ ઇશ્વર સમાન જ દેખાશે. અર્થાત્ અથી એ જ સમજવાનું છે કે, એકથી વિશેષ અનેક વિશ્વ પણ નથી અને એકથી વિશેષ અનેક જીવન પણ નથી. એ એક જ પોતાને અનેકરૂપથી વ્યક્ત કરે છે—એટલે કે, માયા, ચૈતન્ય; તેમ જ મન કિંવા વિચાર તથા બીજી કોઈ પણ વસ્તુના સ્વરૂપમાં તે એક જ અનેકત્વને પ્રાપ્ત થયેલો આપણા જોવામાં આવે છે. તે એક જ છે કે, જે પોતાને અનેક સ્વરૂપમાં પ્રકટ કરે છે, અને એટલામાટે એ તત્ત્વનું આપણે પોતે જ્ઞાન કરી લેવું અને બીજાને પણ એ તત્ત્વ શીખવવું, એ જ આપણામાટેનો પ્રથમ ઉત્કૃષ્ટ વ્યવહાર છે.

વિશ્વને એ જ ભાવનાથી ભરપૂર થવા દો અને ભ્રાંતિનો નાશ થવા દો. જેઓ નિર્બળ હોય, તેમને એનું શિક્ષણ આપો અને એ શિક્ષણ આપવાના કાર્યમાં સતત મચ્યા રહો. તે શિક્ષણ એ છે કે;–"તમે પવિત્ર છો. માટે જાગૃત થાઓ અને ઊઠો. હે સર્વ શક્તિમાન્! આ નિદ્રા તમારા સ્વભાવને પ્રદર્શિત કરતી નથી. ઊઠો અને ગતિમાન્ થાઓ. આ અવસ્થા તમને યોગ્ય નથી શું! તમે એમ ધારો છો કે, તમે પોતે નિર્બળ અને નિરાધાર છો? નહિ નહિ; સર્વસત્તાધારી! ઊઠો અને જાગૃત થાઓ અને તમારા પોતાના સ્વભાવને વ્યક્ત કરો. તમે પોતાને પાપી કિંવા પાપાત્મા ધારતા હો તો એ તમારામાટે યોગ્ય નથી, તેમ જ તમે પોતાને નિર્બળ ધારો તો તેમ કરવું પણ તમને શોભતું નથી." એ ઉપદેશનું સમસ્ત વિશ્વને શ્રવણ કરાવો, પોતાને પણ એ જ શબ્દો કહો અને પછી જુઓ કે, એનું વ્યાવહારિક પરિણામ કેવું આવે છે અને અનુભવો કે, એક વિદ્યુતનાં ચમકાર સાથે જ પ્રત્યેક વસ્તુ કેવી વ્યક્ત થયેલી અને સ્વરૂપાન્તરને પ્રાપ્ત થયેલી દેખાય છે તે! મનુષ્યજાતિને એ બોધ આપો અને તેની શક્તિનું તેને દર્શન કરાવો. એ પ્રમાણેની સર્વ યોજના થવા પછી જ એ વેદાન્તના સિદ્ધાન્તનો આપણા નિત્યના સાંસારિક જીવનમાં કેવીરીતે વ્યવહાર કરવો અને કેવીરીતે વ્યવહારમાં એની યોજના કરવી, એ સારી રીતે આપણા જાણવામાં આવી જશે.

જેને આપણે વિવેકના નામથી ઓળખીએ છીએ, તે તત્ત્વનું આપણે પછીથી વવેચન કરીશું. આપણે જાણીશું કે, આપણા જીવનના પ્રત્યેક ક્ષણમાં અને આપણા પ્રત્યેક કર્મમાં યોગ્ય શું છે અને અયોગ્ય શું છે, તેમ જ સત્ય શું છે અને અસત્ય શું છે? એનો વિવેક (સારાસારવિચાર) આપણે કેવીરીતે અને શામાટે કરવો જોઇએ છે? એટલામાટે જે સત્ય પવિત્રતા કિંવા એકતા છે. તે સત્યની આપણે પરીક્ષા તો કરવી જ જોઇએ. જે કોઈ પણ કૃતિ કિંવા વસ્તુ એકતાને ઉત્પન્ન કરનારી હોય તે સત્ય છે અને ભિન્નતાને વધારનારી હોય તે અસત્ય છે, એવી એની સાધારણ સંક્ષિપ્ત વ્યાખ્યા છે. ઉદાહરણ તરીકે, સ્નેહ સત્ય છે અને દ્વેષ કિંવા તિરસ્કાર અસત્ય છે; કારણ કે, સ્નેહ એકતાની વૃદ્ધિ કરે છે અને દ્વેષ ભેદનો વધારો કરે છે. તમને મારાથી જે ભિન્ન કરાવે છે, તે માત્ર દ્વેષ જ છે અને એટલામાટે તે અયોગ્ય અને અસત્ય છે. એ એક વિભક્તિકારિણી શક્તિ છે; એ સર્વ વસ્તુઓને વિભકત કરે છે અને નષ્ટ કરી નાંખે છે; એટલામાટે એ દ્વેષ અસત્ય છે અને અસત્ય હોવાથી ધારણ કરવા યોગ્ય નથી.

પ્રેમ કિંવા સ્નેહ સર્વને એક બીજા સાથે બાંધી દે છે અને એકતાની વૃદ્ધિ કરે છે. પ્રેમથી તમે એકતત્ત્વ થાઓ છો, માતા પોતાના બાળકમાં એકતાને પામે છે અને કુટુંબો નગરરૂપ બની જાય છે. સમસ્ત વિશ્વ પશુઓ સાથે પણ એકસ્વરૂપ બની જાય છે. એટલે કે, મનુષ્ય અને પશુ આદિ સર્વ એક થાય છે. કારણ કે, સ્નેહ સત્ય છે, સ્નેહ જ પોતે ઈશ્વર છે અને ન્યૂન કિંવા અધિકતાથી વ્યક્ત થયેલાં અને દેખાતાં આ નાનાવિધ સ્વરૂપ તે એક સ્નેહના જ પરિણામરૂપ છે. જો કે અવસ્થામાં ભિન્નતા છે, પરન્તુ સર્વત્ર આ પ્રકટીકરણ તો તે જ એક સર્વવ્યાપક સ્નેહનું છે. એટલામાટે આપણા પ્રત્યેક કર્મમાં એનું તો આપણે અવલોકન કરવું જ જોઇએ કે, આપણું એ કર્મ ભિન્નતાને ઉત્પન્ન કરે છે કે એકતાના અધિકારને વિસ્તારે છે. જો એ કર્મ ભિન્નતાવર્ધક હોય તો તેનો આપણે તત્કાળ ત્યાગ કરવો જોઇએ અને જો તે એકતાપ્રતિપાદક હોય તો તેને અત્યંત ઉત્કૃષ્ટ કર્મ જાણીને આપણે તેને વળગી રહેવું જોઇએ. એવી જ રીતે આપણે આપણા વિચારોની પણ પરીક્ષા કરવાની છે કે, તે વિચારો ભિન્નતા કિંવા અનેકતાની સ્થાપના કરે છે કે, એકતાની સ્થાપના કરીને અને આત્માને આત્માસાથે બાંધી દઇને સર્વત્ર એક જ સત્તાનો વિસ્તાર કરે છે. જો તે વિચારો આત્મબંધુતાને વધારનારા હોય તો તેમનો સ્વીકાર કરવો, પણ જો તેઓ આત્મવિરોધની વૃદ્ધિ કરનારા હોય તો પાપરૂપ જાણીને તેમનો તત્કાળ ત્યાગ કરવો, એ જ કર્તવ્ય છે.

વેદાન્તનો જે સાર છે તે એ જ કે, તે કોઈ પણ અજ્ઞેય વસ્તુપર આધાર રાખતો નથી અને કોઈ પણ અજ્ઞાત વસ્તુનું શિક્ષણ આપતો નથી; કિન્તુ ઉપનિષદની ભાષામાં તે તો એમ જ કહે છે કે;—"ઈશ્વર કે જેની આપણે અજ્ઞાત ઈશ્વર તરીકે ઉપાસના કરીએ છીએ, તે ઈશ્વર તમારામાં જ રહેલો છે, એવો હું બોધ આપું છું." આત્માદ્વારા જ તમે બીજી કોઈ પણ વસ્તુને જાણી શકો છો. હું આ કુરસીને જાણું છું; પરંતુ એ કુરસીના સ્વરૂપને જાણવામાટે પ્રથમ મારે મારા પોતાના સ્વરૂપને જાણવું જોઇએ, એટલે ત્યાર પછી જ એ કુરસીના સ્વરૂપને ઓળખી શકાય છે. કુરસીનું જે જ્ઞાન થાય છે, તે આત્માદ્વારા જ થાય છે અને તે જ્ઞાનનો નિવાસ પણ આત્મામાં જ છે. તમે મને જ્ઞાત છો, અને જગત પણ મને જ્ઞાત છે, એ આત્માદ્વારા જ જ્ઞાત થઈ શકે છે; એટલામાટે આત્મા અજ્ઞાત છે, એમ કહેવું એ સર્વથા બકવાદ અને પ્રમાદ જેવું જ ગણી શકાય. એ આત્માને કાઢી નાંખો, એટલે સમસ્ત વિશ્વનો જ લોપ થઈ જવાનો. આત્માદ્વારા જ અને આત્મામાં જ સર્વ જ્ઞાનનું આગ-

મન થાય છે. મનુષ્યના મુખમાંથી જે 'अहम्' (હું) નો ઉચ્ચાર થાય છે, તે આત્મા છે. અર્થાત્ તમારો 'अहम्' પણ આત્મા છે અને મારો 'अहम्' પણ આત્મા છે. અહીં તમને આશ્ચર્ય થશે કે, મારો 'अहम्' તે જ તમારો 'अहम्' કિંવા મારો આત્મા તે તમારો પણ આત્મા કેમ કરીને હોઈ શકે વારુ? તમને એની પણ વિસ્મયતા જ ભાસશે કે, એ મર્યાદિત 'अहम्' અમર્યાદ અને અનંત કેવી રીતે થઈ શકે? પરંતુ ખરીરીતે જોતાં વસ્તુસ્થિતિ મારા કથન પ્રમાણેની જ છે. આપણે તેની મર્યાદાને માનીએ છીએ, તે સર્વથા ખોટી કલ્પના છે. અત્યાર લગી એ આત્મા આચ્છાદિત થયેલો હતો અને 'अहम्' ના રૂપમાં તેનો કેટલોક–બહુ અલ્પ–ભાગ વ્યક્ત થવા માંડ્યો છે; પરંતુ અદ્યાપિ તે અનંતનો એ એક સ્વલ્પ વિભાગ માત્ર જ છે, એ અવસ્ય ધ્યાનમાં રાખવું જોઇએ. અમર્યાદિતને મર્યાદિતતા કદાપિ પ્રાપ્ત થતી જ નથી; મર્યાદિત માત્ર કલ્પના જ છે. એટલામાટે એ અહંતા આપણામાંના પ્રત્યેકને–પુરુષ, સ્ત્રી, બાળક અને પશુ આદિને–પણ જ્ઞાત છે. કારણ કે તે (આત્મા) ને જાણ્યાવિના આપણે જીવી કે ચાલી શકીએ તેમ નથી જ. તેમ જ આપણા વ્યક્તિત્વ (હોવા)ને પણ આપણાથી જાળવી શકાય તેમ નથી જ. એ સર્વસ્વામી આત્માના જ્ઞાનવિના એક ક્ષણ માત્ર પણ આપણાથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરી શકાય તેમ નથી અને એક પળ માત્ર પણ આપણાથી જીવી શકાય તેમ નથી; કારણ કે, એ તો નિશ્ચિત જ છે કે, તેણે આપણને ગતિ આપવામાટે, આપણને વિચારમાં પ્રવૃત્ત કરવામાટે અને આપણને જીવાડવામાટે આપણામાં નિરંતર સ્થિરતાથી વસવું જ જોઇએ. એવો સર્વ–વિજ્ઞાત અને વેદાન્તનો ઈશ્વર તે કાંઈ કેવળ કલ્પનામાંથી જ ઉત્પન્ન થયેલો નથી–કલ્પનાના પરિણામરૂપ નથી; કિન્તુ સર્વથા સત્ય છે–વિદ્યમાન છે.

જો આ ઉપદેશ વ્યાવહારિક અથવા વ્યવહારમાં યોજી શકાય તેવા ઈશ્વરનો બોધ ન કરાવતો હોય, તો પછી તમે એ વ્યાવહારિક ઈશ્વરની સિદ્ધિ કેવી રીતે કરવા માગો છો વારુ? વેદાંત એવા ઈશ્વરને તમારા સમક્ષ રજૂ કરે છે કે, જે સર્વવ્યાપક છે, અને તેથી તે સર્વમાં વ્યાપેલો છે; અને આપણી આ ઇન્દ્રિયોના જ્ઞાન કરતાં તે વિશેષ વાસ્તવિક છે–સત્ય છે. મારા સમક્ષ હું જેને પ્રત્યક્ષ જોયા કરું છું–સદૈવ જેનો સાક્ષાત્કાર કર્યા કરું છું, તેના કરતાં વિશેષ અનુભવસિદ્ધ બીજો ઈશ્વર ક્યાં છે તે બતાવશો કે? કારણ કે, તમે તે જ છો–તે જ આત્માઓના આત્મા અને સર્વશક્તિમાન્ સર્વ–વ્યાપક ઈશ્વર તમે જ છો અને હું તમને પ્રત્યક્ષ જોયા કરું છું. જો હું એમ કહું કે, તમે ઈશ્વર નથી, તો હું તે અસત્ય વદું છું, એમ જ તમારે નિશ્ચયપૂર્વક જાણી લેવું.

યદ્યપિ સર્વ સમયમાં મને તેનો સાક્ષાત્કાર થતો હોય કે ન થતો હોય, તથાપિ હું તેને જાણું છું તો સારી રીતે. તે એકતા છે, સર્વનો સંપ છે તથા સમસ્ત જીવન અને સમસ્ત અસ્તિત્વનું મૂળ તત્ત્વ છે.

વેદાંત શાસ્ત્રની એ કલ્પના કિંવા ભાવનાઓનો કાંઇક વિસ્તારથી ઉલ્લેખ થવાની આવશ્યકતા છે. એટલામાટે તમારે કાંઇક ધૈર્યનું અવલંબન કરવું જ જોઇએ. જેમ મેં તમને કહેલું છે, તેમ આપણે આ વિષયનું વિસ્તારથી વિવેચન કરવાની અને તેના અંગે અંગમાં પ્રવેશ કરવાની ઇચ્છા ધરાવીએ છીએ અને તેનું કારણ એ છે કે, અત્યંત અધમ ધ્યેય ભાવમાંથી કેવી રીતે ઉચ્ચ ભાવનાઓનો ઉદય થાય છે, અને આસપાસના સંયોગોમાંથી એકતાની એ ગુર્વી ભાવનાનો કેવી રીતે ઉદ્ભવ થયો છે અને તેણે વિશ્વવ્યાપક સ્નેહનું સ્વરૂપ કેવી રીતે ધારણ કર્યું છે, એ સર્વ વિષયોનો અભ્યાસ કરીને ભવિષ્યમાં આવનારાં જે ભયો હોય, તેમનું પ્રથમથી જ નિવારણ કરી દેવું. પરંતુ આ જગત્ એકદમ નીચેના સોપાનથી ચઢવાનો આરંભ કરીને ઉચ્ચતમ સોપાનપર આવવાના કાર્યમાટે માર્ગપ્રતીક્ષા કરીને બેસી શકે તેમ નથી. પરંતુ જો આપણી પાછળ આવનારાઓને આપણે તે જ સત્ય—આત્મા—નો સાક્ષાત્કાર કરાવી ન શકીએ, તો પછી આપણે ઉચ્ચતમ સ્થાને ચઢીને ઉભા રહ્યા, તેનો ઉપયોગ શો વારુ ? કાંઈ પણ નહિ. એટલામાટે, એનો એનાં સર્વ કર્મોમાં અભ્યાસ કરવો એ વધારે સારું છે અને આપણે જો કે એ જાણીએ છીએ કે, બુદ્ધિમત્તા કાંઈ પણ વસ્તુ નથી, તથાપિ પ્રથમ એ બુદ્ધિ વિષયક વિભાગને શુદ્ધ કરવો, એ અત્યંત આવશ્યકીય છે. મહત્ત્વવાળી વસ્તુ હૃદય છે અને ઈશ્વરનું દર્શન—આત્માનો સાક્ષાત્કાર—એ હૃદયદ્વારા જ થાય છે,—બુદ્ધિદ્વારા થતો નથી; તોપણ બુદ્ધિને પ્રથમ માન આપવું બહુ જ અગત્યનું છે. બુદ્ધિ તો માર્ગશુદ્ધિકારિણી જ માત્ર છે કે, જે આપણા માર્ગને સ્વચ્છ અને શુદ્ધ કરી રાખે છે—એટલે કે, જેટલી એક પોલીસમૅન્ અને પ્રહરીની મહત્તા માની શકાય, એટલી જ એ બુદ્ધિની પણ ઉપકાર્યકર્ત્રી તરીકે મહત્તા માની લેવી. જેવી રીતે સમાજનાં કૃત્યોમાં પોલીસમૅનની અત્યંત આવશ્યકતા હોતી નથી, તેવી જ રીતે આત્મસાક્ષાત્કારના કાર્યમાં એ બુદ્ધિની પણ અગત્ય રહેતી નથી. એ તો માત્ર બહારનાં વિઘ્નોને જ અટકાવે છે અને અયોગ્ય કૃત્યોને થવા નથી દેતી; એટલું જ કાર્ય બુદ્ધિપાસેથી ઇચ્છાયલું હોય છે અને તે પ્રમાણે પોતાનું કાર્ય તે પૂર્ણ કરે છે. જ્યારે તમે બુદ્ધિવિષયક ગ્રંથો વાંચવા માંડો છો અને જ્યારે તે ગ્રંથોપર તમારો પૂરેપૂરો કાબૂ થઈ જાય છે, ત્યારે તમે પોતાના મનમાં એવો જ વિચાર લાવો છો કે;—ઈશ્વરની અત્યંત કૃપા કે ફરી એકવાર એમના તોફા-

નથી હું છૂટ્યો!" કારણ કે, બુદ્ધિ અંધ છે અને તેને તેની પોતાની ગતિ જેવું કાંઇ છે જ નહિ—તેને હાથ પણ નથી અને પગ પણ નથી. માત્ર હૃદયની લાગણી જ પ્રમુખ કાર્યકર્તા છે અને તે વીજળી અથવા એવી જ બીજી કોઈ પણ વસ્તુ કરતાં અત્યંત ઉત્કૃષ્ટ અનંત શક્તિના વેગથી બુદ્ધિને ગતિ આપે છે. તમને લાગણી થાય છે કે? એ એક પ્રશ્ન છે અને જો એ લાગણી તમને થતી હોય તો તે દ્વારા તમે આત્માનો સાક્ષાત્કાર અવશ્ય કરી શકશો. આજે તમારામાં જે લાગણી છે, તે ધીમે ધીમે ઘટ થશે, બ્રહ્મમય થશે અને અત્યંત ઉચ્ચતમ ભૂમિકામાં તેની સ્થિતિ થશે અને ત્યાં તે પ્રત્યેક વસ્તુનું દર્શન કરી શકશે. સર્વ વસ્તુઓમાં એકતાનો અનુભવ કરશે અને પોતામાં તેમ જ બીજાઓમાં તે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા માંડશે. બુદ્ધિ એ કાર્ય કદાપિ કરી શકે તેમ નથી. એટલામાટે જ એક સ્થળે કહેલું છે કે,—"શબ્દોને ઉચ્ચારવાની ભિન્ન ભિન્ન રીતિઓ અને મૂળગ્રંથના અર્થોનું વિવેચન કરવાની જે ભિન્ન ભિન્ન પદ્ધતિઓ છે, તે માત્ર વિદ્વાનોના વિનોદમાટે જ છે. એ બુદ્ધિવાદો કાંઈ આત્માના મોક્ષમાટેના નથી." અને એથી એમનો એટલો બધો પરિણામે કાંઈ ઉપયોગ પણ નથી.

તમારામાંથી જેમણે થૉમસ્ આ કૅમ્પિસ્‌ના ગ્રંથો વાંચ્યા હશે. તેમના તો એ જાણવામાં હશે જ કે, તે પોતાના ગ્રંથના પ્રત્યેક પૃષ્ઠમાં એ તત્ત્વનું જ અત્યંત દૃઢતાથી કેવી રીતે પ્રતિપાદન કરે છે અને એટલું જ નહિ પણ વિશ્વમાંના અત્યાર સુધીમાં થયેલા પ્રત્યેક મહાપુરુષે એ તત્ત્વનું જ દૃઢતાથી પ્રતિપાદન કરેલું છે. બુદ્ધિ વિના આપણે મોટા પ્રમાદમાં પડી જઈએ અને બધા પ્રકારની ભૂલો કરતા રહીએ, એવો સોળેસોળ આના સંભવ છે અને એટલામાટે બુદ્ધિની પણ આપણને આવશ્યકતા તો છે જ. બુદ્ધિ એ પ્રમાદોનો અવરોધ કરે છે, પરન્તુ એથી ઉપરાંત એનાપર કોઈ પણ નવી ઇમારત ચણવાનો પ્રયત્ન કરતી નથી. એ પોતે કર્ત્તવ્યશૂન્ય છે અને એક વધારાની સહાયતા તરીકે જ માત્ર કામમાં આવે છે. ખરી સહાયતા રૂપ તો માત્ર લાગણી કિંવા પ્રેમ જ છે. તમને બીજાઓનેમાટે લાગણી છે કે? જો તમને બીજાઓનેમાટે લાગણી હોય, તો તો તમે એકતામાં આગળ વધતા જાઓ છો, એમ જ જાણી લેવું. પણ જો તમારા મનમાં બીજાઓનેમાટે લાગણી ન હોય, તો પછી તમે ગમે તેટલા અને ગમે તેવા મહાન્ બુદ્ધિમાન્ હો—બુદ્ધિમાં રાક્ષસ સમાન હો. તો પણ તમે કાંઈ પણ નથી. તમે માત્ર શુષ્ક બુદ્ધિરૂપ જ છો અને હમેશાં એવા જ રહેવાના; એમ નિશ્ચયપૂર્વક જાણી લેવું. પરંતુ જો તમારામાં લાગણી હોય,

તેમ જ તમે કાંઈ પણ પુસ્તક વાંચી શકતા ન હો અને કોઈ એક પણ ભાષાનું જ્ઞાન ધરાવતા ન હો, તો તમે સત્ય પથમાં વિચરો છો. ઈશ્વર તમારો જ છે અને તમે ઈશ્વરના જ છો. અર્થાત્ ઈશ્વર અને તમે એક છો.

જગતના ઇતિહાસમાં ધર્મસંસ્થાપકોની જે આટલી બધી સત્તા પ્રસરેલી જોવામાં આવે છે, તે સત્તા શામાં હતી વારુ? બુદ્ધિમાં કે? એ ધર્મ સંસ્થાપક મહાત્માઓમાંથી કોઇએ પણ તત્ત્વવિદ્યાના સંબંધમાં એક પણ સુંદર ગ્રંથ લખેલો છે કે? ન્યાયશાસ્ત્રના અત્યંત ગહન યુક્તિવાદ વિશે તેમણે એવા એક પણ ગ્રંથની રચના કરી છે કે? નહિ અને નહિ જ. તેમણે માત્ર એક મુઠ્ઠીભર શબ્દો જ ઉચ્ચારેલા છે. ક્રાઇસ્ટના જેવી લાગણી ધરાવો એટલે તમે પણ ક્રાઇસ્ટ થશો; તેમ જ બુદ્ધ પ્રમાણેની લાગણી ધરાવતા થાઓ એટલે તમે પોતે પણ બુદ્ધ જ થશો. જે લાગણી છે તે જ જીવન છે, બળ છે અને ચેતના છે કે જેના વિનાની ગમે તેટલી વિશાળ અને રાક્ષસીય બુદ્ધિની કર્તવ્યશીલતા ઈશ્વરને મેળવી શકતી જ નથી. બુદ્ધિ તે માત્ર અગ્નિની શક્તિ વિનાના લોઢાના એન્જીનના ખોખા જેવી જ છે. એટલે જ્યારે તેનામાં લાગણીનો પ્રવેશ થાય છે, ત્યારે જ તે ગતિને પ્રાપ્ત થઇને પોતાની તે ગતિનો બીજાઓને આઘાત આપી શકે છે. સકળ સૃષ્ટિમાં એ જ માર્ગનો વિસ્તાર થએલો છે. અને તેથી એ તત્ત્વને તમારે સારી રીતે સ્મરણમાં રાખવાનું છે. વેદાંતના નીતિશાસ્ત્રમાંનાં તત્ત્વોનું એ એક અત્યંત વ્યવહારયોજનીય તત્ત્વ છે; કારણ કે, વેદાંતનો એ જ ઉપદેશ છે કે, તમે સર્વ સિદ્ધ છો અને તમો સર્વેએ સિદ્ધ મહાત્મા થવું જ જોઇએ. કોઈ પણ ગ્રંથ તમારા વર્તન કિંવા સ્વભાવનું પ્રમાણ નથી, કિન્તુ તમે પોતે જ ગ્રંથના પ્રમાણરૂપ છો. અમુક ગ્રંથ સત્યનું જ પ્રતિપાદન કરે છે, એમ તમે કેમ કરીને અને શાથી જાણી શકો છો વારુ? કારણ કે, તમે સત્ય આચરો છો અને સત્યની લાગણી ધરાવો છો. વેદાંત જે કહે છે તે એ જ છે. આ જગતના બુદ્ધ અને ક્રાઇસ્ટની ઉત્તમતાનું પ્રમાણ શું છે વારુ? એ જ કે, તમે અને હું તેમના જેવી જ લાગણી કિંવા સંવેદના ધરાવીએ છીએ. એ જ મૂળ કારણ છે કે, જેથી આપણે—હું અને તમે—તેને કિંવા તેમને સત્ય તરીકે ઓળખી શકીએ છીએ, અને તેઓ સત્ય હતા એમ જાણી શકીએ છીએ. આપણો પોતાનો સિદ્ધ આત્મા જ તેમના સિદ્ધ આત્માનું પ્રત્યક્ષ પ્રમાણ છે. તમારી પોતાની ઈશ્વરતા જ ઈશ્વરનું પ્રત્યક્ષ પ્રમાણ છે. જો તમે પોતે સિદ્ધ (ઈશ્વર) ન હો તો પછી ઈશ્વરના સંબંધમાં પણ કાંઈ સત્ય નથી, એમ જ ધારી લેવું. જો તમે પોતે ઈશ્વર ન હો તો, પછી ભૂતકાળમાં કોઈ ઈશ્વર હતો જ નહિ અને ભવિષ્ય કાળમાં હવે પછી

કોઈ ઈશ્વર થવાનો નથી, એમ જ માની લેવું.* વેદાંતના કથન પ્રમાણે આપણે એ જ ભાવનાને એકાગ્રતાથી અનુસરવું જોઇએ. આપણામાંનો પ્રત્યેક મનુષ્ય સિદ્ધ થવામાટે જ નિર્માણ થએલો છે અને તમે તો પ્રથમથી જ સિદ્ધ—સર્વજ્ઞ—છો, એ નિઃસંશય છે. માત્ર તે તત્ત્વને જાણી લ્યો એટલે થયું. આત્મામાટે કોઈ પણ વસ્તુ અશકય કિંવા અસંભવનીય છે, એવો ભૂલથી પણ વિચાર મનમાં લાવશો નહિ. આત્મામાટે અમુક વસ્તુ અશકય છે કિંવા અસંભવિત છે, એમ કહેવું એ સર્વથા નિન્દ્ય નાસ્તિકતા જ છે. જો કોઈ પણ પાપ અસ્તિત્વ ધરાવતું હોય તો તે પાપ એ જ છે. એટલે કે, હું નિર્બળ છું અથવા બીજાઓ બળહીન છે, એમ જે કહેવું તેના જેવું બીજું એક પણ પાપ નથી. તેમ જ હું સર્વશક્તિમાન્ છું અને બીજા બધા પણ તેવા જ સર્વશક્તિમાન્ છે, એવો ગંભીર ધ્વનિ કરવો, એના જેવું બીજું કોઈ પુણ્ય કિંવા સત્કૃત્ય નથી.



* આમા મૂળ શ્રદ્ધાના માહાત્મ્યનો જ વિકાસ કરવામાં આવ્યો છે—એટલે કે, આપણે જો પોતાને ઈશ્વર ધારીએ તો ઈશ્વર જ છીએ અને જો આપણે પોતામાં ઈશ્વરતરીકેની શ્રદ્ધા ન રાખીએ, તો ઈશ્વર જેવી કાંઈ વસ્તુ જ નથી એમ જ ધારી શકાય. શ્રીમદ્ભગવદ્ગીતાના "यो यच्छ्रद्ध:स एव सः" એટલે કે 'જેની જેનામાં શ્રદ્ધા હોય તે જ તે પોતે છે.' અને 'यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी' એટલે કે, 'જેની જેવી ભાવના હોય છે, તેવી જ સિદ્ધિ તેને પ્રાપ્ત થાય છે,' એ ઇત્યાદિ અન્ય કથનોનો ભાવાર્થ પણ એવો જ છે. માટે આપણા પોતામાં આપણે શ્રદ્ધા રાખવી અને નિર્બળતા કિંવા અશક્તતાના વિચારને કાઢી નાખવો એ જ આપણી ઉન્નતિનો પ્રશસ્ત માર્ગ છે.

# વ્યાવહારિક વેદાન્ત*

## (દ્વિતીય ભાગ)

એક બાળકને કેવી રીતે જ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી, એ વિશેની છાંદોગ્ય ઉપનિષદ્‌માંની એક કથા હું તમને વાંચી સંભળાવીશ. એ કથાનું સ્વરૂપ જો કે જોઈએ તેટલું પરિપકવ નથી, છતાં પણ એમાં કાંઈક તત્ત્વ સમાયલું છે, એટલું તો અવશ્ય આપણે જોઈ શકીશું જ. એક અલ્પવયસ્ક બાળકે પોતાની માતાને કહ્યું કે;–"મારે વેદોનો અભ્યાસ કરવા જવું છે; માટે મને મારા પિતાનું અને આપણી જાતિનું નામ કહે." એ બાળકની માતા કોઈની વિવાહિતા સ્ત્રી નહોતી, અને અમારા આર્યાવર્ત્તમાં જે અબળા ધર્મશાસ્ત્ર અનુસાર કોઇની વિવાહિતા સ્ત્રી થએલી ન હોય, તેનાં સંતાનોને કશી પણ યોગ્યતાનાં ગણવામાં આવતાં નથી, કોઈ પણ કર્મવિધિ કરવાનો તેને અધિકાર હોતો નથી; તેને કોઈ પણ મનુષ્યતરીકે ઓળખતું નથી અને વેદોના અભ્યાસથી તેમને વંચિત જ રાખવામાં આવે છે. એ જાણવા છતાં પણ બિચારી ગરીબ માતાએ કહ્યું કે;–"મારા† પુત્ર! તારા વંશના નામથી હું સર્વથા અજ્ઞાત છું. મારો વ્યવસાય દાસવૃત્તિનો હતો અને તેથી અનેક મનુષ્યોની સેવાવૃત્તિ સ્વીકારવાનો પ્રસંગ મને પ્રાપ્ત થતો હતો. એવા પ્રસંગોમાં જ મારા ઉદરથી તારો જન્મ થયો હતો, માટે તારા પિતાનું નામ શું છે અને તું કોના વીર્યથી ઉત્પન્ન થયો છે, એ હું જાણતી નથી. મારું નામ જબાલા છે." અલ્પવયસ્ક બાળક વેદશિક્ષક ઋષિઓની શાળામાં ગયો અને ત્યાં એને એ જ પ્રશ્ન પૂછવામાં આવ્યો–એટલે કે, તેણે પોતાની તે શાળામાં દાખલ થવાની ઇચ્છા દર્શાવી એટલે ઋષિઓએ તરત પ્રશ્ન કર્યો કે;–"હે બાળક! તારા પિતાનું નામ શું છે અને તારું ગોત્ર કયા નામથી ઓળખાય છે?" બાળકે કોઈ પણ પ્રકારનો સંકોચ ન કરતાં પોતાની માતાના મુખથી જે કાંઈ પણ સાંભળ્યું હતું તે અક્ષરે અક્ષર ઉત્તરમાં ઋષિઓને કહી સંભળાવ્યું, અને અંતમાં કહ્યું

* Practical Vedanta." લંડન તા૦ ૧૨ મી નવેમ્બર ૧૮૯૬.

† "શ્રદ્ધા અને તપ એ ઉભય બ્રહ્મની ઉપાસનાનાં અંગો છે, એ દર્શાવવામાટે જ આ સત્યકામ જાબાલની આખ્યાયિકા અહીં કહેવામાં આવેલી છે." એમ ભાષ્યકાર લખે છે.

કે,–"ઋષિવર્ય ! મારી માતાને મેં પોતે પણ એ જ પ્રશ્ન પૂછ્યો હતો અને તેણે મારા એ પ્રશ્નનું મને આવું જ ઉત્તર આપ્યું હતું " બાળકના મુખમાંથી એ ઉત્તર સાભળીને સર્વે ઋષિઓ નિરાશ અને હતાશ બની ગયા અને એ બાળકને હવે શું કહેવું અને શું નહિ, એના વિચારમાં તેઓ ગોથાં ખાવા લાગ્યા પરતુ એટલામા તે ઋષિઓમાનો એક ઋષિ* તરત ઉભો થયો અને તેણે બાળકને પોતા પાસે આવવાની આજ્ઞા કરી બાળકને એ પ્રમાણે પોતા પાસે બોલાવીને તે ઋષિએ કહ્યું કે,–"વત્સ ! તેં સત્ય વચન ઉચ્ચાર્યાં છે અને સત્યના માર્ગથી જરા પણ દૂર ગયો નથી એ કૃતિ બ્રાહ્મણવિના બીજા કોઇથી પણ થઈ શકે કિંવા કરી શકાય એવી નથી એટલે તું બ્રાહ્મણ જ છે. હું તને વેદોનું શિક્ષણ આપીશ." પોતાના એ વચન પ્રમાણે તે ઋષિએ તે બાળકને શિક્ષણ આપ્યું એટલે કે વેદાભ્યાસ કરાવ્યો અને તેને પોતાની પાસે પોતાના આશ્રમમા જ રાખી લીધો એ બાળક અક્ષરે અક્ષર સત્ય વચન બોલેલો હોવાથી ઋષિએ તેને એક નવીન નામ આપ્યું અને તે નામ **સત્યકામ** હતું

હવે પછી આપણને પ્રાચીન શિક્ષણની વિચિત્ર પદ્ધતિઓનું દર્શન થાય છે એ ગુરુએ પોતાના શિષ્ય સત્યકામને સેંકડો ગાયો તેમની સભાળ રાખવામાટે આપી અને તે ગાયોને લઇને તેને અરણ્યમાં વિદાય કરી દીધો સત્યકામ અરણ્યમા ગયો અને ત્યાં કેટલાક સમય પર્યન્ત નિવાસ કરીને રહ્યો આશ્રમમાંથી નીકળતી વેળાએ ગુરુએ તેને એક હજાર ગાયોની સખ્યા પૂરી થાય ત્યાર પછી જ આવવાનુ કહ્યું હતું એટલે કેટલાક વર્ષ પછી તે સમુદાયમાંનો એક †બળદ સત્યકામને ઉદ્દેશીને એમ કહેવા લાગ્યો કે,– 'અમારી સખ્યા હવે એક હજારની થઈ ચૂકી છે, માટે હવે અમને પાછા તારા ગુરુપાસે લઇ ચાલ હું તને બ્રહ્મના એક પાદનું જ્ઞાન આપીશ " એના ઉત્તરમાં સત્યકામે કહ્યું કે –'વારુ ત્યારે ઉપદેશ આપવા માંડો " એટલે બળદ ઉપદેશ આપતો આગળ કહેવા લાગ્યો કે,–"પૂર્વ દિશા એક કળા પશ્ચિમ દિશા બીજી કળા, ઉત્તર દિશા ત્રીજી કળા અને દક્ષિણ દિશા ચતુર્થ કળા એવી રીતે

---

* સત્યકામને વેદાધ્યયન કરાવનાર એ ઋષિનું નામ હારિદ્રુમત ગૌતમ હતું જુઓ છાંદોગ્ય ઉપનિષદ્—પ્રપાઠક ૪ થો—ખડ ૫ મો—મત્ર ૩ જો.

† 'સત્યકામ શ્રદ્ધા આદિ ગુણોથી યુક્ત થએલો હોવાથી દશ દિશાઓમા નિવાસ કરનારી વાયુદેવતા તેનાપર પ્રસન્ન થઈ અને તેથી તે ગોસમુદાયમાના એક બળદના અગમા પ્રવેશ કરીને તે વાયુદેવતા જ બળદના સ્વરૂપમા સત્યકામ સાથે વાર્ત્તાલાપ કરવા લાગી " એવો અભિપ્રાય ઉપનિષદ્ ભાષ્ય અને આનંદગિરિ ટીકામા પણ દર્શાવેલો છે

એ ચારે કળાઓના સંમેલનથી બ્રહ્મનો એક પાદ થાય છે. વિશેષ જ્ઞાન તને અગ્નિદેવ આપશે." તે સમયમાં અગ્નિને એક મહાવિભૂતિરૂપ માનવામાં આવતો હતો અને પ્રત્યેક વિદ્યાર્થી કિંવા મુમુક્ષુ જનને અગ્નિ ઉપજાવીને બળિ આદિ આપવાં પડતાં હતાં. બળદે પોતાના ઉપદેશના અંતમાં એમ કહ્યું હતું કે;-"અગ્નિ તને કાંઇક વધારે શીખવશે" એટલે તેના વચનમાં શ્રદ્ધા રાખીને સત્યકામ ત્યાંથી પાછો ફર્યો અને બળિ આદિ આપીને તથા અગ્નિની ઉપાસના કરીને તે અગ્નિ પાસે એકધ્યાનથી બેસી રહ્યો. એટલામાં અગ્નિમાંથી ધ્વનિ થયો કે;-"હે સત્યકામ!" સત્યકામે ઉત્તર આપ્યું કે;-"આજ્ઞા, ભગવન્!" એવી જ રીતે સૅમ્યુઅલે એક રહસ્યમય ધ્વનિ સાંભળ્યો હતો, એની જે જૂના કરાર (Old Testament) માં એક કથા કહેવામાં આવી છે, તેનું તો તમને સ્મરણ હોવું જ જોઇએ. સત્યકામનું ઉત્તર સાંભળીને અગ્નિ આગળ વધીને કહેવા લાગ્યો કે;-"હે સત્યકામ! હું પણ તને બ્રહ્મના એક પાદનું જ્ઞાન કરાવવામાટે જ અહીં આવેલો છું. આ પૃથ્વી તે બ્રહ્મની એક કળા છે, આકાશ એક કળા છે, સ્વર્ગ એક કળા છે અને સમુદ્ર એક કળા છે. એ ચાર કળાઓના સંમેલનથી બ્રહ્મનો એક પાદ થાય છે અને તે અનંતવાન્ નામથી ઓળખાય છે. એક હંસનામક પક્ષી તને એથી વિશેષ જ્ઞાનનું દાન આપશે." સત્યકામ એ પછી ગુરુના આશ્રમમાં ગયો અને ત્યાં એક *હંસપક્ષી આવીને તેને કહેવા લાગ્યો કે;-"હું તને બ્રહ્મવિષયક કાંઇક જ્ઞાન આપીશ. હે સત્યકામ! જે અગ્નિની તું ઉપાસના કરે છે, તે અગ્નિ બ્રહ્મની એક કળા છે, સૂર્ય એક કળા છે, ચન્દ્ર એક કળા છે અને વિદ્યુત્ (વીજળી) પણ એક કળા છે. એવા પ્રકારે એ ચાર કળાઓના સંમેલનથી બ્રહ્મનો એક પાદ થાય છે અને તે 'જ્યોતિષ્માન્' ના નામથી ઓળખાય છે. એથી વિશેષ જ્ઞાન તને †મદ્ગુ નામક પક્ષી પાસેથી પ્રાપ્ત થશે." એક દિવસ તે પક્ષી પણ આવ્યો અને સત્યકામને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;-"હું પણ બ્રહ્મ વિશે તને કાંઇક કહીશ. પ્રાણ બ્રહ્મની એક કળા છે, નેત્ર એ બ્રહ્મની બીજી કળા છે, શ્રોત્ર ત્રીજી કળા છે અને મન તેની ચતુર્થ કળા છે. હે મુમુક્ષો! એવી રીતે એ ચાર કળાઓના સંમેલનથી બ્રહ્મનો એક પાદ સિદ્ધ થાય છે અને તે 'આયતનવાન્' નામથી ઓળખાય છે." એ જ્ઞાન મેળવ્યા પછી સત્યકામ પોતાના ગુરુ પાસે આવ્યો. ગુરુએ તેને

---

* આ 'હંસ' પક્ષીની અહીં સૂર્યના અર્થમાં જ યોજના કરેલી છે. † આ મદ્ગુ નામક પક્ષી પાણીમાં ડુબકી મારનારા જલપક્ષીની જાતિના એક પક્ષીનું નામ છે અને તેની અહીં પ્રાણના અર્થમાં યોજના કરવામાં આવેલી છે, એવું દૃઢતાથી અનુમાન કરી શકાય છે.

દૂરથી જ આવતો જોયો અને તેને જોતાંની જ સાથે ગુરુના મુખમાંથી જે ઉદ્દગાર નીકળ્યો તે આ પ્રમાણે હતો;–"હે વત્સ! તારા મુખમંડળમાં આજે બ્રહ્મના જ્ઞાતા જેવો પ્રકાશ વિરાજતો દૃષ્ટિગોચર થાય છે." એ પછી સત્યકામે પોતાના ગુરુને કાંઈક વિશેષ શીખવવામાટેની પ્રાર્થના કરી અને તેના ઉત્તરમાં ગુરુએ જણાવ્યું કે;–"સત્યનો કેટલોક ભાગ તારા જાણવામાં આવી ચૂકયો છે."

હવે એ બળદ, અગ્નિ, હંસ અને મદ્દગુ આદિએ સત્યકામને એ જ્ઞાન આપવાના રૂપકથી જૂદા પડીને આપણે જો અવલોકન કરીએ તો તે એક દિશા આપણા જોવામાં આવે છે કે, જેમાં વિચારોનું સતત ગમન થયા કરે છે. જે મહતી કલ્પનાનાં બીજ એમાં આપણે જોઈ શકીએ છીએ તે એ જ કે, એ સર્વ ધ્વનિઓ આપણા પોતાના અંતર્પટમાં જ રહેલા છે. જેમ જેમ આપણે એ વાચનમાં આગળ વધતા જઈશું તેમ તેમ આપણે જાણી શકીશુ કે, અંતે એ જ સિદ્ધાંત આવે છે કે, એ ધ્વનિ અહીં આપણા હૃદયમાં જ રહેલો છે અને અભ્યાસી એ વાતને સારી રીતે જાણી શકે છે કે, અત્યાર લગી તે સત્યનું જ શ્રવણ કર્યાં કરતો હતો, પરંતુ માત્ર તેના પ્રકટીભવનનું સ્વરૂપ યથાર્થ ન હોતું એટલે કે, તેનું વિવેચન જોઈએ તેના કરતાં ભિન્ન હતું. એ કારણને લીધે એ પોતાના હૃદયમાંના ધ્વનિને તે બાહ્ય જગતના આગત ધ્વનિ તરીકે જ ધારતો હતો, પણ ખરી રીતે જોતાં તો એ ધ્વનિ તેના અંત કરણમાંનો જ હતો. એથી બીજું જે જ્ઞાન મળે છે તે બ્રહ્મને વ્યવહારમાં યોજવા વિશેનું છે. આપણે નિરંતર ધર્મની વ્યાવહારિક શક્યતાને જ શોધ્યા કરીએ છીએ અને એમ કરવું સર્વથા પ્રશસ્ત પણ છે; અને આ કથાઓના વાચનથી આપણે જાણી શકીએ છીએ કે, દિવસે દિવસે ધર્મની વ્યાવહારિકતા કેવી રીતે વધારે અને વધારે વ્યક્ત થઈને વધતી જાય છે. જે વસ્તુઓ સાથે મનુષ્યનો નિત્યનો પરિચય ગાઢ થએલો છે તે વસ્તુઓદ્વારા જ એ ભાવનાને વ્યક્ત કરવામાં આવી છે. એટલે કે, જે અગ્નિની સહાયતાથી તેઓ ઉપાસના કરતા હતા તેને બ્રહ્મ કહેલો છે અને પૃથ્વીને બ્રહ્મના એક વિભાગ–અવયવ–રૂપ માનવામાં આવી છે–ઇત્યાદિ.

એની પછી એ સત્યકામના એક શિષ્યની કથા આવે છે કે, જે શિષ્યે *સત્યકામ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને કેટલાક સમય પર્યન્ત તે તેની પાસેના પાસે જ રહ્યો હતો. અચાનક બનાવ એવો બન્યો કે, સત્યકામ કોઈ કારણથી કયાંક

* આ શિષ્યનું નામ ઉપકોસલ કામલાયન હતું છાંદોગ્ય ઉપનિષદ્ પ્રપાઠક ૪ થો, ખંડ ૧૦ મો-મંત્ર ૧ લો-જુઓ.

અન્યત્ર ચાલ્યો ગયો અને તેથી તેનો તે શિષ્ય બહુ જ નિરાશ અને હતાશ બની ગયો. જ્યારે સત્યકામની સ્ત્રીએ આવીને તેને પૂછ્યું કે;–"તું અદ્યાપિ ખાતો કેમ નથી?" એટલે એના ઉત્તરમાં તે શિષ્યે જણાવ્યું કે;–"મારી પ્રકૃતિ આજે અત્યંત અસ્વસ્થ હોવાથી મારાથી ભોજન કરી શકાય તેમ નથી!" તે એ પ્રમાણે બોલતો હતો, એટલામાં જે અગ્નિની તે ઉપાસના કરતો હતો તે અગ્નિમાંથી એવો ધ્વનિ સંભળાયો કે;–"આ પ્રાણ બ્રહ્મ છે, અને આકાશ પણ બ્રહ્મ છે; બ્રહ્મ અવકાશ છે, એટલામાટે બ્રહ્મને જાણ!" એના પ્રત્યુત્તરમાં તે શિષ્યે કહ્યું કે;–"પ્રાણ બ્રહ્મ છે, એ હું જાણું છું; પરંતુ તે આકાશ છે અને અવકાશ છે એ હું જાણતો નથી." અવકાશનો અહીં અનંત આકાશના અર્થમાં જ પ્રયોગ કરવામાં આવ્યો છે. એ પછી અગ્નિએ તેને ગૃહસ્થના ધર્મોનો ઉપદેશ આપ્યો. તેણે કહ્યું કે;–"પૃથ્વી, અગ્નિ, અન્ન અને સૂર્ય એ મારાં સ્વરૂપો છે, એટલે કે એ બ્રહ્મનાં રૂપો છે, સૂર્યમાં જે આ પુરુષ દેખાય છે તે હું છું–તે જ હું છું! જે એમને એવા પ્રકારે જાણીને એમનું મનન કરે છે, તેનાં સર્વ પાતકોનો વિનાશ થાય છે, તેને સંપૂર્ણ આયુષ્ય પ્રાપ્ત થાય છે અને તે દીર્ઘકાલ પર્યન્ત જીવતો રહે છે, તેમ જ તેના વંશમાંના લોકોનો નાશ થતો નથી; એમ જાણીને જે એમનું મનન કરે છે, તેમનું આ લોકમાં અને પરલોકમાં અમે રક્ષણ કરીએ છીએ." આમાં પણ પુનઃ આપણે વ્યાવહારિક ધર્મની ભાવનાને જ જોઈ શકીએ છીએ. તે એવી રીતે કે, જેમની તેઓ અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને એવાં બીજાં સ્વરૂપોથી ઉપાસના કરતા હતા અને જે ધ્વનિ સાથે તેમનો ઘણો જ ગાઢ પરિચય થઈ ગયો હતો, તે જ વસ્તુઓ એક ઉપદેશકનું સ્વરૂપ ધારણ કરે છે અને તેનું વિવેચન કરીને એ તત્ત્વને વધારે ઉચ્ચ અર્થમાં વ્યક્ત કરે છે. વેદાન્તનો ખરેખરો વ્યાવહારિક પક્ષ કિંવા ભાગ એ જ છે. એ વિશ્વનો વિધ્વંસ કરતો નથી કિંતુ તેને વ્યક્ત કરી બતાવે છે; તે પુરુષ (વ્યક્તિ) ને નષ્ટ કરતો નથી કિંતુ તેને સ્પષ્ટ કરીને દેખાડે છે; તે વ્યક્તિત્વનો નાશ કરતો નથી, પણ તેનો સ્ફોટ કરી બતાવે છે: એટલે કે, એ સત્ય વ્યક્તિત્વ–એકત્વ–નો સાક્ષાત્કાર કરાવીને એ સર્વનું વિશેષ સ્પષ્ટીકરણ કરે છે. વેદાંત કાંઈ એમ નથી દર્શાવતો કે, આ જગત્ મિથ્યા છે અને તે અસ્તિત્વ ધરાવતું જ નથી; પણ તે તો એમ જ કહે છે કે, આ જગત્ શું છે, તે સારી રીતે સમજી લ્યો એટલે તે તમને કાંઈ પણ અપાય કરી ન શકે. સત્યકામે જે ધ્વનિ સાંભળ્યો હતો તેનો એવો આશય તો હતો જ નહિ કે, જે અગ્નિની તે ઉપાસના કરતો હતો તે સર્વથા અયોગ્ય કિંવા અસત્ય પદાર્થ જ

હતો કિંવા સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત્ અને અન્ય વસ્તુઓ સર્વથા અસત્ય જ હતી, કિન્તુ તેનો આશય તો એવો જ હતો કે, જે આત્માનો સૂર્ય, ચન્દ્ર, વિદ્યુત્, અગ્નિ અને પૃથ્વીમાં નિરંતર નિવાસ છે, તે જ આત્મા તેના પોતામાં પણ રહેલો છે અને એ આશયથી સત્યકામને સર્વ અન્યરૂપમાં જ દષ્ટિગોચર થયું હતું. જે અગ્નિ પૂર્વે એક સાધારણ અગ્નિ હતો અને અમુક વિધિના સાધનરૂપ જ મનાતો હતો, તે અગ્નિ એક નવીન સ્વરૂપ ધારણ કરે છે અને પોતે જ બ્રહ્મ બની જાય છે. એ જ પ્રમાણે પૃથ્વી, પ્રાણ, સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર, વિદ્યુત્ અને પ્રત્યેક પદાર્થ રૂપાન્તરને પ્રાપ્ત થાય છે–બ્રહ્મમય દેખાય છે. તેમનો સત્ય સ્વભાવ જ્ઞાત થાય છે; કારણ કે, એ તો આપણે દૃઢતાથી જ જાણી લેવું જોઇએ કે, પ્રત્યેક વસ્તુમાં આત્મદર્શન કરવું અને પ્રત્યેક વસ્તુને તે બહારથી દેખાય છે તેવા રૂપમાં નહિ કિન્તુ તેના ખરા સ્વભાવમાં જ નિહાળવી એ જ વેદાન્તનો પરમ સિદ્ધાન્ત છે.

એ પછી વળી એક બીજો પાઠ શીખવવામાં આવ્યો છે અને તે વળી વિશેષ વિલક્ષણ કિંવા ચમત્કારિક છે. તે એ કે;–"જે નેત્રોમાં કિંવા નેત્રોદ્વારા પ્રકાશે છે તે બ્રહ્મ છેઃ તે મહાસુંદર છે અને પ્રકાશમાન્ છે, તે આ સર્વ લોકોમાં પ્રકાશે છે." ભાષ્યકાર કહે છે કે, એ એક એવો અમુક વિશેષ પ્રકારનો પ્રકાશ છે કે, જે વિશુદ્ધ મનુષ્યમાં આવિર્ભૂત થાય છે અને તે પ્રકાશ નેત્રોમાંનો છે. એનો આશય એ છે કે, જે મનુષ્ય શુદ્ધ થએલો હોય છે, તો તેનાં નેત્રોમાં એક પ્રકારનું વિશિષ્ટ તેજ પ્રકાશે છે કે જે પ્રકાશ ખરી રીતે અંતરાત્માનો જ હોય છે અને તે અંતરાત્મા સર્વત્ર પ્રસરેલો છે. એ પ્રકાશ તેનો તે જ છે કે જે ગ્રહો, નક્ષત્રો અને સૂર્યો આદિ સર્વમાં એક સરખી રીતે પ્રકાશે છે અને જેનો આપણે નિત્ય નિયમિત અનુભવ લીધા કરીએ છીએ.

બીજો જે એક વિષય હું તમને વાંચી સંભળાવવાનો છું તે એ પ્રાચીન ઉપનિષદોના કેટલાક વિશિષ્ટ સિદ્ધાંતો વિશેનો છે. એટલે કે, તેમાં જીવન અને મરણ આદિની વ્યાખ્યા કરેલી છે. બહુધા એ વિષયના શ્રવણમાં તમારાં મન સંલગ્ન થશે જ, એવી મારી ધારણા છે. શ્વેતકેતુ પાંચાલ રાજા પાસે ગયો હતો અને રાજાએ તેને એવો પ્રશ્ન પૂછ્યો કે;–"મરણ પછી લોકો ક્યાં જાય છે, એ તમે જાણો છો ખરા કે? તેઓ પાછા અહીં આવે છે કે નથી આવતા એ વિશે તમે કાંઈ જાણો છો કે? આ પૃથ્વી મનુષ્યોથી પરિપૂર્ણ શામાટે નથી થતી, અને તેવી જ રીતે તે મનુષ્યહીન પણ શા કારણથી નથી થતી, એ વિશેનું તમને કાંઈ જ્ઞાન છે ખરું કે?" શ્વેતકેતુએ જવાબ આપ્યો કે;–"હું એમાંનું કાંઈ પણ જાણતો નથી." એ પછી શ્વેત-

હેતુ પોતાના પિતા પાસે ગયો અને પિતાને તેણે એ જ પ્રશ્નો પૂછ્યા. પિતાએ પણ એ જ ઉત્તર આપ્યું કે;–"હું એ વિશે સર્વથા અજ્ઞાન છું." એટલે તે બન્ને પિતા પુત્ર પાછા તે રાજાપાસે આવી લાગ્યા. રાજાએ કહ્યું કે;–"આ જ્ઞાન કદાપિ ધર્મોપદેશકોમાં હતું જ નહિ, એનો સંચાર માત્ર રાજાઓના સમાજમાં જ થએલો હતો અને એ જ ખાસ કારણ છે કે, જેના પ્રભાવે રાજા વિશ્વમાં પોતાની સત્તા ચલાવી શકે છે." એમ હોવા છતાં એ મુમુક્ષુએ ઘણા કાળ પર્યન્ત રાજાની સેવા કરી અને તેથી પ્રસન્ન થઇને અંતે રાજાએ વચન આપ્યું કે;–"એ જ્ઞાન હું તને આપીશ." એ પછી એક સમયે રાજાએ તેને શીખવવાનો આરંભ કરીને કહ્યું કે;–"હે ગૌતમ! જે બાહ્ય અગ્નિની તું ભાવથી ઉપાસના કરે છે, તે મૂળ વસ્તુનું એક અત્યંત કનિષ્ઠ સ્વરૂપ છે. આ પૃથ્વી પોતે જ અગ્નિનું મહાન્ સ્વરૂપ છે. વાયુ તે અગ્નિનું ઇન્ધન છે, રાત્રિ ધૂમ્ર છે, અને ચાર દિશાઓ (કિંવા દશ દિશાઓ) એની જ્વાળા છે. નિમ્ન ભાગમાં અંધકારનો પ્રસાર થએલો છે. એ અગ્નિમાં (પૃથ્વીમાં) દેવો પણ વૃષ્ટિરૂપ આહુતિ આપે છે કે જેમાંથી અન્નની ઉત્પત્તિ થાય છે. એ પ્રમાણે એ વ્યાપાર ચાલ્યા કરે છે. એટલામાટે તે અલ્પ અગ્નિમાં આહુતિ આપવાની કિંવા તેની ઉપાસના કરવાની કશી પણ અગત્ય નથી; આ સમસ્ત વિશ્વ જ તે વહ્નિ છે અને એ આહુતિ અને ઉપાસનાનો વ્યાપાર એમનો એમ નિત્ય ચાલ્યો જ જાય છે. દેવો અને દેવદૂતો સર્વ ઉપાસના કર્યા જ કરે છે. હે ગૌતમ! મનુષ્ય અગ્નિનું મહત્તમ સ્વરૂપ છે–એટલે કે મનુષ્યનું શરીર એ અગ્નિનું મહત્તમ સ્વરૂપ છે." આપણે પુનઃ તે જ ભાવનાને અહીં વ્યાવહારિક થતી જોઈ શકીએ છીએ. એટલે કે, બ્રહ્મ આપણા નિકટમાં આવતો જાય છે. અને જે એક ભાવના એ સર્વ લાક્ષણિક કથાઓમાં ધાવતી જોવામાં આવે છે તે એ છે કે, શોધી કઢાયલી લાક્ષણિકતા કિંવા બાહ્યરૂપતા ઉત્તમ અને સહાયકારિણી થઈ શકતી હોય, તોપણ એ વાર્તાને તમારે વિસારી દેવી ન જોઇએ કે, તમે કોઈ પણ સ્વરૂપનો શોધ કરો તેના કરતાં સારાં સ્વરૂપો પ્રથમથી જ અહીં અસ્તિત્વ ધરાવે છે. જો તમે ઈશ્વરની પૂજા કરવામાટે કોઈ મૂર્તિને શોધવા ઇચ્છતા હો, તો એક ઉત્કૃષ્ટ મૂર્તિ તો અહી પ્રથમથી જ ઉપસ્થિત છે અને તે અન્ય કોઈ નહિ પણ સજીવન મનુષ્ય પોતે જ છે. જો તમારી ઈશ્વરની ઉપાસના કરવામાટે મંદિર બંધાવવાની ઇચ્છા હોય, તો તે ઉત્તમ છે; પરન્તુ તેના કરતાં વધારે ઉત્તમ અને વિશેષ ઉચ્ચ મંદિર તો પ્રથમથી જ બંધાયલું તૈયાર જ છે, અને તે મનુષ્યનું શરીર છે.

એ આપણે બહુ જ દઢતાથી સ્મરણમાં રાખવું જોઇએ કે, વેદો મુખ્યતઃ બે વિભાગોમાં વિભક્ત થએલા છે. અને તે બે વિભાગો કર્મકાણ્ડ તથા જ્ઞાનકાણ્ડના નામથી ઓળખાય છે. તે સમયમાં કર્મવિધિઓ એટલા બધા ગહન થઈ ગયા હતા અને તેમની એટલી બધી વિપુલતા થએલી હતી કે, તેમને કાઢી નાખવાનું કાર્ય બહુધા અશક્ય જ થઈ પડયું હતું અને ઉપનિષદોમાં એ કર્મવિધિઓને બહુધા રજા જ આપી દેવામાં આવી છે, પરંતુ બહુ જ સમતાથી અને તેમનું વિવેચન કરીને નહિ કે, તેમને દૂષિત દર્શાવીને. આપણે એ તો જોઇ જ શકીએ છીએ કે જૂના સમયમાં તે લોકો એ યજ્ઞ યાગાદિ કર્મ માર્ગોમાં જ નિમગ્ન રહેતા હતા, પરંતુ ત્યાર પછી એવા તત્ત્વવેત્તાઓના સમુદાયનો ઉદ્દ્ભવ થયો કે, તેમણે તે પુરાતન પદ્ધતિના લોકોના હાથમાંથી તેમની ઉપાસનાનાં સાધનો છીનવી લેવાને બદલે અને દુર્ભાગ્યવશાત્ વર્ત્તમાનકાળની સુધારણાઓમાં બીજાને નિન્દવાનો પ્રકાર આપણા જોવામાં આવે છે તેવો વિરુદ્ધ પક્ષના દોષોને વ્યકત કરવાના માર્ગનો સ્વીકાર કરવાને બદલે તે જૂના લોકોને ઉપાસનાનાં બીજાં સ્વરૂપો આપ્યાં. અહીં એક અગ્નિનું ચિન્હ છે; બહુ સારું. પરંતુ અહીં મારું ઉપાસ્યરૂપ પૃથ્વી છે. કેવી મહત્તમા—ઉચ્ચતમા ભાવના! અહીં કેટલાકોની ઉપાસનાના સ્થાનરૂપ એક લઘુ દેવમંદિર છે, પરન્તુ આ સમસ્ત વિશ્વ મારું દેવમંદિર છે અને તેથી હું જ્યાં પણ ઉપાસના કરું ત્યાં તે યોગ્ય જ છે. માટે એ કલ્પનાનો જ સ્વીકાર કરો. એક બાજૂ પૃથ્વીપર પાડેલી તમારી કૃતિની વિશિષ્ટ આકૃતિઓ જોવામાં આવે છે અને તમે વેદિકાઓ બાંધો છો, પરન્તુ મારામાટે અહીં મોટામાં મોટી અને ઉત્તમ ભૂમિકા છે અને તે સજીવન સચેતન મનુષ્યદેહ છે, અને કોઈ પણ મૃત સ્વરૂપની ઉપાસના કરતાં એ જીવિત દેહની ઉપાસના કરવી બહુ જ ઉત્કૃષ્ટ અને મહત્તમ છે.

અહીં વળી એક અન્ય વિચિત્ર સિદ્ધાન્ત આવે છે કે, જેનો વિશેષ ભાગ હું પોતે પણ સમજી શકતો નથી. જો તમે એમાંના રહસ્યને કાંઇક સમજી શકો એમ હોય તો હું એ સિદ્ધાંત તમને કહી સંભળાવીશ. જ્યારે એક મનુષ્ય બરાબર એકાગ્ર ધ્યાનમાં નિમગ્ન થઇને પવિત્ર થએલો હોય છે અને તેણે જ્ઞાન મેળવેલું હોય છે, તે મરણ પામવા પછી પ્રથમ મહિનાઓ પાસે જાય છે, મહિનાઓ પાસેથી તે વર્ષમાં જાય છે, વર્ષમાંથી સૂર્યમાં જાય છે, સૂર્યમાંથી ચન્દ્રમાં જાય છે અને ચન્દ્રમાંથી તે વિદ્યુત્‌માં આવે છે. જ્યારે એવી રીતે તે વિદ્યુત્‌ના પ્રદેશમાં આવે છે, ત્યારે ત્યાં તેનો એક વ્યક્તિસાથે મેળાપ થાય છે, કે જે મનુષ્ય નથી હોતો અને તે મનુષ્ય તેને બ્રહ્

સાથે મેળવી આપવામાં–ઇશ્વર સાથે સંયોગ કરાવવામાં સહાયતા આપે છે. આ દેવોનો માર્ગ છે. જ્યારે ઋષિઓ અને જ્ઞાતા પુરુષો મરણ પામે છે, ત્યારે તેઓ એ માર્ગમાં જ પ્રયાણ કરે છે. પરન્તુ અહીં માસ,' વર્ષ અને સૂર્ય, ચન્દ્ર આદિનો ઉલ્લેખ શા આશયથી કરવામાં આવ્યો છે, એ કોઈ પણ સહજમાં સમજી શકતું નથી. પ્રત્યેક મનુષ્ય એના પોતાની ઇચ્છામાં આવે તેવો અર્થ કરે છે અને ઘણાકો તો એમ જ કહે છે કે, એ બધો ગડબડગોટાળો જ છે–એમાં વિચારવા જેવું કે ગ્રહણ કરવા જેવું કાંઈ પણ નથી. ચન્દ્રલોકમાં અને સૂર્યલોકમાં જવું અને વિદ્યુતપ્રદેશમાં પહોંચ્યા પછી એક વ્યક્તિનું આત્માને સહાયતા આપવામાટે આવવું, એનું તાત્પર્ય શું, એ કાંઇ સમજવામાં આવતું નથી. હિંદુઓમાં એક એવી વિલક્ષણ ભાવનાનો વિસ્તાર થએલો છે કે, ચન્દ્ર તે જીવનની એક અવસ્થા છે અને એ ચન્દ્રમાંથી જ જીવન કિંવા પ્રાણનું કેવી રીતે આગમન થએલું છે અને ચન્દ્રમાંથી જ પૃથ્વીપટપર જીવનની વૃષ્ટિ થએલી છે, એ આપણે આગળ જતાં જોઇશું. જેમણે જ્ઞાનની પ્રાપ્તિ કરેલી નથી હોતી, પરંતુ આ જગતમાં જેમણે માત્ર સત્કર્મો જ કરેલાં હોય છે, તેઓ મરણ પામવા પછી પ્રથમ ધૂમાડામાં પ્રવેશ કરે છે, ત્યાંથી રાત્રિમાં ગમન કરે છે, પછી પંદર દિવસના કૃષ્ણપક્ષમાં પ્રવેશ કરે છે, પછી માસમાં પ્રાપ્ત થાય છે, માસમાંથી વર્ષમાં જાય છે, વર્ષમાંથી પિતૃલોકમાં પ્રવેશ કરે છે, ત્યાંથી તેઓ આકાશમાં જાય છે અને ત્યાંથી તેઓ ચન્દ્રના પ્રદેશમાં પધારે છે. ચન્દ્રલોકમાં દેવોના ભક્ષ્ય થઇને તેઓ દેવો તરીકે અવતાર ધારણ કરે છે. ત્યાં તેમના પુણ્યકર્મોનો સંચય જ્યાં સુધી અવિચલ હોય છે, ત્યાં સુધી તેઓ આનંદપૂર્વક રહી શકે છે અને પુણ્યકર્મોનો ક્ષય થતાં જ તેઓ ત્યાંથી પાછા ફરે છે. ત્યાંથી પાછા ફરવાપછી પ્રથમ તેઓ આકાશનું સ્વરૂપ ધારણ કરે છે; ત્યારપછી વાયુ થાય છે, ત્યારપછી ધૂમાડાનો આકાર સ્વીકારે છે અને ત્યાર પછી મેઘ આદિનું સ્વરૂપ ધારણ કરીને વર્ષાબિન્દુ બને છે, પૃથ્વીપર પડે છે અને ત્યારપછી તે અન્નના સ્વરૂપમાં બદલાઈ જાય છે. અન્ન થવા પછી મનુષ્યવ્યક્તિ તેનો આહાર કરે છે અને તેઓ પાછા તે મનુષ્યોના બાળક થઇને આ પૃથ્વીમાં અવતાર ધારણ કરે છે. જેમનાં કર્મો અત્યંત ઉત્કૃષ્ટ અને પુણ્યમય હોય છે, તેઓ ઉચ્ચ અને ઉત્કૃષ્ટ વંશમાં અવતાર ધારે છે અને જેમનાં કર્મો ઉત્તમ નથી હોતાં તેઓ અત્યંત અધમ જન્મને પ્રાપ્ત થાય છે–એટલે કે, ફુક્કર જેવી અધમતમ યોનિમાં પણ તેમનો પ્રવેશ થાય છે. એ પામર પ્રાણીઓ મરી જાય છે અને એક બીજા પછી અનુક્રમે આ પૃથ્વીમાં પાછાં આવતાં જાય છે, એટલે આ પૃથ્વી સર્વથા ભરાઈ પણ નથી જતી તેમ જ ખાલી પણ થઈ જતી નથી.

આપણે આમાંથી પણ કેટલીક સારી કલ્પનાઓ મેળવી શકીએ છીએ અને આગળ જતાં બહુધા એના સારને આપણે વધારે સારી રીતે સમજી શકીશું. અને એમાં શો ભાવાર્થ–તત્ત્વાર્થ સમાયલો છે, એ વિશે પણ આપણે કેટલુંક વિવેચન કરીશું. ઉપર કરેલા વિવેચનના અંતિમ ભાગમાં જે એમ જણાવવામાં આવ્યું છે કે, સ્વર્ગમાં નિવાસ કરનારાઓ કેવી રીતે આ પૃથ્વીમાં પાછા ફરે છે, તે કલ્પના પ્રથમની કલ્પના કરતાં વિશેષ સ્ફુટ અને તાદશ્ય છે; પરંતુ સમસ્ત કલ્પનાનું તાત્પર્ય એ જ દેખાય છે કે, ઈશ્વરનો સાક્ષાત્કાર કર્યા વિના સ્વર્ગ જેવું કાંઈ છે જ નહિ. હવે જે કેટલાક લોકોએ ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલો નથી હોતો, કિંતુ આ જગતમાં માત્ર કેટલાંક સત્કર્મ કરેલાં હોય છે, તો તેમનાં તે સત્કર્મોની વિલાસોપભોગની કલ્પના સાથે પરિસમાપ્તિ થાય છે–એટલે કે, જ્યારે તેઓ મરણ પામે છે, ત્યારે તેઓ ઉપર્યુક્ત નાનાવિધ સ્થાનોમાં ગમન કરતા સ્વર્ગમાં પહોંચે છે, ત્યાં જેવી રીતે આપણે અહીં જન્મ ધારણ કરીએ છીએ તેવી જ રીતે તેઓ ત્યાંના દેવોના બાળક તરીકે અવતાર ધારે છે અને જ્યાં સુધી તેમનાં સત્કર્મોનાં પરિણામ તેમને ત્યાં રહેવાની આજ્ઞા આપે ત્યાં સુધી તેઓ ત્યાં આનંદથી નિવાસ કરી શકે છે. આ કલ્પનામાંથી પણ વેદાંતનો એક મુખ્ય સિદ્ધાંત નિષ્પન્ન થાય છે અને તે એ છે કે, કોઈ પણ વસ્તુ કે જે નામ અને રૂપ ધરાવતી હોય તે અશાશ્વત અને ક્ષણભંગુર જ છે. આ પૃથ્વી અશાશ્વત અને ક્ષણભંગુર છે; કારણ કે, એ નામરૂપધારિણી છે. એ જ પ્રમાણે સ્વર્ગ પણ અશાશ્વત અને ક્ષણભંગુર હોવું જ જોઈએ; કારણ કે, તેમાં પણ નામ અને રૂપનો વિકાર તો રહેલો જ છે. એટલામાટે સ્વર્ગને જો શાશ્વત માનવામાં આવે, તો તે વિરુદ્ધધર્મીય ભાવના જ કહી શકાય; કારણ કે, જો પૃથ્વી શાશ્વત નથી તો પછી સ્વર્ગ શાશ્વત હોઈ શકે જ નહિ. એ તો નિયમ જ છે કે, નામરૂપધારિણી પ્રત્યેક વસ્તુનો આરંભ થાય છે અને ઉદય થાય છે તે જ પ્રમાણે સમય આવતાં તેની સમાપ્તિ પણ થવી જ જોઇએ. વેદાંતના આ સિદ્ધાંતો સર્વથા નિશ્ચિત છે અને તેથી એવાં સ્વર્ગોનો વેદાંતમાં સર્વ પ્રકારે પરિત્યાગ કરવામાં આવ્યો છે, તે યોગ્ય જ છે.

સંહિતામાં આપણે એ તો જોયેલું જ છે કે, એક સમયમાં એ સ્વર્ગ શાશ્વત મનાતું હતું અને એ ભાવના બરાબર મોહમેડન અને ક્રિશ્ચિયનોમાં જે ભાવનાનો પ્રસાર છે, તેના જેવી જ છે, એમાં લેશમાત્ર પણ સંશય નથી. મુસલ્માનોએ એ કલ્પનાને કાંઈક વિશેષ સુખમય કિંવા વિશિષ્ટ ગુણધારિણી બનાવી છે. તેઓ એમ કહે છે કે, સ્વર્ગ એવું સ્થાન છે કે, જ્યાં ઉદ્યાનભૂમિકાઓનો વિપુલતાથી

વિસ્તાર થએલો છે અને તે ઉદ્યાનભૂમિકાઓના નીચેના ભાગમાંથી નદીઓ વહન કર્યા કરે છે. અરબસ્તાનના વૃક્ષવિહીન રણવિભાગમાં જળ એક એવી વસ્તુ છે કે, જેની સર્વને અત્યંત ઇચ્છા હોય છે અને એટલામાટે મુસલમાનો–મહંમદીયો–પોતાના સ્વર્ગને નિરંતર જલપૂર્ણ બનાવવાનો જ પ્રયત્ન કરતા જોવામાં આવે છે. હવે હું એક એવી ભૂમિમાં જન્મેલો છું કે, જ્યાં વર્ષના ૭ માસ તો વર્ષાની વૃષ્ટિ થયા કરે છે; એટલામાટે મારી તો એવી જ ધારણા છે કે, જો હું મારા સ્વર્ગની કલ્પના કરું, તો તે શુષ્ક અને ઉષ્ણ સ્થાન હોવું જોઇએ, એવી જ કલ્પના કરવાનો અને બહુધા અંગ્રેજો પણ એવી જ કલ્પના કરશે; કારણ કે, તેમનો જન્મદેશ પણ શીતલ અને પાણીથી ભરપૂર છે. સંહિતાવિભાગમાં વર્ણવેલા એ સ્વર્ગો શાશ્વત છે કે જ્યાં મૃત મનુષ્યો જઇને વસે છે. મનુષ્યો સ્વર્ગમાં ગયા પછી ત્યાં સુંદર દિવ્ય શરીરો ધારણ કરે છે, પોતાના પિતૃઓ સાથે વસે છે અને ત્યારપછી નિરંતર સુખી રહે છે. ત્યાં તેઓ પોતાના પિતૃઓને, સંતાનોને અને આપ્ત ઇષ્ટ જનોને મળે છે અને જેવું જીવન તેઓ અહીં વીતાડતા હતા તેવું જ જીવન તેઓ ત્યાં પણ વીતાડે છે; ભેદ માત્ર એટલો જ કે, આ મર્ત્યલોકના જીવન કરતાં તેમનું એ સ્વર્ગીય જીવન વિશેષ આનંદમય હોય છે અર્થાત્ કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે, અહીંના જીવનમાં જે દુઃખો અને પીડાઓ ભોગવવી પડે છે, તે સ્વર્ગમાં રહેવાની નથી; ત્યાં તો માત્ર જીવનનો ઉત્કૃષ્ટ અને વિલાસમય વિભાગ જ અવશિષ્ટ રહેવાનો. મનુષ્ય ભલે ગમે તેમ ધારે, પરંતુ આ કલ્પના સુખકારક તો દેખાય છે જ. એક એવી વસ્તુ છે કે જે સત્ય છે અને એક એવી વસ્તુ છે કે જે માત્ર સુખકારક છે. એવા પણ બનાવો બનેલા છે કે, જ્યાં સુધી આપણે ઠેઠ સત્યના શિખરપર પહોંચી ન જઇએ, ત્યાં સુધી સત્ય પણ સમાધાનકારક કિંવા સુખકારક થતું નથી. મનુષ્યસ્વભાવ એક પક્ષને જ વળગી રહેનારો હોય છે, એટલે તે નિરંતર અમુક કાર્યમાં પ્રવૃત્ત રહે છે અને એકવાર જ્યાં એવી પ્રવૃત્તિ થઈ ગઇ કે, પછી તે પ્રવૃત્તિમાંથી બહાર નીકળવાનું તેનામાટે બહુ જ કઠિન થઈ પડે છે. મન નવીન વિચારોને આવવાની આજ્ઞા આપતું નથી; કારણ કે, પ્રારંભમાં તે નવીન વિચારો પીડાકારક અને કઠિન દેખાય છે.

એટલામાટે ઉપનિષદોમાં આપણે એ સ્વર્ગસાથે એકદમ ભયંકરતાથી જુદા છેડા થયેલા જોઇ શકીએ છીએ. ઉપનિષદોમાં એમ જ જણાવેલું છે કે, જે સ્વર્ગમાં મનુષ્યો જતા હતા અને પોતાના પૂર્વજો સાથે નિવાસ કરતા હતા તે સ્વર્ગોને શાશ્વત સ્વર્ગ તો કહી શકાય જ નહિ; કારણ કે, એ સર્વમાન્ય અને અબાધિત સિદ્ધાંત

છે કે, જે વસ્તુ નામ અને રૂપ ધરાવનારી હોય છે તેનો અવશ્ય નાશ થવો જ જોઇએ. જો એ સ્વર્ગ સ્વરૂપ ધરાવનારાં હોય તો અમુક સમયની સીમા પછી એમનો અવશ્ય લોપ થવો જ જોઇએ. કદાચિત્ એમનું આયુષ્ય લક્ષાવધિ વર્ષોનું હોય, તો પણ એવો તો એક સમય આવવાનો જ કે, જ્યારે એમનો પણ નાશ અવશ્ય થવાનો. એ જ સમયમાં એક બીજી કલ્પનાનો ઉદ્ભવ થયો. તે એ કે, આ આત્માઓ પાછા તેમની ભૂમિમાં આવે છે અને સ્વર્ગ એક પ્રકારનાં એવાં સ્થાનો છે કે જ્યાં તેઓ પોતાનાં સત્કર્મોનાં ફળોનો આસ્વાદ લઈ શકે છે અને જ્યારે એ સત્કર્મોની પૂર્ણતા થાય છે ત્યારે તેઓ પાછા આ મર્ત્ય લોકના જીવનમાં આવીને અવતાર ધારણ કરે છે. એ કલ્પનામાંથી એ એક સાર સ્પષ્ટ વ્યક્ત થાય છે કે, અત્યંત પ્રાચીન કાળમાં પણ કાર્યકારણભાવની તાત્ત્વિક કલ્પના મનુષ્યજાતિના મસ્તિષ્કમાં આવી ચૂકી હતી. અમારા તત્ત્વજ્ઞાનીઓએ એ જ તત્ત્વોનું કેવી તાત્ત્વિક અને નૈયાયિકી ભાષામાં વર્ણન કરેલું છે, એ આપણે આગળ જતાં જોઈ શકીશું. પણ અહીં તો એ વિષય બાળકોની ભાષામાં જ લખાયલો છે. આ પુસ્તકો–ઉપનિષદો–ના વાચનમાં તમારે એક વિષય એ ધ્યાનમાં રાખવાનો છે કે, એમાં માત્ર આંતરિક દર્શનની જ મહત્તા વર્ણવેલી છે. તમે કદાચિત્ મને એવો પ્રશ્ન કરો કે, 'એમ થવું શક્ય કિંવા પ્રયોજનીય છે ખરું કે?' તો હું તો એ જ ઉત્તર આપીશ કે, એ વસ્તુ પ્રથમ શક્ય છે અને તત્ત્વજ્ઞાન ત્યાર પછી. એ તો તમે સ્પષ્ટતાથી જોઈ શકો એમ છે કે, એ તત્ત્વોનું દર્શન અને એમનો સાક્ષાત્કાર પ્રથમ કરવામાં આવ્યો છે અને ત્યાર પછી જ ગ્રંથોમાં તેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એ પ્રાચીન વિચારશીલ મહાત્માઓ–ઋષિ મુનિઓ સાથે આ સમસ્ત વિશ્વે વાર્તાલાપ કર્યો હતો–એટલે કે, પશુઓએ તેમને પોતાનો વૃત્તાંત જણાવ્યો હતો; પક્ષીઓએ પણ તેમના સમક્ષ પોતાના જીવનનું ચિત્ર રજૂ કર્યું હતું; સૂર્યે પણ પોતાનું રહસ્ય તેમને જણાવ્યુંહતુ અને ચંદ્રે પણ પોતાના સ્વરૂપની તેમને પ્રતીતિ કરાવી હતી–અર્થાત્ એક એક કરીને એ સર્વ વસ્તુઓનો તેમણે સાક્ષાત્કાર કર્યો હતો અને નિઃસર્ગના હૃદયમાં તેમણે પ્રવેશ કર્યો હતો. એ કાર્ય તેમણે વિમર્શ કિંવા તર્કશક્તિથી કર્યું ન હોતું; તેમ જ આજકાલની ફેશન પ્રમાણે બીજાઓની કલ્પનાને પોતાની બનાવીને મોટાં મોટાં થોથાં લખવામાં આવે છે, તે પદ્ધતિનો પણ તેમણે સ્વીકાર કર્યો ન હોતો અથવા તો જેવી રીતે હું તેમના લેખવિસ્તારમાંથી એક લેખનો આધાર લઇને એક લાંબું ભાષણ કરવાને ઊભો રહું છું, તેવી રીતે પણ તેમણે એ ગ્રંથોની રચના કરી ન હોતી. તેમની વિદ્યા

પોતાના અનુભવમાં જ સમાયલી હતી અને તે સદા સર્વદા તેમની તેમ જ રહેવાની. ધર્મ તો નિરંતર અત્યન્ત વ્યાવહારિક વિદ્યા તરીકે જ પ્રચલિત રહેવાનો. પ્રથમ આધ્યાત્મિક ધર્મ કોઈ હતો પણ નહિ અને હવે પછી થવાનો પણ નથી. સાક્ષાત્કાર પ્રથમ છે અને જ્ઞાનનું આગમન ત્યાર પછી થાય છે. ઉપર જે આત્માઓના સ્વર્ગમાંથી પાછા પૃથ્વીમાં આવવાની કલ્પના આપેલી છે, તે અહીંની અહીં જ સિદ્ધ છે. જે મનુષ્યો કાંઈ પણ પરિણામની કિંવા ફળ મેળવવાની આશાથી સત્કર્મો કરે છે, તેમને તે સત્કર્મોનું ફળ મળે છે તો ખરું જ; પણ તે શાશ્વત હોતું નથી. અહીં આપણે કાર્યકારણત્વનો બહુ જ સુંદરતાથી અનુભવ કરી શકીએ છીએ અને તે એ કે, પરિણામ કેવળ કારણને અનુરૂપ જ હોય છે, એવો આપણો દૃઢ નિશ્ચય થઈ જાય છે. એટલે કે, જેવું કારણ હોય છે તેવું જ તેનું પરિણામ થાય છે. જો કારણ શાશ્વત હોય તો તેનું પરિણામ પણ શાશ્વત થાય છે; પરંતુ અહીંનાં આ બધાં કારણો એટલે કે, સત્કર્મ આદિ સર્વ માત્ર સાંત કારણો છે અને તેથી એ કોઈ કાળે પણ અનંત પરિણામ નિપજાવી ન જ શકે, એ સર્વથા સ્વાભાવિક અને નૈસર્ગિક જ છે.

હવે આપણે એ જ કલ્પનાના બીજા પક્ષનો વિચાર કરીશું. તે એ કે, જેવી રીતે શાશ્વત સ્વર્ગ હોઈ શકવું નથી, તેવી જ રીતે એ જ કારણોના આધારે શાશ્વત નરક જેવું પણ કશું હોતું નથી, એમ સ્વાભાવિક જ સિદ્ધ થઈ શકે છે. ધારો કે, હું એક અત્યત દુષ્ટ મનુષ્ય છું અને ધારો કે, મારા આ જીવનના પ્રત્યેક ક્ષણમાં હું કાંઈને કાંઈ પાપકર્મ કર્યાં જ કરું છું; છતાં પણ જો મારા આ મર્ત્ય લોકમાંના જીવનની તે અનંત જીવન સાથે સરખામણી કરું તો, અહીંનું આ જીવન કાંઇ પણ ગણનામાં નથી. જો એમ માનવામાં આવે કે નરકની યાતના તો શાશ્વત જ છે, તો તો પછી એમ જ થયું કહેવાય કે, એક સાંત કારણ અનંત પરિણામ નિપજાવી શકે છે, એટલે કે, એક અશાશ્વત કારણથી મારા એ કાર્યનું શાશ્વત પરિણામ ઉત્પન્ન થશે અને એ શાશ્વત પરિણામનું મૂળ મારા ક્ષણિક કારણરૂપ કાર્યમાં જ સમાયલું હશે, પણ એમ કોઈ કાળે બની શકે જ નહિ. હું મારા સમસ્ત જીવનમાં બધાં સત્કર્મો જ કર્યાં કરું, તો પણ મને શાશ્વત સ્વર્ગની પ્રાપ્તિ થઈ શકે એમ નથી જ. કારણ કે, એમ માનવામાં પણ ઉપર્યુક્ત પ્રમાદની જ આપત્તિ થાય છે. પણ જેમણે સત્યને જાણી લીધું છે અને સત્યનો સાક્ષાત્કાર કરેલો છે, તેમના માટે એ ઉભયથી ભિન્ન એક તૃતીય પ્રવાહ જ જોવામાં આવે છે. અને તે એક જ માર્ગ એવો છે કે જેમાં ગમન કરવાથી માયાના આવરણથી મુક્ત થઈ શકાય

છે, સત્યનો સાક્ષાત્કાર કરી શકાય છે, અને ઉપનિષદો, એ માર્ગ કયો છે, અને સત્યના સાક્ષાત્કારમાં શું રહસ્ય સમાયલું છે, એ આપણને પ્રકટ કરીને જણાવે છે.

ઉત્તમ કે અધમની ભાવના જ ન રાખો; પણ સર્વ વ્યક્તિ અને સર્વ કર્મોનું તે આત્મામાંથી જ આગમન થાય છે અને આત્મા સર્વમાં વસેલો છે, એમ જ ધારો. આ વિશ્વને ભૂલી જાઓ અને તમારાં નેત્રોને બંધ કરીને સ્વર્ગમાં તેમ જ નરકમાં પણ તે પરમાત્માને જ જોતા રહો. જીવનમાં તેમ જ મરણમાં પણ ઈશ્વરનો જ સાક્ષાત્કાર કરો. ઉપનિષદ્‌નો જે વિભાગ અત્યારે મેં તમને વાંચી સંભળાવ્યો છે, તેમાં કહ્યા પ્રમાણે વિચાર જે રેખામાં ગમન કરે છે તે રેખા એ જ છે, એટલે કે, આ પૃથ્વી પોતે પણ ઈશ્વરનું એક રૂપ છે, આકાશને પણ ઈશ્વર જ કહેવામાં આવે છે અને જે સ્થાન–અવકાશ–ને આપણે ભરી નાખીએ છીએ તે પણ પરમાત્મા જ છે–પ્રત્યેક વસ્તુ પરબ્રહ્મ છે. એ તત્ત્વનું પ્રત્યક્ષ દર્શન કરવું જોઈએ–એનો સાક્ષાત્કાર કરવો જોઈએ; માત્ર બોલવાથી કે વિચારવાથી જ એની સિદ્ધિ થઈ શકવાની નથી. આપણે તાર્કિક પરિણામ તરીકે જોઈ શકીએ છીએ કે, ધારો કે, આત્માએ આ વિશ્વમાંની પ્રત્યેક વસ્તુનો સાક્ષાત્કાર કર્યો છે અને તે પ્રત્યેક સ્થાનમાં બ્રહ્મ–ઈશ્વર–ને વ્યાપેલો જોઈ શકે છે; પરંતુ એથી એનો એવો અર્થ લેવાનો નથી કે, હું એ જાણ્યા પછી નરકમાં જઈશ કે સ્વર્ગમાં જઈશ, એ વિચાર સાથે મારે કાંઈ લાગતું વળગતું છે. હું સ્વર્ગમાં સંચાર કરું, નરકમાં નિવાસ કરું કે અન્ય કોઈ પણ અવસ્થાને પ્રાપ્ત થાઉં એની જોડે મારો કશો પણ સંબંધ નથી. મારો પાછો આ પૃથ્વીમાં જન્મ થાય કે સ્વર્ગમાં અવતાર થાય, એનો મારા મનમાં કશો પણ હર્ષ કે શોક રહેતો નથી. એ સર્વ ભાવનાઓ મારા મનમાંથી ક્યારનીયે નીકળી ગએલી હોય છે; કારણ કે, મારા-માટે તો સર્વ સ્થાનો સમાન જ છે; પ્રત્યેક સ્થળ મારામાટે તો બ્રહ્મ–આત્મ–મંદિર જ થએલું છે, પ્રત્યેક સ્થળ મારી દૃષ્ટિમાં તો પવિત્ર જ દેખાય છે અને હું સ્વર્ગ, નરક કે અન્યત્ર જ્યાં દૃષ્ટિપાત કરું છું ત્યાં મને તો તે આત્મા–બ્રહ્મ–જ સર્વત્ર વ્યાપેલો દેખાયા કરે છે. મારામાટે કાંઈ ઉત્તમ પણ નથી તેમ અધમ પણ નથી–જીવન પણ નથી અને મરણ પણ નથી.

વેદાંતના સિદ્ધાંત પ્રમાણે જે એવા જ્ઞાનને પ્રાપ્ત કરી લે છે તે પુરુષ મુક્ત છે; અને વેદાંત કહે છે કે, એવા મુક્ત પુરુષો જ આ જગતમાં જીવનની યોગ્યતા ધરાવે છે; બીજાઓ તેવી યોગ્યતા ધરાવતા નથી. જે મનુષ્ય માત્ર સર્વત્ર દોષો અને અધમતાનું જ દર્શન કર્યા કરે છે, તે આ જગતમાં કેમ કરીને જીવી શકે વારુ? તેનું જીવન

દુ:ખમય જ હોય છે-દુ:ખના એક સમુચ્ચયરૂપ જ હોય છે. જે મનુષ્ય અહીં કેવળ ભયનું જ બીષણુ દર્શન કર્યા કરે છે, તે પણુ દુ:ખમય જીવનને જ ધારણુ કરતો હોય છે અને જે મરણુને નિહાળે છે તેની પણુ એવી જ અવસ્થા હોય છે. જે પુરુષ નિરંતર એમ જ કહેતો હોય છે કે, "હું આ જીવનનો આસ્વાદ લઈ શકું છું અને હું સુખી છું." તો તેણે જો સત્યનો-પ્રત્યેક વસ્તુમાં સત્યનો-સાક્ષાત્કાર કરેલો હોય છે તો જ તે માત્ર એમ કહી શકે છે. બીજા કોઇથી એમ બોલી શકાતું જ નથી. આગળ જતાં ધીમે ધીમે હું તમને બતાવીશ કે, નરકની કલ્પનાનો વેદોમાં ક્યાંય પણુ ઉલ્લેખ કરેલો નથી. વેદોથી ઘણા દીર્ઘ કાળ પછી પુરાણો સાથે એ નરકની કલ્પનાએ આર્યાવર્ત્તમાં પ્રવેશ કરેલો છે. વેદોમાં પાપની મોટામાં મોટી જે શિક્ષા કહેલી છે તે એ જ કે, પાપી મનુષ્ય પાછો આ પૃથ્વીમાં અવતરે છે અને તેને પોતાના વર્તનને સુધારવાનો એથી બીજી વાર પ્રસંગ પ્રાપ્ત થાય છે. પ્રથમથી જ આપણે જોઇએ છીએ કે, એ ભાવના અપૌરુષેય વલણુ લેતી જાય છે. શિક્ષા અને પારિતોષિકની ભાવના તો માત્ર પૌરુષેય-શરીરધારી-ઈશ્વરવિષયક ભાવના સાથે જ અનુકૂળ કિંવા સંમત થઈ શકે છે. એટલે કે, તે પૌરુષેય ઈશ્વર જેમ આપણે કરીએ છીએ તેમ એકને પ્રેમની દૃષ્ટિથી નિહાળતો હોય અને બીજાને ધિક્કારતો હોય, તેનામાં જ એવો ગુણુ શોભી શકે છે. એવા ઈશ્વરના અસ્તિત્વમાં જ માત્ર શિક્ષા અને પારિતોષિકની ભાવનાનો સંચાર થઈ શકે છે. સંહિતામાં એવા જ ઈશ્વરનું અસ્તિત્વ છે અને તેથી ત્યાં ભયની ભાવનાનો પ્રવેશ થયેલો પ્રત્યક્ષ આપણા જોવામાં આવી શકે છે. પરંતુ જેવા આપણે ઉપનિષદોના પ્રદેશમાં આવી પહોંચીએ છીએ કે, તરત એ ભયની ભાવનાનો લોપ થાય છે અને તેના સ્થાનમાં અપૌરુષેય ઈશ્વરની ભાવના આવીને વિરાજમાન થાય છે. ખરેખર એ અપૌરુષેય ઈશ્વરની કલ્પના પ્રત્યેક દેશમાં સ્વાભાવિકતાથી જ બહુ કાઠિન્યપૂર્વક સમજી શકાય એવી છે. સહજમાં સમજી શકાય એવી એ કલ્પના નથી. કારણુ કે, મનુષ્યો સદા પૌરુષેય ઈશ્વરને બાઝી રહેવાનો જ પ્રયત્ન કર્યા કરે છે, એટલે તેમનામાટે આ અપૌરુષેય કલ્પના બહુ જ ભયંકર થઈ પડે છે.

મહાન્ વિચારશીલ પુરુષો અથવા તો જગત્ જેમને વિચારશીલ માને છે તેવા પુરુષો અપૌરુષેયતાની એ કલ્પનાનું શ્રવણુ કરતાંની સાથે જ ત્રાસી જાય છે અને અણુગમો બતાવે છે. પરંતુ મને તો તેમની એ કૃતિ હાસ્યોત્પાદક, મૂર્ખતાભરેલી અને જંગલી જેવી જ લાગે છે. એમ કરીને ખરેખર તેઓ ધર્મનો ઉચ્છેદ જ કરે છે; તેઓ નાસ્તિક-ઈશ્વરનિન્દક છે. એક શરીરધારી-વિકારવશ-ઈશ્વરની કલ્પના કરવી, એ બાળકોને

માટે યોગ્ય જ છે; પરંતુ વયોવૃદ્ધ અને વિચારશીલ પુરુષ, સ્ત્રી અને વૃદ્ધ કિંવા તરુણ પણ જે એમ જ કલ્પે કે, ઈશ્વર એક પુરુષ છે કિંવા સ્ત્રી છે, તો તેમનો એ મહા પ્રમાદ સર્વદા અક્ષમ્ય જ કહી શકાય. એ જીવિત ઈશ્વરને માનવો, એ ભાવના ઉચ્ચતમ છે કે મૃત ઈશ્વરને માનવાની? જે ઈશ્વરને કોઈ જોઈ શકતું નથી અને જેને કોઈ જાણતું પણ નથી, તે ઈશ્વરને માનવો યોગ્ય છે કે જે ઈશ્વર સર્વજ્ઞાત છે તેને માનવો એ વિશેષ યોગ્ય છે? એ શરીરધારી ઈશ્વર વખતો વખત પોતાના દૂત–પયગંબરો–ને અહીં મોકલ્યા કરે છે કે, જેના એક હાથમાં તલવાર હોય છે અને બીજા હાથમાં અભિશાપ હોય છે. અને જો આપણે તેના સંદેશામાં વિશ્વાસ ન આણીએ તો આપણે મરવું જ જોઈએ, એવો તે દૂતને અધિકાર મળેલો હોય છે. પરંતુ અહીં પ્રશ્ન એ છે કે, આપણે કેવી રીતે વર્ત્તવું જોઈએ, એ આપણને શીખવવા માટે તે ઈશ્વર પોતે જ અહીં શામાટે નથી આવતો વારુ? તે પોતાના દૂતોને જ અહીં શામાટે મોકલતો રહે છે અને આપણને અભિશાપ તથા તલવારના ભોગ શામાટે બનાવતો રહે છે વારુ? આ કલ્પનાઓમાં જરા પણ સાર જેવું ન હોવા છતાં લોકોને આવી કલ્પનાઓથી સંતોષ મળ્યા કરે છે. આપણી અધમતા કેટલી બધી સીમાપર્યન્ત વધી ગઈ છે, એનો તમારે વિચાર કરી લેવાનો છે.

હવે બીજો પક્ષ લઈએ, તો એ પૌરુષેય ઈશ્વર તે એક સજીવન–સચેતન ઈશ્વર છે કે જેને હું મારા સમક્ષ ઊભેલો જેયા કરું છું–તે તત્ત્વ છે. પૌરુષેય અને અપૌરુષેય ઈશ્વરમાં જે ભેદ છે તે એ છે કે, પૌરુષેય ઈશ્વર કેવળ એક અલ્પ મનુષ્ય જ છે અને અપૌરુષેય ઈશ્વરમાં મનુષ્ય, પશુ, દેવદૂત (ફરિસ્તો) આદિ સર્વનો સમાવેશ થઈ જાય છે અને તેથી પણ ઉચ્ચ એક એવી વસ્તુ તેમાં રહેલી છે કે, જેને આપણે જોઈ શકતા નથી; કારણ કે, અપૌરુષેયતામાં સર્વ પૌરુષેયતા, સર્વસ્વતા અને વિશ્વમાંની સર્વ વ્યક્તિતાનો સમાવેશ થયેલો હોય છે અને એટલું છતાં પણ એ ઉપરાંત તે અનંત હોય છે અથવા છે. "જેવી રીતે એક અગ્નિ જગતમાં આવીને પોતાને આટલાં બધાં સ્વરૂપોમાં વ્યક્ત કરે છે અને તે છતાં તેનો અંત હોતો જ નથી" તેવી જ અવસ્થા અપૌરુષેયની પણ સમજી લેવી.

આપણે એક સજીવન ઈશ્વરની ઉપાસના કરવાની ઇચ્છા ધરાવીએ છીએ. મારા સમસ્ત જીવનમાં ઈશ્વરવિના બીજી કોઈ પણ વસ્તુ મેં જોઈ જ નથી, તેમ જ તમે પણ ઈશ્વરવિના અન્ય કોઈ વસ્તુનું દર્શન કર્યું નથી. આ કુરસીને જોતાં પ્રથમ તમે ઈશ્વરનું દર્શન કરો છો અને ત્યાર પછી જ તે ઈશ્વરમાં અને ઈશ્વરદ્વારા કુરસીને

જુઓ છો. 'હું છું' એમ કહેતો તે દિવસ અને રાત સર્વ સમયે ત્યાં જ ઉપસ્થિત છે. જે જે ક્ષણે તમે એમ કહો છો કે;-" હું છું" તે ક્ષણે તમે તે સત્યનો સાક્ષાત્કાર કરો છો. જો તમે ઈશ્વરને પોતાના હૃદયમાં વિરાજેલો, જીવિત મનુષ્યના કિંવા અન્ય પ્રાણીના રૂપમાં અને માર્ગમાંના કાર્યરત મનુષ્ય તરીકે ન જોઈ શકો, તો પછી તમે તેને શોધવામાટે ક્યાં જશો વારુ? "તું જ પુરુષ છે, તું જ સ્ત્રી છે, તું જ બાળા છે અને તું જ બાળક છે. લાકડીના આધારે ચાલતો વૃદ્ધ નર પણ તું જ છે અને તારુણ્યના મદમાં મત્ત થઈને માર્ગક્રમણ કરતો નવયુવક પણ તું જ છે-તું સર્વ છે." એવો જે આશ્ચર્યકારક સજીવન ઈશ્વર, તે જ આ વિશ્વમાં કેવળ સત્ય ઈશ્વર છે. આ સત્ય ઘણાકોને બહુ જ ભયંકર ભાસે છે; કારણ કે, જે કાલ્પનિક ઈશ્વર પડદા પાછળ રહેલો છે અને જેને કોઈ કદાપિ જોઈ શકતું નથી, તે ઈશ્વરની કલ્પનાથી એ ભાવના સર્વ પ્રકારે વિરુદ્ધ જનારી છે. પૌરુષેય ઈશ્વરની ભાવના રાખતી વેળાએ માત્ર ધર્મગુરુઓ જ આપણને એટલી ખાત્રી આપે છે કે, "જો તમે અમારા વચનને માન આપીને અમારી આજ્ઞા પ્રમાણે વર્તશો, અમારા પગની ધૂળ માથાપર ચઢાવશો અને અમારી તનમનધનથી પૂજા કરશો, તો અહીં તો જો કે ઈશ્વરનો સાક્ષાત્કાર તમને થઈ શકશે નહિ, પણ તમારા મરણ સમયે અમે તમને એક અનુજ્ઞાપત્ર લખી આપીશું અને તેથી સ્વર્ગમાં તમે ઈશ્વરના મુખનું દર્શન કરી શકશો!" સ્વર્ગની એ બધી ભાવનાઓ કિંવા કલ્પનાઓ તે ઉપાધ્યાયો-ધર્માધ્યક્ષોના પાખંડમય છળકપટના રૂપાન્તરવિના બીજું શું છે વારુ? એ બીજું કાંઈ પણ નથી, પણ ધર્માધ્યક્ષના નામથી ઓળખાતા સ્વર્ગના ઇજારદાર દાંભિક મનુષ્યોનું એક પ્રકારનું ભયંકર કપટજાળ જ છે કે, જેમાં ફસાઈને મનુષ્ય કદાપિ ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકતો નથી.

ખરેખર અપૌરુષેયતાની કલ્પના અત્યંત વિનાશકારિણી તો છે જ, એમાં જરા પણ સંશય નથી; કારણ કે, ધર્મગુરુઓના બધા વ્યાપારને એ પોતાના કબ્જામાં કરી લે છે અને એના આગમન સાથે જ સર્વ ચર્ચિસ્ અને દેવમંદિરોનો તત્કાળ વિનાશ થઈ જાય છે. આજ કાલ ભારતવર્ષમાં ભયંકર *દુષ્કાળનો ત્રાસ વર્તી રહ્યો છે,

---

* આ વ્યાખ્યાન અમેરિકાપ્રવાસી સ્વામીશ્રીએ ઈ. સ. ૧૮૯૬ ના અંતમાં આપ્યું હતું અને તે સમયમાં આપણા આર્યાવર્તમાં દુષ્કાળ તેમ જ પ્લેગનો ભયંકર ત્રાસ વ્યાપી રહ્યો હતો છતાં પણ કોટિપતિ ધર્માધ્યક્ષોએ કાંઈ પણ ધર્માર્થ વ્યય કર્યો ન હોતો. હજારો દુષ્કાળપીડિત આર્યબાળકોને પાદરીઓએ પોતાના આશ્રયમાં લઈને ક્રિશ્ચિયન બનાવ્યા હતા, એ સર્વવિશ્રુત હોવાથી વધારે લખવાની કશી અગત્ય નથી. એ ધર્માધ્યક્ષ કે પાપાધ્યક્ષ?

છતાં ત્યાં એવાં અનેક દેવમંદિરો અસ્તિત્વ ધરાવે છે કે, જેમાંના પ્રત્યેક મંદિરમાં એટલું ઝવેરાત મળી શકશે કે જેટલું ઝવેરાત કોઈ રાજાના ઘરમાં મળવું પણ કઠિન છે. એટલામાટે જો તેઓ આ સર્વવ્યાપક અપૌરુષેય ઈશ્વરવિષયક કલ્પનાનું લોકોને શિક્ષણ આપે તો પછી તેમની આવકનાં બારણાં તો બંધ જ થઈ જાય!!! તમે ઈશ્વર છો તેવી જ રીતે હું પણ ઈશ્વર છું, એટલે કોઈ કોઈનો આજ્ઞાધારક દાસ નથી જ. કોણ કોની ઉપાસના કરે છે? તમે પોતે જ ઈશ્વરના મહત્તમ મંદિર છો અને તેથી કોઈ પણ મૂર્તિ, મંદિર કિંવા બાઇબલની ઉપાસના કરવા કરતાં તમારી ઉપાસના કરવાને જ હું વધારે પસન્દ કરીશ. આપણે કોઈ પણ પ્રકારનો સ્વાર્થ ધરાવતા નથી, એટલે ધર્માધ્યક્ષો પ્રમાણે છળપ્રપંચના માર્ગને ન સ્વીકારતાં આપણે તો જે સત્ય તત્ત્વ છે, તેનું સર્વને શિક્ષણ આપવું જ જોઇએ અને એને જ પોતાનું કર્તવ્ય માનવું જોઇએ. આ સર્વ લોકો પોતાના વિચારોમાં આવી વિરુદ્ધતા કેમ ધરાવતા હશે વારુ? તેઓ આપણી આંગળીઓમાંથી સરી જતાં માછલાં જેવા જ છે. તેઓ પોતે તો એમ જ કહે છે કે, અમે તો કઠિન મસ્તકના વ્યાવહારિક મનુષ્ય છીએ. પરતુ અહીંની અહીં જ ઉપાસના કરવાથી—એટલે કે, તમારી ઉપાસના કરવા કરતાં વિશેષ વ્યાવહારિક શું હોઈ શકે વારુ? કારણ કે, હું તમને જોઉં છું, મારા મનમાં તમારામાટેની લાગણી થાય છે અને હું જાણું છું કે તમે ઈશ્વર છો. અત્યારે તો જો કે તમારામાંના ઘણાખરા આ કલ્પના સાંભળીને ગભરાઈ જશે, પરંતુ ધીમે ધીમે એના રહસ્યને પોતાની મેળે જ તમે સમજવા માંડશો. સજીવન ઈશ્વર તમારી સાથે જ છે, છતાં તમે ચર્ચિસ્ અને મંદિરો ચણાવ્યા કરો છો અને સર્વ પ્રકારના પાખંડોમાં શ્રદ્ધા રાખ્યા કરો છો. ઉપાસના કરવા યોગ્ય જો કોઈ પણ ઈશ્વર હોય તો તે માત્ર મનુષ્યનો આત્મા જ છે અને ઉપાસના કરવામાટેનું જો કોઈ પણ ઉત્કૃષ્ટ સ્થાન હોય તો તે કેવળ મનુષ્યનું શરીર જ છે. જો કે સર્વ પ્રાણીઓ મંદિરરૂપ જ છે, પરંતુ મનુષ્યનું શરીર એ સર્વ મંદિરોમાંનું મહામંદિર છે—મંદિરનામધારી ઇમારતોનો એ તાજમહાલ છે. જો એ મંદિરમાં હું ઉપાસના ન કરી શકું, તો પછી બીજાં મંદિરો મારા માટે કશા પણ ઉપયોગનાં થવાનાં નથી. જે ક્ષણે ઈશ્વર મનુષ્યના શરીરમાં બેઠેલો છે એવો મને સાક્ષાત્કાર થઈ જાય છે, જે ક્ષણે હું પ્રત્યેક મનુષ્ય કિંવા પ્રાણીક વ્યક્તિ સમક્ષ પૂજ્ય ભાવથી ઊભો રહું છુ અને ઈશ્વરનું પ્રત્યક્ષ દર્શન કરી શકું છું, તેમ જ જે ક્ષણે એ ઈશ્વરવિષયક સત્ય સંવેદનાનો મારા હૃદયમાં આવિર્ભાવ થાય છે, તે વેળાએ હું સર્વ બંધનોથી રહિત થઈ જાઉં છું, અન્ય સર્વ વસ્તુઓનો મારા હૃદયમાંથી લોપ થાય છે અને હું સ્વતંત્ર—વિમુક્ત—સમોક્ષ બની જાઉં છું.

આ ઉપાસના વ્યાવહારિક છે–સર્વ ઉપાસનાઓમાં એ જ ઉપાસના અત્યંત વ્યાવહારિક અને તત્કાળ જેની વ્યવહારમાં યોજના કરી શકાય તેવી છે. મારે વાદવિવાદ અને યુક્તિ પ્રયુક્તિઓ સાથે કાંઈ પણ લેવા દેવા નથી; વસ્તુસ્થિતિ આવી હોવા છતાં જો આ વાર્તા તમે ઘણા ખરા માણસોને સંભળાવશો, તો એ વાર્તા તેમને ગર્ભગળિત જ કરી નાખશે. તેમને તો તેમના પોતાના પૂર્વજોએ જે વિચારો જણાવેલા હોય, તે વિચારોની જ તેઓ યુક્તિ પ્રયુક્તિથી સિદ્ધિ કરવાની દિનરાત ખોટી ખટપટ કર્યા કરે છે–એટલે કે, લગભગ વીસહજાર વર્ષ પહેલાં, કોઇક સ્વર્ગના સ્થાનમાં કોઈ ઈશ્વરે એક મનુષ્યને કહ્યું હતું કે, 'હું ઈશ્વર છું' એવા જે તેમના પૂર્વજોના જણાવેલા વિચારો, તે વિચારોનો જ તેઓ નિરન્તર ઊહાપોહ કર્યા કરે છે. તે સમયથી આપણો બધો આધાર માત્ર અનુમાન અને કલ્પનાઓપર જ આવી રહેલો છે. તેમના પ્રતિપાદન પ્રમાણે આ કલ્પના સન્માનનીય અને શક્ય છે અને આપણી ઈશ્વરવિષયક ભાવના વ્યવહાર-વિરુદ્ધ તથા અશક્ય છે. વેદાંત કહે છે કે, પ્રત્યેક વ્યક્તિ ભલે પોતપોતાના ભિન્ન માર્ગનો સ્વીકાર કરે, પરંતુ સર્વની સર્વમાન્ય કલ્પના કિંવા ભાવના તો આ જ રહેવાની. સ્વર્ગમાંના ઈશ્વરની અને એવા જ બીજા દેવોની ઉપાસનાનો માર્ગ નઠારો તો નથી જ; પરંતુ સત્યના ઉચ્ચતમ શિખરે ચઢાવાનાં એ પગથિયાં જ છે. એ જ સત્ય પોતે નથી, એટલું માત્ર જાણી લેવું જોઇએ. સ્વર્ગના ઈશ્વરની ઉપાસનાનો માર્ગ પણ ઉત્તમ અને સુંદર છે તેમ જ તેમાં કેટલાક આશ્ચર્યકારક વિચારો પણ આપણને મળી આવે છે; તોપણ વેદાંત તો પ્રતિક્ષણે એમ જ કહે છે કે; "મારા મિત્ર! જે ઈશ્વરની તમે એક અજ્ઞાત ઈશ્વર તરીકે ઉપાસના કરો છો, તેની જ હું તમે જેવી રીતે મને જ્ઞાત છો તેવા જ્ઞાત ઈશ્વર તરીકે ઉપાસના કરું છું–એટલે કે હું તમને જ ઈશ્વર માનું છું. જેને તમે અજ્ઞાત તરીકે પૂજો છો અને જેને આ સમસ્ત વિશ્વમાં શોધવાનો તમે પ્રયત્ન કરો છો, તે ઈશ્વર તો પ્રથમથી જ સર્વ સમયમાં ત્યાં રહેલો છે. તમે તેનામાં જ જીવો છો અને તે સમસ્ત વિશ્વનો શાશ્વત સાક્ષી છે." "તે કે જેની સર્વ વેદો ઉપાસના કરે છે, એટલું જ નહિ, પણ જે શાશ્વત 'અહમ્' માં નિરન્તર વર્તમાન છે; તે અસ્તિત્વ ધરાવે છે એટલે જ આ વિશ્વ પણ અસ્તિત્વ ધરાવે છે. તે વિશ્વનો પ્રકાશ છે. જો તમારામાં 'અહમ્' નું અસ્તિત્વ ન હોય, તો તમે સૂર્યનું દર્શન કરી શકવાના જ નથી–એ 'અહમ્' વિના સમસ્ત વિશ્વ તમને અંધકારના સમુદાયરૂપ જ દેખાશે, અને એનું અનસ્તિત્વ જ દગ્ગોચર થશે. તે તમારામાં પ્રકાશતો હોવાથી જ તમે વિશ્વનું નિરીક્ષણ કરી શકો છો."

સાધારણ રીતે એક પ્રશ્ન સદાસર્વદા પૂછવામા આવે છે અને તે એ છે કે, આ ભાવના તો આપણને ભયકર સકટોમા જ ખેંચી જશે, એનું કેમ? આપણામાનો પ્રત્યેક જો એમ જ ધારે કે હુ ઈશ્વિર છુ, એટલે પછી એવી ધારણા થાય એ પણ સ્વાભાવિક જ છે કે, હું જે કાંઈ પણ કરુ કે જે વિચાર કરુ, તે સત્ય અને યોગ્ય હોવુ જ જોઇએ કારણ કે, ઈશ્વિરની કૃતિમા દોષ હોઈ શકે જ નહિ. પરતુ એ ભાવનાથી કેટલા અનર્થ થશે, એના કાંઈ વિચાર કર્યો છે કે? આ અનર્થની શકા જો કે મિથ્યા છે, પરતુ એ મિથ્યા સશયને પણ આપણે થોડા વખતને માટે શકય તરીકે સ્વીકાર કરીએ અને એવા અનર્થ એથી થાય છે એમ જ માનીએ, તો પછી એમ પણ કોઈ સિદ્ધ કરી આપશે ખરુ કે, એથી વિરુદ્ધ પક્ષની ભાવનાનો સ્વીકાર કરવામાં એવા કોઈ પણ પ્રકારના ભયનુ સર્વથા અસ્તિત્વ નથી જ? તેઓ પોતાથી ભિન્ન સ્વર્ગમાના એક ઈશ્વિરની ઉપાસના કર્યાં કરે છે, અને તે ઈશ્વિરનો તેઓ એટલો બધો ભય ધરાવે છે કે, જેનું વર્ણન થવુ પણ અશકય છે. તેઓ જ્યારે અહીં આવ્યા છે, ત્યારે કપતા કપતા જ આવ્યા છે, અને સમસ્ત જીવન પર્યન્ત તેઓ એ પ્રમાણે જ તેના ભયથી કપતા રહીને અતે મરણને શરણ થાય છે એથી એમ ધારી શકાય ખરુ કે, વિશ્વ કાંઈક વધારે સારુ અને સુખદાયક થયુ છે? એ જ પ્રશ્ન તમારે બીજી રીતે પૂછવો જોઇએ, તે એ કે, જેમણે એક પૌરુષેય ઈશ્વિરને જાણેલો છે અને તેની જ ઉપાસના કરેલી છે, તેમના પક્ષમા વિશ્વના મહાન્ કર્મવીરો ઉત્પન્ન થયેલા છે કિંવા જેઓ અપૌરુષેય ઈશ્વિરના જ્ઞાતા અને ઉપાસક છે તેમના પક્ષમા એ વિશ્વના મહાન્ કર્મશીલ મહાત્માઓ ઉત્પન્ન થયા છે? વિરાટ્ કર્માત્માઓ અને મહતી નૈતિક શક્તિઓનું પ્રમાણ કયા પક્ષમા વિશેષ છે? એનું ઉત્તર એ જ આવવાનું કે, એ વિષયમા નિશ્ચયપૂર્વક અપૌરુષેય ઈશ્વરના ઉપાસકોનો પક્ષ જ અગ્રેસરત્વ ધરાવે છે. ભયમાંથી નૈતિક પુરુષોના ઉદ્ભવવાનો સભવ જ તમે કેમ ધારી શકો છો, એ હુ સમજી શકતો નથી એમ કદાપિ બની શકે તેમ છે જ નહિ "જ્યા એક મનુષ્ય બીજા મનુષ્યને પોતાથી ભિન્ન જુએ છે અને બીજાને પોતાથી ભિન્ન ધારીને હાનિ કરે છે, ત્યા તે માયાનો જ પ્રચાર છે એમ સમજી લેવુ જ્યારે એક મનુષ્ય બીજાને પોતાથી અભિન્ન જુએ છે અને બીજાને પોતાથી અભિન્ન ધારીને હાનિ કરતો નથી—જ્યારે પ્રત્યેક વસ્તુ આત્મા જ બની જાય છે, ત્યારે કોણ કોને દેખે છે અને કોણ કોનો સાક્ષાત્કાર કરે છે?' કોઈ પણ નહિ કારણ કે, સર્વ સમયમાં પછી તો તમે તે હું અને હું તે તમે, એવી જ ભાવના પ્રસરી જાય છે. ત્યા પછી ભિન્નતાનો પ્રશ્ન ઉદ્ભવે એ

સર્વથા અશક્ય જ છે. એ વેળાએ આત્મા વિશુદ્ધ થયેલો હોય છે અને આત્મા એવી રીતે વિશુદ્ધ થવા પછી જ આપણે જાણી શકીએ છીએ કે, પ્રેમ શી વસ્તુ છે. એ પ્રેમ ભયમાંથી આવી શકે એમ છે ખરું કે? કદાપિ નહિ. એનું મૂળ તો સ્વતંત્રતા–નિર્ભયતામાં જ રહેલું છે. એ નિર્ભયતા પ્રાપ્ત થવા પછી જ આપણે બંધુત્વ અને મનુષ્યજાતિના ખરા અર્થને સમજી શકીએ છીએ. તે પૂર્વે આપણે કાંઈ પણ જાણી શકતા નથી.

એટલામાટે પોતાની પુરાણી પૌરુષેય ઇશ્વરવિષયક ભાવના તો જાણે કોઈ કાળે-પણ પાપની વાસનાને સ્થાન આપતી જ નથી, તે આ જગતને રક્તના સમુદ્રમાં ડૂબાવતી જ નથી અને તે જગતના ખંડ ખંડ કરી નાખીને આપણને જાણે ભિન્ન માર્ગાવલંબનમાં લઈ જતી જ નથી, એમ માની લઇને એ વેદાન્તની અપૌરુષેય ભાવનાને તેમણે વિશ્વાનર્થવિસ્તારિણીના નામથી ઓળખવી જોઇતી નથી. મારો ઇશ્વર મહત્તમ ઇશ્વર છે. ત્યારે એનો હવે આપણને સ્વતંત્ર યુદ્ધથી જ નિર્ણય કરી નાખવા દ્યો. તમારી ભાવના તે જગતમાંના દ્વૈતભાવનું જ પરિણામ છે. સૂર્યના વિશાળ અને વ્યક્ત પ્રકાશમાં આવી જાઓ–તમારા અલ્પ અને સંકુચિત અંધકારાવૃત માર્ગમાંથી બહાર નીકળી આવો. મહાન્ અને અનંત મનુષ્યાત્મા એક સ્વલ્પ સંકુચિત ચક્રમાર્ગ (ગર્ત્ત–ચીલા) માં જ નિવાસ કરવામાં અને ત્યાં જ મરણશરણ થવામાં સંતોષ અને વિશ્રામ કેવી રીતે માની શકે વારુ? વિશ્વ તેજોમય છે અને વિશ્વમાંની પ્રત્યેક વસ્તુ આપણી પોતાની જ છે. તમારા હસ્તોને વિસ્તારવાનો પ્રયત્ન કરો અને સમસ્ત વિશ્વને સ્નેહથી આલિંગન આપો. જો તમારા મનમાં એ કૃતિ કરવાની કોઈ પણ સમયે ઇચ્છા ઉત્પન્ન થઈ હોય તો નક્કી તમારે સમજી લેવું કે, તમારા મનમાં અવશ્ય ઇશ્વરની લાગણી થયેલી હોવી જ જોઇએ.

બુદ્ધે પોતાના પ્રેમમય વિચારને પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ અને ઉત્તર તેમ જ ભૂમિ અને આકાશમાં કેવી રીતે પ્રેર્યો હતો અને જ્યાં સુધી પોતાના એ પ્રેમમય, વિશાળ, મહાન્ અને અનંત વિચારથી સમસ્ત વિશ્વ ઉભરાઈ જવા લાગ્યું ત્યાં સુધી વિચારની એ પ્રેરણાને ચાલૂ જ રાખી હતી, એ ઘટનાને સદાસર્વદા અવશ્ય તમારે સ્મરણમાં રાખવી જ જોઇએ. જ્યારે તમે એ લાગણી ધરાવતા થશો એટલે કે, એ વ્યક્તિત્વને ઓળખશો, ત્યારે જ તમે મહાન્ પદને પ્રાપ્ત કરી શકશો. આ સમસ્ત વિશ્વ તે એક જ પુરુષ છે, એમ જ માનો અને બીજી આ નાની સૂની ભાવનાઓનો જડમૂળથી તત્કાળ પરિત્યાગ કરો. અનંત વિલાસમાટે અલ્પ વિલાસોનો ત્યાગ કરો

અને અનંત આનંદમાટે ક્ષણિક આનંદને ત્યાગી દ્યો. એ આનંદના ન્હાના ન્હાના કકડાઓને પકડી રાખવાથી શો લાભ થવાનો હતો વારુ? અને વળી એ સર્વ તમારું જ છે; કારણ કે, તમારે એ સ્મરણમાં રાખવું જોઇએ કે, અપૌરુષેયમાં પૌરુષેયનો પણ સમાવેશ થઈ જાય છે. અર્થાત્ એકસમયાવચ્છેદે ઈશ્વર જેમ પૌરુષેય છે તેમ જ અપૌરુષેય પણ છે. મનુષ્યનું પણ એમ જ છે. તે અનન્ત અપૌરુષેય મનુષ્ય પોતાને મનુષ્ય તરીકે વ્યક્ત કરે છે. આપણે અનન્ત-અમર્યાદિત હોવા છતાં અલ્પ વિભાગોમાં પોતાને મર્યાદિત બનાવી દીધા છે. વેદાંત કહે છે કે, વસ્તુસ્થિતિ આવી છે. કર્મવડે આપણે પોતાને મર્યાદિત-બદ્ધ-કરતા જઇએ છીએ અને આપણા ગળામાં પડેલી લોહશૃંખલા પ્રમાણે એ કર્મશૃંખલા આપણને મર્યાદાના ઉંડા ખાડામાં નાખી દે છે. માટે એ કર્મશૃંખલાને તોડી નાખો અને બંધનમુક્ત થાઓ. નિયમને તમારા પગતળે ચગદી નાખો. મનુષ્યના સ્વભાવમાં નિયમ જેવું કાંઈ છે જ નહિ અને મનુષ્ય ભાગ્ય કિંવા દૈવ જેવી કોઈ પણ વસ્તુ ધરાવતો જ નથી. અનંતતામાં કોઈ પણ નિયમનો સંભવ હોઈ જ કેવી રીતે શકે વારુ? સ્વતંત્રતા અને મુક્તતા જ માનવીસ્વભાવનો મુખ્ય મંત્ર છે. સ્વતંત્રતા તેનો સ્વભાવ છે અને સ્વતંત્રતા જ તેનો જન્માધિકાર છે. પ્રથમ સ્વતંત્ર-મુક્ત-થાઓ અને ત્યારપછી તમારી ઇચ્છામાં આવે તેટલી અલ્પ વ્યક્તિતાનો સ્વીકાર કરો. એમ થવા પછી આપણે રંગભૂમિમાં રમતા એક નાટકપાત્ર પ્રમાણે આ વિશ્વની રંગભૂમિમાં રમમાણ થઇશું-એટલે કે, જેવી રીતે એક રાજા રંગભૂમિમાં એક ભિક્ષુકનો પાઠ લઇને પ્રવેશ કરે છે અને જે ખરેખરો ભિક્ષુક હોય છે તે તો ભિક્ષાવૃત્તિ કરતો માર્ગમાં અથડાતો હોય છે-પરંતુ બન્નેનો દેખાવ એ વખતે એક સરખો જ હોય છે અને તેમનાં નામોમાટે યોજાયલા શબ્દો પણ બહુધા એક જ હોય છે, છતાં એ બે ભિક્ષુમાં અંદરથી કેટલો બધો ભેદ રહેલો હોય છે, એ તો આપ જાણી જ શકો છો-એક ભિક્ષુક (રંગભૂમિમાં ભિક્ષુકની ભૂમિકામાં રજૂ થયેલો રાજા) પોતાની ભિક્ષુકતામાં વિલાસનો આસ્વાદ લેતો હોય છે અને બીજો (ખરો) ભિક્ષુક પોતાની દરિદ્રતાનાં કષ્ટો ભોગવતો હોય છે એ પ્રત્યક્ષ છે. વારુ, પણ એ ભેદ શા કારણથી ઉત્પન્ન થાય છે? કારણ એ જ કે, એમાંનો એક મુક્ત-સ્વતંત્ર-છે અને બીજો બદ્ધ છે. રાજા સારી રીતે જાણતો હોય છે કે, તેની પોતાની ભિક્ષુકતા ખરી નથી, કિન્તુ તેણે માત્ર એવા પ્રકારની એક ભૂમિકા જ લીધેલી છે કે, જેની નાટકની સમાપ્તિની-સાથે જ અલ્પ કાળમાં સમાપ્તિ થવાની છે અને ખરા ભિક્ષુકનો તો એવો જ નિશ્ચય હોય છે કે;-"આ મારી

નિત્યની પરિચિત અવસ્થા છે અને મારી ઇચ્છા હોય કે ન હોય, તો પણ આ દરિદ્રતાનાં દુઃખો મારે ગમે તેમ કરીને પણ સહન કરવાં જ જોઇએ." અર્થાત્ તેણે દરિદ્રતાને પોતાનું ભાગ્ય જ માની લીધું છે અને તેથી જ તે આટલો બધો દુઃખી રહ્યા કરે છે. તમને કે મને–એટલે કે આપણને જ્યાં સુધી આપણા સત્ય સ્વભાવનું જ્ઞાન થયેલું હોતું નથી, ત્યાં સુધી આપણી અવસ્થા આબેહૂબ એ ખરા ભિક્ષુક જેવી જ રહ્યા કરે છે. પ્રકૃતિમાંના દીર્ઘ કાળથી પ્રવિષ્ટ થયેલા પરતંત્રતાના પરમાણુઓના પ્રતાપે આપણે દીન અને હીન બની ગયેલા હોવાથી સમસ્ત વિશ્વમાં આપણે સહાયતામાટે પોકાર કર્યાં કરીએ છીએ. પરન્તુ આપણને એ સહાયતા મળી શકતી નથી; પૃથ્વીના પ્રત્યેક વિભાગમાંથી આપણે સહાયતા મેળવવાનો પ્રયત્ન કરીએ છીએ, તેમ જ કાલ્પનિક અને દંતકથામાં વર્ણવેલી વ્યક્તિઓ પાસેથી પણ સહાયતાની ભિક્ષા માગીએ છીએ, છતાં આપણી એ પ્રાર્થના નિષ્ફળ જાય છે અને લેશ માત્ર પણ સહાયતા કોઈ પણ સ્થાનેથી આવતી નથી. એ પછી એવો વિચાર આવે છે કે, હવે તો આપણને અવસ્ય સહાયતા મળશે જ; પુનઃ નિરાશા થતાં આપણે રોદન કરીએ છીએ, શોકના સમુદ્રમાં ડૂબી જઇએ છીએ અને પુનઃ આશા ધરાવીએ છીએ–એ પ્રમાણે આપણા આ એક જીવન (અવતાર)ની સમાપ્તિ થાય છે અને પુનઃ અન્ય જન્મમાં એનું એ જ નાટક આગળ ચાલતું જોવામાં આવે છે.

સ્વતંત્ર થાઓ અને બીજા પાસેથી કશાની પણ આશા ન રાખો. મારો એવો દઢતમ નિશ્ચય છે કે, જો તમે પાછળનાં પોતાનાં જીવનોનું અવલોકન કરશો, તો તરત તમને દેખાઈ આવશે કે, તમે બીજાઓ પાસેથી સહાયતા મેળવવાના વ્યર્થ પ્રયત્નો જ કર્યાં કરતા હતા, અને તેવી સહાયતા ક્યાંયથી પણ આવી મળી ન હોતી. તમને અત્યાર લગીમાં જે કાંઈ પણ સહાયતા મળી છે, તે તમારા પોતાના અંતર્ભાગમાંથી જ મળેલી છે. તમે જેવાં કર્મો કર્યાં હતાં; તેવાં તેનાં ફળો તમને મળ્યાં, છતાં આશ્ચર્ય કે સર્વ સમયમાં તમે બીજા પાસેથી સહાયતાની જ આશા ધરાવતા હતા. અનેક પ્રકારના પદાર્થોથી ઉભરાઈ જતા ધનાઢ્ય મનુષ્યના ઓરડા પ્રમાણે આ વિશ્વ મનુષ્યોવડે સદાસર્વદા ભરપૂર હોય છે, પરંતુ જો તમે એનું સૂક્ષ્મતાથી અવલોકન કરશો, તો ત્વરિત તમારા જાણવામાં આવશે કે, તેના તે જનસમુદાયો ત્યાં સર્વદા મળી શકતા નથી. તેઓ એ ધનાઢ્યના ઓરડામાંથી કાંઈ પણ મેળવવાની આશા ધરાવે છે, પરંતુ શોક એ કે તેઓ કાંઈ પણ મેળવી શકતા નથી. આપણાં જીવનની પણ એવી જ સ્થિતિ છે. આપણા જીવનની આશાઓ વધતી અને

વધતી જ જાય છે અને તેમનો કોઈ કાળે પણ અંત આવતો જ નથી. એટલામાટે વેદાંતનો એ જ ઉપદેશ છે કે, એ આશાનો—એ બંધનનો પરિત્યાગ કરો. તમારે કોઈની આશા રાખવી જ શામાટે જોઇએ? તમારી પાસે પ્રત્યેક વસ્તુ છે. તમે પોતે જ રાજા છો—આત્મા છો. માટે તમે બીજાપાસેથી શાની આશા રાખો છો વારુ? જો એક રાજા ઉન્મત્ત થઈ ગયો હોય અને તે પોતાના દેશમાં એટલે કે પોતાના રાજ્યમાં ત્યાંના રાજાને શોધતો સર્વત્ર ફરી વળે, તો તે રાજાને કદાપિ મેળવી શકવાનો નથી; કારણ કે, રાજા તો તે પોતે જ છે. તે પોતાના રાજ્યમાંના પ્રત્યેક ગામ અને પ્રત્યેક નગરમાં જઇને પ્રત્યેક ગૃહમાં રાજાને શોધતો ફરે છે; તે રડે છે, પોકાર કરે છે, શોક દર્શાવે છે અને આક્રાંત પણ કરે છે, પરંતુ રાજાનો પત્તો તો તેને નથી મળી શકતો તે નથી જ મળી શકતો. મળે ક્યાંથી? કારણ કે, રાજા તો તે પોતે જ છે, બીજો કોઈ રાજા હોય તો મળે ને? આપણામાટે એ જ યોગ્ય છે કે, આપણે પોતે રાજા છીએ, એ આપણે જાણી લઇને રાજાને શોધવાના એ પ્રમાદનો પરિત્યાગ કરી દેવો. વેદાંત કહે છે કે, આપણે રાજા છીએ, એમ જાણવાથી આપણે સુખી અને સંતુષ્ટ થઇએ છીએ. ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે રાજાને શોધી કાઢવા જેવી એ મૂર્ખતાનો ત્યાગ કરો અને પછી આ વિશ્વરંગભૂમિમાં આનંદથી રમમાણ થાઓ.

આવી ભાવનાથી અને આવી શ્રદ્ધાથી સમસ્ત દર્શન પરિવર્તિત થઈ જાય છે. આ વિશ્વ એક શાશ્વત કારાગૃહને બદલે એક સુંદર વિહારસ્થાન બની જાય છે. પ્રતિસ્પર્ધાની ભૂમિને બદલે આ જગત વસંતભૂમિનું સ્વરૂપ ધારણ કરે છે કે જ્યાં ચિત્રપતંગો આનંદથી ઊડ્યા કરે છે. જે જગત પ્રથમ નરક સમાન દૃષ્ટિગોચર થતું હતું તે જ જગત હવે મનોહર સ્વર્ગના સૌન્દર્યનું આપણને દર્શન કરાવે છે. બદ્ધ અને મર્યાદિત મનુષ્યનાં નેત્રોમાં આ યાતનાઓનું એક મહા ભયંકર સ્થાન છે અને સ્વતંત્ર કિંવા મુક્ત મનુષ્યનાં નેત્રોમાં આ જગત જેવું આનંદમય બીજું કોઈ જગત અન્યત્ર અસ્તિત્વ ધરાવતું જ નથી. સ્વતંત્ર મનુષ્યની ધારણા પ્રમાણે તો સ્વર્ગ અને તેવાં બીજાં કોઈ પણ સ્થાનો જો અસ્તિત્વ ધરાવતાં હોય તો તે સર્વ અહીં જ છે. આ એક જીવન જ વિશ્વવ્યાપક—સર્વ સંચારક જીવન છે. સર્વ પુનર્જન્મો અહીંના અહીં જ છે. સર્વ દેવો અહીં જ છે અને તે દેવો બીજા કોઈ પણ નહિ કિંતુ મનુષ્યની મૂલ પ્રતિમા જ છે. દેવોએ કાંઈ મનુષ્યોને પોતાની પ્રતિમા પ્રમાણે નિર્માણ કર્યા નથી, કિન્તુ મનુષ્યોએ જ દેવોને પોતાની મૂર્ત્તિ અનુસાર નિર્માણ કર્યા છે અને તેથી ઈન્દ્ર અને વરુણ આદિ વિશ્વના સર્વ દેવો—મનુષ્યની મૂળ પ્રતિમાઓ—મનુષ્ય સમક્ષ જ ઊભેલા છે.

તમે આભાસની જ યોજના કરતા આવ્યા છો, પરંતુ મૂળ પુરુષ અને મૂળ દેવ તો તમે જ છો અને તેથી તમે પોતે જ સર્વ પ્રકારે ઉપાસ્ય છો. એ વેદાંતનું નિરીક્ષણ છે અને એ જ સંપૂર્ણ વ્યાવહારિકતા કિંવા શક્યતા છે. કારણ કે, હવે આપણે સ્વતંત્ર અને મુક્ત થયેલા હોવાથી આપણને આ સમાજને ત્યાગી જવાની અને અરણ્યમાં તથા આરણ્યક ગુહાઓમાં જઇને મરી જવામાટે આસન જમાવવાની કશી પણ આવશ્યકતા નથી–તમે જ્યાં હતા ત્યાંના ત્યાં જ સ્થિત રહી શકો એમ છે. કારણ કે, હવે તમે સર્વ વસ્તુઓના તત્ત્વને સારી રીતે જાણી ચૂક્યા છો. વિશ્વ તો એનું એ જ રહેવાનું, પરંતુ તેનો અર્થ નવીન હોવાનો. અદ્યાપિ તમે વિશ્વને યથાર્થતયા જાણતા નથી; કારણ કે, તમે સ્વતંત્ર નથી. વિશ્વ શું છે, એ આપણે માત્ર સ્વતંત્રતાદ્વારા જ જાણી શકીએ છીએ અને માત્ર સ્વતંત્રતાદ્વારા જ આપણે તેના સત્ય સ્વભાવને જાણી શકીએ છીએ. આપણે એ પણ જોયું કે, જે ભાગ્ય, દૈવ કિંવા નિયમ કહેવાય છે, તે માત્ર આપણી પ્રકૃતિના એક અત્યંત અલ્પતમ ભાગમાં જ પોતાનો અધિકાર ચલાવે છે. એ માત્ર એક પક્ષ છે અને બીજા પક્ષમાં તો સર્વ સમયમાં સ્વતંત્રતા અને મુક્તતાનો જ નિવાસ રહેલો છે અને આપણી અવસ્થા શિકાર થયેલા શશક સમાન થઈ પડી છે–એટલે કે, શિકાર થયેલા શશક પ્રમાણે આપણે આપણા મસ્તકને ધરણીપર રાખીને પોતાને અનર્થથી બચાવવાનો પ્રયત્ન કર્યા કરીએ છીએ.

એ પ્રમાણે આપણે માયાના આવરણમાં બદ્ધ થઇને આપણા સત્ય સ્વભાવને ભૂલી જવામાટેનો પ્રયત્ન કરતા આવ્યા છીએ, છતાં પણ આપણે તેને ભૂલી જઈ શક્યા નથી. તે તો સદા સર્વદા આપણને બોલાવ્યા જ કરતો હતો અને આપણે જે દેવ કિંવા દેવોના શોધમાં લાગેલા હતા અને બાહ્ય સ્વતંત્રતાનો શોધ ચલાવતા હતા, એ કાર્યકર્તા આપણો તે આંતરિક સ્વભાવ જ હતો. એ જ આશ્ચર્ય છે કે, આપણે તે આંતરિક ધ્વનિને ઓળખી શક્યા નહિ અને તેને એકને બદલે બીજો જ સમજી બેઠા. આપણે તો એમ જ ધાર્યું હતું કે, એ ધ્વનિ અગ્નિમાંથી, સૂર્યમાંથી, ચન્દ્રમાંથી કિંવા નક્ષત્રોમાંથી જ આવતો હશે, પણ અંતે આપણે જાણી શક્યા છીએ કે, એ ધ્વનિ તો આપણા પોતાના આત્મામાંથી જ આવતો હતો. શાશ્વત સ્વતંત્રતા વિશે નિનાદ કરતો એ શાશ્વત ધ્વનિ અહીં જ છે. એનું સંગીત શાશ્વતતાથી આગળ અને આગળ ચાલ્યા જ કરે છે. આત્માના એ સંગીતનો એક વિભાગ આ પૃથ્વીરૂપ થયેલો છે, નિયમરૂપ થયેલો છે અને વિશ્વરૂપ થયેલો છે; પરંતુ એ નિરન્તર આપણો પોતાનો જ હતો અને હવે પછી પણ આપણો પોતાનો જ રહેવાનો.

માત્ર એક જ શબ્દમાં વેદાંતની ભાવના એ જ છે કે, અહીં મનુષ્યોપાસના જ થવી જોઇએ અને વેદાંતનો સંદેશો એ છે કે, જો તમે તમારા મનુષ્ય બંધુ—વ્યક્ત ઇશ્વરની ઉપાસના ન કરી શકતા હો, તો તમારી અન્ય કોઈપણ પ્રકારની ઉપાસનામાં વેદાંતનો વિશ્વાસ નથી.

શું તમને ક્રિશ્ચિયન્ બાઇબલમાંનાં એ વાકયોનું સ્મરણ નથી કે, જેનો તમે નિત્ય સાક્ષાત્કાર કરો છો, તે તમારા મનુષ્ય બંધુઓમાં તમારો પ્રેમભાવ ન હોય, તો પછી જે ઇશ્વરને તમે એક વાર પણ જોયેલો નથી, તે ઇશ્વરમાં તમે પ્રેમભાવ કેમ કરીને રાખી શકશો વારુ? મનુષ્યના પવિત્રતમ મુખમંડળમાં જો તમે ઇશ્વરનું દર્શન કરી ન શકતા હો, તો તમે મેઘમા અથવા તો કોઈ પણ જડ કિંવા મૃત વસ્તુમાં અને તમારી બુદ્ધિમાંથી ઉત્પન્ન થયેલી કેવળ કાલ્પનિક કથાઓમાં તમે (તે) ઇશ્વરનો સાક્ષાત્કાર કેવી રીતે કરી શકશો વારુ? જે દિવસથી તમે પુરુષ અને સ્ત્રીમાં ઇશ્વરને જોવાનો આરંભ કરશો, તે દિવસથી હું તમને ધાર્મિકના નામથી ઓળખીશ અને એમ કરવાથી જ 'જો કોઈ આપણા જમણા ગાલપર તમાચો મારે તો પાછો ડાબો ગાલ પણ તેની આગળ ધરવો' એ વાક્યમાં શું રહસ્ય સમાયલું છે, એ તમે સારી રીતે જાણી શકશો. જો તમે મનુષ્યને ઇશ્વર તરીકે જ જોઈ શકો, તો પછી પ્રત્યેક પદાર્થ—વ્યાઘ્ર પણ—તમને પ્રિય જ દેખાવાનો. જે જે વસ્તુઓનો આવિર્ભાવ થાય છે, તે સર્વ ઇશ્વરમય જ છે. નાના રૂપમાં દૃષ્ટિગોચર થતો તે એક જ શાશ્વત અને આનંદમય પરમાત્મા જ છે—આપણાં પિતા, માતા અને મિત્રો ઇત્યાદિ આપણાં આપ્તો પણ તે જ ઇશ્વર છે—આપણો આત્મા જ આપણી સાથે વિવિધ રૂપમાં રમમાણ થયેલો છે.

હવે એક એના કરતાં પણ અત્યંત ઉચ્ચતમ કલ્પના આવે છે અને તે ઇશ્વરને પિતાના નામથી ઓળખવાને બદલે માતાના નામથી સંબોધવાની છે. એના કરતાં વિશેષ પવિત્રતર ભાવના એ છે કે, તેને 'મારા મિત્ર!' એવા સંબોધનથી પણ બોલાવવામાં આવ્યો છે અને એના કરતાં પણ અત્યંત ઉચ્ચતમ ભાવના એ છે કે, તેને 'મમ પ્રિયપાત્ર!' એવું નામ આપીને પણ આવાહિત કરેલો છે. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને ઉચ્ચમાં ઉચ્ચ ભાવના એ જ છે કે, પ્રેમી અને પ્રેમપાત્રમાં લેશ માત્ર પણ ભિન્નતા દૃગ્ગોચર ન થતી હોય. આ પુરાતન પર્શિયન્ કથા તો તમારા સ્મરણમાં હશે જ, છતાં હું પુનઃ એનું દર્શન કરાવું છું કે, એક પ્રેમી પોતાની પ્રેમપાત્રાના ગૃહપાસે આવ્યો અને દ્વાર બંધ હોવાથી તેણે બારણું ખખડાવ્યું. અંદરથી સવાલ પૂછાયો કે;—"એ કોણ છે?" અને એના જવાબમાં તે

પ્રેમીએ જણાવ્યું કે;–"એ તો હું છું" એ પછી અંદરથી એક પણ શબ્દ સંભળાયો નહિ. તે પ્રેમી બીજીવાર આવ્યો અને તેણે ઉપર પ્રમાણેની જ કૃતિ કરી, એટલે અંદરથી એટલો જ જવાબ મળ્યો કે;–"હું અહીં જ છું." પરંતુ બારણાં ઉઘડ્યાં નહિ. એ પ્રેમી ત્રીજીવાર આવ્યો અને તેણે બારણું ખખડાવ્યાથી પુનઃ અંદરથી સવાલ પૂછાયો કે;–"એ કોણ છે?" એના ઉત્તરમાં તે પ્રેમી બોલ્યો કે;–"મારી પ્રિયતમે! એ તો તું હું પોતે જ છું!" એ ઉત્તર સાંભળતાંની સાથે જ દ્વાર ઉઘાડવામાં આવ્યું અને પ્રેમી તથા પ્રેમપાત્રા બન્ને એક બીજાને આલિંગન આપીને એકરૂપ થયાં. ઈશ્વર અને આપણા વચ્ચે પણ એવું જ છે. તું સર્વમાં છે અને તું જ સર્વ છે. પુરુષ અને સ્ત્રી તું જ છે અને પ્રત્યક્ષ આનંદમય જીવન તું જ છે–કેવળ તું જ ઈશ્વર છે. જે એમ કહે છે કે, તું અજ્ઞાત છે અને તારો ક્યાંક અન્યત્ર શોધ કરવો પડે છે, તે સર્વથા ભ્રમણામાં જ છે. અમે તો તને પરાપૂર્વથી જ મેળવી ચૂકયા છીએ. અમે પરાપૂર્વથી તારામાં જ વસતા આવ્યા છીએ અને સર્વત્ર અમે તને જ શાશ્વત જોયો છે, શાશ્વત જાણ્યો છે તથા શાશ્વતતાથી જ અમે તારી ઉપાસના કરેલી છે. આવી જે ભાવના કિંવા દૃઢ શ્રદ્ધા, તે જ સર્વજ્ઞતાનું મૂળ બીજ છે.

એ પછી બીજી એક એવી કલ્પના આવે છે કે, ઉપાસનાનાં બીજાં સ્વરૂપો પણ પ્રમાદમૂલક તો નથી જ. એ એક એવી મહતી ભાવના છે કે, જેને કદાપિ ભૂલી જવી જોઇતી નથી. તે એ કે, જેઓ કર્મવિધિથી અને અમુક વિશિષ્ટ રૂપમાં જ ઈશ્વરની ઉપાસના કરે છે, તેઓ પણ આપણે તેમને કદાચિત્ અપરિપક્વ દશામાં માનીએ, તોપણ-પ્રમાદમાં તો નથી જ. એ સત્યના પ્રદેશમાંથી સત્યના પ્રદેશમાંનો એક પ્રવાસ જ છે–એટલે કે, લઘુ સત્યમાંથી ગુરુ સત્યમાં જવામાટેનો પ્રવાસ છે, એમ જ કહી શકાય. કારણ કે, અંધકાર તે ન્યૂન પ્રકાશ જ છે, દોષ તે ન્યૂન ગુણ જ છે અને અપવિત્રતા તે ન્યૂન પવિત્રતા જ છે. એ એક બીજી ભાવના છે–ભાવનાનો એક બીજો પ્રકાર છે અને એટલામાટે આપણે બીજાઓને પ્રેમદૃષ્ટિથી અને સહાનુભૂતિથી જ જોવાં જોઇએ અને આપણે જે માર્ગનું ક્રમણ કરેલું છે તે જ માર્ગમાં એઓ પણ ચાલ્યા જાય છે એમ જાણવું જોઇએ. જો તમે સ્વતંત્ર થયેલા હો તો તમારે એ નિશ્ચયપૂર્વક જાણી લેવું જોઇએ કે, તે સર્વે પણ મોડા કે વ્હેલા સ્વતંત્ર થવામાટે જ ઉંચા શિખરપર આવતા જાય છે; અને જો તમે પોતે સ્વતંત્ર જ છો, તો પછી બીજાને તમે અસ્થાયી જોઈ જ કેમ શકો વારુ? જો તમે ખરેખર પવિત્ર જ હો, તો પછી કોઇને અપવિત્ર ધારી જ કેમ શકો; કારણ કે, જે અંતરમાં હોય છે,

તે જ બહાર પણ હોય છે. 'હૈયે હોય તે હોઠે આવે છે;' એ કહેવતનું નિરંતર સ્મરણ રાખવું જોઇએ. જો આપણા અંતરમાં આપણે અપવિત્રતાને ધારણ કરેલી ન હોય તો પછી બાહ્ય પ્રદેશમાં આપણે અપવિત્રતાને જોઈ શકતા જ નથી. અને જો જોઇએ તો તે માત્ર આપણી આંતરિક અપવિત્રતાની પ્રતિચ્છાયા જ કહી શકાય. વેદાન્તના અનેક વ્યાવહારિક પક્ષમાંનો એ પણ એક વ્યાવહારિક પક્ષ છે અને મને આશા છે કે, એ તત્ત્વની આપણા જીવનના વ્યવહારમાં યોજના કરવાને આપણે સર્વ શક્તિમાન્ થઈશું. એ તત્ત્વનો વ્યવહારમાં ઉપયોગ કરવામાટે આપણું સમસ્ત જીવન અહીં જ છે; પણ એક વિવેક રાખવાનો છે તે એ છે કે, આપણે સર્વ વ્યવહાર સંતોષ અને શાંતિથી જ કરવાનો છે; અસંતોષ અને અશાંતિને લેશમાત્ર પણ સ્થાન આપવાનું નથી; કારણ કે, એ તો આપણે જાણીએ જ છીએ કે, સર્વસ્વ આપણા પોતામાં જ રહેલું છે, આપણે એ સર્વસ્વ મેળવી ચૂકયા છીએ, અને એ આપણો જન્માધિકાર છે; માત્ર આપણે એનું પ્રકટીભવન કરવાનું છે અને એની સ્પષ્ટતા જ કરવાની છે.



## વ્યાખ્યાન ઓગણીસમું

—¤¤¤¤—

# વ્યાવહારિક વેદાન્ત*

## ( તૃતીય ભાગ )

—¤¤¤¤—

તે જ (છાંદોગ્ય) ઉપનિષદ્‌માં આ કથા પણ આપણે વાંચીએ છીએ કે, એકવાર નારદ મુનિ બીજા એક સનત્કુમાર નામક મુનિ પાસે આવ્યો અને તેને નાના પ્રકારના પ્રશ્નો પૂછ્યા અને તે પ્રશ્નોમાં એક પ્રશ્ન એવો પણ હતો કે;–સર્વ વસ્તુઓ અત્યારે જે અવસ્થામાં દેખાય છે, તે અવસ્થા ગતવસ્તુઓનું મૂળ કારણ–ધર્મ–છે કે કેમ? એ પ્રશ્ન સાંભળીને સનત્કુમાર તેને એક એક પગથિયું ઉપર ચઢાવતો જાય છે અને બીજાં કેટલાંક તત્ત્વોનું વિવેચન કર્યા પછી કહે છે કે, અમુક વસ્તુ એવી પણ છે કે, જે આ પૃથ્વી કરતાં ઉચ્ચતર છે અને વળી અમુક વસ્તુ તે ઉચ્ચતર કરતાં પણ વધારે ઉચ્ચતર છે ઇત્યાદિ. એમ વર્ણવતો સનત્કુમાર અંતે આકાશતત્ત્વ પર્યન્ત આવી પહોંચે છે. આકાશ પ્રકાશ કરતાં ઉચ્ચતર છે; કારણ કે, સૂર્ય, ચંદ્ર, વિદ્યુત્ અને નક્ષત્ર આદિ સર્વ આકાશમાં જ સ્થિત હોય છે; આકાશમાં જ આપણે સાંભળીએ છીએ, આકાશમાં જ આપણે જીવીએ છીએ અને આકાશમાં જ આપણે મરીએ છીએ. એ પછી પાછો એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, એ આકાશ કરતાં પણ કોઈ વિશેષ ઉચ્ચતર વસ્તુ છે ખરી કે? એટલે એના ઉત્તરમાં આગળ વધીને સનત્કુમાર કહે છે કે;–તે પ્રાણ છે. વેદાન્તના સિદ્ધાંત અનુસાર એ પ્રાણ જીવનનું મુખ્ય તત્ત્વ છે. એ આકાશ સમાન છે, એક સર્વવ્યાપક તત્ત્વ છે અને સર્વગતિમાન્ છે–એટલે કે શરીરમાં કિંવા અન્યત્ર એની ગતિનો સંચાર તો હોવાનો જ. આકાશ કરતાં પ્રાણ મહત્તર છે. પ્રાણદ્વારા જ પ્રત્યેક વસ્તુ અસ્તિત્વ ધરાવે છે અને જીવી શકે છે. માતામાં, પિતામાં, ભગિનીમાં અને શિક્ષકમાં–અર્થાત્ સર્વમાં કેવળ †પ્રાણ જ જ્ઞાતા છે.

---

* "Practica Vedanta" લંડન તા ૧૭ મી નવેમ્બર ૧૮૯૬.

† પ્રાણ, શબ્દની અહીં વિશેષ અર્થમાં યોજના કરાયલી છે. એનો અર્થ અહીં કેવળ 'શ્વાસોચ્છ્વાસ' નથી કિંતુ એનો જ્ઞાનવાન્ આત્મા 'પ્રજ્ઞાત્મા' એવો જ અર્થ છે. નામ અને રૂપોના વૈચિત્ર્યને પ્રકટ કરવામાટે એ પ્રજ્ઞાત્મા શરીરમાં પ્રવેશ કરે છે, એટલે એક રીતે એ મુખ્ય પ્રાણ જ છે.

હું એક બીજા વિભાગનું વાચન કરીશ કે, જેમાં શ્વેતકેતુ પોતાના પિતાને સત્યવિશે પ્રશ્ન કરે છે અને તેના ઉત્તરમાં બીજાં અનેક તત્ત્વોનું જ્ઞાન કરાવતો અંતમાં તેનો પિતા તેને કહે છે કે;-"આ સર્વ વસ્તુઓનું જે મૂળ સૂક્ષ્મ કારણ છે અને જે કારણના કાર્યરૂપ આ સર્વ વિસ્તાર ઉત્પન્ન થયો છે, તે જ સર્વસ્વ છે અને તે જ સત્ય છે. હે શ્વેતકેતુ! તું તે જ છે—तत्त्वमसि'!" એ પછી આગળ ચાલતાં તે વળી એની અનેક ઉદાહરણોથી સિદ્ધિ કરતો કહે છે કે;-"હે શ્વેતકેતુ! જેવી રીતે મધુમક્ષિકા ભિન્ન ભિન્ન પુષ્પોમાંથી મધુનો સગ્રહ કરે છે, પરન્તુ તે ભિન્ન ભિન્ન મધુઓ, જેની રીતે પોતાનાં ભિન્ન ભિન્ન વૃક્ષોમાંથી આવ્યાની વાર્તાને જાણતાં નથી અને ભિન્ન ભિન્ન પુષ્પોમાંના પોતાના મૂળ અસ્તિત્વથી અજ્ઞાત હોય છે, એવી જ અવસ્થા આપણી પણ થયેલી છે. આપણે સર્વ એક જ સત્ય–એક જ તત્ત્વમાંથી આવેલા હોવા છતાં આપણે એક તત્ત્વમાંથી આવ્યાની વાર્તાને સર્વથા ભૂલી જ ગયા છીએ. એટલા માટે શ્વેતકેતુ! તે તુ જ છે." પુનઃ તે મહાસાગર પ્રતિ વહન કરતી સરિતાઓનું ઉદાહરણ આપે છે. જેવી રીતે તે નદીઓ સાગરમાં મળ્યા પછી પોતાના નાનાવિધ નદી તરીકેના ઉદ્ભવની વાર્તાને જાણતી નથી તેવી જ રીતે આપણે તે જ એક તત્ત્વમાંથી આવ્યા છીએ, છતાં આપણે તે જ છીએ, એ આપણે જાણતા નથી. હે શ્વેતકેતુ! એ સર્વ કારણને લીધે તું તે જ છે." એ પ્રમાણે તે પોતાના ઉપદેશમાં ધીમે ધીમે આગળ વધતો જાય છે.

જ્ઞાનની પ્રાપ્તિના બે માર્ગ છે–એક માર્ગ કિંવા તત્ત્વ એ છે કે, કાં તો આપણે વિશેષનો સાધારણમાં આરોપ કરીને જ્ઞાન મેળવી શકીએ છીએ અથવા તો સાધારણનો વિશ્વવ્યાપક-સર્વ સાધારણમાં આરોપ કરીને તદ્વિષયક જ્ઞાનની પ્રાપ્તિ કરી શકીએ છીએ; અને બીજો માર્ગ એ છે કે, જે વસ્તુનું કાંઈ પણ સ્પષ્ટીકરણ મળી આવતું નથી અથવા જે વસ્તુનું સ્પષ્ટીકરણ કરાયલું નથી, તે વસ્તુનું શક્યતા હોય ત્યાં લગી તેની પોતાની પ્રકૃતિથી જ સ્પષ્ટીકરણ કરવું અને તેનું જ્ઞાન મેળવવું. હવે પ્રથમ માર્ગમાં ગમન કરતાં આપણે એ જ જોઇએ છીએ કે, જે વર્ગીકરણ ઉચ્ચ અને ઉચ્ચ પથમાં જ પ્રયાણ કરતું જાય છે, તે વર્ગીકરણમાંથી જ ખરી રીતે આપણા જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. અમુક એક ઘટના ઘટવાથી આપણે અસંતુષ્ટ અને અશાંત થઈ જઇએ છીએ, પણ તે ઘટના એક જ વાર ઘટી હોય ત્યારે; પરન્તુ જ્યારે એની એ ઘટના વારંવાર ઘટતી જોવામાં આવ્યા કરે છે, ત્યાર પછી આપણા પ્રથમના અસંતોષનો લોપ થાય છે, આપણે સંતુષ્ટ થઇએ છીએ અને એને આપણે નિઃસર્ગનો

નિયમ માની લઇએ છીએ. જ્યારે પ્રથમ આપણે એક પાષાણ કિંવા આતા-
Apple) ને પડતું જોઇએ છીએ ત્યારે અચાનક આપણને આશ્ચર્ય ઉત્પન્ન થાય
રતુ જ્યારે સર્વ પાષાણ અને સર્વ આતાફળો પડતાં જ આપણા જોવામાં આવ્યાં
કે ત્યારે આપણે એને ગુરુત્વાકર્ષણના નિયમ (Law of gravitation)નું
આપીએ છીએ અને એ વિશેની આપણા મનમાંની વિસ્મયતાનો લોપ થઈ
છે. તાત્પર્ય એ જ છે કે, વિશેષથી જ આપણે સામાન્યનો નિર્ણય કરીએ છીએ.
ર આપણે ધર્મના અભ્યાસમાં પ્રવૃત્ત થઇએ ત્યારે આપણા માટે આ એક વૈજ્ઞા-
વ્યવહારમાર્ગ થઈ પડે છે.'

અતએવ ધર્મનો અભ્યાસ કરવામાટે અને ધર્મને વિશેષ દૃઢ પ્રમાણજનક બના-
માટે આપણે એ જ પ્રકાશ (પદ્ધતિ) નો સ્વીકાર કરવાનો છે. એ તત્ત્વમાં
સુલભતા અને ઉત્કૃષ્ટતા સમાયલી છે અને એક સત્ય ઘટના તરીકે આપણે
ઇએ છીએ કે, સર્વત્ર એ જ તત્ત્વના પ્રવાહનું વહન થયેલું છે. જે ઉપનિષદોનો
અત્યારસુધી આપસમક્ષ મેં અનુવાદ કર્યો છે, તે ઉપનિષદોના વાંચનથી તેમાં એ
જ તત્ત્વ હું જોઈ શકું છું કે, વિશેષથી જ સામાન્યનો નિર્ણય કરવાનો માર્ગ જેમ
બને તેમ વિશેષ દૃઢ કરેલો છે—એટલે કે એકત્વથી જ બહુત્વનો યથાર્થ નિર્ણય કરી
શકાય છે, અને પુનઃ તે બહુત્વનો એકત્વમાં જ સમાવેશ થઈ જાય છે. આપણે
એ તો જોઇએ જ છીએ કે, આ નક્ષત્રો એક સાથે લીન થઈ જાય છે અને કેવી રીતે
એક તત્ત્વ બની જાય છે; અને વિશ્વની ભાવનામાં તેઓ ઉચ્ચ અને ઉચ્ચ પ્રયાણ
કર્યો કરે છે, તેઓ સૂક્ષ્મ તત્ત્વમાથી કેવી રીતે વધારે અને વધારે સૂક્ષ્મતમ તત્ત્વોમાં
સમાય છે, તેઓ વિશિષ્ટમાંથી કેવી રીતે એક સર્વવ્યાપક આકાશતત્ત્વમાં આગમન
કરે છે અને પછી તેમાંથી પણ નીકળીને તેઓ કેવી રીતે એક અત્યંત સર્વવ્યા-
પિની સત્તા એટલે કે પ્રાણને ધારણ કરે છે અને સર્વમાં એકસમાનશીલતાથી વ્યાપી
રહેલું તત્ત્વ એ જ છે કે, એક વસ્તુ બીજી વસ્તુઓથી ભિન્ન નથી એટલે કે, એક
વ્યક્તિ બીજી વ્યક્તિઓથી ભિન્ન નથી. એ આકાશ જ છે કે, જે ઉચ્ચ સ્વરૂપમાં
અસ્તિત્વ ધરાવે છે અથવા વિશેષ સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો, પ્રાણનું ઉચ્ચતર સ્વરૂપ
આકાર ધારણ કરે છે અને તે આકાશ થાય છે—આકાશ વળી વિશેષ સ્થૂલ થાય છે
અને એ વ્યાપાર ચાલ્યા જ કરે છે.

પૌરુષેય ઈશ્વરની સામાન્યતા એ વળી એક બીજો વિચારણીય વિષય છે. આપણે
એ તો જોઈ ચૂક્યા છીએ કે, એ જ સામાન્યતા કિંવા સર્વસાધારણતા કેવી રીતે પ્રાપ્ત

થઈ હતી અને તેને જ સર્વજ્ઞાનની સંપૂર્ણતા કેવી રીતે કહેવામાં આવી હતી. પરંતુ તેમાંથી વળી એક કાઠિન્ય ઉપલબ્ધ થાય છે. કારણ કે, તે સર્વસંપૂર્ણ સામાન્યતા કિંવા સામાન્યવાદ નથી. નિઃસર્ગના તત્ત્વના માત્ર એક જ પક્ષનો આપણે સ્વીકાર કરીએ છીએ અને તે આપણી સામાન્યતા પૌરુષેય ઈશ્વરનું સ્વરૂપ ધારણ કરે છે. પરંતુ એ પક્ષનો સ્વીકાર કરતી વેળાએ નિઃસર્ગની સમસ્તતાને આપણે એક બાજુએ છોડી દઈએ છીએ. એટલામાટે પ્રથમ તો એ સામન્યતા અપૂર્ણ કિંવા સદોષ છે એમ જ કહી શકાય. એક બીજી પણ એમાં અપૂર્ણતા છે અને તે દ્વિતીય તત્ત્વનું પરિણામ છે. પ્રત્યેક વસ્તુ તેની પોતાની પ્રકૃતિમાંથી જ વ્યક્ત થવી જોઈએ. એવા પણ કેટલાક લોકો થયા હશે કે, જેટલા પાષાણો ઉચ્ચ ભાગમાંથી ભૂમિપર પડેલા હોય, તે કોઈ ભૂત કિંવા પિશાચોએ જ પાડેલા હોવા જોઈએ, એવી જ જેમની માન્યતા હશે; પરંતુ એમાં સત્ય તત્ત્વ એ છે કે, પાષાણોનું એ પતન ગુરુત્વાકર્ષણના નિયમ અનુસાર થયેલું હોય છે અને થયા કરે છે; અને જો કે, આપણે જાણીએ છીએ કે, એ નિર્ણય પણ પરિપૂર્ણ તો નથી જ; છતાં પણ પ્રથમ કરતાં એ દ્વિતીય કિલષ્ટ વધારે ઉત્તમ છે; કારણ કે, પ્રથમના નિર્ણયમાં કોઈ અદ્ભુત કારણનો સમાવેશ થયેલો છે, ત્યારે દ્વિતીયમાં માત્ર પોતાના સ્વભાવનો જ સમાવેશ થયેલો જોવામાં આવે છે. એટલામાટે જે વિવરણ તે વસ્તુના પોતાના સ્નેહભાવના પરિણામને જ દર્શાવતું હોય, તે દઢ પ્રમાણજનક કિંવા વૈજ્ઞાનિક માની શકાય છે. પરંતુ જે વિવરણ તે વસ્તુ સાથે કશો પણ સંબંધ ન ધરાવતાં સર્વ પ્રકારે વિદેશીય-બાહ્ય જ હોય, તો તેને તે વસ્તુનું પ્રમાણ-સિદ્ધ વિવરણ કોઈ કાળે પણ માની શકાય જ નહિ.

એટલામાટે પૌરુષેય કિંવા સાકાર ઈશ્વરને આ સૃષ્ટિનો સર્જનાર માનવામાં આવે છે. એ વિવરણનું આપણે પરીક્ષણ કરવાનું છે. જો એ ઈશ્વર પ્રકૃતિથી ભિન્ન હોય, પ્રકૃતિસાથે તેનો કશો પણ સંબંધ ન હોય, અને પ્રકૃતિશૂન્યમાંથી કરેલી તે ઈશ્વરની આજ્ઞાનું જ પરિણામ હોય; તો પછી આપણે જોઈ શકીએ છીએ, તેમ સ્વાભાવિક રીતે જ એ એક પ્રમાણહીન સિદ્ધાન્ત સિદ્ધ થાય છે, અને પ્રત્યેક ઈશ્વરવાદીના સિદ્ધાંતમાં જે અશક્યતા અને કઠિનતા આવીને નિરન્તર ઉપસ્થિત થાય છે, તે એ જ છે. આજે યુગોના યુગથી એ નિર્બળ પ્રમાણનું સમર્થન થયા કરે છે અને તેથી જ એ પક્ષ નિર્બળનો નિર્બળ જ જોવામાં આવ્યા કરે છે. અર્થાત્ જે પૌરુષેય ઈશ્વર-વિષયક સિદ્ધાન્ત અ ત સિદ્ધાંત કિંવા એકેશ્વરવાદના નામથી ઓળખાય છે; તેમાં આપણે એ બે ન્યૂનતાઓ નિહાળી શકીએ છીએ. એ કલ્પના એવી છે કે, એ

પૌરુષેય ઇશ્વરે–કે જે ઇશ્વરમાં અત્યંત અધિક સંખ્યામાં બધા માનુષી ગુણો જ રહેલા છે–પોતાની ઇચ્છાથી શૌન્યમાંથી આ સૃષ્ટિ નિર્માણ કરી, અને એ પ્રમાણે તે પોતે વિશ્વનો ઉત્પાદક હોવા છતાં એ વિશ્વથી ભિન્ન અને અલિપ્ત જ છે. આ સિદ્ધાંત આપણને એક સાથે બે મુશ્કેલીઓમાં લાવી મૂકે છે.

જેમ આપણે જોઈ ચૂક્યા છીએ, તેમ એ, કાંઈ સંપૂર્ણ સામાન્ય નથી, અને બીજું એ પ્રકૃતિમાંથી પ્રકૃતિનું વિવરણ પણ નથી. એમાં તો એ જ તત્ત્વ સમાયલું છે કે, અહીં કારણનું પરિણામ થયેલું નથી–એટલે કે કારણનો પરિણામસાથે કશો પણ સંબંધ નથી, કિન્તુ કારણ તો એ પરિણામથી સર્વ પ્રકારે ભિન્ન જ રહેલું છે. આમ છતાં માનુષીય જ્ઞાનની સર્વ પ્રવૃત્તિઓ તો એમ જ દર્શાવે છે કે, એ પરિણામ તે અન્ય સ્વરૂપમાં કારણ પોતે જ છે–અર્થાત્ કારણનું અન્ય રૂપ પરિણામ છે. વર્ત્તમાન વિજ્ઞાનશાસ્ત્રમાં જે શોધો થતા જાય છે, તે સર્વ એ કલ્પનાપ્રતિ પ્રતિદિવસ અંગુલિનિર્દેશ કિંવા દષ્ટિપાત કરતા જ રહે છે અને એ વિષયમાં જે અંતિમ વૈજ્ઞાનિક શોધ થયો છે અને જે સર્વત્ર માન્યતાને પ્રાપ્ત થયો છે, તે સિદ્ધાંત એ છે કે જેને પરિણામવાદના નામથી ઓળખવામાં આવે છે, તે પરિણામવાદનું મુખ્ય મન્તવ્ય એ છે કે, પરિણામ તે કારણનું એક બીજું સ્વરૂપ છે, જૂના કારણની નવીન રચના છે અને જૂનું કારણ પરિણામનું સ્વરૂપ ધારણ કરે છે. આ સૃષ્ટિ શૌન્યમાંથી નિર્માણ થયેલી છે, એ જો વર્ત્તમાન વૈજ્ઞાનિક શાસ્ત્રવેત્તાઓને કહેવામાં આવે તો એ વાતને અવશ્ય તેઓ હાસ્ય સહિત વખોડી જ કાઢવાના.

આ પરીક્ષાઓમાંથી ધર્મ ઉત્તીર્ણ થઈ શકે એમ છે ખરું કે? જો કોઈ પણ એવા ધાર્મિક સિદ્ધાન્તો હોય કે જેઓ આ બે પરીક્ષાઓમાં વિજયી થવાને શક્તિમાન્ હોય, તો તે ધર્મો અવશ્ય વર્ત્તમાન વિચારશીલ અને મનનશીલ અંતઃકરણોને સ્વીકરણીય થવાના. એ વિના બીજા કોઈ પણ સિદ્ધાંતમાં તેમને આપણે ધર્માધ્યક્ષ, ચર્ચિસ અથવા ગ્રંથોના પ્રમાણથી વિશ્વાસ રાખવાનો આગ્રહ કરીએ, તો વર્ત્તમાન પુરુષ તેનામાં વિશ્વાસ રાખવાને અસમર્થ છે અને એથી તો તેના મનમાં અશ્રદ્ધાનો રહામો વિશેષ દઢ દુર્ગ બંધાતો જાય છે. એ તો જાણે ઠીક, પણ જે મનુષ્યો બહારથી અત્યંત શ્રદ્ધાનો દેખાવ જોવામાં આવે છે, તેઓ પણ અંદરખાનેથી પોતાના હૃદયમાં અશ્રદ્ધાની ભયંકર વિપુલતા ધરાવતા હોય છે. એટલે કે એમનો "હાથીકે દાંત ખાનેકે દિખાનેકે ઓર હયેં,' એવો જ હિસાબ હોય છે. બાકીના મનુષ્યો ધર્મનો પરિત્યાગ કરે છે, ધર્મના નામથી કંપિત થઈને દૂર ન્હાસે છે, ધર્મને સ્પર્શ કરવાની પણ ઇચ્છા ધરાવતા નથી અને ધર્મને તેઓ ધર્માધ્યક્ષોના છળ કિંવા પાખંડરૂપ જ માને છે.

આજકાલ ધર્મને એક પ્રકારનું અવનત રાષ્ટ્રીયરૂપ આપવામાં આવ્યું છે અને એ ધર્મ આપણા સામાજિક અવશેષોમાંનો એક ઉત્કૃષ્ટ અવશેષ ભાગ થઈ પડ્યો છે, એટલી જ એની મહત્તા. બહુ સારુ–એને એવી જ અવસ્થામાં રહેવા દો. આજ કાલના મનુષ્યના પિતામહને ધર્મની જે આવશ્યકતા ભાસતી હતી, તે આવશ્યકતાનો આજે લોપ થયો છે અને આજના મનુષ્યની પોતાની બુદ્ધિને એ ધર્મ સંતોષ આપી શકતો હોય, એમ ભાસતું નથી. આવા એક પૌરુષેય ઈશ્વરની કલ્પના અને આ સૃષ્ટિની કલ્પના કે જે સાધારણતઃ એકેશ્વરવાદ–અદ્વૈતવાદના નામથી જાણીતી છે અને જે પ્રત્યેક ધર્મમાં રહેલી છે, તે હવે વધારેવાર ટકાવ કરી શકે એમ નથી. ભારતવર્ષમાં પણ એ કલ્પના કિંવા પૌરુષેય ઈશ્વર વિષયક સિદ્ધાંતથી પોતાનો ટકાવ કરી શકાયો નહોતો અને તેનું કારણ બૌદ્ધોનો આઘાત, બીજું કાંઈ પણ નહિ; અને પ્રાચીન સમયમાં બૌદ્ધોએ જે વિજય મેળવ્યો હતો, તે પણ માત્ર એ જ તત્ત્વથી. તેમણે લોકોને એમ દર્શાવી દીધું કે, જ્યારે નિઃસર્ગ–પ્રકૃતિને અનંત સત્તા ચલાવવાનો અધિકાર આપવામાં આવ્યો છે અને જ્યારે પ્રકૃતિ પોતાની ઇચ્છા પ્રમાણેનાં સર્વ કાર્યો કરી શકે છે, ત્યારે પછી આ પ્રકૃતિથી ઉપરાંત પણ બીજી કોઈ શક્તિ છે, એમ માનવાની કશી પણ આવશ્યકતા છે જ નહિ. આત્માને માનવાની પણ કશી આવશ્યકતા નથી. પરંતુ તે સમયમાં પણ એક જીર્ણ પુરાતન,વાદ પ્રચલિત હતો–તમે કોઈવાર પણ એ તો જોઈ અને અનુભવી શકશો કે,-આજના સુધરેલા અને વિચારશીલ કાળમાં પણ કેટલીક જૂની અતિશ્રદ્ધાઓ મૂળ ઘાલીને બેઠેલી જોવામાં આવે છે. એ નિયમ અનુસાર એ વાદ પ્રચલિત હતો અને તે વાદ પદાર્થ અને ગુણવિષયક હતો.

તમારામાંના ઘણાખરાઓએ એ તો વાંચ્યું જ હશે કે, મધ્ય યુગમાં તેમ જ મને કહેતાં શોક થાય છે કે, ત્યાર પછીના દીર્ઘ કાળ પછી પણ એ જ વાદ પ્રચલિત હતો કે, ગુણો પદાર્થના આધારે રહેલા છે કે પદાર્થ ગુણોને અવલંબીને રહેલો છે; લંબાઈ, પહોળાઈ અને ઘનતા જેને આપણે મૃત માયા કહીએ છીએ અથવા જેને જડતા માનીએ છીએ, તેને અવલંબીને રહી છે કે કેમ? અને ગુણોનું અસ્તિત્વ હોય કે ન હોય તો પણ પદાર્થ તો કાયમ રહે છે કે નથી રહેતો? એ વાદ નિરંતરચાલ્યા કરતો હતો અને હજી પણ ક્યાંક ક્યાંક એ જ વાદ ડોકિયાં કરતો જોવામાં આવે છે. એ વેળાએ બૌદ્ધનું આગમન થાય છે અને તે કહે છે કે, એવા પદાર્થના અસ્તિત્વને માનવાનું કે જાળવી રાખવાનું તમારી પાસે એક પણ સબળ કારણ કિંવા

પ્રમાણુ નથી અર્થાત્ એવો કોઇ પદાર્થ અસ્તિત્વ ધરાવતો જ નથી. કેવળ આ ગુણો જ અસ્તિત્વ ધરાવે છે. એ ગુણોથી પેલી તરફ તમારે જોવાનું જ નથી; અને ખરેખર એ જ આપણા વર્તમાન અજ્ઞેયવાદીઓ (Agnostics) ની સ્થિતિ છે. કારણુ કે, પદાર્થ અને ગુણોના એ યુદ્ધને કાંઇક ઉચ્ચતર ક્ષેત્રમાં લઈ જવામાં આવે, તો એ જ યુદ્ધ જ્ઞેય અને અજ્ઞેય કિંવા દષ્ટ અને અદષ્ટ વિષયક યુદ્ધનું રૂપ ધારણુ કરે છે. આ જગત જ્ઞેય કિંવા દસ્ય છે અને આ વિશ્વ પ્રચલિત પરિવર્તનશીલ છે, પરંતુ એથી પર એવું પણુ એક વિશ્વ છે કે, જેમાં પરિવર્તન થતું જ નથી, એવાં બે જગતના અસ્તિત્વને એટલે કે, દસ્ય અને અદસ્ય જગતને કેટલાકો સત્ય તરીકે માને છે. પરંતુ બીજાઓ વિશેષ બુદ્ધિયુક્ત પ્રમાણોથી એમ સિદ્ધ કરી બતાવે છે કે, એવાં બે જગતનો સ્વીકાર કરવાનો તમને જરા પણુ અધિકાર નથી; કારણુ કે, જેને આપણે જોઈ શકીએ છીએ, જેને આપણે જાણી શકીએ છીએ અને જેનો આપણે વિચાર કરીએ છીએ, તે આ એક જ દસ્ય કિંવા જ્ઞેય વિશ્વ છે. માટે એ દસ્ય જગતથી પર બીજી કોઈ પણુ અજ્ઞેય વસ્તુ અસ્તિત્વ ધરાવે છે, એમ માનવાનો તમને કશો પણુ અધિકાર નથી; એ વાદનું ઉત્તર નથી તે નથી જ. જો એનું કયાંયથી ઉત્તર મળી શકે એમ હોય તો તે માત્ર વેદાન્તના અદ્વૈતસિદ્ધાન્તમાંથી જ એનું સમર્પક ઉત્તર મળી શકે છે અને તે એ કે, એ વાર્તા સત્ય છે કે, કેવળ એક જ વિશ્વ અસ્તિત્વ ધરાવે છે અને તે કાં તો જ્ઞેય કે કાં તો અજ્ઞેય હોય. એવાં બે વિશ્વ અસ્તિત્વ ધરાવે છે કે જેમાંનું એક પરિવર્તનશીલ છે અને તેમાં જ બીજું અપરિવર્તનીય અને અચલ છે, એમ માનવું સર્વથા અસત્ય છે; કિન્તુ એ એક અને તેનું તે જ વિશ્વ છે, કે જે બાહ્યતઃ પરિવર્તિત થતું ભાસે છે, પરંતુ વાસ્તવિકતાથી તો તે અપરિવર્તનીય–કદાપિ જેનું પરિવર્તન ન જ થઈ શકે એવું અચલ અને દઢ જ છે.

એનો સાકાર–સગુણુ–અને તાત્ત્વિક નિર્ણય કરવામાટે આપણે શરીર, મન અને આત્માનો ભિન્ન ભિન્ન તત્ત્વ તરીકે વિચાર કરેલો છે, પરંતુ તત્ત્વતઃ તે એક જ છે અને તે એક જ આ નાનાવિધ રૂપમાં દષ્ટિગોચર થાય છે. વેદાંતીઓનું રજ્જુ–સર્પનું ઉદાહરણુ અહીં અત્યંત યોજનીય થઈ પડશે. ધારો કે, આપણે અંધકારમાં ચાલ્યા જઇએ છીએ અને ત્યાં માર્ગમાં એક જાડો દોરડો પડેલો છે કે, જે આપણુને સર્પવત્ દેખાય છે. પરંતુ જ્યારે આપણે એમ જાણીએ છીએ કે, એ તો દોરડો છે, ત્યારે સર્પનો તેમાંથી લોપ થઈ જાય છે; કારણુ કે, તેની રજ્જુતાનું આપણુને જ્ઞાન થઈ ગયેલું હોય છે. એ ઉદાહરણુથી આપણે સ્પષ્ટ સમજી શકીએ છીએ કે, જે વેળાએ આપણા મનમાં સર્પનું અસ્તિત્વ હોય છે, તે વેળાએ રજ્જુનો અભાવ હોય છે અને જ્યારે રજ્જુનું

અસ્તિત્વ થાય છે ત્યારે સર્પનો સર્વથા અભાવ થઈ જાય છે. જ્યારે આપણે આ દૃશ્ય જગત અને દૃશ્ય જગતને જ આપણી આસપાસ સર્વત્ર વિસ્તરેલું જોયા કરીએ છીએ, તે વેળાએ અદૃશ્ય–અજ્ઞેય જગતનો અભાવ હોય છે; પરંતુ જ્યારે આપણે તે અજ્ઞેય–અપરિવર્તનીય જગતને જોતા થઇએ છીએ, ત્યારે તેથી સ્વાભાવિક રીતે જ એ નિષ્પન્ન થાય છે કે, આ બાહ્ય વિશ્વનો સર્વ પ્રકારે લોપ–અભાવ થઈ જાય છે. આ ઉદાહરણથી આપણે દ્વૈતવાદી અને માયાવાદી ઉભયની સ્થિતિને સારી રીતે જાણવાને શક્તિમાન્ થઇએ છીએ. માયાવાદી કેવળ આ દૃશ્ય વિશ્વને–પરિવર્તનશીલ વિશ્વને–જાણવાનો જ પ્રયત્ન કર્યાં કરે છે; અને એકતાવાદી–અદ્વૈતવાદી કે જે ખરી રીતે સાક્ષાત્કારની સત્તાને પ્રાપ્ત કરી ચૂકયો હોય છે, તે તો માત્ર બંધનમાંથી છૂટવાનો જ યત્ન કરતો હોય છે–તેના માટે એ પરિવર્તનશીલ વિશ્વનું અસ્તિત્વ હોતું જ નથી–તે તો બીજાઓને જે અજ્ઞેય ભાસે છે, તેમાં જ્ઞેય વિશ્વનું જ દર્શન કરતો હોય છે, અને તેથી તેને પ્રત્યેક રીતિથી એમ કહેવાનો અધિકાર છે કે, આ બધી ભ્રમણા છે–પરિવર્તન જેવું કાંઈ હતું પણ નહિ અને છે પણ નહિ. એ જ પ્રમાણે માયાવાદી કિંવા અજ્ઞેયતાવાદી માત્ર આ દૃશ્ય અને પરિવર્તનીય જગતનું જ અવલોકન કર્યાં કરે છે, અને તેથી તેના માટે પરિવર્તનના વિકારથી રહિત જગતનો સર્વથા લોપ થયેલો હોય છે. એટલે તે પણ એમ બોલવાનો અધિકાર ધરાવે છે કે, આ વિશ્વ જ માત્ર સત્ય છે–અન્ય મિથ્યા છે અને એથી તે પોતાને સત્યવાદીના નામથી પણ પ્રસિદ્ધ કરે છે. માયાવાદી માત્ર ભાસમાન પદાર્થને જ સત્ય માને છે. સારાંશ કે, ઉભયને વસ્તુ તો એક જ દેખાય છે, પરંતુ તેમની દૃષ્ટિમાં જ માત્ર ભેદ રહેલો હોય છે.

ત્યારે આ તર્કશાસ્ત્રનો નિષ્કર્ષ શો વારુ? એ જ કે, ઈશ્વરવિશેની પૌરુષેય ભાવના સંપૂર્ણ નથી. એના કરતાં કોઈ ઉચ્ચ ભાવના આપણે પ્રાપ્ત કરવી જોઇએ અને તે ભાવના અપૌરુષેય ઈશ્વરની છે. એથી કાંઈ એમ સમજવાનું નથી કે, એ અપૌરુષેય ભાવનાનો સ્વીકાર કરવાથી પૌરુષેય ઈશ્વરનો નાશ થઈ જશે. તેમ જ અમે કાંઈ પ્રમાણુથી એમ સિદ્ધ કરવા પણ નથી ઇચ્છતા કે, પૌરુષેય ઈશ્વર જેવો કોઈ પદાર્થ અસ્તિત્વ ધરાવતો જ નથી; પરંતુ આપણે જે ભાવનાનો સ્વીકાર કરવાનો છે તે ન્યાયસિદ્ધ અને યુક્તિસિદ્ધ છે, એટલું જ દર્શાવવાનું છે. જેમ કે આપણે એમ કહીએ છીએ કે, મનુષ્ય એક અપૌરુષેય તેમજ પૌરુષેય વ્યક્તિ છે–અર્થાત્ આપણે અપૌરુષેય છીએ અને તે જ સમયમાં આપણે પૌરુષેય પણ છીએ. એટલામાટે ઈશ્વરવિષયક આપણી જીર્ણ ભાવનાનો લોપ થવો જ જોઇએ; કારણ કે, એ જીર્ણ ભાવનાનો ઉચ્ચાર તે મનુષ્ય-

વિષયક ભાવનાનો કાંઈક ઉચ્ચતર ક્ષેત્રમાંનો જ પુનરુચ્ચાર છે—અર્થાત્ પૌરુષેય ઈશ્વર-વિષયક કલ્પના તે એકરીતે મનુષ્ય વિષયક કલ્પના જ કહી શકાય. એટલામાટે પૌરુ-ષેય ઈશ્વરના પ્રકટીકરણમાટે આપણે અપૌરુષેય ઈશ્વર તરફ પ્રયાણ કરવું જ જોઇએ; કારણ કે, અપૌરુષેયમાં પૌરુષેય કરતાં વિશેષ ઉચ્ચતર સામાન્ય કિંવા સર્વસાધારણતાના ધર્મનો સમાવેશ થયેલો છે. માત્ર અપૌરુષેય જ અનંત અને અમર્યાદ હોઈ શકે છે અને પૌરુષેય તો મર્યાદિત અને સાંત જ હોય છે. એમ કહીને આપણે કાંઈ પૌરુષેયનો નાશ કરતા નથી, કિન્તુ તેને પણ આપણે તો જાળવી જ રાખીએ છીએ. ઘણીક-વાર એવી શંકા રજૂ કરવામાં આવે છે કે; જો આપણે અપૌરુષેય ઈશ્વરવિષયક ભાવનાનો સ્વીકાર કરીએ, તો તેથી પૌરુષેય ઈશ્વર તો નષ્ટ જ થવાનો; તેમ જ જો આપણે અપૌરુષેય મનુષ્યની ભાવનાનો અંગીકાર કરીશું તોપણ પૌરુષેય મનુષ્યનો નાશ થયાવિના આપણી એ ભાવાનાની સિદ્ધિ થવી અશક્ય છે. પરંતુ એમાં જે ખરું રહસ્ય છે તે એ જ છે કે, એ ભાવના વ્યક્તિનો નાશ કરનારી નથી, કિન્તુ તેનું રક્ષણ કરનારી જ છે. આ વ્યક્તિ સમષ્ટિનો એક ભાગ માત્ર છે, એમ કહીને વ્યક્તિનો સમષ્ટિમાં સમાવેશ કર્યા વિના બીજા કોઈ પણ સાધન કે પ્રમાણથી આપણે વ્યક્તિની સિદ્ધિ કરી શકીએ તેમ છે જ નહિ. સૃષ્ટિમાંની બીજી સર્વ વસ્તુઓથી આપણે જો એ વ્યક્તિને ભિન્ન જ ધારીએ, તો એ વ્યક્તિ એક ક્ષણમાત્ર પણ સ્થિર રહી શકે તેમ નથી; એવી કોઈ ભિન્ન વસ્તુનું કોઈ પણ કાળમાં અસ્તિત્વ હતું જ નહિ, છે પણ નહિ અને ભવિષ્યમાં થવાનું પણ નથી.

હવે એ પછી દ્વિતીય તત્ત્વના પ્રતિપાદનથી પણ—એટલે કે, અહીંની પ્રત્યેક વસ્તુનું વિવરણ તે વસ્તુની પોતાની પ્રકૃતિમાંથી જ આવવું જોઇએ, એ પ્રતિપાદનથી પણ આપણે વળી પ્રથમ તત્ત્વ સાથે સરખાવતાં એક વધારે ગંભીર ભાવનાનું દર્શન કરીએ છીએ અને એ ભાવના વળી વિશેષ કઠિનતાથી જ સમજી શકાય એવી છે. પરંતુ એનું પરિણામ જુઓ તો કાંઈ પણ નથી. અર્થાત્ સંક્ષેપમાં એટલું જ સમ-જવાનું છે કે, અપૌરુષેય વ્યક્તિ—આપણી ઉચ્ચતમ સર્વમાન્યતા આપણા પોતામાં જ રહેલી છે અને તે (આત્મા વા પરમાત્મા) આપણે પોતે જ છીએ. "હે શ્વેત-કેતુ! તું તે જ છે, તું જ તે અપૌરુષેય ઈશ્વર છે અને જે ઈશ્વરને તું સમસ્ત વિશ્વમાં શોધ્યા કરે છે, તે ઈશ્વર સર્વ કાળમાં તારા પોતામાં જ રહેલો છે!" અહીં 'તારા પોતામાં' એ શબ્દોને શારીરિક કિંવા પૌરુષેય અર્થમાં લેવાના નથી, કિંતુ અપૌરુષેય કલ્પનાના અર્થમાં જ એમનો સ્વીકાર કરવાનો છે. જે મનુષ્ય વ્યક્ત થયેલા ઈશ્વરને જાણે

છે, તે પૌરુષેય થયેલા કહી શકાય છે, પરન્તુ એનું પણ સત્ય બીજ તો અપૌરુષેયમાં જ સમાયલું છે. પૌરુષેય ઈશ્વર વિષયક જ્ઞાન પ્રાપ્ત કરવામાટે નિરંતર આપણે તેના અપૌરુષેયમાં જ આરોપ કરવો જોઇએ–વિશેષના આરોપ સામાન્યમાં જ કરવો જોઈએ, ત્યારે જ તે વિશેષની વિશેષતા સિદ્ધ થઈ શકે છે. માત્ર અપૌરુષેય–મનુષ્યનો આત્મા જ સત્ય છે; પરંતુ આ વ્યક્તિત્વને પ્રાપ્ત થએલી સૃષ્ટિને સત્ય તરીકે માન્ય રાખી શકાય તેમ નથી જ.

આ વિષયના સંબંધમાં નાના પ્રકારના પ્રશ્નો ઉદ્‌ભવવાનો સંભવ છે અને જેમ જેમ આપણે આગળ વધતા જઇશું, તેમ તેમ હું એ પ્રશ્નોનાં સમર્પક પ્રત્યુત્તરો આપવાનો યત્ન કરીશ. જો કે અનેક કઠિનતાઓ ઉપલબ્ધ થશે, તથાપિ અદ્વૈતસિદ્ધાન્તની સ્થિતિને જાણવાનો સ્પષ્ટતાથી આપણે પ્રયત્ન તો કરવો જ જોઇએ અને તેમાં સિદ્ધિ પણ મેળવવી જ જોઇએ. જે વિશ્વ આપણા જોવામાં આવ્યા કરે છે તે જ જે અસ્તિત્વ ધરાવે છે તે સર્વસ્વ છે; એટલે એને ક્યાંય અન્યત્ર શોધવા જવાની આવશ્યકતા નથી. સ્થૂલ કિંવા સૂક્ષ્મ સર્વ અહીં જ છે; કાર્ય અને કારણ ઉભય અહીં જ છે અને એનું સ્પષ્ટીકરણ કિંવા વિવરણ પણ અહીં ને અહીં જ છે. જેને વિશેષ કિંવા વિશિષ્ટ માનવામાં આવે છે, તે આ સૃષ્ટિના કેવળ પુનર્વાદ છે–તેનું એક ક્ષણિક રૂપ જ છે. આપણે આપણા પોતાના આત્માના અભ્યાસથી જ આ વિશ્વની ભાવનાને પ્રાપ્ત કરીએ છીએ અને તેથી અંતરમાં જે સત્ય છે, તે બાહ્ય વિશ્વમાં પણ સત્ય તરીકે જ દૃષ્ટિગોચર થાય છે. કદાચિત્ સ્વર્ગ અને તેવાં જ બીજાં સ્થાનોની કલ્પના સત્ય પણ હોય, તોપણ તે આ વિશ્વમાં જ અસ્તિત્વ ધરાવે છે; તે સર્વ એક સાથે મળીને જ આ એકતાને સિદ્ધ કરે છે. એટલામાટે પ્રથમ તો એ જ ભાવના સિદ્ધ થાય છે કે, આ સમષ્ટિ–આ એક વિશ્વ–અનેક સૂક્ષ્મ પરમાણુઓનું બનેલું છે અને આપણામાંના પ્રત્યેક એ એક વિશ્વના એક એક પરમાણુ જ છે. દૃશ્ય સ્વરૂપમાં આપણે એક બીજાથી ભિન્ન ભિન્ન દેખાઇએ છીએ, પરંતુ આપણી સત્યાંશતા અને આપણો સત્ય સ્વભાવ કિંવા ધર્મ તો તે એકતામાં જ સમાયલો છે. એટલામાટે જેમ આપણે એ સમષ્ટિથી આપણને પોતાને ન્યૂન અર્થાત્ ભિન્ન ધારીએ કિંવા માનીએ તેમ આપણામાટે તે વિશેષ લાભાવહ છે. જેમ જેમ આપણે પોતાને આ સમષ્ટિથી વધારે અને વધારે ભિન્ન માનીએ છીએ, તેમ તેમ આપણે વધારે અને વધારે કષ્ટને આધીન થતા જઇએ છીએ. આ તત્ત્વથી આપણે અદ્વૈતસિદ્ધાંતના નીતિતત્ત્વને પ્રાપ્ત કરી શકીએ છીએ અને હું બળપૂર્વક બોલું છું કે, એવાં નીતિતત્ત્વોને આપણે બીજા કોઈ પણ સ્થાન-

માંથી મેળવી શકવાના નથી તે નથી જ. આપણે એ તો જાણીએ જ છીએ કે, અમુક વિશેષ વ્યક્તિ કિંવા વ્યક્તિઓની જે ઇચ્છા, તે જ નીતિતત્ત્વની પુરાતન ભાવના હતી, પરંતુ અત્યારે એવા ઘણા જ થોડા નીકળશે કે, જે એ ભાવનાનો સ્વીકાર કરવાને તૈયાર હોય; કારણ કે, એ માત્ર એકપક્ષીય સામાન્યતા જ કહી શકાય એમ છે. હિન્દુઓ કહે છે કે, અમારાથી એમ કરી શકાય તેમ છે જ નહિ, કારણ કે, વેદોની એવી આજ્ઞા છે; પરન્તુ ક્રિશ્ચિયન્ વેદોની એ આજ્ઞાને અનુસરે એમ નથી જ. ક્રિશ્ચિયન્ વળી એમ કહે છે કે, તમારે આ ન કરવું અને તે ન કરવું; કારણકે, બાઇબલમાં એવી આજ્ઞા કરેલી છે. પરંતુ બાઇબલની એ આજ્ઞાઓ જેઓ બાઇબલને માનનારા નથી તેમને પોતાના બંધનમાં બાંધી શકતી નથી. એટલામાટે આપણે એક એવા સિદ્ધાંતનો સ્વીકાર કરવો જોઇએ કે, જે સર્વ દેશમાં, સર્વ ધર્મમાં અને સર્વ ભૂમિમાં એકસમાન આદરને પાત્ર અને સ્વીકરણીય થઈ શકે, એવો હોય. જેમ કે એવા લક્ષાવધિ મનુષ્યો છે કે, જેઓ એક પૌરુષેય ( સાકાર )સૃષ્ટિ–ઉત્પાદકમાં શ્રદ્ધા રાખવાને એક પગે તૈયાર ઉભેલા આપણા જોવામાં આવી શકે છે; તેમ જ પૃથ્વીપટમાં એવા તેજસ્વી પણ સહસ્રાવધિ મનુષ્યો થયેલા છે અને અત્યારે પણ છે કે જેમના વિચાર પ્રમાણે એ પૌરુષેય ઈશ્વરની ભાવના અસંપૂર્ણ છે અને તેથી તેઓ એના કરતાં વિશેષ ઉચ્ચતર કલ્પનાને જ ચાહે છે. જ્યાં જ્યાં એવા ઉન્નત મનવાળા મનુષ્યોને પોતાની સીમામાં સ્વીકારી શકે એવા ધર્મનો વિસ્તાર નહોતો–એટલે કે, જ્યાંનો ધર્મ સંકુચિત હતો, ત્યાં ત્યાં પરિણામ એવું જ આવ્યું હતું કે, સમાજમાંના એવા મહા તેજસ્વી પુરુષો નિરંતર ધર્મથી વિરક્ત જ રહ્યા હતા; આ વિષયપર અત્યારે જેટલો દૃષ્ટિપાત કરવામાં આવ્યો છે–અને તે પણ ખાસ કરીને યૂરોપમાં–તેટલો દૃષ્ટિપાત ઊહાપોહ કોઈ સમયમાં પણ કરવામાં આવ્યો નહોતો.

અર્થાત્ એવા પુરુષોનો પોતામાં સમાવેશ કરવામાટે ધર્મની સીમા અત્યંત વિશાળ અને વિકસિત હોવી જોઇએ ધર્મ જે જે આજ્ઞાઓ કરતો હોય, તે સર્વને બુદ્ધિપુરઃસર નિર્ણય થવો જોઇએ–અર્થાત્ સારાસારનો વિવેક થવો જોઇએ. ધર્મનો માર્ગ એવો છે–કે, તેમાં બુદ્ધિનો કે તર્કનો ઉપયોગ થઈ શકતો જ નથી,' એમ જે ધર્મો જણાવે છે, તે શા કારણથી વારુ? એનું ઉત્તર એ જ છે કે, એ કારણને કોઈ પણ જાણતું નથી; કારણ કે, મૂળ એ માર્ગ જ છેવટ સુધી જૂઠો અને જૂઠો જ છે. જો તમે એ બુદ્ધિવાદનો ઉપયોગ નહિ કરો, તો કોઈ પણ વિષયનો નિર્ણય તમારાથી કરી શકાશે જ નહિ. એ સારાસારનો વિવેક ધર્મસંબંધમાં પણ થવો જ

જોઇએ. કારણ કે, કોઈ એક એવો ધર્મ પણ નીકળી આવે છે કે, જે અતિ ભયંકર કૃત્યો કરવાની આજ્ઞા પણ આપતો હોય છે, તો એવા ધર્મનો સ્વીકાર કરવો આપણા માટે યોગ્ય નથી. ઉદાહરણ તરીકે મહમ્મદીય ધર્મ જે મુસલ્માન ન હોય તેવા સર્વ લોકોને કાપી નાખવાની આજ્ઞા આપે છે. કુરાનમાં સ્પષ્ટતાથી એવી આજ્ઞા કરેલી છે કે, જે લોકો કાફિર (મુસલ્માની ધર્મને ન માનનારા) હોય, તેમને જો તેઓ મહમ્મદીય ધર્મનો સ્વીકાર ન કરે અને મુસલ્માન ન થાય તો તરત રેંસી નાખો. કાફિરોને તો તલવાર અને અગ્નિના ભક્ષ બનાવવા જ જોઇએ. હવે જો તમે કોઈ મુસલ્માનને એમ કહો કે, તમારા મજહબનું આ ફર્માન ખરું નથી, તો સ્વાભાવિકતાથી તમને સ્હામો તે એ જ પ્રશ્ન કરવાનો કે;–"એ તમે કેમ કરીને જાણી શકયા વારુ? તમે એમ કેમ જાણી શકો છો કે એ આજ્ઞા સારી નથી જ? કારણ કે, સારા કે નઠારાની તમારી પોતાની ભાવના તમારા ધર્મશાસ્ત્ર પ્રમાણેની છે. અમારું શાસ્ત્ર તો એમ જ કહે છે કે, એમ કરવું જ યોગ્ય છે." જો તમે એના જવાબમાં એમ કહેશો કે; "તમારા ધર્મ શાસ્ત્ર કરતાં અમારું ધર્મ પુસ્તક પુરાતન છે;" તો તરત એક બૌદ્ધધર્માવલંબી તમારા સમક્ષ આવીને ઊભો રહેશે અને મુક્ત કંઠથી કહેશે કે;–"અમારું ધર્મશાસ્ત્ર તમારા ધર્મશાસ્ત્ર કરતાં પણ વળી અત્યંત પ્રાચીન છે." અને બૌદ્ધના એ અભિમાનપૂર્વક વાકયનું શ્રવણ કરીને ત્વરિત એક હિન્દુ આવીને સિંહગર્જના કરતો કહેવા લાગે છે કે;–"અમારા વેદો વિશ્વનાં સર્વ ધર્મશાસ્ત્રો કરતાં પ્રાચીનતમ છે, માટે કોઇએ પણ પોતાના ધર્મની પ્રાચીનતાનું અભિમાન કરવું જ નહિ." એટલામાટે માત્ર ગ્રંથોના આધાર કિંવા પ્રમાણો આપવાથી કાર્યભાગ ચાલી શકે એમ નથી જ. એવું સબળ પ્રમાણ તમારી પાસે છે ખરું કે, જેનાથી એની ઉત્તમતા અને કનિષ્ઠતાની તમારાથી તુલના કરી શકાય? તમે કહેશો કે, બાઇબલનું અવલોકન કરો; અને મુસલ્માન જણાવશે કે, કુરાને શરીફના નીતિસિદ્ધાંતોનું નિરીક્ષણ કરો. એ પ્રમાણે કહીને મુસલ્માન કહેશે કે, એ તો ઠીક પણ મધ્યસ્થ કોણ છે? એ બન્નેમાંથી કયું શાસ્ત્ર ઉત્તમ છે, એની તુલના કરીને નિર્ણય કરનાર પંચ કોને નીમો છો? કઠિનતા ઉત્પન્ન થાય છે તે આ સ્થળે જ–અર્થાત્ ક્રિશ્ચિયન્ અને મુસલ્માનના એ વિવાદમાં 'નવો કરાર' (New testament) કિંવા 'કુરાને શરીફ' ઉભયમાંથી એક પણ મધ્યસ્થનું કર્તવ્ય કરી શકે એમ નથી. અહીં એ વિવાદના નિર્ણયમાટે કોઈ સ્વતંત્ર પુરુષની જ યોજના થવી જોઇએ–અર્થાત્ તે મધ્યસ્થ નિષ્પક્ષપાત હોવો જોઇએ અને એથી સ્પષ્ટ જ છે કે, એ કાર્ય કોઈ પણ ધર્મશાસ્ત્ર કિંવા ધર્મગ્રંથથી

પાર પડી શકાય તેવું છે જ નહિ. એ કાર્યમાટે તો એવી જ કાઈ વસ્તુની યોજના થવી જોઇએ કે જે સર્વમાન્ય કિંવા સર્વસામાન્ય હોય અને બુદ્ધિ કિંવા તર્કશક્તિ કરતાં વિશેષ સર્વમાન્ય વસ્તુ બીજી કઈ હોઈ શકે વારુ? અર્થાત્ એની જ એ પદપર યોજના થવી સર્વ પ્રકારે યોગ્ય છે. હવે કેટલીક તરફથી એમ કહેવામાં આવે છે કે, તર્કશક્તિ કિંવા બુદ્ધિ સદા એટલી બધી પૂર્ણ બળવતી હોતી નથી, એ સદા સર્વદા એકસરખી રીતે આપણને સત્યને શોધી કાઢવાના કાર્યમાં સહાયતા આપી શકતી નથી અને અનેકવાર પ્રમાદોના ભયંકર માર્ગમાં ચાલી જાય છે; એ કારણથી અંતિમ નિશ્ચય એવો જ કરવામાં આવ્યો છે કે, આપણે ચર્ચની સત્તાને માન્ય રાખવી જ જોઇએ. આમ કહેનાર એક રોમન કૅથોલિક હતો, પરંતુ તેના એ કહેવામાં કાંઈ તર્ક કે બુદ્ધિનો અંશ મારા જેવામાં આવી શકયો નહિ. હવે એના વિરુદ્ધ પક્ષમાં જો હું બોલું તો એમ જ બોલવાનો કે, જો બુદ્ધિ પોતે જ મૂળ મંદ અને નિર્બળ છે તો ધર્માધ્યક્ષો તો વળી એથી પણ વધારે મંદ અને નિર્બળ હોવા જોઇએ અને એટલા માટે મારે એમની કશીપણ વાર્તા સાંભળવાની આવશ્યકતા નથી; પરંતુ હા—બુદ્ધિ કિંવા તર્કશાસ્ત્ર અનુસાર જે કહેવામાં આવે, તેનું તો હું શ્રવણ કરવાનો જ; કારણ કે બુદ્ધિવડે તેની નિર્બળતા હોવા છતાં પણ સત્યને પ્રાપ્ત કરવાનો કેટલોક સંભવ હોય છે. એ વિના બીજા કાઈ પણ સાધનથી મને સત્યની પ્રાપ્તિ થવાનો જરાપણ સંભવ હોતો નથી.

એટલા માટે આપણે બુદ્ધિને અનુસરવાનું છે—સારાસારનો વિવેક કરવાનો છે અને જેઓ એ બુદ્ધિને અનુસરીને કાઈ પણ પ્રકારની માન્યતાને સ્વીકારતા જ નથી, તેમના પ્રતિ પણ આપણે તો સહાનુભૂતિ જ દર્શાવવાની છે. બુદ્ધિપુરઃસર વિચાર કરીને એટલે કે સારાસારનો વિવેક કરીને મનુષ્યજાતિ નાસ્તિક બની જાય, તે કાઈ પણ એક મનુષ્યના વચનમાં અંધશ્રદ્ધા રાખીને કોટચવધિ દેવતાઓમાં શ્રદ્ધા ધરાવવા કરતાં હજારવાર વધારે સારું છે. આપણે જે વસ્તુપ્રાપ્તિની ઇચ્છા ધરાવીએ છીએ, તે કેવળ પ્રગમન વિકાસ અને સાક્ષાત્કાર જ છે. એ વિના બીજા કાઈ પણ કેવળ સિદ્ધાંતે મનુષ્યોને ઉચ્ચતર બનાવ્યા જ નથી. ગ્રંથોની ગમે તેટલી સંખ્યા આપણને પવિત્રતમ થવાના કાર્યમાં કદાપિ સહાયકારિણી થઈ શકે તેમ નથી જ. જે શક્તિ આપણા પોતામાં રહેલી છે તે માત્ર સાક્ષાત્કારમાં જ છે અને તેનો આવિર્ભાવ માત્ર મનનથી જ થઈ શકે છે. એટલા માટે મનુષ્યને જેમ બને તેમ વિશેષ એકાગ્રતાથી વિચાર કરવા દ્યા. માટીનો ઢગલો કદાપિ વિચાર કરતો નથી, એટલે તમે એવો પણ એક સિદ્ધાંત માની લેશો

કે, એ મૃત્તિકા પ્રત્યેક વસ્તુમાં શ્રદ્ધા ધરાવતી હોવી જોઇએ; પરંતુ સમજવું જોઇએ કે, એ તો માટીના ગોળો તે માટીના જ ગોળો છે. એવી રીતે ગાયને પણ આપણે પ્રત્યેક વસ્તુમાં શ્રદ્ધા રાખતી માની શકીએ એમ છે. પશુઓમાં સર્વ કરતાં વિશેષમાં વિશેષ જો કોઈ પણ વિચારહીન પશુ હોય તો તે માત્ર શ્વાન જ છે. પરંતુ એ સર્વ મૃત્તિકા, ગાય અને શ્વાન ઇત્યાદિ જ કાયમ રહે છે. મનુષ્યની જે વિશેષ પ્રભા છે તે એ જ કે, તે વિચારશીલ-મનનશીલ પ્રાણી છે. મનુષ્યનો એ મૂળ સ્વભાવ હોવાના કારણથી જ આપણે પશુ આદિથી ભિન્ન પડી જઇએ છીએ અને એટલા માટે આપણે વિચારમાં નિમગ્ન રહેવું જ જોઇએ. એ કારણથી મારો બુદ્ધિમાં વિશ્વાસ છે અને હું વિવેકને જ અનુસરું છુ. અમુક એક વ્યક્તિના વચનનને પ્રમાણભૂત માનવાથી થતી હાનિઓનો મેં સારી રીતે અનુભવ કરેલો છે; કારણ કે, હું એક એવી ભૂમિમાં ઉત્પન્ન થયો છું કે, જ્યાં એવા પ્રમાણોને માનવાના ધર્મનો અંતિમ અવધિ થયો છે.

હિન્દુઓનો એવો જ વિશ્વાસ છે અને તેમની એવી જ માન્યતા છે કે, આ સૃષ્ટિ તેમના ગ્રંથોમાંથી જ ઉત્પન્ન થયેલી છે. અમુક ધેનુ છે એમ તમે કેવી રીતે જાણી શકો છો વારુ? એમ જો કોઈ પ્રશ્ન કરે તો તેનું તેઓ એ જ ઉત્તર આપવાના કે;–"કારણ કે, વેદોમાં ધેનુ શબ્દનો પ્રયોગ કરાયલો છે." બહારના ભાગમાં પણ કોઈ મનુષ્ય છે, એમ તમે શા આધારે માની શકો છો વારુ? એ પ્રશ્નનું પણ એ જ ઉત્તર મળવાનું કે, "કારણ કે, 'મનુષ્ય' શબ્દ વેદોમાં મળી આવે છે." એટલે તાત્પર્ય એ જ કે, જો એ શબ્દ વેદોમાં મળી આવ્યો ન હોત, તો પછી જાણે મનુષ્ય જેવું કાંઈ હોત જ નહિ. તેમના કહેવાનો મથિતાર્થ એ જ છે. એ પ્રમાણ તો ખરું પણ પ્રતિહિંસાયુક્ત પ્રમાણ! પૂર્વે એનો એટલો બધો અભ્યાસ કરવામાં આવ્યો નહોતો કે, જેટલો એનો અભ્યાસ અત્યારે મેં કરેલો છે; પણ કેટલાક મહા બુદ્ધિમાન્ અને સમર્થ વિદ્વાનોએ એનો સ્વીકાર કરીને કેટલાક અદ્દભુત તાર્કિક સિદ્ધાંતો કિંવા તત્ત્વો એમાંથી જ નિષ્પન્ન કર્યાં છે અને તે તત્ત્વોનું પુનઃ એને જ આવરણ આપ્યું છે. તેમણે એનો અલૌકિકતાથી ઊહાપોહ કરેલો છે અને ત્યાં એની પરિપૂર્ણ તાત્ત્વિક પદ્ધતિ આપણા જોવામાં આવી શકે છે. તેજસ્વી કિંવા ઓજસ્વિની બુદ્ધિના સહસ્રાવધિ પુરુષો સહસ્રાવધિ વર્ષોથી એ સિદ્ધાંતની સિદ્ધિમાટે પોતાના જીવનને સમર્પિત કરતા આવ્યા છે. પ્રમાણની સત્તા અને તેની ભયંકરતા એવી છે. મનુષ્યજાતિની ઉન્નતિને તે અટકાવી દે છે અને આપણે એ તો કોઈ પણ રીતે ભૂલી જવું જ

જોઇએ કે, આપણને તો ઉન્નતિની જ આવશ્યકતા છે. સત્ય કરતાં પણ વિશેષ અગત્ય આપણને વ્યાયામના અભ્યાસની છે; તે જ આપણું જીવન છે.

અદ્વૈતસિદ્ધાંતમાં જે સર્વોત્કૃષ્ટ ગુણ સમાયલો છે, તે એ જ કે, ઈશ્વરજ્ઞાન વિષયક શાસ્ત્રમાં આપણને જે સાધ્ય સત્ય મળી આવે છે, તેના અત્યંત નિકટમાં જ એ અદ્વૈતસિદ્ધાંત આવી રહેલો છે. પ્રકૃતિસ્થ અપૌરુષેય વ્યક્તિ અને અપૌરુષેય ઈશ્વરની કલ્પના તેમ જ પ્રકૃતિ અપૌરુષેયનું પરિણામ છે, એ ભાવના આપણને મળી શકતાં કોઈ પણ પ્રમાણસાધ્ય સત્યની નિકટમાં જ આવી રહેલી છે; અને એથી વિરુદ્ધ પ્રત્યેક ભાવના અને ઈશ્વર વિષયક પ્રત્યેક કલ્પના કે જે એકપક્ષીય, સંકુચિત અને પૌરુષેય હોય, તે કદાપિ યુક્તિસિદ્ધ અને ઉચિત છે જ નહિ. પણ એમાં જે એક અધિક પ્રતિભા છે તે એ છે કે, ઈશ્વરવિષયક એ વ્યુત્પન્ન ભાવના એ સિદ્ધ કરી બતાવે છે કે, જે એકપક્ષીય કલ્પનાઓ આપણે જોઇએ છીએ, તે પણ ઘણાકોને માટે આવશ્યકીય છે. કારણ કે, કેવળ એ જ ઉપપત્તિ તેમનામાટે હિતકારિણી છે. એવા લોકો પણ તમારા જોવામાં આવે જ છે કે, જેઓ એમજ કહે છે કે, આ પૌરુષેય ઈશ્વરની ભાવના યુક્તિસિદ્ધ તો નથી જ, પરન્તુ એ સુખકર કલ્પના છે; એટલે કે, તેઓ એક સુખકર ધર્મને જ ઇચ્છે છે અને એથી આપણે સમજીએ છીએ કે, એ ઉપપત્તિ તેમનામાટે આવશ્યકીય છે. આ જીવનમાં ઘણા જ થોડા લોકો સત્યના સ્વચ્છ અને શુદ્ધ પ્રકાશને સહન કરી શકે છે, પરન્તુ મિશ્રિત સત્યના પ્રકાશને તેઓ સહન કરી શકે છે; એટલામાટે એ સુખકર ધર્મની પણ આવશ્યકતા તો છે જ—એનું અસ્તિત્વ પણ હોવું જ જોઇએ; કારણ કે, વખતના જવા સાથે એ ભાવના પણ અનેક આત્માઓને ઉન્નત થવાના તેમના કાર્યમાં સહાયતા આપે છે. એક સંકુચિત મન કે જેનો પરિધિ અત્યન્ત મર્યાદિત હોય છે અને જેનામાં સંકુચિત સ્તંભપર જ ઇમારત રચવાની યોગ્યતા હોય છે, તે કદાપિ વિચારશીલતામાં ઊર્ધ્વગમન કરવાનું સાહસ કરી શકતો જ નથી. તેમના માટે લઘુ દેવો, લઘુ આકારો અને લઘુ ભાવનાઓ ઘણી જ સારી અને સાહાય્ય આપનારી હોય છે, છતાં તમારે તો અપૌરુષેય વિષયક જ્ઞાનની જ પ્રાપ્તિ કરવાની છે; કારણ કે, બીજી સર્વે ભાવનાઓ અને સર્વે ઉપપત્તિઓને એમાંથી જ અને એ દ્વારા જ ઉત્તમ અને સાહાય્યકારિણી બનાવી શકાય છે.

જે પુરુષ કાંઇક જ્ઞાન ધરાવે છે અને અપૌરુષેયમાં જ વિશ્વાસ રાખે છે, તે તો એમ જ—ઉદાહરણ તરીકે જાન્ સ્ટુઅર્ટ મિલ્—કહે છે કે, પૌરુષેય ઈશ્વર અશક્ય છે અને તે કદાપિ સિદ્ધ થઈ શકતો જ નથી. એ વિચાર સાથે મળતાં થઇને હું પણ

એમ જ માનું છું કે, પૌરુષેય ઈશ્વર કોઈ પણ પ્રકારના પ્રમાણથી કદાપિ સિદ્ધ થઈ શકે તેમ નથી જ; પરંતુ અપૌરુષેય મનુષ્યની બુદ્ધિને પહોંચવામાટેનું અત્યંત ઉચ્ચતમ સ્થાન છે અને આ વિશ્વ પણ એવીરીતે તે સંપૂર્ણ તત્ત્વના નાનાવિધ રૂપોનો સમુદાય નહિ તો બીજું શું છે વારુ? એ પરમતત્ત્વ તે આપણા સમક્ષ પડેલા એક ગ્રંથ સમાન છે અને પ્રત્યેક મનુષ્ય એ ગ્રંથના વાચન માટેની બુદ્ધિ લઈ આવેલો છે. અર્થાત્ પ્રત્યેક મનુષ્ય પોતાની બુદ્ધિ અનુસાર જ એ ગ્રંથનું વાચન કર્યા કરે છે. તે ગ્રંથમાં કેટલીક એવી બાબતો છે કે, જે મનુષ્ય બુદ્ધિને અનુરૂપ છે અને તેથી જ કેટલીક અમુક વિશેષ બાબતો મનુષ્યજાતિની બુદ્ધિ કિંવા મતિને સર્વસાધારણ–સર્વમાન્ય જેવી જ થઈ પડી છે. તમે અને હુ આ કુરસીને એક સરખી રીતે જ જોઈ શકીએ છીએ–આપણ ઉભયનાં નેત્રોમાં એ આકાર એક જ પ્રકારનો દેખાયા કરે છે અને એથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, એવી વસ્તુ અમુક છે જ કે, જે આપણા ઉભયના મનમાટે સર્વસાધારણ કિંવા સંમાન્ય છે. ધારો કે જો કોઈ મનુષ્ય એક બીજા જ ભાવમાં નિમગ્ન થયેલો અહીં આવી લાગે, તો તે કદાપિ કુરસીનું દર્શન કરી શકવાનો જ નથી, પરંતુ જેમના સ્વભાવો એકસરખા થઈ ગયેલા છે, એટલે કે જેમનામાં સાધર્મ્ય વ્યાપી રહેલું છે, તેઓ તો એકસમાનતાથી એ કુરસીનો સાક્ષાત્કાર કર્યા કરે છે. એ પ્રમાણે આ વિશ્વ પોતે જ પરિપૂર્ણ, અપરિવર્ત્તનીય અને અદૃશ્ય છે તેમજ તે દૃશ્ય છે, એ સર્વ ભાવો એના વાચનમાં આપણને પરસ્પર અનુકૂળ જ જોવામાં આવે છે. કારણ કે, પ્રથમ તો તમે એ સ્પષ્ટ જોઈ શકો છો કે, આ બાહ્ય સૃષ્ટિ કિંવા દૃશ્ય સૃષ્ટિ સર્વથા સાંત કિંવા મર્યાદિત છે. પ્રત્યેક દૃશ્ય પદાર્થ કે જેને આપણે દેખીએ છીએ, જેની આપણા મનમાં સંવેદના થાય છે અને જેનાવિશે આપણે વિચાર ચલાવીએ છીએ, તેને કોઈ પણ પ્રકારના અવરોધવિના આપણે સાંત તરીકે જોઈ શકીએ છીએ–એ વસ્તુ આપણા જ્ઞાનવડે મર્યાદિત હોય છે અને તેથી પૌરુષેય ઈશ્વરવિશે આપણે વિચાર કરતા હોઇએ છીએ, માટે પૌરુષેય ઈશ્વરની જે ભાવના, તે બાહ્ય કિંવા દૃશ્ય જ છે. કાર્યકારણની જે કલ્પના છે, તે આ વિશ્વમાં જ વ્યાપેલી છે, એટલે જો એ ઈશ્વરને આપણે આ જગતના કારણરૂપ માનીએ, તો સ્વાભાવિકરીતે જ એને આપણે મર્યાદિત અને સાંત માનવો જ જોઇએ, છતાં એ સિદ્ધાંતને તો અવશ્ય સ્મરણમાં રાખવો જ કે, તે એનો એ જ અપૌરુષેય ઈશ્વર છે. જેમ આપણે જોયું છે તેમ આ જગત્ પણ તે જ અપૌરુષેય વ્યક્તિ છે, એમ આપણા વિવેકદ્વારા આપણે જાણી ચૂકયા છીએ. આ વિશ્વમાં જો કાંઇક પણ

સત્યતા કિંવા સત્ય તત્ત્વ હોય તો તે કેવળ એ અપૌરુષેયતા, નિરાકારતા કિંવા નિર્ગુણતા જ છે: અને એનામાં જે આકાર અને ગુણો ઇત્યાદિનો આરોપ કરવામાં આવ્યો છે, તે માત્ર આપણી બુદ્ધિનું જ કાર્ય છે. આ ટેબલમાં જે કાંઈ પણ સત્યાંશ હોય તો તે કેવળ તે જ અપૌરુષેયતાનો છે અને આ ટેબલમાં જે આકાર અને ગુણોનો આરોપ કરવામાં આવ્યો છે, તે આરોપ માત્ર મનુષ્યની બુદ્ધિ–તે જ માનવીય મતિવડે કરાયલો છે. એ વિષયને એકક્ષણ માત્ર પણ વિસ્મૃત થવા દેવાનો નથી.

હવે ઉદાહરણ તરીકે ગતિ તે આ સૃષ્ટિના એક અતિશય આવશ્યકીય અનુબંધરૂપ છે, છતાં એને વિશ્વવ્યાપક કિંવા સર્વસામાન્ય તો કહી શકાય નહિ જ. સૃષ્ટિના અંતર્ભાગમાં જે જે લઘુ વિભાગો અને અણુ પરમાણુઓ રહેલા છે, તેઓ પરિવર્તન અને ગતિની અનવરોધ અવસ્થાને પ્રાપ્ત થયેલા જ રહ્યા કરે છે, પરંતુ સૃષ્ટિ પોતે સંયુક્ત સ્વરૂપે તો અચલ અને અપરિવર્તનીય જ છે; કારણ કે, ગતિ કિંવા પરિવર્તન એક વિશિષ્ટ ગુણવાળી વસ્તુ છે, એટલે કે જો કોઈ ગતિહીન વસ્તુની સાથે સરખામણી કરીએ ત્યારે જ આપણે અમુક વસ્તુને ગતિયુક્ત ધારીએ છીએ. ગતિનો વિચાર કરવામાટે એક સાથે બે વસ્તુઓ હોય ત્યારે જ ગતિની કલ્પના કરી શકાય છે–એટલે કે, ગતિહીન અને ગતિયુક્ત એવી બે વસ્તુઓ ઉપસ્થિત હોય ત્યારે જ અમુક વસ્તુ ગતિયુક્ત છે એમ કહી શકાય છે. આ સમસ્ત વિશ્વરૂપસમુદાય કદાપિ પ્રચલિત થતો જ નથી. કારણ કે, જો એનામાં ગતિનો આરોપ કરીએ તો એના જેવી જ બીજી ગતિહીન સૃષ્ટિ તુલના કરવામાટે હોવી જોઈએ તે ક્યાં છે વારુ? એટલે એને પરિવર્તનશીલ કહી શકાય એમ છે જ નહિ. તેમ જ એ ગતિમાન્ થાય પણ શામાટે? અર્થાત્ વિશ્વ સમષ્ટિરૂપે પરિપૂર્ણ અવિચલ જ છે, પરંતુ એનામાંના પ્રત્યેક પરમાણુઓ નિરંતર ગતિ અને પરિવર્તનને પ્રાપ્ત થયા કરે છે–એના અંતર્ભાગમાં એકસમયાવચ્છેદે પરિવર્તનીય અને અપરિવર્તનીયનો સમાવેશ થયેલો છે. તેમ જ અપૌરુષેય અને પૌરુષેય ઉભય એક સ્થળમાં આવી મળેલા છે. આપણી ઈશ્વર, ગતિ અને વિશ્વવિષયક કલ્પના એ છે અને 'તું જ તે છે' એ વાક્યમાં જે ભાવાર્થ સમાયલો છે, તે જ ભાવાર્થ અક્ષરે અક્ષર આપણી એ ભાવનામાં પણ સમાયલો છે. કારણ કે, આપણે જો કાંઈ પણ જાણવાનું હોય તો તે આપણા પોતાના સ્વભાવને જ જણાવવાનું છે.

જેવીરીતે સમુદ્રમાંથી આવેલું પાણી પોતાના મૂળ આગમસ્થાનને ભૂલી જઈને પોતાને સમુદ્રથી સર્વથા ભિન્ન ધારવા માંડે છે, તેવી રીતે જ પૌરુષેયત્વને પ્રાપ્ત થયેલો

મનુષ્ય પોતાના આગમને ભૂલી જઇને પોતાને સર્વવ્યાપક અપૌરુષેયથી ભિન્ન જ ધારતો જોવામાં આવે છે. એટલે કે, આપણે પૌરુષેયત્વને પ્રાપ્ત થયેલા પ્રાણીઓ—આકારધારક જીવો—કિંચિદ્ ભિન્નતાયુક્ત થયેલી વ્યક્તિઓ આપણા મૂળ સ્થાનને ભૂલી જઇએ છીએ અને વેદાંતના શિક્ષણમાં જે મૂળ રહસ્ય સમાયલું છે તે એ જ છે કે, એ ભેદોનો આપણે અત્યારે ત્યાગ જ કરી દેવાનો છે, એમ નહિ કિન્તુ એ ભેદો શા છે, તે પ્રથમ આપણે સારી રીતે જાણી લેવું જોઇએ. આપણે અનંત અને તે સર્વવ્યાપક આત્મા જ છીએ—તે સમુદ્રના જલવત્ છીએ. એ જળનું આગમન સમુદ્રમાંથી જ થાય છે, છતાં તે સમુદ્ર પોતે જ છે, કાંઈ તેનો એક ભાગ કિંવા વિભાગ નથી,—એ સમસ્ત સાગર કિંવા શક્તિઓનો અનંત સમુદાય અસ્તિત્વ ધરાવે છે તે તમારો છે અને મારો છે; કારણ કે, તમે કિંવા હું અને પ્રત્યેક વ્યક્તિ એ સમુદ્રમાંથી નીકળેલી નેહેરો જ છે—અનંત આત્માના પોતાને વ્યક્ત કરવાના એ અનંત વિવિધ માર્ગો છે કે, જેમાં તે અનંત આત્મા પોતાને વ્યક્ત કર્યા કરે છે અને પરિવર્તનોનો આ મહાભારત સમુદાય આપણા જોવામાં આવે છે અને જેને આપણે પરિણામના નામથી ઓળખીએ છીએ, તે પણ આ અનંત શક્તિઓને વ્યક્ત કરતો આત્મા જ છે અને અનંતના એ પક્ષમાં આપણે ક્યાંય પણ અટકી શકીએ તેમ નથી જ. આપણી શક્તિ, આપણી સર્વજ્ઞતા, આપણી આનંદમયતા અને આપણી સત્તા અનંતના આ પક્ષે ક્યાંય પણ અટકી શકે એમ નથી. અનંત શક્તિ, અનંત અસ્તિત્વ અને અનંત આનંદમયતા એ સર્વ આપણી જ સંપત્તિ છે; આપણે એ વસ્તુઓને કાંઈ નવીનતાથી પ્રાપ્ત કરવાની નથી; કિન્તુ એ આપણી પોતાની જ મત્તા છે અને તેને આપણે માત્ર વ્યક્ત જ કરવાની છે.

જે એક મહતી ભાવના વેદાંતના સિદ્ધાંતમાંથી આવિર્ભૂત થાય છે તે આ છે અને એ કલ્પના વળી એવી પણ છે કે, જેને યથાર્થતાથી સમજવાનું કાર્ય અત્યંત કઠિન થઈ પડે છે. મને પોતાને એનો બરાબર અનુભવ છે કે, બાલ્યાવસ્થાથી જ મનુષ્યને આસપાસના સર્વ મનુષ્યો નિર્બળતાનું જ શિક્ષણ આપ્યા કરે છે. મને પણ મારા જન્મકાળથી એવું જ શિક્ષણ મળ્યું હતું અને 'હું એક અશક્ત–નિર્બળ વ્યક્તિ છું' એમ મનાવવાનો જ વારંવાર પ્રયત્ન કરવામાં આવતો હતો. આમ હોવાથી અત્યારે મારી ખરી શક્તિને ઓળખવાનું કાર્ય મારા માટે અતિશય કઠિન થઈ પડે, એ સ્વાભાવિક જ છે; પરંતુ સારાસારના વિવેક અને શુભાશુભના પૃથક્કરણથી હું જાણી શકું છું કે, મારે મારી પોતાની શક્તિનું જ્ઞાન કોઈ પણ પ્રકારે મેળવવું જ જોઇએ અને એ

નિશ્ચયથી એ કાર્ય થઈ પણ ચૂક્યું. આપણે આ વિશ્વમાં જે કાંઈ પણ જ્ઞાન ધરાવીએ છીએ, તે મૂળ ક્યાંથી આવ્યું'તું વારુ? જ્ઞાનનું કોઈ અન્ય સ્થાનમાંથી આગમન થયું જ નથી. એ જ્ઞાન તો આપણા પોતામાં જ રહેલું છે. તમારાથી બાહ્ય કયું જ્ઞાન રહેલું છે વારુ? જો એવું કોઈ જ્ઞાન હોય તો તે જ્ઞાનનો એક અંશ માત્ર તો મને બતાવો. જ્ઞાન કાંઈ બાહ્ય વિશ્વ કિંવા માયામાં નહોતું; કિન્તુ સર્વ કાળમાં તે મનુષ્યમાં જ હતું. જ્ઞાનને કોઈએ ઉત્પન્ન કર્યું નથી, કિન્તુ મનુષ્ય તેને ખોવાયલી વસ્તુ પ્રમાણે શોધી કાઢે છે અને અંતરમાંથી ખેંચીને તેને બહાર લાવી પ્રકટ કરે છે. એ જ્ઞાન તો અંતઃકરણમાં જ સ્થિત હોય છે. જે મહાવિશાળ વટવૃક્ષ ભૂમિમાં માઈલોના માઈલો પર્યન્ત પોતાના વિસ્તારને વધારી દે છે, તેનું મૂળ તો રાઈના દાણાના પણ એક અષ્ટમાંશ જેટલા સ્વલ્પ બીજમાં જ સમાયલું હોય છે–અર્થાત્ એટલી મોટી એ વિશાળ શક્તિનો સમુદાય એ સ્વલ્પ બીજમાં જ બદ્ધ થયેલો હોય છે અને પછીથી તેમાંથી અત્યંત વિશાળ વટવૃક્ષ*નો ઉદ્ભવ થાય છે. એ તો આપણે જાણીએ જ છીએ કે, રાક્ષસીય–વિરાટ્બુદ્ધિ ગુંછળું વાળીને પ્રાણકોષ (Protoplasmic cell) માં પડેલી હોય છે, ત્યારે અનંત શક્તિનો પણ એ જ પ્રકાર કેમ ન હોવો જોઈએ વારુ? આપણે જાણીએ

* આર્યાવર્ત્તમાં એવા અનેક વટવૃક્ષો અસ્તિત્વ ધરાવે છે કે, જેમનો વિસ્તાર કેટલાક માઈલ પર્યન્ત થયેલો હોય છે અને તેની છાયામાં રાજાનાં સૈન્યો પણ બહુ જ આરામથી વિશ્રાંતિ લઈ શકે છે. આર્યાવર્ત્તના એ વટવૃક્ષોની કેટલી બધી મહત્તા છે, તે આંગ્લ મહા કવિ મિલ્ટનની લખેલી પંક્તિઓ જ સિદ્ધ કરી બતાવે છે. તે પ્રમાણે:—

"Such as at this day, to Indians known,
In Malabar or Dekhan, spreads her arms,
Branching so broad and long, that in the ground,
The bended twings take root, and daughters grow,
About the mother tree, a pillared shade,
High overarched and echoing walks between.
There of the Indian herdsman, shunning heat,
Shelters in cool and tends his pasturing herds,
At loopholes cut through strictest shades."

(Milton's 'Paradise Lost,' ix.)

આ કવિતાનો ભાવાર્થ ઉપર આપેલા વિવેચનને મળતો જ હોવાથી પુનઃ અર્થ આપવાનું ઉચિત ધાર્યું નથી.

છીએ કે, એનું પણ એમ જ છે. એમ માનવું પ્રથમ કદાચિત્ અસત્યાભાસવત્ દેખાવાનો સંભવ છે ખરો, પણ અંતે તો એ જ તત્ત્વ સત્ય છે. આપણે બધા અણુકોષમાંથી જ બહાર આવેલા છીએ અને આપણામાં જે અલ્પ સ્વલ્પ શક્તિઓ રહેલી છે, તે પણ ત્યાં જ ગુંચળું વાળીને પડેલી હતી. તમારાથી એમ કહી શકાવાનું જ નથી કે, એ શક્તિઓ અન્નના આહારથી જ પ્રાપ્ત થયેલી છે. કારણ કે, અન્નનો એક મોટો ગગનચુંબક ઉચ્ચ પર્વત બનાવો અને પછી જુઓ કે તેમાંથી એવી કોઈ શક્તિનો આવિર્ભાવ થાય છે ખરો કે? શક્તિ તો ત્યાંની ત્યાં જ હતી, જો કે તે ગુપ્ત રહેલી હતી, પરતુ હતી તો ખરી જ. એ પ્રમાણે મનુષ્ય કદાચિત્ ન પણ જાણતો હોય અથવા તેને કદાપિ એ જાણવાનું શક્ય ન હોય, તો પણ મનુષ્યના આત્મામા એ અનંત શક્તિ રહેલી તો છે જ, એ નિર્વિવાદ સિદ્ધ છે. માત્ર એના વિશે સજ્ઞાન થવાનો પ્રશ્ન જ અવશિષ્ટ રહે છે. ધીમે ધીમે એ અનંત આત્મા ઊઠવા માંડે છે, જાગૃત થતો જાય છે અને પોતાની સ્વાભાવિક શક્તિથી જાણીતો થતો જાય છે. જેમ જેમ પોતાની શક્તિનું પોતાના સત્ય સ્વભાવનું આત્માને વધારે અને વધારે જ્ઞાન પ્રાપ્ત થતું જાય છે, તેમ તેમ તેનાં બંધનો તૂટતાં જાય છે, સાંકળો છિન્નવિચ્છિન્ન થઈને વિક્ષિપ્ત થાય છે અને અંતે એક એવો દિવસ પણ અવસ્ય આવે જ છે કે જ્યારે તેને અનંત જ્ઞાનની પુનઃ સંપૂર્ણ પ્રાપ્તિ થયેલી અનુભવવામાં આવી શકે છે-પોતાની શક્તિ અને પ્રજ્ઞાથી એ વિરાટ્ આત્મા સરળ રેષામાં ઊભેલો દેખાય છે. માટે આપણે સર્વ ચાલો એ પૂર્વ સ્વભાવને-મૂળ ધર્મને મેળવવાનો પ્રયત્ન કરીએ અને અનંત શક્તિમાન્ આત્મા થઈએ.

—:::—

## વ્યાખ્યાન વીસમું

## વ્યાવહારિક વેદાન્ત

### ( ચતુર્થ ભાગ )

આ દૃગૃહસ્થો અને સન્નારીઓ! અત્યાર સુધી તો આપણે વિશ્વવ્યાપક આત્મા વિષયક વિવેચનમાં જ આપણો અધિક સમય વીતાવ્યો છે; પરન્તુ આજના પ્રભાતકાળમાં વિશેષ આત્માનો વિશ્વવ્યાપક આત્મા સાથે શો સંબંધ રહેલો છે, તે સંબંધની વેદાન્તીય કલ્પનાઓને હું આપસમક્ષ રજૂ કરવાનો પ્રયત્ન કરીશ. વૈદિક સિદ્ધાંતોનાં દ્વૈતરૂપોમાં—એટલે કે પૂર્વતર સ્વરૂપોમાં આપણે જોઈ આવ્યા છીએ કે, તે વેળાએ પ્રત્યેક વ્યક્તિનો એક સ્પષ્ટ નિશ્ચિત અને સમર્યાદ વિશેષ આત્મા હતો. પ્રત્યેક વ્યક્તિમાંના એ વિશિષ્ટ આત્માવિશે જો કે અનેક વાદવિવાદ થયેલા છે, પરંતુ પ્રાચીન વેદાન્તી અને પ્રાચીન બૌદ્ધોવચ્ચે એ વાદ બહુ જ વધી ગયો હતો. બૌદ્ધો પ્રત્યેક ભિન્ન આત્માને તેના પોતાના સ્વરૂપમાં સંપૂર્ણ માનતા હતા, અને વેદાન્તીઓ એવા એકપક્ષીય આત્માના અસ્તિત્વનો અસ્વીકાર કરતા હતા. મેં તે દિવસ જેમ આપને જણાવ્યું હતું, તેવીરીતે યૂરોપમાં જે વસ્તુ અને તેના ગુણો વિશેનો વાદ નિરંતર ચાલ્યા જ કરે છે, તેવા પ્રકારનો જ આ પણ એક વાદ છે—અર્થાત્ એક પક્ષની એવી માનીનતા છે કે, ગુણોની પાછળ અમુક એક એવી વસ્તુ રહેલી છે કે જે, તેમના મૂલ આધારરૂપ છે અને જેમાંથી ગુણોનો ઉદ્ભવ થાય છે; અને દ્વિતીય પક્ષ એવી મૂલધારભૂત વસ્તુનો અસ્વીકાર કરે છે—તેને અનાવશ્યકીય દર્શાવીને એમ જ માને છે કે, ગુણો સ્વતંત્ર જ છે. આત્માના અત્યંત પ્રાચીન સિદ્ધાંતનો આધાર સ્વસ્મૃતિના સંવાદપર જ ટકી રહ્યો છે—એટલે કે, 'હું તે હું જ છું.'. અર્થાત્ 'જે ગઈ કાલનો 'હું' હતો તે જ 'હું' આજનો પણ છે અને જે 'હું' આજનો છે, તે જ 'હું' આવતી કાલનો પણ થવાનો. સારાંશ કે, શરીરના સંબંધમાં જે કાંઈ પરિવર્તનો થાય છે, તે પરિવર્તનોને જોવા છતાં પણ હું તો એમ જ માનું છું કે, હું તેનો તે જ છું. જેઓ સમર્યાદ છતાં સર્વસંપૂર્ણ ભિન્ન આત્માને માનતા હતા, તેમનો આ એક પ્રમુખ વાદ હતો અને એ માન્યતામાં જ તેમનો પૂર્ણ વિશ્વાસ હતો.

---

* લંડન-તા૦ ૧૭ મી નવેમ્બર ૧૮૯૬.

અન્ય પક્ષે પ્રાચીન બૌદ્ધોએ આમ માનવાની આવશ્યકતાનો જ અસ્વીકાર કર્યો હતો. તેઓ એવા પ્રમાણ કિંવા સંવાદને પ્રકાશમાં લઈ આવ્યા કે, આપણે જે વસ્તુને જાણીએ છીએ અને શક્યતાથી જેમને જાણી શકીએ છીએ, તે કેવળ આ પરિવર્ત્તનો જ છે. કોઈ પણ અપરિવર્ત્તનીય અને કદાપિ પરિવર્ત્તન ન પામતી વસ્તુને સિદ્ધ કરવાનો અને માનવાનો પ્રયત્ન સર્વથા મિથ્યા જ છે;–વારુ કદાચિત્ એમ પણ માનીએ કે, એવી કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવે છે એટલે કે, અમુક વસ્તુ એવી અપરિવર્ત્તનીય છે; છતાં પણ એ તો સત્ય જ છે કે, આપણે તેને જાણી કે ઓળખી શક્યા નથી અને હવે પછી પણ કોઈ શબ્દના અર્થની સહાયતાથી આપણે તેને જાણી શકીએ એવો સંભવ પણ નથી. વર્ત્તમાન કાળમાં યૂરોપમાં ધર્મશ્રદ્ધ અને ભાવશ્રદ્ધ વચ્ચે તથા વર્ત્તમાન નિશ્ચયવાદી (Positivist) તથા સંશયવાદી (Agnostics) વચ્ચે પણ એવો જ વાદ ચાલ્યા કરે છે. એમાં એકની એવી માન્યતા છે કે, અમુક એક એવી વસ્તુ છે કે, જે વિકાર કિંવા પરિવર્ત્તનને આધીન થતી નથી–તમારો હર્બર્ટ્ સ્પેન્સર્ તે એ માનીનતાનો અંતિમ પ્રતિનિધિ કિંવા પ્રતિપાદક થયેલો છે– અને આપણે એક એવી વસ્તુની ઝાંખી કરી શકીએ છીએ કે, જે સર્વથા અપરિવર્ત્તનીય છે અને કોમ્ટિસ્ટ્ તથા વર્ત્તમાન અગ્નોસ્ટિક્સ એથી વિરુદ્ધ તત્ત્વનું જ પ્રતિપાદન કરે છે. થોડાંક વર્ષ પૂર્વે મિસ્ટર્ હૅરિસન્ અને મિસ્ટર્ હર્બર્ટ સ્પેન્સર્ વચ્ચે જે વાદ ઉપસ્થિત થયો હતો, તે વાદમાં તમારામાંથી જેમણે ભાગ લીધો હશે તેઓ તો એ સારી રીતે જાણતા હોવા જ જોઇએ કે, એ તેની તે જ કઠિનતા છે. એટલે કે, એક પક્ષ સર્વ પરિવર્ત્તનશીલ વસ્તુઓના આધારરૂપ એક અપરિવર્ત્તનીય વસ્તુનો સ્વીકાર કરે છે અને દ્વિતીય પક્ષ એવી કોઈ પણ વસ્તુને માનવાની આવશ્યકતાનો પણ અસ્વીકાર કરે છે. એક પક્ષ એમ કહે છે કે, જ્યાં સુધી આપણે અમુક એક પરિવર્ત્તન કિંવા વિકારને આધીન ન થતી વસ્તુના વિચારને મનમાં સ્થાન આપીએ નહિ, ત્યાં સુધી આપણે પરિવર્ત્તનોનો વિચાર કરી શકતા જ નથી. ત્યારે બીજો પક્ષ એવો વાદ ઉપસ્થિત કરે છે કે, એમ માનવું મિથ્યા છે–આપણે તો માત્ર જે વસ્તુનું પરિવર્ત્તન થતું રહેછે, તેને જ જાણી શકીએ છીએ અને તેના જ વિચારને મનમાં સ્થાન આપી શકીએ છીએ. જે કાંઈ પણ અપરિવર્ત્તનીય હોય, તેને આપણે જાણી પણ શકતા નથી. આપણા મનમાં તેની લાગણી પણ થતી નથી અને તદ્વિષયક કલ્પનાનો આપણને સંપર્ક પણ થઈ શકતો નથી.

ભારતવર્ષમાં પણ અત્યંત પ્રાચીન કાળમાં એ મહાન્ પ્રશ્નનો જોઇએ તેવો સમર્પક નિર્ણય થઈ શક્યો નહોતો; કારણ કે, એ તો આપણે જોઈ આવ્યા છીએ

કે,, ગુણોની પાછળ રહેલી એક મૂળ વસ્તુની માનીનતા—કે જે પોતે ગુણ નથી—કદાપિ સિદ્ધ થઈ શકે તેમ છે જ નહિ. આત્મૈક્યના એટલે કે સ્મૃતિના પ્રમાણથી પણ—ગઈ કાલનો જે હું તે જ આજનો હું છું; કારણ કે, મને એની સ્મૃતિ છે. એથી અર્થાત્ હું એક અબાધિત વસ્તુ છું, એ પ્રમાણથી પણ—એ સિદ્ધ થઈ શકે તેમ નથી જ. એ માટેનું જે એક બીજું પ્રમાણ રજૂ કરવામાં આવે છે તે તો શબ્દોનો માત્ર એક માયાપટ છે એમ જ કહી શકાય. ઉદાહરણ તરીકે ધારો કે, એક મનુષ્ય વાક્યોની એક લંબ માળા બોલી જાય કે, 'હું કરું છું.' 'હું જાઉં છું'. 'હું સ્વપ્ન જોઉં છું.' 'હું ઊંઘુ છું' અને 'હું ચાલું છું.' અને એમાં તમે એવો વાદ જોઈ શકશો કે, કરવું, જવું, અને સ્વપ્ન જોવું ઇત્યાદિ કર્મો નિરંતર પરિવર્તનને પામતાં જ રહે છે, પરંતુ જે નિરંતર અવિકૃત અને એક જ સ્વરૂપમાં સ્થિત રહે છે, તે શબ્દ 'હું' જ છે. એથી તેઓ એવા જ નિર્ણયપર આવે છે કે, 'હું' એક એવી વસ્તુ છે કે જે સદૈવ અવિચલ અને એક જ રૂપમાં રહે છે અને જે પરિવર્તનો થાય છે તેમનો સંબંધ કેવળ શરીર સાથે જ રહેલો છે. આ પ્રમાણ દેખાવમાં તો જો કે સમાધાનકારક અને સ્પષ્ટ જ દેખાય છે, છતાં એનો આધાર કેવળ શબ્દોની ભૂલભૂલામણીપર જ રહેલો છે. 'હું' અને કરવું, જવું તથા સ્વપ્ન જોવું એ કદાચિત્ શ્વેત અને કૃષ્ણ વર્ણમાં એટલે કે કાગળના કકડાપર ભિન્ન હશે, પરંતુ મનમાં તો કોઈ પણ મનુષ્ય એ ઉભયને ભિન્ન કરી શકે તેમ નથી જ. એમ બનવું સર્વથા અશક્ય કિંબહુના અસંભવનીય જ છે.

જ્યારે હું ખાઉં છું, ત્યારે હું મને પોતાને ખાતો જ ધારું છું, એટલે કે ખાવાના વ્યવસાય સાથે મારી એકવાક્યતા થઈ ગયેલી હોય છે. જ્યારે હું દોડતો હોઉં છું ત્યારે હું અને દોડવું એ બે ભિન્ન વસ્તુઓ હોતી નથી. એટલામાટે ઉપર્યુક્ત પ્રમાણ કાંઈ એટલું બધું બળવાન્ હોય એમ જોવામાં આવી શકતું નથી. જો મારી સ્મૃતિના આધારે જ મારી અવિચલરૂપતાની સિદ્ધિ થતી હોય, તો એવી અનેક વસ્તુઓ કે જેમનું મને વિસ્મરણ થઈ ગયું હોય, તે કરનારો હું નહોતો એમ જ સિદ્ધ થાય અને એમ સિદ્ધ થતાં જ તે કરનાર હું બીજો હતો અને આજનો હું બીજો કોઈ છે, એમ પોતાની મેળે જ સિદ્ધ થઈ જાય છે. એ તો આપણે સારી રીતે જાણીએ છીએ કે, અનેક મનુષ્યો અમુક પરિસ્થિતિમાં પોતાના સમસ્ત ભૂતકાળને ભૂલી જાય છે. જ્યારે ઘણાક મનુષ્યો ગાંડા અથવા ઉન્મત્ત બની જાય છે, ત્યારે તેમાંના કેટલાકો એમ પણ ધારી બેસે છે કે, તે પોતે કાચના જ બનેલા છે અથવા કેટલાકો પોતાને પશુ પણ માને છે. હવે જો એ મનુષ્યોના અસ્તિત્વનો આધાર સ્મૃતિપર જ રહેલો હોય, તો તો

પછી તેઓ કાચ છે અથવા પશુ છે, એમ જ આપણે માનવું જોઇએ. પરંતુ વસ્તુ-સ્થિતિ તેવી ન હોવાથી આપણે આત્માની અવિચલતા અને એકરૂપતાને સ્મૃતિ જેવા નિર્બળ અને ક્ષણિક પ્રમાણુપર આધાર રાખનારી બનાવી શકીએ તેમ નથી જ. ત્યારે હવે અવશિષ્ટ શું રહે છે? એ જ કે, સમર્યાદ છતાં પરિપૂર્ણ અને અવિચલ આત્માની એકરૂપતાને ગુણોથી ભિન્ન સિદ્ધ કરી શકાય તેમ છે જ નહિ. જેની પાછળ ગુણોનો એક ગુચ્છ રહેલો છે એવા એક સંકુચિત અને સીમાબદ્ધ અસ્તિત્વની સ્થાપના આપણે કરી શકીએ, એ અશક્ય છે.

અન્ય પક્ષે પ્રાચીન બૌદ્ધોનાં પ્રમાણો એ પ્રમાણુ કરતાં વિશેષ બલવત્તર હોય, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. તેમનું કહેવું-એમ છે કે, ગુણોના ગુચ્છથી પર હોય એવી કોઈ પણ વસ્તુને આપણે જાણુતા પણ નથી અને જાણી શકતા પણ નથી. તેમની માનીનતા પ્રમાણે આત્મામાં ગુણોનો એક સમુદાય, રહેલો છે કે જે વિકાર અને લાગણીના નામથી ઓળખાય છે. એ ગુણોનો જે સમુદાય, તે જ આત્માના નામથી જ્ઞાત છે અને એ ગુણોનો સમુદાય નિરંતર પરિવર્ત્તિત થયા કરે છે. હવે આત્મવિષયક અદ્વૈતવાદીનો જે સિદ્ધાંત છે, તે એ બન્ન પક્ષોનું સમાધાન કરી નાખે છે.

અદ્વૈતવાદીનું એવું મંતવ્ય છે કે, મૂળ વસ્તુને આપણે ગુણ કિંવા વિકૃતિથી ભિન્ન માની શકતા નથી એ સત્ય છે; એ સાથે એમ પણ છે કે, આપણે પરિવર્ત્તન અને અપરિવર્ત્તન વિશે પણ એક સમયાવચ્છેદે વિચાર કરી શકતા નથી; એમ થવું સર્વથા અશક્ય છે. પરંતુ એમ માની શકાય છે કે, જે મૂળ વસ્તુ છે, તે પોતે જ ગુણ છે. વસ્તુ અને ગુણ કિંવા વિકાર એ બે ભિન્ન વસ્તુઓ નથી. તે અપરિવર્ત્તનીય જ છે કે જે પરિવર્ત્તનશીલ તરીકે દષ્ટિગોચર થાય છે. વિશ્વની જે અપરિવર્ત્તનીય મૂળ વસ્તુ છે, તે કાંઈ પરિવર્ત્તનશીલ વિશ્વથી ભિન્ન નથી. અજ્ઞેય વસ્તુ આ જ્ઞેય નિઃસર્ગથી ભિન્ન છે, એમ તો નથી જ કિંતુ તે અજ્ઞેય વસ્તુ જ આ જ્ઞેય વિશ્વરૂપ થયેલી છે. જે આત્મા અપરિવર્ત્તનશીલ છે; અને જેને આપણે લાગણી તથા જ્ઞાનના નામથી ઓળખીએ છીએ—એટલું જ નહિ પણ જે આ શરીર છે, તે પણ તે જ આત્મા છે અને જે જ્ઞાન કિંવા નિરીક્ષણ છે તે એક જ વસ્તુનું છે. આપણુને આત્મા છે અને આપણે શરીર ધરાવીએ છીએ, એમ ધારવાની એક પ્રકારની આપણુને ટેવ જ પડી ગઈ છે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં આપણે એક જ—માત્ર એક જ વસ્તુને ધારણુ કરી શકીએ છીએ—બે વસ્તુને કદાપિ ધારણુ કરી શકતા નથી.

જ્યારે હું મને પોતાને 'શરીર તરીકે ધારું છું, ત્યારે હું કેવળ દેહ જ છું; અને તે વેળાએ 'હું કોઈ અન્ય વસ્તુ છું' એમ' કહેવું સર્વથા વ્યર્થ કિંવા નિરુપયોગી જ

છે. અને એવી જ રીતે જ્યારે હું પોતાને આત્મા જ ધારું છું, ત્યારે શરીરની ભાવના સર્વથા લુપ્ત થાય છે; એટલે કે, શરીરસવેદના ત્યાં અવશિષ્ટ રહેતી નથી. શરીરની ભાવનાનો લોપ થયા વિના કોઈ પણ આત્માની ભાવના મેળવી શકતું જ નથી. તેમ જ ગુણોના ભાવનો લોપ થયા વિના મૂળ વસ્તુના ભાવને કોઈ ધારણ કરી શકતું નથી.

ઉપર્યુક્ત વિષયને વિશેષ સ્પષ્ટ કરવામાટે અદ્વૈતશાસ્ત્રના રજ્જુ અને સર્પના પુરાતન ઉદાહરણનો આપણે અહીં ઉપયોગ કરવો જોઈએ. ધારો કે, સર્વત્ર અંધકાર છવાયલો છે અને માર્ગમાં એક જાડો દોરડો પડેલો છે; તે દોરડાને જ્યારે કોઈ એક મનુષ્ય સર્પ જ ધારી લેછે, ત્યારે તે દોરડામાંનું દોરડાપણું એટલે કે રજ્જુત્વ જતું રહેલું હોય છે અને તેવી જ રીતે જ્યારે તેને તે રજ્જુ જ માને છે, ત્યારે તેમાથી સર્પના અસ્તિત્વનો લોપ થયેલો હોય છે. માત્ર પૃથક્કરણથી જ દ્વિધા અસ્તિત્વ અને ત્રિધા અસ્તિત્વની ભાવનાઓનો આપણા મનમાં સંચાર થાય છે. એ પૃથક્કરણ પછી તે ભાવો ગ્રંથોમાં લખાય છે અને આપણે તે ગ્રંથો વાંચીએ છીએ અથવા તો તેમના વિશે એટલું બધું ચારે તરફથી સાંભળીએ છીએ કે, અંતે આપણો એવો જ નિશ્ચય થાય છે કે, ખરેખર આપણે આત્મા અને દેહ ઉભયનું એક સમયાવચ્છેદે દર્શન કરી શકીએ છીએ; પરંતુ એ ભ્રમ છે—વાસ્તવિક રીતે એવું અસ્તિત્વ જ નથી. જે જ્ઞાન હોય છે, તે કેવળ શરીરનું જ હોય છે કિંવા આત્માનું જ હોય છે. એ માટે બીજા વિશેષ વાદ કિંવા પ્રમાણોની અગત્ય છે જ નહિ. એનો સારાસારના વિચારથી તમે પોતે જ પોતાના મનમાં નિશ્ચય કરી શકો એમ છે.

તમે પોતાને એક આત્મા—શરીરવિરહિત કોઈ એક વસ્તુ તરીકે માનવાનો પ્રયત્ન કરો. એ પ્રયત્નના પરિણામે તમારા જાણવામાં આવી જશે કે, એમ થવું બહુધા અશક્ય જ છે. અને જે કેટલાક વિરલ પુરુષોને માટે એ કાર્ય શક્ય છે એટલે કે, જે થોડાક નરો પોતાને આત્મા માની શકે છે, તેઓ તત્કાળ જાણી શકશે કે, જે વેળાએ તેઓ પોતાનો આત્મા તરીકે સાક્ષાત્કાર કરે છે, તે વેળાએ તેમના મનમાંથી શરીરની ભાવનાનો સર્વથા લોપ જ થયેલો હોય છે. તમે એવા પણ કેટલાક મનુષ્યોને જોયેલા હશે અથવા તો તેમના વિશે સાંભળેલું હશે કે, તે પુરુષો અમુક વિશિષ્ટ સમયે મનની એક પ્રકારની વિલક્ષણ અવસ્થામાં વિહરતા હોય છે, અને તેમના મનની એ વિલક્ષણ અવસ્થાનો ઉદ્ભવ આત્માકર્ષક વિદ્યા ( Hypnotism), વાતોદ્ભૂત રોગ (Hysterical disease) અથવા તો એવા જ અન્ય કોઈ કારણથી થયેલો હોય છે. તેમના અનુભવથી એ તો અવશ્ય તમે જાણી શકશો કે, જ્યારે તેઓ અમુક આંતરિક

કવચિત્ તાત્ત્વિકતાને કેટલીક હાનિ પણ પહોંચાડી છે. જેને અત્યારે આ વર્તમાન કાળમાં તમે પરિણામવાદના નામથી ઓળખો છો અને એમ માનો છો કે, ધીમે ધીમે સર્વ પદાર્થો ઉન્નતિને જ પામતા જાય છે; તેવી જ તેમની પણ ભાવના હતી અને પોતાના હસ્તમાંના એ શાસ્ત્રની સહાયતાથી સર્વ પૂર્વ સિદ્ધાંતોની એકવાક્યતા કરવાનું કાર્ય તેમને બહુ જ સરળ થઈ પડયું હતું. અર્થાત્ એ પ્રમાણે પૂર્વ કલ્પનાઓ કિંવા ભાવનાઓમાંની એક પણ કલ્પના કિંવા ભાવનાનો અસ્વીકાર કરવામાં આવતો નહોતો. બૌદ્ધ ધર્મની કલ્પનામાં જે એક મોટામાં મોટો દોષ રહેલો હતો તે એ જ કે, તેનામાં એ સતત વિસ્તારાત્મક ઉન્નતિને જોવાનો કિંવા જાણવાનો ગુણ સમાયલો નહોતો અને એ જ કારણથી પોતાથી આગળના અસ્તિત્વ ધરાવતાં ચરણોને તેમણે સત્ય દિશામાં વાળવાનો પ્રયત્ન કર્યો જ નહિ. તેમણે સર્વ પૂર્વ સિદ્ધાંતોનો, તેમને હાનિકારક અને નિરુપયોગી જાણીને, સર્વથા તિરસ્કાર સહિત અસ્વીકાર જ કરી દીધો હતો.

તમે વિચારાંતે એ તો જાણી શકશો જ કે, ધર્મમાંની એ ભાવના તે એક અત્યંત હાનિકારક ભાવના છે. એક મનુષ્ય નવીન અને ઉત્તમ ભાવો પ્રાપ્ત કરે છે અને ત્યાર પછી પોતાના ત્યકત ભાવોનું પશ્ચાદવલોકન કરીને એવા નિર્ણયપર આવે છે કે, તે પૂર્વ ભાવો તો સર્વથા અશુભકર અને અનાવશ્યકીય જ હતા. પરંતુ તે એ વિચાર તો નથી જ કરતો કે, તે પૂર્વ ભાવો અત્યારે ભલે ગમે તેવા અશુભ અને અસભ્ય જણાતા હોય—વર્તમાન ભાવો સાથે સરખાવતાં તે ભૂતકાલીન ભાવો ગમે તેટલા કનિષ્ઠ હોય, છતાં એક સમયમાં તે ભાવો તેને ઘણા જ ઉપયોગી હતા, તેને તેની વર્તમાન અવસ્થામાં લાવવામાટે તે ભાવો આવશ્યકીય હતા અને તે કાળે તેમના વિના ચાલી શકે તેમ હતું જ નહિ. આપણામાંના પ્રત્યેકે એ પ્રમાણે જ પોતાની ઉન્નતિના માર્ગમાં ગમન કરવાનું છે—એટલે કે, એ ભાવનાઓમાં જ વસીને અને એમનો લાભ લઇને જ અંતે મહત્તર સ્થિતિને પ્રાપ્ત કરવાની છે. એટલામાટે જ અત્યંત પુરાતન ધર્મસિદ્ધાંતો સાથે પણ અદ્વૈતનો તો મૈત્રીસંબંધ જ છે. પૂર્વકાલીન દ્વૈતવાદ અને તેવા જ બીજા સર્વ સિદ્ધાંતોને તે પોતાના મિત્ર જ માને છે અને તે પણ પોતાના પોતાથી ઉતરતા હીન મિત્રો તરીકે નહિ, કિંતુ તે પણ સત્ય જ છે એવા દૃઢ નિશ્ચયથી જ—એટલે કે, તે પણ એ જ સત્યનાં પ્રકટીકરણો છે અને તેથી જે અંતને અદ્વૈતવાદ પહોંચી ચૂક્યો છે, તે જ અંતને અંતે તે સર્વ પણ પહોંચવાના જ, એવા ભાવથી જ તે તેમને પોતાના સહચર ધારે છે. અર્થાત્ અદ્વૈતનો કોઈ પણ ધર્મમત-સાથે વિરોધ નથી.

આ સર્વ નાનાવિધ ધર્મમાર્ગો અભિશાપદાયક નહિ, કિન્તુ આશીર્વાદાત્મક જ છે કે જે માર્ગોમાંથી સમસ્ત મનુષ્યજાતિએ અંતે સુરક્ષિત થવાના ઉદ્દેશથી ગમન કરવાનું છે. એટલામાટે જ. એ સર્વ દ્વૈતવાદોને વેદાંતમાં લેશ માત્ર પણ સ્પર્શ કર્યા વિના અવિચલ રાખવામાં આવ્યા છે. અને તેથી એક જ આત્મા–સમર્યાદ છતાં પોતામાં જ પરિપૂર્ણ આત્મા–વિષયક કલ્પનાએ પણ વેદાંતમાં પોતાનું સ્થાન મેળવ્યું છે, એમ સ્પષ્ટ જોવામાં આવી શકશે.

આત્માવિષયક એ કલ્પના અનુસાર મનુષ્ય મરણ પામે છે અને મરણ પછી અન્ય લોકોમાં ગમન કરે છે, ઇત્યાદિ કેટલીક વાતો માનવામાં આવી છે, અને એ કલ્પના કિંવા ભાવનાઓને તેમના સત્ય સ્વરૂપમાં જાળવી રાખવામાં આવી છે; કારણ કે, અદ્વૈતસિદ્ધાન્તમાંની એ વિશાળતાથી એ કલ્પનાઓમાંની કોઈ પણ કલ્પનાને તમે તેના યોગ્ય સ્થાનમાં સ્વીકારી શકો એમ છે–એમ કરતાં માત્ર તમારે એટલા તત્ત્વનો સ્વીકાર કરવો જોઈએ કે, એ સર્વ મૂળ વસ્તુના એક વિશિષ્ટ પક્ષનું જ દર્શન કરાવે છે–એટલે કે, એમાં જ સર્વસ્વનો સમાવેશ થતો નથી.

તમે જો પોતાની અમુક એક વિશિષ્ટ ભાવના પ્રમાણે જ આ વિશ્વનું દર્શન કરતા હો અને તે ભાવના એવી હોય કે જેનાથી તમે માત્ર વિશ્વના એક ભાગનું જ અવલોકન કરી શકતા હો, તો વિશ્વ તમારા મનમાં તેવા જ રૂપે રજૂ થાય, એ સ્વાભાવિક જ છે. જ્યાં દ્વૈતભાવમંડિત મન સ્થિત હોય છે, તે સ્થાનમાંથી આ વિશ્વ કેવળ માયા કિંવા જડતામાંથી ઉત્પન્ન થયેલું જ દેખાય છે અને આ સૃષ્ટિ એક વિશિષ્ટ ઇચ્છાના ખેલ કિંવા પરિણામરૂપ જ દેખાય છે; તેમ જ તે ઇચ્છા વળી આ વિશ્વથી સર્વથા ભિન્ન હોય એમ જોવામાં આવે છે અને આવા ભાવ ધરાવતા મનુષ્યને આથે પોતાને દ્વિધા નિઃસર્ગથી ઉત્પન્ન થયેલા તરીકે એટલે કે શરીર અને આત્મા ઉભયરૂપે અવલોકવાની ફરજ આવી પડે છે–અને એ આત્મા જો કે સમર્યાદ છે, છતાં પોતાના વ્યક્તિત્વથી પોતામાં સંપૂર્ણ જ છે. એવા મનુષ્યની અમરતાવિશેની સર્વ ભાવનાઓ અને અન્ય સર્વ વિચારણાઓ એ આત્માને જ લાગૂ પાડવામાં આવે છે. એટલામાટે આ માનીનતાઓને પણ વેદાંતમાં જાળવી રાખવામાં આવી છે અને એટલામાટે એ દ્વૈતમતની કેટલીક પ્રજાપ્રિય અથવા લોકમાન્ય ભાવનાઓને આપસમક્ષ રજૂ કરવી, એ હૂં અત્યંત આવશ્યકીય માનું છું. એ સિદ્ધાંત પ્રમાણે આપણે એક શરીર ધરાવીએ છીએ, એ તો જાણે નિશ્ચિત જ છે. એ શરીરમાં વળી તેઓ જેમ કહે છે તેમ એક અન્ય સૂક્ષ્મ શરીર રહેલું છે. એ સૂક્ષ્મ શરીર

પણ જડ વસ્તુનું જ બનેલું છે, પણ વિશેષતા એટલી જ કે તે જડ વસ્તુઓ પણ અત્યંત સૂક્ષ્મ હોય છે. એ સૂક્ષ્મ દેહ આપણાં સર્વ કર્મોનો આધાર છે. આપણાં સર્વ કર્મોના સસ્કાર એ સૂક્ષ્મદેહમાં જ રહેલા હોય છે કે જે યોગ્ય અનુકૂલ કારણ મળતાં પ્રકટ થવાને તૈયાર જ હોય છે. આપણે વિચારતા હોઇએ તેવા પ્રત્યેક વિચાર અને આપણે કરીએ છીએ તે પ્રત્યેક કર્મ અમુક કાળના વ્યતીત થવા પછી સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરે છે—એટલે કે તે તમતવાદીઓના કથન અનુસાર બીજના રૂપમાં જાય અને તે સૂક્ષ્મ કર્મ એ દેહમાં શક્યરૂપે સ્થિત રહે છે. પુનઃ અમુક સમય પછી પ્રકટ થઇને તે કર્મ પોતાના પરિણામને ધારણ કરે છે. મનુષ્યનું સમસ્ત જીવન આ છે–મનુષ્યે પોતે જ પોતાનું એ જીવન બનાવ્યું છે (કલ્પ્યું છે). માત્ર મનુષ્યે પોતે જ પોતાને માટે જે નિયમો (કાયદાઓ) બનાવ્યા હોય, તેના વિના બીજા કોઈ નિયમોથી તે બંધાયલો હોય, એમ તો છે જ નહિ. આપણાં કર્મો, આપણા વિચારો અને આપણી કૃતિઓ તે માત્ર આપણે પોતે જ શુભ કે અશુભમાટે આપણા પોતાની આસપાસ વિસ્તારેલા જાળમાંના સૂત્ર સમાન જ છે. એકવાર આપણે અમુક એક શક્તિને ગતિમાં મૂકી કે પછી તેનાં સંપૂર્ણ પરિણામો આપણને સહન કરવાં જ પડે છે. કર્મનો એ નિયમ જ છે. વળી એ સૂક્ષ્મ શરીર પછી આત્માની સાથે જીવ અથવા મનુષ્યનો વિશિષ્ટ આત્મા નિવાસ કરે છે. એ વિશિષ્ટ આત્માના માપ અથવા આકાર તેમ જ અનાકારવિશે અનેક વાદવિવાદ ચાલ્યા કરે છે. કેટલાકોના અભિપ્રાય પ્રમાણે એ વિશિષ્ટ આત્મા એક પરમાણુ સમાન સૂક્ષ્મ કિંવા લઘુ છે અને બીજા કેટલાકોના મત પ્રમાણે તે એટલો બધો લઘુ નથી. તેમ જ કેટલાકોના મંતવ્ય અનુસાર તે મહા ગુરુતમ છે, ઇત્યાદિ. એ જીવ તે વિશ્વવ્યાપક આત્માનો એક ભાગ કિંવા અંશ છે અને તે નિરંતર અવિચલ રહેનારો છે. જન્મ પામ્યાવિના જ વિશ્વવ્યાપક આત્માના એક અશ તરીકે તે અસ્તિત્વ ધરાવે છે અને તેનો અત પણ થવાનો નથી–આ સવ સ્વરૂપોના સત્ય સ્વભાવને પવિત્રતા તરીકે પ્રકટ કરવામાટે તે આત્મા એ સર્વ સ્વરૂપોને ધારણ કર્યા કરે છે. જે સ્થિતિમાંથી જીવ આવેલો હોય, તે જ સ્થિતિમાં તેને પુનઃ દૃષ્ટિપાત કરાવનાર કર્મ તે અશુભકર્મ કહેવાય છે. એવો જ પ્રકાર વિચારનો પણ છે. તેમ જ તે પ્રત્યેક કર્મ અને પ્રત્યેક વિચાર કે જે જીવને તેના વિસ્તારના કાર્યમાં સહાયતા આપે છે અને તેને વિશેષ વ્યક્ત થવામાં ઉત્તેજનરૂપ થઈ પડે છે, તે શુભ કર્મ કિંવા સત્કર્મ કહેવાય છે. પરંતુ ભારતવર્ષમાંના અસંસ્કૃત દ્વૈતવાદીઓ તેમ જ તત્ત્વજ્ઞાનમાં બહુ જ આગળ વધેલા અદ્વૈતવાદીઓ મધ્યે એ એક વિલક્ષણ

આનીનતા તો સર્વસાધારણુ છે કે, આત્માની સર્વ શક્તિઓ તથા શકયનાઓ સદા સર્વદા તેના પોતામાં જ રહેલી હોય છે અને તે બીજા કોઈ પદાર્થમાંથી આવતી નથી અને આવવાની પણુ નથી. તે શક્તિઓ સૂક્ષ્મરૂપે આત્મામાં રહેલી હતી અને તે જ સૂક્ષ્મ શક્તિઓ પ્રકટ થયા કરે છે અને તે પ્રકટીભવન તે જ આ જીવન છે.

તેઓ (ભારતવાસીઓ) વળી પુનર્જન્મવાદને પણુ દઢતાથી માનનારા છે. પુનર્જન્મને એવો અર્થ થાય છે કે, જ્યારે આ પંચભૂતાત્મક શરીર પુનઃ પંચભૂતમાં મળી જાય છે–એટલે કે આ શરીરનો અંત થાય છે, ત્યારે જીવ પુનઃ બીજા શરીરને ધારણુ કરે છે (આ લોકમાં અથવા તો અન્ય કોઈ લોકમાં). અને વિશેષતઃ આ લોકમાં જ શરીર ધારણુ કરવું, એ વિશેષ ઉત્તમ માનવામાં આવે છે. કારણુ કે, આપણા સર્વ હેતુઓની સિદ્ધિમાટે અન્ય સર્વ લોકો કરતાં આ મર્ત્યલોક સર્વોત્કૃષ્ટ મનાય છે. બીજી સૃષ્ટિઓ વિશે સાધારણતઃ એવી ધારણા છે કે, ત્યાં દુઃખોનો બહુધા અભાવ જ હોય છે અને ખાસ એ જ કારણથી તેમના કહેવા પ્રમાણે વિશેષ મહત્તર વસ્તુઓના વિચારનો ત્યાં બહુ જ અલ્પ સંભવ હોય છે. આ વિશ્વમાં દુઃખ તેમ જ સુખનું પ્રમાણુ એકસમાન હોવાથી જીવ મોડો કે વ્હેલો જાગૃત થાય છે અને પોતાને મુક્ત બનાવવાનો વિચાર કરે છે. પરંતુ જેવી રીતે આ જગતમાંના અતિશય ધનાઢ્ય પુરુષોને વિશેષ મહત્તમ વસ્તુના વિચારનો પ્રસંગ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે જો જીવ સ્વર્ગમાં જાય, તો ત્યા તેને ઉન્નત વિચારનો પ્રસંગ મળતો નથી કિન્તુ તેની, તેની તે જ અવસ્થા દઢીભૂત થતી જાય છે–તે ત્યાં એક સૂક્ષ્મ શરીર ધારણુ કરે છે કે જેને રોગનો સંપર્ક થતો નથી, ખાનપાનની આવશ્યકતા હોતી નથી અને જેની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થયેલી હોય છે; ત્યાં જીવ એક પછી એક અનેક પ્રકારના વિલાસો ભોગવવામાં નિમગ્ન રહે છે અને તેથી તે પોતાવિશેના તેમ જ બીજા પણુ સર્વ ઉન્નત વિચારોને સર્વથા ભૂલી જાય છે. આમ છતાં તે ઉત્તમ લોકોમાં પણુ કેટલાક એવા જીવો છે કે, જેઓ સ્વર્ગના આટલા બધા વિલાસોને ભોગવતા હોવા છતાં પણુ ત્યાંથી વિશેષ ઉત્તમ અને ઉચ્ચ સ્થાનમાં જવાનો યત્ન કરે છે. દ્વૈતવાદીઓનો એક અત્યંત અસંસ્કૃત કિંવા અશિક્ષિત સમાજ એ અંતિમ નિર્ધારિત સ્થાનવિશે એવી ભાવના ધરાવે છે કે, 'મરણુ પછી આપણે અત્યંત ઉચ્ચ સ્વર્ગમાં જઇશું કે જ્યાં આપણા આત્માઓ નિરંતર ઇશ્વરના સહવાસમાં જ નિવાસ કરતા રહેશે.' તે આત્માઓ ત્યાં અતિશય સુંદર શરીર ધારણુ કરશે અને રોગ, મૃત્યુ કિંવા એવા કોઈ પણુ પ્રકારના દુઃખનો તેમને કદાપિ સ્પર્શ થઈ શકશે

જ નહિ. ત્યાં તેમની સર્વ ઇચ્છાઓ તત્કાળ પરિપૂર્ણ થશે, તેઓ સદા સર્વદા ઈશ્વર સાથે જ વસશે, તેઓ વારંવાર આ પૃથ્વીપર પાછા આવશે અને અન્ય શરીર ધારણ કરીને મનુષ્યપ્રાણીને સત્ય માર્ગ બતાવશે. અત્યાર સુધીમાં થઈ ગયેલા સર્વ મહાન્ ઉપદેશકો એવા જ થયા છે. તેઓ મુક્ત થયેલા હતા અને ઈશ્વરસાથે વસતા હતા; પરંતુ અહીં પીડા પામતી મનુષ્ય જાતિમાટેની તેમની દયાનો અતિરેક થવાથી તેઓ પાછા અહીં આવ્યા હતા અને પુનઃ અવતાર ધારણ કર્યો હતો. એ અવતાર ધારીને તેમણે મનુષ્યોને સ્વર્ગનો માર્ગ બતાવ્યો હતો. એટલે હવે તેઓ અન્ય લોકમાં જાય છે, દેવ લોકમાં પ્રયાણ કરે છે અને બીજા પણ નાનાવિધ લોકોમાં સંચાર કરી શકે છે.

એ તો આપણે જાણીએ છીએ જ કે, અદ્વૈતનો તો એવો જ અભિપ્રાય છે કે, આ કલ્પના કદાપિ આદર્શરૂપ કિંવા મનુષ્યના અંતિમ સાધ્યરૂપ હોઈ શકે જ નહિ.કેવળ અશરીરતા જ આદર્શ છે. આદર્શ—અંતિમ આદર્શ—સાંત હોઈ શકે જ નહિ. કોઈ પણ વસ્તુ કે જે અનંતથી દૂર હોય અથવા ભિન્ન હોય, તે અંતિમ સાધ્ય થઈ શકે જ નહિ અને શરીર અનંત ન હોવાથી તે અંતિમ સાધ્ય ન થાય એ સ્પષ્ટ જ છે. અંતિમ આદર્શ શરીર હોય, એ અશક્ય છે; કારણ કે, તેનું આગમન મર્યાદા કિંવા સાન્તતામાંથી જ થાય છે. વિચાર પણ અનંત હોઈ શકે નહિ. કારણ કે, તેની ઉત્પત્તિની પણ મર્યાદા જ છે. અદ્વૈતમત તો એમ જ કહે છે કે, આપણે આ શરીરથી પર અને વિચારથી પણ પર પ્રદેશમાં જ જવાનું છે અને આપણે અન્ય વિલક્ષણ અદ્વૈતવાદીઓની સ્થિતિને પણ જોઈ ચૂક્યા છીએ કે, આત્માની તે સ્વતંત્રતા પ્રથમથી જ અસ્તિત્વ ધરાવે છે, તે સ્વતંત્રતા કાંઈ નવીનતાથી મેળવવાની નથી; કારણ કે, તે તો પરાપૂર્વથી ત્યાં જ છે. આપણે માત્ર તેને ભૂલી ગયેલા હોવાથી જ તેના અસ્તિત્વનો અસ્વીકાર કરીએ છીએ. એ પરિપૂર્ણતા કાંઈ નવીનતાથી પ્રાપ્ત કરવાની નથી, તે તો પ્રથમથી જ અવિચલ અસ્તિત્વ ધરાવે છે. એ અશક્યતા અને અપરિવર્ત્તનીયતા પણ કાંઈ નવેસરથી ઉપલબ્ધ કરવાની નથી; કારણ કે, તેમનું અસ્તિત્વ તો પ્રથમથી જ છે. આપણામાં સર્વ કાળ તેમનો અવિચલ નિવાસ છે.

જો તમારા પોતા વિશે તમારામાં એમ કહેવાનું સામર્થ્ય હોય કે, 'હું મુક્ત કિંવા સ્વતંત્ર છું' તો આ ક્ષણે જ તમે મુક્ત છો, એમ નિશ્ચયપૂર્વક માની લેવું. તેમ જ જો તમે એમ કહો કે, 'હું બદ્ધ કિંવા પરતંત્ર છું' તો પછી તમે એવી રીતે બદ્ધ જ રહેવાના. દ્વૈતવાદી અને બીજાઓના જો કે આ પ્રમાણેના અભિપ્રાયો છે, છતાં એમાંથી તમને જે યોગ્ય લાગે તે જ મતનો તમારે સ્વીકાર કરવાનો છે.

વેદાંતની આ કલ્પના સમજવી ઘણી જ કઠિન છે અને એથી જ લોકો એ કલ્પનામાટે નિરંતર પોતપોતામાં વિગ્રહ કર્યા કરે છે. તેમના માટે મોટામાં મોટી જે કઠિનતા છે તે એ જ કે, જો તેઓ આવી કલ્પનાઓના એક સમુદાયને જુએ છે, તો તેના તેઓ અસ્વીકાર કરવાની ઇચ્છા ધરાવે છે અને બીજી જે કલ્પનાઓ તેમને અનુકૂલ હોય તેમની સિદ્ધમાટે યુદ્ધનો આરંભ કરે છે. એટલામાટે મારું એ જ કહેવું છે કે, તમને જે કલ્પના યોગ્ય લાગતી હોય તેનો તમે સ્વીકાર કરો અને બીજાઓને પણ તેમની યોગ્યતા પ્રમાણેની કલ્પનાનો સ્વીકાર કરવા દ્યો. જો તમારી આ અલ્પ વ્યક્તિત્વને—સમર્યાદ મનુષ્યત્વને—જ વળગી રહેવાની દૃઢ ઇચ્છા હોય, તો તમે પોતાની એ સર્વ ઇચ્છાઓને સિદ્ધ કરી શકો એમ છે—તમારે એ અલ્પ વ્યક્તિત્વમાં જ રહેવું પડશે અને તેમાં જ સંતુષ્ટ રહી આનંદ માનવો પડશે. જો મનુષ્યત્વ વિશે તમારો સારો અને પૂર્ણ અનુભવ થયેલો હોય, તો પછી જ્યાં સૂધી તમારી વાંચ્છના હોય ત્યાં સૂધી તેને ધારણ કરી રાખો; કારણ કે, એ તો તમે જાણો જ છો કે, તમારા પોતાના ભાગ્યના કિંવા ભવિષ્યના ઉત્પાદક તમે પોતે જ છો, એટલે એમાં તમારો કોઈ પણ વિરોધ કરે તેમ નથી જ. જો તમારી સુર કિંવા દેવ થવાની ઇચ્છા હશે, તો તમે દેવ થશો અને અસુર થવાની ઇચ્છા હશે તો અસુર થશો—એ જ કહેવાનું મૂળ તાત્પર્ય છે. પરંતુ બીજા કેટલાક એવા પણ છે કે, જેઓ દેવ પદવી મેળવવાથી પણ પ્રસન્ન નથી. ત્યારે તેમને 'આ એક ભયંકર વિચાર છે' એમ કહેવાનો તમને શો અધિકાર છે વારુ? તમારો સ્વભાવ એવો છે કે, માત્ર એક સો પાઉંડ ખોતાં જ ભયભીત થઈ જાઓ છો; પરંતુ બીજા ઘણાક એવા પુરુષો પણ છે કે, જેઓ પોતાની આ વિશ્વમાંની સર્વ સંપત્તિનો નાશ થઈ જાય, તોય તેની લેશ માત્ર પણ ચિંતા રાખતા નથી અને તે માટે શોક પણ કરતા નથી. આવા અનેક પુરુષો થયેલા છે અને અત્યારે પણ છે. ત્યારે તમારે પોતાના સ્વભાવ પ્રમાણે તેમના સ્વભાવનો તોલ શામાટે કરવો જોઈએ વારુ? તમે પોતાની મર્યાદાને અને આ વિશ્વના અલ્પ ભાવોને વળગી રહો છો—તમારી ઉચ્ચતમ આદર્શતા એ જ છે અને અમે એ માટે તમારો સત્કાર કરીએ છીએ. એ ભાવના તમને તમારી ઇચ્છા પ્રમાણે જ ફળીભૂત થશે. પરંતુ બીજા કેટલાક એવા મનુષ્ય છે કે, જેમણે સત્યનું નિરીક્ષણ કર્યું છે, આ બધી કલ્પનાઓ સાથેનો વ્યવહાર પૂરો કર્યો છે અને જેઓ આ મર્યાદાઓમાં જ રહેવાથી સંતુષ્ટ થઈ શકે તેમ નથી, તેમ જ જેમને આ વિશ્વમાંની કોઈ પણ વસ્તુ સંતોષ આપી શકે તેમ નથી, તેઓ તો તમારા કરતાં ભિન્ન માર્ગમાં જ વિચરવાના. તેમના

માટે આ સર્વ વૈભવ અને ઉપભોગોથી પરિપૂર્ણ વિશ્વ પંકજલાશય સમાન જ છે. ત્યારે તમે તેમને પણ તમારી પોતાની ભાવના સાથે બાંધીને જકડી દેવાની ઇચ્છા શામાટે ધરાવો છો વારુ? તમારે આ સર્વ કાર્યોથી એકવાર સદાને માટે દૂર થઈ જવું જોઇએ. પ્રત્યેકને સ્થાન આપો.

કેટલાંક વર્ષ પૂર્વે મેં એક અમુક વાર્તા વાંચી હતી, તેમાં દક્ષિણ સમુદ્રમાંના દ્વીપોમાં ઝંઝાવાત કિંવા અવરકંદ (તોફાન) માં કેટલીક નૌકાઓના સપડાઈ જવાનું વર્ણન આપેલું હતું અને 'સચિત્ર લંડનવર્તમાન' (Illustrated London News) નામક પત્રમાં એનું એક ચિત્ર પણ આપવામાં આવ્યું હતું. માત્ર એક નૌકાવિના બીજી બધી નૌકાઓ ભાંગીને ભૂકો થઈ ગઈ હતી; જે નૌકા બચી હતી, તે ઇંગ્લિશ નૌકા હતી અને તેણે જ તોફાન સાથે ટક્કર ઝીલી હતી. ચિત્રમાં એવો દેખાવ આલેખવામાં આવ્યો હતો કે, જે લોકો પોતાની ભગ્ન નૌકાઓના ભગ્ન ભાગમાં રહીને જલનિમજ્જન કિંવા જલસમાધિ લેવાની તૈયારીમાં હતા, તેઓ તોફાનમાંથી પોતાની નૌકાને હંકારી જતા લોકોને તાળીઓના ગગડાટથી ધન્યવાદ આપતા હતા. આ વાર્તાથી સાર એ જ સમજવાનો છે કે, જે સ્થાનમાં તમે પોતે નિરંતર પડી રહ્યા છો, ત્યાં બીજાને પણ ખેંચવાનો પ્રયત્ન ન કરો. જો તમે ડૂબતા હો, તો બીજાઓને પણ ડૂબાડવાનો યત્ન કદાપિ ન આદરો. વળી બીજી એક મહાભારત મૂર્ખતા જનસમાજમાં પ્રચલિત છે અને તે એ કે, જો આપણે આપણા પોતાના લઘુ વ્યક્તિત્વને ખોઈ દઇશું, તો તેથી નીતિનો લોપ થશે અને નીતિનો લોપ થતાં મનુષ્યજાતિની ઉન્નતિની સર્વ આશા પણ લુપ્તપ્રાય થઈ જશે, એમ જ લોકો ધારે છે. જાણે તેઓ નિરન્તર માનવજાતિની ઉન્નતિમાટે પ્રયત્ન કરીને મરી જ જતા હોયની! એમ દેખાડવાનો જ તેમનો એ પ્રયત્ન હોય, એવો જ ભાસ તેઓ કરાવે છે. ઇશ્વર તમને સદ્બુદ્ધિ આપો! જો પ્રત્યેક દેશમાં માત્ર ૨૦૦ પુરુષ અને સ્ત્રીઓ જ મનુષ્યજાતિનું હિત કરવાની ઇચ્છા ધરાવનારાં હોય, તો સદ્ભાગ્યનો સમય કેવળ પાંચ દિવસમાં જ આવી શકે એમ છે; પરંતુ વસ્તુસ્થિતિ શી છે—એટલે કે, માનવી જાતિના હિતમાટે આપણે કેવા પ્રાણ આપીએ છીએ, એ તો આપણે પોતે પોતાના મનમાં સારી રીતે સમજીએ છીએ જ, એટલે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી જ. માનવીહિતમાટેની એ બધી આપણી માત્ર લાંબી લાંબી વાતો જ છે અને તે પણ પોતાના કોઈ ખાસ હેતુથી જ કરવામાં આવે છે. ઇશ્વર આપણુ સર્વપર દયા કરો. પરંતુ વિશ્વનો ઇતિહાસ તો સ્પષ્ટતાથી આપણને એ જ દર્શાવે છે કે, અત્યાર સુધીમાં જે જે પુરુષોએ પોતાના લઘુ વ્યક્તિત્વનો કદાપિ વિચાર કર્યો જ નથી, તે પુરુષો જ

મનુષ્યજાતિના મહાન્ હિતકર્ત્તા થયેલા છે; અને જે પુરુષ અને સ્ત્રીઓએ પોતાના વ્યક્તિત્વનો જ વિશેષ વિચાર કરેલો છે, તેઓ ભાગ્યે જ બીજાના હિતમાટેનો કાંઈ પ્રયત્ન કરી શક્યા છે. એક સ્વાર્થપરાયણતા છે અને બીજી નિઃસ્વાર્થતા છે. પોતાના ક્ષણિક અને સ્વલ્પ વિલાસ વૈભવોમાં નિમગ્ન રહેવું અને એ વસ્તુઓને ચાલતી રાખી તેમની વારંવાર પુનરાવૃત્તિ કરવી, તે સંપૂર્ણ સ્વાર્થમયતા જ છે. એ સ્વાર્થપરાયણતાનો સત્ય વિષયક ઇચ્છામાંથી ઉદ્ભવ થતો નથી. બીજી વ્યક્તિઓમાટેની જે દયા તે એનું મૂળ નથી; કિંતુ એનું મૂળ 'બીજાઓનું ભલે ગમે તેમ થાય, પણ મને પોતાને તો સુખ મળવું જ જોઇએ' એ પ્રમાણેની ધારણામાં જ સમાયલું હોય છે અને માનવ્ય હૃદયની એ સર્વાંગપરિપૂર્ણ સ્વાર્થપરાયણતા છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો સંકોચ નથી. મને પોતાને તો એ એમ જ દેખાય છે. હું પોતે તો પ્રાચીનકાળના કેટલાક ઋષિઓ અને વૃદ્ધ મહાપુરુષ (પયગંબરો) સમાન નીતિમાન્ પુરુષોને આ વિશ્વમાં વધેલા જોવાની વિશેષ આકાંક્ષા ધરાવું છું કે જે પ્રાચીન પુરુષ પોતાના શત જીવનનો ભોગ આપવાથી એક સાધારણ પ્રાણીનું પણ કાંઈ હિત થવાની સંભાવના હોય તો શત જીવનનો ભોગ આપવાને પણ નિરંતર તત્પર રહેતા હતા! પરંતુ આજકાલ તો એવો જ વ્યાપાર ચાલ્યો છે કે, નીતિમત્તા વિશે મોટાં મોટાં ભાષણો આપવાં અને તે પ્રમાણે પરહિત કરવાનું નામ આવે ત્યાં મીંડું જ દેખાડવું, 'ઢાલો ચણો ને વાગે ઘણો' એવો જ વર્ત્તમાનકાળનાં ભાષણોનો પ્રકાર જાણી લેવો.

હું ગૌતમબુદ્ધ જેવા પરમ નીતિમાન્ પુરુષોને જ વિશ્વમાં વિશેષ વિસ્તરેલા જોવાની આકાંક્ષા રાખું છું. ગૌતમબુદ્ધ વિશિષ્ટ ઈશ્વર કિંવા વિશિષ્ટ આત્માને માનતો નહોતો, એટલે તેણે એ સંબંધમાં કદાપિ પ્રશ્ન કર્યો નહોતો અને કાંઈ પૂછ્યું પણ નહોતું—એ વિષયમાં તે અજ્ઞેયવાદી સમાન મૌન્ય ધારીને જ બેસી રહ્યો હતો; છતાં બીજા કોઇના પણ હિતમાટે પોતાના જીવનનું બલિદાન આપવાને તે નિરંતર તત્પર હતો, પોતાના મરણ પર્યન્ત તેણે માનવજાતિના હિતમાટેના જ પ્રયત્નો કર્યો હતા અને માનવ્યહિતના વિચારોમાં જ પોતાના સમસ્ત જીવનનો વ્યય કરી નાખ્યો હતો. ગૌતમબુદ્ધ અસંખ્ય જનોના હિતમાટે જ જન્મ્યો હતો—તે જનસમાજને આશીર્વાદરૂપ થવા માટે જ અવતર્યો હતો, એમ જે તેના ચરિત્રલેખકે કહેલું છે, તે અક્ષરે અક્ષર સત્ય છે. તે માત્ર પોતાની મુક્તિના હેતુથી તપ કિંવા યોગસિદ્ધિ કરવા અરણ્યમાં પણ ગયો નહોતો. આ વિશ્વ નિરંતર બળ્યા જ કરે છે અર્થાત્ એ એક ચિતા સમાન છે; અને તેમાંથી કોઇક જ બહાર નીકળવાનો માર્ગ મેળવી શકે છે—અથવા તો કોઈ

એક પુરુષે તો તેમાંથી નીકળવાનો માર્ગ શોધી કાઢવો જ જોઈએ. વિશ્વમાં આટલાં બધાં દુઃખોનો વિસ્તાર કેમ થયેલો છે વારુ? જો ગૌતમબુદ્ધના સમસ્ત જીવનમાં કોઈ પ્રશ્ન વ્યાપેલો હોય તો તે એ જ હતો અને તેથી જ માનવી જાતિને સુખી બનાવવામાટેના તેના અવિશ્રાંત પરિશ્રમો ચાલૂ રહ્યા હતા. તમે એમ ધારી શકો છો કે, આપણે તેના જેવા નીતિમાન્ છીએ? એનું ઉત્તર અવશ્ય 'ન' કારમાં જ આવવાનું.

જેમ મનુષ્ય વિશેષ અનીતિમાન્ હોય, તેમ મનુષ્ય જાતિ તેથી પણ વિશેષ અનીતિમાન્ અને વિશેષ સ્વાર્થપરાયણ હોવાની જ, એ એક નિર્વિવાદ અને સર્વમાન્ય સિદ્ધાન્ત છે. તે મનુષ્ય જાતિ કે જે માત્ર પોતાના વ્યક્તિત્વ કિંવા પોતાના હિતમાં જ લીન હોય છે, તે અત્યંત ક્રૂર અને આ વિશ્વમાંની અત્યન્ત નીચ જાતિ હોય છે, એ સપ્રમાણ સિદ્ધ છે. અરબસ્તાનના પયગબર (મહમ્મદ) ના ધર્મ જેવો આ જગતમાં એવો બીજો એક પણ ધર્મ થયો નથી કે, જે એવા ભિન્ન ભાવ–દ્વૈતતા–ને આટલા બધા સ્નેહથી વળગી રહ્યો હોય; અને એ જ કારણથી તે મહમ્મદીય ધર્મ અત્યાર લગીમા અન્ય મનુષ્યોપ્રતિ અદ્વિતીય ક્રૂરતા દર્શાવતો આવ્યો છે અને શોણિતની સરિતાઓ વહેવડાવવાનુ શ્રેય પ્રથમ પંક્તિમાં પ્રાપ્ત કરી શક્યો છે! મહમ્મદીય ધર્મમાં એક એવો સિદ્ધાંત છે કે, જે મનુષ્ય તેમના ધર્મને માનનારો ન હોય, તેનો અવશ્ય વધ થવો જ જોઈએ અને તેને મારી નાખવો, એ જાણે તેનાપર એક પ્રકારની દયા કરવા જેવુ જ છે, એથી પણ આગળ વધી વળી એ ધર્મમા એમ પણ કહેવામા આવ્યુ છે કે, જે સ્વર્ગમાં સુંદર અને લાવણ્યમયી અપ્સરાઓ (હૂરીઓ) વિહરે છે અને સર્વ પ્રકારના ઇન્દ્રિયવિલાસો જ્યાં તૈયાર છે, તે સ્વર્ગ અન્યધર્મીય (કાફિર) જનોને મારવાથી અવશ્ય પ્રાપ્ત કરી શકાય છે. હવે આવા સિદ્ધાન્તના પરિણામે મનુષ્ય જાતિનો સહાર થતાં કેટલો બધો રક્તપ્રવાહ અત્યાર સૂધીમાં વહી ચૂક્યો છે, એનો તમે પોતે જ વિચાર કરી લ્યો.

વળી તમારે એ પણ સારી રીતે ધ્યાનમાં રાખવાનું છે કે, ક્રાઇસ્ટના ધર્મમાં માત્ર બહુ જ અલ્પ અપૂર્ણતા હતી–એટલે કે, ક્રાઇસ્ટના વિશુદ્ધ ધર્મ અને વેદાન્ત ધર્મ વચ્ચે માત્ર બહુ જ સ્વલ્પ ભેદ હતો. ક્રાઇસ્ટે એકત્વની ભાવનાનો ઉપદેશ કરેલો છે, એ તો તમારાથી અજ્ઞાત નથી જ. તેમ જ ક્રાઇસ્ટ વળી સર્વસાધારણ જનસમાજને પ્રસન્ન રાખવામાટે અન્ય દ્વૈતવાદી ભાવોનો પણ સ્વીકાર કરે છે અને વિશેષ ઉન્નત તથા ઉદાત્ત સાધ્યને પ્રાપ્ત કરવામાટે તેમને અમુક આધારસૂત્ર આપે છે, એ પણ સર્વ વિશ્રુત છે, જે પયગબરે–ક્રાઇસ્ટે–એવો ઉપદેશ કર્યો છે કે, 'આપણો પિતા કે

જે સ્વર્ગમાં છે;' તેણે જ પુનઃ એવો ઉપદેશ પણ આપ્યો છે કે, 'હું અને મારો પિતા ઉભય એક જ છીએ' ક્રાઇસ્ટ એ તો સારી રીતે જાણતો હતો કે, સ્વર્ગમાંના પિતાદ્વારા જ 'હું અને મારો પિતા ઉભય એક જ છીએ;' એ કલ્પનાનો માર્ગ મેળવી શકાશે. એ ધર્મમાં સર્વથા આશીર્વાદ અને સ્નેહ કિંવા પ્રેમનો ભંડાર જ ભરેલો હતો, પરંતુ જેવો તેમાં સંકુચિતતા કિંવા અપરિપકવતાનો સચાર થયો કે ત્વરિત તેમાં એનું પરિવર્તન થયું કે જેને અરબસ્તાનના પયગંબરના ધર્મ કરતાં કોઈ પણ રીતે વિશેષ સારો ધર્મ કહી શકાય જ નહિ, એવો એ ધર્મ બની ગયો. સ્વલ્પ વ્યક્તિત્વમાટેના વિગ્રહનો એ સ્વાર્થતત્ત્વમાથી જ ઉદ્ભવ થયો, અને માત્ર આ મર્ત્યલોકમાંના જીવનના માર્ગમાં જ એ સ્વાર્થનો વિચાર કરીને તેને વળગી રહેવું, એટલું જ નહિ પણ મરણ પછીના સ્થાનમાં પણ એ પદ્ધતિને અવિચલ રાખવી, ત્યાં સુધી એની સીમા થઈ. આ કૃતિને તેઓ છાતી ઠોકીને નિ:સ્વાર્થતાના નામથી ઓળખે છે અને એને જ નીતિમત્તાનો આધારસ્તંભ માને છે. આવી રીતે સ્વાર્થપરાયણતાને તેઓ નીતિમત્તાનો મૂળ પાયો માને છે અને જે સ્ત્રી પુરુષોએ કોઈ વિશેષ ઉત્તમ આદર્શને જાણવો જોઇએ, તે સ્ત્રીપુરુષો એવો જ નિશ્ચય કરી બેઠાં છે કે, જો આ સ્વલ્પ વ્યક્તિત્વનો લોપ થશે તો સર્વ નીતિમત્તાનો એકાએક ક્ષણમાત્રમાં જ નાશ થઈ જશે. સર્વ શુભકાર્ય અને નૈતિક કલ્યાણનો મૂળ મહામંત્ર 'अहम्' નહિ, કિંતુ 'त्वम्' જ છે. સ્વર્ગ અને નરક જેવી વસ્તુઓ અસ્તિત્વ ધરાવે છે કે નહિ, એનો વિચાર જ શાને કરવો જોઇએ? હું આત્મા ધરાવું છું કે નહિ, એના વિચારની શી અગત્ય છે? કોઈ અપરિવર્તનીય કિંવા અવિકાર્ય આત્મા છે કિંવા નહિ, એની પૃચ્છાની પણ શી આવશ્યકતા છે વારુ? આ વિશ્વનો તમારાં નેત્રો સમક્ષ વિસ્તાર થયેલો છે અને એ વિશ્વ સર્વથા દુઃખોથી ભરેલું છે. બુદ્ધ જેવા મહાત્માઓ આ વિશ્વમાં અવતરે છે અને વિશ્વમાનાં દુઃખોને ન્યૂન કરવાને મથે છે અથવા તો એ પ્રયત્નમાં જ મરણશરણ થાય છે. તમે પોતાને સર્વથા ભૂલી જાઓ, એ જ સર્વોત્કૃષ્ટ અને સર્વથી પ્રથમ શિક્ષણીય પાઠ છે. તમે ઈશ્વરવાદી હો કિંવા અનીશ્વરવાદી હો અથવા અજ્ઞેયવાદી, વેદાન્તી, ક્રિશ્ચિયન્ કે મુસલમાન હો, એની જરાપણ ચિન્તા નથી—તમે ગમે તે મતના માનનારા હો, છતાં સર્વને માટે પ્રકાશમય માર્ગ 'अहम्' નથી, કિન્તુ 'त्वम्' જ છે—એટલે કે, મિથ્યા અહંતાનો નાશ અને સત્ય સ્વયંતાનો વિકાસ, એ જ મનુષ્યની ઉન્નતિનું મુખ્ય અને સત્ય સાધન છે.

આ વિશ્વમાં નિરંતર બે શક્તિઓ એક બીજાની બાજૂમાં રહી સમાન રેષામાં પોતાનું કાર્ય કર્યા કરે છે. એક કહે છે કે, 'अहम्' અને અન્ય કહે છે કે, 'अहम्

એક પુરુષે તો તેમાંથી નીકળવાનો માર્ગ શોધી કાઢવો જ જોઈએ. વિશ્વમાં આટલાં બધાં દુઃખોનો વિસ્તાર કેમ થયેલો છે વારુ? જો ગૌતમબુદ્ધના સમસ્ત જીવનમાં કોઈ પ્રશ્ન વ્યાપેલો હોય તો તે એ જ હતો અને તેથી જ માનવી જાતિને સુખી બનાવવામાટેના તેના અવિશ્રાંત પરિશ્રમો ચાલૂ રહ્યા હતા. તમે એમ ધારી શકો છો કે, આપણે તેના જેવા નીતિમાન્ છીએ? એનું ઉત્તર અવશ્ય 'ન' કારમાં જ આવવાનું.

જેમ મનુષ્ય વિશેષ અનીતિમાન્ હોય, તેમ મનુષ્ય જાતિ તેથી પણ વિશેષ અનીતિમાન્ અને વિશેષ સ્વાર્થપરાયણ હોવાની જ, એ એક નિર્વિવાદ અને સર્વમાન્ય સિદ્ધાન્ત છે. તે મનુષ્ય જાતિ કે જે માત્ર પોતાના વ્યક્તિત્વ કિંવા પોતાના હિતમાં જ લીન હોય છે, તે અત્યંત ક્રૂર અને આ વિશ્વમાની અત્યન્ત નીચ જાતિ હોય છે, એ સપ્રમાણ સિદ્ધ છે. અરબસ્તાનના પયગંબર (મહમ્મદ) ના ધર્મ જેવો આ જગતમાં એવો બીજો એક પણ ધર્મ થયો નથી કે, જે એવા ભિન્ન ભાવ—દ્વૈતતા—ને આટલા બધા સ્નેહથી વળગી રહ્યો હોય; અને એ જ કારણથી તે મહમ્મદીય ધર્મ અત્યાર લગીમાં અન્ય મનુષ્યોપ્રતિ અદ્વિતીય ક્રૂરતા દર્શાવતો આવ્યો છે અને શોણિતની સરિતાઓ વહેવડાવવાનુ શ્રેય પ્રથમ પક્તિમાં પ્રાપ્ત કરી શક્યો છે! મહમ્મદીય ધર્મમાં એક એવો સિદ્ધાંત છે કે, જે મનુષ્ય તેમના ધર્મને માનનારો ન હોય, તેનો અવશ્ય વધ થવો જ જોઈએ અને તેને મારી નાખવો, એ જાણે તેનાપર એક પ્રકારની દયા કરવા જેવુ જ છે; એથી પણ આગળ વધી વળી એ ધર્મમાં એમ પણ કહેવામાં આવ્યુ છે કે, જે સ્વર્ગમાં સુંદર અને લાવણ્યમયી અપ્સરાઓ (હૂરીઓ) વિહરે છે અને સર્વ પ્રકારના ઇન્દ્રિયવિલાસો જ્યાં તૈયાર છે, તે સ્વર્ગ અન્યધર્મીય (કાફિર) જનોને મારવાથી અવશ્ય પ્રાપ્ત કરી શકાય છે. હવે આવા સિદ્ધાન્તના પરિણામે મનુષ્ય જાતિનો સહાર થતાં કેટલો બધો રક્તપ્રવાહ અત્યાર સૂધીમા વહી ચૂક્યો છે, એનો તમે પોતે જ વિચાર કરી લ્યો.

વળી તમારે એ પણ સારી રીતે ધ્યાનમાં રાખવાનું છે કે, ક્રાઇસ્ટના ધર્મમાં માત્ર બહુ જ અલ્પ અપૂર્ણતા હતી—એટલે કે, ક્રાઇસ્ટના વિશુદ્ધ ધર્મ અને વેદાન્ત ધર્મ વચ્ચે માત્ર બહુ જ સ્વલ્પ ભેદ હતો. ક્રાઇસ્ટે એકત્વનો ભાવનાનો ઉપદેશ કરેલો છે, એ તો તમારાથી અજ્ઞાત નથી જ. તેમ જ ક્રાઇસ્ટ વળી સર્વસાધારણ જનસમાજને પ્રસન્ન રાખવામાટે અન્ય દ્વૈતવાદી ભાવેનો પણ સ્વીકાર કરે છે અને વિશેષ ઉન્નત તથા ઉદાત્ત સાધ્યને પ્રાપ્ત કરવામાટે તેમને અમુક આધારસૂત્ર આપે છે, એ પણ સર્વ વિશ્રુત છે; જે પયગંબરે—ક્રાઇસ્ટે—એવો ઉપદેશ કર્યો છે કે, 'આપણો પિતા કે

જે સ્વર્ગમાં છે;' તેણે જ પુનઃ એવો ઉપદેશ પણ આપ્યો છે કે, 'હું અને મારો પિતા ઉભય એક જ છીએ!' ક્રાઇસ્ટ એ તો સારી રીતે જાણતો હતો કે, સ્વર્ગમાંના પિતાદ્વારા જ 'હું અને મારો પિતા ઉભય એક જ છીએ;' એ કલ્પનાનો માર્ગ મેળવી શકાશે. એ ધર્મમાં સર્વથા આશીર્વાદ અને સ્નેહ કિંવા પ્રેમનો ભંડાર જ ભરેલો હતો, પરંતુ જેવો તેમાં સંકુચિતતા કિંવા અપરિપકવતાનો સંચાર થયો કે ત્વરિત તેમાં એવું પરિવર્તન થયું કે જેને અરબસ્તાનના પયગંબરના ધર્મ કરતાં કોઈ પણ રીતે વિશેષ સારો ધર્મ કહી શકાય જ નહિ, એવો એ ધર્મ બની ગયો. સ્વલ્પ વ્યક્તિત્વમાટેના વિગ્રહનો એ સ્વાર્થતત્ત્વમાંથી જ ઉદ્ભવ થયો, અને માત્ર આ મર્ત્યલોકમાંના જીવનના માર્ગમાં જ એ સ્વાર્થનો વિચાર કરીને તેને વળગી રહેવું, એટલું જ નહિ પણ મરણ પછીના સ્થાનમાં પણ એ પદ્ધતિને અવિચલ રાખવી, ત્યાં સુધી એની સીમા થઈ. આ કૃતિને તેઓ છાતી ઠોકીને નિ:સ્વાર્થતાના નામથી ઓળખે છે અને એને જ નીતિમત્તાનો આધારસ્તંભ માને છે. આવી રીતે સ્વાર્થપરાયણતાને તેઓ નીતિમત્તાનો મૂળ પાયો માને છે અને જે સ્ત્રી પુરુષોએ કોઈ વિશેષ ઉત્તમ આદર્શને જાણવો જોઇએ, તે સ્ત્રીપુરુષો એવો જ નિશ્ચય કરી બેઠાં છે કે, જો આ સ્વલ્પ વ્યક્તિત્વનો લોપ થશે તો સર્વ નીતિમત્તાનો એકાએક ક્ષણમાત્રમાં જ નાશ થઈ જશે. સર્વ શુભકાર્ય અને નૈતિક કલ્યાણનો મૂળ મહામંત્ર 'अहम्' નહિ, કિંતુ 'त्वम्' જ છે. સ્વર્ગ અને નરક જેવી વસ્તુઓ અસ્તિત્વ ધરાવે છે કે નહિ, એનો વિચાર જ શાને કરવો જોઇએ? હું આત્મા ધરાવું છું કે નહિ, એના વિચારની શી અગત્ય છે? કોઈ અપરિવર્ત્તનીય કિંવા અવિકાર્ય આત્મા છે કિંવા નહિ, એની પૃચ્છાની પણ શી આવશ્યકતા છે વારુ? આ વિશ્વનો તમારાં નેત્રો સમક્ષ વિસ્તાર થયેલો છે અને એ વિશ્વ સર્વથા દુઃખોથી ભરેલું છે. બુદ્ધ જેવા મહાત્માઓ આ વિશ્વમાં અવતરે છે અને વિશ્વમાંનાં દુઃખોને ન્યૂન કરવાને મથે છે અથવા તો એ પ્રયત્નમાં જ મરણશરણ થાય છે. તમે પોતાને સર્વથા ભૂલી જાઓ, એ જ સર્વોત્કૃષ્ટ અને સર્વથી પ્રથમ શિક્ષણીય પાઠ છે. તમે ઈશ્વરવાદી હો કિંવા અનીશ્વરવાદી હો અથવા અજ્ઞેયવાદી, વેદાન્તી, ક્રિશ્ચિયન્ કે મુસલ્માન હો, એની જરાપણ ચિન્તા નથી–તમે ગમે તે મતના માનનારા હો, છતાં સર્વને માટે પ્રકાશમય માર્ગ 'अहम्' નથી, કિન્તુ 'त्वम्' જ છે–એટલે કે, મિથ્યા અહંતાનો નાશ અને સત્ય સ્વયંતાનો વિકાસ, એ જ મનુષ્યની ઉન્નતિનું મુખ્ય અને સત્ય સાધન છે.

આ વિશ્વમાં નિરંતર બે શક્તિઓ એક બીજાની બાજૂમાં રહી સમાન રેખામાં પોતાનું કાર્ય કર્યાં કરે છે. એક કહે છે કે, 'अहम्' અને અન્ય કહે છે કે, 'अहम्

નહિં'. આનું પ્રકટીકરણ કેવળ મનુષ્યમાં જ છે એમ નથી, કિન્તુ પશુ આદિ પ્રાણીઓમાં પણ છે અને વળી પશુ આદિ પ્રાણીઓમાં છે એટલું જ નહિ પણ અત્યંત ક્ષુદ્રતમ કીટ આદિ જંતુઓમાં પણ એનો આવિર્ભાવ પ્રત્યક્ષ જોવામાં આવી શકે છે. જે ક્રૂર વાઘણ મનુષ્યના રક્તવર્ણ અને ઉષ્ણ શોણિતમાં પોતાના દાંતોને સ્નાન કરાવે છે, તે જ વાઘણ પોતાના બચ્ચાના સંરક્ષણમાટે પોતાના જીવનનો ભોગ આપવાને તત્કાળ તૈયાર થઈ જાય છે. એક અત્યંત ક્રૂર અને દુરાચારી મનુષ્ય કે જેના મનમાં મનુષ્યના જીવનો ઘાત કરવાનો જરા પણ વિચાર થતો નથી, એટલે કે મનુષ્યવધ જેનો સાધારણ વ્યવસાય જ થઈ રહેલો હોય છે, તે ક્રૂરાત્મા પણ પોતાનાં સ્ત્રી અને સંતાનો જો ક્ષુધાથી પીડાતાં હોય તો તેમનું એ આપત્તિમાંથી રક્ષણ કરવામાટે તથા તેમને બચાવવામાટે પોતે પોતાના શિરપર ગમે તે સંકટ સહન કરવા તૈયાર થાય છે. એ પ્રમાણે સમસ્ત સૃષ્ટિમાં એ બે શક્તિઓ એક બીજાના પક્ષમાં રહીને પોતાનું કાર્ય કર્યાં કરે છે—એમાંની એક શક્તિનો તમારામાં સંચાર હોય કે બીજીનો હોય, પણ પરિણામ તો દ્વૈતાત્મક જ છે. એમાંની એક શક્તિ સ્વાર્થમય છે અને બીજી સ્વાર્થરહિત છે. એક શક્તિ સ્વીકાર કિવા પ્રાપ્તિસ્વરૂપ છે અને દ્વિતીય ત્યાગરૂપ છે. એટલે કે, એક શક્તિ સર્વ વસ્તુને પ્રાપ્ત કરે છે અને બીજી સર્વનો પરિત્યાગ કરે છે. અત્યંત ક્ષુદ્ર વસ્તુથી તે અત્યંત ઉચ્ચતમ વસ્તુપર્યન્ત આ સમસ્ત વિશ્વ એ બે શક્તિઓની રમણભૂમિ છે, એમ જ માનવાનું છે. આ શક્તિઓને માટે કોઈ પણ વિશેષ પ્રમાણની આવશ્યકતા નથી; કારણ કે, એ સર્વાનુભૂત અને વ્યક્ત જ છે.

અમુક એક વિશિષ્ટ મતના માનવસમાજના વિભાગને વિશ્વના પરિણામ અને કાર્યપ્રવાહની મૂળ આધારભૂત એ બેમાંની અમુક એક જ શક્તિ છે, એમ કહેવાનો શો અધિકાર છે વારુ? એ પ્રતિસ્પર્ધા અને વિવાદપર જ સર્વ આધાર રાખવાની શી અગત્ય છે વારુ? આ સૃષ્ટિના સમસ્ત કાર્યક્રમનો માત્ર વિકાર, યુદ્ધ, વિગ્રહ અને કુસંપપર જ આધાર રહેલો છે, એમ જ માની બેસવાનો તેમને શો અધિકાર છે વારુ? હવે તે વસ્તુ પણ અસ્તિત્વ ધરાવે છે, એ અમે સ્વીકારીએ છીએ—અમે તેનો અસ્વીકાર કરતા નથી; પરંતુ તેમને બીજી શક્તિના કાર્યનો અસ્વીકાર કરવાનો શો અધિકાર છે વારુ? આ સ્નેહ, આ અનહંતા અને આ આત્મપરિત્યાગ જ આ વિશ્વમાંની પ્રબળ શક્તિ છે, એનો તેઓ અસ્વીકાર કરી શકે એમ છે ખરું કે? કદાપિ નહિ. એથી વિરુદ્ધ જે વિગ્રહ, અહંતા અને આત્મસ્વાર્થ છે, તે એ જ શક્તિનો ભ્રમયુક્ત વ્યવહાર છે, પ્રેમની એ જ શક્તિની પ્રતિસ્પર્ધા છે. પ્રતિસ્પર્ધાનું મૂળ બીજ પણ

સ્નેહમાં જ સમાયલું છે; તેમ જ ધિક્કાર કિંવા અશુભ કૃત્યનું મૂળ બીજ પણ એ નિઃસ્વાર્થતામાં જ રહેલું છે. અશુભનો ઉત્પાદક શુભ જ છે અને અશુભનો અંત પણ શુભ જ છે; માત્ર એ શુભ શક્તિનો ભ્રમપૂર્ણ માર્ગ છે, એટલો જ ભેદ છે. એક મનુષ્ય કે જે બીજા મનુષ્યનો ધોળે દિવસે વટેમાર્ગુઓથી ઉભરાઈ જતા રાજમાર્ગમાં વધ કરી નાખે છે; તે જ મનુષ્ય પોતાના બાળકના સ્નેહવડે દયાર્દ્ર બની જાય છે—અર્થાત્ વાત્સલ્ય હોવાથી પોતાના સંતાનનો તેનાથી વધ કરી શકાતો નથી. એનું કારણ એ જ કે, તેનો સ્નેહ સમર્યાદ કિંવા સીમાબદ્ધ થયેલો હોય છે—એટલે કે, આ વિશ્વમાંના લક્ષાવધિ મનુષ્યોમાંથી નીકળીને તેનો સ્નેહ માત્ર પોતાના અલ્પવયસ્ક અર્ભકમાં જ આવીને કેન્દ્રીભૂત થયેલો હોય છે. એથી સમજવાનું છે તે એ જ કે, તે સમર્યાદ હો કિંવા નિઃસીમ હો, છતાં તે જ ઈશ્વર છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ.

એવી રીતે વિશ્વની એ મૂળ શક્તિ, ભલે પોતાને તે ગમે તે સ્વરૂપમાં પ્રકટ કરતી હોય તો પણ, તે જ એક અદ્ભુત વસ્તુ છે—નિઃસ્વાર્થતા, આત્મપરિત્યાગ, મૂલ વસ્તુ કિંવા આ સૃષ્ટિમાંની સંજીવન શક્તિ છે. અહીં વેદાન્ત એકતાનું જ દઢતાથી પ્રતિપાદન કરે છે અને નહિ કે દ્વૈતભાવનું. આપણે એ સિદ્ધાંતનું દઢતાથી પ્રતિપાદન કરીએ છીએ, એનું કારણ એ જ છે કે, પદાર્થવિજ્ઞાનના ગર્વવડે અને જ્ઞાનના અભિમાનથી આપણે જાણીએ છીએ અને એ તત્ત્વનો સ્વીકાર કરવાને બંધાયલા જ છીએ કે, જો એક જ પરિણામોની એક માળાને વ્યક્ત કરનારું કારણ હોય, તો તો પછી બીજાં પણ એવાં પરિણામોને ઉપજાવનારાં અનેક કારણો હોય, એ સત્ય અને શક્ય છે. હવે અહીં મર્યાદાથી આપણે તે જ સમષ્ટિનો સ્વીકાર કરીએ, તો પછી એમ જ સિદ્ધ થવાનું કે, આ તે જ સુન્દર અને અદ્ભુત સ્નેહ તિરસ્કાર કિંવા અસભ્ય વસ્તુના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે અને પ્રેમની એક શક્તિથી જ તમે આ સમસ્ત સૃષ્ટિનું નિરૂપણ કરો છો. હવે જો તમે એમ ન માનો, તો પછી તમારે આ સૃષ્ટિનાં બે જૂદાં જૂદાં કારણોનો સ્વીકાર કરવો પડશે—એક કારણ ઉત્તમ અને બીજું કારણ કનિષ્ઠ—એ શક્તિઓ કલ્પવી પડશે, કે જેમાંની એકનું 'સ્નેહ' નામ હશે અને બીજી 'ધિક્કાર'ના નામથી ઓળખાતી હશે. હવે એમાંથી વિશેષ સયુક્તિક સિદ્ધાન્ત કયો છે વારુ? અવશ્ય એક કારણનો સ્વીકાર કરવો, એ જ અધિક સયુક્તિક છે, અને તેમ હોવું જ જોઇએ.

અત્યાર સુધી હું એ જ વસ્તુ કિંવા તત્ત્વોનું પ્રતિપાદન કરતો આવ્યો છું કે, જેમની સાથે શક્ય દૃષ્ટિથી જોતાં દ્વૈતવાદીઓનો કશો પણ સંબંધ નથી. હું વધારે

વાર દ્વૈતવાદીઓ સાથે ઊભો રહી શકતો નથી અને તેનું કારણ એ જ છે કે, દ્વૈતની કલ્પના માત્રના શ્રવણથી જ હું ભયભીત થઈ જાઉં છું. મારો તો એ જ બતાવી આપવાનો ઉદ્દેશ છે કે, નીતિ અને નિઃસ્પૃહતાની ઉચ્ચતમ કલ્પના આત્મવિચારણા–આધ્યાત્મિક ભાવના—ની સાથે એક જ રેખામાં એક બીજાના હાથમાં હાથ મેળવીને જ ચાલતી હોય છે; એટલે કે, નીતિ કિંવા નીતિશાસ્ત્રના સિદ્ધાંતની પ્રાપ્તિ કરી લેવા-માટે તમારે પોતાના ભાવને નીચતર બનાવવાની કશી પણ અગત્ય નથી. વિરુદ્ધ પક્ષે નીતિ અને નીતિશાસ્ત્રના મૂળતત્ત્વને પ્રાપ્ત કરવામાટે તમારે ઉચ્ચતમ તાત્ત્વિક અને વૈજ્ઞાનિક ભાવનાના પ્રદેશમાં જ સંચાર કરવાનો છે. માનવ્ય જ્ઞાન માનવ્ય કલ્યાણથી વિરુદ્ધ તો નથી જ. વિરુદ્ધ પક્ષે તે વસ્તુ એ જ્ઞાન જ છે કે, જે જીવનના પ્રત્યેક વિભાગમાં આપણું રક્ષણ કરે છે અને ખરી ઉપાસના જ્ઞાનમાં જ સમાયલી છે. એટલામાટે જેમ આપણે અધિક જ્ઞાન મેળવીએ તેમ તે આપણામાટે વધારે શુભતર થાય છે. વેદાંતી તો એમ જ કહે છે કે, આ સર્વ દશ્ય અકલ્યાણનું મૂળ કારણ તે, તે અમર્યાદની મર્યાદા જ છે. જે સ્નેહ આ સંકુચિત સ્થાનમાં સમર્યાદ બને છે અને અશુભ રૂપમાં દૃષ્ટિગોચર થાય છે, તે જ બીજે છેડે વ્યક્ત થાય છે ત્યારે ઈશ્વરને જ વ્યક્ત કરે છે–અર્થાત્ ઈશ્વરના રૂપમાં દૃષ્ટિગોચર થાય છે. અને વેદાંત કહે છે કે, આ સર્વ દશ્ય કિંવા સ્થૂલ દોષોનું કારણ આપણા પોતામાં જ રહેલું છે, એટલામાટે અન્ય કોઈ પણ અતિનૈસર્ગિક વ્યક્તિને દોષ ન આપો, નિરાશ પણ ન થાઓ અને દૃઢતાથી એમ પણ માની ન બેસો કે, આપણે એક એવા કારાગૃહમાં આવી ફસાયા છીએ કે, જો કોઈ અન્ય વ્યક્તિ આવીને પોતાના સહાયક હસ્તનો આધાર આપણને નહિ આપે, તો આપણે આ કારાગૃહમાંથી કદાપિ મુક્ત થવાના જ નથી. વેદાંત પોકાર કરીને કહે છે કે, એમ બનવું સર્વથા અશક્ય તેમ જ અસંભવનીય છે; આપણે રેશમના કીડા સમાન છીએ. આપણે આપણા પોતાના તત્ત્વમાંથી જ સૂત્રને ઉત્પન્ન કરીએ છીએ, તેનો કોષ બનાવીએ છીએ અને કેટલાક સમય પછી તે કોષમાં જ આપણે બદ્ધ થઈ જઈએ છીએ. પરંતુ આપણું એ બંધન કાંઈ સદાને માટેનું નથી. કારણ કે, એ કોષ કિંવા જાળમાં રહીને આપણે ચિત્રપતંગનું સ્વરૂપ ધારણ કરવાનું છે અને તેમ કરી મુક્ત થઈને બહાર નીકળવાનું છે. કર્મના આ જાળનું આપણે પોતે જ આપણી આસપાસ વેષ્ટન કરી લીધું છે અને આપણા અજ્ઞાનથી આપણે જાણે એમાં સદાને માટે બંધાઈ ગયા હોઈએની ! એમ જ આપણે માનીએ છીએ અને એમ માનવાથી કેટલીકવાર આપણે રડીએ છીએ

અને મુક્ત થવામાટે બીજાની સહાયતાની માર્ગપ્રતીક્ષા કરતા બેસી રહીએ છીએ. પરંતુ બાહ્ય પ્રદેશમાંથી એ સહાયતા આવી શકતી નથી-એ સહાયતા તો આપણા પોતાના અંતરમાંથી જ મળે છે. વિશ્વમાંના સર્વ દેવોને પોકારી પોકારીને સહાયતા-માટે પ્રાર્થના કરો; પણ તેથી કાંઈ પણ વળવાનું નથી. હું પોતે પણ વર્ષો પર્યન્ત એવી સહાયતામાટે પોકાર કરતો રહ્યો હતો અને અંતે મને એ સહાયતા મળી હતી; પરંતુ એ સહાયતા મારા પોતાના અંતરમાંથી જ આવી હતી; અને તેથી પૂર્વે મેં જે કાંઈ કર્યું હતું, તે માટે મારે પશ્ચાત્તાપ કરવો પડ્યો હતો. સત્ય માર્ગ કિંવા ઉપાય માત્ર એ જ છે કે, પોતાના પ્રમાદનો પોતે જ નાશ કરવો જોઇએ. જે જાળનો મારી આસપાસ મેં પોતે જ વિસ્તાર કરેલો હતો, તેને મારે પોતે જ છેદી નાખવું પડ્યું અને એ જાળને છેદી નાખવામાટેની જે શક્તિ છે, તે અંતરમાં જ રહેલી છે. એ વિશે તો મારો નિશ્ચય જ છે કે, મારા જીવનમાંની એક પણ આકાંક્ષા-પછી તે શુભ આકાંક્ષા હો કિંવા અશુભ આકાંક્ષા હો-અદ્યાપિ નિષ્ફળ થઈ નથી; હું મારાં ભૂત-કાલીન શુભ અને અશુભ ઉભય પ્રકારનાં કર્મોના પરિણામરૂપ છું. મારા જીવનકાળમાં મેં અનેક પ્રમાદો કરેલા છે; છતાં તમારે ધ્યાનમાં રાખવું કે, એ વિશે તો હું નિશ્ચિત છું કે, એ પ્રમાદોમાંના એક પણ પ્રમાદવિના હું કહું છું કે, જે હું આજે છું તે જ હું કાલે રહેવાનો નથી અને એથી મારા પોતાના અતરમાં હું પરમ સંતુષ્ટ છું. હવે મારા કહેવાનો એવો ભાવાર્થ નથી થતો કે, તમારે ઘેર જઇને એવા પ્રમાદો કરવા જ જોઇએ; કૃપા કરીને એ પ્રમાણે મારા બોલવાનો વિપરીત અર્થ કરશો નહિ. એમ છતાં પણ તમારાથી જે કાંઈ થોડા ઘણા પ્રમાદો કરી જવાયા હોય, તેમાટે અત્યંત શોક પણ કરશો નહિ; કિંતુ એ નિશ્ચયપૂર્વક જાણજો કે, બીજે છેવાડે એ જ પ્રમાદો સરળ રૂપમાં આવીને ઉપસ્થિત થશે. એ અન્યથા થઈ શકે તેમ છે જ નહિ; કારણ કે, સરળતા કિંવા શુચિર્ભૂતત્વ એ જ આપણો નૈસર્ગિક સ્વભાવ છે. વિશુદ્ધતા જ આપણો સ્વભાવ છે અને તેનો કોઈ પણ નીચતાનાં સાધાનોથી નાશ કરી શકાય તેમ છે જ નહિ. આપણો જે મૂળ સ્વભાવ છે, તે તો સદાસર્વદા તેવાને તેવા વિશુદ્ધ સ્વરૂપમાં જ સ્થિત રહે છે.

આપણે જે કાંઈ પણ ખાસ કરીને સમજવાનું છે તે એ જ કે, જેમને આપણે પ્રમાદ કિંવા કુકૃત્યના નામથી ઓળખીએ છીએ, તે પ્રમાદો આપણા હાથે બને છે. તેનું કારણ એ જ છે કે, આપણે નિર્બળ છીએ અને આપણી નિર્બળતાનુ કારણ એ છે કે, આપણે જ્ઞાનહીન છીએ. 'પાપ' એ શબ્દ મૂળ સ્વભાવથી જોતાં અત્યંત

ઉત્તમ શબ્દ હોવા છતાં તેની આસપાસ એક એવો વિશિષ્ટ સુગંધી ફેલાયલો છે કે, જે આપણને અત્યંત ભયભીત બનાવી દે છે. આપણને અજ્ઞાન કોણ બનાવે છે વારુ? આપણે પોતે જ. આપણે પોતે જ આપણા હાથવતી પોતાની આંખોને ઢાંકી દઇએ છીએ અને પછી રડી રડીને પોકાર કરીએ છીએ કે, સર્વત્ર અંધકાર છવાયલો છે. નેત્રોપરથી તમારા હાથોને દૂર ખસેડી નાખો અને પછી જુઓ-સદા સર્વદા આપણામાટે પ્રકાશ જ અસ્તિત્વ ધરાવે છે. તમારા વર્ત્તમાન પદાર્થવૈજ્ઞાનિકો શું કહે છે, તે તમે નથી જોઈ શકતા કે? આ સર્વ પરિણામ કિંવા પરિવર્તનનું કારણ શું છે વારુ? માત્ર ઇચ્છા કિંવા ભાવના. પ્રાણી એટલે કે પશુ પ્રાણી કાંઇક અન્ય વસ્તુ કરવાની ઇચ્છા ધરાવે છે, પરંતુ તે કાર્યમાટે પોતાના પરિવેષ્ટન (શરીર)ને ઉપયુક્ત અને સંતોષકારક ન જોવાથી એક નવીન શરીર બનાવે છે. પરંતુ એ નવીન શરીર કોણ ઉત્પન્ન કરે છે વારુ? તે પોતે જ, કિંવા તેની પોતાની ઇચ્છા. ઇન્દ્રિય રહિત-એકપેશીમય સૂક્ષ્મ જંતુની કોટિમાંથી ધીમે ધીમે તમે આ સ્વરૂપને પ્રાપ્ત થયેલા છો, એટલે તમારી તે ઇચ્છાનો હજી પણ વધારે વિસ્તાર કરો-તે અવશ્ય તમને આના કરતાં પણ ઉચ્ચતર કોટિમાં લઈ જશે. ઇચ્છા સર્વ શક્તિમતી છે. અહીં તમે કદાચિત્ એવી શંકા કરશો કે, જો આપણી ઇચ્છા સર્વશક્તિમતી છે, તો હું એકસમયાવચ્છેદે અનેક કાર્યો કેમ નથી કરી શકતો વારુ? એનું ઉત્તર એ જ છે કે, તમે માત્ર પોતાના સ્વલ્પ વ્યક્તિત્વનો જ વિચાર કરો છો, એટલે તમારી વિશાળતાને તમે જાણી શકતા નથી. તમારી પૂર્વાવસ્થાનું અવલોકન કરો-એક ઇન્દ્રિય રહિત-એક પેશીય સૂક્ષ્મ જંતુની કોટિમાંથી આ માનવ્ય શરીરમાં આવવા સુધીના સ્થિત્યંતરનો વિચાર કરો! એ સર્વ કોણે નિર્માણ કર્યું વારુ? તમારી પોતાની ઇચ્છાએ જ. ત્યારે તમે એ સર્વશક્તિમતી નથી, એમ કહી શકશો ખરા કે? જે ઇચ્છાએ તમને આટલા ઉન્નત બનાવ્યા છે, તે હજી પણ તમને ઉન્નત સ્થાનમાં લઈ જશે. આપણને જે વસ્તુની આવશ્યકતા છે, તે માત્ર ચારિત્ર્ય અને એ ઇચ્છાનું દઢીભવન જ છે. કોઈ પણ રીતે આપણે આપણી ઇચ્છાને અદઢ કિંવા નિર્બળ થવા દેવી ન જોઇએ.

એટલામાટે જો હું તમને એવો જ ઉપદેશ આપું અને એવું જ શિક્ષણ આપું કે, તમારો મૂળ સ્વભાવ પાપમય જ છે અને એથી તમે માથામાં ધૂળ નાખતા પાછા ઘેર જાઓ અને તમે જે અમુક અસત્કાર્યો કર્યાં છે, તે માટે તમારા જીવનને રોતા રહો; તો મારો એ ઉપદેશ તમને જરા પણ સહાયતા આપી શકે એમ નથી જ-કિંતુ મારું એ શિક્ષણ તમને વધારે નિર્બળ અને નિરાશ જ બનાવશે અને હું તમને

સારા કરતાં નઠારા માર્ગમાં લસડી જનારની પદવીને જ પ્રાપ્ત થશે.. ધારો કે, આ ઓરડો સહસ્રાવધિ વર્ષોથી અધઃકારાવૃત્ત છે અને તમે એ ઓરડામાં આવી 'ઓહ્-ભયંકર અંધઃકાર!' એ પ્રમાણેનો પોકાર કરી રોદન કરો, તો તેથી એ અંધઃકારનો નાશ થવાનો છે ખરો કે? કદાપિ નહિ-એમ કરવાને બદલે ત્યાં દીપક લાવો અને દીવાસળી સળગાવો, એટલે એક ક્ષણ માત્રમાં ત્યાં પ્રકાશનું આગમન થઈ જશે. એવી જ રીતે આપણા સમસ્ત જીવનપર્યન્ત આપણે એવો જ પોકાર કરતા રહીએ કે, 'અરે-આ મેં એક મહા ભયંકર પાપ કરેલું છે-મેં આટલાં બધાં કુકર્મો કરેલાં છે, એટલે મારો ઉદ્ધાર કેમ કરીને થશે!' તો એથી આપણું કાંઈ પણ કલ્યાણ થવાનો સંભવ નથી-આપણને એ વાર્તાથી જ્ઞાત કરવામાટે કોઈ પણ ઉપદેશકરૂપ ભૂતની આવશ્યકતા નથી. માત્ર જ્ઞાનરૂપ પ્રકાશનો વિસ્તાર કરો, એટલે એ સર્વ પાપોનો ક્ષણ માત્રમાં જ નાશ થઈ જવાનો. તમારા સત્ય સ્વભાવને સબળ બનાવો, પોતાના આત્માને ઉન્નત કરો-દીપ્તિમાન્ અને વિભ્રાજમાન બનાવો અને જે કોઈ પદાર્થ તમારા જોવામાં આવે તેમાં તેનો જ અનુભવ કરો. હું તો એમ જ ઇચ્છું છું કે, પ્રત્યેક મનુષ્ય એવી જ અવસ્થાને પ્રાપ્ત થાય કે, જ્યારે આપણે અત્યંત જંગલી અને પશુ સમાન મનુષ્ય પ્રાણીઓને જોઇએ, તો તેમાં પણ આપણને ઈશ્વરનો સાક્ષાત્કાર થવો જોઇએ-તેમનો તિરસ્કાર કરવાને બદલે તેમને આપણે એમ જ કહેવું જોઇએ કે, "હે દીપ્તિમાન્ આત્મન્! ઊભો થા-હે સર્વદા વિશુદ્ધ પુરુષ! જાગૃત થા! હે અજન્મ, અમરણ અને સર્વશક્તિમાન્! તારા સત્ય સ્વભાવને પ્રકટ કર!! આ સ્વલ્પ પ્રકટીભવનો યોગ્ય નથી-એના કરતાં અધિક ઉન્નત થા!" અદ્વૈત જે ઉચ્ચતમ પ્રાર્થનાનો ઉપદેશ કરે છે, તે પ્રાર્થના એ જ છે. એ પ્રાર્થના એવી છે કે, જેમાં આપણા સત્ય સ્વભાવ, સદા સર્વદા આપણા અંતરમાં વસતા ઈશ્વરનું સ્મરણ સમાયલું છે અને તે ઈશ્વર અનંત, સર્વશક્તિમાન્ કલ્યાણકર, ઉદાર, નિરહમ્, તથા સર્વ સ્વલ્પ વ્યક્તિત્વ અને સર્વ મર્યાદાઓથી રહિત છે, એ વિચારોનો પણ એમાં સમાવેશ થઈ જાય છે. તે ઈશ્વર નિરાકાર હોવાથી બળવાન્ અને નિર્ભય છે; કારણ કે, ભયનું આગમન કેવળ શરીરભાવનામાં જ થતું હોય છે. જેના અંતરમાં પોતાના સ્વાર્થમાટે કોઈ પણ પ્રકારની ઇચ્છા હોતી જ નથી, તેને કોનો ભય હોઈ શકે અને તેને કોણ ભયભીત કરી શકે વારુ? તેને મરણનો પણ શો ભય હોઈ શકે? પાપનો પણ તેને કશો ભય હોતો નથી. એટલામાટે જો આપણે અદ્વૈતવાદી હોઇએ તો આપણે એવો જ વિચાર કરવો જોઇએ કે, આપણે આ ક્ષણથી જ આ મર્ત્ય-

લોકમાંથી ગયેલા અને મૃત થયેલા છીએ. જીર્ણ પુરુષ, સ્ત્રી અને કન્યા આદિના ભાવનો લય થયો છે; કારણ કે, એ સર્વ મિથ્યા કલ્પનાઓ જ છે; જે કાંઈ પણ અવિચલ કિંવા અવશિષ્ટ રહે છે, તે માત્ર વિશુદ્ધ, બલવાન્, સર્વશક્તિમાન્ અને સર્વજ્ઞાતા ઈશ્વરે જ આપણામાટે અવશિષ્ટ રહે છે અને તેથી આપણા સર્વ ભયોનો લોપ થઈ જાય છે! હું સર્વ વ્યાપક હોવાથી મારી હાનિ કોણ કરી શકે એમ છે વારુ? એવી રીતે મારી સર્વ નિર્બળતાનો નાશ થઈ ગયો, એટલે મારુ એ જ કર્તવ્ય અવશિષ્ટ રહે છે કે, મારા અન્ય માનવ બાંધવોના અંતરમાં પણ એ વિચારોની જ્યોતિને પ્રકટાવવી. હું એ તો જોઈ શકું છું જ કે, તે પણ તે જ છે, માત્ર તે પોતાના સ્વભાવને જાણતો નથી એટલો જ ભેદ છે—એટલે મારે તેને તેનામાં અનંત આત્માની જાગૃતિ કરવાનું શિક્ષણ આપવું જ જોઇએ અને એ કાર્યમાં મારાથી બનતી સહાયતા પણ તેને આપવી જ જોઇએ. મારા મનમાં જે લાગણી છે તે એ છે અને તે સમસ્ત વિશ્વમાં અત્યંત આવશ્યકીય છે. આ સિદ્ધાન્તો પુરાતન છે—અનેક પર્વતો કરતાં પણ એમની પુરાતનતા વધારે જીર્ણ છે, એમ શક્યતાથી કહી શકાય એમ છે. સર્વ સત્ય શાશ્વત છે. સત્ય કોઈ પણ વ્યક્તિની વિશિષ્ટ સંપત્તિ નથી; અને કોઈ પણ જાતિ કિંવા કોઈ પણ વ્યક્તિ એ સત્યપર પોતાનો વિશિષ્ટ અધિકાર બતાવી શકે તેમ નથી. સત્ય, એ સર્વ આત્માઓનો સ્વભાવ જ છે. એટલે તેના પર પોતાનો વિશિષ્ટ અધિકાર કોણ સ્થાપી શકે એમ છે વારુ? સત્ય સાર્વજનિક સંપત્તિ હોવા છતાં આપણે એને વ્યવહાર્ય અને સરળ બનાવવું જોઇએ; કારણ કે, એ તો તમે જાણો જ છો કે, અત્યંત ઉચ્ચતમ સત્યો સર્વ કરતાં સરળ હોય છે. એટલામાટે એ સત્યોને એટલાં બધાં સર્વાંગ સરળ બનાવી દેવાં જોઇએ કે, તેઓ માનવ્ય સમાજના પ્રત્યેક રોમરંધ્રમાં સંચાર કરી શકે. તેમ જ તે અતિશય બુદ્ધિમાન્ મનુષ્યો અને બાળક, સ્ત્રી તથા સાધારણ બુદ્ધિના મનુષ્યોની પણ સર્વસાધારણ સંપત્તિરૂપ થાય. ન્યાયશાસ્ત્રના યુક્તિવાદો, અધ્યાત્મવિદ્યાના સંવાદો, ઈશ્વરવિષયક વાદો અને કર્મવિધિઓ તેમના પોતાના કાળમાં ઉપયુક્ત અને કલ્યાણકારક થયા હશે; પરંતુ આપણે એ વસ્તુઓને વધારે સરળ બનાવીએ અને તે સુવર્ણરંગી દિવસ લાવીએ કે, જ્યારે પ્રત્યેક મનુષ્ય એક ઉપાસક જોવામાં આવતો હોય અને પ્રત્યેક મનુષ્યમાંની વસ્તુતા જ તે ઉપાસનાનો પ્રધાન વિષય હોય, તો તે વર્તમાન કાળમાં વિશેષ હિતાવહ છે.

# વ્યાખ્યાન એકવીસમું

## વેદાન્ત*

આપણે જે જગતમાં રહીએ છીએ તે જગત્ બે છે—કે જેમાંનું એક જગત બાહ્ય જગત્ અને બીજું અંતર્જગતના નામથી ઓળખાય છે. અત્યંત પ્રાચીનતમ કાળથી એ ઉભય જગતમાં સમાન વેગથી જ માનવીય પ્રગતિ થયેલી છે. પ્રથમ બાહ્ય જગતમાં જ તત્ત્વના શોધનો આરંભ થયો હતો અને મનુષ્યે સર્વ ગહન પ્રશ્નોનાં એ બહિર્ભાસ નિઃસર્ગ—જગત—માંથી જ સમર્પક ઉત્તરો મેળવવાની ઇચ્છા કરી હતી. મનુષ્યે પોતાની આસપાસ વિસ્તરેલી દશ્ય વસ્તુઓમાંથી જ સુંદરતા અને મનોહરતાવિષયક પોતાની તૃષાને તૃપ્ત કરવાની આકાંક્ષા ધરાવી હતી. મનુષ્યની પોતાને અને પોતાનામાં જે કાંઈ પણ હોય, તેને સગુણ અથવા સ્થૂલ ભાષામાં જ વ્યક્ત કરવાની ભાવના હતી અને એનાં તેમણે જે ઉત્તરો મેળવ્યા હતા, તે ખરેખર મહાન હતા. તેમ જ તેમની ઈશ્વરવિષયક કલ્પના અને ઉપાસનાની કલ્પના પણ મહા ગૌરવદર્શક હતી—સુંદરતા વિશેના તેમના ઉદ્ગારો અતિશય આનંદવર્ધક હતા. એ અત્યંત મનોહારિણી કલ્પનાઓનું ખરેખર બાહ્ય જગતમાંથી જ આગમન થયું હતું. પરંતુ એ પછી બીજા કેટલાકોએ મનુષ્યનાં નેત્રો સમક્ષ વિશ્વને એના કરતાં પણ અધિક સુન્દર અને વિશેષ મનોહર સ્વરૂપમાં રજૂ કર્યું કે જે વિશ્વ સુંદર હોવા સાથે અનંત અને અધિક વિશાળ હતું. વેદોના કર્મકાંડ નામક વિભાગમાં આપણે ધર્મની અત્યંત આશ્ચર્યકારક કલ્પનાનો ઉપદેશ કરાયલો જોઈએ છીએ—આપણે તેમાં એક સર્વસત્તાધારી ઉત્પત્તિ, સ્થિતિ અને લય કર્તા ઈશ્વરની અત્યંત અદ્ભુત કલ્પના જોઈએ છીએ અને આ વિશ્વને આપણા સમક્ષ એવી ભાષામાં વર્ણવવામાં આવે છે કે, જે ભાષા કેટલીકવાર આત્માને ચલિત કરી નાંખનારી હોય છે. કદાચિત્ તમારામાંના ઘણાકોને ઋગ્વેદસંહિતામાંના એ આશ્ચર્યકર શ્લોકનું સ્મરણ તો હશે જ કે, જે શ્લોકમાં સૃષ્ટિની પ્રથમાવસ્થાનું વર્ણન તમને મળે છે અને તે વર્ણન એટલું બધું અને એવું તો સુંદરતમ છે કે, અદ્યાપિ અન્યત્ર એવું વર્ણન ભાગ્યે જ મળવાનો સંભવ છે. આમ હોવા છતાં આપણે એ તો જાણીએ છીએ કે, એ કેવળ બાહ્ય સૌંદર્યનું જ

* લાહોર—તા. ૧૨મી નવેમ્બર ૧૮૯૭

ચિત્ર છે, એ સ્થૂલ છે અને એમાં જડતા અથવા માયાનો અધિકાંશ રહેલો છે. એમ છતા વળી આપણે એ પણ જોઈ શકીએ છીએ કે, એ માયા કિંવા સાન્તની ભાષામાં અનતનું જ પ્રકટીકરણ છે–એટલે કે, એ આ શરીરની અનતતા છે, મનની નથી એ આકાશનું આનન્ત્ય છે, મનન કિંવા વિચારનું આનન્ત્ય નથી. એટલામાટે વેદોના દ્વિતીય વિભાગમા એટલે કે જ્ઞાનકાણ્ડમા આપણે જોઈ શકીએ છીએ કે, ત્યા સર્વથા એથી ભિન્ન પ્રકાર જ પ્રસરેલો છે. પ્રથમમા બાહ્ય નિ સર્ગમાથી જ આ વિશ્વના સત્યને શોધી કાઢવાનો પ્રકાર બતાવેલો છે–પ્રથમ પ્રયત્ન આ જીવનના સર્વે ગહન પ્રશ્નોનો સમાધાનકારક નિર્ણય જડ જગતમાથી જ પ્રાપ્ત કરવામાટેનો હતો. **'यस्यैते हिमवन्तो महत्त्वम्'** અર્થાત્ "આ હિમાલયની પર્વતશ્રેણિ પણ જેના ગુણગાનોને પ્રકટ કરે છે'" એવા એ વાક્યોનો ભાવાર્થ થાય છે. આ એક મહતી ભાવના છે, છતા ભારતવર્ષમાટે એ ભાવના જોઈએ તેટલી મહત્તાવાળી નહોતી. ભારતવર્ષીય બુદ્ધિએ અતર્દષ્ટિથી જોયુ અને સુખના શોધમાટે બાહ્ય જગતથી સર્વથા ભિન્ન માર્ગનો સ્વીકાર કર્યો–તે તત્ત્વનો શોધ અતરમાં થવા લાગ્યો–જડને છોડીને તેણે મન કિંવા ચતન્યમા પ્રવેશ કર્યો. એ વખતે એક એવો પ્રશ્ન ઉદ્ભવ્યો કે,–'મનુષ્યની મરણ પશ્ચાત્ શી ગતિ થાય છે?' **'अस्त्येके नायमस्ति इति चैके'** ઇત્યાદિ વાક્યો એ પ્રશ્નને જ દર્શાવનારાં છે. એનો ભાવાર્થ એવો થાય છે કે, કેટલાકો એમ કહે છે કે;–'મરણ પછી પણ મનુષ્ય અસ્તિત્વ ધરાવે છે અને કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, મનુષ્ય મરી ગયુ એટલે થઈ ચૂક્યુ–પછી તેનું અસ્તિત્વ હોતુ નથી ત્યારે હે મૃત્યુના અધિપતિ યમરાજ! મને જણાવો કે આમાંથી સત્ય તત્ત્વ કયું છે?' અહીં આપણે તત્ત્વશોધનના એક સર્વથા ભિન્ન માર્ગને જ જોઈ શકીએ છીએ બાહ્ય જગતમાથી જેટલું મેળવવા જેવુ હતું તે ભારતવર્ષીય મને સર્વ મેળવી લીધુ હતું પરતુ તેટલાથી જ તે પોતાને સતુષ્ટ થયેલું જોઈ શક્યું નહિ એટલે એ વિશેનો વિશેષ શોધ ચલાવવાની તેની ઇચ્છા થઈ–તેણે પોતાના અતરમાં જ ઊંડા ઊતરવા માંડ્યુ, પોતાના આત્મામા જ તત્ત્વનો શોધ ચલાવ્યો અને એ પ્રયત્નના પરિણામે અંતમા જે ઉત્તરની ઇચ્છા હતી, તે સતોષકારક ઉત્તર આવીને પ્રાપ્ત થયું.

વેદોનો એ વિભાગ ઉપનિષદ્, વેદાન્ત, આરણ્યક અને રહસ્ય ઇત્યાદિ નામોથી ઓળખાય છે. અહીં આપણે ધર્મને સર્વ બાહ્ય ઉપાધિઓથી વિમુક્ત થયેલો જોઈ શકીએ છીએ. અહીં એ સ્પષ્ટતાથી આપણા જોવા અને જાણવામા આવી શકે છે કે, ચૈતન્યમય વસ્તુઓ જડતા (માયા) ની ભાષામા કહેવાયલી નથી, કિન્તુ આત્મિકતાનું

આત્માની ભાષામાં જ વર્ણન કરાયલું છે—અર્થાત્ અતિસૂક્ષ્મનો ઉલ્લેખ અતિસૂક્ષ્મની ભાષામાં જ થયેલો છે. એ વૈદિક વિભાગમાં પ્રવેશ કર્યો કે, આત્માં કિંવા ચૈતન્યને જડતા સ્પર્શ કરી શકતી નથી અને આપણો જે વસ્તુ સાથે સંબંધ છે, તેને પ્રાપ્ત કરવામાટે કોઈ અન્યની મધ્યસ્થતાની આવશ્યકતા રહેતી નથી. આપણે અત્યારે કલ્પના કરી શકીએ તેથી પર–કલ્પનાતીત, ગંભીર અને નિર્ભય.ઉપનિષદીય મહર્ષિઓનાં વિરાટ્ મનો માનવજાતિને જે સત્યનો નિરંતર ઉપદેશ અપાયલો છે, તે સત્યને કોઈ પણ પ્રકારના ભય અને સંશયવિના પ્રકટ કરતાં આપણા સમક્ષ ઊભા છે, અને મારા દેશબાંધવો! એ જ તત્ત્વ હું આપના મન સમક્ષ રજૂ કરવાની ઇચ્છા ધરાવું છું. જ્ઞાનકાંડ પણ એક મહાવિશાળ મહાસાગર સમાન છે અને તેના એક સ્વલ્પ અંશને સારી રીતે સમજી લેવામાટે આવાં અનેક જીવનોની આવશ્યકતા છે. શ્રીરામાનુજે ઉપનિષદો વિશે બોલતાં સત્ય જ કહેલું છે કે, વેદોનું મસ્તક, સ્કંધ અને કિરીટમંડિત સ્વરૂપ વેદાંત જ છે અને હું નિશ્ચયપૂર્વક કહું છું કે, એ વેદાંત જ વર્તમાન ભારતવર્ષના બાઇબલરૂપ થઈ પડ્યો છે. હિન્દુઓ વેદોમાંના કર્મકાણ્ડ વિશે બહુ જ માન ધરાવે છે અને આદરપૂર્વક તેનો પોતાના વ્યવહારમાં સ્વીકાર કરે છે; પરંતુ સર્વ વ્યાવહારિક હેતુઓમાટે યુગોના યુગથી, આપણે જાણીએ છીએ કે, શ્રુતિના નામથી ઉપનિષદોનો અર્થ જ બતાવવામાં આવે છે એટલે કે, જ્યાં શ્રુતિપ્રમાણ લખ્યું હોય ત્યાં તે ઉપનિષદોનું જ પ્રમાણ છે એમ માનવાનો જ પરિપાઠ પડી ગયો છે. આપણે એ પણ જાણીએ જ છીએ કે, આપણા સર્વ મહાન્ તત્ત્વજ્ઞાતાઓ વેદવ્યાસ, પતંજલિ, ગૌતમ કિંવા તત્ત્વજ્ઞાનનો પિતા મહાન્ કપિલ મુનિ પોતે—એ સર્વને જ્યારે પણ કોઈ પ્રબળ પ્રમાણની આવશ્યકતા પડતી ત્યારે પોતાના લેખમાટે તે સર્વને માત્ર ઉપનિષદોમાંથી જોઈએ તેવાં પ્રમાણો મળી શકતાં હતાં—અન્યત્ર નહિ. કારણ કે ઉપનિષદોમાં જે સત્ય તત્ત્વો છે, તે સદાને માટે નિવાસ કરીને રહેલાં છે.

જે સત્યો અમુક સમયના અનુરોધથી જ બંધાયલાં હોય છે, તે સત્યો કેવળ અમુક વિશિષ્ટ રેષા, વિશિષ્ટ દિશા અને અમુક વિશિષ્ટ પ્રસંગે અમુક વિશિષ્ટ કાળને માટે ઉપયુક્ત થઈ શકે છે; તેમ જ બીજાં એવાં પણ સત્યો (તત્ત્વો) છે કે, જેમનો મનુષ્યની મૂળ પ્રકૃતિ સાથે જ સંબંધ રહેલો હોય છે અને તેથી એ સત્યો મનુષ્ય પોતે સ્થિર અને અવિચલ રહે ત્યાં સુધી સ્થિર અને અવિચલ રહે છે. માત્ર એ સત્યો જ એવાં છે કે, જે સર્વમાન્ય થઈ શકે છે. આપણે સારી રીતે નિશ્ચયથી જાણીએ છીએ કે, ભારતવર્ષની સર્વ વસ્તુઓમાં મહત્ પરિવર્તન થઈ ગયું છે–

એટલે કે, આપણી સામાજિક પદ્ધતિઓ, આપણાં વસ્ત્રાભૂષણના પ્રકારો, આપણા ખાનપાનના વિધિઓ તેમ જ આપણી ઉપાસનાની રીતિ ઇત્યાદિ સર્વ કાર્યોનાં સ્વરૂપ બદલાઈ ગયાં છે, એમ છતાં પણ શ્રુતિનાં સર્વમાન્ય સિદ્ધાંતો–વેદાંતની અદ્ભુત કલ્પનાઓ તો અદ્યાપિ જેમની તેમ જ પોતાના સુંદર, અચલ, અલુપ્ત, નિધનરહિત અને અમર સ્વરૂપમાં જ સ્થિત રહેલી જોવામાં આવે છે. આવી વસ્તુસ્થિતિ હોવા છતાં તમારે એ તો સ્મરણમાં રાખવું જ કે, ઉપનિષદોમાં જે કલ્પનાઓનો પૂર્ણ વિકાસ થયેલો આપણા જોવામાં આવે છે, તે સર્વ કલ્પનાઓનાં મૂલ બીજનું શિક્ષણ તો કર્મકાણ્ડમાં જ અપાયલું છે. સૃષ્ટિ વિષયક કલ્પના કે જેનો વેદાંતીઓના સર્વ સમુદાયોને સ્વીકાર કરવો જ પડે છે, તેમ જ ભારતવર્ષના તત્ત્વજ્ઞાનશિક્ષક ષડ્દર્શનના મૂલ આધારરૂપ અધ્યાત્મવિદ્યા વિશે એ કર્મકાણ્ડમાં પ્રથમથી જ વિચાર કરેલો છે અને ત્યાં જ એ ઉભય વસ્તુઓ વિશ્વ સમક્ષ ખુલ્લી મૂકાયલી છે. એટલામાટે આપણે વેદાન્તના કેવળ આત્મિક વિભાગમાં પ્રવેશ કરીએ, તે પૂર્વે એ વિશે થોડાક શબ્દો બોલવા અતિશય આવશ્યકીય છે અને વેદાન્ત શબ્દનો ઉપયોગ અત્યારે કેવી રીતે કરવામાં આવે છે અને તે ઉપયોગ વાસ્તવિક રીતે કેવા પ્રકારે થવો જોઇએ, એનો નિર્ણય કરી નાખવાની મારી પરમ ઇચ્છા છે. વર્તમાનકાલીન ભારતવર્ષમાં નિરંતર એક પ્રમાદ કરવામાં આવે છે અને તે એ કે, લોકો એમ જ ધારે છે અને માને છે કે, 'વેદાંત' શબ્દ માત્ર ધર્મની અદ્વૈતપદ્ધતિને જ વ્યક્ત કરનારો શબ્દ છે; પરંતુ તમારે એ સદા સર્વદા સ્મરણમાં રાખવું કે, વર્તમાનકાલીન ભારતવર્ષમાં મનુષ્યને અભ્યાસ કરવા યોગ્ય અને જેમનો અભ્યાસ કરવો જ જોઇએ એવાં ત્રણ પ્રસ્થાનો છે. એમાં સર્વથી પ્રથમ પ્રકટીકરણો છે–પ્રકટીકરણો તે ઉપનિષદો એમ જ મારા કહેવાનો આશય છે. દ્વિતીય, આપણા તત્ત્વજ્ઞાનમૂલક ભિન્ન ભિન્ન દર્શનોમાં વ્યાસનાં સૂત્રોને મહત્ત્વ આપવામાં આવ્યું છે અને તેનું કારણ એ છે કે, વ્યાસનાં સૂત્રો તે પ્રથમની સર્વ વૈજ્ઞાનિક પદ્ધતિઓના નિષ્કર્ષરૂપ છે; તે સૂત્રો એમ દર્શાવે છે કે, વિજ્ઞાનની એ પૃથક્ પૃથક્ પદ્ધતિઓ પરસ્પર વિરોધોત્પાદક નથી, કિન્તુ એકનો બીજી પર આધાર રહેલો છે અને તેથી વ્યાસનાં સૂત્રોમાં જે સુખ્ય અને મહત્ તત્ત્વ સમાવલું છે તે એ જ કે, મૂળ તત્ત્વનું તેમાં ધીમે ધીમે પ્રકટીકરણ કરેલું છે. વેદાંતના અદ્ભુત સત્યોને વ્યવસ્થિત કરનારાં એ ઉપનિષદો અને વ્યાસસૂત્રોના મધ્યમાં વેદાંતની પવિત્ર ટીકારૂપ શ્રીમદ્ભગવદ્ગીતાનો સમાવેશ થાય છે. એટલામાટે ભારતવર્ષમાં જે કોઈ પણ પોતે વેદોક્ત ધર્મને માનનાર તરીકે વ્યક્ત કરતો હોય–પછી તે દ્વૈતવાદી હોય, વૈષ્ણવ હોય કે અદ્વૈતવાદી હોય, એની

ચિન્તા નહિ–તેને એ ઉપનિષદ્, ગીતા અને વ્યાસસૂત્ર નામક પ્રસ્થાનત્રયનો સ્વીકાર કરવો જ પડે છે–ભારતવર્ષમાંનો પ્રત્યેક ધર્મ એ પ્રસ્થાનત્રયના પ્રમાણનો નિર્વિલંબે અંગીકાર કરે છે અને એની સત્યતાનો પરિચય અત્યારે આપણને સર્વત્ર થઈ શકે છે. આપણે એ તો સારી રીતે જાણીએ છીએ કે, શંકરાચાર્ય, રામાનુજ, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય અને ચૈતન્ય આદિ સર્વ નવીન મતને પ્રચલિત કરવાની આકાંક્ષા ધરાવનારાઓને એ ઉપર્યુક્ત ત્રણ પ્રસ્થાનોનો સ્વીકાર કરવો જ પડ્યો છે અને તેમની નવીનતા માત્ર એટલી જ કે, તેમણે પોતપોતાના પક્ષને વિશેષ અનુકૂલ થાય તેવાં એ પ્રસ્થાન ત્રયનાં ભાષ્યો લખેલાં છે. એટલામાટે જે ઉપનિષદોમાંથી ઉત્પન્ન થયેલી છે, તે એક અદ્વૈતપદ્ધતિને જ જો એ વેદાન્ત નામ આપવામાં આવે તો તે એક મહા પ્રમાદ જ ગણાય. વેદાતમાં તો ખરી રીતે એ સર્વ પદ્ધતિઓનો સમાવેશ થઈ જાય છે. જેવી રીતે અદ્વૈતવાદી પોતાને વેદાંતીના નામથી ઓળખાવવાનો અધિકાર ધરાવે છે, તેટલા જ પ્રમાણમાં રામાનુજના પંથને માનનાર પણ પોતાને એક વેદાતી તરીકે વ્યક્ત કરવાનો સંપૂર્ણ અધિકાર ધરાવે છે. વાસ્તવિક રીતે એથી પણ આગળ વધીને હું દઢતાથી કહુ છુ કે, આપણે 'હિન્દુ' શબ્દનો જેટલો અને જેવો અર્થ સમજીએ છીએ, તેટલો અને તેવો જ અર્થ 'વેદાંતી' શબ્દનો પણ છે. માત્ર વેદાન્તી શબ્દનો ઉચ્ચાર કરવાથી 'હિન્દુ' શબ્દનો અર્થ પણ વ્યક્ત થઈ જાય છે. એક બીજી કલ્પના પણ તમારા ધ્યાનમા ઊતારવાની ઇચ્છા છે; અને તે એ કે એ ત્રણ પદ્ધતિઓ આર્યાવર્તમાં અત્યંત પ્રાચીન કાળથી જ પ્રચલિત છે અને એટલામાટે તમારે કદાપિ એમ ધારવુ જ નહિ કે, અદ્વૈતવાદનો મૂળ સંશોધક માત્ર શ્રીમચ્છંકરાચાર્ય જ હતો, કારણ કે, શંકરાચાર્યના સભવથી યુગોના યુગ પૂર્વે પણ એ અદ્વૈતસિદ્ધાત અસ્તિત્વ ધરાવતો હતો. શંકરાચાર્ય તો માત્ર એ સિદ્ધાંતના થઈ ગયેલા પ્રતિનિધિઓમાનો અંતિમ અને શ્રેષ્ઠ પ્રતિનિધિ જ હતો. રામનુજના પંથનો પણ એ જ પ્રકાર છે–એ મત પણ રામાનુજના જન્મથી પૂર્વે અનંત કાળથી અસ્તિત્વમાં હતું કે જે તેમનાં પોતાના લખેલાં ભાષ્યોથી આપણે પ્રથમથી જ જાણીએ છીએ. એવો જ પ્રકાર એક બીજાના પક્ષમાં ઊભાં રહેલા સર્વ પરસ્પરાવલબી દ્વૈતમતોનો છે એમ જાણી લેવુ. મારા અત્યારલગીના અલ્પ જ્ઞાનની સહાયતાથી હુ પોતે તો એવા જ નિર્ણયપર આવેલો છુ કે, એ સર્વ ભિન્ન ભિન્ન પથો અથવા ધર્મો પરસ્પર વિરોધી કિંવા શત્રુભાવધારક તો નથી જ. જેવી રીતે આપણા ષડ્દર્શનના સબધમાં એ તો આપણો નિશ્ચય જ છે કે, તે સર્વ દર્શનો મહા તત્ત્વોનાં મહાપ્રકટીકરણરૂપ છે–મધુર મદ સ્વરથી આરભાયલા સગીતની અદ્વૈતના વિજયપૂર્ણ ગંભીર

નાદમાં પૂર્ણાહુતિ થાય છે; એ જ પ્રમાણે ઉપર્યુક્ત ત્રણ પદ્ધતિઓમાં પણ આપણે મનુષ્યના મનને ધીમે ધીમે ઉચ્ચતર અને ઉચ્ચતર ભાવનામાં લઈ જવામાટેના ધીમા પ્રયત્નને જોઈ શકીએ છીએ અને અંતે તે સર્વ ભાવનાઓની અદ્ભુત અને વિલક્ષણ એકતામાં લીનતા થઈ જાય છે, કે જે અવસ્થા અદ્વૈતમતમાં જ પ્રાપ્ત કરી શકાય છે. એટલામાટે એ ત્રણ માર્ગ પરસ્પર વિરોધકારક નથી. અન્યપક્ષે મારે તમને એ જણાવવું જ જોઇએ કે, એમને પરસ્પરવિરોધી સમજીને નિંદવાની ભૂલ કાંઈ થોડા ઘણા કરતા નથી, પણ એ ભૂલ આજ કાલ ભારતવર્ષમાં સર્વસાધારણ જ થઈ પડી છે. આપણે એ તો નિત્ય જોઈએ છીએ કે, એક અદ્વૈતવાદનો ઉપદેશક એ ત્રણ મૂળ ગ્રંથોને પોતાની પાસે રાખે છે કે જેમાં માત્ર અદ્વૈતવાદનું જ સમર્થન કરેલું હોય છે અને ત્યાર પછી જો દ્વૈતવાદસમર્થક કિંવા સગુણ દ્વૈતમતપ્રતિપાદક ગ્રંથ તેના હાથમાં આવે, તો તેનાં અર્થોને પણ તે પોતાના મતને અનુકૂલ થતા અર્થોમાં ઘસડી જવામાટેનો પોતાથી બની શકે તેટલો જીવસટોસટનો પ્રયત્ન કિંવા પરિશ્રમ કરે છે. એવી જ રીતે દ્વૈતમતના ઉપદેશકો જે વિભાગ સ્પષ્ટ દ્વૈતમતનો જ સમર્થક હોય છે તેને છોડી દઈ જે વિભાગ અદ્વૈતમતનો પ્રતિપાદક હોય, તેને તાણી તૂણીને પોતાના દ્વૈતમતના અર્થમાં ઘટાવવાનો નિરર્થક પ્રયત્ન કરતા આપણા જોવામાં આવી શકે છે. આમ કરનારા સર્વ મહાપુરુષો થયેલા છે અને આપણા ગુરુઓ છે, પરંતુ સત્યને જાળવી રાખવામાટે આપણે આપણા પોતાના ગુરુઓના દોષને પણ વ્યક્ત કરવા જ જોઇએ. મારો પોતાનો એવો અભિપ્રાય છે કે, માત્ર આ કૃતિમાં જ તેમણે ભૂલ કરેલી છે. આપણું એ કર્ત્તવ્ય છે કે, આપણે મૂળ ગ્રંથને છિન્નવિચ્છિન્ન કરવો ન જોઇએ, ધર્મના સંબંધમાં આપણે કોઈ પણ પ્રકારના અસત્યનું અવલંબન કરવું ન જોઇએ, વ્યાકરણના બહુભાષિત્વનો આશ્રય લઈ અર્થમાં ગમે તેવું પરિવર્તન કરવું, એ ઉચિત નથી, તેમ જ મૂલ ગ્રંથમાં આપણે આપણી પોતાની કલ્પનાનો સંચાર કરાવવો, કે જે કલ્પનામાટે તે ગ્રંથો કદાપિ લખાયા જ નહોતા, એ પણ સર્વથા અયોગ્ય જ છે; કિન્તુ એથી વિરુદ્ધ ગ્રંથને મૂળ સ્વરૂપમાં જાળવી રાખવો, એ જ અધિક યોગ્ય છે; કારણ કે, ગ્રંથ જેમ સરળ અને સુગમ હોય છે, તેમ તે વિશેષ ત્વરાથી સમજી શકાય છે— અર્થાત્ સરળતા હોય તો એક જ વારમાં તમે અધિકાર વેદોના વિલક્ષણ અને આશ્ચર્યકારક સિદ્ધાંતને સમજી શકો એમ છે. એ સત્ય છે કે, ઉપનિષદોનો ઉદ્દેશ કેવળ એક જ છે. તે એ કે, "એવું કયું જ્ઞાન છે કે, જે જ્ઞાનના યોગે આપણે બીજી સર્વ વસ્તુઓને જાણી શકીએ?" વર્તમાનકાળની ભાષામાં કહીએ તો પ્રત્યેક ઇતર જ્ઞાનના

ઉદ્દેશ પ્રમાણે ઉપનિષદોના પણ સર્વ ભિન્ન ભિન્ન વસ્તુઓની સ્વતંત્ર અને નિશ્ચિત એકતાને શોધી કાઢવાનો જ ઉદ્દેશ છે. તમારે એ તો નિશ્ચયથી જાણી રાખવું જ જોઇએ કે, બહુતામાં એકતાનો પ્રત્યય કરવો, એ વિના જ્ઞાનનો બીજો કોઈ અર્થ થઈ શકતો જ નથી; પ્રત્યેક વિજ્ઞાનશાસ્ત્રનો મુખ્ય આધાર એ તત્ત્વપર જ રહેલો છે અને બહુત્વમાં એકત્વનો પરિચય કરવા ઉપર જ મનુષ્યના સર્વ જ્ઞાનનો આધાર રહેલો હોય છે; અને જ્યારે આપણે જેને વિજ્ઞાનશાસ્ત્રના નામથી ઓળખીએ છીએ તે મનુષ્યજ્ઞાનના એક સ્વલ્પાંશનો પણ જો થોડાંક ભિન્ન ભિન્ન સૃષ્ટિતત્ત્વોમાં એકતાનો પરિચય કરવાનો પ્રયત્ન ચાલૂ હોય, તો પછી આ ભિન્ન નામ, ભિન્ન સ્વરૂપ, ભિન્ન માયા અને ભિન્ન આત્મા તથા પ્રત્યેક વસ્તુમાં ભિન્નતા ધારણ કરી બેઠેલા બહુત્વયુક્ત વિશ્વમાં એકતાનો પ્રત્યય કરવાનો વિષય આપણા સમક્ષ આવીને ઊભો રહે, ત્યારે તે પ્રયત્ન તો મહા ગંભીર થવાનો જ, એમાં લેશ માત્ર પણ સંશય નથી જ. પ્રત્યેક રૂપ અન્ય રૂપોથી ભિન્ન છે, પ્રત્યેક વિચાર ઇતર વિચારોથી ભિન્નતા ધરાવે છે, અનેક ભિન્ન ભિન્ન સૃષ્ટિઓ અસ્તિત્વમાં છે અને અનંત લોકોનો વિસ્તાર થએલો છે, એ સર્વના મધ્યમાં એકત્વનો પ્રત્યય કરવો એ ઉપનિષદોનો ઉદ્દેશ છે અને તે આપણે જાણીએ છીએ. અન્યપક્ષે અહીં અરુંધતીન્યાયની પુરાતન કલ્પના લાગૂ પડે છે. એક મનુષ્યને આકાશમાંનો ધ્રુવતારો દેખાડવામાટે પ્રથમ કોઈ પણ મનુષ્ય અત્યંત પાસેનો તારો લે છે કે જે ધ્રુવતારો કરતાં વધારે મોટો અને વિશેષ પ્રકાશમાન્ હોય છે અને એ તારામાં તેનું ધ્યાન દૃઢ કરાવે છે અને છેવટે તે ધ્રુવતારાનું દર્શન કરી શકે ત્યાં સુધી એ વ્યવસાય ક્ષણેક્ષણે વધતા જતા પ્રમાણમાં ચાલૂ જ રહે છે. આપણા સમક્ષ પણ અત્યારે એ કાર્ય જ આવીને ઉપસ્થિત થયું છે—મારી કલ્પના કિંવા ભાવનાને સિદ્ધ કરવામાટે મારે તમને ઉપનિષદો બતાવવાનાં છે અને તમે તેમને જોશો તથા જાણશો, એવો મારો દૃઢ નિશ્ચય છે. ઉપનિષદમાંનું લગભગ પ્રત્યેક પ્રકરણ દ્વૈત શિક્ષણ કિંવા ઉપાસનાથી જ આરંભાય છે અને ત્યાર પછી એના ઈશ્વરવિશેનું શિક્ષણ આપવામાં આવે છે કે, જે ઈશ્વર આ સૃષ્ટિનો ઉત્પાદક છે, સંરક્ષક છે અને અંતે જેમાં સર્વ વસ્તુઓ લીન થાય છે. તે જ ઉપાસ્ય છે, સર્વસત્તાધારી છે, માયા કિંવા નિઃસર્ગનો માર્ગદર્શક છે, આંતરિક અને બાહ્ય છે—આમ છતાં પણ તે નિઃસર્ગથી ભિન્ન અને બાહ્ય જ હોયતી! એવો જ તેના વિશે ભાવ દર્શાવેલો હોય છે. એના કરતાં એક પગલું આગળ ચાલ્યા કે, તે જ શિક્ષક આપણને એવો ઉપદેશ આપે છે કે, તે ઈશ્વર નિઃસર્ગથી બહાર નથી, કિંતુ નિઃસર્ગમાં જ સમાયલો છે. એ પછી અંતે એ

બન્ને ભાવનાઓનો લોપ થાય છે અને જે અવશિષ્ટ રહે છે, તે તે (સર્વવ્યાપક આત્મા) જ હોય છે-ભિન્નતા અવશિષ્ટ રહેતી નથી, 'तत्त्वमसि श्वेतकेतो' મનુષ્યના આત્મામાં જે અંતરસ્થ તત્ત્વ રહેલું છે તે અંતે પોતાના સત્ય સ્વરૂપમાં વ્યક્ત થાય છે. 'શ્વેતકેતો! તું તે જ છે!' અહીં ભિન્ન ભાવના કિંવા પરસ્પર વિરુદ્ધતા નથી અને અન્યના અભિપ્રાયનો ભય નથી. સત્ય–ગંભીર સત્યનું ગંભીર વાણીમાં જ શિક્ષણ આપવામાં આવ્યું છે અને તેથી તે જ ગંભીર વાણીમાં આજે પણ એ ગંભીર સત્યનો ઉપદેશ આપતાં આપણે ભય રાખવાનું કાંઈ પણ કારણ નથી. ઈશ્વરની કૃપાથી હું પોતે અંતે એ ગંભીર સત્યના ગંભીર અને પ્રભાવશાળી ઉપદેશક થવાની આશા ધરાવું છું અને ઇચ્છું છુ કે પ્રભુ મારી તે શુભ આશાને ફળીભૂત કરે.

આપણે પુનઃ આપણા પ્રાથમિક વિષયનો વિચાર કરીશું. સર્વથી પ્રથમ બે વસ્તુઓનું જ્ઞાન મેળવવું અત્યંત આવશ્યકીય છે અને તે બે વસ્તુઓમાંની પ્રથમ વસ્તુ તે આધ્યાત્મિક સ્વરૂપ છે અને દ્વિતીય આ સૃષ્ટિનું સ્વરૂપ છે. આધ્યાત્મિક સ્વરૂપ તે કે જે સર્વ વેદાન્તીઓની સર્વસાધારણ સંપત્તિ છે, એવો અહીં આધ્યાત્મિક સ્વરૂપનો ઉદાત્ત અર્થ લેવાનો છે. આજે આપણા શિરપર આકાશમાંના વિદ્યુત્પ્રવાહ સમાન વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રના શોધો એક બીજા પછી અનુક્રમે આવતા તમે જુઓ છો અને આપણે એવાં એવાં આશ્ચર્યો આજે જોઈ શકીએ છીએ કે જેની સ્વપ્નમાં પણ આપણને કલ્પના નહોતી. અત્યારે મનુષ્ય જે પદાર્થને શક્તિના નામથી ઓળખે છે, તેનો તો તેણે આજે દીર્ઘ કાળથી શોધ કરેલો છે. માત્ર શક્તિઓની એ વિવિધતા કિંવા અનેકતાઓમાં પણ આંતરિક એકતા રહેલી છે, એ તત્ત્વ હાલમાં જ મનુષ્યના જાણવામાં આવ્યું છે. મનુષ્યે એ રહસ્યને હમણાં જ શોધી કાઢયું છે કે, જેને તે ઉષ્ણતા, આકર્ષણશક્તિ, વિદ્યુચ્છક્તિ અને એવાં જ અન્ય નામોથી ઓળખે છે, તે સર્વ શક્તિઓનો કેવળ એક જ વસ્તુમાં સમાવેશ થઈ શકે છે અને તેથી ભલે તમે એને ગમે તે જૂદાં જૂદાં નામોથી ઓળખો પરંતુ વાસ્તવિક રીતે જોતાં તો એ મૂળ એક જ શક્તિ છે. સંહિતામાં પણ આ વિચાર કરાયલો છે–સંહિતા વૃદ્ધ, પ્રાચીન અને પરિપકવ હોવાથી જે કલ્પના વિશે હું તમારા સમક્ષ વિવેચન કરતો આવ્યો છું, તેનો સંહિતામાં સંપૂર્ણ રીતે વિચાર કરેલો છે. સર્વ શક્તિઓ–પછી ભલે તેને તમે ગુરુત્વાકર્ષણશક્તિ, આકર્ષક કિંવા પ્રત્યાઘાતક શક્તિના નામથી ઓળખો અથવા તો ઉષ્ણતા, વિદ્યુચ્છક્તિ કિંવા આકર્ષણશક્તિના અભિધાનથી જાણો, પણ એ સર્વ કાંઈ નથી–એથી એક ડગલું પણ આગળ વધી શકાય એમ નથી. તેઓ પોતાને અંતઃ-

કરણમાંથી પરાવર્ત્ત થએલા વિચાર તરીકે વ્યક્ત કરતા હોય, પરંતુ મનુષ્યની ઇંદ્રિયોનું મૂળ સ્થાન એક જ છે અને જે એક સ્થાનમાંથી તેમનો ઉદ્ભવ થાય છે તે સ્થાન પ્રાણના નામથી ઓળખાય છે. પરન્તુ પુનઃ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, એ પ્રાણ શો પદાર્થ છે વારુ? પ્રાણ એક સ્પન્દન છે. જ્યારે આ સૃષ્ટિ પુનઃ પોતાની પૂર્વાવસ્થામાં લીન થઈ જશે, તે વેળાએ એ અનન્ત શક્તિની શી સ્થિતિ થશે વારુ? શું તેઓ એમ ધારે છે કે, એ દીપ સર્વથા બુઝાઈ જ જશે એટલે કે, તેના અસ્તિત્વનો સર્વથા લોપ જ થશે? નહિ—કદાપિ નહિ. જો એનો સર્વથા લોપ જ થાય, તો પછી અન્ય તરંગનું કારણ શું થશે? કારણ કે, લહરી કિંવા તરંગોના સ્વરૂપમાં એ ગતિનો ઉન્નત થવાનો અને પતિત થવાનો તથા પુનઃ પતિત થઇને ઉછળવાનો વ્યાપાર તો અવ્યાહત ચાલતો જ હોય છે. અહીં સૃષ્ટિ શબ્દની આપત્તિ થાય છે કે જે વિશ્વના અર્થનો વિકાસ કરે છે. અહીં તમારે એ ધ્યાનમાં રાખવું કે, અંગ્રેજી ક્રીએશન(Creation) શબ્દથી સંસ્કૃત સૃષ્ટિ શબ્દનો અર્થ વ્યક્ત થઈ શકતો નથી. અત્યારે હું અંગ્રેજી ભાષામાં બોલતો હોવાથી નિરુપાય છું; કારણ કે, સંસ્કૃત શબ્દોનું કોઈ પણ રીતે મારે અંગ્રેજીમાં ભાષાન્તર કરવું પડે છે. સૃષ્ટિનો અર્થ અંગ્રેજી 'પ્રોજેકશન્' શબ્દથી કાંઇક નિષ્પન્ન થાય છે. પ્રત્યેક વસ્તુ અનુક્રમે સૂક્ષ્મ અને સૂક્ષ્મ થતી જાય છે અને પ્રથમ જેમાથી તે બહાર આવેલી હોય છે, તે પ્રાથમિક અવસ્થામાં જ પુનઃ લીન થાય છે અને ત્યાં અમુક સમયપર્યન્ત તે સ્થિત રહે છે અને પુનઃ ઊછળવાને માટે તૈયાર હોય છે. સૃષ્ટિનો કિંવા 'પ્રોજેકશન'નો એ ધર્મ છે. વારુ ત્યારે તે સર્વ શક્તિઓ એટલે કે પ્રાણની શી ગતિ થાય છે? તે સર્વ શક્તિઓનો પ્રાથમિક પ્રાણમાં લય થાય છે અને તે પ્રાણ બહુધા ગતિહીન બની જાય છે—સૂક્તમાં એ પ્રાણનું જ વર્ણન આપવામાં આવ્યું છે. "તે સ્પદન વિના જ સ્પન્દનને પ્રાપ્ત થાય છે." (आनिदवातम्) ઉપનિષદોમાં એવા અનેક મૂલ વિભાગો છે કે, જે મહા કઠિનતાથી જ સમજવામાં આવી શકે છે—ખાસ કરીને તેમાંનાં રૂઢિવાક્યોનો ભાગ્યે જ અન્ય ભાષામાં અનુવાદ કરી શકાય છે. ઉદાહરણ તરીકે 'વાયુ' શબ્દનો સાધારણ અર્થ 'ચાલવું' થાય છે; પરંતુ ઘણીકવાર એનો અર્થ 'પવન અથવા હવા' થાય છે અને ઘણીકવાર એનો ગતિના અર્થમાં પણ ઉપયોગ કરાય છે; એટલે વારંવાર મનુષ્યો એકને સ્થળે બીજા અર્થનો સ્વીકાર કરીને ભ્રમણામાં પડી જાય છે. એટલામાટે આવા વિષયોમાં આપણે ઘણી જ સંભાળ રાખીને આગળ ચાલવાનું છે. 'તે સ્વરૂપમાં તે અસ્તિત્વ ધરાવતું હતું.' અને ત્યારે તમે જેને માયાના નામથી કિંવા જડના નામથી ઓળખો છો, તેનું શું

થાય છે વારુ? સર્વ શક્તિઓ એ માયા કિંવા જડતામાં પ્રવેશ કરે છે; અને તે સર્વ આકાશમાં લીન થઈ જાય છે કે જેમાંથી તેમનો પુનઃ ઉદ્‌ગમ થાય છે. પ્રથમ જે પદાર્થ દશ્ય થયો તે આકાશ જ. તમે એને 'ઇથર' (Ether) કહો અથવા તો બીજા કોઈ નામથી ઓળખો, પરંતુ મૂળ કલ્પના એ જ કે, માયાનું કિંવા જડતું પ્રાથમિક સ્વરૂપ તે એ આકાશ જ છે. પ્રાણની ક્રિયાતળે એ આકાશ આન્દોલિત થાય છે અને જ્યારે અન્ય સૃષ્ટિ ઉદ્‌ભવતી હોય છે ત્યારે તે આન્દોલન કિંવા સ્પંદન શીઘ્રગતિ થવાથી આકાશ આ સર્વ અનેક તરંગોના સ્વરૂપમાં વિભક્ત થઈ જાય છે કે જેમને આપણે, સૂર્ય, ચંદ્ર અને તારક આદિના નામથી ઓળખીએ છીએ–એ સર્વ લહરીઓ કિંવા તરંગો જ છે.

'यदीदम् किंच जगत्सर्वं प्राण एजति निःसृतम्'

પુનઃ એમ પણ આપણા વાંચવામાં આવે છે કે, 'આ સૃષ્ટિમાંની પ્રત્યેક વસ્તુ યોજાયલી છે અને યોજક માત્ર પ્રાણ જ છે. આમાં તમારે एजति શબ્દને વિશેષતાથી ધ્યાનમાં રાખવાનો છે; કારણ કે, એ સ્વરૂપ આન્દોલનના અર્થને વ્યક્ત કરનાર 'इज्' ધાતુનું છે. 'निःसृतम्' એટલે નીકળેલું અને 'यदीदम् किंच' એટલે જે આ સૃષ્ટિ છે તે–એવો એનો શબ્દાર્થ થાય છે.

સૃષ્ટિ વિષયક પક્ષનો આ એક ભાગ છે. એમાં બીજા પણ અનેક વિસ્તારો પોતાનું કર્તવ્ય કર્યા કરે છે. ઉદાહરણ તરીકે આ સર્વ વ્યાપાર કેવી રીતે અસ્તિત્વમાં આવે છે, આકાશ સર્વથી પ્રથમ કેમ છે અને તે આકાશમાંથી અન્ય સર્વ વસ્તુઓનો ઉદ્‌ભવ કેમ કરીને થાય છે, એ આકાશ આન્દોલિત કેમ થાય છે અને તે આન્દોલનમાંથી વાયુની ઉત્પત્તિ કેવી રીતે થાય છે; એ સર્વ એ વિષયનો વિસ્તાર છે. પરંતુ મૂળ એક કલ્પના છે અને તે એ જ કે, મૂળ સૂક્ષ્મમાંથી જ સ્થૂળનો ઉદ્‌ભવ થએલો છે. જડ પદાર્થ સર્વથી પછી જ પ્રકાશમાં આવનાર હોય છે અને તે અત્યંત બાહ્ય હોય છે અને એ સ્થૂલ કિંવા જડ પદાર્થના પૂર્વજ તરીકે કોઈ પણ સૂક્ષ્મ પદાર્થ અસ્તિત્વ ધરાવતો હોય છે. એમ છતાં પણ આપણે જોઈ શકીએ છીએ કે, સર્વ વસ્તુ–સમસ્ત વસ્તુ બે જૂદા જૂદા પદાર્થમાં વિલીન થાય છે અને તેથી એકતાનો પરિચય તો જોઇએ તેવા રૂપમાં મળી શકતો નથી જ. પ્રાણ તે શક્તિઓની એકતા અથવા કેન્દ્રસ્થાન છે અને જડતાનું કેન્દ્રસ્થાન કિંવા એકત્વ આકાશ છે. ત્યારે એ ઉભયની એક સર્વ-સાધારણ અથવા સામાન્ય હોય એવી કોઈ એકતા છે ખરી કે? એ જડતા અને પ્રગતિ ઉભયની એક જ વસ્તુમાં લીનતા થઈ શકે એમ છે કે? આ સ્થાને આપણું પદાર્થ-

વિજ્ઞાનશાસ્ત્ર જડ કિંવા મૂક બની જાય છે અને આ પ્રશ્નનું ઉત્તર તેનાથી આપી શકાતું નથી; કારણ કે, એ ઉભયતાના બંધનમાંથી બહાર નીકળવાનો માર્ગ અદ્યાપિ તેણે શોધી કાઢ્યો નથી—અને એવા કોઈ માર્ગને તે ધીમે ધીમે શોધી કાઢવાની તૈયારીમાં હોય, તો તે એ જ જીર્ણ પ્રાણ અને એ જ પ્રાચીન આકાશને શોધતું જાય છે—તેને અંતે તે જ રેખામાં પ્રયાણ કરવું પડશે, એ નિશ્ચિત છે. એ પછીની એકતા તે પૌરાણિક ગ્રંથોમાં ચતુર્મસ્તિષ્કવિભૂષિત બ્રહ્માના નામથી ઓળખાતી અને આધ્યાત્મિક શાસ્ત્રમાં 'મહત્'ના નામથી ઓળખાતી સર્વવ્યાપક અને અપૌરુષેય વ્યક્તિ છે. એ જ એક એવું સ્થાન છે કે જ્યાં જડ અને ચૈતન્ય ઉભય એક બીજા સાથે મળી જાય છે—ઉભયનો જેમાં સંગમ થાય છે. જે વસ્તુ તમારા 'મન'ના નામથી જાણીતી છે, તે એ મહતનો એક અંશ માત્ર છે કે જે મહત્ તમારી બુદ્ધિના જાળમાં સપડાયલું છે અને સર્વ બુદ્ધિઓનો સરવાળો કે જે એ મહતના જાળમાં સપડાયલો છે તે તમે જેને સમષ્ટિના નામથી ઓળખો છો તે સમષ્ટિ છે. આના કરતાં પણ એ પૃથક્કરણનું કાર્ય આગળ વધ્યું હતું—આટલેથી જ એની પૂર્ણાહુતિ થઈ નહોતી. અહીં આપણે પ્રત્યેક સૂક્ષ્મ સૃષ્ટિરૂપ હતા અને સમષ્ટિરૂપ જે સૃષ્ટિનો સ્વીકાર કરવામાં આવે છે તે સ્થૂલ સૃષ્ટિ છે. પરંતુ જે કાંઈ પણ વ્યષ્ટિમાં સમાવિષ્ટ થએલું હોય, તે જ કાર્ય બાહ્ય જગત્‌માં પણ બનતું હોવું જોઇએ, એવું સાધારણતઃ આપણે અનુમાન કરી શકીએ છીએ. જો આપણામાં આપણા પોતાનાં મનોનું પૃથક્કરણ કરવાની શક્તિ રહેલી હોય, તો આપણે સુરક્ષિતતાથી એવા અનુમાનપર આવીએ છીએ કે, એ જ ક્રિયા આપણા પોતાનાં મનોમાં પણ થતી હોવી જ જોઇએ. હવે મન એ શી વસ્તુ છે, એ એક પ્રશ્ન છે. વર્તમાન સમયમાં પાશ્ચાત્ય દેશોમાં જડવિજ્ઞાનશાસ્ત્ર પોતાની શીઘ્ર પ્રગતિ કરતું જાય છે અને પ્રાણિધર્મગુણવિદ્યા (Physiology) ધીમે ધીમે પોતાની વિજયપતાકા ચઢાવતી જાય છે એટલે કે, તે પુરાતન ધર્મના દુર્ગોને જીતતી જાય છે; તેથી પાશ્ચાત્ય લોકોને એ સૂઝતું નથી કે ક્યાં જઇને વિશ્રામ લેવો; કારણ કે, વર્તમાન પ્રાણિગુણ-ધર્મવિદ્યાએ પ્રત્યેક પગલે બુદ્ધિ અને મનને એવાં તો સાથે મેળવી દીધાં છે કે, એમાંના એકના પણ ખરા સ્વરૂપને કોઈ ઓળખી શકતું નથી અને તેઓ સર્વથા નિરાશ બની જાય છે. અને ભારતવર્ષમાં તો આપણે એ વસ્તુને સદા સર્વદા જાણીને જ બેઠા છીએ. હિન્દુનો બાળક જે પ્રથમ સિદ્ધાંત કિંવા પ્રથમ પ્રમેય શીખે છે તે એ જ છે કે, મન જડ છે, માત્ર તે સૂક્ષ્મ છે એટલી જ તેમાં વિશેષતા છે. આ શરીર સ્થૂળ છે અને એ શરીરની પાછળ વળી જેને આપણે સૂક્ષ્મ શરીરના નામથી

અદ્વૈતપદ્ધતિને સમજી લેવાના કાર્યમાં આપણુને ઘણી જ સહાયતા આપનારી થઈ પડશે. એ કલ્પના તે આ છે;–તમારામાંના સર્વ જનોએ મોતી તો જોએલાં જ છે, અને તમારામાંના ઘણાખરા એ પણ જાણતા હોવા જ જોઇએ કે, એ મોતી કેવી રીતે બને છે. ધૂલિ અથવા વાલુકાનો એક કણુ શુક્તિ (છીપ)ના શરીરમાં પ્રવેશ કરે છે અને અંદર તે ખંચ્યા કરે છે. તે શુક્તિ તે વેદનાનો પ્રતિકાર કરવામાટે પોતાની પ્રતિક્રિયાનો આરંભ કરે છે અને ધૂલિ કિંવા વાલુકાના તે કણુને પોતાના રસવડે આચ્છાદિત કરી નાખે છે. તે કણુ ઘનીભૂત થાય છે અને મૌક્તિકનું સ્વરૂપ ધારણુ કરે છે. આ સમસ્ત વિશ્વ પણુ એ પ્રમાણે જ છે—આ વિશ્વ મૌક્તિક છે અને તેને આપણે પોતે જ સ્વરૂપ આપીએ છીએ અથવા અમુક આકારયુક્ત બનાવીએ છીએ. આપણે બાહ્ય જગતમાંથી જે કાંઈ મેળવીએ છીએ તે કેવળ આઘાત જ હોય છે. એ આઘાતને જાણુવામાટે પણુ આપણે પ્રતિક્રિયા કરવી પડે છે અને જેવી આપણે પ્રતિક્રિયા કરી કે ખરી રીતે આપણા મનના એક વિભાગને આપણે તે આઘાતની સ્હામો મોકલીએ છીએ. જ્યારે આપણે તેના વિશે જે જાણુવાનું હોય તે જાણી લઈ એ છીએ, ત્યારે તે આઘાતવડે અમુક સ્વરૂપને પ્રાપ્ત થએલું આપણું પોતાનું મન જ હોય છે. એટલામાટે જે લોકો બાહ્ય વિશ્વના દૃઢ અને સબલ સાક્ષાત્કારમાં શ્રદ્ધા ધરાવવાની ઇચ્છા રાખનારાઓ છે તેમનાં નેત્રો સમક્ષ પણુ આ સિદ્ધાંત સ્પષ્ટ રૂપમાં માન્ય થાય તેવો જ છે અને આ પ્રાણિગુણધર્મવિદ્યાના કાળમાં પણુ તેમને એનો સ્વીકાર કર્યા વિના તો ચાલે તેમ નથી જ કે, ધારો કે, આપણે આ બાહ્ય જગતને 'X' ના સ્વરૂપમાં રજૂ કરીએ છીએ કે જેને આપણે ખરી રીતે 'X' અથવા મન તરીકે ઓળખીએ કિંવા જાણીએ છીએ; અને એ મનસ્તત્ત્વ એટલું બધું મહાન્ છે કે, તેણે તે સમસ્ત 'X' ને આચ્છાદિત કરી દીધું છે કે જે આદિથી અંતપર્યન્ત અજ્ઞાત અને અજ્ઞેય અવસ્થામાં જ પડી રહ્યું છે અને એટલામાટે જો કોઈ પણુ બાહ્ય જગત્ અસ્તિત્વ ધરાવતું હોય, તો તે અજ્ઞાત અને અજ્ઞેય જ છે. આપણે આ જગતવિશે જે કાંઈ પણુ જાણીએ છીએ તે આપણા પોતાના મને જ જગતની કલ્પેલી આકૃતિ હોય છે. એ જ પ્રકાર આંતરિક વિશ્વનો પણુ સમજી લેવો. એ જ નિયમ આપણા પોતાના આત્માના સંબંધમાં પણુ અબાધિત લાગૂ પડે છે. જો આપણે આત્માને જાણુવો હોય તો મનદ્વારા જ જાણુવો પડે છે. અને તેથી આત્માવિશે આપણે જે કાંઈ પણુ અલ્પ સ્વલ્પ જાણીએ છીએ તે આત્મા મનઃસ્વરૂપ આત્મા જ છે. એટલે કે, તે આત્માની આકૃતિ અને પદ્ધતિ મનવડે જ બંધાયલી હોય છે–

એથી વિશેષ કાંઈ પણ હોતું નથી. આ વિષયનું આપણે થોડીવાર પછી પ્રતિપાદન કરીશું, તો પણ અત્યારે આ વિષયને સ્મરણમાં તો રાખવો જ.

બીજું જે એક તત્ત્વ સમજવાનું છે તે આ છે. એક એવો પ્રશ્ન ઉદ્‌ભવ્યો હતો કે, જડતાના એક અસ્ખલિત પ્રવાહનું નામ જ શરીર છે. પ્રતિક્ષણે એમાંના કેટલાક અંશોનો આપણે પરિત્યાગ કરીએ છીએ અને કેટલાક અંશોની વૃદ્ધિ કરીએ છીએ. એક સતતપ્રવાહિની સરિતામાંનો મહાન્ સલિલસમુદાય જેવી રીતે સદા સર્વદા પોતાનાં સ્થાનોનું પરિવર્તન કરતો રહે છે, તેવો જ પ્રકાર આ શરીરનો પણ છે. આમ હોવા છતાં આપણે સમષ્ટિને જ ધ્યાનમાં લઇએ છીએ અને તે પરિવર્તિત થતી નદીને તેની તે જ નદીના નામથી ઓળખીએ છીએ. ત્યારે એ સરિતાને વાસ્તવિક રીતે આપણે શા નામથી ઓળખીએ વારુ? પ્રતિક્ષણે તેમાંનું જળ પરિવર્તિત થતું જાય છે, તેના તીરપ્રાંતો બદલાયા કરે છે, પ્રતિપળે વૃક્ષો, રોપાઓ, પત્રો અને શુષ્ક પર્ણોનું પણ પરિવર્તન થયા કરે છે, ત્યારે સરિતા શી વસ્તુ છે વારુ? સરિતા કેવળ પરિવર્તનોની સતત-માલિકાનું જ એક નામ છે. એ જ પ્રકાર મનનો પણ સમજી લેવો. બૌદ્ધો—નો એક પક્ષ છે કે, જે ક્ષણિક વિજ્ઞાનવાદના નામથી પ્રસિદ્ધ છે અને જે સમજવામાં ઘણો જ કઠિન છે પરંતુ એ સિદ્ધાંત બહુ જ બુદ્ધિપુરઃસર અને અત્યંત પરિશ્રમથી સ્થાપવામાં આવ્યો છે; એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ. એ સિદ્ધાંત પણ વેદાન્તના એક ભાગના વિરુદ્ધ પક્ષ તરીકે આપણા પરમ પુરાતન ભારતવર્ષમાં જ ઉત્પન્ન થયો હતો. એનું ઉત્તર આપવું એ અત્યંત આવશ્યકીય હતું અને એ પણ આપણે જોઇશું કે, પછીથી એનું ઉત્તર કેવળ અદ્વૈતવાદે જ કેવી રીતે આપ્યું હતું. અન્ય કોઈ ધર્મ એ પક્ષનું ખંડન કરી શક્યો નહોતો. આપણે એ પણ જોઇશું કે, વેદાન્તવિશે લોકોના અતિશય વિચિત્ર વિચારો હોવા છતાં અને લોકો અદ્વૈતમાર્ગથી ભયભીત થતા હોવા છતાં એ જ વિશ્વના મોક્ષનો કેવી રીતે સત્ય માર્ગ છે; કારણ કે, વસ્તુઓની સયુક્તિકતા એમાં અને માત્ર એમાં જ સમાયલી છે. ઉપાસનાનાં સાધન તરીકે દ્વૈત-માર્ગ અને એવા જ બીજા માર્ગો અતિશય ઉપયુક્ત છે, મનને સંતોષ આપનારા છે અને કદાચિત્ તે મનને આગળ વધારનારા પણ હશે; પરંતુ મનુષ્યની જો એક જ સમયાવચ્છેદે બ્યુત્પન્ન અને ધાર્મિક થવાની ઇચ્છા હોય તો તો પછી તેના માટે આ વિશ્વમાં લાભદાયક માત્ર એક જ માર્ગ છે અને તે અદ્વૈતવાદ છે. વારુ—ત્યારે મન તો એક સરિતા જ છે કે, જે એક છેડેથી પોતાને ભર્યા કરે છે અને બીજે છેડે ખાલી કરે છે; ત્યારે જેને આપણે આત્માના નામથી ઓળખીએ છીએ તે એકતા

ક્યાં છે વારુ ? અહીં એવી કલ્પના છે કે, આપણા શરીરમાં સતત પરિવર્તન થતું હોવા છતાં અને આપણા મનમાં પણ અસ્ખલિત પરિવર્તનનો વ્યાપાર ચાલૂ હોવા છતાં આપણી ભાવનાઓ અપરિવર્તનીય છે–વસ્તુ વિશેના આપણા વિચારો પરિવર્તનના વિકારને પ્રાપ્ત થતા નથી. એટલામાટે ભિન્ન ભિન્ન વિભાગોમાંથી આવતાં પ્રકાશનાં કિરણો કોઈ એક પટ, ભીંત અથવા તો એવી જ અપરિવર્તનીય બીજી વસ્તુપર પડે છે, ત્યારે અને ત્યારે જ માત્ર તેઓ એકતાના સ્વરૂપને ધારણ કરવાને શક્તિમાન્ થાય છે–એમ હોય તો જ તેઓ પરિપૂર્ણ સમષ્ટિના આકારને પ્રાપ્ત કરી શકે છે. હવે માનવ્ય ઇંદ્રિયોમાં એવી એકતા ક્યાં છે કે જેના ઉપર આવી પડવાથી વિવિધ કલ્પનાઓ કિંવા નાનાવિધ ભાવનાઓ એકતાને પ્રાપ્ત કરી શકે અને સમષ્ટિની આકૃતિ બની જઈ શકે ? એ એકતા મન તો કદાપિ હોઈ શકે જ નહિ; કારણ કે, એનો તો આપણને પૂર્ણ પરિચય છે કે, મનનું પણ નિરન્તર પરિવર્તન થયા કરે છે. એટલામાટે તે કોઈ એવી વસ્તુ હોવી જોઇએ કે, જે પરિવર્તનશીલ શરીર પણ ન હોય અને મન પણ ન હોય–જે પરિવર્તન પામતી ન હોય અને અપરિવર્તનીય હોય કે જેનાપર આપણી સર્વ ભાવનાઓ અને લાગણીઓને એકતાના સ્વરૂપને મેળવવામાટેનો આધાર મળી શકે, અને સંપૂર્ણ સમષ્ટિરૂપે જેનાપર તે સ્થિત થઈ શકે. એવી જે કોઈ પણ વસ્તુ હોય તો તે વસ્તુપુરુષ કિંવા આત્મા જ છે (મનુષ્યનો નિર્વિકાર આત્મા જ છે). તો આપણે જોઇએ જ છીએ કે પ્રત્યેક જડવસ્તુ–ભલે પછી તેને તમે સૂક્ષ્મ જડ અથવા મનના નામથી ઓળખતા હો, છતાં તે–પરિવર્તનશીલ છે તેમ જ એ પણ તમે જાણો છો કે, સ્થૂલ જડ કિંવા બાહ્ય જગત્ પણ તેની સાથે સરખાવતાં પરિવર્તનના ધર્મને આધીન છે; એટલામાટે તે અપરિવર્તનીય વસ્તુ જડતત્ત્વમાંથી ઉત્પન્ન થએલી હોય એમ તો બની શકે જ નહિ–એથી અર્થાત્ એ જ સિદ્ધ થાય છે કે, તે વસ્તુ આધ્યાત્મિક કિંવા ચૈતન્ય છે એટલે કે, તે જડતા નથી–તે અવિનશ્વર અને અપરિવર્તનીય છે.

આની પછી એક એવો પ્રશ્ન આવે છે કે, જે આ સૃષ્ટિમાંથી ઉદ્‌ભવનાર–બાહ્ય વિશ્વમાંથી ઉત્પન્ન થતા સંવાદથી સર્વથા વિભિન્ન છે. એ પ્રશ્ન એ છે કે, આ બાહ્ય વિશ્વ કોણે ઉત્પન્ન કર્યું અને આ માયાનો ઉત્પાદક કોણ છે? ઇત્યાદિ. અહીં મનુષ્યના આંતરિક સ્વભાવમાંથી જ સત્યને જાણી લેવાની ભાવના છે અને જેવી રીતે આત્માના સંબંધમાં પ્રશ્ન ઉદ્‌ભવ્યો હતો તે પ્રમાણે જ આ પ્રશ્ન પણ ઉત્પન્ન થાય છે. આપણે થોડા વખતને માટે એમ જ માની લઇએ કે, એક આત્મા છે–એ આત્મા પ્રત્યેક મનુષ્યમાં રહેલો છે, અપરિવર્તનીય છે અને મન પણ

નથી કિંવા શરીર પણ નથી; એમ છતાં પણ આત્માઓમાં પરસ્પર ભાવનાની એકતા છે, લાગણીની એકતા છે અને એક બીજાની સહાનુભૂતિની પણ એકતા છે. એમ બની જ કેમ શકે કે મારો આત્મા તમારા આત્માપર ક્રિયા કરી શકે, તેવો કોઈ મધ્યસ્થ ક્યાં છે કે જેના દ્વારા તે કાર્ય કરી શકે અને તેનાપર પોતાની સત્તા ચલાવી શકે કિંવા પરિણામ નિપજાવી શકે? હું તમારા આત્માવિશે કાંઈ પણ લાગણી ધરાવી શકું છું એ કેમ બને છે વારુ? જે તમારા અને મારા ઉભયના આત્મા સાથે એકસરખો સંબંધ ધરાવે છે, તે શું છે વારુ? એ સર્વ પ્રશ્નોના નિર્ણયમાટે તાત્ત્વિકતાથી એક બીજા આત્માનો સ્વીકાર કરવાની ઘણી જ આવશ્યકતા છે; કારણ કે, તે આત્મા એવો હોવાનો કે જે અન્ય સર્વ ભિન્ન ભિન્ન આત્માઓમાં અને જડતામાં પણ પોતાનું પરિણામ નિપજાવ્યા કરે છે. તે આત્મા વિશ્વમાંના અનંતસંખ્ય આત્મામાં પ્રવેશ કરે છે અને તેમને આચ્છાદિત કરી નાખે છે; તે આત્મા સર્વ અન્ય આત્માઓમાં વસે છે, સર્વ સંગે સહાનુભૂતિ ધરાવે છે, સર્વને પ્રેમ કરે છે અને તે સર્વમાટે પરિશ્રમ કર્યા કરે છે. એ સર્વવ્યાપક આત્મા પરમાત્માના નામથી ઓળખાય છે અને સમસ્ત સૃષ્ટિનો મહા ઈશ્વર તે એ જ પરમાત્મા છે. પુનઃ એમ થાય છે કે, એ આત્મા જડતત્ત્વમાંથી ઉદ્ભવેલો ન હોવાથી અને તે પોતે ચૈતન્ય હોવાથી માયાના નિયમોને તે અનુસરતો નથી અને એટલામાટે માયાના નિયમોને અનુસરીને એના સ્વરૂપની કલ્પના કરી શકાય તેમ નથી જ. તે ચૈતન્ય હોવાથી મૃત્યુહીન છે અને અપરિવર્ત્તનીય છે. नैनं छिन्दंति शस्त्राणि ઇત્યાદિ વાક્યોથી તેનો એ જ ધર્મ વ્યક્ત થાય છે. "એ આત્માને અગ્નિ બાળી શકતો નથી, શસ્ત્રો એને સંહારી શકતાં નથી, તલવાર એને કાપી શકતી નથી, વાયુ એને શુષ્ક કરી શકતો નથી અને જળ એને દ્રવીભૂત કરી શકતું નથી; મનુષ્યનો એ આત્મા અજેય છે, અમર છે અને અજન્મા છે." ત્યારે એ આત્મા શો વ્યવસાય કરે છે વારુ? આપણે એ તો જાણી જ ચૂક્યા છીએ કે, ગીતાના કથન અનુસાર અને વેદાન્તના અભિપ્રાય પ્રમાણે એ વિશિષ્ટ આત્મા પણ વિભુ છે; તેમ જ કપિલ મુનિના અભિપ્રાય પ્રમાણે સર્વવ્યાપક છે–ઘટઘટવ્યાપી છે. ભારતવર્ષમાં કેટલાક એવા પણ ધર્મપંથો છે કે, જેમના સિદ્ધાંત પ્રમાણે એ આત્મા અણુ છે; પરંતુ આ દૃશ્ય જગતમાં તેઓ જેનો અણુના અર્થમાં સમાવેશ કરે છે, તે અણુનો સત્ય સ્વભાવ વિભુ જ છે.

એ પછી એક બીજી કલ્પનાનું આગમન થાય છે. એ કલ્પના એકવાર તો કોઈને પણ ચકિત કરી નાખે તેવી છે, છતાં તે પ્રકૃતિના બંધારણથી જોતાં સર્વથા ભારતવર્ષીય

કલ્પના જ છે. અને આપણા સર્વ ધર્મ પંથોમાં જો કોઈ પણ સર્વમાન્ય કિંવા સર્વસાધારણ મનાતી કલ્પના કિંવા ભાવના હોય તો તે એ જ છે. એટલામાટે હું એ કલ્પનામાં ધ્યાન રાખવાની અને એ કલ્પનાને સ્મરણમાં રાખવામાટેની તમો સર્વને અંતકરણપૂર્વક પ્રાર્થના કરું છું; કારણ કે, ભારતવર્ષમાં આપણે જે સર્વ વસ્તુઓનો અધિકાર ધરાવીએ છીએ તે સર્વ વસ્તુઓનો મૂળ પાયો એ જ છે. એ કલ્પના તે આ છે;–પાશ્ચાત્ય દેશોમાં જર્મન અને ઇંગ્લિશ્ વિદ્વાનોએ ઉપદેશેલા જડપરિણામના સિદ્ધાંતવિશે તો તમે સાંભળ્યું છે જ. એ સિદ્ધાંત આપણને એમ કહે છે કે, ભિન્ન ભિન્ન પ્રાણીઓનાં ભિન્ન ભિન્ન શરીરો ખરી રીતે જોતાં એ- જ છે; અને જે ભિન્નતા આપણા જોવામાં આવે છે, તે તેની તેજ માલિકાનું ભિન્ન આવિષ્કરણ માત્ર છે–એટલે કે, એક અત્યંત ક્ષુદ્રતમ જંતુથી લઇને મોટામાં મોટા પ્રાણી તેમ જ મહાપવિત્ર પુરુષ પર્યન્ત સર્વ પ્રાણિશરીરો એક જ છે–એકનું બીજામાં પરિવર્તન થાય છે અને એ વ્યાપાર એમનો એમ જ આગળ ચાલતો રહે છે–એ પરિવર્ત્તન ઉચ્ચ અને ઉચ્ચ સ્થાનમાં જ ગમન કરતું રહે છે અને જ્યારે સંપૂર્ણાવસ્થાની પ્રાપ્તિ થાય છે, ત્યારે જ એ પરિવર્ત્તનનો અંત આવે છે. એ સિદ્ધાંત આપણા શાસ્ત્રમાં પણ હતો અને અદ્યાપિ છે. આપણા મહાયોગેશ્વર પતંજલિ વ્યક્ત કરે છે કે, 'जात्यन्तरपरिणामः' એટલે કે, એક જાતિનું બીજી જાતિમાં પરિવર્ત્તન થાય છે. એક વસ્તુનું અન્ય વસ્તુના રૂપને પ્રાપ્ત થવું એ પરિણામ કહેવાય છે. એટલે કે, એક જાતિ બીજી જાતિના રૂપમાં બદલાય, તો એ તેનું પરિણામ થયું એમ સમજવાનું છે. ત્યારે આપણે પાશ્ચાત્યોના મતથી ભિન્ન ક્યાં પડીએ છીએ વારુ? 'प्रकृत्यापूरात्' એટલે કે, 'પ્રકૃતિના આપૂર (ભરણ) થી' પાશ્ચાત્યો કહે છે કે, જે એક શરીરને બીજું શરીર ધારણ કરવાની ફરજ પાડે છે તે પ્રતિસ્પર્ધા–સ્વાભાવિક અને જાતીય વર્ગીકરણરૂપ છે. પણ અહીં એક બીજી કલ્પના છે અને તે વિશેષ ઉત્તમ પૃથક્કરણ છે–એ વિચારમાં ઊંડો ઊતરીને જો કોઈ એમ કહે કે, 'પ્રકૃતિના ભરણથી જ એ પરિણામ નિષ્પન્ન થાય છે,' તો એ પ્રકૃતિના ભરણનો અર્થ શો હોવો જોઇએ વારુ? આપણે એ તત્ત્વને સ્વીકારીએ છીએ કે, અમીબા (ઇંદ્રિય રહિત–એકપેશીમય સૂક્ષ્મ જંતુ–આવા જંતુઓ બહુધા પંકમાં, અશુદ્ધ જળમ અથવા ઉપયોગ વિનાના કૂપમાં હોય છે) ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરતો કરતો અંતે બુદ્ધદેવ બની જાય છે; આપણે એ પણ કબૂલ કરીએ છીએ કે, જ્યાં સુધી એક યંત્રને તમે તેની વિરુદ્ધ ગતિમાં મૂકશો નહિ ત્યાં સુધી તેમાંથી લેશ માત્ર પણ કાર્ય પરિણામ મેળવી શકવાના નથી જ. તે ગમે તે સ્વરૂપને ધારણ કરે, પરંતુ તેની શક્તિનો સરવાળો

તો તેનો તે જ—તેટલો જ—રહે છે. જો એક છેડાપર શકિતના મહા સમુદાયને મેળવવાની તમારી ઇચ્છા હોય, તો બીજે છેડે તમારે એ શકિતનો ભંડાર ભરવો જ પડવાનો—તે શક્તિ ત્યાં ભલે બીજા સ્વરૂપમાં હોય, પરંતુ તેનું પ્રમાણ તો તેનું તે જ હોવાનું. એટલામાટે જો બુદ્ધને પરિવર્ત્તનના એક છેડા તરીકે માનીએ, તો તે જ અમીબા એ બુદ્ધ થએલો હોવો જ જોઇએ એટલે કે એનો બીજો છેડો તે અમીબા જ છે. જો બુદ્ધ વિસ્તારને પ્રાપ્ત થએલો અમીબા હોય, તો પછી અમીબા આચ્છાદિત બુદ્ધ હતો, એમ થવું જ જોઇએ. જો આ જગત્ શક્તિના અનન્ત પ્રમાણનું જ બહુધા પ્રકટીકરણ હોય, તો આ જગત્ જે વેળાએ પ્રલયની અવસ્થામાં હતું, તે વેળાએ એ આચ્છાદિત કિંવા સંકુચિત શકિતના રૂપમાં હોવું જ જોઇએ. તે એથી વિરુદ્ધ—અન્યથા—કદાપિ હોઈ શકે જ નહિ. જ્યારે નિયમ એવો જ છે, ત્યારે એથી એમ જ સિદ્ધ થાય છે કે, પ્રત્યેક આત્મા અનંત છે. જે ક્ષુદ્રતમ જંતુઓ આપણા પગતળે પ્રર્યા કરે છે તેમનાથી તે અત્યંત સભ્ય અને મહાન્ મહાત્મા પુરુષ પર્યન્ત સર્વ પ્રાણીઓ એ અનંત શક્તિ, અપરિમિત પવિત્રતા અને જે કાંઈ પણ અનંત હોય તેને ધરાવનારાં છે. જે ભિન્નતા છે તે કેવળ પ્રકટીભવનના પ્રમાણમાં જ ભિન્નતા રહેલી છે. ક્ષુદ્ર જંતુ તે શકિતના એક સ્વલ્પ અંશનું જ પ્રકટીકરણ કરે છે, તમે તેના કરતાં તે શક્તિનો વિશેષ પ્રકાશ કરેલો છે અને બીજા દૈવિક પુરુષોએ—ધર્માત્માઓએ—તે શક્તિનો તમારા કરતાં પણ અધિક પ્રમાણમાં વિકાસ કરેલો છે—એ જ અને એટલી જ સર્વ ભિન્નતા છે. પણ અંતે તો તે શક્તિ તેની તે જ છે. એ વિશે પતંજલિ કહે છે કે;—"*તતઃક્ષેત્રિકવત્*" એટલે કે એ સર્વ "જેવી રીતે એક ક્ષેત્રિક—કૃષિકાર—પોતાના ક્ષેત્રને જલાભિષિક્ત કરે છે, તદ્વત્ છે." એ ક્ષેત્રિક પાસે એવી એક નાલિકા (નળ) છે કે જે ક્યાંકના જલાશયમાંથી ક્ષેત્રમાં પાણી લઈ આવે છે તેમ જ તેની પાસે એક ન્હાનું તાળું પણ છે કે જે જલાશયમાંના પાણીને નાલિકાદ્વારા ક્ષેત્રમાં આવતું અટકાવી દે છે. જ્યારે તે કૃષિકારને જળની અગત્ય હોય ત્યારે તે તાળાને તે ઉઘાડી નાખે છે એટલે પોતાની શક્તિથી જ જળ તે તરફ દોડવા માંડે છે. જળને શક્તિની સહાયતા બહારથી આપવી પડતી નથી, કારણ કે, જલાશયમાં તે શક્તિ તો પ્રથમથી જ રહેલી હોય છે. એ જ પ્રમાણે આપણામાંની પ્રત્યેક વ્યક્તિ, શક્તિ, અનંત સત્તા, અનંત પવિત્રતા, આનંદ અને અનંત અસ્તિત્વના જલાશયનો આધાર ધરાવે છે; પણ માત્ર એ તાળાં—આ શરીરો જ—આપણે પોતે વાસ્તવિક શી વસ્તુ છીએ તેનું પરિપૂર્ણ પ્રકટીકરણ કરતાં આપણને અટકાવી દે છે. આ શરીરો જેમ જેમ વધારે અને વધારે શુદ્ધ

થતાં જાય છે એટલે કે, તમોગુણ રજોગુણનું સ્વરૂપ ધારણ કરે છે અને રજોગુણ સત્વગુણનું સ્વરૂપ ધારણ કરવા માંડે છે, તેમ તેમ એ શક્તિ અને પવિત્રતા અધિક અને અધિક વ્યક્ત થતી જાય છે. આપણા ભારતવર્ષના ધાર્મિક પુરુષો ખાનપાન તથા ખાદ્યઅખાદ્યના પ્રશ્નમાં આટલા બધા સાવધ અને સચિન્ત રહે છે, તેનું મૂળ કારણ એ શુદ્ધતા જ છે. એમ હશે ખરું કે એ કલ્પના અથવા ભાવનાનો મૂળ ઉદ્દેશ નષ્ટ થયો છે કે જેવો પ્રકાર આપણામાંના બાલવિવાહનો છે. આ વિષયનો આપણા ચાલતા વિષય સાથે કશો પણ સંબંધ નથી, છતાં તેનો અહીં હું એક દૃષ્ટાંત તરીકે સ્વીકાર કરીશ; જો મને બીજો આવો પ્રસંગ મળશે, તો તે પ્રસંગે હું આ વિષયનું સપૂર્ણતાથી પ્રતિપાદન કરવાની ઇચ્છા ધરાવું છું. મારા બોલવાનો અહીં ઉદ્દેશ એ છે કે, બાલવિવાહ કરવામાં મૂળ એવો તો લાભકારક ઉદ્દેશ સમાયલો છે કે, માત્ર તે ઉદ્દેશદ્વારા જ સત્ય સુધારણા થવાનો સંપૂર્ણ સંભવ છે. એ વિના સત્ય સુધારણા થઈ શકે તેમ છે જ નહિ. જો એક સ્ત્રીને પોતાને ગમે તે પુરુષને પોતાનો પતિ બનાવવાની અને પુરુષને ગમે તે સ્ત્રીને પોતાની પત્ની બનાવવાની સ્વતંત્રતા આપવામાં આવે–જો વ્યક્તિવિષયક આનંદ અથવા પશુતુલ્ય વિકારના સંતોષને જ સમાજમાં સ્વતંત્રતાથી દોડવાની છૂટ આપવામાં આવે, તો તેનું પરિણામ એ જ કે, દુષ્ટ, અનીતિમાન્ અને રાક્ષસીય સ્વભાવની સંતતિનો જ સંસારમાં વિસ્તાર થવાનો. પ્રત્યેક દેશમાં મનુષ્યો એક તરફ આવાં પશુતુલ્ય સંતાનો ઉત્પન્ન કરતાં જાય છે અને બીજી તરફ એ પાપાત્મા પ્રજાને કાબૂમાં રાખવામાટે પોલીસનો જેમ બને તેમ વધારો કરતા જાય છે. પણ ખરી રીતે જોતાં સંસારમાંના દોષો અને અપરાધોને અટકાવવાનો એ ખરો અને નિઃશંક ઉપાય નથી, કિંતુ એવી દૂષિતતાના જન્મનો જ અવરોધ કરી દેવો એ જ દોષનિવારણનો રામબાણ ઉપચાર છે. જ્યાં સુધી તમે આ સમાજમાં વસતા હો ત્યાં સુધી અવશ્ય તમારો વિવાહ બીજાઓને વિકૃત કરવાનો જ; એટલામાટે તમે કોની જોડે પરણવાના છો અને કોની જોડે નહિ, એની તપાસ રાખવાનો સમાજને પરિપૂર્ણ અધિકાર છે અને તે હોવો જ જોઈએ. ભારતવર્ષમાંની બાલવિવાહની પદ્ધતિમાં એ મહાન્ ઉદ્દેશ સમાયલો છે કે જેને તેઓ વર અને કન્યાની જ્યોતિઃશાસ્ત્રાનુસાર જાતિ કિંવા રાશિના નામથી ઓળખે છે. મારે વધારામાં અહીં એ પણ જણાવી દેવું જોઈએ કે, આપણા પુરાતન સ્મૃતિકાર મનુના વચન પ્રમાણે જે સંતાન વ્યભિચારથી ઉત્પન્ન થએલું હોય તે 'આર્ય' નથી. જે બાળકનો ગર્ભવાસ અને અંતઃકાળ ઉભય વેદના નિયમ

અનુસાર હોય, તે જ બાળ 'આર્ય' નામ ધારણ કરવાને યોગ્ય હોઈ શકે છે. આજ-કાલ પ્રત્યેક પ્રદેશમાં એવાં આર્યબાળકો ન્યૂન પ્રમાણમાં અવતરતાં જાય છે અને તેનું પરિણામ એ છે કે, કલિયુગનો અંધઃકાર વિશેષ પ્રમાણમાં વિસ્તરતો જાય છે. આપણે અત્યારે એ સર્વ ઉદ્દેશોને ખોઈ બેઠા છીએ અને એ પણ સત્ય છે કે, આપણે અત્યારે એ સર્વ ભાવોની સંપૂર્ણરીતે સફળતા કરી શકતા નથી–વળી એ પણ સર્વથા સત્ય જ છે કે, એ સર્વ મહાન્ ભાવોમાંના કેટલાક ભાવોનું આપણે એક હાસ્યજનક ચિત્ર જ બનાવી રાખ્યું છે. એ પણ ખરું છે કે, આજનાં પિતામાતાઓ જેવાં તેઓ પુરાતન સમયમાં હતાં તેવાં અત્યારે નથી, સમાજ પણ જેવો પુરાતન કાળમાં સુશિક્ષિત હતો તેવો અને તેટલો સુશિક્ષિત આજે નથી અને તેવી જ રીતે આગળના જમાનામાં સમાજ વ્યક્તિઓમાટે જેવો સ્નેહભાવ ધરાવતો હતો તેટલો અને તેવો સ્નેહભાવ આજના સમયમાં ધરાવતો નથી. હવે સાર એ સ્વીકારવાનો છે કે, આજનો કાર્ય-ક્રમ ભલે ગમે તેવો થઈ ગયો હોય, પરંતુ મૂળ જે તત્ત્વ છે તે તો બળવાન્ છે જ અને એટલામાટે જો એક કાર્ય ન્યૂન કિંવા અપૂર્ણ હોય અથવા તો એક ભાવનાનો એકવાર પરાજય થએલો હોય, તો પુનઃ તેનો સ્વીકાર કરો અને તેને પરિપૂર્ણ તથા વિજયી બનાવવાનો યત્ન આદરો. કાર્યની અપૂર્ણતાને લીધે તત્ત્વનો નાશ શામાટે કરવો વારુ? એ જ નિયમ ખાનપાનના પ્રશ્નને પણ લાગૂ પડી શકે છે; કાર્ય અને તેનો વિસ્તાર અતિશય કનિષ્ઠ છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી જ; પરંતુ એથી કાંઈ તત્ત્વની હાનિ થઈ શકતી નથી. જે તત્ત્વ છે તે તો શાશ્વત જ છે અને તે શાશ્વત જ રહેવાનું. એ તત્ત્વનું પુનઃ નવીનતાથી સેવન કરો અને તેમાં સુધારણા કરીને જગતને તે સુધારણાનો આસ્વાદ ચખાડો.

ભારતવર્ષમાં આત્મા વિષયક એ એક જ મહતી કલ્પના છે કે, જે કલ્પનામાં આપણા દેશના સર્વ ધર્મો સમાન ભાવથી શ્રદ્ધા ધરાવે છે અને એ જ કલ્પનાને પોતાના ધર્મની આધારભૂત કલ્પના માને છે. માત્ર એમાં આપણે જે ભેદ જોઈ શકીએ છીએ તે એ જ કે, દ્વૈતમતવાદીઓ એવો અભિપ્રાય દર્શાવે છે કે આત્મા, અસત્ કર્મોવડે સંકોચને પ્રાપ્ત થાય છે–તેની સર્વ શક્તિઓ અને તેનો સ્વભાવ સંકુચિત થઈ જાય છે; અને પુનઃ સત્કર્મોના યોગે તેના મૂળ સ્વભાવનો વિકાસ થાય છે. અદ્વૈતમતવાદી એમ પ્રતિપાદન કરે છે કે, આત્માનો વિકાસ પણ થતો નથી અને સંકોચ પણ થતો નથી; કિંતુ આપણને તે સંકુચિત થયો છે, એવો માત્ર મિથ્યા ભાસ જ થાય છે. જો માનીનતામાં ભેદ હોય તો માત્ર એટલો જ છે; એ

વિના સર્વનો એવો એક જ અભિપ્રાય અને નિર્ધાર છે કે, આત્મામાં સર્વ શક્તિઓનો પરાપૂર્વથી જ સમાવેશ થએલો છે—એ આત્મામાં બાહ્ય પ્રદેશમાંથી કોઈ પણ વસ્તુ આવવાની નથી તેમ જ આકાશમાંથી પણ એમાં કોઈ વસ્તુનો ક્ષેપ થવાનો નથી. તમારે એ વાર્ત્તા પણ અવશ્ય ધ્યાન કિંવા સ્મૃતિમાં રાખવી જ જોઇએ કે, તમારા વેદો પ્રેરિત નથી કિંતુ સ્વયંસિદ્ધ છે—એટલે કે, કોઈ બાહ્ય સ્થાનમાંથી તેઓ આવ્યા નથી કિંતુ તેઓ પ્રત્યેક આત્મામાં વસેલા શાશ્વત નિયમો જ છે. જેવી રીતે એક દેવતાના આત્મામાં વેદોનો નિવાસ છે, તેવી જ રીતે એક કીડીના આત્મામાં પણ વેદો વસેલા છે. કીડીને માત્ર પોતાનો વિસ્તાર કરીને ઋષિ અથવા મુનિનો દેહ પ્રાપ્ત કરવાનો હોય છે અને એ પ્રમાણે તેનો વિસ્તાર કિંવા વિકાસ થયો કે ત્વરિત વેદો પ્રકટ થવા માંડે છે અને તેઓ પોતાની મેળે જ શાશ્વત નિયમોને વ્યક્ત કરે છે. એ એક ઘણી જ ધ્યાનમાં રાખવા જેવી અને સમજી લેવા યોગ્ય વાર્ત્તા છે કે, આપણી શક્તિઓ પ્રથમથી જ આપણી પોતાની છે અને આપણો મોક્ષ આપણા અંતરમાં જ રહેલો છે. આત્માને સંકુચિત થએલો માનો અથવા તો તેને માયાના દોષથી વિકૃત કિંવા આચ્છાદિત થએલો માનો, તો તેથી વિશેષ હાનિ નથી; કારણ કે, મૂળ ભાવના પ્રથમથી જ ત્યાં રહેલી છે એટલે તમારે તેમાં જ શ્રદ્ધા રાખવાની છે. પ્રત્યેક મનુષ્યની આત્મિકતામાં શ્રદ્ધા રાખો—જેવી આત્મિકતા બુદ્ધ સમાન મહા પુરુષમાં છે તેવી જ આત્મિકતા એક નીચથી પણ નીચ મનુષ્યમાં પણ રહેલી છે એમ માનો. આત્માનો સિદ્ધાંત એ જ છે.

હવે પછી એક મહા ભયંકર મતયુદ્ધનો આરંભ થાય છે. બૌદ્ધ ધર્મના માનનારાઓ શરીરનું જડતત્ત્વના પ્રવાહમાં પૃથક્કરણ કરે છે તેમ જ મનને પણ તેવી જ રીતે જડ માને છે. આત્માવિશે તેઓ એવો અભિપ્રાય આપે છે કે, આત્મા આવશ્યકીય પદાર્થ છે જ નહિ. આત્માને ધારણ કરવાની આપણને કશી પણ અગત્ય નથી—તેને માનવાની કશી પણ આવશ્યકતા નથી. એક મૂળ વસ્તુ (પરમાત્મા) સાથે સંલગ્નતા ધરાવતા આત્મા અને ગુણોનો શો ઉપયોગ થવાનો છે વારુ? અમે તો માત્ર ગુણોને જ માનનારા છીએ; કારણ કે, જ્યાં એક જ કારણ સર્વ વસ્તુનું નિરાકરણ કરતું હોય, ત્યાં બે કારણોને માનવાં એ સયુક્તિક નથી કિન્તુ અયુક્તિક જ છે. એ પ્રમાણે મતભેદનું યુદ્ધ ચાલતું જ રહ્યું અને પરમાત્મરૂપ મૂળતત્ત્વના સિદ્ધાંતને માનનારા સર્વ વાદોને બૌદ્ધોએ પૃથ્વીપર પટકી નાખ્યા. એક મૂલ તત્ત્વ અને તેના ગુણોના સિદ્ધાંતને માનનારાઓની પંક્તિમાં સર્વત્ર ભંગ

પડી ગયો–એટલે કે જેઓ એમ માનનારા હતા કે, તમારો આત્મા છે, હું પણ આત્મા ધરાવું છું અને તેવી જ રીતે પ્રત્યેક વ્યક્તિ એક ભિન્ન આત્મા ધરાવે છે–એ આત્મા મન અને શરીરથી ભિન્ન અને સ્વતંત્ર છે–તેમની રેખામાં ભંગાણ પડ્યું. એક શરીર છે, તે પછી સૂક્ષ્મ મન છે, તે પછી એ આત્મા છે અને એ સર્વ આત્માઓમાં એક પરમાત્મા અથવા જેનું બીજું નામ ઈશ્વર છે, તે વસેલો કિંવા રહેલો છે. અહીં સુધી તો દ્વૈતમતવાદીઓની ભાવના ઠીક ઠીક છે, પરંતુ એમાં કઠિનતા એ આવીને ઉપસ્થિત થાય છે કે, આ આત્મા અને પરમાત્મા બન્ને કહેવાતાં મૂલતત્ત્વ જ છે કે જેઓ ગુણો પ્રમાણે જ આનુષંગિક છે. એ મૂલતત્ત્વનો અત્યારલગી કોઈને પણ સાક્ષાત્કાર થયો નથી, તેમ જ એની કોઈ કલ્પના પણ કદાપિ કરી શકે તેમ નથી, તો પછી એવા કોઈ મૂલતત્ત્વ વિશે વિચાર કરવાથી ઉપયોગ કિંવા લાભ શો વારુ? એટલામાટે આપણે ક્ષણિકવાદી થઈને એમ જ શામાટે ન કહીએ કે, આ જગતમાં જે કાંઈ પણ અસ્તિત્વ ધરાવે છે, તે માત્ર માનસિક પ્રવાહોની એક ઘટમાળા જ છે. એથી વિશેષ કાંઈ પણ નથી. તેઓ એટલે કે, માનસિક વ્યાપારો એક બીજા સાથે સંબધ ધરાવતા નથી, તેઓ એકત્રતાને પામતા નથી, પણ માત્ર એકની પછી બીજો વ્યાપાર દોડતો જાય છે અને તેઓ મહાસાગરમાંના તરંગો પ્રમાણે જ હોય છે–એટલે કે, તેઓ સંપૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત થતા નથી. તેમ જ પોતાની એકરૂપતા પણ કરી શકતા નથી. મનુષ્ય એ વિચિમાલા સમાન છે અથવા એને તરંગોની માલિકા કહીએ તો પણ ચાલે એમ છે–એટલે એક તરંગનો લય થાય છે કે તે અન્ય તરંગને ઉત્પન્ન કરે છે અને એવી રીતે એ ક્રમ આગળ અને આગળ ચાલ્યો જાય છે; એ તરંગોનાં સ્વરૂપોનો જે અવરોધ કિંવા સમાપ્તિ તે નિર્વાણના નામથી ઓળખાય છે. તમે એ તો જુઓ જ છો કે, દ્વૈતવાદ આ કલ્પના સમક્ષ વાક્શૂન્ય થઈ જાય છે અને દ્વૈતમત આના ખંડનમાટેનો કોઈ વાદ ઉપસ્થિત કરી શકે, એ બનવું અશક્ય છે. તેમ જ દ્વૈતમય ઈશ્વર અહીં પળ માત્ર પણ ટકી શકે તેમ નથી જ. તે ઈશ્વરની કલ્પના કે જે ઈશ્વર સર્વવ્યાપક હોવા છતાં એક પુરુષ કિંવા વ્યક્તિ છે અને જે હસ્તવિના આ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે, ચરણવિના ચાલે છે અને એવા જ અન્ય વ્યવસાયો પણ કરે છે; જે ઈશ્વર એક કુંભકાર (કુંભાર) ઘટને નિર્માણ કરે છે, તેવી રીતે આ જગતને નિર્માણ કરે, છે, તે ઈશ્વરને બૌદ્ધધર્મીઓ માનતા નથી–બૌદ્ધો કહે છે કે, જો તમારો ઈશ્વર આજ અને આવો જ હોય, તો તે ઈશ્વર સાથે અમે યુદ્ધ કરીશું–અમે તેની ઉપાસના કરવાના નથી. કારણ કે, આ વિશ્વ સર્વ પ્રકારનાં અનેક દુઃખો અને સંકટોથી જ ભરેલું છે અને એ

જ જો તમારા ઈશ્વરની કૃતિ હોય તો તે ઈશ્વર-સાથે અમારે સંગ્રામ કરવો જ જોઈએ. બીજું એ કે, એ ઈશ્વર અયુક્તિક અને અશક્ય છે અને તે તમે બધા સારી રીતે જાણો જ છો, એટલે વિશેષ વિવેચનની આવશ્યકતા નથી જ. એ ક્ષણિકવાદીઓએ ઈશ્વર વિષયક એ સિદ્ધાંત કિંવા કલ્પનામાં જે જે દોષો બતાવેલા છે, તે સર્વ દોષોનું વિસ્તારથી વિવેચન કરવાની આપણને અગત્ય નથી-સારાંશ એટલો જ કે, બૌદ્ધોની બુદ્ધિવાદરૂપ અસિધારાથી એ વ્યક્તિરૂપ પરમેશ્વરના કકડે કકડા થઈ ગયા. જે છે તે સત્ય છે-સત્ય વિના બીજું કાંઈ પણ નથી. તમારે જે વાક્યનો ઉચ્ચાર કરવાનો છે, તે એ જ એક વાક્ય છે કે;-'सत्यमेव जयति नानृतम्' એટલે કે, 'માત્ર સત્યનો જ જય થાય છે; અસત્યનો કદાપિ જય થતો નથી!'

એ સત્યદ્વારા જ દેવયાનનો માર્ગ પ્રાપ્ત કરી શકાય છે. એ સત્યની પતાકાની છાયામાં જ પ્રત્યેક મનુષ્ય આગળ-ઉન્નતિના માર્ગમાં-ચાલી શકે છે. પરંતુ એ તત્ત્વનું યથાર્થ પાલન કરવાને બદલે નિર્બળ મનુષ્યની સ્થિતિનું એવડે ચૂર્ણ કરી નાખવાના કાર્યમાં જ એની યોજના કરવામાં આવે છે. તમે ઈશ્વરવિષયક પોતાની દ્વૈતકલ્પનાને આગળ ધરીને મૂર્તિની પૂજા કરનારા બિચારા કોઈ એક ગરીબ માણસ સાથે લડવાને તૈયાર થઈ જાઓ છો અને એ વેળાએ તમે પોતાને ઘણા જ બુદ્ધિમાન્ ધારો છો અને તમારો એવો નિશ્ચય હોય છે કે, તમે તેના મતનું અવશ્ય ખંડન કરી શકશો જ; પરતુ જો તે સ્હામો તમારા પર ઊલટી પડે અને તમારા વ્યક્તિરૂપ ઈશ્વરને ચૂર્ણ કરીને તેને એક કાલ્પનિક આદર્શ તરીકે જ સિદ્ધ કરી બતાવે, તો તે વેળાએ તમારી શી અવસ્થા થાય છે વારુ? એ જ કે, કાંતો અંધશ્રદ્ધાથી તમે પોતાના વિશ્વાસને વળગી રહો છો અથવા તો તમારી શ્રદ્ધાના તે ખંડન કરનારને તમે નાસ્તિકના નામથી ઓળખાવો છો. પરંતુ એથી તમારી નિર્બળતા જ સિદ્ધ થાય છે; કારણ કે, નિર્બળ અને અજ્ઞાન મનુષ્યોનો સદા સર્વદા એવો જ નિયમ હોય છે કે, ધર્મના વાદમાં જે તેમને પરાજિત કરી નાખે છે, તેને તેઓ પોતામાં તેને ઉત્તર આપવાની શક્તિ ન હોવાથી નાસ્તિક કહીને જ વગોવવાનો આરંભ કરે છે. જો તમારી બુદ્ધિમાન્ અને વિવેકી થવાની ઇચ્છા હોય, તો સર્વ વિષયોમાં એ બુદ્ધિ અને વિવેકનો પ્રયોગ કર્યા કરો; અને જો તેવી તમારા હૃદયમાં વાંચ્છના ન હોય, તો પછી ધર્મસ્વાતંત્ર્યનો જે અધિકાર તમે પોતે બીજાઓ પાસેથી માગો છો, તે જ અધિકાર બીજાઓને પણ ભોગવવા દો એટલે કે, તમારા ધર્મની અન્ય કોઈ નિન્દા ન કરે એવી જ તમારી ઇચ્છા હોય છે અને એટલામાટે તમારે પણ બીજાની શ્રદ્ધાની નિંદા ન કરવી, એ

તમારું મુખ્ય કર્તવ્ય સિદ્ધ થાય છે. તમે એ ઇશ્વરના અસ્તિત્વને કેવી રીતે સિદ્ધ કરી શકશો વારુ? વિરુદ્ધ પક્ષે વિશેષ સબળ પ્રમાણોથી એ ઇશ્વરના અસ્તિત્વનું ખંડન જ થવાનું. એ ઇશ્વરના અસ્તિત્વને સપ્રમાણ સિદ્ધ કરવાની ક્યાંય છાયા માત્ર પણ નથી અને એથી વિરુદ્ધ પક્ષનો સ્વીકાર કરીને તેના અસ્તિત્વનું ખંડન કરવાનાં જોઇએ તેટલાં પ્રમાણો આપણને મળી શકે છે. તેના અસ્તિત્વને તમે ઇશ્વિર અને તેના ગુણોવડે કેમ કરી સિદ્ધ કરી શકશો વારુ? તેમ જ આત્માઓની સંખ્યા કે જે અનંત સંખ્યા છે અને તેમાંનો પ્રત્યેક આત્મા જેમ મૂલતત્ત્વરૂપ છે તેમ જ સ્વતંત્ર વ્યક્તિરૂપ છે, તેના અસ્તિત્વની તમે કેમ અને કેવી રીતે સિદ્ધિ કરી શકશો વારુ? તમે સ્વતંત્ર અને વ્યક્તિરૂપ શામાં છો વારુ? તમે કેવળ શરીરરૂપ જ નથી, કારણ કે, પુરાતન સમયના બૌદ્ધો કરતાં આજે તમે એ તત્ત્વને વધારે સારી રીતે જાણો છો કે, જે કાંઈ તત્ત્વ સૂર્યમાં સમાયલું હશે, તે તત્ત્વ અત્યારે તમારું તત્ત્વ થયેલું છે અને તે જ તત્ત્વ તમારી કાયામાંથી નીકળીને છોડવાઓના શરીરનું તત્ત્વ થશે, ત્યારે મિસ્ટર્ અમુક અને અમુક! તમારું વ્યક્તિત્વ ક્યાં આગળ છે, તે બતાવી શકશો ખરા કે? એ જ નિયમ મનને પણ એ જ પ્રમાણે લાગૂ પડે છે. એટલે તમારી વ્યક્તિતા અથવા અચલતા કિંવા અપરિવર્તનીયતા ક્યા છે? તમે આજ રાત્રે એક વિચાર ધરાવો છો અને આવતી કાલે તમારો તે વિચાર લુપ્ત થતાં તેના સ્થાનમાં બીજો જ વિચાર વિરાજેલો દેખાય છે. તમે બાલ્યાવસ્થામાં જેવા વિચારો અને જે પ્રકારના વિચારો કરતા હતા, તે જ પ્રકારના વિચારો અત્યારે કરતા નથી અને વૃદ્ધ પુરુષો પોતાની બાલ્યાવસ્થામાં જેવા પ્રકારના વિચારોમાં અને તારુણ્યમાં જેવા પ્રકારના વિકારોમાં નિમગ્ન રહેતા હતા, તે તેમના બાલ્યવિચાર અને તારુણ્ય વિકાર વૃદ્ધાવસ્થામાં કદાપિ અચલ રહી શકતા જ નથી. ત્યારે હવે જણાવો કે, તમારી વ્યક્તિતા અથવા મમતા ક્યાં છે? એ વ્યક્તિતા કિંવા મમતા માત્ર અહંકાર કિંવા અહંભાવનામાં રહેલી છે એમ પણ કહેશો નહિ; કારણ કે, એ અહંતા તમારા અસ્તિત્વના એક સ્વરૂપ વિભાગને જ આચ્છાદિત કરી રહેલી હોય છે. જે વેળાએ હું તમને ઉદ્દેશીને વાર્તાલાપ કરતો હોઉં છું, તે વેળાએ મારા શરીરના સર્વ અવયવો–મારી સર્વ ઇન્દ્રિયો–પોતપોતાના કર્તવ્યમાં લાગેલી હોય છે, છતાં મને તેનું જ્ઞાન કિંવા ભાન હોતું નથી. માત્ર એવા પ્રકારનાં ચૈતન્યો જ અસ્તિત્વના પ્રમાણરૂપ હોય, તો તો મારે એમ જ કહેવું જોઇએ કે, તેમનું અસ્તિત્વ જ નથી. કારણ કે, હું પોતે તેમનાથી અજ્ઞાન છું. ત્યારે હવે કહો કે, તમારી સશરીર ઇશ્વિ-

રની વિષયક કલ્પના ક્યાં રહી વારુ? એવા ઈશ્વરને નિર્વિવાદ પ્રમાણુવડે તમે કેમ કરીને સિદ્ધ કરી શકશો વારુ? બૌદ્ધો આટલું બોલીને કે સિદ્ધ કરીને જ શાંત રહેતા નથી કિન્તુ તેઓ પુનઃ ઊભા થઇને એમ પ્રતિપાદન કરે છે કે, એ સગુણ ઈશ્વરને માનવામાં માત્ર અયુક્તિકતા સમાયલી છે, એટલી જ સદોષતા નથી, કિન્તુ એ કલ્પના સર્વથા અનીતિમૂલક અને અનીતિવર્દ્ધક પણ છે; કારણ કે, એ કલ્પના મનુષ્યજાતિને ભીરુ, ભયભીત અને પરાવલંબિની બનાવે છે અને બાહ્ય સાહાય્યને શોધવાનું શિક્ષણ આપે છે. આ વિસ્તૃત–વિશાળ વિશ્વ તમારાં નેત્રો સમક્ષ વિસ્તરેલું છે અને એને મનુષ્યે જ બનાવ્યું છે, છતાં જેને કોઇએ જોયો નથી, જેની કોઇના અંતઃકરણમાં કદાપિ લાગણી થઈ નથી અને જેની પાસેથી કોઈ અદ્યાપિ કોઈ પ્રકારની સહાયતા મેળવી શક્યું નથી તેવા કાલ્પનિક બાહ્ય સગુણ ઈશ્વરપર આધાર રાખવાથી શો લાભ થવાનો હતો વારુ? ત્યારે તમે પોતાને ભીરુ અને ભયભીત શામાટે બનાવો છો અને તમારાં સંતાનોને, એક શ્વાનનો અવતાર ધારણ કરવો અને તે કાલ્પનિક ઈશ્વરનાં ચરણોમાં દંડવત્ કરવું, એ જ મનુષ્યની ઉચ્ચતમ અવસ્થા છે, એવું શિક્ષણ શામાટે આપો છો વારુ? વળી તેમને–તમારાં બાળકોને–તમે, તમે નિર્બળ અને અશુદ્ધ છો અને આ વિશ્વમાં જો કોઈ પણ નીચ અને અધમતમ વસ્તુ હોય તો તે તમે જ છો, એમ વારવાર શામાટે કહ્યા કરો છો? એથી પણ આગળ વધીને અને તમારા એ સિદ્ધાંતથી વિરુદ્ધ જઇને બૌદ્ધો એમ કહેવાનું પણ સાહસ કરે છે કે,"આમ બોલવાથી માત્ર તમે અસત્ય બોલો છો એટલું જ નહિ, પણ તમારાં સંતાનોનાં શિરપર દોષો અને પાપોની ભયંકર સંખ્યાનો ભાર ચઢાવો છો. કારણ કે, એ તો તમારે ધ્યાનમાં રાખવું જ જોઇએ કે, આ વિશ્વ કિંવા જગત્ તે કૃત્રિમ નિદ્રા કિંવા તંદ્રાનો જ એક પ્રકાર છે. એટલે કે, નિદ્રામાં પોતાની ભાવના પ્રમાણેનાં સ્વપ્ન દેખાય છે, તેવી જ રીતે જગતને પણ તમે તમારી પોતાની ભાવના પ્રમાણેનું જ જોયા કરો છો. એટલે કે તે મનુષ્યકૃત છે–એનો નિર્માયક કોઈ ઈશ્વર નથી. અસ્તુ. તમારી પોતાની માનીનતા પ્રમાણે તમારી ઇચ્છામાં આવે તે તમે કહો; પરંતુ મહાન્ બુદ્ધ જે પ્રથમ શબ્દો ઉચ્ચાર્યા હતા તે બહુધા એ જ હતા કે;–"તમે પોતાને જેવા ધારતા હો તેવા જ તમે છો અને ભાવિષ્યમાં પણ પોતાને જેવા ધારશો તેવા જ તમે અવશ્ય થશો." જો આ વાક્ય સત્ય હોય, તો તમે પોતાના અંતઃકરણમાં એવા ભાવની સ્થાપના ન કરો કે;–"હું તો કાંઈ પણ નથી, મારાથી કાંઈ પણ કરી શકાય તેમ નથી–બીનાં વાદળામાં એટલે કે જે ઈશ્વર આકાશમાં રહે છે–અહીં રહેતો નથી તેની સહાય-

તાવિના મારાથી કશું પણ કાર્ય કરી શકાય તેમ નથી." કારણ કે, એ ભાવનાનું અંતે એ જ પરિણામ આવશે કે, તમે દિવસે દિવસે વધારે અને વધારે નિર્બળ થતા જશો અને નિરંતર એવો જ ચીત્કાર કર્યા કરશો કે 'હે ઈશ્વર! અમે અત્યંત અપવિત્ર છીએ માટે તું જ અમને પવિત્ર કર!' આમ કરવાથી તમે પોતાને દોષોના ઊંડા ખાડામાં નાખી દેશો, એ તમારે સદા સર્વદા સારી રીતે ધ્યાનમાં રાખવું. બૌદ્ધધર્માનુયાયિજનો તો છાતી ઠોકીને એમ જ કહે છે કે, પ્રત્યેક સમાજમાં અત્યારે જે દોષો અને અનાચારોનો વિસ્તાર આપણા જોવામાં આવે છે તે, તેમાંનો ૯૦ ટકા જેટલો ભાગ એ જગદુત્પાદક ઈશ્વરવિષયક કલ્પનાનું અને તે ઈશ્વરસમક્ષ શ્વાનવૃત્તિ ધારણ કરવાની ભાવનાનું જ વિષમય ફળ કિંવા પરિણામ છે—એ ભયંકર કલ્પના જ માનવીય જીવનના પ્રકટીભવનનો અંતનું અને અંતિમ ઉદ્દેશ થઈ રહ્યો છે અને શ્વાનવૃત્તિ ધારણ કરવી એ જ મનુષ્યજીવન અંતિમ તત્ત્વ મનાય છે. એનું જ આ દોષના પ્રસારરૂપ વિલક્ષણ પરિણામ થયેલું છે. બૌદ્ધમતવાદી વૈષ્ણવમતવાદીને કહે છે કે, તમારો અંતિમ ઉદ્દેશ જ્યાં તમારો ઈશ્વર વસે છે તે વૈકુંઠ નામક ધામમાં જ જવાનો અને ત્યાં જઇને તે ઈશ્વરસમક્ષ નિરંતર—શાશ્વત—હસ્તદ્વય જોડીને ઊભાં રહેવા માટેનો જ હોય, તો એમ કરવા કરતાં આત્મહત્યા કરીને મરી જવું, એ લાખ ગણું સારું છે. એની પુષ્ટિમાં બૌદ્ધમતવાદી આગ્રહપૂર્વક જણાવે છે કે, એ વૈકુંઠથી બચવામાટે જ બૌદ્ધધર્મમાં નિર્વાણ—મોક્ષ—નો એક નવીન માર્ગ ઉત્પન્ન કરવામાં આવ્યો છે. અમુક સમયને માટે એક બૌદ્ધમતવાદી બનીને આ વાદને હું તમારા સમક્ષ રજૂ કરું છું; કારણ કે, આજ કાલ કેટલાક લોકો એવો આક્ષેપ કરવા લાગ્યા છે કે, અદ્વૈતવાદ તો લોકોને અનીતિમાન્ અને ધર્મહીન જ બનાવી દે છે. એટલે અન્ય પક્ષ કેવો છે અને કેવો દેખાય છે, એ તમને સ્પષ્ટ બતાવી આપવાનો હું પ્રયત્ન કરીશ. આપણે ગંભીરતા અને નિષ્પક્ષ પાતતાથી ઉભય પક્ષનું સમાન અવલોકન કરવું જ જોઇએ. આપણે એ તો સર્વથી પ્રથમ જોઈ ચૂક્યા છીએ કે, આ સૃષ્ટિના ઉત્પાદક ઈશ્વરની કલ્પના તો પ્રમાણપૂર્વક કોઈ કાળે પણ સિદ્ધ થઈ શકે તેમ નથી જ—એ કલ્પનામાં દૃઢ શ્રદ્ધા રાખીને તેને માન્ય રાખે, એવો કોઈ બાળક પણ આજે મળી શકે એમ છે ખરું કે? સાધારણતઃ એમ કહેવામાં આવે છે કે, કુંભકાર એક ઘટને નિર્માણ કરે છે, તેવી રીતે ઈશ્વર આ સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. જો એમ જ હોય, તો તો પછી તમારો એ કુંભકાર (કુંભાર) પણ ઈશ્વર જ છે, એમ કહી શકાય; અને જો તમને કોઈ આવીને એમ કહે કે, તે મસ્તિષ્ક અને હસ્ત આદિ અવયવો વિના જ સર્વ કૃતિઓ કરે છે, તો મારો નિશ્ચય છે કે, તમે

તેમ કહેનારને અવશ્ય ઉન્મત્તગૃહ (Mad-House or Lunatic asylum)માં જ લઈ જવાના. એ તમારા સગુણ ઈશ્વરે–જેનાં ચરણોમાં તમે મરણપર્યન્ત પ્રાર્થનાઓ કરતા રહો છો, તે તમારા સૃષ્ટિઉત્પાદક ઈશ્વરે–તમને કોઈવાર કોઈ પણ પ્રકારની સહાયતા આપી છે ખરી કે? અને જો આપી હોય તો તમને મળેલી સહાયતા કઈ છે, તે કૃપા કરીને જણાવશો કે? એ સત્તાત્મક પ્રશ્ન વર્તમાન પદાર્થવિજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલો છે. તેઓ તમને અનેક પ્રમાણોથી એમ સિદ્ધ કરી બતાવી આપે છે કે, જે કાંઈ પણ સહાયતા તમે મેળવી હોય, તે માત્ર તમારા પોતાના ઉદ્યોગ અને પરિશ્રમનું જ પરિણામ છે. ઈશ્વરને પ્રાર્થના કરવામાં અને દીન વાણી ઉચ્ચારવામાં શક્તિઓનો વ્યય કરી નાખવાની કાંઈપણ અગત્ય ન હોતી–એ પોકાર કર્યા વિના અને રોદન કર્યા વિના જ એ ફળ તમે વધારે સારા રૂપમાં પ્રાપ્ત કરી શકો એમ હતું. આપણે એ પણ જોઈ અને જાણી આવ્યા છીએ કે, એ સૃષ્ટિ–ઉત્પાદક ઈશ્વરની ભાવના સાથે જ ધર્માધ્યક્ષોના અત્યાચારમંડિત છળનો આવિર્ભાવ થાય છે. જ્યાં જ્યાં એ ભાવનાનું અસ્તિત્વ હતું અથવા છે, ત્યાં ત્યાં સર્વત્ર એ ધાર્મિક અત્યાચાર અને ધર્માધ્યક્ષોના છળનો પણ પ્રસાર થયેલો જ છે; એટલા માટે બૌદ્ધ-મતવાદીઓ એમ જ કહે છે કે, જ્યાં સુધી એ અસત્ય ભાવનાનો સર્વથા નાશ કરવામાં નહિ આવે, ત્યાં સુધી એ ધર્મના નામે ચાલતા અત્યાચારનો કદાપિ અવરોધ થવાનો જ નથી. જ્યાં સુધી મનુષ્યની પોતાથી ભિન્ન અન્ય બળવાન્ વ્યક્તિનાં ચરણોમાં નમવામાટેની ભાવના રહેશે, ત્યાં સુધી ધર્માધ્યક્ષોનો મનુષ્યોને પોતાનાં ચરણોમાં નમાવવાનો અધિકાર પણ અવિચલ જ રહેવાનો–એ પામર પ્રાણીઓ નિરંતર ધર્માધ્યક્ષોને ઈશ્વર સમક્ષ તેમના પોતાના મધ્યસ્થ થવામાટેની પ્રાર્થના કરતા જ રહેવાનાં! બ્રાહ્મણના મસ્તિષ્કને યષ્ટિના ભયંકર પ્રહારથી ભેદી નાખો, પરંતુ મારા એ શબ્દો અવશ્ય ધ્યાનમાં રાખો કે, તે બ્રાહ્મણોને મારનારાઓ જ બ્રાહ્મણના સ્થાનમાં ઊભા રહેશે અને તેઓ બ્રાહ્મણો કરતાં પણ નઠારા જ સિદ્ધ થશે; કારણ કે, એમાં અમુક પ્રમાણમાં ઉદારતા રહેલી હોય છે અને આ નવોત્થાન તો સદાસર્વદા અત્યંત અધમ પ્રજાપીડક અત્યાચારીઓનું જ બનેલુ હોય છે, એટલે એ વિશેષ ભયંકર થઈ પડે એ સર્વથા સ્વાભાવિક જ છે. એક ભિક્ષુકને અચાનક વિપુલ ધનની પ્રાપ્તિ થઈ જાય છે, ત્યારે તે સમસ્ત જગતને તૃણવત્ માને છે; તેવી જ રીતે એ નવીન ધર્માધ્યક્ષનો સમુદાય પોતાને પૂજ્યતાની પ્રાપ્તિ થવાથી અન્ય સર્વ જનોને તૃણવત્ ધારે છે અને ગમે તેવા અત્યાચારો કરવા માંડે છે. એટલામાટે જ્યાં સુધી એ ધર્માધ્યક્ષો કાયમ રહેશે–

જ્યાં સુધી વિશ્વોત્પાદક ઈશ્વરની ભાવના અવિચલ છે ત્યાં સુધી એ ધર્માધ્યક્ષો પણ અવિચલ રહેવાના જ—ત્યાં સુધી સમાજમાં કોઈ પણ મહાન્ નીતિતત્ત્વના પ્રસારની આશા રાખવી, આકાશ પુષ્પ સમાન છે. ધર્મચ્છલ અને પ્રજા પીડન એક બીજાના હાથમાં હાથ મેળવીને જ ચાલતાં રહેવાનાં. હવે અહીં પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, જ્યારે વસ્તુસ્થિતિ આવી છે, ત્યારે એ ધર્માધ્યક્ષતાની સ્થાપના કોણે કરી અને શા હેતુથી કરી, એનું કોઈ ઉત્તર આપશે કે? એનું ઉત્તર એ છે કે, પ્રાચીન કાળમાં કેટલાક સબળ પુરુષો હતા. તેમણે પ્રજાને પોતાના અધિકારમાં કરી લઇને સ્પષ્ટતાથી એમ કહી દીધું કે;—"તમે અમારા વચનને આધીન થાઓ અને જો અમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરશો તો અમે તમારો નાશ કરી નાખીશું." એ ધર્મચ્છલની ઉત્પત્તિનું સંક્ષિપ્ત કિંવા સવિસ્તર મૂલ કારણ કિંવા તત્ત્વ એ જ—એટલું જ છે. 'समयं वज्र-मुद्यतम्' એ જ એનો મૂલ મંત્ર છે. પોતાની આજ્ઞાની અવગણના કરનારને વિદારી નાખનારા અત્યાચારીની એ ભાવના છે અને તે હોવી જ જોઇએ. સર્વની ઇચ્છા બીજાઓપર અધિકાર ચલાવીને પોતે સ્વતંત્ર રહેવાની જ હોય છે, પણ એમાં બળવાન્ ફાવે છે. એ ન્યાય અહીં પણ સત્ય સિદ્ધ થયેલો છે.

એ પછી બૌદ્ધો કહે છે કે, તમે પ્રત્યેક વસ્તુ કિંવા કાર્યને કર્મનિયમના પરિણામ તરીકે માનો છો, એટલી સીમા પર્યન્ત તમે બુદ્ધિમાન્ અને વિવેકી છો. તમે આત્માઓની અનંતતામાં વિશ્વાસ રાખો છો અને તે આત્માઓ જન્મ તથા મરણના વિકારથી રહિત છે, એમ પણ માનો છો. આત્માઓની એ અસંખ્યતા અને કર્મના નિયમોની શ્રદ્ધા એ તો સયુક્તિક જ છે, એમાં તો લેશમાત્ર પણ સંશય નથી જ. પરિણામ કિંવા કાર્ય વિનાનું કોઈ કારણ હોઈ શકતું જ નથી. વર્તમાન કાળનાં કાર્યોનું કારણ ભૂતકાળમાં રહેલું હોવું જ જોઇએ અને વર્તમાનકાલીન કારણનું પરિણામ ભવિષ્ય કાળમાં નિષ્પન્ન થવાનું. હિન્દુઓ કહે છે કે, કર્મ જડ છે, ચૈતન્ય નથી, અને એટલામાટે એ કારણને કાર્યના રૂપમાં લાવવામાટે કોઈ પણ ચૈતન્યની અવશ્ય આવશ્યકતા છે જ. જો હું બીજનું આરોપણ કરીને તેને જળ પૂર્ણ પ્રમાણમાં આપું તો પછી ચૈતન્યની કશી પણ આવશ્યકતા નથી. તમે કદાચિત્ એમ કહેશો કે, તેમાં કોઈ મૂળ ચૈતન્ય રહેલું હશે, પણ તેમ નથી. કિન્તુ વાસ્તવિકતા એ જ છે કે, આત્માઓ પોતે જ ચૈતન્ય હોવાથી અન્ય કોઈ ચૈતન્યની આવશ્યકતા છે જ નહિ. જો જૈનધર્મીઓ બૌદ્ધો પ્રમાણે જ આત્માને માનનારા છે અને ઈશ્વરનો અસ્વીકાર કરનારા છે, તે જૈનો એમ કહે છે કે, જો આત્માઓ એ વસ્તુ ધરાવતા હોય, તો પછી ઈશ્વરની

આવશ્યકતા જ શી છે? હવે તમે સયુક્તિક ક્યાં છો અને નૈતિક કયા સ્થાનમાં છો, એનો તમારે પોતે જ વિચાર કરવો જોઇએ છે. જ્યારે તમે એવો જ આક્ષેપ કરવાનો પ્રયત્ન કરો છો કે, અદ્વૈતસિદ્ધાંત તો અનીતિનો જ પ્રચાર કરે છે, ત્યારે ભારતવર્ષમાં દ્વૈતમતાવલંબી પંથોએ શાં શાં કૃત્યો કર્યાં છે અને ન્યાયમંદિરમાં ન્યાયાધીશો સમક્ષ તેમનાં શાં શાં કાર્યો રજૂ કરવામાં આવ્યાં છે, એ વિશેના વૃત્તાંતોનું કાંઈક તમારે વાંચન કરીને એ વિષયનો નિર્ણય કરી લેવો જોઇએ—એ તમારું કર્તવ્ય છે. જો તમે વીસ હજાર અદ્વૈતમતવાદી દુરાચારી મનુષ્યો જોયા હશે, તો તેટલી જ સંખ્યામાં તમને દ્વૈતમતવાદી દુરાચારીઓ પણ મળી આવશે. કિંબહુના જો સાધારણતઃ કહીએ તો અદ્વૈતવાદીઓ કરતાં દ્વૈતમતવાદીઓના સમાજમાં જ નીચ અને કુકર્મી જનોની સંખ્યા ભયંકર પ્રમાણમાં મળી આવે છે. કારણ કે, દ્વૈત સિદ્ધાન્તને સમજવામાં મનની વિશેષ શુદ્ધિ અને ઉચ્ચતાની આવશ્યકતા છે; પરંતુ દ્વૈતવાદીઓની બુદ્ધિનો એટલા પ્રમાણમાં વિકાસ થયેલો ન હોવાથી તેઓ ભાગ્યે જ કોઈ પણ કુકર્મ કરતાં અચકાય છે—અર્થાત્ તેમને કોઈ પણ પ્રકારનો ભય હોતો જ નથી. ત્યારે હવે તમારા માટે કયો માર્ગ અવશિષ્ટ રહે છે વારુ? બૌદ્ધોના બુદ્ધિવાદના જાળમાંથી તો છટકી શકાય તેમ છે જ નહિ. તમે કદાચિત્ વેદોનાં પ્રમાણ ટાંકી બતાવશો, પરંતુ બૌદ્ધધર્માવલંબી વેદોમાં વિશ્વાસ રાખતો જ નથી અને વેદવાક્યને પ્રમાણ માનતો નથી. તમે જ્યાં વેદનું પ્રમાણ બતાવ્યું કે, તેના ઉત્તરમાં તે તો એમ જ કહેવાનો કે, "મારા ત્રિપથકો એમ માનવાની ના પાડે છે—અમારા એ ત્રિપથક અનાદિ અને અનંત છે, એનો લખનાર કિંવા રચનાર બુદ્ધદેવ પોતે પણ નથી; કારણ કે, બુદ્ધ પોતે એમ જ કહે છે કે, "હું તો એનું માત્ર પુનરુચ્ચારણ જ કરું છું. અને એ ત્રિપથક તો શાશ્વત છે અને શાશ્વત રહેવાના." તેઓ વળી આગળ વધીને એમ પણ કહે છે કે, તમારા વેદો અસત્ય છે અને અમારા ત્રિપથક જ સત્ય વેદ છે—તમારા વેદો તો બ્રાહ્મણોએ જ બનાવી કાઢ્યા છે અને તેથી તે માન્ય કરી શકાય તેવા નથી. બોલો—ભાઇઓ! તેમના આ જાળમાંથી તમે કેમ કરીને છટકી શકશો?

એમાંથી છટકવાનો માર્ગ અહીં છે અને તે એ કે, મૂલ વસ્તુ અને ગુણો એક બીજાથી ભિન્ન છે, એમ જે તેઓ માને છે એ તેમની માનીનતા વિશે આધ્યાત્મિક વિરુદ્ધતા દર્શાવો. અદ્વૈતશાસ્ત્ર તો એમ જ કહે છે કે, તેઓ એક બીજાથી ભિન્ન નથી જ. મૂલ આત્મા અને ગુણો વચ્ચે પરસ્પર લેશ માત્ર પણ ભિન્નતા રહેલી નથી. એ પ્રાચીન ઉદાહરણને તો તમે જાણો જ છો કે, રજ્જુનો ભ્રમથી સર્પ તરીકે સ્વીકાર કરવામાં આવે છે. હવે એ રજ્જુમાં જે વેળાએ તમને સર્પનું દર્શન થાય છે,

વેળાએ રજ્જુનો તો સર્વથા લોપ જ થયેલો હોય છે અને તમે રજ્જુને જોઈ શકતા જ નથી; તેમ જ જ્યારે એમાં રજ્જુ દેખાય છે, તે વેળાએ સર્પ ક્યાંય પણ જોવામાં આવી શકતો નથી, કારણ કે, રજ્જુના આવિર્ભાવથી સર્પાભાસનો સર્વથા લોપ થયેલો હોય છે. એક જ વસ્તુને વસ્તુ અને ગુણરૂપ બે ભાગોમાં વિભક્ત કરી નાખવી એ તત્ત્વજ્ઞાનીઓના મસ્તિષ્કમાંની અમુક વરતુતા છે; પરન્તુ કોઈ કાળે પણ એનું બાહ્ય પ્રદેશમાં પરિણામ થઈ શકતું નથી. જો તમે એક સાધારણ મનુષ્ય હો, તો તમે માત્ર વસ્તુને જ જોઈ શકો છો અને જો તમે એક મહાન્ યોગી હો તો ગુણોનું અવલોકન કરી શકો છો; પરંતુ એક સમયાવચ્છેદે તમે વસ્તુ અને ગુણ ઉભયનું દર્શન તો કદાપિ કરી શકો એમ છે જ નહિ. એટલામાટે હે બૌદ્ધધર્માનુયાયિ જનો! તમારો જે વસ્તુ અને ગુણો વિશેનો વિવાદ છે, તે તમારો કેવળ ભ્રમ છે અને તેથી ખરી રીતે તેનો ટકાવ થઈ શકતો જ નથી. જો તમે આત્મામાંથી ગુણોને કાઢી નાખો અને એવો અભિપ્રાય દર્શાવો કે, એ ગુણો તો મનમાં જ રહેલા છે કે જેમનો ખરી રીતે જોતાં આત્મામાં જ આરોપ કરવામાં આવ્યો છે—હવે મૂળ વાર્તા એ છે કે, બે આત્માઓ કદાપિ હોઈ શકે જ નહિ; કારણ કે, કેવળ ગુણ જ એક આત્માની બીજા આત્માથી ભિન્નતા ઉત્પન્ન કરે છે—મૂળ બે આત્માઓ છે જ નહિ, એટલે તેઓ એક બીજાથી ભિન્ન હોય એ સંભવે જ નહિ. એક આત્મા અન્ય આત્માથી ભિન્ન છે, એમ તમે કેમ કરીને જાણી શકો છો વારુ? એ વાર્તા માત્ર અમુક વિશિષ્ટ ચિન્હ—વિશિષ્ટ ગુણોને લીધે જ જાણી શકાય છે. હવે જ્યાં એ ગુણો અસ્તિત્વ ધરાવતા જ ન હોય, ત્યાં એ ભિન્નતા કેવી રીતે શક્ય થઈ શકે વારુ? એટલામાટે બે આત્માઓ છે જ નહિ—આત્મા માત્ર એક જ છે અને તેથી તમારો પરમાત્માના અનાવશ્યકીય છે—તે આત્મા એ જ છે. એ એકનો એક જ આત્મા પરમાત્માના નામથી ઓળખાય છે અને જે જીવાત્મા કહેવાય છે તે પણ એનો એ જ આત્મા છે. એવાં બીજા પણ કેટલાંક નામો છે અને તમે દ્વૈતવાદીઓ!—જેવા કે સાંખ્યમતવાદીઓ અને બીજાઓ—જેઓ કહો છો કે, આત્મા સર્વવ્યાપક એટલે કે વિભુ છે, ત્યારે બે આનન્ત્ય કેવી રીતે હોઈ શકે વારુ? ઇશ્વર પણ વિભુ હોય અને આત્મા પણ વિભુ હોય, એમ કોઈકાળે બની શકે જ નહિ. વિભુ તો માત્ર એક જ હોઈ શકે. અર્થાત્ એ એક જ માત્ર અનંત આત્મા છે અને અન્ય સર્વ એનું જ પ્રકટીભવન છે. અહીં બૌદ્ધમતવાદીઓ અવાક્ બની જાય છે; પરન્તુ અહીં જ એનો (એ વાદનો) અંત આવી જતો નથી. અદ્વૈતવાદીની અવસ્થા અન્ય મતવાદીઓની નિર્બળ અવસ્થાઓ જેવી નિર્બળ નથી

એટલે કે, કેવળ બીજાઓપર આક્ષેપ કરવામાં જ અદ્વૈતમતવાદીના કર્તવ્યની ઇતિશ્રી થતી નથી–જ્યારે અન્યમતાવલંબી આક્ષેપ કરતા કરતા બહુ જ પાસે આવી લાગે છે ત્યારે જ અદ્વૈતમતવાદી તેનાપર આક્ષેપ કરે છે અને બુદ્ધિવાદમાં તેને પરાજિત કરીને પૃથ્વીપર પછાડી નાખે છે–પરંતુ એટલામાં જ અદ્વૈતમતવાદીના કર્તવ્યની સમાપ્તિ થતી નથી, કિંતુ અન્યમતવાદીઓનો પરાજય કર્યાં પછી સપ્રમાણ પોતાના મતની તેમના હૃદયમાં સ્થાપના કરીને પોતાની સ્થિતિને બળવતી બનાવે છે. એવો સબળ માત્ર અદ્વૈતમતવાદી જ છે કે, જે માત્ર બીજાની ટીકા કરીને અને ગ્રંથોનાં પ્રમાણ બતાવીને જ શાંત થઈ જતો નથી, કિંતુ પોતાના મતનું બીજા મતવાળાના હૃદયક્ષેત્રમાં બીજારોપણ કર્યાં પછી જ જંપીને બેસે છે. અસ્તુ–હવે પાછા અહીં તમે નિરુત્તર થાઓ છો–તમે કહો છો કે, આ સૃષ્ટિ કિંવા વિશ્વ તે એક અસ્ખલિત ગતિવાળી વસ્તુ છે. વ્યષ્ટિ એટલે કે, વ્યષ્ટિરૂપે પ્રત્યેક વસ્તુ ગતિને પામતી જ રહે છે–તમે પણ ગતિમાન્ થાઓ છો અને આ ટેબલ પણ ગતિમાન્ છે અર્થાત્ સર્વત્ર ગતિનો જ પ્રસાર દૃષ્ટિગોચર થાય છે અને તેથી આ વિશ્વ 'સંસાર'ના નામથી ઓળખાય છે–અસ્ખલિત ગતિનું બીજું નામ જગત છે; કારણ કે, વ્યક્તિત્વનો અર્થ એવો થાય છે કે, પરિવર્તનને પ્રાપ્ત ન થવું–અર્થાત્ કોઈ પણ વ્યક્તિત્વ પરિવર્તનશીલ હોઈ શકે જ નહિ–આ પરિભાષામાં એક પ્રકારની પરસ્પર વિરુદ્ધતા છે. કેવળ વ્યક્તિરૂપ કિંવા એક જ હોઈ શકે, એવી કોઈ પણ વસ્તુ આપણા આ સ્વલ્પ વિશ્વ કિંવા જગતમાં છે જ નહિ. વિચાર અને લાગણી, મન અને શરીર, હિંસક પશુ અને સાધારણ પ્રાણી ઇત્યાદિ નિરંતર અસ્ખલિત સમાગમની અવસ્થામાં રહ્યા જ કરે છે. પરંતુ ધારો કે, તમે આ વિશ્વનો એક એકત્ર સમષ્ટિ તરીકે સ્વીકાર કરો, તો પછી તે પરિવર્તનશીલ કિંવા ગતિમાન્ હોઈ શકે એમ છે કે? અવશ્ય કદાપિ નહિ જ. જે વસ્તુ ગતિમાં કાંઇક ન્યૂન હોય અથવા તો સર્વથા ગતિહીન હોય, તેની સાથેની સરખામણીમાં જ ગતિ શક્ય છે–એટલામાટે વિશ્વની જેની સાથે સરખામણી કરી શકાય એવી બીજી કોઈ ગતિહીન વસ્તુ ન હોવાથી આ વિશ્વ સર્વથા ગતિરહિત અને અપરિવર્તનીય જ છે–એટલે કે, સમષ્ટિરૂપે વિશ્વ અવિચલ છે. એથી કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે, જ્યારે તમે સમષ્ટિ હો, તે વેળાએ જ તમે વ્યક્તિ કિંવા વ્યષ્ટિરૂપ હોઈ શકો–જ્યારે 'હું વિશ્વ છું' એવી ભાવના થાય, ત્યારે 'હું વ્યક્તિ છું' એમ સંભવી શકે. સારાસારનો આ સર્વ વિવેક કર્યાં પછી જ વેદાંતી એમ કહે છે કે, જ્યાં સુધી દ્વૈતભાવના–એટલે કે, જીવ અને આત્મા ભિન્ન –એ–છે એવી ભાવના–અવશિષ્ટ કિંવા

અવિચલ છે, ત્યાં સુધી ભય અને સંકટોનો અંત આવતો જ નથી. જ્યારે દ્વૈતભાવનાનો સર્વથા ક્ષય થાય છે, એક વ્યક્તિ અન્ય વ્યક્તિને જોતી જ નથી અને તેને બીજાનો ભાસ થતો જ નથી, ત્યારે જ માત્ર મૃત્યુનો અવરોધ થાય છે, ત્યારે જ કેવળ મરણનો લોપ થાય છે અને આ સંસાર કિંવા સંસારનો ભાસ અદૃશ્ય થઈ જાય છે. એટલામાટે અદ્વૈતસિદ્ધાંત આપણને એવું જ શિક્ષણ આપે છે કે, મનુષ્ય સાર્વજનિક થવામાં જ વ્યક્તિરૂપ છે એટલે કે, તે સમષ્ટિ હોય તો જ વ્યષ્ટિ હોઈ શકે છે–વિશિષ્ટતામાં તેની વ્યક્તિતા સંભવી શકતી જ નથી. જ્યારે તમે એકત્ર સમષ્ટિરૂપ હો, ત્યારે જ તમે અમર–જરા અને મરણના ભયથી રહિત–થઈ શકો છો. જ્યારે તમે વિશ્વ-વિરાટ્–સ્વરૂપ થાઓ, ત્યારે જ તમે નિર્ભય અને અવિનશ્ય બની શકો છો–અન્યથા નહિ અને એ પ્રમાણે વિશ્વરૂપ થતાં જ જેને અત્યારે તમે વિશ્વના નામથી ઓળખો છો, તે અને જેને તમે ઈશ્વરના અભિધાનથી ઓળખો છો ને તથા તમારું અસ્તિત્વ અને તમારી વિશ્વરૂપતા કિંવા સમષ્ટિતા એ સર્વ એક જ–તે જ છે– એ સર્વ તમે પોતે જ છો, એવી સ્થિતિ થઈ જાય છે. આપણે અત્યારે તે એક અખંડ અને અવિભક્ત અસ્તિત્વને લોકોમાં અનેકરૂપે સ્વીકારાયલું જોઇએ છીએ–એટલે કે, આ વિશ્વને લોકો સૂર્ય, ચન્દ્ર અને નક્ષત્ર આદિના રૂપમાં જુએ છે; પણ એ માત્ર તેમના પોતાના મનની ભાવનાનું જ પરિણામ છે–જેની જેવી ભાવના હોય, તેને વિશ્વ તેવા જ રૂપમાં દેખાય છે. જે લોકોએ કિંચિત્ શુભતર કર્મો કરેલાં હોય છે અને જેમણે મનની કાંઇક ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરેલી હોય છે તેવા લોકો જ્યારે મરી જાય છે, ત્યારે આ સૃષ્ટિને સ્વર્ગના રૂપમાં નિહાળી શકે છે અને ઇંદ્ર આદિ દેવોનાં દર્શન કરી શકે છે. એમનાં કરતાં વધારે ઉન્નત અને ઉચ્ચ સ્થિતિના પુરુષો જ વિશ્વને બ્રહ્મલોક તરીકે અવલોકે છે અને જેઓ સર્વથા પરિપૂર્ણતાને પ્રાપ્ત થયેલા હોય છે તેઓ તો અહીં પૃથ્વી, સ્વર્ગ કિંવા કોઈ પણ લોક (બ્રહ્મલોક)ઇત્યાદિને જોતા નથી–તેમની દૃષ્ટિમાં આ વિશ્વનો લોપ થયેલો હોય છે અને વિશ્વના સ્થાનમાં સર્વત્ર બ્રહ્મનો જ વિસ્તાર થયેલો હોય છે.

ત્યારે આપણે એ બ્રહ્મને જાણી શકીએ એમ છે ખરું કે? એ અનંત બ્રહ્મનું સંહિતામાં જે ચિત્ર આલેખવામાં આવ્યું છે, તે વિશેની માહિતી તો મેં તમને આપેલી જ છે. હવે જે એક બીજા પક્ષનો સ્વીકાર કરવામાં આવ્યો છે, તે બીજો પક્ષ આપણા જોવામાં આવે છે અને તે પક્ષ અનંત અંતર્બ્રહ્મનો છે. પૂર્વકથિત અનંતતા માત્ર શરીરવિષયક હતી અને હવે આપણે જે અનંતનું અવલોકન કરવાના

છીએ, તે વિચારવિષયક છે. ત્યાં એ અનંતને 'હા'ની ભાષામાં આલેખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો એટલે કે તે જ્ઞેય છે એમ જણાવવામાં આવ્યું હતું, પરંતુ તે ભાષા આ સ્થળે અશક્ત થઈ પડવાથી તેને 'ન' કારની ભાષામાં ચિત્રવાનો યત્ન કરવામાં આવ્યો છે. આ વિશ્વ આપણાં નેત્રો સમક્ષ વિસ્તરેલું છે અને એ જ બ્રહ્મ છે એ પ્રમાણે કદાચિત્ એનો સ્વીકાર કરવામાં આવે, તોપણ આપણે એને સંપૂર્ણ રીતે જાણી શકીએ એમ છે ખરું કે? નહિ! નહિ!! હવે અહીં એક બીજી વાર્તા તમારે અવશ્ય બહુ જ લક્ષ અને ધ્યાનપૂર્વક સમજી લેવાની છે અને તે એ કે, વારંવાર તમારા મનમાં શંકા થયા કરે છે કે, જો આ જ બ્રહ્મ હોય તો આપણે એને જાણી કેવી રીતે શકીએ વારુ? 'विज्ञातरं केन विजानीयात्?' 'હે મૈત્રેયી! વિજ્ઞાતાને શાથી જાણી શકાય-જ્ઞાતા આપણને કેમ કરીને જ્ઞાત થઈ શકે વારુ?' આપણાં નેત્રો પ્રત્યેક વસ્તુને જોઈ શકે છે, પણ તેઓ પોતાને જોઈ શકે છે ખરાં કે? નેત્રો પોતાને જોઈ શકતાં નથી. કારણ કે, જ્ઞાનનું મૂળ જ સર્વથા અધોગતિ કિંવા અધિકારભ્રંશતામાં રહેલું છે. હે આર્યોનાં સંતાનો! આ તત્ત્વને તમારે સારી રીતે સ્મરણમાં રાખી મૂકવું. કારણ કે, એમાં એક મહારહસ્યમયી કથાનો સમાવેશ થયેલો છે. આજે તમારા સમક્ષ જે જે પાશ્ચાત્ય આકર્ષણો આવીને ઉપસ્થિત થાય છે, તે સર્વનું આધ્યાત્મિક મૂળ માત્ર એક જ વસ્તુ કિંવા એક જ તત્ત્વમાં સમાયલું છે અને તે તત્ત્વ એ છે કે, કેવળ ઇન્દ્રિયવિષયક જ્ઞાન કરતાં આ વિશ્વમાં અન્ય કોઈ ઉચ્ચતર કિંવા જ્ઞેય વસ્તુ છે જ નહિ. એથી વિરુદ્ધ પૂર્વ દિશામાંના આપણા ભારતવર્ષમાં વેદોનાં વચનને અનુસરીને આપણે એમ કહીએ છીએ કે, જે મૂલ વસ્તુ છે તેના કરતાં જ્ઞાનની પદવી કિંવા પ્રતિષ્ઠા ઊતરતી છે; કારણ કે, મૂલ વસ્તુ અનંત છે અને જ્ઞાન સાન્ત કિંવા સમર્યાદ-મર્યાદારૂપ જ છે. જ્યારે એક વસ્તુને જાણી લેવાની તમારી ઇચ્છા થાય છે, ત્યારે તત્કાળ તે વસ્તુ તમારા મનવડે મર્યાદાબદ્ધ બની જાય છે. તેઓ-ભારતવાસીઓ-કહે છે કે, શુક્તિ અને મૌક્તિકના ઉદાહરણનું સ્મરણ કરો કે શુક્તિ મૌક્તિકને કેવી રીતે ઉત્પન્ન કરે છે અને જુઓ કે જ્ઞાન તે મર્યાદા કિંવા સીમા છે કે નહિ? એક વસ્તુને એકત્ર કરી તેને પોતાના મનમાં સ્થાપીને મનના વિસ્તાર અનુસાર જ તેને જાણવામાં આવે છે-એટલે તેના સર્વાંગનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું જ નથી અને તેથી એ જ્ઞાનને પરિપૂર્ણ નહિ કિન્તુ અમુક મર્યાદાપર્યન્ત ગયેલું જ કહી શકાય છે. સર્વ જ્ઞાનના સંબંધમાં આ નિયમ સત્ય છે. પરંતુ એ જ નિયમથી તમે તે અનંત બ્રહ્મને જાણી શકો એમ છે ખરું કે? જે બ્રહ્મ સર્વ જ્ઞાનનું મૂળ છે, જે સાક્ષિસ્વરૂપ છે, જેના વિના તમે કોઈ પણ

પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરી શકો એમ છે જ નહિ, જેનામાં ગુણ કિંવા વિકારોનો સંપર્ક માત્ર પણ નથી, જે સમસ્ત સૃષ્ટિનો સાક્ષિ છે અને જે આપણા પોતાના આત્માઓમાં પણ સાક્ષિ રૂપથી સ્થિત રહેલો છે, તે પરબ્રહ્મ—અનંત બ્રહ્મને—તમે એ જ નિયમ લાગૂ પાડીને જાણી શકો એમ છે ખરું કે? કયાં સાધનોવડે તમે તેને મર્યાદાબદ્ધ કરી શકશો વારુ? પ્રત્યેક વસ્તુ—આ સમસ્ત વિશ્વ એ પ્રમાણે વ્યર્થપ્રયત્ન જ છે. પોતાના મૂળ સ્વભાવના પ્રભાવથી આ અનંત આત્મા પોતાની મુખમુદ્રાનું દર્શન કરવાનો પ્રયત્ન કર્યા કરે છે અને ક્ષુદ્રતમ પ્રાણીથી તે અત્યંત ઉચ્ચતમ દેવતાપર્યન્તના સર્વ પ્રાણીઓ તેના મુખનો પ્રતિબિંબ જેમાં દૃષ્ટિગોચર થઈ શકે એવા દર્પણરૂપ જ છે—એકને પોતાના સ્વરૂપનું દર્શન કરાવવાને અપરિપૂર્ણ જોઈને તે અન્યનો સ્વીકાર કરે છે અને તેનો એ વ્યાપાર અપ્રતિહત ચાલતો જ રહે છે—અંતે મનુષ્ય શરીરમાં આવ્યા પછી તેને એટલા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે કે, તે સાન્તથી પણ સાન્ત છે—સર્વ સાન્ત અને સમર્યાદ છે અને તેટલામાટે કોઈ કાળે સાન્તમાં અનન્તનો ભાસ સંભવી શકે, એ અશક્ય છે. એ જ્ઞાન થયા પછી પ્રતિલોમગમનનો આરંભ થાય છે અને પ્રતીપગમન પરિભાષા અનુસાર વૈરાગ્યના નામથી ઓળખાય છે. 'ઇંદ્રિયોના પ્રદેશમાંથી પાછા વળો—ઇન્દ્રિયોના પ્રદેશમાં ન જાઓ,' એ વૈરાગ્યનો મહાન્ ઉપદેશ છે, એ જ નીતિશાસ્ત્રનો મહામંત્ર છે અને સર્વ સત્પુરુષોની મહતી આજ્ઞા પણ એ જ છે; અને તમારે એટલું અહીં ધ્યાનમાં અને સ્મરણમાં રા ખું જ જોઈએ કે, એ વૈરાગ્ય કિંવા તપશ્ચર્યામાંથી જ સૃષ્ટિનો આરંભ થાય છે; અને જેમ જેમ તમે પાછા હટતા જાઓ, તેમ તેમ સર્વ સ્વરૂપો તમારા સમક્ષ આવીને પ્રકટ થતાં જાય છે અને તે સર્વ સ્વરૂપોનો એક પછી એક અનુક્રમે ત્યાગ કરવામાં આવે છે—અંતે તમે પોતાના સત્ય રૂપમાં સ્થિત થાઓ છો. જેને મોક્ષના નામથી ઓળખાવામાં આવે છે તે એ જ અવસ્થા છે—મનુષ્યની એ જ મુક્તિ છે.

આપણે આ ભાવનાને પણ સમજી લેવાની છે—તે એ કે, 'विज्ञातारं केन विजानीयात्' 'જ્ઞાતાને કેવી રીતે જાણી શકાય?' જ્ઞાતા જ્ઞાત થઈ શકે જ નહિ; કારણ કે, જો જ્ઞાતા જ્ઞાત થઈ શકે તો પછી તે જ્ઞાતા છે એમ કહી કે માની શકાય જ નહિ. જો તમે દર્પણમાંનાં તમારાં પ્રતિબિંબિત નેત્રો પ્રતિ દૃષ્ટિપાત કરો, તો તમે એ તો જાણી શકો છો જ કે, તેમાં જે તમારાં નેત્રોનો પ્રતિબિંબ છે, તે કોઈ તમારાં સત્ય નેત્ર તો નથી જ; કિન્તુ એ કાંઇક અન્ય વસ્તુ જ છે—એટલે કે, માત્ર પ્રતિબિંબ જ છે. ત્યારે હવે અહીં એક એ ગહન પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, જો આત્મા—આ વિશ્વ-

વ્યાપક અનંત વ્યક્તિ, કે જે તમે પોતે છો–માત્ર સાક્ષી જ હોય, તો તેથી લાભ શો? જો તે સાક્ષી જ હોય તો તે જીવતો રહી શકે એમ નથી, આમ તેમ વિચરી શકે તેમ નથી અને આ જગતના વૈભવને ભોગવી શકે તેમ પણ નથી–અર્થાત્ આપણે જે ક્રિયાઓ કરીએ છીએ તેમાંની એક પણ ક્રિયા તેનાથી કરી શકાય તેમ નથી. હવે એ સાક્ષિ આ જગતના વૈભવને કેવી રીતે ભોગવી શકે છે અને તેનો પૂર્ણ આસ્વાદ લઈ શકે છે, એના સત્ય રહસ્યને લોકો જાણતા નથી. એ અજ્ઞાનને વશ થઈ કેટલાક અન્ય મતવાદીઓ આપણાપર એવો આક્ષેપ કરે છે કે;–"હે હિન્દુઓ! તમે પોતે સાક્ષિઓ જ છો, એવા સિદ્ધાંતદ્વારા તમે મૃતવત્–જીવન્મૃત–બની ગયા છો અને કશા પણ ઉપયોગના રહ્યા નથી!" પરંતુ એમ કહેનાર સાક્ષિત્વના આંતરિક રહસ્યને સમજી શકયા જ નથી અને તેટલા માટે તેઓ દયાને પાત્ર છે. સર્વથી પ્રથમ કોઈ પણ કાર્યનો સત્ય ઉપભોગ કેવળ સાક્ષી જ લઈ શકે છે. ધારો કે, કોઈ સ્થળે મલ્લયુદ્ધ–કુસ્તી–થતું હોય તો તેનો પ્રથમ સ્વાદ કોણ ચાખે છે વારુ? કુસ્તી કરનારા મલ્લો પોતે કે તેમના યુદ્ધનું દૂર ઊભા રહી નિરીક્ષણ કરનાર પ્રેક્ષકો? આ જીવતમાંની કોઈ પણ વસ્તુના જેમ તમે વધારે અને વધારે સાક્ષિરૂપ થતા જશો, તેમ તેમ તે વસ્તુના વૈભવને કિંવા આસ્વાદને તમે અધિકતાથી ભોગવી શકશો. સત્ય આનંદ એ જ છે અને એટલા માટે જ્યારે તમે આ વિશ્વના સાક્ષિ થશો, ત્યારે જ તમને તે અનંત આનંદની પ્રાપ્તિ થશે અને એ અનંત આનંદની પ્રાપ્તિ થઈ, એટલે તમે મુક્ત છો એમ જ તમારે ધારી લેવાનું છે. માત્ર સાક્ષિ જ કોઈ પણ પ્રકારના ફળની ઇચ્છા વિના સર્વ કાર્ય કરી શકે છે–તેના મનમાં કદાપિ સ્વર્ગમાં જવાની, નિન્દાને પ્રાપ્ત થવાની કિંવા પ્રશંસાને પાત્ર થવાની કલ્પના હોતી જ નથી. વિશ્વના વૈભવ કિંવા ઉપભોગોનો સત્ય સ્વાદ તો માત્ર સાક્ષિ જ લઈ શકે છે–અન્યથી એ વૈભવ ભોગવી શકાતો નથી.

હવે વેદાંતના નતિક સ્વરૂપમાં આવતાં આધ્યાત્મિક સ્વરૂપ અને નૈતિક સ્વરૂપના મધ્યમાં એક વસ્તુ રહેલી આપણા જોવામાં આવે છે અને તે વસ્તુ અન્ય કોઈ નહિ પણ માયાનો વાદ છે. અદ્વૈત શાસ્ત્રમાંનો એ એક વિષય એવો તો ગહન છે કે તે પ્રત્યેકને સમજી લેવામાં વર્ષોના વર્ષો વીતી જાય છે અને કહેતાં માસના માસ વ્યતીત થાય છે. એટલા માટે આપણા વિષયના પ્રદેશ–પ્રતિપાદન–માં આગળ વધતાં માત્ર એ વિષયને હું થોડો ઘણો સ્પર્શ કરું, તો તે માટે આશા છે કે, તમે મને ક્ષમા કરશો જ. સર્વ યુગોમાં એ માયાનો વાદ સમજવામાં અત્યંત કઠિન અને દુર્ગમ

ચચેલો છે અને તે ખરેખર છે પણ તેવો જ. હું તમને થોડાક શબ્દોમાં એ જ કહેવાનો છું કે, ખરેખર એ કોઈ વાદ નથી, કિન્તુ દેશ, કાળ અને નિમિત્ત એ ત્રણ ભાવનાઓનું મિશ્રણ જ છે કે જે દેશ, કાળ અને કારણ કિંવા નિમિત્ત પાછળથી નામ અને રૂપ જેવાં અવનત પરિવર્તનને પ્રાપ્ત થયેલાં છે. ધારો કે, સમુદ્રમાં એક તરંગ ઉદ્ભવ્યો છે. હવે એ તરંગ માત્ર નામ અને રૂપથી કરીને જ સમુદ્રથી ભિન્ન કિંવા પૃથક્ છે અને એ નામ તથા રૂપ તરંગથી પૃથક્ અસ્તિત્વ ધરાવી શકતાં નથી– તેમનું અસ્તિત્વ કેવળ તરંગના અસ્તિત્વ સાથે જ જોડાયલું હોય છે. એ તરંગ સમાઈ જાય છે–લુપ્ત થાય છે, પરંતુ સમુદ્રમાંનો જલ સંચય તો હતો તેટલાને તેટલા પ્રમાણમાં અવિચલ રહ્યા કરે છે–તરંગના આધારે રહેલાં નામ અને રૂપનો ભલે ને સદાને માટે લોપ થઈ જાય, તો પણ સમુદ્રનો જલસમુદાય તો અન્યૂન અવસ્થામાં જ રહેલો હોય છે. એ જ પ્રમાણે તમારા અને મારા વચ્ચે, સર્વ જાતિના પ્રાણી અને મનુષ્ય વચ્ચે તેમ જ દેવતાઓ અને મનુષ્યો વચ્ચે ભેદભાવ કિંવા ભિન્નતાને ઉત્પન્ન કરનારી માયા જ છે. વાસ્તવિક રીતે જોતાં લક્ષાવધિ વ્યક્તિઓમાં આત્માને બદ્ધ કરનાર મૂળ કારણરૂપ માયા જ છે; પરંતુ એ ભિન્નભિન્ન વ્યક્તિઓ તે માત્ર નામ અને રૂપ જ છે. જો તમે માયાને એકલી જ રહેવા દો અને નામ તથા રૂપને દૂર થવા દો, તો એ માયાનો પણ સદાનેમાટે લોપ થઈ જાય છે અને એમ થતાં તમે સત્યતઃ જે છો, તેના તે જ અવિચલ રહો છો. માયા એવી છે. હવે અહીં એ પણ મારે જણાવવું જ જોઈએ કે, આ કાંઈ સિદ્ધાંત નથી, કિન્તુ સત્ય વસ્તુનું માત્ર નિરૂપણ જ છે. જેમ કે એક નિઃસર્ગવાદી એમ પ્રતિપાદન કરે છે કે, માત્ર આ બાહ્ય વિશ્વ જ અસ્તિત્વ ધરાવે છે–એથી તેના કહેવાનો આંતરિક ભાવાર્થ એવો છે કે,–જ્ઞાનહીન મનુષ્ય, નિઃસર્ગવાદી તેમ જ બાળકો અને અન્ય વ્યક્તિઓ સર્વ,–આ ટેબલ પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે એટલે કે, આ જગતમાંની બીજી કોઈ પણ વસ્તુના અસ્તિત્વપર એના અસ્તિત્વનો આધાર રહેલો નથી. અને તેથી જો આ સમસ્ત જગતનો નાશ થઈ જાય કિંવા એનો લોપ થઈ જાય, તો પણ એ ટેબલ તો અત્યારે જેવી અવસ્થામાં છે તેની ને તેવી અવસ્થામાં સદાનેમાટે અવિચલ રહેવાનું જ. હવે કિંચિત્ જ્ઞાન પણ તમને બતાવી આપે છે કે, એમ થઈ શકે જ નહિ. આ બાહ્ય જગતમાંનો પ્રત્યેક પદાર્થ પરતંત્ર અને એક બીજાના અસ્તિત્વપર આધાર રાખનારો જ હોય છે–અર્થાત્ તે સંબંધી અને પરસ્પરાવલંબી હોય છે અને હોવો જ જોઈએ–એટલે કે, એકના અસ્તિત્વનો અન્ય પદાર્થના અસ્તિત્વપર આધાર રહેલો છે. હવે આ ત્ર–

ભેદનો અંત આણવામાટે મારે જણાવવું જોઇએ કે, આપણા વસ્તુવિષયક જ્ઞાનનાં તત્ત્વતઃ ત્રણ સોપાન છે—એમાંનું પ્રથમ સોપાન એ છે કે, પ્રત્યેક વસ્તુ સ્વતંત્ર છે અને અન્ય પ્રત્યેક વસ્તુથી સર્વથા ભિન્ન છે, એમ માનવામાં આવે છે; દ્વિતીય સોપાન એ છે કે, આ વિશ્વમાંની સર્વ વસ્તુએ એક બીજા સાથે સંબંધ ધરાવનારી અને પરસ્પરાવલંબિની જ છે, એમ જાણવું; અને તૃતીય સોપાન એ છે કે, સર્વત્ર માત્ર એક જ વસ્તુ અસ્તિત્વ ધરાવે છે અને તે જ આપણને અનેકરૂપે દૃષ્ટિગોચર થાય છે. અજ્ઞાન મનુષ્યની ઈશ્વરવિષયક પ્રથમ કલ્પના એવી છે કે, એ ઈશ્વર ક્યાંક આ જગતની બહાર જ વસે છે. સારાંશ કે, આ કલ્પના–ઈશ્વર વિષયક કલ્પના–સર્વથા માનુષીય જ છે—એટલે કે, એ ઈશ્વરની કૃતિ સર્વ પ્રકારે મનુષ્યની કૃતિ સમાન જ છે—ભેદ માત્ર એટલો જ કે, મનુષ્યની કૃતિનું પ્રમાણ અલ્પ હોય છે અને એ ઈશ્વરની કૃતિ કાંઇક મોટા પ્રમાણમાં ચાલતી હોય છે. એથી વિરુદ્ધ એ તો આપણે જાણી આવ્યા છીએ કે, માત્ર થોડા જ શબ્દોમાં એ ઈશ્વર અયુક્તિક અને અપરિપૂર્ણ સિદ્ધ થયેલો છે. એ પછીની કલ્પના તે શક્તિની કલ્પના છે કે જેને આપણે સર્વત્ર પ્રકટ અને વ્યક્ત થયેલી જોઇએ છીએ. ચન્ડી (સપ્તશતી) માં આપણે જે વાસ્તવિક પૌરુષેય ઈશ્વરને જોઇએ છીએ તે એ છે; પરંતુ મારા આ શબ્દોને સારીરીતે ધ્યાનમાં રાખો કે, એ ઈશ્વર એવો નથી કે, જેને તમે સર્વ સદ્ગુણોના આકારનું જ રૂપ આપો છો અને દુર્ગુણોથી જેને અલિપ્ત રાખો છો. તમારા એ ઈશ્વર હોઈ શકે જ નહિ, એટલે કે ઈશ્વર અને શયતાન એ બે સદ્ગુણી અને દુર્ગુણી ભિન્ન ભિન્ન વિભૂતિ શક્ય જ નથી; તમારે ઈશ્વર તો માત્ર એકને જ માનવો જોઇએ–તેને તમે સારો કહો તેમ જ ભલે નઠારો પણ કહો, પરંતુ ઈશ્વર તો એકને જ માનો અને સયુક્તિક પરિણામનો સ્વીકાર કરો.

"હે દેવિ! તું પ્રત્યેક વ્યક્તિમાં શાંતિરૂપે વસેલી છે; અને સર્વ વ્યક્તિઓમાં તું પવિત્રતારૂપે નિવાસ કરી રહી છે, એટલામાટે અમે તને નમસ્કાર કરીએ છીએ." આમ પ્રાર્થના કરવા સાથે તમારે એના સમસ્ત ભાવનો પણ સ્વીકાર કરવો જોઇએ. "હે ગાર્ગિ! જ્યાં જ્યાં આનંદનો પ્રસાર થયેલો હોય, ત્યાં ત્યાં તારો જ એક અંશ છે." આનો તમે પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેવો ઉપયોગ કરી શકો એમ છે. મારા સમક્ષ પ્રસરેલા આ પ્રકાશમાં તમે એક દીન મનુષ્યને એક સો રૂપિયા આપવાનો યત્ન કરો, એટલે એક અન્ય દીન મનુષ્ય તમારા નામને કલંક લગાડવાને તૈયાર થશે, પરંતુ તે ઉભયમાટે એ પ્રકાશ તો તેનો તે જ હોવાનો, એ ખાસ ધ્યાનમાં રાખવાયોગ્ય રહસ્ય છે. આ દ્વિતીય ભૂમિકા છે; અને તૃતીય ભૂમિકા એ છે કે, ઈશ્વર આ

નિઃસર્ગથી બાહ્ય પણ નથી અને નિઃસર્ગ-અંતર્ગત પણ નથી; કિન્તુ ઈશ્વર; નિઃસર્ગ, આત્મા અને જગત એ સર્વ એક જ અર્થને વ્યક્ત કરનારા પર્યાય શબ્દો છે. તમે કોઈ કાળે પણ બે વસ્તુઓનું દર્શન કરી શકો તેમ નથી; એ માત્ર તમારા આધ્યાત્મિક કિંવા ધાર્મિક શબ્દો જ છે કે જેમણે તમને ભ્રમમાં નાખી દીધા છે. તમે એમ જ માની બેઠા છો કે, તમે પોતે શરીર છો અને આત્મા પણ ધરાવો છો–એટલે કે, તમે શરીર પણ છો અને આત્મા પણ છો. પરંતુ એમ બની જ કેમ શકે વારુ? એનો તમારા પોતાના મનમાં જ તમે શોધ ચલાવવાનો યત્ન આદરો. જો તમારામાં કોઈ યોગી પુરુષ હોય, તો તે તો એમ જ ધારવાનો કે, તે પોતે ચૈતન્ય છે અને શરીરનો સર્વથા લોપ થએલો છે. એ જ પ્રમાણે એક સાધારણ બુદ્ધિનો મનુષ્ય પોતાને દેહ કિંવા શરીર જ માને છે અને તેની આત્મા વિશેની ભાવનાનો લોપ થએલો હોય છે; એ સર્વ માનીનતાનું કારણ એ છે કે, આત્મતત્ત્વવિદ્યામાં એવી કલ્પના અસ્તિત્વ ધરાવે છે કે, મનુષ્યને શરીર છે, આત્મા છે અને આ સર્વ વસ્તુઓનો તે ભોક્તા છે, અને તેથી તમે પણ એમ જ ધારો છો કે, એ સર્વ વસ્તુઓ એક સમયાવચ્છેદે ત્યાં રહેલી છે. પરંતુ વાસ્તવિકતાથી એમ નથી. સર્વ કાળમાં કિંવા એક કાળમાં એ એક જ વસ્તુ છે. જ્યારે તમે માયા વિશે વાર્તાલાપ કરતા હો, તે વેળાએ ઈશ્વરનું વિવેચન ન કરો–અર્થાત્ તેને ન જુઓ: તમે માત્ર પરિણામ અને પરિણામનું જ દર્શન કરો છો અને કારણનું લેશ માત્ર પણ નિરીક્ષણ કરી શકતા નથી;–પરંતુ જે ક્ષણે કારણનું તમે દર્શન કરશો કે તે ક્ષણે જ આ પરિણામનો સર્વથા લોપ થઈ જશે. ત્યારે એ વિશ્વ ક્યાં છે અને તેને કોણ હરી ગયું છે? નીચેનાં વાક્યોથી એ શંકાનું સારી રીતે સમાધાન થઈ શકે છે.

"હે ઋષીશ્વર! હે વિદ્વદ્વર્યો જે નિરાકાર છે, અનન્ત છે અને ત્રિગુણાતીત–સર્વ ગુણોથી અતીત–છે, તેવો બ્રહ્મ સમાધિમાં તમારા હૃદયમાં આવીને પ્રકાશશે."

"જ્યાં નિઃસર્ગ કિંવા પ્રકૃતિનાં સર્વ પરિવર્તનો સદાને માટે અટકી જાય છે, જે સર્વ વિચારોથી પર વિચાર છે, જેને વેદો વ્યક્ત કરે છે અને જેને આપણે અસ્તિત્વના નામથી ઓળખીએ છીએ તે અસ્તિત્વનું જે મૂળતત્ત્વ છે તેવો એ બ્રહ્મ સમાધિની અવસ્થામાં તમારા પોતાના આત્મામાં પોતાના મૂળ રૂપને વ્યક્ત કરશે!"

"સર્વ જન્મ અને મરણથી પર, અનંત, અનુપમ, સમસ્ત સૃષ્ટિ પ્રમાણે જળ–મહાપ્રલયમાં ડૂબેલો–જેની ઉપર પણ જળ, નીચે પણ જળ અને આસપાસ પણ જળનો જ સર્વત્ર વિસ્તાર થએલો છે–તેમ જ જે જળની સપાટીપર એક લહરી અથવા

તો એક તરંગ માત્રનો પણ સંભવ નથી; તે જળસંચય સર્વથા નિઃશબ્દ અને શાંત છે; તેમાંની સર્વ દશ્યતાનો નાશ થએલો છે; સર્વ યુદ્ધો અને વિવાદો તેમ જ–સાધુ તથા મૂર્ખ જનોના વિવાદો અને વાગ્યુદ્ધોનો સદાનેમાટે અવરોધ થયો છે; એ પ્રમાણેનો જ્યાં નીરવતામય વ્યવસાય છે, તેવો પરમબ્રહ્મ સમાધિની અવસ્થામાં તમારામાં પ્રકાશવા માંડશે !"

આપણે એ તો જોઈ અને જાણી ચૂકયા જ છીએ કે, એ બ્રહ્મ અથવા એ સત્તત્વ સર્વથા અજ્ઞાત અને અજ્ઞેય છે, પરંતુ તે જેવી રીતે અજ્ઞેયવાદીઓ (Agnostics) માને છે તેવીરીતે અજ્ઞાત અને અજ્ઞેય નથી એ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે. અજ્ઞેયવાદીઓની માનીનતા પ્રમાણે તેને અજ્ઞાત અને અજ્ઞેય માનવો એ તો તેની એક પ્રકારે નિર્ભર્ત્સના કરવા સમાન જ થવાનું; કારણ કે, તમે પોતે મૂળથી તે (બ્રહ્મ) જ છો. આપણે એ પણ જાણી ચૂક્યા છીએ કે, આ ટેબલ તે બ્રહ્મ નથી અને બીજી રીતે આ ટેબલ જ બ્રહ્મ છે. એનાં નામ અને રૂપનો લોપ કરી નાખો અને ત્યાર પછી જે મૂલતત્ત્વ અવશિષ્ટ રહે, તે તે જ છે–અર્થાત્ એ પ્રત્યેક વસ્તુમાં રહેલું મૂલતત્ત્વ છે–એ સારી રીતે લક્ષમાં રાખી લેવું જોઇએ.

"તું સ્ત્રીમાં છે, તું પુરુષમાં છે, તું તારુણ્યના વસંતમાં વિહરતા તરુણમાં છે, તું યષ્ટિના આધારે ચાલતા વૃદ્ધમાં છે, તું સર્વમાં સર્વરૂપે વિસ્તરેલો છે અને પ્રત્યેક વસ્તુમાં વસેલો છે–એટલામાટે તું તે જ હું છું અને હું તે જ તું છે." અદ્વૈતધર્મનો એ જ પરમ સિદ્ધાંત છે. હવે એ વિશે હું થોડુંક વિશેષ વિવેચન કરીશ. આમાં આપણે જોઇએ છીએ કે, વસ્તુઓના નિષ્કર્ષનું વિવેચન સમાયલું છે. આ તત્ત્વના સ્વીકારમાં જ આપણે ન્યાયતત્ત્વ અને પદાર્થવિજ્ઞાનનાં આક્રમણો થવા છતાં પણ તેમનો અવરોધ કરીને કેવી રીતે પોતાના દૃઢ સ્થાનને જાળવી શકીએ છીએ, એ વિશે તો આપણો દૃઢ નિશ્ચય થઈ જ ગયો છે. અંતે બુદ્ધિ કિંવા યુક્તિ અહીં જ પોતાનું દૃઢ આસન જમાવે છે; છતાં પણ ભારતવર્ષીય વેદાંતમતવાદી પોતાના પૂર્વ ધર્મ સિદ્ધાંતોને ધિક્કારતો નથી, કિન્તુ તે પશ્ચાદવલોકન કરીને તેમનો સત્કાર કરે છે–તેમને આશીર્વાદ આપે છે; કારણ કે, વેદાંતી સારી રીતે જાણે છે કે, તે સર્વ ધર્મમત સત્ય હતાં અને છે, માત્ર તેમને વિપરીત દૃષ્ટિથી જોવામાં આવ્યાં છે અને તેમનું વિવેચન વિપરીત પદ્ધતિથી કરાયલું છે અને તેથી જ તે સર્વ ધર્મસિદ્ધાંતો આટલા બધા વિપરીત ભાવને પ્રસારનારા થઈ પડ્યા છે. તે પણ એ જ વસ્તુઓ હતી, પરંતુ માત્ર તેમનું માયાના કાચમાંથી દર્શન કરવામાં આવ્યું હતું અને એથી તે ભલે વક્રતાને પ્રાપ્ત થએલી હોય,

છતાં સત્ય જ છે–સત્યવિના તે બીજું કાંઈ પણ નથી, એનો તો આપણે મુક્તકંઠે સ્વીકાર કરવો જ જોઇએ. તે જ ઈશ્વર કે જેને જ્ઞાનહીન મનુષ્યો નિસર્ગમાં નિહાળ્યો હતો, જેને અલ્પજ્ઞ મનુષ્યે સૃષ્ટિમાં રમતો જોયો હતો અને જેને યોગીઓ પોતાના આત્મા તથા સમસ્ત વિશ્વરૂપે અનુભવે છે તે ઈશ્વર તેનો તે જ છે અને એક જ છે–એ સત્ત્વ એક જ છે. કે જેને ભિન્ન ભિન્ન ભાવનાયુક્ત દૃષ્ટિથી જોવામાં આવે છે–માયાના દર્પણદ્વારા પૃથક્ પૃથક્ મનો તેને પૃથક્ પૃથક્ ભાવથી નિહાળે છે અને તેથી જ આ બધો ભેદભાવ ઉત્પન્ન થએલો છે. હવે એ વિષય આટલેથી જ અટકી જતો નથી કિન્તુ એક મનુષ્ય બીજા મનુષ્યને પણ પોતાની ભાવનાના પ્રદેશમાં તાણી લાવવાનો યત્ન કરે છે અને તેથી દિવસે દિવસે એ ભિન્નતા વૃદ્ધિગત જ થતી જાય છે. પદાર્થવિજ્ઞાન અને સાધારણ જ્ઞાનમાં શો ભેદ છે વારુ? તમે અનેક રાજમાર્ગોમાંના કોઈ એક વિશિષ્ટ માર્ગમાં જાઓ અને ત્યાં જો કાંઈ એવો જ બનાવ બન્યો હોય, તો તે વિશે ત્યાંના કોઈ સાધારણ અસભ્ય મનુષ્યોને તે વિશે પૂછો. એના ઉત્તરમાં દશમાંથી નવ મનુષ્ય તો એવું જ જણાવશે કે, કોઈ વેતાલ જ આ બધા ચક્રને ચલાવી રહ્યો છે. સાધારણ બુદ્ધિનો મનુષ્ય નિરંતર બાહ્ય ભ્રમતા આત્માઓ અને પિશાચો પાછળ ફર્યા કરે છે; કારણ કે, પરિણામથી ભિન્ન અને બાહ્ય પ્રદેશમાં જ તેનાં મૂળ કારણનો શોધ ચલાવવો એ અજ્ઞાનનો પરંપરાગત સ્વભાવ જ થઈ ગયો છે. જો કોઈ પાષાણ અચાનક ક્યાંકથી આવી પડ્યો હોય, તો તે અવશ્ય કોઈ પિશાચ કિંવા રાક્ષસે જ ફેંકેલો હોવો જોઇએ, એમ જ્ઞાનહીન પુરુષ તત્કાળ પોતાનો અભિપ્રાય દર્શાવે છે–અને પદાર્થ વિજ્ઞાનનો જ્ઞાતા એમ જ કહે છે કે એ પાષાણપતન થવું એ તો નિઃસર્ગનો એટલે કે ગુરુત્વાકર્ષણનો નિયમ જ છે.

સર્વત્ર પદાર્થવિજ્ઞાન અથવા જડવિજ્ઞાન અને ધર્મ વચ્ચે જે પરસ્પર યુદ્ધ ચાલી રહ્યું છે તે શું છે વારુ? ધર્મો એવાં વિવરણોથી બાધિત છે કે જે વિવેચનો બાહ્યતા-દર્શક છે–એટલે કે, એક દેવદૂત સૂર્યની દેખરેખ રાખનાર છે અને બીજો તેવો જ દેવદૂત ચન્દ્રની રક્ષા કરે છે અને તેને કાર્ય પ્રેરે છે ઇત્યાદિ; એ જ પ્રમાણે પ્રત્યેક પરિવર્તનનો કર્તા એક પિશાચ છે–એ સર્વ મૂળ વસ્તુથી તો ભિન્ન અને બાહ્ય જ હોય છે; હવે પદાર્થવિજ્ઞાનનો આશય એવો છે કે, અમુક વસ્તુના કારણને તે વસ્તુના પોતાના સ્વભાવમાંથી જ શોધી કઢાય છે. જેમ જેમ એ પદાર્થવિજ્ઞાન ધીમે ધીમે ઉન્નતિના માર્ગમાં આગળ વધતું જાય છે, તેમ તેમ દેવદૂત, પિશાચો અને રાક્ષસોના હસ્તમાંની સત્તા છીનવી લેવાતી જાય છે અને એથી અત્ર એ નિર્વિવાદ સિદ્ધ થાય

છે કે, અદ્વૈતધર્મ તે સર્વથી ઉત્કૃષ્ટતમ વિજ્ઞાનમૂલક ધર્મ છે એમાં તો લેશ માત્ર પણ સંશય નથી જ. આ સૃષ્ટિ કોઈ પણ બાહ્ય ઈશ્વરવડે રચાયલી નથી તેમ જ એ કોઈ બાહ્યશક્તિની કૃતિ પણ નથી; કિંતુ આ સૃષ્ટિ સ્વયમુદ્ભૂત, સ્વયં નિયંત્રિત અને સ્વયં વ્યક્ત છે, અનંત અસ્તિત્વ છે—એ તે બ્રહ્મ છે; 'तत्त्वमसि' 'હે શ્વેતકેતો! તે તું જ છે!' આ સર્વ પ્રમાણોનું નિરીક્ષણ અને પરીક્ષણ કરીને તમે જોઈ તેમ જ વિચારી શકશો કે, માત્ર એ અને એ જ વિજ્ઞાનમૂલક ધર્મ થઈ શકે એમ છે; અન્ય કોઈ પણ ધર્મમાં વિજ્ઞાનમૂલક અને સર્વમાન્ય ધર્મ થવાની યોગ્યતા કિંવા શક્તિ છે જ નહિ અને હવે પછી થવાની પણ નથી. સાંપ્રત સમયમાં વર્તમાન અર્ધશિક્ષિત ભારતવર્ષમાં પ્રતિદિવસ પદાર્થવિજ્ઞાન વિશે જે જે પ્રલાપો ચાલી રહ્યા છે અને બુદ્ધિવાદ તથા યુક્તિવાદ વિશે ચાલતી વાર્ત્તાઓ મારા સાંભળવામાં આવ્યા કરે છે તે સર્વને જોતાં અને સાંભળતાં મને એવી આશા છે કે, આ સવ ભાવનાઓને સાથે લઈને તમે સર્વ આગળ વધીને અદ્વૈતવાદી થવાની હિંમત બતાવશો જ, તેમ જ બુદ્ધના નિમ્નલિખિત શબ્દોમાં સમસ્ત વિશ્વને ઉપદેશ આપવાનું સાહસ કરશો જ કે, "અનેકના હિતમાટે અને અનેકના સુખમાટે!" જો તમે એ પ્રમાણેની કૃતિ નહિ કરો, તો હું તમને ભીરુ અને નિર્માલ્ય જ સમજીશ. જો તમે એ કાર્ય ન કરી શકો અને તમારી ભીરુતા તથા નિર્માલ્યતાની સત્તા અવિચલ રહે, તો; અને ભય જ તમારી ક્ષમા યાચના હોય તો પછી એ જ સ્વતંત્રતા તમે બીજાઓને પણ આપો. દીન મૂર્ત્તિપૂજકને વિચ્છિન્ન કરવાનો પ્રયત્ન કરો નહિ, તેને પિશાચ કિંવા પશુના નામથી બોલાવવાનો યત્ન ન આદરો અને જે લોકો તમારા મતને સર્વ પ્રકારે મળતા નથી થતા તેવા લોકોને તમારી માનીનતા પ્રમાણે ચાલવાનો કૃપા કરીને ઉપદેશ ન કરો; પ્રથમ એ જ જાણી લ્યો કે, તમે પોતે જ ભીરુ અને નિર્માલ્ય છે અને જ્યારે સમાજના ભયથી તથા તમારી પોતાની પુરાતન અતિશ્રદ્ધા કિંવા અંધશ્રદ્ધાના ભયથી તમે આટલા બધા ભયભીત થઈ જાઓ છો, ત્યારે તે બિચારા જ્ઞાનહીન, અશિક્ષિત અને અસભ્ય જનો પોતાની અંધશ્રદ્ધાથી કેટલા બધા વિશેષ પ્રમાણમાં ભયભીત અને બદ્ધ થઈ જતા હશે એનો શાંતિથી વિચાર કરવો એ તમારું મુખ્ય કર્ત્તવ્ય છે. આ પ્રમાણેના વિવેક કરવો એ જ અદ્વૈતવાદીની સ્થિતિ છે. બીજાઓ પ્રતિ સદ્ભાવ રાખો—બીજાઓપર દયા રાખો. મારી તો એવી જ પ્રાર્થના છે કે, આજે જ સમસ્ત વિશ્વ અદ્વૈતવાદી બની જાય અને તે પણ માત્ર સિદ્ધાંતને માનવામાં જ, નહિ કિન્તુ સાક્ષાત્કારમાં પણ પૂર્ણ અદ્વૈતાનુભવી થાય! પરંતુ જો એમ ન બની શકે, તો એથી ઊતરતા બીજા માર્ગનો આપણે સ્વીકાર કરવો

જોઈએ–સર્વને તેમના હાથ ઝાલીને નિત્ય એક એક પગલાના હિસાબથી તેમની ગતિના પ્રમાણમાં તેમને જ્ઞાનના પ્રદેશમાં આગળ લઈ જાઓ અને એ જાણી રાખો કે, ભારતવર્ષમાંના સર્વ ધાર્મિક ઉત્કર્ષમાંનું પ્રત્યેક ચરણ ઉન્નતિકારક જ થએલું છે. એ અશુભમાંથી શુભ નથી થયું કિન્તુ શુભમાંથી શુભતર જ થએલું છે અને તે શુભતરમાંથી શુભતમ થવું જોઇએ.

વેદાંત કિંવા અદ્વૈતમત સાથેના નૈતિક સંબંધ વિશે વળી કાંઇક વિશેષ ટીકા કરવામાં આવે છે. આપણા વિદ્યાર્થીઓ આજકાલ પ્રસન્નવદનથી એમ બોલે છે કે, તેમને કેટલાક લોકો કહે છે કે,–એ કહેનારા કોણ છે તે તો પરમાત્મા જાણે–'અદ્વૈતવાદીઓ તો સર્વ જનને અનીતિમાન્ અને અસભ્ય જ બનાવી નાખવાના છે; કારણ કે, તો અદ્વૈતવાદીઓના અભિપ્રાય પ્રમાણે જો આપણે સર્વ એક જ હોઇએ અને ઇશ્વર હોઇએ તો પછી એ તો સિદ્ધ જ છે કે, આપણને નીતિમાન્ બનીને નીતિતત્ત્વોનું પાલન કરવાની કશી પણ અગત્ય નથી જ;' પ્રથમ તો એ તર્કવાદ માત્ર નરપશુ કિંવા અસભ્ય જંગલીઓનો જ છે કે જેઓ માત્ર પ્રતોદના પ્રહારથી જ શાંત રહી શકે છે. જો તમે એવા નરપશુ અથવા અસભ્ય જંગલી હો, તો એવા પશુતુલ્ય માનવ્ય જીવનના ભારને વહેવા કરતાં આ ક્ષણે જ આત્મહત્યા કરીને મરી જાઓ એ જ તમારામાટે અધિક લાભાવહ છે; કારણ કે, જ્યાં પ્રતોદ (ચાબૂક) નો અભાવ થયો કે તમો સર્વ તે ક્ષણે જ રાક્ષસવૃત્તિને ધારણ કરવા માંડશો, એનો મહાભારત ભય રહ્યા કરે છે. જો તમારી ખરેખરી આવી જ અવસ્થા હોય, તો તો જેમ બને તેમ વિલંબ વિના જ તમારો વધ થવો જોઇએ, કારણ કે, એ વિના તમારા હિતનો અને મોક્ષનો અન્ય કોઈ ઉપાય જ નથી; એ પ્રતોદ અને યષ્ટિના પ્રહારતળે જ તમારે પોતાનું જીવન ગાળવું–મોક્ષ કિંવા મુક્તાવસ્થા તમારા માટે નથી. બીજી રીતે માત્ર એ અદ્વૈતવાદ જ નીતિમત્તાનું પૂર્ણ શિક્ષણ આપે છે. પ્રત્યેક ધર્મનો એ જ ઉપદેશ હોય છે કે–અથવા પ્રત્યેક ધર્મ નીતિના એ તત્ત્વનું જ પ્રતિપાદન કરે છે કે, બીજાઓનું હિત કરો, સ્વાર્થરહિત થાઓ અને પરમાર્થનું અવલંબન કરો; પણ એ સર્વ શામાટે? કારણ કે, કોઈ ઇશ્વરની એવી આજ્ઞા થએલી છે. પણ હું કહીશ કે તે–ઇશ્વર–મારામાટે નથી. વળી કોઈ એમ કહે છે કે, કેટલાક ધર્મગ્રંથોમાં એવી આજ્ઞા કરેલી છે; એટલે હું કહીશ કે, ધર્મગ્રંથો ભલેને ગમે તેવી આજ્ઞાઓ કરે, પણ આપણે તો એવી આજ્ઞાને કશી પણ ગણનામાં ગણતા નથી. જો કેટલાકો એ આજ્ઞા પ્રમાણે વર્તે છે, તો તેમાં તેમનો પોતાનો જ સ્વાર્થ વિશેષતાથી સમાયલો હોય છે–જગતમાં આર્ય

કાલ તો એ જ નીતિ થઈ પડી છે—સારાંશ કે, બહુ ભાગ તો એ નીતિને પાળનારો જ જોવામાં આવે છે. પરંતુ પ્રશ્ન એ છે કે મારે નીતિમાન્ થવું જ જોઇએ એનું મૂળ કારણ શું? જ્યાં સુધી એ નીતિના તત્ત્વને તમે સારી રીતે જાણી નહિ લ્યો ત્યાં સુધી આ પ્રશ્નનું ઉત્તર તમારાથી કદાપિ આપી શકાય તેમ છે જ નહિ.

"જે મનુષ્ય પ્રત્યેક વ્યક્તિનું પોતાના આત્મામાં દર્શન કરે છે અને પોતાના આત્માનો અન્ય સર્વમાં વિસ્તાર થએલો જોઈ શકે છે—અર્થાત્ એવી રીતે એક જ ઈશ્વરને એક જ અવસ્થામાં સર્વત્ર નિવાસ કરતો જોવાથી યોગી એ પછી આત્મા-વડે આત્માને હણતો નથી!" અદ્વૈતદ્વારા એ તત્ત્વને સારી રીતે જાણી લ્યો કે, તમે કોઇને પણ દુઃખ પહોંચાડો, તો તે તમે પોતાને જ દુઃખી કરો છો; કારણ કે, તે સર્વ તમે પોતે જ છો. તમે ભલે જાણતા હો કે ન જાણતા હો, પરંતુ સર્વ હસ્તો-દ્વારા તમે કર્મ કર્યા કરો છો, સર્વના ચરણમાં તમારી ગતિ થયા કરે છે, રાજસદ-નમાં વૈભવ ભોગવતા રાજા પણ તમે જ છો અને માર્ગમાં આથડતા દુઃખી જીવન-ધારી ભિક્ષુક પણ તમે જ છો, અજ્ઞાન મનુષ્યમાં પણ તમે જ વ્યાપેલા છો અને વિદ્વાન્‌માં પણ તમારો જ નિવાસ છે, તેમ જ નિર્બળ મનુષ્યમાં પણ તમે વસેલા છો અને સબળમાં પણ તમારો નિવાસ છે—આ તત્ત્વને જાણી લ્યો અને સર્વ પ્રતિ અનુકંપા રાખતા રહો. આપણે બીજાને હાનિ ન પહોંચાડવી જોઇએ, એનું ખરું કિંવા વાસ્તવિક કારણ એ જ છે. મને જો નિરંતર એકાદશીવ્રત પાળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય, તોપણ હું તેની દરકાર કરતો નથી એનું પણ કારણ એ જ છે કે, જે સમયે મારા ઉદરમાં ક્ષુધાનું સામ્રાજ્ય વ્યાપેલું હોય તે જ સમયે બીજા લક્ષાવધિ મુખો નાના પ્રકારનાં ભોજન ખાતાં હોય છે અને તે સર્વ મારાં મુખો હોવાથી મારી ક્ષુધાની એટલી બધી ચિંતા મને હોતી નથી. એ સર્વ કારણોથી મારું શું થાય છે અને શું થવાનું છે એની ચિંતા રાખવાનું મને કશું પણ પ્રયોજન હોતું નથી; કારણ કે, સમસ્ત સૃષ્ટિ મારી પોતાની જ છે. અર્થાત્ હું તો સદાસર્વદા આનંદનો જ ઉપભોગ લીધા કરું છું; અને મને તથા આ સૃષ્ટિને કોણ સંહારી શકે એમ છે વારુ? આ ભાવથી માત્ર અદ્વૈત જ નીતિમત્તા છે એ કોઈ પણ જાણી શકે એમ છે. અન્ય ધર્મો નીતિનો ઉપદેશ તો કરે છે પણ તેના કારણને વ્યક્ત કરી શકતા નથી. નીતિના અવલંબનનું સત્ય કારણ આ છે અને તેનું વિવેચન આ પ્રમાણે છે.

એવો કદાચિત્ કોઈ પ્રશ્ન કરશે કે, આ સર્વનું તાત્પર્ય શું? એથી લાભ શો? લાભ એ જ કે, પ્રથમ આ શબ્દો સાંભળવામાં આવે છે—श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः

તમે સમસ્ત વિશ્વપર અજ્ઞાનનિદ્રાનું આવરણ નાખી દીધું છે, તેને પાછું ખેંચી લ્યો અને મનુષ્યજાતિપ્રતિ નિર્બળતાના શબ્દો અને વિચારોને ન પ્રેરો. એ તમે સારી રીતે જાણી રાખો કે 'નિર્બળતા' એ માત્ર એક શબ્દમાં જ સર્વ પાપો અને કુકૃત્યોનો સમાવેશ થએલો છે. સર્વ કુકૃત્યો કિંવા દુષ્કર્મોમાં જે મુખ્ય પ્રગતિકારક સત્તા રહેલી છે તે નિર્બળતા જ છે; સર્વ દુરાચરણોમાંની પ્રમુખ સત્તા પણ એ નિર્બળતા જ છે; મનુષ્યને જે ન કરવા જેવું કાર્ય હોય તે કાર્ય કરવામાં પ્રેરનારી પણ એ દુર્બળતા જ છે ને મનુષ્યનું જે સત્ સ્વરૂપ નથી તે સ્વરૂપમાં મનુષ્યને વ્યક્ત થવાની ઉશ્કેરણી કરનારી એ દુર્બળતા જ છે. એટલામાટે મનુષ્ય પોતે કોણ છે અને શું છે, એનું સર્વને સમાન જ્ઞાન થવા દો અને તેઓ પોતે કોણ છે અને શું છે, એ વિશેના સત્ય તત્ત્વને તેમનાં શ્રવણોમાં રેડતા રહો. 'સોઽહમ્' એ તત્ત્વનું તેમની માતાના સ્તનપાન સાથે પાન કરવા દો અને 'હું તે જ છું, હું તે જ છું' એ મહાશક્તિકર *ભાવનાની પ્રત્યેકના હૃદયમાં જન્મથી જ દઢીભૂતતા થવા દો.* એ વિશે એ પછી તેમને એકતાનતાથી વિચાર કરવા દો અને જુઓ કે, એ વિચારમાંથી અને એ પરિપકવ અંતઃકરણમાંથી વિશ્વે કોઈ કાળે પણ નહિ જોયાં કે નહિ અનુભવ્યાં હોય એવાં અલૌકિક કર્મો દૃષ્ટિગોચર થવા માંડશે. એથી બીજું વધારે શુભ પરિણામ કયું હોઈ શકે વારુ? હા—પણ કેટલાકો એવો આક્ષેપ કરે છે કે, અદ્વૈતવાદ એક એવો ધર્મ છે કે, જેની વ્યવહારમાં યોજના કરી શકાય તેમ નથી અર્થાત્ તે અપ્રયુજ્ય છે—એ ધર્મ પોતાને અદ્યાપિ નિઃસર્ગ કિંવા જડ ભૂમિકામાં વ્યક્ત કરતો નથી. કેટલેક અંશે આ આક્ષેપ કદાચિત્ સત્ય માની શકાય એમ છે; કારણ કે, વેદોના નિમ્ન લિખિત વચનનું સ્મરણ કરો—

"ओमित्येकाक्षरं ब्रह्म ओमित्येकाक्षरं परम्"।

એનો ભાવાર્થ એવો થાય છે કે;—"ૐ એ એક અક્ષર ગહન ગુહ્ય છે; અને ૐ એ એક અક્ષર જ મહત્તમ જ્ઞાન છે—જે એ ૐના રહસ્યને જાણે છે તેને સ્વેચ્છાનુસાર વસ્તુની પ્રાપ્તિ થઈ શકે છે."

એટલામાટે પ્રથમ એ ૐ ના રહસ્યને જાણી લ્યો—એ રહસ્ય એ છે કે, તમે પોતે જ ૐ છો તેમ જ એ '*तत्त्वमसि*'ના રહસ્યને પણ જાણી લ્યો; એ રહસ્ય જાણી લેશો, ત્યારે જ માત્ર જે વસ્તુપ્રાપ્તિની તમારી ઇચ્છા હશે, તે વસ્તુ તત્કાળ આવીને તમારા સમક્ષ ઉપસ્થિત થશે. જો જડતાથી જ તમારી મહાન્ થવાની ઇચ્છા હોય તો, એ વિશ્વાસપૂર્વક માની લ્યો કે, તમે મહાન્ છો જ. હું કદાચિત્ એક લઘુ બુદ્બુદ હોઉં

અને તમે એક પર્વત સમાન ઉન્નત તરંગ હો, છતાં એ તો તમારે જાણવું જ જોઇએ કે, આપણી ઉત્પત્તિનું મૂળ સ્થાન તો અનંત મહાસાગર જ છે–અનંત ઈશ્વર આપણી શક્તિ અને આપણા પ્રભાવનો ભંડાર છે, તેમાંથી આપણને જોઇએ તેટલી શક્તિ આપણે ખેંચી શકીએ છીએ. 'તમે અને હું બન્ને બુદ્‌બુદ અને મહાન્ તરંગ હોવા છતાં મૂળ એક જ છીએ. એટલામાટે તમે તમારા પોતામાં શ્રદ્ધા રાખો. અદ્વૈતનું રહસ્ય કિંવા ગુપ્ત તત્ત્વ એ જ છે કે, સર્વથી પ્રથમ આત્મશ્રદ્ધ થાઓ અને ત્યાર પછી બીજી કોઇ પણ વસ્તુમાં શ્રદ્ધા રાખો. જગતના ઇતિહાસમાં એ જ તત્ત્વને તમે સર્વત્ર વ્યાપક જોઈ શકશો કે, જે રાષ્ટ્રોએ પોતામાં–નિજ આત્મામાં–દૃઢ શ્રદ્ધા રાખેલી છે, તે જ રાષ્ટ્રો કેવળ મહાન્ બળવાન્ થએલાં છે. પ્રત્યેક રાષ્ટ્રના ઇતિહાસમાં તમે સદાસર્વદા એમ જ જોઈ શકશો કે, જે વ્યક્તિઓએ આત્મશ્રદ્ધા રાખેલી છે, તેઓ જ મહાન્ અને બળવાન્ થવાનાં ઉદાહરણ આપણને મળી આવે છે–અન્યને એવી મહત્તા અને બળવત્તા પ્રાપ્ત થઈ શકી નથી. અહીં ભારતવર્ષમાં એક સાધારણ ઇંગ્લિશમૅન્ આવ્યો હતો કે જે માત્ર એક સાધારણ કારકૂન હતો અને તેણે ધનના અભાવે તેમ જ બીજાં કેટલાંક કારણોને લીધે બબ્બેવાર આત્મહત્યા કરીને મરી જવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ જ્યારે બન્ને વાર તેના આત્મહત્યાના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા ત્યારે તેનો એવો દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો કે, 'હું અવશ્ય મહાન્ કૃત્યો કરવાને જ અવતર્યો છું!' અને એવી શ્રદ્ધા થતાં અંતે તે સાધારણ કારકૂન આ બ્રિટિશ્ રાજ્યના પાયાને હિન્દુસ્તાનમાં મજબૂત કરનાર લૉર્ડ ક્લાઇવના નામથી પ્રકાશમાં આવ્યો હતો, એ ઇતિહાસના જ્ઞાતાઓથી અજ્ઞાત નથી જ. જો એ લૉર્ડ ક્લાઇવે માત્ર પાદરીઓના કહેવામાં જ વિશ્વાસ રાખ્યો હોત ને તે પોતાના સમસ્ત જીવનમાં એવો જ પોકાર કરતો રહ્યો હોત કે, 'હે ઈશ્વર! હું નિર્બળ છું અને હું નીચ છું–અધમ છું!' તો તેની શી અવસ્થા થઈ હોત વારુ? તેણે અવશ્ય હિંદુસ્તાનમાં ગવર્નર જનરલની પદવી મેળવવાને બદલે ગાંડાઓની હૉસ્પિટલમાં કોઈ ગાંડાનું સ્થાન જ મેળવ્યું હોત! એ ધર્મગુરુઓએ પોતાના ઉન્માદપૂર્ણ શિક્ષણથી તમને ગાંડા બનાવી નાખ્યા છે. મનુષ્યજાતિને અધમતાના ખાડામાં નાખનારા એ અસત્ અને દૂષણીય શિક્ષણનાં અયોગ્ય અને તિરસ્કરણીય પરિણામો મેં સમસ્ત વિશ્વમાં પ્રસરેલાં જોયાં છે અને એ શિક્ષણ મનુષ્યજાતિવિનાશક છે એવો પ્રત્યક્ષ અનુભવ કર્યો છે. આપણાં બાળકો આવા દૂષિત શિક્ષણના વાતાવરણમાં ઊછરીને મોટાં થાય છે એટલે પછી તેઓ અત્યારે છે તેવા અર્ધોન્મત્ત થઈ જાય, એમાં આશ્ચર્ય શું હોઈ શકે વારુ? તેઓ પ્રમાદી થવાં જ જોઇએ.

આ અદ્વૈતનો વ્યાવહારિક પક્ષ છે. એટલામાટે તમે આત્મશ્રદ્ધા રાખો. જો તમારી જડદ્રવ્ય મેળવવાની ઇચ્છા હોય, તો તેમાટેનો પ્રયત્ન કરો એટલે પોતાની મેળે જ તે દ્રવ્ય આવીને તમને પ્રાપ્ત થશે. જો તમારી બુદ્ધિમાન્ થવાની ભાવના હોય, તો બુદ્ધિના ક્ષેત્રમાં પ્રયત્ન આદરો એટલે તમે અવશ્ય વિરાટ્ વિદ્વાન્ અને બુદ્ધિમાન થશો જ. તેમ જ જો તમારી મોક્ષ મેળવવાની જ ઇચ્છા હોય, તો આધ્યાત્મિક માર્ગમાં ગમન કરો એટલે તમે પોતે જ દેવ કિંવા ઈશ્વર થશો. 'આનંદમય નિર્વાણના પ્રદેશમાં પ્રવેશ કરો!' જે ન્યૂનતા અદ્વૈતમાં હતી તે અહીં જ હતી અને તે એ કે, અત્યાર લગી અદ્વૈતનો ઉપદેશ કેવળ આધ્યાત્મિક તત્ત્વને અનુસરીને જ આપવામાં આવતો હતો અને એમાં જ તેની પરિસમાપ્તિ થતી હતી; પણ અત્યારે એવો સમય આવી લાગ્યો છે કે, તમે એ સમયમાં એનો વ્યવહારમાં પણ ઉપયોગ કરી શકો એમ છે. હવે અદ્વૈત એક રહસ્ય કિંવા ગુહ્ય તરીકે રહી શકે તેમ નથી, હવે એ હિમાલયમાંના અરણ્યવાસી કે ગુહાનિવાસી યોગી અને ઋષિ મુનિઓની સંપત્તિ તરીકે પણ રહી શકે તેમ નથી; એ અદ્વૈતે હવે મનુષ્યોના પ્રતિ દિવસના જીવનના વ્યવહારમાં આવવું જ જોઈએ એવો સમય હવે આવી લાગ્યો છે; એ રાજાના મહાલયમાં વ્યવહારમાં આવશે, યોગીની ગુહામાં પણ એનો વ્યવહાર થશે, કંગાળ માણસોનાં ઝૂપડાંમાં પણ એનો પ્રચાર થશે અને માર્ગોમાં ભટકતા ભિક્ષુકનો પણ એ જ આધાર થશે અર્થાત્ ગમે તે સ્થળે અને સર્વ સ્થળે વ્યવહારમાં અદ્વૈતની યોજના થશે. ગીતાનું એવું વચન છે કે;—"**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्**" એટલે કે, 'એ ધર્મનો સ્વલ્પ અંશ પણ મનુષ્યનું મહાન્ ભયથી સંરક્ષણ કરે છે.' એટલામાટે જો તમે એક સ્ત્રી હો, શૂદ્ર હો અથવા ગમે તે હો, તોપણ તમારે ભય રાખવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે કે, એ ધર્મ એટલો બધો મહાન્ છે કે તેનો થોડો પણ આશ્રય લેવામાં આવ્યો હોય, તો તે સ્વલ્પાંશ પણ અત્યંત શુભ પરિણામકારક થઈ પડે છે. એટલામાટે હે આર્યનાં સંતાનો! આલસ્યમાં નિમગ્ન થઈને બેસી ન રહો, જાગૃત થાઓ, ઊઠો અને જ્યાં સુધી ઉદ્દિષ્ટ વસ્તુની ઉપલબ્ધિ થઈ ન હોય ત્યાં સુધી અખંડ કાર્યરત રહો! એ અદ્વૈતને વ્યાવહારિક બનાવવાનો સમય હવે આવી પહોંચ્યો છે. આશે—ત્યારે એને આપણે સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં કિંવા આકાશમાંથી પૃથ્વીપટપર લાવી મૂકીએ—એ જ વર્ત્તમાન કાળનો કર્તવ્યવિભાગ છે. પુરાતન સમયના આપણા પૂર્વજોના પ્રમાદો આપણને અહીં જ ઊભા રહેવાની અથવા અટકવાની આજ્ઞા કરે છે. તમારા શિક્ષણને અથવા ઉપદેશોને તેઓ જ્યાં સૂધી વિશ્વમાં વ્યાપી જાય, સમાજના પ્રત્યેક

અંગમાં પ્રવિષ્ટ થઈ જાય, પ્રત્યેક મનુષ્યની એ સર્વસાધારણ સંપત્તિરૂપ બની જાય, તે આપણા જીવનના એક અંશ અને તદાત્મરૂપ થાય અને આપણી પ્રત્યેક શિરામાં તેનો સંચાર થતાં આપણા રક્તપ્રવાહના પ્રત્યેક બિન્દુમાં તેનો પ્રસાર થઈ જાય ત્યાં લગી વધારે અને વધારે નીચે ઊતરવા દો. તમે કદાચિત્ મારું આ વચન સાંભળીને આશ્ચર્યચકિત થશો, તો પણ સત્યને અવલંબીને મારે કહેવું જ જોઇએ કે, વ્યાવહારિક વેદાંતી તરીકે આપણા કરતાં યૂરોપીયનો ઘણા જ સારા અને અનુકરણીય છે. ન્યૂયૉર્કના સમુદ્રતીરે હું નિત્ય જઇને ઊભો રહેતો હતો અને ત્યાં અનેક ભિન્ન ભિન્ન દેશોમાંથી નવીન આગત મનુષ્યોને હું જોયા કરતો હતો–એમાંના ઘણાખરા હણાયલા, દુઃખથી દબાયલા, નિરાશ થએલા, જેમની પાસે કપડાંની એક ન્હાની ગાંસડી વિના બીજું કાંઇ પણ ન હોય, એવા ફાટેલાં વસ્ત્રોવાળા, જેમની મુખમુદ્રાને જોતાં જેમને મનુષ્ય જ ન કહી શકાય એવા અને જો કોઈ પોલીસમૅનને જુએ તો ભયભીત થઇને ફૂટપાથની બીજી બાજૂએ ન્હાસી જાય એવા જ માણસો જોવામાં આવતા હતા; પણ અહીં તમારે સ્મરણમાં રાખવું જોઇએ કે, ૭ માસ પછી એ જ મનુષ્યો માર્ગમાં અકડાઇથી ચાલતા, સારાં વસ્ત્રોમાં સજ્જિત થએલા, તેજસ્વી અને દેખાવડા થઇને માર્ગોમાં ફરતા જોવામાં આવતા હતા, ત્યારે અવસ્થાનું એ રૂપાન્તર કરનારી શી વસ્તુ છે વારુ? ધારો કે, એમાંનો એક મનુષ્ય આર્મીનીયામાંથી અથવા તો એવાજ અન્ય કોઈ સ્થાનમાંથી આવેલો છે કે જ્યાં તેના મનુષ્યત્વનો સર્વથા નાશ થએલો હતો અને તે કીડી પ્રમાણે દબાઈ ગયો હતો–જ્યાં તેને પ્રત્યેક મનુષ્ય જન્મદાસ–ગુલામ–ના નામથી જ બોલાવતો હતો, તેને સર્વ તેના સમસ્ત જીવન પર્યન્ત એવી અધમ અવસ્થામાં પડી રહેવાનો જ ઉપદેશ આપતા હતા અને એથી વિરુદ્ધ જો તે જરા પણ હીલચાલ કરે તો તેઓ તેને ચાંચડની પેઠે ચોળી નાખે એવો જ સંભવ હતો. ત્યાંનો પ્રત્યેક પુરુષ તેને એમ જ કહેતો હતો કે;–"ગુલામ! તું ગુલામ છે, માટે અમારાથી ચાર હાથ દૂર જ ઊભો રહે. તું નિરાશ ઉત્પન્ન થયો હતો માટે સુખની આશા વિના નિરાશામાં જ તારું જીવન વીતાડ!" એટલું જ નહિ પણ તેની આસપાસ વિસ્તરેલા વાતાવરણમાંથી પણ એવો જ ધ્વનિ નીકળ્યા કરતો કે;–"તારામાટે કોઈ પણ પ્રકારની આશા છે જ નહિ–તું તો નિરાશ અને ગુલામનો ગુલામ જ રહે!" સારાંશ કે ત્યાંનો કોઈ પણ બળવાન મનુષ્ય એના જીવનની ધૂળધાણી કરવાને કમર કસીને તૈયાર થતો હતો અને ક્યાંય એના માટે આરામનું સ્થળ નહોતું; પરંતુ જ્યારે એ જ મનુષ્ય ન્યૂયૉર્કની ભૂમિમાં આવી ઉતર્યો એટલે માર્ગમાં તેને એક ગૃહસ્થ મળ્યો કે જેણે ઘણો જ સારો અને કીમતી પોશાક

પહેર્યો હતો, છતાં તેણે પેલા ફાટેલાં લુગડાંવાળા માણસના હાથમાં હાથ મેળવીને પોતાની મનુષ્ય તરીકેની સહાનુભૂતિ પ્રકટ કરી; એક મૂલ્યવાન્ વસ્ત્રધારી હતો અને બીજો છિન્નવસ્ત્રધારી હતો, પણ એથી મનુષ્યતામાં કોઈ પણ પ્રકારનો ભેદ કિંવા નીચ ઉચ્ચભાવ ત્યાં થયો નહિ. તે નવીન આગત દીન પ્રવાસી ચાર ડગલાં આગળ ચાલ્યો અને ત્યાં એક ઉપાહારગૃહ તેના જોવામાં આવ્યું. એ ઉપાહારગૃહમાં તે ગયો તે વેળાએ ત્યાં કેટલાક ગૃહસ્થો નાસ્તો કરતા બેઠા હતા અને તે જ ટેબલના એક ખૂણાપર જમવા બેસવામાટે તેને પણ આગ્રહ કરવામાં આવ્યો. તે જેમ જેમ નગરમાં વધારે પરિચય મેળવતો ગયો તેમ તેમ તેનો એવો નિશ્ચય થતો ગયો કે, તેને નવીન જીવન પ્રાપ્ત થએલું છે અને તે મનુષ્યોના સમુદાયમાં એક મનુષ્ય તરીકે ઓળખાવા લાગ્યો છે. તે વૉશિંગ્ટન્ પાસે ગયો અને ત્યાં યૂનાઇટેડ્ સ્ટેટ્સ્‌ના અધ્યક્ષ સાથે પણ તેણે હાથ મેળવ્યો. તેમ જ ત્યાં દૂર દૂરનાં ગ્રામોમાંના અનેક કૃષિકારો તથા બીજા મલિનવસ્ત્રધારી મનુષ્યોને આવતા અને અધ્યક્ષ સાથે હાથ મેળવતા જોઇને તેના હૃદયમાં નવીન ચૈતન્યનો સંચાર થયો. તેના હૃદયપરથી માયાનું આવરણ દૂર થઈ ગયું. જે ગુલામગિરી અને દુર્બળતાની ભ્રમનિદ્રામાં પડેલો હોય તે જ્યારે પુનઃ એકવાર જાગૃત થાય છે, ઊઠે છે અને પોતાને મનુષ્યોના વિશ્વમાં એક મનુષ્ય તરીકે નિહાળે છે, એટલે તે બ્રહ્મ છે. આપણા આ દેશમાં–વેદાંતની પવિત્ર જન્મભૂમિમાં–ના જનસમૂહો યુગોથી એવી ભ્રમાવસ્થામાં નિદ્રિત થઈ ગયા છે. તેમને સ્પર્શ કરવો એ પણ દૂષણ છે! અને તેમની સાથે બેસવું એ પણ કલંક છે! તમે નિરાશ જન્મ્યા હતા, એટલે નિરાશના નિરાશ જ રહો; એ તત્ત્વનું પરિણામ એ થયું છે કે, તેઓ અવનતિના ખાડામાં ડૂબતા ગયા છે અને અત્યારે મનુષ્યજાતિને જે અત્યંત અંતિમ દુર્દશા પ્રાપ્ત થવાનો સંભવ હોય છે તે દુર્દશાના દેશના મધ્યભાગમાં તેઓ આવી લાગ્યા છે. કારણ કે, જગતમાં એવો બીજો કયો દેશ છે કે, જે દેશના મનુષ્યો ઢોરો સાથે રાત્રે સૂઈ જતા હોય? અત્યારે એવો દેશ–દુર્દશાગત દેશ તે માત્ર આ દુર્ભાગી ભારતવર્ષ જ છે; આ દેશના લોકો જ રાત્રે આનંદથી ઢોરોની સાથે દુર્ગંધિમય તૃણશય્યામાં સૂઈ રહે છે; પરંતુ એ નીચતાના દોષનો કૃપા કરીને બીજા કોઈના શિરપર આરોપ કરશો નહિ–અજ્ઞાનજનો જેવો પ્રમાદ કરે છે તેવા પ્રમાદના ભાગી થશો નહિ. આપણી એ અવનતિમાટે આપણે પોતે જ જવાબદાર છીએ; કારણ કે, જેમ એનું પરિણામ અત્યારે આપણે ભોગવીએ છીએ તેમ જ એનું કારણ પણ આપણામાં જ રહેલું છે. એટલામાટે ઊભા થાઓ, સાહસને ધારણ કરો અને એ દોષને તમારા પોતાના માથા-

પર જ ઉપાડી લ્યો. એ દોષના છાંટા બીજાઓના શરીરપર ઉડાડવાનો ધંધો ન કરો કારણ કે, અત્યારે અવનતિનાં જે કાંઈ દુઃખો તમે ભોગવો છો, તેના માત્ર તમે પોતે એકલા જ કારણ છો, એ તમારે નિશ્ચયપૂર્વક જાણવું.

લાહોરના તરુણ પુરુષો ! આ તત્ત્વને સારી પેઠે સમજી લ્યો અને જાણો કે, આ આનુવંશીય અને રાષ્ટ્રીય મહત્ પાપનો સર્વ ભાર તમારા એકલાના માથાપર જ રહેલો છે. જ્યાં સુધી આપણા પોતાના એ દોષનું આપણે નિવારણ ન કરીએ ત્યાં સુધી આપણી ઉન્નતિની કશી પણ આશા નથી. તમે ભલે સહાસ્રાવધિ સમાજોની સ્થાપના કરો, વીસહજાર રાજકીય સંસ્થાઓને ખુલ્લી મૂકો અને પચાસહજાર વિદ્યાશાળાઓને ઊઘાડો, પરંતુ એ આંતરિક દોષના દમનવિના એ સર્વ નિરુપયોગી છે—જ્યાં સુધી તમારામાં સર્વમાટેની સમાન સહાનુભૂતિ, પ્રીતિ, સહૃદયતા અને વિચારશીલતા નહિ ઉત્પન્ન થાય; જ્યાં સુધી બુદ્ધના હૃદયનો પુનઃ એકવાર આર્યાવર્ત્તમાં આવિર્ભાવ નહિ થાય અને જ્યાં સુધી ભગવાન્ કૃષ્ણના શબ્દોનો વ્યવહારમાં ઉપયોગ કરવામાં નહિ આવે ત્યાં સુધી આપણી ઉન્નતિની લેશ માત્ર પણ આશા રાખવી વંધ્યાપુત્ર સમાન છે. તમે અત્યારે અંધ બનીને યૂરોપીયન, તેમના સમાજો અને તેમની સંસ્થાઓનું જ જેમ બને તેમ વધારે પ્રમાણમાં અનુકરણ કરતા જાઓ છો, પરંતુ એ વિશે એક કથા આજે હું તમને સંભળાવીશ; એ કથા મનઃકલ્પિત નથી, પણ એક સત્યઘટનાત્મક છે કે જે ઘટના મેં મારાં પોતાનાં નેત્રોથી જોએલી છે. અહીંના કેટલાક માણસો કે જેમણે યૂરેઝિયન્ નામ ધારણ કર્યું હતું તેઓ બરમાના કેટલાક માણસોના સમુદાયને લંડન નગરમાં લઈ આવ્યા હતા. ત્યાં તેમણે એ બર્મન્ લોકોનું પ્રદર્શન કર્યું અને તેથી પૈસાની જે કાંઈ આવક થઈ તે બધી તેઓ પોતે જ હજમ કરી ગયા. એ પછી તેઓ તે બર્મન્ લોકોને દેશના—યૂરોપ દેશના—આંતરિક ભાગમાં લઈ ગયા અને ત્યાં તેમને તેમના પોતાના ભલા કે ભૂંડા ભાગ્યના આધારે જ રખડતા છોડી દીધા. એ ગરીબ બિચારા બર્મન્ લોકો યૂરોપની કોઈ પણ એક ભાષાનો એક શબ્દ માત્ર પણ જાણતા નહોતા, પરંતુ અસ્ટ્રિયામાંના અંગ્રેજ એલચીએ તેમને પાછા લંડનમાં મોકલી દીધા. તેઓ લંડનમાં કોઇને ઓળખતા ન હોવાથી સર્વથા નિઃસહાય હતા. એટલામાં એક અંગ્રેજ અબળાએ તેમને ઓળખ્યા, બર્માના એ વિદેશીયોને તે પોતાને ઘેર લઈ ગઈ, ત્યાં તેણે તેમને પહેરવામાટે પોતાનાં વસ્ત્રો આપ્યાં, સૂવામાટે પોતાનું બિછાનું આપ્યું અને અગત્યની અન્ય વસ્તુઓ પણ પૂરી પાડી; અને એ યોગ્ય આશ્રય આપ્યા પછી આ વિષયના સમાચાર તે અંગ્રેજ અબળાએ વર્ત્તમાન પત્રોમાં મોકલી આપ્યા. એથી બીજે જ

દિવસે એ સમાચાર જાણીને સમસ્ત રાષ્ટ્ર ખળભળી ઊઠયું, એકદમ પૈસા એકઠા થવા લાગ્યા, તેમને સહાયતા મળી અને તેમને તરત પાછા બરમા તરફ મોકલી આપવામાં આવ્યા. સહાનુભૂતિના આ પ્રકારપર જ તેમની સર્વ રાજકીય અને અન્ય સસ્થાઓનો આધાર રહેલો હોય છે અને તેમના પોતાના માટે તો એ પ્રેમનો પર્વત સમાન દૃઢ પાયો જ છે. તેઓ કદાચિત્ સમસ્ત વિશ્વમાં એટલો બધો પ્રેમભાવ નહિ રાખતા હોય; અન્ય સર્વ સ્થળે તેઓ માનવજાતિના શત્રુઓ જ હશે, પરંતુ એ તો નિર્વિવાદ અને અપવાદ રહિત નિયમ છે કે તેમના પોતાના દેશમાં તેમના પોતાના દેશબાંધવોમાટે તેઓ અવિચ્છિન્ન અનુરાગ અને સહાનુભૂતિ ધરાવે છે, સત્ય અને ન્યાયમાં અવિચલ નિષ્ઠા રાખે છે તથા પોતાના દ્વારપર જો કોઈ વિદેશીય નિઃસહાય દશામાં આવી લાગ્યો હોય તો તેનાપ્રત્યે પણ તેઓ અલૌકિક ઉદારતા દર્શાવે છે, એમાં જરા પણ સંશય નથી જ. જો હું તમને મુક્ત કંઠે એમ નિરંતર ન કહેતો રહું કે, પાશ્ચાત્ય ભૂમિના પ્રત્યેક દેશમાં મારો લોકોએ અલૌકિક અને અત્યંત પ્રેમપૂર્ણ સત્કાર કર્યો હતો કે જેનું હું કદાપિ વિસ્મરણ કરી શકું એમ નથી જ; તો હું કૃતઘ્ન મનુષ્ય જ ગણાઉશ. એવાં પરસ્પર સહાનુભૂતિદર્શક હૃદયો અહીં ક્યાં છે? આપણે હજી તો એક જૉઇન્ટ્ સ્ટૉક્ કંપની ચાલૂ કરીએ કે તત્કાળ આપણે એક બીજાને ઠગવાનો પ્રયત્ન ચલાવવા માંડીએ છીએ અને તેથી એક ધડાકાની સાથે જ એ વ્યવસાયના પડીને ટુકડે ટુકડા થઈ જાય છે. તમે અંગ્રેજોનું અનુકરણ કરવાની અને તેમની ઇમારત જેવી એક મોટી રાષ્ટ્રીય ઇમારત બાંધવાની મોટી મોટી અને લાંબી લાંબી વાતો કર્યાં કરો છો, પણ એ ઇમારતનો પાયો ક્યાં છે, એનો કાંઈ વિચાર કર્યો છે ખરો કે? આપણી ભૂમિ રેતીની છે અને તેથી એ ભૂમિપર ચણાયલી ઇમારત એક ક્ષણ માત્રમાં જ પડીને જમીનદોસ્ત થઈ જાય છે. એટલામાટે લાહોરના તરુણો! એક વાર પુનઃ અદ્વૈતની આશ્ચર્યકારક પતાકાને ઉન્નત કરો; કારણ કે, એ વિના બીજી કોઈ પણ ભૂમિકામાં તમે એ આશ્ચર્યકારક પ્રેમને પ્રાપ્ત કરી શકવાના નથી. જ્યાં સુધી તે એક જ ઈશ્વરને સર્વત્ર એક જ રૂપમાં વિસ્તરેલો તમે નહિ જુઓ ત્યાં સુધી તમે સમાનશીલ થવાના નથી અને તમારી ઉન્નતિ પણ થવાની નથી; એટલામાટે પ્રેમની પતાકાનો વિસ્તાર કરો. "ઊઠો, જાગો અને જ્યાં લગી ઇષ્ટ સ્થાને ન પહોંચો ત્યાં લગી ચાલતા જ રહો!" ઊઠો—એકવાર ફરીથી ઊઠો; કારણ કે, આત્મત્યાગવિના કાંઈ પણ કાર્ય બની શકે તેમ નથી. ક્રિશ્ચિયનોનો પણ એવો જ ઉપદેશ છે કે, તમે એક-સમયાવચ્છેદે ઈશ્વર તેમ જ લક્ષ્મી ઉભયની ઉપાસના અને સેવા કરી શકો તેમ નથી

મુનિ અને પાપી પુરુષો સર્વના ભાગ્યમાં એક દિવસ મરણ તો સરજાયલું જ છે. કોઈના માટે પણ આ પંચભૂતાત્મક ક્ષણભંગુર શરીર અવિચલ રહેતું જ નથી અને રહેવાનું પણ નથી. ઊઠો, જાગો અને પરિપૂર્ણ વિશ્વાસપાત્ર થાઓ. અત્યારે આ ભારતવર્ષમાં આપણો કપટભાવ અતિશય ભયંકર થઈ ગયો છે; આપણને અત્યારે જે વસ્તુની આવશ્યકતા છે, તે માત્ર શુદ્ધ ચારિત્ર્ય જ છે—જે દૃઢતા અને ચારિત્ર્ય મનુષ્યને દારુણ દર્શન મૃત્યુ સાથે સંલગ્ન થવાને પણ તૈયાર કરી દે છે, તે દૃઢતા અને ચારિત્ર્યની આ સમયે આપણને આવશ્કતા છે.

"निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।

જ. માત્ર વૈરાગ્યનું જ અવલંબ કરો-તમારા પૂર્વજોએ મહત્ કૃત્યો કરવામાટે વિશ્વનો પણ પરિત્યાગ કર્યો હતો. વર્તમાન કાળમાં એવા મનુષ્યો છે કે જેઓ માત્ર પોતાના મોક્ષની સિદ્ધિમાટે જ વિશ્વનો ત્યાગ કરે છે. સર્વ વસ્તુઓને ત્યાગો-તમારા પોતાના મોક્ષનો પણ ત્યાગ કરો અને બહાર નીકળી પડીને બીજાઓને સહાયતા આપો. સ્વાર્થસાધુ નહિ, કિન્તુ પરમાર્થપરાયણ થાઓ. તમે સદા સર્વદા મોટી મોટી ગોઠાની વાતો કર્યા કરો છો, પરંતુ હવે માત્ર એ વાતોથી ચાલી શકે તેમ નથી-હવે તો આ વ્યાવહારિક વેદાંત તમારા સમક્ષ આવીને ઉભો રહ્યો છે. તમારા આ સ્વલ્પ જીવનને ભૂલી જાઓ-તેને સર્વથા ત્યાગી દ્યો. જો તમે ક્ષુધાની પીડા સહન કરીને મરી જાઓ-તમે, હું અને આપણા જેવા અન્ય સહસ્રાવધિ મનુષ્યોના ભલે એવી રીતે અન્ત આવી જાય, પરંતુ જ્યાં સુધી આ સમસ્ત રાષ્ટ્ર સજીવન છે, ત્યાં સુધી આપણા થોડાકોના મરણથી કશી પણ હાનિ થવાની નથી કિંવા એથી રાષ્ટ્રની પ્રગતિ અવિરુદ્ધ થવાની નથી. પરંતુ અત્યારે વસ્તુસ્થિતિ એવી છે કે, રાષ્ટ્ર ડૂબતું જાય છે અને આપણા શિરપર અસંખ્ય-લક્ષાવધિ-મનુષ્યોના શાપની વૃષ્ટિ વર્ષ્યા કરે છે; એનું કારણ એ છે કે, જ્યારે તેઓ તૃષાની પીડા અસહ્ય થવાથી મરી જવાની તૈયારીપર આવી લાગે છે ત્યારે આપણે તેમને પાવામાટે ગર્તનું મલિન જળ આપીએ છીએ અને જે વેળાએ સલિલની અવિરત સરિતા ભૂગર્ભમાંથી વહન કર્યાં કરતી હતી તે વેળાએ સર્વ વસ્તુઓની વિપુલતા છતાં આપણે તેમને ક્ષુધાથી મરવા દીધા હતા, તે લક્ષાવધિ મનુષ્યને આપણે અદ્વૈતની લાંબી લાંબી અને રહસ્યપૂર્ણ વાર્તા સંભળાવી હતી છતાં આંતરિક રીતે પૂર્ણ બળથી આપણે તેમને ધિક્કારી કાઢતા હતા, તે અસંખ્ય લોકો વિરુદ્ધ આપણે લોકાચારનો સિદ્ધાંત શોધી કાઢ્યો હતો, તેમને તત્ત્વતઃ આપણે એમ કહ્યું હતું કે, સર્વ એક જ છે અને તેનું તે જ છે-કોઈ પણ પરસ્પરથી ભિન્ન છે જ નહિ-સર્વ તે ઈશ્વર જ છે 'સર્વં ખલુ ઇદં બ્રહ્મ' એમ આપણે પોકાર કરી કરીને કહ્યા કરતા હતા, પરંતુ એમાંના એક રતિ જેટલા ભાગની પણ વ્યવહારમાં આપણે યોજના કરી નથી અને એથી અંતે સર્વના સંહારનો સમય આવી લાગ્યો છે. આના ઉત્તરમાં કેટલાકો નિર્લજ્જતાથી એમ પણ કહે છે કે, "એ બધી બાબતો મનમાં જ સમજવાની છે, એવા વિષયોને વ્યવહારમાં યોજી શકાય જ નહિ." તો હું કહું છું કે, આ વિચાર ભૂલભરેલો છે અને તમારા ભાલમાં એ એક મહા કૃષ્ણ કલંક લાગેલું છે. કૃપા કરીને એ કલંકને સદાને માટે કાઢી નાખો અને નિષ્કલંક થાઓ. "ઉઠો અને જાગો." આ સ્વલ્પ જીવન ચાલ્યું જાય તો તેથી હાનિ શી છે? કારણ કે, પ્રત્યેકને મરવાનું તો છે જ-ધર્માત્મા ઋષિ

મુનિ અને પાપી પુરુષો સર્વના ભાગ્યમાં એક દિવસ મરણ તો સરજાયલું જ છે. કોઈના માટે પણ આ પંચભૂતાત્મક ક્ષણભંગુર શરીર અવિચલ રહેતું જ નથી અને રહેવાનું પણ નથી. ઊઠો, જાગો અને પરિપૂર્ણ વિશ્વાસપાત્ર થાઓ. અત્યારે આ ભારતવર્ષમાં આપણો કપટભાવ અતિશય ભયંકર થઈ ગયો છે; આપણને અત્યારે જે વસ્તુની આવશ્યકતા છે, તે માત્ર શુદ્ધ ચારિત્ર્ય જ છે—જે દઢતા અને ચારિત્ર્ય મનુષ્યને દારુણ દર્શન મૃત્યુ સાથે સંલગ્ન થવાને પણ તૈયાર કરી દે છે, તે દઢતા અને ચારિત્ર્યની જ આ સમયે આપણને આવશ્કતા છે.

"निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः"॥

—રાજર્ષિ મહાયોગી શ્રીભર્તૃહરિ એક સ્થળે કહે છે કે;—"નીતિનિપુણ પુરુષો ભલે નિન્દા કરો કિંવા પ્રશંસા કરો; લક્ષ્મી પોતાની ઇચ્છા પ્રમાણે આવો કે જાઓ; તેમ જ ભાવિ અનુસાર ભલે આજે મરણ થાઓ કે શતાવધિ વર્ષ પછી થાઓ, છતાં ધીર પુરુષ—સત્યઋષિ તે જ છે કે, જે સત્ય કિંવા ન્યાયના માર્ગથી પોતાના ચરણને કોઈ પણ અવસ્થામાં ચળવા દેતો નથી." ઊઠો અને જાગૃત થાઓ કારણ કે, સમય ચાલ્યો જાય છે; માટે જો આપણી સર્વ શક્તિઓનો માત્ર વ્યર્થ બોલવામા જ ક્ષય થઈ જશે, તો ગએલો સમય પાછો આપણને મળી શકવાનો નથી. ઊઠો અને જાગૃત થાઓ—સાધારણ મતભેદ અને વિવાદોનો નાશ કરો, વ્યર્થ મુખવાદ અને દ્વેષયુદ્ધોની પૂર્ણાહુતિ કરો અને અલ્પ સ્વલ્પ સિદ્ધાંતોના ભેદને એક બાજૂએ મૂકી દો; કારણ કે, સર્વ કાર્યો કરતાં મહાન્ અને અતિશય આવશ્યકીય કાર્ય કરવાનું આપણામાટે પડેલું છે—લક્ષાવધિ માનવી પ્રાણીઓ અવનતિના ગર્તમાં ડૂબતા જાય છે, તેમનો ઉદ્ધાર કરવો એ જ આપણું પરમ કર્તવ્ય છે. તમારે આ વાર્ત્તા અવશ્ય લક્ષમાં રાખવી જોઇએ કે, જ્યારે પ્રથમ મુસલ્માનોનું આ દેશમાં—આપણા હિન્દુસ્તાનમાં—આગમન થયું, તે વેળાએ અહીં હિન્દુઓની સંખ્યા ૭ કરોડની હતી અને આજે તે જ સંખ્યા બે કરોડ કરતાં પણ ઓછી થઈ ગઈ છે. જો પરિસ્થિતિ આમીને આવી જ ચાલ્યા કરશે, તો દિવસે દિવસે એ સંખ્યામાં પણ ન્યૂનતા થતી જશે અને અંતે હિન્દુજાતિનું અસ્તિત્વ સર્વથા અદશ્ય થઈ જશે. હવે હિન્દુઓ અદશ્ય થઈ જાય એની તો વિશેષ ચિન્તા નથી, પરંતુ તેમનામાં અનેક દોષો અને અર્થના અનર્થ કરવાના અપરાધો હોવા છતાં પણ અત્યાર-

લગી જે અલૌકિક અદ્વૈતધર્મની અદ્વિતીય ભાવનાઓના પ્રતિનિધિ તરીકે તેઓ ટકી રહ્યા છે, તે અલૌકિક ભાવનાઓ કિંવા કલ્પનાઓનો પણ તેમના લોપ સાથે લોપ થઈ જશે, એની જ વિશેષ ચિંતા થયા કરે છે–સમસ્ત આધ્યાત્મિક વિચારસરણીના શિરોમણિરૂપ એ અલૌકિક અદ્વૈત પણ તેમના અદશ્ય થવા સાથે અદશ્ય થઈ જશે, એ જ વિચારણીય વિષય છે. એટલામાટે ઊઠો, જાગો અને વિશ્વની આધ્યાત્મિકતાનું સંરક્ષણ કરવામાટે તમારા ઉભય વિશાળ હસ્તોનો વિસ્તાર કરો. આ જડ જગતમાં અદ્વૈતના અલ્પ અંશને લાવવો અને તેના આધારે લોકોને મરવાનો માર્ગ બતાવવો એ આધ્યાત્મિકતાનો ખરો અર્થ નથી–સત્ય તો એ જ છે કે, પ્રથમ ભોજન અને ત્યાર પછી ધર્મ. આપણા દેશમાં આશ્ચર્યકારક ઘટના એ જ છે કે, જ્યારે કેટલાક બિચારા નિરાધાર દીન જનો ક્ષુધાની અસહ્ય પીડાથી આકુળવ્યાકુળ થતા હોય છે; તે વેળાએ આપણે તેમને ધર્મના અતિશય ભારથી દાબી દઈએ છીએ, પરંતુ તેમને જોઈતી વસ્તુ આપતા નથી. એ ખાસ કરીને ધ્યાનમાં રાખવું કે, ધર્મના ગમે તેવા આદેશ અથવા તો ઉપદેશો બુભુક્ષાને શાંત કરી શકતા નથી. આપણામાં આજકાલ બે મહાન્ દોષો ગૃહ કરીને રહેલા છે–તેમાંનો પ્રથમ દોષ દુર્બળતા છે અને બીજો દોષ તે આપણી તિરસ્કારભાવના અથવા તો શુષ્કહૃદયતા છે. તમે ભલે લક્ષાવધિ ધર્મસિદ્ધાંતોને વ્યક્ત કર્યા કરો, કોટયવધિ ધર્મપંથો સ્થાપ્યા કરો અને ધર્મનો ગમે તેટલો તથા ગમે તેવો આડંબર બનાવ્યા કરો; પરંતુ જ્યાં સુધી બીજાઓમાટે તમારા વેદોના આદેશ પ્રમાણેની લાગણી ધરાવનારું હૃદય તમે નથી ધરાવતા, જ્યાં સુધી અન્ય સર્વને તમે પોતાના શરીરના ભાગરૂપ નથી ગણતા અને તમે અને તેઓ, નિર્ધન અને ધનવાન્ તથા ધર્માત્મા અને પાપાત્મા એ સર્વ તે જ એક અનંત સમષ્ટિ–કે જેને તમે બ્રહ્મના નામથી ઓળખો છો. તેના જ વિભાગો છે એમ તમે નથી જાણતા ત્યાં લગી તમારા એ ધર્મપંથો, ધર્મસિદ્ધાંતો અને ધર્માડંબરોનો જરા પણ ઉપયોગ થઈ શકવાનો નથી જ.

સદ્ગૃહસ્થો! એ પ્રમાણે આજે અદ્વૈતપદ્ધતિનાં કેટલાંક અત્યંત પ્રકાશમાન તત્ત્વોમાંનાં કેટલાંક તત્ત્વો મેં આપ સમક્ષ રજૂ કરવાનો પ્રયત્ન કરેલો છે અને યથાશક્તિ એ સિદ્ધ કરી બતાવ્યું છે કે, માત્ર આપણા દેશમાં જ નહિ, કિન્તુ સમસ્ત સૃષ્ટિના સર્વ દેશોમાં એ અદ્વૈતપદ્ધતિને વ્યવહારમાં યોજવાનો સુવર્ણ સમય આવી લાગ્યો છે. વર્તમાન પદાર્થવિજ્ઞાન અને તેના મહા મુદ્ગરના પ્રહારો સર્વ સ્થળે દ્વૈતધર્મોના માત્તિક ગૃહમૂલનું ચૂર્ણ કરી નાખે છે. મૂળ ગ્રંથોને તેઓ આગળ વિસ્તૃત

થઈ ન શકે, એટલી સીમા સૂધી છિન્ન વિચ્છિન્ન કરનારા દ્વૈતવાદીઓ માત્ર અહીં જ છે અને અન્યત્ર નથી, એમ તો સમજવું જ નહિ; પરંતુ તેઓ એમ નથી સમજતા કે, એ ગ્રંથો તે આપણી ઇચ્છા પ્રમાણે સંકોચી શકાય અને વિસ્તારી શકાય તેવા રબ્બર નથી; પોતાનું રક્ષણ થવામાટે ખૂણા અને ગુપ્ત ભાગોમાં છૂપાઈ જવાનો પ્રયત્ન કરનારા તેઓ અહીં જ છે એમ નથી, કિન્તુ યૂરોપ અને અમેરિકામાં એ પ્રકાર અહીં કરતાં પણ વધારે પ્રમાણમાં વિસ્તરેલો છે; અને આ ભાવનાના કેટલાક અંશને ભારતવર્ષમાંથી પણ ત્યાં જવું પડશે. આપણી ભાવનાઓ અત્યાર પહેલાં ત્યાં જઈ પણ ચૂકી છે અને ત્યાં હવે તેમણે દિવસે દિવસે વિશેષ વૃદ્ધિગત થવાનું અને તેમની સુધારણાઓને રક્ષવાનું કાર્ય કરવાનું છે. કારણ કે, પાશ્ચાત્ય દેશોમાં ભાવનાઓનો પુરાતન ક્રમ લુપ્ત થતો જાય છે અને તેના સ્થાનમાં ભાવનાઓના નવીન વસ્તુક્રમનો-કે જે ધનની સેવા કિંવા લક્ષ્મીની ઉપાસના જ છે-પાયો સજ્જડ થતો જાય છે. ખરીરીતે જોતાં ત્યાંના ધર્મની અપરિણત પરંતુ પુરાતન પદ્ધતિ વિશેષ ઉત્તમ હતી-વર્તમાનકાલીન પ્રતિસ્પર્ધા અને લક્ષ્મીની ઉપાસાનાવાળી ધર્મપદ્ધતિ કરતાં તે પદ્ધતિ હજાર ગણી સારી હતી. રાષ્ટ્ર ગમે તેવું બળવાન્ હોય, પરંતુ જો તે ધર્મના આવા પાયાપર જ ઊભેલું હોય, તો જગતનો ઇતિહાસ આપણને સ્પષ્ટતાથી બતાવી આપે છે કે, એવા પાયાવાળાં સર્વ રાષ્ટ્રો મરી ગયાં છે અને આજે તેમની સ્મૃતિ પણ અવશિષ્ટ રહી નથી. પ્રથમ તો એવા ધર્મનો ભારતવર્ષમાં પ્રવેશ થતો જ આપણે અટકાવી દેવો જોઇએ છે અને એ કાર્યની સિદ્ધિમાટે પ્રત્યેકને અદ્વૈતનો ઉપદેશ આપો, એટલે આપણો ધર્મ પદાર્થવિજ્ઞાનના આઘાતને ધૈર્યથી સહન કરીને દૃઢ રહી શકે. બીજું માત્ર એટલું જ કરીને ઊભી રહેવાનું નથી, કિન્તુ બીજાઓને પણ તમારે સહાયતા આપવી જ જોઇએ-તમારા વિચારો યૂરોપ તથા અમેરિકાને સહાયતા આપી શકશે, માટે તેમને વિચારદ્વારા ઉપયોગી થાઓ. પરંતુ એ સર્વ કરવામાટેના ઉપદેશ સાથે હું ફરી એકવાર તમને સ્મરણ કરાવીશ કે, આપણા સમક્ષ અત્યારે કૃતિ આવીને ઊભી રહી છે, અને તે કૃતિનો પ્રથમ ભાગ એ છે કે, ભારતવર્ષના જે લક્ષાવધિ મનુષ્યો અજ્ઞાનના અંધકારમય કૂપમાં ડૂબતા જાય છે, તેમના ઉદ્ધારમાટે તે કૂપમાં ઉતરો અને શ્રીકૃષ્ણ ભગવાનના નિમ્ન લિખિત શબ્દોને સ્મરણમાં રાખી પોતાના હસ્તને લંબાવી, તેના આધારે તેમને પ્રકાશમાં લાવી મૂકો;-

"सर्वभूतस्थितो यो मां भजत्येकत्वमास्थितः।
सर्वथा वर्त्तमानोऽपि स यागी मयि वर्त्तते॥"

એનો ભાવાર્થ એવો થાય છે કે, "જેની ભાવના એકતામાં જ અચલ થયેલી છે, તેણે આ જીવનમાં જ સ્વર્ગ પ્રાપ્ત કરી લીધું છે એમ સમજવાનું છે—અર્થાત્ જે એકતાને જ અવલંબીને સર્વ ભૂતોમાં મને જ ભજે છે, તે યોગી વર્ત્તમાન હોવા છતાં પણ મારામાં સમાયલો છે;" માટે મારો અંતિમ બોધ એ જ છે કે, સર્વત્ર એકતાના અવલંબી અને સમાનશીલ થાઓ.



જ્ઞાનયોગ સમાપ્ત